# અનુક્રમણિકા

પુ. ૩ વૈશાખ : ૧૯૯૬ અંક ૧



' નવા વર્ષથી સંચાલનમાં કરવા ધારેલો ફેરફાર આવતા અંક પર મુલતવી રહેલ છે. '

## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૯-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં ૩ | સાદા ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | કવર પેજ નં ૪ | બમણો ભાવ |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | એક કલર | ઉપર પ્રમાણે |
| | | | | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

[illegible]

# નિયમો-યોજના

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થશે.

ગમે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિનામૂલ્ય મોકલવામાં આવે છે.

દરેક વિષયના લેખને આ માસિકમાં સ્થાન અપાય છે. અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય, સરળ ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઈચ્છા હશે તો, પાનાદીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ'ના 'લેખકમંડળ'માં જોડાવું જોઇએ. એ મંડળમાં જોડાવાથી લેખકો ભેટ, પ્રતિનિધિત્વ, પુસ્તકપ્રકાશન વગેરે અનેક લાભો મેળવી શકે છે. 'મંડળ'માં જોડાવા માટે 'સુવાસ' પર એક સર્વાંગ સુંદર લેખ જ મોકલવાનો રહે છે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલો ને 'સુવાસ'ના ચાલુ અંક મોકલાય છે.

'સુવાસ'ને એક યા બીજી રીતે સહાયક બનવા ઈચ્છતા 'મિત્રમંડળ' કે 'વાચકમંડળ'ના સભ્યોને ભેટ તેમજ આકર્ષક ઈનામો અપાય છે. એક કે એકથી વધુ ગ્રાહકો બનાવી મોકલનાર વ્યક્તિ 'સુવાસ'ના 'મિત્રમંડળ'માં જોડાઈ શકે છે ને ભેટ તથા ઇનામોનો લાભ મેળવી શકે છે. 'સુવાસ'ના લેખકો, ગ્રાહકો કે મિત્રો પ્રગટ થયેલા તરતના અંકો પર દર ત્રણ મહિને પોતાનો અભિપ્રાય કે સૂચનો મોકલાવી 'વાચકમંડળ'માં જોડાઇ શકે છે ને રોકડ ઇનામો પર પોતાનો હક્ક નોંધાવી શકે છે.

આઠ આનાની એક એવી છ કુપનો ખરીદનારને 'સુવાસ'ની એક નકલ આખા વર્ષ સુધી વિના લવાજમે મોકલાશે; એવી અગિયાર કુપનો ખરીદનારને બે નકલ, પંદર ખરીદનારને ત્રણ નકલ ને વીશ ખરીદનારને ચાર નકલ એ પ્રમાણે ક્રમ રહેશે. આવી કુપનો ખરીદનારાઓ તે કુપનોનું વેચાણ કરી તેનાં નાણાં પોતાની માલિકીનાં ગણી શકશે; જ્યારે એવી એક કુપન ખરીદી લઇ ગ્રાહક બનનારને 'સુવાસ' રૂ. ૨-૮-૦માં આપવામાં આવશે. આમ કુપન ખરીદી ગ્રાહક બનનારને આઠ આના કુપનના + અઢી રૂપિયા = રૂપિયા ત્રણમાં 'સુવાસ' પરવડશે. [ ને સામાન્ય રીતે તો લવાજમ રૂ. ૩-૦-૦ + ૦-૪-૦ પોસ્ટેજ ઇ૦ મળી રૂ. ૩-૪-૦ લેવાય છે. ]

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહક બનનારને 'સુવાસ' એક વર્ષ માટે અર્ધી કિંમતે ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજના મળી ૧-૧૨-૦માં આપવામાં આવશે.

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજીસુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો?-અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વત્તાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના ગૌરવપ્રિય સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

## ૬ સંસ્કૃતિ-પ્રજાજીવન



## ૭ કલા-રમતગમત-વિનોદ



## ૮ વિજ્ઞાન



## ૯ અર્થશાસ્ત્ર-રાજકારણ

## ૧૦ ઇતિહાસ-સંશોધન



## ૧૧ ભૂગોળ-પ્રવાસ



## ૧૨ ચર્ચાપત્રો



## ૧૩ પ્રકીર્ણ



## ૨ લેખકક્રમ—



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ] વિ. સં. ૧૯૯૬ : વૈશાખ [ અંક ૧

# ત્રીજા વર્ષે

આ અંકથી 'સુવાસ' તેના ત્રીજા વર્ષમાં પ્રવેશે છે.

પહેલાં બે વર્ષના તેના અનુભવ ધાર્યા કરતાં કંઇક વિશેષ કડવા નીવડ્યા છે. પહેલા વર્ષે તેણે અણધારી આર્થિક ખોટ અનુભવી, છતાં બીજા વર્ષમાં એણે પ્રવેશ કર્યો—એવી આશાએ કે આ વર્ષમાં તો એ ખોટ ઘણી હળવી બનશે. પણ યુદ્ધના સંયોગો કે એવાં જ બીજાં કારણે ધાર્યું પરિણામ તો ન જ આવ્યું. આમ છતાં એ ઉત્સાહભેર ત્રીજા વર્ષમાં પ્રવેશે છે—એવી ચોક્કસ ભાવના સાથે કે આ વર્ષમાં તો પ્રજા તેને આર્થિક ગણતરીએ પોતાનું કરીજ લેશે. અને એ ભાવના સફળ નીવડવાની અમને આશા છે. ગુજરાતી પ્રજા પરનો અમારો વિશ્વાસ હજી કાયમ છે.

ગયાં બે વર્ષમાં સુવાસે પોતાનું ચોક્કસ સ્થાન મેળવી લીધું છે: પ્રજા અને સાહિત્યકારોએ એને વધાવી લીધું છે; વર્તમાનપત્રોએ એની પ્રશંસા કરી છે; તેના લેખો રસિક, અભ્યાસપૂર્ણ, નવીનતાભર્યા અને રોચક મનાયા છે; સંખ્યાબંધ સામયિકોએ એવા લેખોને ફરી પ્રગટ કરવામાં ગૌરવ નિહાળ્યું છે; પ્રથમ પંક્તિના, પ્રતિષ્ઠિત ને ઊગતા તેજસ્વી લેખકોનો એને સહકાર મળ્યો છે. એના પ્રત્યેક અંકમાં વિષયવૈવિધ્યતા જાળવવા સાથે જ વસ્તુ અને વિચારમાં કંઇક ને કંઇક નવીન સામગ્રી દેખા દે છે. વાચકવર્ગના મોટા ભાગે એને ગુજરાતનાં ચાર—પાંચ અગ્રગણ્ય સામયિકોમાંના એક તરીકે ઓળખાવ્યું છે; કોઇકે એને 'વસંત' કહ્યું છે. તો ઘણાએ એને 'સાહિત્ય'ના નવા અવતાર તરીકે વધાવ્યું છે. આ સ્થિતિએ અનેક આર્થિક મુશ્કેલીઓની વચ્ચે પણ અમારા ઉત્સાહને નવજીવન બક્ષ્યું છે. અને અમે ગમે તે સંયોગોમાં પણ ત્રીજું વર્ષ સફળતાપૂર્વક પાર ઉતારવાનો નિર્ણય કર્યો છે.

હિંદનાં બીજાં પ્રાંતિક સાહિત્યોને મુકાબલે ગુજરાતી સાહિત્યની આર્થિક સ્થિતિ ઘણી કંગાલ છે. બીજા પ્રાન્તોમાં સામાન્ય સામયિકો પણ પાંચ પાંચ હજારની ગ્રાહકસંખ્યા ધરાવે છે. જ્યારે ગુજરાતમાં અગ્રગણ્ય સામયિકોને પણ એક હજારને આંકડે પહોંચતાં આંખે પાણી આવે છે. ગુજરાતી પ્રજાના મોટા વર્ગને મફતિયું વાંચવાની ટેવ પડી ગઇ છે. જે

મધ્યમવર્ગ થોડા પૈસા ખર્ચી શકે તેમ છે તેની રુચિ મોટે ભાગે અશિષ્ટ સાહિત્યે આકર્ષી લીધી છે. પ્રજાના એકદમ કેળવાઈ ગયેલા ને સંસ્કારી લેખાતા સમૃદ્ધિસંપન્ન વર્ગને કેવળ અંગ્રેજીનો જ મોહ લાગ્યો છે. પૈસાની જ પૂજા કરતા વર્ગને 'ચોપાનિયું'ને કચરાની ટોપલીમાં જ પધરાવવાની ટેવ હોય છે. ને જેઓ ગુજરાતી સાહિત્ય કે સામયિકોને હોંશે હોંશે વાંચે છે કે વિચારે છે તેમની પાસે ઘણી વખત આર્થિક માનુકૂળતા નથી હોતી. પરિણામે સુંદર કોટિનું ગુજરાતી સાહિત્ય તારીફ મેળવી શકે છે, પોષણ નથી મેળવી શકતું. ને આ સ્થિતિમાં સર્જનશીલ શિષ્ટ સાહિત્યનો પ્રવાહ મંદ પડે તો દોષ દેવાય છે બિચારા સાહિત્યકારો પર. ગુજરાતી પ્રજા અને ગુજરાતી સાહિત્યમાં દોષ જોનારાઓ ઇચ્છે છે કે ગુજરાતી લેખકો અને સામયિકોએ હવા પર જીવીને જ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવું જોઈએ.

કલા કે સાહિત્ય બે પ્રકારના આશ્રયે જ જીવી કે વિકાસ પામી શકે છે: એક પ્રજાશ્રય, બીજો રાજ્યાશ્રય. રાજ્યાશ્રયની આશા તો આજે નષ્ટ બની ગઈ છે. પરિણામે પ્રજાના સક્રિય ટેકા પર જ સાહિત્યના જીવનનો આધાર છે. ને પ્રજાનો મોટો ભાગ પોતાની આ જવાબદારી પ્રત્યે જો ઉપેક્ષા સેવે તો પછી સાહિત્યે કબરમાં જ દટાવું રહ્યું.

ગુજરાતી પ્રજાએ જો જીવવું હોય, પોતાની સંસ્કૃતિને બચાવવી હોય, પોતાના ઇતિહાસને અમર કરવો હોય, પોતે વિકાસમાર્ગે વળવું હોય તો પોતાના સર્જનશીલ સાહિત્યને કોઈ પણ ઉપાયે બચાવી લેવાને તેણે તરત જ કૃતનિશ્ચય બનવું જોઇએ.

સુવાસે બે વર્ષના જ આયુષ્યમાં જે પ્રતિષ્ઠિત સ્થાન મેળવી લીધેલ છે તે તેની વિશિષ્ટતાનો પુરાવો છે. બીજા વર્ષે તેણે શું શું આપ્યું છે તે સાથેની વાર્ષિક અનુક્રમણિકા પરથી જણાશે. ત્રીજા વર્ષે એ કરતાં પણ વિશેષ આપવાની અમને હોંશ છે.

ગયા વર્ષે ચિત્રોની બાબતમાં 'સુવાસ' પોતાની ભાવનાને સિદ્ધ કરી શકેલ નથી. પણ લડાઇના કારણે ઊભા થયેલ નવા સંયોગમાં એટલી ત્રુટિ ક્ષમ્ય લેખાશે એવી આશા છે. એ સિવાય, ચાલુ લવાજમમાં જ 'સુવાસે' લેખસામગ્રી અને કદની બાબતમાં પોતાનું ધોરણ જાળવી રાખ્યું છે એટલું જ નહિ, લેખન-સામગ્રીની વિશિષ્ટતા સંબંધમાં તો તેણે દિનપ્રતિદિન વિકાસ સાધ્યો છે. અને આ વર્ષે એજ લવાજમમાં સાહિત્યિક વિશિષ્ટતા અને કદની બાબતમાં વિકાસ સાધવાની એને ઉમેદ છે.

માસિકને વધારે પ્રગતિમાન બનાવવાને નવા અંકથી સંચાલનમાં કેટલોક ફેરફાર કરવામાં આવે છે તે આવકાર્ય થઈ પડશે એવી આશા છે. લેખકોમાંથી વધારે સક્રિય સહકાર આપનાર ભાઈને 'સલાહકાર મંડળ'માં અપાયલ પ્રતિનિધિત્વ પણ એટલું જ સસ્થાને લેખાશે એમ માનીએ છીએ.

પ્રજા પાસેથી અમે અંતમાં એક જ આશા રાખીએ છીએ—જેઓ ગ્રાહક બની શકે તેમ હોય તેઓ ચોક્કસ 'સુવાસ'નાં ગ્રાહક બને, ન બની શકે તેમ હોય તે બીજાને ગ્રાહક બનાવવા પ્રયાસ કરે. અને જે જે સદ્‌ગૃહસ્થોને નમૂનાના અંક મોકલાય છે તેઓ એક અંક વાંચી બીજા જ અંકે ગ્રાહક બનવા સંબંધી હા—ના નો ઉત્તર મોકલાવી દે અથવા તો બીજો અંક ન સ્વીકારતાં તે પાછો મોકલાવે.

'લેખકમંડળ,' મિત્રમંડળ, ''વાચકમંડળ'ને 'કૂપન'ને લગતી પરસ્પરસહાયક ને લાભદાયી યોજનાઓ પ્રત્યે પણ પ્રજાનું લક્ષ ખેંચીએ છીએ.

———o———

# સત્કાર*

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

હિંદના બીજા પ્રાંતોના જેવી ગુજરાત પણ એક ભૌગોલિક તથા સાંસ્કારિક વ્યક્તિ છે. તેને પોતીકી ભાષા, પોતીકું સાહિત્ય, પોતીકા આચારવિચાર તથા પોતીકી શિલ્પ, ચિત્ર તથા સ્થાપત્ય અને સંગીતની કલા છે. તેને પોતાની અનોખી નાતજાત છે. પોતાનું વાણિજ્ય તથા લોકવ્યવહારની નીતિ છે. તેનું પોતાનું સાહસ છે અને તેનો પોતાનો નિખાલસ ભક્તિભાવભર્યો લોકધર્મ છે. આ બધી હકીકતોનો બનેલો એવો પચરંગી એનો ઇતિહાસ છે. એ ઈતિહાસનું ભાન વર્તમાન ગુજરાતને બહુ મોડું મોડું થવા પામ્યું છે.

ગુજરાતી ભાષા બોલતી પ્રજા કચ્છ અને આબુથી માંડીને દક્ષિણમાં છેક ખાનદેશ સુધી પથરાયેલી છે; અને તેનામાં એક પ્રકારની સાંસ્કારિક એકતા છે. તેના વિસ્તૃત કંઠાળ પ્રદેશને લીધે, અને તેની સપાટ ભૂમિને લીધે અસંખ્ય પ્રજાઓના થર પર થર, જેટલા દરિયાઇ માર્ગે તેટલા જ જમીન માર્ગે તેની ભૂમિ પર જામતા ગયા છે. ગુજરાત–કાઠિયાવાડનો બહુ ઓછો ભાગ એવો હશે જેનાથી દરિયાકાંઠો બહુ દૂર હશે.

આવા એક અખંડ અને અભેદ્ય એવા ગુજરાતનો સાંસ્કારિક વ્યક્તિ તરીકેનો વિચાર બહુ ઓછાને અને તે પણ બહુ મર્યાદિત સ્વરૂપમાં આવ્યો છે. તેને લીધે આપણામાં પ્રાંતિક અભિમાન ઓછું છે એમ કહેવું પડે છે. પૃથ્વી પર પથરાયેલાં ગુજરાતી સંસ્થાનોની વેલ કઈ સંસ્કૃતિ અને કલાસંસ્કારો સાથે લેતી ગઇ છે અને પોતાની વસાહતોમાં કયા સ્વરૂપમાં પોતાનું ગુજરાતીપણું ટકાવી રહી છે તેનો પરિચય પણ તેના સાંસ્કારિક વ્યક્તિત્વને સમજવામાં મદદગાર થાય તેમ છે. 'આત્માને ઓળખો' એમ કહેવામાં પોતાના સારા નરસા બધાયે અંશોનો તાગ કાઢવાનો આદેશ રહેલો છેઃ અને આત્મજ્ઞાન જેટલું જ આત્મભાન પણ આપણને આપણું વ્યક્તિત્વ સમજવામાં ઉપયોગી છે.

બ્રિટીશ જમાનામાં ગુજરાતની સંસ્કૃતિનાં પડ ઊખેળનાર પહેલા કવિ નર્મદને ગણાવવા પડશે. 'ગુજરાતીઓની સ્થિતિ'ના એમના નિબંધમાં આ વિષયનો સૂત્રપાત થયેલો આપણે જોઇ શકીએ છીએ. તેમના પછી ગુજરાતના ઈતિહાસનું તથા તેના પુરાતત્ત્વનું અન્વેષણ કરનારો વર્ગ, જન્મે તથા સંસ્કારે ગુજરાતી નહીં એવો હતો. બ્રિટીશ સરકારના પુરાતત્ત્વ સંશોધનખાતાના બર્જેસ અને કઝિન્સ જેવા કેટલાક વિદ્વાનો, ઇલાકાના કેળવણીખાતાના ડૉ. બ્યૂલર અને ડૉ. પીટર્સન જેવા અધ્યાપકો તથા મુલ્કી, લશ્કરી અને ન્યાયખાતાંના ફાર્બસ, વોટસન, રે, સ્કોટ અને બેઇલી જેવા અમલદારોએ પોતાની નોકરીને અંગે અથવા તો અંગત શોખ તરીકે આ દિશામાં કામ કર્યું હતું; પરન્તુ તેમને તેમના અભ્યાસમાં જોઈએ તેટલું મમત્વ કે ઊંડી સહાનુભૂતિ નહોતાં એમ કહિયે તો ચાલે.

ડૉ. ભગવાનદાસ ઇંદ્રજી, શ્રી. વલ્લભજી આચાર્ય, ડૉ. હરિ હર્ષદ ધ્રુવ, શ્રી. વજેશંકર ઓઝા, ડૉ. જીવણજી મોદી–એટલાં નામ ગણાવ્યા પછી, ગુજરાતની અનેકવિધ સંસ્કૃતિનો અભ્યાસ કરનાર કે તે ખાતે ઊંડી જિજ્ઞાસા ધરાવતો વર્ગ જોતજોતામાં અદૃશ્ય થઇ ગયો જણાય છે.

---

* શ્રી. મણિભાઇ દ્વિવેદીના 'પુરાતન દક્ષિણ ગુજરાત' નો સત્કાર કરતો પ્રવેશક.

દી. બા. રણછોડભાઈ, દી. બા. કેશવલાલ ધ્રુવ, શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી, પ્રો. મણિલાલ દ્વિવેદી, આચાર્ય આનંદશંકર ધ્રુવ, પ્રો. હોડીવાળા, પ્રો. કોમિસેરિયટ અને પ્રો. બળવંતરાય ઠાકોર જેવા સાહિત્ય તથા પુરાતત્ત્વના અભ્યાસીઓને ન ગણાવીએ તો તેમને અન્યાય થાય. પરંતુ અહીં તો તેમના દૃષ્ટિબિંદુને અનુલક્ષીને લખવું પ્રાપ્ત થાય છે કે અખિલ હિંદને સ્પર્શ કરતા અભ્યાસવિષયોમાં તેમનું ધ્યાન રહેવાને લીધે, કેવળ ગુજરાત માટે–ગુજરાતની અનોખી સંસ્કૃતિ માટે–ન પૂરાય એવી જિજ્ઞાસાની તમન્ના તેમનામાં દુર્ભાગ્યે જાગી નહોતી.

શ્રી. રણજિતરામના "ગુજરાતની એકતા"ના લેખમાં, અને કવિ ન્હાનાલાલની "ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ: અમારો ગુણિયલ ગુર્જર દેશ"ની કવિતામાં ગુજરાતના અને ગુજરાતીઓના સાંસ્કારિક વ્યક્તિત્વને સંભારવામાં આવ્યું છે. તે જ પરંપરામાં થયેલું કનૈયાલાલ મુનશીનું "ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ"નું વ્યાખ્યાન, શ્રી. રમણલાલ દેસાઈનો "ગુજરાતી પ્રજાનું ઘડતર"નો લેખ, શ્રી. કેશવલાલ કામદારનું "ગુજરાતની સંસ્કૃતિનું ઘડતર"નું લખાણ, તથા શ્રી રત્નમણિરાવનું "ગુજરાતની સંસ્કૃતિનું વિહંગાવલોકન" તથા ગુજરાતના વહાણવટા સંબંધી તથા તેના પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસનો સાંસ્કૃતિક દૃષ્ટિએ લખાયલો લેખસમૂહ—આ બધાં આ દિશામાં થયેલાં યાદ રાખવા જેવાં ચિંતનો છે.

પૂજ્ય ગાંધીજીનું નામ, જીવનના ગમે તે વિષયની વાત કરવાની હોય તોપણ સંભાર્યા વગર ચાલવાનું નથી. તેમણે જન્માવેલાં રાષ્ટ્રીય કેળવણીનાં આંદોલનોને પરિણામે ગુજરાતમાં 'પુરાતત્ત્વ મંદિર' સ્થપાયું; અને ગુજરાતનો ઇતિહાસ, તેનું સાહિત્ય, તેની કલા વગેરેના અભ્યાસનું પુનઃસંસ્મરણ કરવામાં આવ્યું. મુનિ શ્રી જિનવિજયજી, પંડિત બેચરદાસ, શ્રી રસિકલાલ પરીખ, શ્રી રામનારાયણ પાઠક, શ્રી કાકા કાલેલકર વગેરે તેના આદિ અભ્યાસકો બન્યા. આમાંના કેટલાક આ પહેલાં પણ આ ક્ષેત્રમાં છૂટુંછવાયું કામ કરી રહ્યા હતા. તેમની સાથે મુનિશ્રી વિદ્યાવિજયજી તથા મુનિશ્રી પુણ્યવિજયજી જેવા મુનિમહારાજો તથા શ્રી ચીમનલાલ દલાલ, શ્રી મોહનલાલ દેસાઇ, ડૉ. ત્રિભુવનદાસ તથા પંડિત લાલચંદ ગાંધી જેવાં વિદ્વાનોના ગુજરાતના પુરાતત્ત્વની દિશામાં થયેલા પ્રયત્નો પણ સર્વથા નોંધપાત્ર છે. શ્રી ગિરિજાશંકર આચાર્ય તથા રણછોડલાલ જ્ઞાની અને શ્રી ડિસલ્કરનો ફાળો પણ જાણવા જેવો છે.

દી. બા. ઝવેરીનાં "મુસલમાનો સંપર્કને લીધે ગુજરાતીઓ પર થયેલી અસર"નાં સૂક્ષ્મ અન્વેષણો પણ ન ભૂલી શકાય.

શ્રી રવિશંકર રાવળનાં તથા ડૉ. હરિપ્રસાદ દેસાઈનાં ગુજરાતના કલાવૈભવ સંબંધનાં લખાણો તથા શ્રી જગન્નાથ પાઠકના ગુજરાતના શિલ્પ, સ્થાપત્ય ઉપરાંત ગુજરાતના રાચરચીલા સંબધીના લેખો ગુજરાત પ્રત્યે ગમના ઉત્પન્ન કરાવનારા છે. શ્રી ન્હાનાલાલ ચમનલાલ મહેતાએ હિંદી ચિત્રકલાના ઇતિહાસમા ગુજરાતી ચિત્રકલાની એક મહત્ત્વના અંકોડા તરીકે કરાવેલી ઓળખાણ તથા શ્રી સારાભાઇ નવાબે તેના સમર્થનમાં પ્રસિદ્ધ કરેલાં નવાં વિપુલ સાધનોવાળો 'ચિત્રકલ્પદ્રુમ' પણ ઉલ્લેખનીય છે.

શ્રી ઝવેરચંદ મેઘાણીએ સોરઠી ધરાના શૂરાતનની, દાનાઇની, બહારવટાની તથા સતપરંપરા અને લોકપરંપરાના સંગીત–ધનની કરાવેલી પિછાન પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ જ

મૂલવવા જેવી છે. શ્રી. રાયચુરાના પ્રયત્નોને પણ આ પ્રવૃત્તિમાં તેમના ભેરુબંધ જેવા જ ગણી શકાય.

ડૉ૦ નૌશીરવાન્ ધૂથીનો "ગુજરાતના વૈષ્ણવો "નો મહાનિબંધ તથા દી. બા. નર્મદાશંકર મહેતા અને શાસ્ત્રી દુર્ગાશંકર જેવાનાં ગુજરાતનો ઇતિહાસ તથા સાંપ્રદાયિક ધર્મનાં અન્વેષણો, ગુજરાતને લક્ષ્યમાં રાખીને થયેલાં છે; અને તેથી તે સંભારવાં ઘટે છે.

આમ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના અભ્યાસના અંગે થયેલા પ્રયત્નોની ઊડતી નોંધ આટલેથી પૂરી થાય છે. એ પુરાતત્ત્વવિદોની પરંપરામાં શોભે તેવી પ્રવૃત્તિ આદરનાર શ્રી મણિભાઈ દ્વિવેદી છે: અને ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના ક્ષેત્રમાં દક્ષિણ ગુજરાતની વિશિષ્ટતા પ્રત્યે પહેલવહેલું આટલું ધ્યાન ખેંચનાર પણ શ્રી મણિભાઈ દ્વિવેદી છે. એમના આ અભ્યાસલેખો, તેમાં મહત્ત્વનો અને કિંમતી ઉમેરો કરે છે. તેમના "પુરાતન દક્ષિણ ગુજરાત" ના પુસ્તકને આ દષ્ટિએ જ હું ખૂબ આવકારું છું; અને તેમને આવા અસામાન્ય વિષયમાં અસાધારણ રસ લેતા જોઈ પ્રસન્ન થાઉં છું અને સત્કારું છું.

શ્રી. મણિભાઇનાં પહેલાં લખાણો, પુસ્તકાકારે સન ૧૯૩૬ માં "૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત" એવા નામથી પ્રકટ થયાં હતાં. ત્યારથી જ તેમણે ગુજરાતની સંસ્કૃતિના અભ્યાસીઓનું સારું ધ્યાન ખેંચ્યું છે. તે પુસ્તકના પુરસ્કર્તા શ્રી રમણલાલ દેસાઈના શબ્દોમાં લખીએ તો "તેમાં વિદ્વતા છે, શોધન છે, સુઘટિત કલ્પના છે. ઇતિહાસ છે અને સ્વદેશાભિમાન છે." એમાં મુખ્યત્વે દક્ષિણ ગુજરાતના નદીપ્રદેશોમાં વિકસેલી અને વિસ્તરેલી સંસ્કૃતિનું પ્રથમ ઊડતું દર્શન કરાવ્યું છે; અને ખાસ કરીને કામરેજ તથા નવસારીની આસપાસ વેરાયેલી પડેલી પુરાતત્ત્વની વિપુલ સામગ્રી પ્રત્યે અભ્યાસીઓની જિજ્ઞાસાને તેમણે જાગતી કરી છે.

તેમના "પુરાતન દક્ષિણ ગુજરાત"ના આ બીજા ગ્રંથમાં; ત્યાંના પ્રાચીન ઇતિહાસપર છૂટક પ્રકાશ પાડતા વધુ વિગતોવાળા લેખોનો સંગ્રહ છે. પૂર્ણા અને તાપીની ખીણોનો પ્રદેશ, કુબેર ભંડારી જેવાં ડાંગનાં જંગલો અને કોંકણપટી સુધીનો સાગરકાંઠો—એમાં વિવિધરંગી પુરાતન સંસ્કૃતિનાં સંમિશ્રણ થયાં હતાં. તેનું બયાન તેમણે પોતાનાં ભ્રમણોદ્વારા મેળવેલા કેટલાક પ્રાચીન અવશેષોને આધારે કર્યું છે. પુરાતત્ત્વવેત્તાને ભૂસ્તરવિદ્યા, માનવવંશવિદ્યા, લિપિજ્ઞાન, મુદ્રાવિજ્ઞાન, ભાષાજ્ઞાન, ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય વગેરેનો ઓછોવત્તો પરિચય હોવો ઘટે છે. અને એ સર્વ વિષયોનું કામચલાઉ જ્ઞાન શ્રી. મણિભાઇએ એક શોખના વિષય તરીકે, પોતાના ચાલુ વ્યવસાયમાંથી થોડીક પળો ફાજલ કાઢીને મેળવી લીધું છે. વર્તમાન ગુજરાતમાં જણાતી અભ્યાસશીલતાની મંદીના વખતમાં તેમનો આવો વિદ્યાવ્યાસંગ ખરેખર પ્રશંસાને પાત્ર છે. છતાં એ બધું શીખી લેવામાં તેમને અનેક મર્યાદાઓ—સમય, સાધન અને દ્રવ્યના અભાવની નડી છે તે ધ્યાનમાં લેવાનું છે.

ગુજરાતમાં પુરાતત્ત્વનાં અન્વેષણોને ધપાવવા માટે "ગુજરાત રિસર્ચ સોસાયટી" સ્થપાઈ છે. તેણે શ્રી મણિભાઇને જીવનનિર્વાહની ચિંતામાંથી મુક્ત કરી, તેમના યોગક્ષેમનું વહન થાય તેવો વિચાર કરી, ફક્ત પુરાતત્ત્વ-અન્વેષણના કામે રોકી લેવા ઘટે છે. અને પહેલાં પુરાતત્ત્વની દૃષ્ટિએ ઉપયોગી એવા એમના ગાઢ પરિચયવાળા દક્ષિણ ગુજરાતનાં એકંદર ગામો સંબંધી પ્રાથમિક નોંધો તેમની પાસે તૈયાર કરાવી લેવા જેવી છે: તેથી

ભવિષ્યના અભ્યાસીઓને માટે કીમતીમાં કીમતી સાધન નિર્માણ થશે. આ "સશોધન મંડળ" આવા એક અભ્યાસીના શોખનો લાભ ઉઠાવશે તો તેટલાથીયે તેનું અસ્તિત્વ તેટલાપૂરતું સફળ થયું ગણાશે. કારણ કે દરેક વિશાળ યોજનામાં પહેલાં સૂત્રપાત કરનારની જરૂર પડે છે, જેણે પાડેલી કેડીએ કામ કરનાર પછીથી ઘણા નીકળી આવશે.

શ્રી મણિભાઈનું આ પુસ્તક વાર્તા જેવી રસિક અને પ્રાસાદિક શૈલીમાં લખાયું છે. કેટલેક ઠેકાણે તો એ ગદ્ય કવિતાની નજીક આવી જાય છે. એકજ ઉદાહરણ ટાંકું છું:

"માંડવી કસ્બો આજે પણ તાપીને તીરે છે. પણ આજે એ મહીડાઓનું માંડવી નથી. તેની રંગ નીતરતી ચુદડીના રગારા નથી. એ રંગ ઉડી ગયા છે! પેશ્વાના પાટનગરમાં જઈ, ખાંડાના ખેલ ખેલી આવેલા મહીડાના વશજો આજે બળદની રાશ પકડી ઢેફાં ખેડે છે; અને નિઃસત્ત્વ બનેલું માંડવી તાપીને તટે આ બધા ઘુંટડા ગળીને ઊભું છે!"

"પુરાતન દક્ષિણ ગુજરાત" ના સવિસ્તર પુરાતત્ત્વ અન્વેષણ પછી ગુજરાતના બીજા ભાગોની જાહોજલાલી બીજા અભ્યાસીઓદ્વારા જ્યારે આપણે બરાબર પિછાણી શકીશું જ ત્યારે જ પ્રો. ખુશાલ શાહે જેમ અખિલ હિંદ માટેનું "Splendour that was Ind" નું અંગ્રેજી પુસ્તક લખ્યુ છે તેવું જ ગુજરાત માટે "Glory that was Gujarat" લખાવું સુલભ થઇ પડશે.

શ્રી. મણિભાઈને તેમના અભ્યાસને વિકસાવવાની અનેક સુંદર તક પ્રાપ્ત થાય એટલું ઇચ્છી આ સત્કારલેખ પૂરો કરું છું.

---

# ઉર બારણાં

સુરેશ ગાંધી

[ પૃથ્વી ]

લડયાં ઝઘડીયાં કટુ વચનડંખથી બેઉએ<br>
અસંગત પ્રહાર વાણીયુધના કર્યા આથડયાં,<br>
તને દુભવી હું રડયો કંઇકવાર બેઉ રડયાં<br>
અસંબદ્ધ કથા બધી; દિન ગયો અસૂરૂં થયું,<br>
ચલો સખી ઉઘાડી બંધ ઉરબારણાં આપણે<br>
ઊભાં રહી સજોડલે હૃદયના પ્રભુની કને<br>
મહા ગહન મૌનનું અલખ ગીત આરાધીએ.

# યુદ્ધ–સૈન્ય–સામગ્રી

વિદ્યાર્થી

**સ્ત્રી** અને પુરુષની જેમ પૃથ્વી અને યુદ્ધ પણ અનાદિ કાળથી સંકળાયલાં છે. પહેલો પુરુષ કે પહેલી સ્ત્રી એનો જેમ નિર્ણય નથી થઈ શકતો તેમ પહેલું યુદ્ધ કે પહેલી પૃથ્વી એનો પણ નિર્ણય નથી થઈ શકતો. કેમકે બાઈબલની માન્યતા પ્રમાણે પૃથ્વીની ઉત્પત્તિ પણ ઈશ્વર અને શયતાન વચ્ચેના યુદ્ધને આભારી છે.

જગત પર પ્રાણીઓની સંખ્યા જેમ જેમ વધવા લાગી તેમ તેમ તેમની વચ્ચે વિચાર અને વર્તનની અથડામણોનાં મૂળ પણ વધતાં ચાલ્યાં. આ અથડામણોના નિરાકરણનો એક માત્ર માર્ગ બળ રહ્યો. અને ધીમે ધીમે જગત બળવાનોના હાથમાં સરકતું ગયું.

આવાં બળોના એકીકરણમાંથી રાજસત્તાઓ જન્મી. અને એ રાજસત્તાઓ એકમેક પર સરસાઈ મેળવવાને અથવા પરસ્પરના મતભેદના નિરાકરણના માર્ગ તરીકે યુદ્ધનો આશ્રય લેવા લાગી.

પરિણામે યુદ્ધ પણ જીવનનું મહત્ત્વનું અંગ બન્યું. એક કલા તરીકે તેનો વિકાસ થવા લાગ્યો. ભારતીય ઋષિવરોએ આખી પ્રજા યુદ્ધના કારણે લોહિયાળ ન બની જાય તે માટે પ્રજાના ચોથા ભાગને ક્ષત્રિયવર્ગ તરીકે સ્થાપી તેના પર બળ, યુદ્ધ અને પ્રજાના સંરક્ષણની જવાબદારી મૂકી. યુદ્ધ એ કેવળ ખૂનરેજી જ ન બની જાય તે ખાતર તેમણે સમાન સંખ્યા અને સમાન સામગ્રીથી જ યુદ્ધ કરવું, રાત્રે લડવું નહિ, સ્ત્રી કે બાળક પર હાથ ન ઉગામવો, નમેલા શત્રુને મારવો નહિ વગેરે યુદ્ધનાં નિયમનો ઘડ્યાં.

જગતના ઇતિહાસમાં પહેલપ્રથમ વ્યવસ્થિત યુદ્ધ આદિ પુરુષવર ઋષભદેવના બે પુત્રો–ભરત અને બાહુબલી વચ્ચે ખેલાયું. પણ એ યુદ્ધને એ બંને રાજાઓના દ્વંદ્વયુદ્ધમાં જ મર્યાદિત બનાવી દેવાયું. આ પછી રાજા સુદાસ અને દશ–જાતિઓ વચ્ચે યુદ્ધ ખેલાયું–જેમાં ૭ લાખ સૈનિકોએ ભાગ લીધો. રામાયણના યુદ્ધમાં જે શસ્ત્રો વપરાયાં તે જોતાં જણાય છે કે તે સમયે યુદ્ધકલા અને શસ્ત્રસામગ્રી સુંદર સ્વરૂપમાં વિકાસ સાધી શક્યાં હતાં. તે પછી મહાભારતના યુદ્ધમાં ૧૮ અક્ષૌહિણી સેનાઓ સમરભૂમિ પર આવી ઊભી. એ સમયે યુદ્ધકલા અને શસ્ત્રસામગ્રીએ અલૌકિક સ્વરૂપ સાધી લીધું હતું. એ અલૌકિકતાએ લાખો માનવોનો ભોગ લીધો. ને ઋષિવરોના પ્રયાસથી એ યુદ્ધ પછી શસ્ત્રસામગ્રીને ખૂબ જ મર્યાદિત બનાવી દેવામાં આવી. તે પછીના ભારતીય રાજાઓએ સૈન્યસંખ્યાને વિપુલ બનાવી છે પણ શસ્ત્રસામગ્રી અને યુદ્ધનીતિને તો તેમણે અચૂક જાળવી રાખી છે.

પણ હિંદમાં યુદ્ધની આ નીતિ–મર્યાદા ઘડાવા સાથે જ પરદેશમાં તે અમર્યાદિત બનવા લાગ્યું. ભારત પર ચડી આવેલા સિકંદરે યુદ્ધનીતિનો ત્યાગ કરી એક રાત્રે વિશ્વાસથી સૂતેલા આઠ હજાર હિંદી સૈનિકોને કાપી નાંખ્યા. તે પછીના યવન આક્રમણકારોએ પણ એક પણ પ્રકારની ભારતીય યુદ્ધનીતિને માન ન આપ્યું. પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીને સાત સાત વાર હરાવીને જવા દીધો, છતાં એ જ અનાર્યરાજે મહાન ભારતીય સમ્રાટનો કપટથી વધ કરાવ્યો.

તે પછીના મુસલમાન શાસકોએ તો કપટની હદ જ નથી રાખી. જલાલુદ્દીને રણ–

થંભોરના શાસક વીરનારાયણને મહેમાન તરીકે આમંત્રી એનું ખૂન કર્યું. અલ્લાઉદ્દીને દગા ફટકાની બાબતમાં પાછું જ ન જોયું. ઔરંગઝેબ પણ એ જ નીતિને અનુસર્યો.

ને ઉતરે અંગ્રેજો—એમણે તો ન જાળવી યુદ્ધનીતિ, ન જાળવી શસ્ત્રમર્યાદા કે ન જાળવી સંધિપત્રોની પવિત્રતા. બિનલશ્કરી પ્રજા પર પણ તેમણે હાથ ઉગામ્યો. પણ કુદરતની ગહનગતિએ આટલી અનીતિ છતાં એમના જ હાથમાં હિંદનું શાસન જવા દીધું. ને હિંદમાં અંગ્રેજોનું એમ બીજા પણ કાળી પ્રજાના દેશોમાં એ જ અંગ્રેજોનું કે બીજી ગોરી પ્રજાઓનું અનીતિના રસ્તે પ્રભુત્વ જામવા લાગ્યું.

પણ ગોરી પ્રજાને આ અનીતિનો બદલો આપવો પડયો છે અને હજી પણ આપવો પડે છે. બસો વર્ષ થયાં યુરોપની ભૂમિ પર કે એ ભૂમિવાસીઓના કારણે જગત પર મહા યુદ્ધો ખેલાઇ રહ્યાં છે. એ યુદ્ધોમાં લાખો–કરોડો લશ્કરી કે બિનલશ્કરી માણસો મર્યા છે ને મરે છે, દ્રવ્યની નદીઓ વહી છે ને વહે છે, આખા જગતને થોડીજ પળોમાં ભસ્મીભૂત કરી મૂકે એવાં દાનવી સાધનો શોધાયાં છે ને હજી શોધાય છે.

નેપોલિયનિક યુદ્ધમાં યુરોપે સાઠ લાખ લગભગ માણસો ગુમાવ્યાં ને કરોડો પાઉંડનો ધુમાડો કર્યો. એ યુદ્ધમાં દ્રવ્યની બાબતમાં વધુમાં વધુ ભોગ ઇંગ્લાંડને આપવો પડયો. તે પછી તરતના સાંસ્થાનિક યુદ્ધમાં ફ્રાન્સે અઢી લાખ સૈનિકો ને ૫૫૦ લાખ પાઉંડનો ભોગ આપ્યો જ્યારે ઇંગ્લાંડે પચાસ હજાર સૈનિકો ને ૯૩૧૦ લાખ પાઉંડ ગુમાવ્યા. ક્રીમિયન યુદ્ધમાં ૪૯૦૦૦ માણસો ને ૩૧૩૦ લાખ પાઉંડનો ધુમાડો થયો. આફ્રિકન યુદ્ધમાં ૯ લાખ સૈનિકો ને ૧૨૧૦ લાખ પાઉંડનો ભોગ લેવાયો. ફ્રેન્કો–જર્મન યુદ્ધમાં એકલા ફ્રાન્સનેજ ૩૧૬૦ લાખ પાઉંડનો ધુમાડો કરવો પડયો.

૧૯૧૪ના મહાયુદ્ધમાં ૮૦૫૩૮૪૮ માણસો માર્યા ગયાં ને ૧૯૫૬૭૩૪૧ ઘાયલ થયાં. આ યુદ્ધમાં ૫૬૧૨૨૦ લાખ પાઉંડ હોમાયા. તેમાં એકલા ઇંગ્લાંડનેજ ભાગે ૧૩૫૭૮૦ લાખ પાઉંડનો ફાળો આવ્યો. સુકાની પાછળ લીલું બળે તેમ બ્રિટનના લાભના એ યુદ્ધમાં હિંદને પણ ૬૮૭૦ લાખ પાઉંડ આપવા પડયા.

ને એ ભયંકર યુદ્ધને એક પચ્ચીશી પૂરી થાય તે પહેલાં જ નવા વિગ્રહનાં મંડાણ થઈ ચૂકયાં છે. આ યુદ્ધના શરૂઆતના સાત મહિના દરમિયાન એકલા બ્રિટનને નેવું કરોડ પાઉંડનો ખર્ચ થઈ ચૂકયો છે ને સેંકડો વહાણો ડૂબવાથી આવેલી નુકશાનીનો અંદાજ કાઢવો પણ મુશ્કેલ છે. થોડાક દિવસના નોર્વેજિયન યુદ્ધે લીધેલો ભોગ પણ ભયંકર લેખાયો છે. આ સ્થિતિમાં આખું યુદ્ધ કેવું નીવડશે એની કલ્પના કરતાં પણ કમકમાટી છૂટે છે.

વર્તમાન યુદ્ધોની આ ભયંકરતા શસ્ત્રમર્યાદા ને યુદ્ધનીતિના ત્યાગને જ આભારી છે પ્રજાઓના હિતના નામે ગોરા વૈજ્ઞાનિકોએ નૌકા, વિમાન, ડાયનેમાઈટ, ભયંકર શસ્ત્રો વગેરેની શોધ કરી ને તેનો વપરાશ વિશેષતઃ યુદ્ધમાં જ થવા લાગ્યો. એ ભયંકર સામગ્રીની સંહારલીલા જાણવાજેવી છે:

બૉમ્બ—તેનો આકાર તુંબડા જેવો હોય છે; તે વિમાનમાંથી તેમજ તોપમાંથી પણ ફેંકી શકાય છે. વિમાનમાંથી ફેંકાતા બૉમ્બને પાંખો હોય છે—જેની મદદથી ધારેલા સ્થળે જ તેનો ઘા કરી શકાય છે. આવા બૉમ્બો જલદી ભાંગી જાય એવી ધાતુના કોચલાન બનાવેલા હોય છે.

[ અનુસંધાન પૃ: ૪૨

# કલ્યાણ

કૃષ્ણરાવ મોહિલે

ઊંચા ઊંચા ગગનભેદી ધારોથી વીંટાયલા સજ્જનગઢ ઉપર રામદાસ સ્વામીએ પોતાની મઢૂલી બાંધી ને મઠ સ્થાપ્યો. સજ્જનગઢ સુજનતાથી ઉભરાવા લાગ્યો. પતિતપાવની ગંગા-સમી રામદાસની મૂર્તિએ અનેક પતિતોને પાવન કરવાનું સુકાર્ય આરંભ્યું. સ્થળે-સ્થળે પવિત્ર વાતાવરણ સર્જાયું. ગમે તેવો પાપી માણસ પણ એ જગ્યાએ પોતાના પાપી સ્વભાવને ઘડીભર વિસારી દેતો. સંયમ અને ઇંદ્રિયનિગ્રહની ત્યાં ભૂમિકા રચાણી. બ્રહ્મચર્ય ત્યાં વિલસવા લાગ્યું. સંપૂર્ણ વિરક્તિનું એ સ્થાન થયું.

રાત્રીનો સમય હતો. લગભગ નવ દશ વાગ્યા હશે. પૂર્ણિમાનો ઝગમગતો ચંદ્ર આખીએ વનસ્થળીને રૂપેરી રંગથી રંગતો હતો. આજુબાજુથી હિંસક પ્રાણીઓના બરાડા સંભળાતા હતા. ગરીબ બિચારાં હરણાંઓ આશ્રય શોધતાં મઢૂલીની આસપાસ છૂપાઈ જતાં. ન્હાના શા ફૂલબાગથી વીંટાયલી મઢૂલી સોહામણી લાગતી. વાળીઝાડી સ્વચ્છ બનાવેલા આંગણાની વચ્ચોવચ્ચ અખંડ ધૂણી સળગતી હતી; એ ધૂણીની આસપાસ, ગોળકુંડાળું કરી વીશ પચીશ શિષ્યો બેઠા હતા. પાસે એક વ્યાઘ્રાસન પડયું હતું. વાળુ કરી રામદાસ સ્વામી એ વ્યાઘ્રાસન ઉપર બિરાજ્યા. કલ્યાણ સ્વામીના માટે પાન બનાવવા ગયો. સ્વામીના શિષ્યોમાં એક શાસ્ત્રી પણ હતા. એ સમયમાં, એ શાસ્ત્રી સૌથી વિદ્વાન અને જ્ઞાની લેખાતા. મઠનું ઘણુંખરૂં કામ એમને સોંપવામાં આવ્યું હતું.

" મહારાજ ! આપે કલ્યાણને પાન બનાવવાનું કામ સોંપ્યું છે. પણ એને તો કશું જ સમજાતું નથી. અક્કલ વિનાનો એ બુડથલ છે. " શાસ્ત્રી બોલ્યા.

જે દિવસથી કલ્યાણ આવ્યો તે દિવસથી જ શાસ્ત્રીના હોશકોશ ઊડી ગયેલા. એ ઈર્ષાથી બળવા લાગ્યા. કલ્યાણ જેવા જડભરત ઉપર દિવસે દિવસે સ્વામીની કૃપા વધવા લાગી એથી એમને ઘણું જ દુઃખ થતું. ગમે તે પ્રકારે કલ્યાણને અહીંથી ખસેડવો એવી શાસ્ત્રીએ પેરવીઓ રચવા માંડી. આજ એને એ સમય મળ્યો. કલ્યાણની ગેરહાજરીમાં એમણે મહારાજના કાન ભંભેરવા શરૂ કર્યા.

" એમ ! શાસ્ત્રીજી, ખરૂં પૂછો તો જેને કશું જ સમજાતું નથી એ જ માણસ મને બહુ પસંદ છે. કારણ કે એને કશું જ સમજાતું નથી એટલે એની દૃષ્ટિ માત્ર સેવા ઉપર જ કેન્દ્રિત થયેલી હોય છે. " રામદાસ સ્વામી માત્ર હસ્યા.

" એ ખરૂં મહારાજ, પરંતુ કલ્યાણ તો આપને એ દિવસથી એઠું પાન ખવાડે છે. મ્હોમાં ચાવી-ભૂકો કરી કલ્યાણ આપને પાન લાવી આપે છે. એઠું ખવાડે છે અને જુઠું બોલે છે. "

" એમ ! તો ખલ કયાં ગયો ? " રામદાસ સ્વામીએ હસતાં હસતાં પૂછ્યું.

" ખલ તો પરમ દિવસથી ખોવાઈ ગયો છે. ઘણો શોધ્યો પણ જડતો નથી. " પોતાના શબ્દની શી અસર થાય છે તે જોવા શાસ્ત્રી સ્વામી તરફ એકી નજરે જોઇ રહ્યા. પણ સ્વામી તો માત્ર હસતા હતા.

મહારાજે કલ્યાણને પાન બનાવવાનું કામ સોંપ્યું એટલે શાસ્ત્રીએ ખલ છુપાવી રાખ્યો. ખલ જડે નહિ અને મહારાજને વખતસર પાન અપાય નહિ તો મહારાજ કલ્યાણ ઉપર ગુસ્સે થાય. એ વિચારે શાસ્ત્રીએ આ કૃત્ય કર્યું. પણ કલ્યાણે તો ખલ ન જડ્યો એટલે ખલની જગ્યાએ મોઢાનો ઉપયોગ કર્યો.

"કલ્યાણ ક્યાં છે?" મહારાજે પૂછ્યું.

"પાન બનાવવા જ ગયો છે." શાસ્ત્રી બોલ્યા.

"ઠીક." મહારાજ ફરી હસ્યા. શાસ્ત્રીજી વિચારમાં પડ્યા. આવી ભયંકર ભૂલ કલ્યાણે કરી છતાં મહારાજ ગુસ્સે થતા નથી એનું કારણ એમને ન જડ્યું. કલ્યાણ તો જંગલી ઢોર, બેવકૂફ જડભરત જેવો છે. એના ઉપર શા માટે મહારાજની કૃપા થતી હશે એ એમને ન સમજાયું. જ્ઞાનની મોટાઈમાં મસ્ત બનેલા અભિમાની શાસ્ત્રીને ક્યાંથી ખબર હોય કે જ્ઞાન કરતાં ભક્તિ ને ભાવનું વધુ મહત્ત્વ છે. આમ ગુરુશિષ્યની વાતો ચાલતી હતી એટલામાં કલ્યાણ જમણા હાથમાં પાનનો ભૂકો લઈ આવ્યો.

કલ્યાણ એની માતા સાથે એક ઝૂંપડીમાં રહેતો હતો. એના પિતા તો એ ન્હાનો હતો ત્યારે જ પરલોકના નિવાસી થયા હતા. એની માતા મહેનત મજૂરી કરી બે જણ પૂરતું ખાવાનું લઈ આવતી. કલ્યાણ તો હતો, ખરેખરો જડભરત; અક્કલ ને વિચાર એનાથી દોઢ કોસ દૂર ભાગતાં. એની માતાને એની ચિન્તા થતી.

એક દિવસ કલ્યાણ જંગલમાં લાકડાં ફાડવા ગયો. એ એક ઝાડ ઉપર ચડ્યો. એ ઝાડ તળે એક કૂવો હતો. જે ડાળખી ઉપર એ ઊભો હતો તે જ ડાળખી એ કાપવા લાગ્યો. પાસેના બીજા ઝાડ તળે રામદાસ સ્વામી બે-ત્રણ શિષ્યો સાથે ઊભા હતા; તે એના તરફ જોઈ રહ્યા. જૂની પુરાણી શોધ સંપૂર્ણ થઈ હોય એમ એમને લાગ્યું. એક પલમાં એમણે એને ઓળખ્યો. એ શું કરે છે એ જોતા રામદાસ સ્વામી ઊભા રહ્યા.

પાંચદશ મિનિટમાં તો એ ડાળખી તૂટી અને કલ્યાણને લઈ નીચે કૂવામાં આવી. કલ્યાણની માતા કલ્યાણને શોધતી ત્યાં આગળ આવી. "કોઈ છોકરાને તમે જોયો?" રામદાસ સ્વામીને એણે પૂછ્યું.

"હા. અક્કલ વિનાનો જડભરત છે."

"ક્યાં છે?"

"જો. પેલા કૂવામાં."

કલ્યાણની માતા એકદમ કૂવા તરફ દોડી ગઈ અને અંદર ડોકિયું કરી જોયું. "મહારાજ! મારા છોકરાને કાઢો!" એ રડવા લાગી.

"બાઈ! જો. આ છોકરો તદ્દન બેઅક્કલ છે. એને કાઢ્યો તો શું અને ન કાઢ્યો તોય શું! તું એ મને સોંપી દે, હું એને વિદ્વાન બનાવીશ."

"તમે એને વિદ્વાન બનાવશો!" કલ્યાણની માતાને અપૂર્વ આનંદ થયો.

"બનાવીશ. એનું નસીબ ઘણું જ મોટું છે. જગતમાં એ વંદનીય થશે. અનેક પતિતોનો ઉદ્ધારક બનશે."

"તો તો મહારાજ! કરો એને." એ મહારાજના પગે પડી.

રામદાસ સ્વામીએ કલ્યાણને બહાર કાઢ્યો અને પોતાની મઢૂલીમાં લઈ ગયા.

દિવસે દિવસે મહારાજની કૃપા એના ઉપર વધવા લાગી; ને શાસ્ત્રીના હૃદયમાં ઇર્ષાગ્નિ સળગવા લાગ્યો.

કલ્યાણે પાનનો ભૂકો મહારાજના હાથમાં મૂક્યો અને નમસ્કાર કરી, પાસે એક બાજુએ બેઠો.

"મહારાજ! ખાશો નહિ. એ તો એઠું છે." શાસ્ત્રીએ કહ્યું.

"હશે. એઠું હશે તો પણ એ એટલું બધું સ્વાદિષ્ટ છે કે એ મને ફેંકી દેવું ગમતું નથી. માટે હું ખાઈશ જ. "બેટા, કલ્યાણ!" મહારાજે કલ્યાણ તરફ જોયું.

"જી, મહારાજ." કલ્યાણે હાથ જોડ્યા.

"તું કેટલું સ્વાદિષ્ટ પાન બનાવે છે!" કલ્યાણના વાંસા ઉપર હાથ ફેરવતા એ બોલ્યા. કલ્યાણ મૌન હાથ જોડી રહ્યો.

"તું એમાં શું શું નાંખે છે?"

"મહારાજ! કાથો, ચૂનો ને સોપારી."

"વાહ. કલ્યાણ! તું પાનનો ભૂકો શી રીતે કરે છે!"

"મહારાજ! ખલમાં એને ખાંડું છું."

"એમ!" મહારાજે શાસ્ત્રી તરફ જોયું. શાસ્ત્રી હસ્યા; મનમાં મલકાયા. હવે કલ્યાણની બરાબર ખબર લેવાશે એ વિચારે હરખાયા.

"જી હાં."

"તો લઈ આવ એ ખલ! મારે જોવો છે કેવો છે એ."

કલ્યાણ ઊઠ્યો ને ખલ લેવા ગયો. શાસ્ત્રીને અપૂર્વ આનંદ થયો. ખલ તો પોતે સંતાડી રાખ્યો છે એટલે હવે કલ્યાણ ગુરુ આગળ ભેરો પડશે—લજ્જી પડશે અને એને પાણિયું મળશે. બધા શિષ્યો એકબીજા તરફ જોવા લાગ્યા. બધાએ શાસ્ત્રી તરફ વિજયની એક નજર નાંખી. આ જ એમની યુક્તિ સફળ થઈ એટલે અભિમાનથી એમનાં કેશ ફુલાવા લાગ્યાં. હવે શું થાય છે એ જોવા થોડી પળ સુધી તે ચૂપકીથી બેઠા.

તરત જ કલ્યાણ આવ્યો. એના હાથમાં તલવાર ચમકતી હતી. ધૂણી પાસે આવી એણે ગુરુને નમસ્કાર કર્યા.

"કેમ, તું ખલ લેવા ગયો હતો ને?" મહારાજે પૂછ્યું.

"જી હાં." ટૂંકમાં જ એણે જવાબ આપ્યો.

"ક્યાં છે, ખલ?"

"આ રહ્યો ખલ." કહી એક ઝટકે એણે ધડથી શિર છૂટું કર્યું ને ગુરુની આગળ ધર્યું. શાસ્ત્રી તથા બીજા શિષ્યો અવાક્ બની ઊભા—ભયથી કંપવા લાગ્યા. રામદાસ માત્ર દૃઢતાથી બેઠા હતા. એમણે કલ્યાણનું માથું ખોળામાં લીધું કે ધડ જમીન ઉપર ધડડડ અવાજ સાથે પડ્યું.

"શાસ્ત્રીજી! જોયું! આનું નામ ભક્તિ; આનું નામ ભાવ ને એ જ સેવા. તમે કહેતા હતા ને કે એને કશું જ સમજાતું નથી. તે બરાબર છે. ખલ તે શું અને શિર તે શું! એ બેમાં એને જરાય ભિન્નતા દેખાતી નથી; માત્ર એ સમજે છે એક સેવાધર્મ. તમને ખબર છે!—રામચંદ્રજીએ શબરીનાં એંઠાં બોર ખાધાં હતાં. એ શા સારૂ? એ બોરમાં ભક્તિ ને

તે કાવ્ય એક બીજા કાવ્યમાં થોડા ફેરફાર કરીને જ લખેલું હોય છે. થોડામાં થોડા ફેરફારથી વધારેમાં વધારે ભિન્ન અર્થ નિષ્પન્ન કરવામાં તેની ખૂબી રહેલી છે." સૌથી વિરોધી ભાવો ભવ્યતા અને ઉપહાસ હોઈ, જેમાં ભવ્ય અર્થ હોય એવાં મૂળ કાવ્યો જ મોટેભાગે પ્રતિકાવ્ય માટે પસંદગી પામે છે.

"ગદ્ય કરતાં પદ્ય મનુષ્યના અંતરને વધારે સ્પર્શી શકે છે એટલે ગદ્યના હાસ્ય કરતાં પદ્યનું હાસ્ય સત્વર અને વધારે સચોટપણે હાસ્ય ઉપજાવી શકે છે." આ કારણથી જ જગતભરનાં સાહિત્યોમાં જોઈ વળીશું તો વધુ સફળ 'પેરડી' ગદ્ય કરતાં પદ્યમાં જ વધારે સંખ્યામાં મળી આવશે.

પ્રતિકાવ્ય એ પ્રતિ–કાવ્ય છે એટલે સાહિત્યમાંથી એનો કાંકરોજ કાઢી નાખવો એ વાત વ્યાજબી તો નજ ગણાય. સાચું પ્રતિકાવ્ય તો મૂળના નામથી માંડીને પંક્તિએ પંક્તિ અને શબ્દેશબ્દનો આબાદ પ્રતિઘોષ પાડતું હોય; અને આને માટે ભાષા અને કલા પર સંપૂર્ણ પ્રભુત્વ અને કાવ્યશાસ્ત્રના ઊંડા જ્ઞાનની જરૂર તો છે જ, પણ સાથે સાથે નૈસર્ગિક હાસ્યની શક્તિ હોવી પણ એટલી જ જરૂરી છે. "કાવ્યં રસાત્મકં વાક્યં" એ જેટલું કાવ્ય માટે એટલું જ 'પ્રતિકાવ્ય'ને માટે પણ ખરૂં છે, કેમકે પ્રતિકાવ્ય એ પણ આખરે તો કાવ્યજ છે ને!

સુપ્રસિદ્ધ કાવ્યોનાં પ્રતિકાવ્યો લોકોમાં સહેલાઈથી પ્રિય થઈ પડે છે એ ખરૂં. પણ "પ્રતિકાવ્ય"ની સફળતા–અફળતાનો મોટો ભાગ એના પર જ અવલંબે છે એમ માનવું ભૂલભરેલું છે. 'એક જ દે ચિનગારી' કે 'કોઈનો લાડકવાયો' નાં અનેક સારાં પ્રતિકાવ્યો થયાં છે એનું કારણ એ કાવ્યો ખૂબ લોકપ્રિય હતાં એજ એમ કહેવું એ બરોબર નથી; એ જ સુપ્રસિદ્ધ કાવ્યોનાં કેટલાંક એવાં પ્રતિકાવ્યો પણ થયાં છે, જે પ્રતિકાવ્યો લેખે સાવ નિષ્ફળ જ ગયાં હોય. જ્યાં આ કાવ્યપ્રકાર સારા પ્રમાણમાં ખેડાયો છે, એવા અંગ્રેજી સાહિત્યમાં કેટલાંક એવાં પ્રતિકાવ્યો પણ છે જેનાં મૂળ કાવ્યો વિસરાઈ ગયા છતાં 'પ્રતિકાવ્યો'ની લોકપ્રિયતા દિનપ્રતિદિન ઘટવાને બદલે વધતી જ રહી હોય. A. C. Wardના અભિપ્રાય પ્રમાણે પણ સફળ પ્રતિકાવ્યમાં લોકોને આનંદ આપવાનો સ્વતંત્ર ગુણ આવશ્યક છે.

પ્રતિકાવ્યકાર એટલા પ્રમાણમાં સર્જનાત્મક સાહિત્યનો સર્જક હોવો જ જોઈએ. 'પ્રતિકાવ્ય'એ પણ કલા તો ખરી જ. પછી ભલે કલા લેખે આપણે એને કાવ્ય જેટલી ઊંચી ન ગણીએ.

[ચાલુ]

---o---

## જુદી જ દૃષ્ટિ

દેવજી રા. મોઢા

ગુલાબોના કાંટા ભણી ન વળવા દે નજરને,
મને એની મીઠી સુરભિ મહીં તું મુગ્ધ કરી દે;
પછી એ મોહેથી ફરી નવ કદી જાગૃત થઉં,
થઉં ત્હોયે કાંટા નહિ, પણ બધે પુષ્પ નીરખું.

# પુરુષને બગાડનારી કોણ?

## —ઘરની કે બહારની?

લેખક : રાજરત્ન બા. વિ. જોશી,
બી. એ., એલએલ. બી., વડોદરા.
અનુવાદક : શંકરજતી મોહનજતી ગોસાંઈ

આમ જોઈએ તો મારા મિત્રની પત્ની નક્ષત્ર જેવી સુંદર, બુદ્ધિમાન ને ચાલાક છે; બાળસંગોપન અને માંદાંઓની માવજત કરવામાં હોશિયાર છે ગૃહકાર્યમાં દક્ષ અને પતિપરાયણ છે. આમ છતાં મારો એ મિત્ર બીજી સ્ત્રી પાછળ ફરે છે. તે સ્ત્રી રૂપની દૃષ્ટિએ મારાં ભાભી ( મિત્રપત્ની ) સાથે ઊભી રહેવાને પણ લાયક નથી. ખરું કહું તો ભાભીની દાસી તરીકે પણ શોભી શકે એમ નથી. ભાભી જેવી સુસ્વરૂપ અને આદર્શ આર્ય પત્નીને તરછોડી એક તુચ્છ સ્ત્રીના નાદે લાગનાર મારા મિત્ર ઉપર મને ખૂબ ક્રોધ ચડ્યો. મારો મિત્ર પણ કાંઈ ઉલ્લુ, ઉચ્છૃંખલ અને મવાલી વૃત્તિનો નહોતો. તેની નૈતિક કલ્પના અને કોમળ ભાવનાઓ હું સારી રીતે જાણતો હતો. આથી તો મને તેની આ વૃત્તિ વધુ ગૂઢ લાગી. ભાભીએ જ્યારે વાત ઉપરથી વાત કરતાં મને એ હકીકત કહી ત્યારે મેં તેમને પૂછ્યું, "આજસુધી કેમ કાંઈ કહ્યું નહિ?' 'ઘણા દિવસથી કહેવાનું કરતી હતી પણ એવો મોકો જ ન મળ્યો.' તેમનો આ જવાબ સાંભળી તેમના સહનશીલ વિનયની મને દયા આવી. તે જ દિવસે મેં મારા મિત્રને એકાંતમાં ઊધડો લીધો. મૈત્રીનો સંબંધ તોડી નાખવાની ધમકી બતાવતાં જ એનો ચહેરો પડી ગયો ને તે એકદમ દયામણો દેખાવા લાગ્યો. 'હજી એ માનવતાને ભૂલ્યો નથી! મૈત્રી તોડી નાંખીશ તો એને માણસાઈમાંથી હઠી જતાં વાર નહિ લાગે; મૈત્રીના દોરથી આજે નહિ તો કાલે અધઃપતનની ગર્તામાંથી તેને ઉપર ખેંચી શકાશે,' એમ મને થયું: મારો અર્ધો ક્રોધ શમી ગયો. મારી નરમ થયેલી વૃત્તિ હું બોલી બતાવું તે પૂર્વે જ તે ગદ્ગદિત થઈ બોલ્યો:

"ખરું કહું તો તું નહિ માને; પણ સાચું પૂછે તો એનામાં જીવનની ઉષ્મા જ નથી. સ્પષ્ટ કહું! આકર્ષક સ્ત્રીત્વ જ એનામાં નથી એમાં મારો પણ દોષ છે જ, કબૂલ કરું છું; પણ તેથી મેં એની અવહેલના કદી પણ કરી નથી."

તેનો એ જવાબ મને નવાઈભર્યો તો લાગ્યો જ. તે ભાભી સાથે, છોકરાંઓ સાથે પ્રેમ અને આનંદથી પહેલાંની માફક જ વર્તે છે, એ વાત નાકબૂલ કરી શકાય એમ નહોતી. તેણે કાઢેલા ઉદ્ગારોના દૃષ્ટિબિંદુમાંથી હું ભાભી તરફ જોવા લાગ્યો. ધીમેધીમે કોઈ નવું જ દૃશ્ય, કોઈ બીજી જ સ્ત્રી, કોઈ જુદો જ ગૃહસંસાર હું જોતો હોઉં એમ મને લાગ્યું. ભાભી એટલાં સપ્રમાણ, ગોરાં ને સુંદર હતાં કે હું આજસુધી તેમને કોઈ સુંદર પ્રતિમા મનથી માનતો હતો અને ખરેખર આજે તે મને હૂબહૂ સંગેમરમરની પૂતળી જેવાં સુંદર, સપ્રમાણ પણ તેટલાં જ નિર્જીવ લાગ્યાં. તેમની પતિસેવા, તેમનું વ્યવહારકૌશલ્ય તદ્દન નિર્દોષ ખરું પણ એમાં હોંશ નહોતી. એ નાનકડા સંસારનું વાતાવરણ શુદ્ધ, સાત્વિક ખરું પણ એમાં

ભાભીના આકર્ષક વર્તનનો ઉલ્લાસ અગર ઊર્મિનો ઉછાળો નહોતો. એ વાતાવરણ તેથી ગૂંગળાવનારૂં અને ઉદાસ હતું. ભાભીના વર્તનમાં એટલું ગાંભીર્ય, એટલી સહનશીલતા, અને એટલી વિનયશીલતા છે કે મારા મિત્રની તો શું પણ એનાં ન્હાનાં બાળકોની રમતિયાળ વૃત્તિ જ્યાં ને ત્યાં ઠરી જાય. ભાભીની નિર્દોષ સાત્ત્વિકતા અને એમના નાનકડા સંસારના ગંભીર વાતાવરણને લીધે ક્રોધિત કાર્તિકસ્વામીની સમાધિ પાસે જ બીતાં બીતાં ઊભા હોઈએ એમ આપણને લાગે. ભાભીમાં ચીડિયો સ્વભાવ, વિનોદ, રૂસણું, અલ્લડપણું, ડંખીલું બોલવું. ચાંચલ્ય અને ઓઢવા-પહેરવાની ટાપટીપ હોત તો ભાભી આ પાસાદાર હીરાના વધતા ચમકાટમાં આકર્ષક રીતે દીપી ઊઠત અને મારો મિત્ર એમના દીપ્તિવલયની ચોમેર પતંગની માફક આખું જીવન ઘૂમરીઓ ખાયા કરત, એમ મને પણ લાગવા માંડ્યું. મારા મિત્રને જે જીવતપણું, આકર્ષક સજીવપણું જોઈતું હતું તે મારાં ભાભી બતાવી શક્યાં નહિ. જ્યાં એણે સજીવતા જોઈ, જીવનની ધબક જોઈ ત્યાં એ દોડી ગયો. આમાં મારા મિત્રની મૂર્ખાઈ હોય તો પણ એનું કારણ તો ભાભીનું ઠંડુ વર્તન જ છે.

મારા મિત્રની પ્રવૃત્તિ અને ભાભીની આ અવસ્થા અપવાદરૂપ નથી; એ તો સાર્વત્રિક પરિસ્થિતિ છે. 'બહાર રખડનારા' ઘણા પુરુષોની સ્ત્રીઓ સુસ્વરૂપ અને સુસ્વભાવી પણ હોય છે. તેમના ગુણોનો આવો બદલો પતિ તરફથી મળે એ ખરેખર દુર્દૈવ છે તો પણ એમ થવાનાં પણ કેટલાંક વ્યવહારિક કારણો હોય છે જ. એ કારણો કયાં અને શાથી નિવારી શકાય એ પ્રત્યેક પરિણીત સ્ત્રીએ જાણવું આવશ્યક છે.

પુરુષ ગમે તેટલો સુસંસ્કૃત ભલે હોય તોપણ કેટલાક પ્રકૃતિધર્મો એની નસોમાં હંમેશા ભીનેલા રહે છે જ. પુરુષને સ્ત્રીના સૌંદર્યનો અનિવાર મોહ હોય છે. એટલે દરજ્જે ઈતર પ્રાણીઓથી એનો દરજ્જો ઊંચો કહી શકાય. પુરુષ ભલે ગંભીરકારી, હરેક ને પ્રૌઢ હોય છતાં પણ એને સ્ત્રીમાં શારીરિક અને બૌદ્ધિક સૌંદર્યનું મિશ્રણ જ વધુ આકર્ષે છે. પુરુષ જન્મે જ ખેલદિલ હોય છે—ઓછે અથવા વત્તે અંશે; એટલે એની રમતિયાળ સાથી મળતાં જ એમનામાં એકરાગ જન્મે છે. આ ખેલદિલીથી બીજી ઉપર ચડાઈ કરવાની તેને જેટલી હોંશ હોય છે તેટલી જ ઈચ્છા તેને બીજી તેના પર હલ્લો કરે એ માટે હોય છે. પહેલવાન દુર્બળ માણસોને સતાવતો નથી; મિત્ર તરીકે પણ તેમને તે સ્વીકારતો નથી. હુંસાતુંસી-પછી તે બુદ્ધિનું હોય, શરીરનું હોય, શૌર્યનું હોય, અગર યુક્તિનું હોય-એ મૈત્રીનું અધિષ્ઠાન છે. આ સામર્થ્યનો સમાનધર્મ સ્નેહની અભંગ સાંકળ છે. પુરુષ નાવીન્યપ્રિય અને ઉન્માદક વૈચિત્ર્યનો ભોક્તા છે. બૌદ્ધિક સૌંદર્ય થોડેઘણે અંશે એને સ્પર્શે છે ખરું, પણ એની આકાંક્ષાઓ તો છેવટે શરીરસૌંદર્ય પર જ લુબ્ધ થાય છે. સ્ત્રી પ્રત્યે પુરુષની આવી પ્રવૃત્તિ છે. જે સ્ત્રી આ પ્રવૃત્તિની યુક્તિથી ઉપાસના કરે એને પુરુષ વશ વર્તે-પછી તે પરિણીત પત્ની હોય કે અપરિણીત મૈત્રિણી હોય. પુરુષ ઘણો વિવેકી હોય, પરિસ્થિતિ એને ચોમેરથી દાબી ગૂંગળાવતી હોય, દારિદ્રય અગર ધ્યેયના ધ્યાસમાંથી તે ઊંચો આવતો ન હોય તો ને ગમે તેવી પત્ની સાથે સંસારનું ગાડું ખેંચે રાખે છે, પણ કેટલીક અતૃપ્ત આકાંક્ષાઓ સદ્વર્તની મનુષ્યને દુઃખી બનાવે છે. પુરુષો બહેકી ન જાય, વહી ગયેલા સુમાર્ગે ચડે અને સમજુ પણ દુઃખી પુરુષોને જીવનમાં ઉલ્લાસ સાંપડે એવું વર્તન રાખવાની જવાબદારી સુગૃહિણી ઉપર આવી પડે છે.

અને આપણા સમાજની સુગૃહિણીઓ તો પતિની ભાવનાઓ તરફ તદ્દન ઉપેક્ષા ધરાવે છે. પતિ પોતાના પર પ્રેમ કરે એ છોકરાં થવા જેટલું સૃષ્ટિકર્માધીન છે, પ્રેમ અને સંતતિની સમૃદ્ધિ કાલાધીન છે એમ માનનારી સ્ત્રીઓ કાંઈ થોડી નથી. પરમાર્થ, ધાર્મિક વ્રતો અને કથાપુરાણમાં રચીપચી રહેતી જૂના કાળની સ્ત્રીઓ અકાળે પ્રૌઢ બને છે, વૈરાગ્યનો દેખાવ કરે છે. ભણેલી સ્ત્રીઓ કેવળ આળસથી ઉદાસીન થઈ જાય છે. પતિને પ્રેરણાની, ઉલ્લાસની, ઉત્તેજનની જરૂર હોય છે એ બેમાંથી એક પણ પ્રકારની જરૂર વિષે સ્ત્રી ભાગ્યે જ વિચારે છે. વધુમાં વધુ બેપરવાઈ ક્યાંય બતાવવાની હોય તો પતિ પાસે–કારણ એવો તોર બીજા શા માટે ચલાવી લે ? અમારી સ્ત્રીઓને હજી સંસારશાસ્ત્રના કક્કાની પણ ખબર નથી એમ લાગે છે. છૈયાં–છોકરાં થવાં એ કાંઈ સંસારની સીમા નથી અને સંસારનો મર્મસાર તો એ બાબત નથી જ નથી. એટલે બેચાર બાળકો થયાં એટલે સંસારસાગર તરી ઊતર્યાં એમ માનવાનું નથી. કેટલી સ્ત્રીઓને પોતાના પતિનું મન સંપાદન કરતાં આવડે છે ! ઘણી થોડી સ્ત્રીઓને–એ જવાબ દરેક પુરુષના અંતઃકરણમાં ઘોળાઈ રહેલો જણાશે. એનું કારણ પુરુષોની પ્રવૃત્તિઓ તરફ સ્ત્રીઓ કદી લક્ષ જ આપતી નથી એ છે.

પુરુષ સૌંદર્યભોગી છે. પત્ની સારા વર્તનથી એની ભાવનાઓને પોષે છે કદી ? બહાર જવાના પોશાક જેટલો જ સુઘડ પોશાક ઘરમાં કેટલી સ્ત્રીઓ પહેરે છે ? ઘરમાં કિંમતી વસ્ત્રો પહેરવાં એવું વક્તવ્ય નથી. સાદાં પણ સુઘડ ચપોચપ વસ્ત્રો પહેરવાથી પણ શરીર આકર્ષક ઉઠાવ પામે છે. રોજીંદા વ્યવહારમાં પણ એવી ટાપટીપ અને મોહકતા લાવી શકાય કે જેથી લગ્નના પ્રારંભ કાળમાં દેખાતી આકર્ષકતા પુરુષને જિંદગી સુધી બતાવી નચાવી શકાય. ઇતરો સાથે લાડથી વર્તવું ગર્હણીય જ લેખાય પરંતુ પતિ પાસે લાડ કરવા, લજ્જાળુ વિનય દાખવવો એ ક્ષમ્ય જ નહિ પણ અત્યંત અનિવાર્ય પણ છે. પત્ની એટલે અદબથી દરેક હુકમ સાંભળનારો પટાવાળો કે ચાડિયો ઉપરી અમલદાર ન હોવો જોઈએ એવી પ્રત્યેક પતિની ઇચ્છા હોય છે. પત્ની તરફ તે મિત્રની માફક નિકટવર્તીપણાથી, વિશ્રામસ્થાનની માફક રમતિયાળ વૃત્તિથી જુએ છે. પોતાની પત્ની સુંદર દેખાય, આકર્ષક દેખાય, લાડીલી દેખાય–ટૂંકમાં મોહક દેખાય અને થાય એમ એને ગમતું હોય છે. તેમજ તે મિત્રની માફક રમતિયાળ વૃત્તિની હોય એમ પણ તેને લાગે છે. તે મજાક કરે, મશ્કરી કરી પતિપર સરસાઈ મેળવે, સામી મજાક કરતાં લટકાથી રૂસણું લે અને છેવટે હાર સ્વીકારી પતિ ઉપર વિજય મેળવે એવી તેની અપેક્ષા હોય છે. આ દૃષ્ટિએ કેટલી સ્ત્રીઓ વર્તે છે ? દરેક જણ માટે સુંદર શરીર હોય એ શકય નથી; પણ સુંદર દેખાવું તો શકય છે. નૈસર્ગિક ખોડખાંપણો પતિના મનમાંથી ભૂંસાઈ ગયેલી હોય છે. બીજાની આંખે નહિ દેખાનારું સૌન્દર્યનું રહસ્ય તદ્દન કરૂપ સ્ત્રીનો પતિ પણ હૃદયમાં સાચવે છે. આત્મીયતાની ભાવના અને ભાવનાઓની સમરસતા એ અદૃષ્ટ પ્રસાધનથી રંગાયેલાં પતિ-પત્ની જ એકમેકને સુંદર દેખાય છે, એકમેકને ગમી શકે છે. પણ એ સૌન્દર્ય વધુ 'દેખીતું' બને, પુરુષના આકર્ષણનું યોગ્ય સ્થાન થાય, પતિ પણ એમાંથી ખુમારી જોઈ ધન્ય બને એવી ઘણી બાબતો સ્ત્રીઓ જો ધ્યાનમાં લે તો કરી શકે, માત્ર તેઓ આવી બાબતો તરફ દુર્લક્ષ કરે છે.

૩.

આ સૌન્દર્યસાધનાના આવેશમાં સ્ત્રીઓએ વિનયને વીસરવો એમ નથી. ઊલટું વિનયની માત્રા સાથે પુરુષના કુતૂહલની માત્રા વધે છે. સ્ત્રી એ જગતનો કોયડો છે. એ કોયડો ઉકેલવાની પુરુષની મહત્ત્વાકાંક્ષા હોય છે એ મહત્ત્વાકાંક્ષા વિનયના પડદાથી અતૃપ્ત રાખીને જેટલી વધારી શકાય તેટલી સ્ત્રી વિષેની પુરુષની આસક્તિ વધતી જાય. કુતૂહલ શમતાં જ તેને તેનો ધિક્કાર વછૂટે છે. આમ વિનયની કિંમત કેટલી છે તે ચતુર ગૃહિણીઓ સમજશે. આ વિનય નાનીમોટી વાતોમાં પણ મૂર્ત થવો જોઇએ. જૂની સ્ત્રીઓના કેટલાક વિનયના નિયમો આવી વૃત્તિના પોષક છે. પતિના દેખતાં મોં ધોવું, ન્હાવું, વાળ સમારવા, ચણિયા સિવાય ફક્ત સાડી પહેરી ફરવું, કજળ સિવાય આવવું એ તેઓએ વર્જ્ય માન્યું હતું. આ નિયમો અવશ્ય પાળવા જેવા છે. પુરુષની સૌંદર્યોપાસક દૃષ્ટિ-બહારના ભભકા અને ટાપટીપ નીચે સંતાડેલું બેરૂપ આછુંય નજરે ચડે તો તેને તિરસ્કાર છૂટશે. આદર્શ સૌંદર્યની પોકળતા તેને દેખાશે અને તે ઉદાસ થશે. શરીરસૌંદર્ય પ્રમાણે પ્રત્યેક સ્ત્રીએ બૌદ્ધિક સૌંદર્યસાધન અવશ્ય કરવું જોઇએ. વિનોદ અને હાસ્ય એ આલ્હાદક અંગો લઇએ તો પણ સાત્ત્વિક અને ઉદાર વિચારથી જ બુદ્ધિનું સૌંદર્ય દીપે છે. પત્નીના વિચારો ઊચ્ચ હોય તો પુરુષને તે મોટો આધાર લાગે છે અને તે તેનો પૂજક બને છે. વિચારની ઉચ્ચતા જે તેણે વિદ્યાથી પણ સાધ્ય કરી નથી તે પોતાની પત્નીમાં સ્વાભાવિક જોઇ તે સ્ત્રી-હૃદયના પાવિત્ર્યની તારીફ કરે છે. દુઃખ અગર અડચણના પ્રસંગે એની હૂંફ મેળવે છે. એનાથી ઊલટું ક્ષુદ્ર વિચારની પત્ની આગળ પુરુષ પોતાનું હૈયું ખોલવા તૈયાર નથી હોતો. એના વિશ્વાસનું નિવાસસ્થાન બનવાની લાયકી જો કોઇની હોય તો તે શુદ્ધ અને વિચારશીલ પત્નીની જ છે. તેથી આ બૌદ્ધિક સૌંદર્ય પણ સ્ત્રીઓએ કેળવવું જોઈએ—મેળવવું જોઈએ. સંસાર એ એક શાસ્ત્ર છે, એને પાર પાડવા માટે કેટલાક નિયમો પાળવા પડે છે, દુઃખ પણ સહન કરવું પડે છે.

જેને ઘેર પેટપૂર સ્વાદિષ્ટ તીખુંતમતમતું ખાવાનું મળતું નથી તે હોટેલમાં જાય છે, અને હંમેશ માટે ટેવાય છે. જે પત્ની પતિની ભાવનાની બરદાસ કરતી નથી તેનો પતિ ઘર છોડી બહાર ભટકી સુખનાં સાધનો શોધવા માંડે છે. હોટેલની વસ્તુઓમાં સ્વચ્છતા, સાત્ત્વિકતા ક્યાંથી હોય? પણ તમતમાટ એમાં ખૂબ હોય છે. તેથી ઘર છોડી બહાર ભટકનાર પુરુષને બીજી દૃષ્ટિ જ રહેતી નથી નવીનતાની સતત શોધમાંથી વૈચિત્ર્યની રુચિ ઉત્પન્ન થાય છે અને એકવાર વૈચિત્ર્યનું વ્યસન વળગ્યું કે મુક્ત થવાની આશા થોડી જ. આમ આ પ્રશ્ન ઉપેક્ષણીય નથી.

પણ બહેકી ગયેલો પુરુષ કદી ઠેકાણે નહિ આવે એમ માનવાનું નથી. તેને રસ્તે ચડાવતાં વાર લાગે છે અને તેના ઉપાયો જરા જુદા પણ ખરા. છાનુંછપનું ખાતી વહુને પેટપૂર જમવાનું મળે તો ચોરીને ખાવાની તેની કુટેવ જાય છે, તેવી જ રીતે બહેકેલા પુરુષને જરૂરી સવલત ઘરમાં મળવા લાગે તો તેનું વ્યસન છૂટે. જે કારણોથી તે બહેકી ગયો હોય તે કારણો ચતુર પત્નીએ શોધી કાઢવાં અને ઉણપ ભરી કાઢવી. કોઇને રમતિયાળ, કોઈ ને નિઃસંકોચી તો કોઈને મિતભાષિણી પત્ની ગમતી હોય છે પણ આ તેની પસંદગીઓ સંભાળવામાં આવે તો તે ફરી ઘરમાં રહેતા માંડશે. આજે પણ આવા

પતિની પત્ની કેટલાક ઉપાયો અજમાવતી જ હોય છે; પરન્તુ તેની ઉપાયયોજના ઘરમૂળથી ખોટી હોય છે એમ ખેદથી કહેવું પડે છે. પતિને તેની સ્ત્રીમિત્રો વિષે વખત–કવખતે ઉતારી પાડી બોલવાથી તે વધુ ચીડાય છે. પુરુષ પોતાનો ગુન્હો સગાંવહાલાંથી, બાળકોથી, ને પાડોશીઓથી છુપાવવાની પરાકાષ્ઠા કરતો હોય છે; પણ ચોડાઈ બેફામ બનેલી તેની પત્ની જ જો તેનાં પાપો પોકારતી ફરે, બધાના દેખતાં એને હલકો પાડે તો પુરુષ કંટાળી જાય છે, નિર્લજ્જ બને છે. દેખીતી રીતે તે પત્નીના માથામાં લાકડાની ફાચરો નથી મારતો પરન્તુ તેના કકળાટથી તેના અંતરમાં વધુ ગડીઓ પડે છે. આવો ભાવનાશૂન્ય થઈ, પોતાની આબરૂ ઉપર તરાપ મારનારી સ્ત્રી પર વિશ્વાસ ન મૂકવાનો તે નિશ્ચય કરે છે અને પરિણામે પતિપત્ની વચ્ચેનું અણબનાવનું અંતર વધતું જ જાય છે. વહી ગયેલા પુરુષને પાછો ઠેકાણે લાવવો હોય તો તેણે તેના ગુન્હા કે તેની ઉણપના ઉચ્ચારથી પણ દૂર રહેવું જોઈએ, તેના તરફ પહેલા જેટલો જ આદર બતાવવો જોઇએ. આવા પતિની પત્નીએ તેનો વિશ્વાસ સંપાદન કરી લેવો જોઇએ, એના અપરાધ તરફ આંગળી ચીંધ્યા સિવાય વર્તવું જોઇએ. તે પોતે વાત કાઢે તો સહાનુભુતિ બતાવવી જોઈએ. ગુન્હેગાર પશ્ચાતાપના પાવકથી હંમેશ પ્રજળતો હોય છે. સહાનુભૂતિનો શીતળ વાયુ અંતરમાં ઊઠતા ભડકાઓ ઠારવા–તેમાંથી ઉગરવા એને જોઇતો હોય છે એ સહાનુભૂતિના સિંચનથી જ એ ભૂલેલો માર્ગ છોડે છે. પત્નીનુ અનુપમ ઔદાર્ય પાપીમાં પણ પોતાનો અપરાધ કબૂલી ક્ષમા માગવાની ઈચ્છા જન્માવી શકે. પણ તે ક્યારે ?—જ્યારે તેમ કરતાં તેના પતિત્વને, એના પુરુષત્વને ખામી ન લાગે ત્યારે તેથી આવી સ્ત્રીઓએ પણ નિરાશ ન થતાં પોતાના પતિને માર્ગે ચડાવવા સતત પ્રયત્ન જારી રાખવો. માત્ર પ્રયત્નની માફક ઉપાય પણ ઉચિત અને અચૂક હોવા જોઈ એ, એટલું જ.

પુરુષની ભાવનાથી અજાણ્યું અને તેની દરકાર ન કરનાર જ તેને ખરી રીતે બગાડે છે. ઘરની એને ધકેલી મૂકે અને ગહાગની પાસે તે જાય એમાં દોષ ઘરનીનો જ! આપણો જ રૂપિયો ખોટો; બીજાને શો દોષ દેવો ?

---

## મૌન

"નૈતમ"

કવીશ ના કાવ્ય કદી હવે હું:
આ બીનનું તુંબડું ભાંગી જતાં
સંવાદ ના સાધી શકાય, બેબડું
આલાપી રે ગાન બસૂર હોવાં,
સંગીત બ્રહ્માંડ વીણાનું ચારુ
શેણે કરું ભંગ ? ભલું ન એથી
આ બીનનું નીરવ, મૌન મારું ?

# 'હિટલર–વાદ' કે 'હિત–લડ–વાદ'

## [ એક રમૂજી સંવાદ ]

"આલિયા જોશી"

પ્રસંગ : લડાઇની શરૂઆતનો.
સ્થળ : મુંબઇનું એક દિવાનખાનું.
[ રામો બાઈસાહેબ પાસે ઝોળી રજૂ કરે છે. ]

બાઈ સાહેબ : આમાં શાક કેમ નથી ?

રામો : બાઈ, આજે મારકીટમાં ગોકીરો છે.

બાઇ સાહેબ : અને દાતણ આટલાં જ કાં !

રામો : મોંઘાં થઇ ગયાં છે.

બાઇ સાહેબ : કેમ ?

રામો : લડાઇ થઈ છે, ઇમ કે' છે. [ રામો કામે વળગી જાય છે ].

બાઈ સાહેબઃ મુઆ વાઘરા !

[ આરામ–ખુરશી ઉપર ધણી છાપું વાંચે છે, તેની પાસે જઇને ]

તમે ધારાસભા ગજવો છો, પણ આવા વાઘરી લોકને લડાઈ કરતાં કેમ અટકાવતા નથી ?

ધણી : [ છાપામાંથી માથું ઊંચું કરીને ] કયા વાઘરી ?

ધણિયાણી : આ દાતણ કાપે છે ઈ લોક રામો કહે છે કે લડાઈ પૂરજોશમાં સળગી છે, એમાં દાતણ મોંઘાદાટ થઈ ગયાં છે.

ધણી : [ હસીને ] ડીયર ! એ કાંઈ કોળી—વાઘરીની લડાઇ નથી. એ તો મોટી લડાઇની વાત છે.

ધણિયાણી : લે—વળી ! મોટી લડાઈ કોને થઈ ?

ધણી : તમારે જાણવું છે ? વાત શરૂ કરું !

ધણિયાણી : કાંયેતે ! મેં કાન કયા ઘરેણે મૂકયા છે !

ધણી : પોલનું નામ તો તમે સાંભળ્યું છે ના ?

ધણિયાણી : હા, હા, આપણી બબલીની નણંદોઈનો નાનો, પેલો પોલભાઈ પારેખ ઇ—ને ?

ધણી : નહિ—નહિ. એ—નહિ.

ધણિયાણી : ત્યારે પેલી—પોલ-પત્રિકા ?

ધણી : અરે—એ પણ નહિ. આ તો પોલ લોકો યુરોપ ખંડમાં વસે છે તે.

ધણિયાણી : તી ઈ ! એને લડાઈ શું છ ?

ધણી : આ પોલ લોકોનું ડાન્સીંગ બંદર......

ધણિયાણી : કેવો બંદર !

ધણી : ડાન્સીંગ બંદર.

ધણિયાણી : હં હં. સરકસમાં નાચે-કૂદે ને ડાન્સ કરે ઈ બંદર ને !

ધણી : અરે! એવો વાંદરો નહિ. આ તો જેમ આપણું મુંબઈ બંદર છે તેમ પોલાન્ડનું ડાન્ઝીંગ બંદર છે.

ધણિયાણી : તંયે! એમ સરખું કોયેની! ઈ બંદરમાં શું લડાઈ થઈ?

ધણી : બંદરમાં નહિ, પણ બંદર માટે.

ધણિયાણી : એટલે?

ધણી : એટલે કે ડાન્ઝીંગ બંદર પોલ લોકોનું છે. જરમની કહે છે કે......

ધણિયાણી : કઈ જમની?

ધણી : જમની નહિ, પણ જરમની. જરમની કહે છે કે એ બંદર મૂળ મારૂં છે. અને મારા લોકો તેમાં વસે છે, તે ખોટી રીતે પોલાન્ડને મળ્યું છે તે હું પાછું લઈશ.

ધણિયાણી : એનું હોવને ઈ લ્યે, એમાં બીજાના બાપનું શું જાય છે?

ધણી : પણ જબરાની પાંચશેરી કેમ ચાલે?

ધણિયાણી : ચાલે છે જ ને? તમે નમાલા, તી તમારો વાડો તમારાજ ભાયાતે જબરાઈથી પચાવી પાડયો, ને તમે હાથ ઝાલી બેસી રહ્યા.

ધણી : તે—શું હું જંગ આદરૂં? મેં તો કેવરાવ્યું હતું કે પંચ કરો.

ધણિયાણી : હવે—કર્યાં પંચ!! ઇ તો—નાગાહારે નાગા જ થાવું જોઈએ.

ધણી : એ મારો સ્વભાવ નથી

ધણિયાણી : જો સ્વભાવ આવ્યો છે! તો પછી તમારી આ બધી માલમિલકતે દઈ દોને! બહુ લાગી આવતું હોય તો! મારે શું? ભલે-તમારાં છૈયાં-છોકરાં ભૂખ્યે મરે, અને ભલે અમે ભીખ માગીએ!

ધણી : પણ-ડીયર! આવી અગબદ્ધ વાત લાવી મારી સાથે નાહક લડાઈ કાં આદરો?

ધણિયાણી : લે-બાઈ! લડાઈની વાત તમે છેડી, અને ઊલટા મને વળગો છો? તમારા હિતને માટે બે શબ્દો કહીએ, અને અમારૂં બોલ્યુ તમને ના ગમતું હોય તો અમે આ—ચાલ્યા. [ જવા માડે છે. ]

ધણી : [ પાછો હાથ ખેંચીને] મારા ઉપર વિના કારણ શા માટે રોષ કરો છો?

ધણિયાણી : તંયે—મને પજવો છો શું કામ?

ધણી : અરે! આપણે તો વિલાયતની વાતું કરતાં હતાં. તેમાં તમને પજવવા મારે કાંઈ કારણ નથી, હવે સાંભળશો ના?

ધણિયાણી : મેં તમને કયારે અટકાવ્યા?

ધણી : ત્યારે-શાંત થાઓ. પોલ લોકોનું ડાન્ઝીંગ બંદર પરાણે બળજબરાઈથી લઈ લેવાની હિટલરે ગર્જના કરી......

ધણિયાણી : લે! પેલાં કેતા'તા કે જમની લેવા માગે છે. હવે વળી કીયો છો કે હિતલડે ગરજના કરી. તમારી વાતમાં ઢંગધડો જ કયાં છે?

ધણી : ઉતાવળાં કાં થાઓ? એ બંને એકજ બાબત છે: જર્મની એ દેશ છે અને હિટલર તેનો મુખત્યાર છે.

ધણિયાણી : હોય. ઘરઘરના સૌ મુખત્યાર હોય, એમાં શું?

ધણી : પણ—આ હિટલરે તો બાપડી જરમન પ્રજાને દાબી દીધી છે.

ધણિયાણી : તી ઈ! તમેય કયાં મુખત્યારી વાપરતા નથી? અમે જરાક પણ તમારા હિતનાં બે વેણ કહેવા જઈએ, તો તમે અમારૂં મોઢું તોડી લીયો છો, એનું શું?

ધણી : એવી જબરાઈ તમારા ઉપર વપરાતી હોવાનું જો ખરેખર બનતું હોય તો હું જવાબદાર ખરો. ચાલો–પછી ? બીજું કાંઈ કહેવું છે ?

ધણિયાણી : તો–બીજું અમારેય શું કહેવાપણું હોય !

ધણી : ઠીક–ત્યારે ! આ હિટલરે ડાન્ઝીગ બંદર પોલલોકનું......

ધણિયાણી : પોલ કોણ ?

ધણી : કેમ ! વળી ભૂલી ગયા ! પોલાન્ડ દેશના વતનીઓ.

ધણિયાણી : સમજી, પછી ?

ધણી : પોલલોકનું ડાન્ઝીગ બંદર હેર હિટલરે બલજબરીથી લઈ લેવાની ગર્જના કરી, એટલે અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોએ તેને કીધું કે—'ભાઇ ! અત્યારસુધી તો જેના તેના મુલક પચાવી પાડયા એ તમારી ગુડાગીરી અમે ચલાવી લીધી. હવે ઘણું થયું પોલ લોકોનું આ બંદર કે તેના કબજાની બીજી કોઈ જમીન હવે આક્રમણ કરીને અમે લઈ લેવા દેશું નહીં......

ધણિયાણી : પોલ લોકની વાતમાં વળી આ બીજા લોકો શું કામ કૂદયા ?

ધણી : બહુજ સુંદર પ્રશ્ન. હું તમને પૂછું છું કે નબળાને સબળો દબાવે ત્યારે એવા સબળાને કોણ સમજાવે ?

ધણિયાણી : લે ! ઈ તો નાનું છોકરુંય કીયે કે સબળાથી મોટો હોય ઈ. નાનાનું વજન તી શું પડે !

ધણી : વાહ ! બહુ જ ઠીક. તો–આમાં પણ પોલ લોકો શસ્ત્ર–સરંજામ અને સાધન સામગ્રીમાં જર્મન લોકથી ઊતરતા, એટલે જર્મનીના સમોવડિયા અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો પોલ લોકની વ્હારે ધાયા.

ધણિયાણી : એમ !

ધણી : હા, એ અંગ્રેજ અને ફ્રેન્ચ લોકે હિટલરને કીધું કે 'હિંસાની વાત રહેવા દો, અ—હિંસાથી વાટાઘાટ કરો તો પછી અમને વાંધો નથી.'

ધણિયાણી : અ—હિંસાની વાત તો માતમાગાંધી બાપુને મોઢે શોભે.

ધણી : ખરૂં છે. મહાત્મા ગાંધીજીએ પણ હિટલરને સંદેશો પાઠવ્યો કે 'કૃપા કરીને દુબળાને દબાવો નહીં, એ સભ્યતા કે સંસ્કારિતા ન જ કહેવાય. ભ્રાતૃભાવ અને માનવતા ગુણ વાપરી ન્યાયધર્મથી વર્તન કરો તો ઉપકાર.'

ધણિયાણી : પછી હિત—લર માન્યો !

ધણી : અરે—એ પાણીનું પૂતળું માને એવો ક્યાં છે ? એ તો મહાત્માજીને પણ મૂર્ખ લેખે એવો છે. અત્યારે ગાંધીજીની તતૂડીનો અવાજ યુરોપમાં સાંભળે જ કોણ ?

ધણિયાણી . લે ! આ હિત—લર એવો દુસમિનજી ને નાગો છે ?

ધણી : હાસ્તો. અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોએ તો એને ચોખેચોખું સુણાવી દીધું કે. "નાગા થાશો તો હવે અમારે પણ તમારી સાથે નાગા થાવું પડશે;" તો હિટલરે પડકાર કર્યો કે—'આવી જાઓ.' એટલે અંગ્રેજ અને ફ્રેન્ચ લોકોએ પણ કીધું કે—'ત્યારે—આવી જાઓ.'

ધણિયાણી : વાહ ! તંય તો—આ અંગ્રેજ અને ફ્રેન્ચ લોક જર્મની કરતાં પરોપકારી અને ભલા તો ખરા.

ધણી : ભલાં તો—દુનિયાના દરેક દેશમાં ઘણુંયે માણસો હોય છે. રાજ—તંત્રવાદનોજ આ વાંધો છે.

ધણિયાણી : શું કીધું ?

ધણી : વાદનો વાંધો.

ધણિયાણી : જોયું ? તમારે ફરીફરીને મારા ઉપર જ ઊતરી પડવું છે. આ તમારા ઘરનો કારભાર અમે ચલાવીએ છીએ એટલે અમે વાદીલાં એમજને ? તમે ભલા અને અમે ભૂંડાં ! ! તમારા ઘરનો કારભાર મારે હવે એક ઘડીય સાચવવો નથી. પછી કાંઈ! અમે ભૂંડાં થવા માગતાં જ નથી. બસ થયું. પછી મારે કાંઇ સાંભળવું જ ન પડે ને ! લે—અમે વાદીલા !

ધણી : અરે ! અરે ! હું તો નાઝીવાદ અને શાહીવાદની વાત કરૂં છું

ધણિયાણી : મને તમે ઉડાવોમાં, મારે એવી તમારી શાહી કે ડાહીવાદની વાત જ સાંભળવી નથી, પછી કાંઇ !

ધણી : ભલે—હમણાં નહીં સાંભળો, તો પછી બંબગોળા પડશે ત્યારે જીવને જોખમે સાંભળવું પડશે.

ધણિયાણી : હેં ! હેં!

ધણી : હા. હું તમને ખરું જ કહું છું કે ખાંઉ ખાંઉ કરે એવા આ રાક્ષસીવાદો વચ્ચે વઢવાડ થઇ, અને વિગ્રહ થયો પછી થઈ ચૂક્યું. વિકાળ રૂપ ધારણ કરે, પછી તેમાં હું—તમે કે—છોકરાં કોઈ પણ સલામત રહેવાનાં નથી.

ધણિયાણી : કાં ! કાં !

ધણી : આ વાદો એક-બીજા પર વર્ચસ્વ મેળવવા માટે સમગ્ર વિશ્વને ઉપરતળે કરી નાંખે, દયા-ધર્મનો છાંટો વટીક રાખવાના નહીં. નિર્દોષ શહેરોએ અને સ્થાનોપર બોંબના વરસાદ વરસાવે અને તેમાં માનવજીવોનો સંહાર થાય.

ધણિયાણી : ઓય-–માડી ! એટલું બધું ! આંહી પણ બંબ પડે !

ધણી : દુશ્મનો કાંઈ પણ છોડે નહિ. આંહી પણ પાડે તો પાડે.

ધણિયાણી : ઓય-–મા ! આ લડાઈ ! પીટયા ! એવા બધા વાદોનું સત્યાનાશ જજો! તમે અત્યારલગી છાપાં શું વાંચ્યા કરો છો અને મુંગા મુંગા બેસી શું રહ્યા છો ? રામા ! એ--રામા !

ધણી : રામાનું શું કામ છે ?

ધણિયાણી : રામા ! અરે-રામા-આ ! જલ્દી બાબા-બેબી અને કાકુને નિશાળેથી તેડી લાવ્ય.

ધણી : કાં—આં ?

ધણિયાણી : શું કાં ? આપણે એક ઘડીય હવે આંહી રહેવું નથી. મારો તો જીવ ધરાતો નથી. દેશમાં અટાણે જ ઊપડી જાવું છે. તમે સાબદા થાવ. રામા ! અરે-રામા-આ ! પીટયો ગમલો પણ ટાંકણે કોણ જાણે કયાં મૂવો......

[ ધણિયાણી હાંફળાંફાંફળા રામાની શોધમાં જાય છે, અને ધણી તાકી રહે છે. ટાબ્લો. ]

---

# જીવન ઝરણ

પ્રમા

બેલ્જિયમપતિ લિયોપોલ્ડ બીજાની મોટર એક પ્રસંગે નગર-બહારના માર્ગે પર ઝડપથી આગળ વધતી હતી. તે વખતે મોટરમાં બેઠેલ રાજાએ છેટેથી જોયું તો મોટરને જ્યાં ફંટાતા માર્ગ પર વાળી લેવાની હતી ત્યાં એક ડોશીને તેણે એક સંતાનને કેડ પર ને બીજાને આંગળીએ વળગાડી, એ જ માર્ગે ચડી આવતી ને ઝડપથી ધસી આવતી મોટર જોઈ બેબાકળી બનીને ત્યાંજ ભ્રમિતની જેમ ઠરી જતી જોઇ અતિ વેગે દોડતી મોટરને અટકાવવાનો એકે ઉપાય ન રહ્યો. ને રાજાએ ક્ષણના પણ વિલંબ વિના ડ્રાઇવરને આજ્ઞા કરી.

"મોટરને વાળવાની નથી સીધી ખાઇમાં જવા દો."

ડ્રાઇવરે તરત જ આજ્ઞાને ઝીલી લીધી. ને બીજી જ ક્ષણે માર્ગચૂકેલી મોટર પાસેની ખાઈમાં ગબડી પડી. પણ તે પળે લાગેલા સખત આંચકાથી મોટરમાંના બંને પુરુષ ઉછાળો ખાઈ કંઈક છેટે તળાવના કિનારે પટકાયા. બંનેને ગંભીર ઈજા તો થઈ પણ તે બંનેના હૃદયમાં એક માતાને તેનાં સંતાન સાથે બચાવી લીધાનો . મિષ્ટ સંતોષ હતો... થોડાક દિવસની સારવારે એ બંનેને ઉગારી લીધા.

* * *

સેનાપતિ લીને એક વૃક્ષ નીચે ઊભેલ જોઇ દુશ્મનસૈન્યે તેના પર તોપના ગોળા વર્ષાવવા માંડયા. લીએ તરત જ પોતાના સૈન્યની મધ્યમાં-સલામત સ્થળે ચાલ્યા જવાને પગલાં ઉપાડયાં. પણ તે જ ક્ષણે તોપમારાના ભીષણ નાદથી ગભરાયલ એક ચકલીના કુમળા બચ્ચાને તેણે એ વૃક્ષ પરના માળામાંથી નીચે ગબડી પડતુ જોયું.

લી તરત પાછો ફર્યો. ચકલીના બચ્ચાને હાથમા લઇ તે વૃક્ષ પર ચડયો. ને દુશ્મનોના ગોળાની પરવા વગર એ બચ્ચાને માળામા સારી રીતે ગોઠવ્યા પછી જ તે પોતાના સૈન્ય તરફ વળ્યો.

દૂરથી આ પ્રસંગ જોઈ રહેલા સેનાપતિના મિત્રોએ પૂછ્યું. "નામવર, આપના અમૂલ્ય જીવન કરતાં ચકલીના બચ્ચાની કિંમત વધારે ગણી?"

"હું યુદ્ધે ચડેલો સૈનિક છું." લીએ હસીને કહ્યું, "મારે માટે તોપના ગોળાથી મૃત્યુ એ વીરમૃત્યુ ગણાય. પણ ચકલીના એ નિર્દોષ બચ્ચાનું જો મારા દેખતાં એ રીતે મોત થાય તો તે ખૂન લેખાય; હું મારા દયાધર્મને ચૂકયો ગણાઉં"

* * *

એક પક્ષીની રક્ષામાં પોતાના પ્રાણ આપનાર વીર મુંજની પાછળ માતા જોમબાઈ જ્યારે આંસુ સારતાં હતાં ત્યારે પુત્ર લખધીરજીએ માતાને આશ્વાસન આપતાં કહ્યું, "માડી, ભાઈનું મોત નિર્દોષની રક્ષા કરતાં થયું છે. તેમાં રડવાનું ન હોય. તારે તો પ્રભુ આગળ માગવું જોઇએ કે અમે—તારા બીજા પુત્રો પણ એવું મોઘું મોત વરીએ."

સ્વીડનપતિ ચાર્લ્સ બારમો સ્વરૂપવતી રમણીઓથી ખૂબ જ ડરતો. પોતાનું ચારિત્ર નિષ્કલંક રાખવાની તેને હોંશ હતી. તે માનતો કે પુરુષ જો પરસ્ત્રીની મોહિનીમાંથી દૂર રહી શકે તો જગતની અડધોઅડધ મુશ્કેલીઓ આપોઆપ મટી જાય.

એક દિવસે સવારે દ્વારપાળે તેને ખબર આપ્યા કે બારણે એક કન્યા તેના પિતાને થયેલ અન્યાયની ફરિયાદે આવી છે.

ચાર્લ્સ આસન પરથી ઊઠી એકદમ કન્યાની વિગત સાંભળવા દોડયો. પણ પછી કંઈક યાદ આવતાં તેણે પૂછ્યું, "શું એ કન્યા રૂપાળી છે?"

"જી હા," દ્વારપાળે હસીને કહ્યું, "તે જુવાન છે. ફૂટડી છે, તેજનો અંબાર છે; રૂપરૂપનું મણિ છે, આરસની પૂતળી જેવી છે; જોઇને ઈશ્વર પણ મોહી પડે એવી છે."

"ઠીક." રાજાએ દ્વારપાળની ઊર્મિઓને શાંતિથી ઠારતાં કહ્યું, "એને જરા કાળો બુરખો પહેરાવો અને પછી મંત્રીઓ અને રાજમહેલની બીજી સ્ત્રીઓની હાજરીમાં તેને તરત અમારી સમક્ષ રજૂ કરો."

× × ×

અમેરિકન મંત્રી સુમ્નેર ચાર્લ્સ બાલપણથી જ સ્ત્રીના સંસર્ગથી દૂર ભાગતો. જે સ્વરૂપવતી સ્ત્રીઓની પાછળ એના મિત્રો ભમરાની જેમ ગુંજવા માંડે એવી સ્ત્રીઓનો તે પડછાયો પણ ન લેતો.

અનેક સુંદરીઓએ તેને લલચાવવા પ્રયાસ કર્યો. પણ એકે તેમાં સફળ ન બની શકી.

એક દિવસે અમેરિકાની એક રૂપરમણીએ સુમ્નેરના મિત્રો સાથે શરત કરી કે, "જો હું સુમ્નેરને આંજી ન શકુ તો પાંચસો ડૉલર હારી જાઉં, ને આંજી શકું તો તમારે મને પાંચસો ડૉલર આપવા."

સુમ્નેરના મિત્રોએ ઘણી જ ખુશીથી આ શરત કબૂલી લીધી.

તે પછી રૂપરમણીએ ખાણાનો એક જંગી જલસો ગોઠવ્યો. તે જલસામાં તેણે સુમ્નેરના મિત્રોની સામે એકેક સુંદર રમણીને બેસાડી; ને સુમ્નેરની સામે તે પોતે, કામદેવને પણ લલચાવે એવા આકર્ષક સ્વરૂપમાં સજ્જ બની, જઈ બેઠી.

સુમ્નેરના મિત્રો પોતપોતાની સુંદરીઓ સાથે વાતે વળગ્યા. રૂપરમણીએ પણ હસી-હસાને સુમ્નેરને લલચાવવા માંડયો. પણ સુમ્નેર તો નીચે મોઢે ખાવામાં જ પરોવાઈ રહ્યો. રમણીએ મોં પર શરમના શેરડા સાથે એની થાળી ખેંચવા માંડી.

સુમ્નેરે તરત જ પોતાની ખુરશી અવળી ફેરવી નાંખી, ને પાસે ઊભેલા એક જાડા, બેડોળ અને સીસમના કકડા જેવા દેશી પુરુષ-નોકરને પોતાની સમીપ બેસાડી તેની સાથે તે વાતોએ વળગ્યો.

ને જલસો પૂરો થયો ત્યાંસુધી તેણે તે પુરુષની સાથે વાતો કર્યા જ કરી. રૂપરમણીનો ગર્વ તો સમૂળગો ઠરી જ ગયો. તેણે સુમ્નેરના મિત્રોના હાથમાં પાંચસો ડૉલરની નોટ મૂકી.

× × ×

એક પ્રસંગે એ જ સુમ્નેર મહાશયે પુસ્તકાલયમાં પ્રવેશતાં માથેથી હેટ ઉતારી નાંખી. પુસ્તકાલયમાં ફરતી સુંદરીઓએ આ જોઈ ગર્વ અનુભવ્યો.

મુન્ષ્ટેરના ત્યાં ઊભેલા એક ટીખળી મિત્રે પૂછ્યું, "નામદાર, સુંદરીઓના માનને ખાતર આપે હેટ ઉતારી તે જોઈ અમે ખુશ થયા છીએ, પણ તમારી નાજુક તબિયત જોતાં...'

"તબિયત ગમે તેવી હોય. પણ પુસ્તકો સમીપ વિનયપૂર્વક હેટ ઉતારી નાંખવાનું મેં મત લીધેલું છે."

× × ×

સેફ્ટસબરીએ પોતાની મિત્રમંડળીમાં કહ્યું, "ભલેને પુરુષો જુદા જુદા પન્થ કાઢે કે મતમતાંતરો સ્થાપે. આખર તો એ બધા એક જ ધર્મના અનુયાયી છે."

સમીપમાં બેઠેલી એક સુંદરીએ ઉત્સુકતાથી પૂછ્યું, "નામવર, એ ધર્મ કયો?"

"દેવી," સેફ્ટસબરીએ કંઈક હસીને કહ્યું, "એ ધર્મ એવો છે કે જે સુંદરીને મોઢે સહેલાઈથી ન કહી દેવાય."

× × ×

નામાંકિત અમેરિકન રાજપુરુષ વેબ્સ્ટરના નિવાસસ્થાને એક પારસલ આવ્યું. વેબ્સ્ટરે પાસે વસતા એક ગૃહસ્થની સ્વરૂપવતી કન્યાની મદદથી એ પારસલ પરથી ગાંઠો છોડવા માંડી.

ગાંઠો છૂટી રહેતાં વેબ્સ્ટરે કહ્યું, "હવે આપણે એક એવી ગાંઠ બાંધીએ કે જે જિંદગી સુધી ન છૂટે."

"ઘણી જ ખુશીથી." કન્યાએ હસીને સંમતિ આપી.

વેબ્સ્ટરે પાસે પડેલ દોરો લઇ એક ગાંઠ બાંધી; કન્યાએ એ ગાંઠને પાકી કરી.

ને વેબ્સ્ટરનું એ કન્યા સાથેનું લગ્ન અમેરિકામાં વધુમાં વધુ સુખી ને કલહહીન નીવડ્યું. વેબ્સ્ટરે પ્રેમની ગાંઠનો એ દોરો જિંદગી સુધી જાળવી રાખેલો.

× × ×

ગુરુ ગોવિન્દસિંહ એક પ્રસંગે તેમના કેટલાક ભક્ત સૈનિકો સાથે આનંદપુરના કિલ્લામાં ઘેરાઇ ગયા. કિલ્લાની આસપાસ પથરાયલી વિરાટ મોગલસેનાએ તે કિલ્લા પર ઝનૂની હુમલો કર્યો. બચાવનો એક ઉપાય ન રહ્યો. પણ ગોવિન્દસિંહે કિલ્લાને છોડી જવા કરતાં દુશ્મનોને આધીન બનવા કરતાં લડીને મરવાનું વધારે પસંદ કર્યું.

આ સમયે તેમના શિષ્યોમાંથી ચાળીશ જણે ગુરુ પાસે કિલ્લો છોડી જવાની પરવાનગી માગી. ગુરુએ કંઇક દુઃખભર્યા સ્વરે હસીને કહ્યું, "તમે ખુશીથી જઈ શકો છો. પણ તેમ કરતા પહેલાં તમારે મને ગુરુ તરીકે નાકબૂલ કરવો જોઇએ, સૈન્યમાંથી રાજીનામું આપવું જોઈએ."

ચાળીસે સૈનિકો રાજીનામું આપી ગુપ્ત રીતે કિલ્લો છોડી ગયા. પણ જ્યારે તે ઘેર પહોંચ્યા ત્યારે તેમની પત્નીઓએ, માતાઓએ, બહેનોએ, પુત્રીઓએ સૈનિકધર્મ તજી દેવા માટે તેમના પર ફીટકાર વર્ષાવ્યો. સૈનિકોને પણ પશ્ચાતાપ થયો. તે તત્ક્ષણ પાછા ફર્યા, ને કિલ્લાને ઘેરી પડેલી મોગલસેના પર તેમણે ઝનૂની હુમલો કર્યો.

એ સંગ્રામમાં ચાળીસે સૈનિક ખપી ગયા, પણ ગભરાયલી મોગલસેનાએ પોતાના ડેરા-તંબુ કિલ્લા પાસેથી ઉઠાવી લીધા. ગોવિન્દસિંહ જ્યારે એ પીછેહઠનું કારણ જાણવાને બહાર નીકળ્યા ત્યારે પોતાને તજી ગયેલા સૈનિકોને સમરભૂમિ પર સૂતેલા જોતાં તેમની આંખે હર્ષનાં આંસુ આવ્યાં.

તેમણે નીચા નમીને પ્રત્યેક સૈનિકના કપાળે ચુંબન કર્યું, ને તે ચાળીશમાંથી એકાદ પણ જીવતો હોય તો તેના પાસેથી સૈનિકોની અંતિમ ઇચ્છા જાણવા તેમણે પ્રયાસ કર્યો. ને મહાનસિંહ નામે એક ઘાયલ સૈનિક તેમને કંઈક સજીવ જણાયો.

"પુત્ર, તમારી કંઈ ઇચ્છા બાકી છે?" ગુરુએ સજળ નયને પૂછ્યું.

"અમને માફી......"

"તમે વીર છો. તમારા આ સાહસે તમારી કીર્તિને ઉજ્જ્વળ કરી છે."

"અમારું ગજીનામું..."

ગુરુએ તે જ જગ્યાએ સૈનિકોનું રાજીનામું કાઢીને સળગાવી મૂકયું. ને મહાનસિંહે શાંતિથી પોતાના પ્રાણ છોડયા.

× × ×

દક્ષિણમાં, આઠ વર્ષની વયના એક નિર્દોષ બાળકે ઔરંગઝેબની સમક્ષ આવી તેને નમનપૂર્વક વિનંતિ કરતાં કહ્યું, "શહેનશાહ, મારા પિતાજી આપની કેદમાં છે. જોઈએ તો મારો પ્રાણ લો, પણ એમને મુક્ત કરો."

"પ્રાણ આપી શકીશ?" ઔરંગઝેબ વાઘની જેમ ગર્જ્યો.

"જી, હજુર."

ઔરંગઝેબ તરત જ એ બાળકનો એક કાન તરવારથી કાપી નાખતાં બોલ્યો, "બોલ, હજી પણ પ્રાણ આપવાની ભાવના છે?"

"હા જી," બાળકે હસીને કહ્યું.

ઔરંગઝેબ બાળકનો બીજો કાન કાપી નાખતાં ગર્જ્યો, "બોલ હવે?"

"જોઈએ તો મસ્તક ઉતારી લો." બાળકના મુખ પર પિતાની મુક્તિની આશાનું સ્મિત પથરાયું.

"જાઓ," ઔરંગઝેબ પાસે ઊભેલા સરદારને આજ્ઞા કરતાં બોલ્યો, "આ બાળકના પિતાને હમણાં ને હમણાં જ સામેના ઝાડે વળગાડી બંદૂકની ગોળીએ ઉડાડી મૂકો. જેનું બાળક આટલું તેજસ્વી છે તેનો પિતા કેટલો શક્તિશાળી હશે? એવાને તો જીવતા જ ફૂંકી દેવા."

ને એ બાળકના દેખતાં જ ઔરંગઝેબે એના પિતાના શરીરને ગોળીઓથી વીંધી નંખાવ્યું

× × ×

શીખગુરુ ગોવિન્દસિંહ જ્યારે મોગલ-સલ્તનત સામે ધર્મયુદ્ધમાં ઊતર્યા ત્યારે તેમણે પોતાનાં પત્નીને એકાંતવાસમાં મોકલાવી દીધેલાં. યુદ્ધની પૂર્ણાહૂતિ અને વિજય પછી તેઓ બહાર આવતાં ગુરુને તેમણે પૂછ્યું, "મારા ચાર બાલપુત્રો કયાં છે?"

"દેવી" ગુરુએ દુઃખને દબાવી શાંતિથી કહ્યું "ચારે પુત્રો યુદ્ધમાં ખપી ગયા છે. પણ બદલામાં પુત્ર સમી શીખ પ્રજા જીવન્ત બની છે. હવે એ પ્રજાને જ પુત્ર ગણી આપણે એનું પાલન કરવું ઘટે."

અર્થશાસ્ત્રનું એક પ્રકરણ—

# શાખ [Credit]

નર્મદાશંકર હ. વ્યાસ

સામાજિક દષ્ટિએ Creditનો અર્થ આપણે આબરૂ કરીએ છીએ, પણ આર્થિક દષ્ટિએ તેનો અર્થ શાખ થાય છે. આર્થિક વ્યવહારમાં શાખ ખૂબ જ શક્તિવાળું વિનિમયનું સાધન છે. જે વ્યક્તિની શાખ છે, તેની પાસે શાખના પ્રમાણમાં ખરીદશક્તિ છે. શાખને પરિણામે સમાજમાં લેનાર અને દેનાર, લેણદાર અને દેણદાર, કરજદાર અને શાહુકાર એવા ભાગો પડે છે. લેણદાર તથા કરજદાર બંને શાખની શક્તિથી બીજાના પૈસાનો ઉપયોગ કરે છે. આ પ્રમાણે સમાજના પૈસાનો સતત ઉપયોગ શાખની લેવડ-દેવડના પરિણામે થયા કરે છે. માનવસમાજ પ્રગતિશીલ હોઇને જગતનો આર્થિક વ્યવહાર દિનપ્રતિદિન વધતો જ જાય છે. વધતા જતા આર્થિક વ્યવહારને પહોંચી વળવાને માટે જેટલા પ્રમાણમાં સોનાનું ભંડોળ જોઇએ તેટલા પ્રમાણમાં સોનું મળતું નથી, પરિણામે આર્થિક વ્યવહારનું સોનામાં અંકાતી કિંમતનું સમતોલપણું રહેતું નથી. જેટલા પ્રમાણમાં આર્થિક વ્યવહાર વધે તેટલા પ્રમાણમાં વિનિમયનું સાધન વધવું જ જોઈએ. પણ સોનાની પૂરતિ થતી નહિ હોવાથી, વધતા જતા આર્થિક વ્યવહારને પહોંચી વળવા માટે વિનિમયનું સૂક્ષ્મ સાધન શાખના સ્વરૂપમાં શોધવામાં આવ્યું. એટલે આર્થિક વ્યવહારના પલ્લા સામે માત્ર સ્થૂળ સોનાનાણું જ નહિ પણ તેની સાથે સૂક્ષ્મ શાખને પણ આર્થિક વ્યવહારના પલ્લાને સમતોલ રાખવાને મૂકવામાં આવે છે. સોનાનું પ્રમાણ વધે કે ઘટે પણ જેટલા પ્રમાણમાં આર્થિક વ્યવહાર વધે છે કે ઘટે છે તેટલા પ્રમાણમાં શાખને વિસ્તારવામાં કે સંકોચવામાં આવે છે; જરૂરિયાત પ્રમાણે શાખનો વિસ્તાર અને સંકોચ શક્ય હોવાથી વસ્તુઓની કિંમતમાં કે નાણાંઓની કિંમતમાં વધઘટ થવાનો સંભવ રહેતો નથી.

વિનિમયનું આ સૂક્ષ્મ સાધન સમાજની આર્થિક પ્રગતિ અમુક અંશે થયા પછીજ શક્ય બન્યું છે. વાસ્તવિક રીતે સમાજનો આર્થિક વ્યવહાર એ વસ્તુઓનો વિનિમય કે શ્રમનો વિનિમય જ છે. વિનિમયના સાધનનો આશ્રય લઇને આર્થિક વ્યવહાર થતો હોવાથી એવી ભ્રાંતિ ઉત્પન્ન થઇ કે જગતનો આર્થિક વ્યવહાર એટલે પૈસાની લેવડ-દેવડ; પણ લોકો જેમ જેમ આર્થિક વલણવાળા બનતા ગયા અને અર્થશાસ્ત્ર સમજતા ગયા તેમ તેમ આ માત્ર પૈસાની લેવડ-દેવડનો આભાસ દૂર થયો અને પૈસાનો ઉપયોગ માત્ર વિનિમયના સાધન તરીકે જ નહિ, પણ વસ્તુની કિંમતની આંકણી તરીકે થતો હોવાથી લેવડ-દેવડની વસ્તુઓની કિંમત પણ પૈસામાં નોંધી શકાય છે. નાણાનો ઉપયોગ હિસાબના સાધન તરીકે પણ થતો હોવાથી વસ્તુઓની પરસ્પર લેવડ-દેવડનો હિસાબ વસ્તુઓની કિંમત પ્રમાણે પૈસામાં રખાય છે. ટૂંકામાં કોઈપણ જાતના આર્થિક વ્યવહારમાં વસ્તુઓની સંખ્યા ઉપર ભાર દેવામાં આવતો નથી, પણ એ વસ્તુઓની સંખ્યાની કિંમત નાણામાં કેટલી થાય છે તેની ઉપર જ ધ્યાન આપવામાં આવે છે.

સમાજનું આર્થિક બંધારણ જો સંપૂર્ણ વ્યવસ્થિત હોય, સ્થિર હોય, અને સમાજના પ્રત્યેક સભ્યના જાનમાલની સહીસલામતી હોય તોજ શાખની હસ્તી સંભવી શકે. પરસ્પરનો વિશ્વાસ–સમાજમાં વિશ્વાસનું વાતાવરણ એ શાખનો આધારસ્થંભ છે. કોઈ પણ સમયે આ વિશ્વાસનું વાતાવરણ નબળું પડે તો શાખ નિર્બળ અને સત્ત્વહીન બને છે.

શાખ ઉત્પાદનનું તેમજ ઉપભોગનું એક જબરદસ્ત સાધન થઇ શકે છે. ઉત્પાદક શાખ જેટલી ફાયદાકારક છે તેટલી જ ઉપભોગાત્મક શાખ નુકશાનકારક છે. શાખનો વણવિચાર્યો ઉપયોગ હંમેશાં નુકશાનકર્તા છે. શાખને પરિણામે સંપત્તિનો વિકાસ સુંદર રીતે થાય છે. પૈસો પૈસાને રળે છે એ કથનના મૂળમાં શાખનો ઉપયોગ રહેલો છે. નાણું એક જગ્યાએ નિર્જીવ બની પડી રહે તો તે નાણું સમાજનું તેમજ વ્યક્તિની પાસે હોવા છતાં વ્યક્તિનું પણ હિત સાધી શકતું નથી. એ નાણાંની જો શાખ ઉપર લેવડદેવડ કરવામાં આવે તો તે નાણું વ્યક્તિને આવકનું સાધન થઈ પડે છે, તેમજ સમાજમા નાણું ફ્ગ્રુ રહેવાથી સમાજના આર્થિક વ્યવહારમા સુગમતા પ્રાપ્ત થાય છે.

મુખ્યત્વે કરીને શાખનાં પાંચ સર્વસાધારણ સાધન છે. શાખનું પ્રથમ અને મુખ્ય સાધન ચેક—cheque—છે. ચેકના મુખ્ય ચાર પ્રકાર છેઃ (૧) સાદો ચેક—Bearer cheque–, કોઈ પણ વ્યક્તિ બેંકમાં જઈ આ ચેક વટાવી શકે છે. આવા ચેકને નાણાંની માફક વાપરી શકાય છે. (૨) હુકમનો ચેક–Order cheque–, જે માણસના નામનો ચેક હોય તે જ માણસ બેંકમાં આ ચેકને વટાવી શકે છે, અથવા તો એ માણસ કોઇપણ માણસને આ ચેકની પાછળ શેરો કરીને તે આપી શકે છે. ચેક ઉપર યોગ્ય શેરો થયા વિના બેંકમાં ચેકને સ્વીકારવામાં આવતો નથી. (૩) Crossed cheque–, પહેલા બે પ્રકારના ચેક કરતાં આ પ્રકારનો ચેક બહુ જ સહીસલામતી ભરેલો હોય છે. ચેકની વચમાં અથવા તો ચેકના ખૂણા ઉપર બે સમાંતર લીટીઓ દોરવામાં આવેલી હોય છે. આ પ્રકારનો ચેક બેંકમાં વટાવી શકાતો નથી પણ માત્ર જમા કરાવી શકાય છે. એટલે ચેકના બદલામાં રોકડ નાણું મળતું નથી પણ જેના નામનો ચેક હોય અથવા તો ચેક ઉપર જેના નામનો શેરો હોય તેના ખાતામાં ચેકની રકમ જમા થાય છે. (૪) Specially crossed cheque–, ત્રીજા પ્રકાર કરતાં આ પ્રકાર એક ડગલું આગળ વધે છે. બે લીટીની વચમાં અમુક બેંકનું નામ લખેલું હોય છે એ જ બેંકમાં આ ચેકના પૈસા જમા થાય છે.

શાખનું બીજું સાધન હૂંડી—Draft—છે. હૂંડીનો ઉપયોગ ઘણા જૂના કાળથી થતો આવ્યો છે પણ વર્તમાન યુગમાં બેંકના વિકાસ સાથે હૂંડી શાખનું વ્યવસ્થિત અને સંગીન સાધન બનેલ છે.

શાખનું ત્રીજું સાધન—Bills of Exchange છે. આ બીલ, જેને હૂંડી પણ કહેવામાં આવે છે,—એટલે લેણદારે દેણદારની ઉપર પોતાને અથવા તો બીજા કોઇ માણસને પૈસા આપવાનો કરેલો હુકમ. આવા બીલને લેણદેણના સાધન તરીકે વાપરી શકાય છે.

શાખનું ચોથુ સાધન કાગળની નોટ છે. આમાં Promissary note નો પણ સમાવેશ થાય છે.

# વિશ્વાસઘાતી!

પંકજ

૧

અપરાન્ત (આધુનિક થાણા જીલ્લો) નાં સુંદર બંદરો સમ્રાટ પુલકેશીના રાજ્યની સમૃદ્ધિ બતાવતાં હતાં. એ બંદરોમાં સુર્પારક (સોપારા) મુખ્ય ગણાતું હતું. એ બંદરેથી ઇરાન, અરબસ્તાન, મિશ્ર ઇત્યાદિ દેશોમાં ભારતીય માલનો નિકાશ થતો હતો. એ બંદરની સમૃદ્ધિ સમસ્ત ભારતના ગૌરવનો વિષય થઇ પડ્યો હતો. એજ બંદરેથી સદીઓ પહેલાં લાટ-અપરાન્તના કુશળ નાવિકોએ દૂર સુદૂર પૂર્વમાં જાવા સુમાત્રામાં ભારતનું ગૌરવ વધાર્યું હતું અને સામ્રાજ્ય સ્થાપિત કીધું હતું.

સુર્પારક બંદરના મુખદ્વાર પર એક કિલ્લો હતો. એ દુર્ગના ઉપરના બુરજ પરથી ઘણે દૂર સુધી સમુદ્ર પર દૃષ્ટિ નાંખી એક પ્રહરી હમેશ બેસી રહેતો હતો. સમ્રાટ પુલકેશીના જમણા હાથ સમો કુશળ વીર સહદેવ એ દુર્ગનો રક્ષક હતો. સહદેવના હાથ નીચે પાંચ સહસ્ર કુશળ નાવિકોનું સૈન્ય હતું. સહદેવના શીલ, સ્વભાવ અને કાર્યતત્પરતાને લીધે સુર્પારકના નાગરિકો પોતાને સુરક્ષિત સમજતા હતા. સહદેવ જનતાનો તેમજ સમ્રાટનો પ્રિયપાત્ર હતો.

૨

"મહારાજ, હું સુર્પારકથી આજે એક મહત્વની ખબર લઇ આવ્યો છું. દૂતને મોકલવાનું અયોગ્ય ધાર્યું માટે સ્વયં આવ્યો છું."

"શું ખબર છે?"

"મહારાજ, અરબસ્તાનમાં એક નવા ધર્મનો ઉદય થયો છે એ તો આપણને પહેલાં ખબર મળી હતી."

---

શાખનું પાંચમું અને છેલ્લું સાધન Book-credit છે. વર્તમાન યુગમાં ઘણો ખરો આર્થિક વ્યવહાર શાખથી જ કરવામાં આવે છે. અમુક સમયને અંતે પરસ્પરથી જ હિસાબો ચોકખા કરી માત્ર બાકીની લેવડ-દેવડ કરવાની રહે છે. આ સાધનથી પ્રત્યેક સોદા વખતે કે પ્રત્યેક આર્થિક વ્યવહાર માટે નગદ નાણાંની આવશ્યકતા રહેતી નથી. સોદાની કિંમત ચોપડાઓમાં નોંધાય છે. અને અમુક સમય માટેના પરસ્પરના થયેલા સોદાઓની કિંમત એકબીજાની સાથે સરખાવનાં બાકીમાં વધારા-ઘટાડા પુરતું જ નાણાંની લેવડ-દેવડ કરવાની રહે છે.

શાખને શક્ય બનાવની મુખ્ય બે સંસ્થાઓ છે. (૧) બેંક અને (૨) Clearing Houses.

——o——

"હા, પણ તેનું શું!"

"મહારાજ, એ ધર્મના અનુયાયીઓ સર્વત્ર કેર વર્તાવી રહ્યા છે. પારસ એઓના હાથમાં આવી ગયું છે અને ગાંધાર પર પણ એઓની ક્રૂર દૃષ્ટિ પડી છે"

"પરન્તુ ગાંધારરાજ કાંઇ નિર્બળ નથી."

"હા મહારાજ, ગાંધારનરેશે હાલ તુરત તો એ વિકટવાહિનીને અટકાવી છે, પરંતુ એઓના ધર્મગુરુઓએ સમુદ્રમાર્ગે ભારતમાં પ્રવેશ કરવાનું વિચાર્યું છે."

"તને એ વાત કોણે કહી?"

"મહારાજ, મારો ગુપ્તચર શ્રીધર અરબસ્તાનનાં વહાણોમાં આ વખતે ખાસ ગયો હતો. તે એમ પણ ખબર લાવ્યો છે કે સૌવીર (સિંધુ) પ્રદેશ પર ચડાઇ કરવાની એમના ધર્મગુરુઓની ઇચ્છા હતી પરંતુ અમુક વેપારીઓએ આપણા બંદરોની સમૃદ્ધિનાં વખાણ કર્યા છે માટે એમનો વિચાર આ તરફ ફર્યો છે."

"તું શું કરવા માંગે છે?"

"મહારાજ, આપણી જળસેનાને તૈયાર રાખી સમુદ્રમાં ફરતી મૂકી દેવી જોઈએ. દુર્ગની સેનાની સંખ્યા ત્રણ ગણી કરવી જોઈએ. બંદરમાંના પ્રત્યેક વિધર્મી વેપારી પર નજર રાખવા હું શ્રીધરને કહી દઉં છું"

કંઇક વિચારી સમ્રાટ બોલ્યા, "સહદેવ, તારો વિચાર મને પણ માન્ય છે. પરંતુ જળસેનાના એક ભાગને સંસ્થાન (સંજાણ) ના બારામાં રાખી મૂકવો એ વધારે ઠીક થઈ પડશે."

"હા મહારાજ, આપનો વિચાર ઉત્તમ છે. હું સાગરભટ્ટને આદેશ આપી દઈશ."

"સહદેવ, ધ્યાન રાખજે આ કસોટીમાં આર્યાવર્તના સમ્રાટ હર્ષને પરાજિત કરવાથી મળેલું ગૌરવ ભૂંસાઈ નહિ જાય!"

"મહારાજ, સહદેવનો પ્રાણ રહેતાં સુર્પારકનું ગૌરવ જશે નહિ!"

૩

આર્યાવર્તમાં સમ્રાટ શ્રીહર્ષનું તથા દક્ષિણાવર્તમાં સમ્રાટ પુલકેશીનું સામ્રાજ્ય હતું. અરબસ્તાનમાં ઇસ્લામનો ઉદય થઈ ચૂકયો હતો. અને મદોન્મત્ત ઈસ્લામી સેનાએ પારસ, ફીલીસ્તાન, મિશ્ર, ત્રીપોલી, સીરિયા ઇત્યાદિ રાજ્યો જમીનદોસ્ત કીધાં હતાં. ભારતવર્ષની કીર્તિ અને સમૃદ્ધિથી આકર્ષાઈને ખલીફાઓએ ભારત પર દૃષ્ટિ નાંખી. આર્યાવર્તના પ્રબળ સમ્રાટ હર્ષની સેનાને હરાવવી અસંભવિત જાણી એ તરફનો વિચાર પડતો મૂકાયો. હજુ ગાંધાર અને કાબુલનાં હિંદુ રાજ્યો ભારતને માટે રક્ષકરૂપ હતાં. સમુદ્રમાર્ગે સુર્પારક પર ચડાઇ કરવાની ખલીફાઓની મહત્વાકાંક્ષા જાગી. તે માટે ખલીફાના જાસુસો અને વેપારીઓ બધી સામગ્રી એકઠી કરવા લાગ્યા.

૪

"દેવ, અરબસ્તાનના ઉમરશેઠ આજે આપને મળવા આવ્યા છે."

"કારણ!"

"કાલે તેમનાં વહાણ અરબસ્તાન જવાનાં છે અને તેઓ પણ જવાના છે."

"વારૂ, એમને અંદર લઇ આવ."

ઉમરશેઠને અંદર લાવવામાં આવ્યા. તેઓ ઊંચા કદના એક આરબ હતા.

"સલામ, સહદેવજી. હમે કાલે પાછા જઈએ છીએ. આપને સલામ કરવા આવ્યો છું."

"ઠીક, તમે સુખરૂપ જઈ પહોંચો એ પ્રભુ પાસે માગું છું. મારી ઇચ્છા પણ જુદા જુદા દેશો જોવાની થાય છે, પરતુ કર્તવ્યવશ લાચાર છું."

"હમારો અરબસ્તાન એકવાર તમે જરૂર જુઓ સહદેવજી, હમારા ખલીફા પણ તમને મળી ઘણા ખુશ થશે."

"ઉમરશેઠ, મારું એ સૌભાગ્ય કહેવાય કે તમારા ખલીફાને પણ મારે માટે લાગણી છે."

"સલામ, સહદેવજી હું હવે રજા લઈશ."

"વારૂ."

૫

પ્રાતઃકાળમાં જ ઉમરશેઠનાં વહાણો સઢ ચડાવી સુર્પારકનું બંદર છોડી ચાલી નીકળ્યાં. છેલ્લો બુરજ વટાવતાં વહાણો પરથી નાવિકોનો શબ્દ ધીમો થતો જતો હતો.

સહદેવ હજુ પ્રાતઃસ્નાન કરવાની તૈયારી કરતો હતો ત્યાં તો દોડતા ભૃત્યે આવી ખબર આપી કે શ્રીધર મળવા આવ્યો હતો અને અગત્યનું કામ છે એમ જણાવ્યું હતું. સહદેવે તેને અંદર મોકલવા કહ્યું.

"દેવ, ઉમરશેનાં વહાણોને અટકાવવાની આજ્ઞા કરો અને ભૂધરને નજરબંધ કરો."

"કેમ?"

"દેવ, ભૂધરે કાલે ઉમરશેઠને આપણા સમુદ્ર-કિનારાનું માનચિત્ર અને બીજી ખાનગી બાબતો આપી છે અને બદલામાં પાંચ હજાર સુવર્ણમુદ્રા લીધી છે."

"એનો પુરાવો શું?"

"દેવ, મિત્રસેન ગુપ્તચરે પોતે એ વાત સાંભળી છે. કાલે રાત્રે ઉમરશેઠ ભૂધરને ઘેર ગયા હતા અને મોડી રાત્રે બહાર નીકળ્યા. મિત્રસેને છૂપાઈને વાતો સાંભળવા પ્રયત્ન કીધો પરંતુ સ્પષ્ટ સાંભળી ન શક્યો."

"તો રાત્રે કેમ ખબર ન આપી?"

"દેવ, મિત્રસેનના હાથપગ બાંધી કોઈ માણસે તેને અંધારી ગલીમાં નાંખી દીધો હતો. તે સવારે છૂટી દોડતો આવ્યો છે."

કંઈક વિચારી સહદેવ બોલ્યો:

"વારૂ, જળચર (નૌકાનું નામ) ને ઉમરશેઠનાં વહાણોનો પીછો પકડવા કહે. ભૂધરના ઘરની ચારે તરફ પ્રહરી મૂકી દે. ભૂધરને તેમજ મિત્રસેનને મારી સમક્ષ લાવવા કહે"

"જેવી આજ્ઞા."

૬

"ભૂધર," સહદેવ બોલ્યો, "તેં ઉમરશેઠને આપણા સમુદ્રનું માનચિત્ર આપ્યું છે એ વાત ખરી છે?"

"કોણ કહે છે?"

"મિત્રસેન એ વાતનો સાક્ષી છે."

"કંઈક વિચારી ભૂધર બોલ્યો, "એ વાતનો પુરાવો શું છે?"

"ઉમરશેઠનાં વહાણો પકડાય તો સબૂત પુરાવો હાથ આવશે." મિત્રસેન બોલ્યો.

"સહદેવજી," ભૂધર બોલ્યો, "હું કોઈપણ જાતનો બચાવ કરીશ તો તે તમારે ગળે

ઊતરશે નહીં, પણ એટલું ધ્યાન રાખજે કે મિત્રસેનને હાથપગ બાંધી નાંખી દેનાર વ્યક્તિ સહેલાઈથી તેની હત્યા પણ કરી શકતે.'

થોડુંક મૌન સેવ્યા પછી સહદેવ બોલ્યો, 'વારુ, ભૂધર તને સમ્રાટની પાસે ન્યાય મેળવવા મોકલું છું.'

૭

સહદેવની ચિંતા વધવાનું કારણ એ પણ હતું કે ઉમરશેઠનાં વહાણોને જળચર પકડી શક્યું નહિ ભૂધરે માનચિત્રોની બાબતમાં કંઈ પણ ખુલાસો કરવાની સ્પષ્ટ ના કહી હતી. સહદેવ સસ્યાન, નારગોલ, વસઈ અને દહાણુકા (દેહણુ)નાં સામુદ્રિક થાણાઓના કિલ્લાઓની દેખરેખમાં પડયો. ભૂધરને મિત્રસેન સાથે સમ્રાટ પુલકેશીની પાસે મોકલ્યો.

૮

'ભૂધર,' સમ્રાટ બોલ્યા; 'તેં ઉમરશેઠને માનચિત્રો આપ્યાં હતાં ?'

'હા મહારાજ.'

'ભૂધર, ભારતવર્ષમાં નરાધમો ઉત્પન્ન કરવાની ફળદ્રુપતા આવી ગઈ છે એની મને ખબર ન હતી.'

'મહારાજ!'

'ચૂપ, તું જાણે છે–વિશ્વાસઘાત લૌકિક તેમજ પારલૌકિક દષ્ટિએ અક્ષમ્ય પાપ છે!'

'હા મહારાજ, પરંતુ એ વિશ્વાસઘાતના મૂળ કારણ પરથી સાચો ન્યાય આપી શકાય.'

'શું તું એમ કહેવા માગે છે કે વિશ્વાસઘાત કરવાને તને કંઇ મહત્ત્વનું કારણ મળ્યું હતું?'

'મહારાજ, મારો કોઇ પણ પ્રકારનો બચાવ કરતાં પહેલાં તમારી પાસે એક યાચના કરું છું.'

'વિશ્વાસઘાતીની યાચનાનો સ્વીકાર થવો નહીં જોઇએ મહારાજ' એક સભાસદ બોલ્યો. મિત્રસેને તેમાં ટહુકો પૂર્યો. સમ્રાટ ચૂપ બેઠા. થોડીવારે તે બોલ્યા, 'ભૂધર જ્યાંસુધી મને તારી પૂર્વની સુંદર સેવાઓની સ્મૃતિ છે ત્યાંસુધી તને મૃત્યુદંડ તો નહીં જ આપું. પરન્તુ તારે યાવજ્જીવન કારાગૃહમાં રહેવું પડશે!'

'મહારાજ, આપની દયા અસ્થાને નથી એનો પુરાવો મળી જાય એજ પ્રભુ પાસે માગું છું.'

૯

'મહારાજ' સહદેવ બોલ્યો, 'અરબસ્તાનનાં વહાણોનો કાફલો આપણા તટ પર આક્રમણ કરવા આવી રહ્યો છે.'

'તેં તેના સ્વાગતની શી તૈયારી રાખી છે?'

'મહારાજ, વસઈના દુર્ગ પર પ્રતિષ્ઠાન પાંચ સહસ્ર પ્રબળ ધનુર્ધારીઓ મહાસાગરના એક એક બિંદુ પર નજર રાખી શત્રુની પ્રતીક્ષા કરી રહ્યા છે.'

'સંસ્થાનનું રક્ષણ કેમ થશે?'

'મહારાજ. સંસ્થાનમાં આપણા ચુનંદા નાવિકોનો કાફલો રાખ્યો છે અને પારદા (પાર) નદીના મુખ પાસે કોશલના ત્રણ સહસ્ર કુશળ સૈનિકો છે. દાહાણુકા (દેહણુ) નદીના મુખ પાસે વનમાં આંધ્રના ત્રીસ સહસ્ર કુશળ ખડ્ગયુદ્ધકુશળ સૈનિકો મૂકયા છે.'

'રાજનગર તથા વિજયદુર્ગમાં લાટના આભીરોની સેના જરૂર રાખજે. તને યાદ હશે કે એજ આભીરોના પૂર્વજોએ શકોને હરાવ્યા હતા.'

'હા, મહારાજ, એ વાત ધ્યાનમાં જ છે. પરંતુ મને એક વાતની સમજણ નથી પડતી.'

'કઈ વાતની?'

'આરબોનો કાફલો પારદા નદીના મુખ તરફ કેમ જઈ રહ્યો છે! ત્યાં તો તેઓ

કાળમુખમાં જઈ રહ્યા છે. ત્યાં અને સંસ્થાનની પાસે ઊતરવાની સલાહ કોણે આપી હશે?'

'ભૂધરનું માનચિત્ર ત્યારે શું ખોટું હતું?'

'મહારાજ, મને કંઈ સમજણ પડતી નથી. –વારુ મહારાજ, હવે શત્રુ પર આક્રમણ કરીએ છીએ.'

૧૦

ઉમરશેઠને મળેલા માનચિત્રને આધારે આરબ–નૌકાઓ સંસ્થાન, દાહણુકા અને પારદા પાસે આવી પહોંચી. તટ શાંત હતો. આરબોને લાગ્યું કે સહેલાઈથી ઊતરી સ્થળ પર પોતાનું આધિપત્ય સ્થાપી શકાશે. 'અલ્લાહો અકબર'ના અવાજે અપરાંતનો કિનારો ગજાવી મૂક્યો.

સંસ્થાનમાં ઈસ્લામી સેનાને ઊતરતા વાર લાગી નહીં. એકાએક 'સમ્રાટ પુલકેશીનો જય'–'હરહર મહાદેવ'ના જયઘોષની સાથે ચાલુક્યસેના આરબો પર તૂટી પડી. આરબો ચમક્યા. પારદા નદીના મુખમાં સંતાયેલો વહાણોનો કાફલો હવે દેખાવા લાગ્યો અને સહદેવના કુશળ નાવિકોએ આરબોની નૌકાઓ ઘેરી લીધી.

આરબોની સેના છિન્નભિન્ન થઈ ગઈ. ચાલુક્યોનો આ વિજય ઇતિહાસમાં એક સુવર્ણપૃષ્ઠ તરીકે શોભે છે. આરબોનો સેનાપતિ તથા ઉમરશેઠ કેદ પકડાયા. ઉમરશેઠ પર આરબ–સેનાપતિ પુષ્કળ ગાળો વરસાવતો હતો. કેદખાનામાં પણ તે અપશબ્દો બોલતો હતો.

૧૧

'દોજખના કુત્તા, શું તને ખબર ન હતી કે કાફીરોની ફોજ આ જગ્યાએ સંતાયલી હતી?'

'જનાબ, મારો નકશો બરાબર છે. એ જગ્યાએ ફોજની જગ્યા બનાવેલી નથી.'

'એ નકશો તને કોણે આપ્યો?'

'જનાબ, એ નકશો એ રાજના ખાસ નકશા બનાવનારે આપ્યો છે. એ ખોટો નહીં હોય!'

'તો પછી શું તે ફૂટી ગયો છે કે શું?'

'અલ્લાહ જાણે, કાફીરોનો ભરોસો શું!'

'પણ પહેલો નકશો કેમ સાથે નહીં લીધો!'

'તે ખોટો હતો માટે ફેંકી ખરો નકશો લીધો.'

'બેવકૂફ, તું બકાલ જ રહ્યો. પહેલો નકશો જ ખરો હોવો જોઈએ.'

ઉમરશેઠ મૌન ધારણ કરી બેઠા.

૧૨

સમ્રાટને મિત્રસેનના આપઘાતની ખબર મળી તથા બંદી આરબોની વાતનું ધોરણ મળ્યું ત્યારે સત્વર ભૂધરને કારાગારમાંથી સભામાં લાવવાનો તેણે હુકમ કીધો.

ભૂધર આવ્યો. તેના મુખ પર અપૂર્વ શાંતિ હતી. તેણે આવીને મહારાજને નમન કીધું.

'ભૂધર તું ખરેખર કહે કે ઉમરશેઠની પાસે કયું માનચિત્ર ગયું હતું?'

'મહારાજ, એ જ માનચિત્રના આધારે આરબોનું આક્રમણ થયું છે.'

'પરન્તુ આરબસેના સસ્થાન અને પારદાના મજબૂત અને ગુપ્ત દુર્ગોમાં મૂર્ખોની માફક કપાવા નહીં આવે.'

'મહારાજ તેનો ખુલાસો મિત્રસેનને પૂછો!'

'ભૂધર, તને ખબર હશે કે મિત્રસેને આત્મહત્યા કરી છે.'

'મહારાજ, વિશ્વાસઘાતીનો અંત બીજો શું હોય!'

સમસ્ત સભા ચમકી. વિશ્વાસઘાતી કોણ ? ભૂધર, કે મિત્રસેન !

'ભૂધર, તું સ્પષ્ટ કહી દે કે આ બધી રમત શુ છે ?'

'મહારાજ, મિત્રસેન તમારો વિશ્વાસપાત્ર હતો; પરતુ એ મહા ભયંકર અને નીચ હતો. સહદેવની જગ્યા એને જોઈતી હતી એણે ઉમરશેઠને આપણા સમુદ્રતટનું ખરું માનચિત્ર આપ્યુ હતું.'

'શુ કહે છે!'

'હા, મને એ વાતની ખબર પડી ત્યારે એ માનચિત્ર અરબસ્તાન રવાના થઈ ચૂકયુ હતું.'

સમસ્ત સભા ઊંચે મને વાત સાંભળતી હતી.

'મહારાજ, મેં એનો પ્રતિકાર કરવાની આ જ યુક્તિ કાઢી.'

'કઈ યુક્તિ ?'

'ઉમરશેઠને મેં બરાબર વિશ્વાસપૂર્વક મિત્રસેનનું માનચિત્ર ખોટું છે એમ ઠસાવ્યું, અને મારું માનચિત્ર આપ્યુ. હું જાણતો હતો કે આપણી એ જળમાં આવી એક પણ આરબ જીવતો નહીં જાય.'

'શાબાશ , પણ તેં એ બાબતની વાત કેમ કરી નહીં ?'

'મહારાજ, પણ મને સમય મળ્યો નહીં. મિત્રસેનને ખબર પડી કે તેની દેશદ્રોહિતા બહાર પડી જાય તેમ હતું માટે મને બંદી બનાવડાવ્યો.'

સર્વે ચૂપ હતા.

'મહારાજ, મારો બચાવ અને મારી દલીલ કોઈને ગળે ઊતરતે નહિ અને મેં બચાવ કરવો વ્યર્થ ધાર્યો મેં એ તરફ સંકેત કીધો હતો કે જે માણસે મિત્રસેનના હાથ-પગ બાંધ્યા હતા તે માણસ તેની હત્યા પણ કરી શકતે.'

'ભૂધર, અને જો ઉમરશેઠના વહાણ પકડાયાં હોત તો ?'

'મહારાજ, એમા આપણને લાભ થત નહીં ! આરબોનું આક્રમણ તો થવાનું જ હતું અને જો ઉમરશેઠ પકડાતે તો આક્રમણ ખરા માનચિત્રને આધારે થતે તો આપણું ભાવિ ભયમા હતુ.'

સભાસદો અને સમ્રાટ એક અદ્ભુત આનંદનો અનુભવ કરવા લાગ્યા. એકાએક સમ્રાટ બોલ્યા, 'ભૂધર, અને જો વિશ્વાસઘાતના આરોપસર તને દેહદંડ દીધો હોત તો ?'

'મહારાજ, આ દેહનું પતન સામ્રાજ્યના રક્ષણ માટે થાય તેનાથી વધારે ગૌરવમય મૃત્યુ શું હોઇ શકે ? હા, પરતુ મિત્રસેનનો કોયડો અણઉકેલ્યો રહી જતે.'

સમ્રાટે ભૂધર તરફ જોયુ. ભૂધરના મુખ પર ગૌરવભર્યું સ્મિત હતું. 'સમ્રાટ પુલકેશીની જય'ના જયનાદે સભા ગુંજી ઊઠી. સમ્રાટે ઊઠીને ભૂધરને આલિંગન કર્યું.

'આજથી ભૂધર તું સામ્રાજ્યનો સ્થળ કહેવાશે.'

'સમ્રાટની જય'--'ભૂધર સેનાપતિની જય' ના જયનાદો સંભળાવા લાગ્યા, અને દૂર સુદૂર સુર્પારકના બંદર પર, સાગરના વક્ષસ્થળ પર આંખો માંડી બેઠેલા સહદેવને એ જયનાદે પશ્ચાતાપના આસુ પાડતો બનાવી દીધો.

વિશાળ સમુદ્રના તરંગોમાં પણ એ જયનાદે સ્ફૂર્તિ આણી અને એ સંદેશો અરબસ્તાન પહોંચાડવાને સ્પર્ધા કરતા તરંગો એક પછી એક દોડવા લાગ્યા. એ વિજયના ફળસ્વરૂપ બીજાં ત્રણસો વર્ષો સુધી અપરાન્તનો કિનારો યવનોને માટે ભયનું કારણ બન્યો હતો.

---

તેમણે રસીનો લાભદાયી ધંધો પડતો તો ન જ મૂક્યો. તેમણે હવે જે બાળકોને મંદ શીતળા નીકળ્યાં હોય તેમના હાથ પરની રસી બીજાઓને આપવા માંડી. પણ આવી રસી પૂરતા પ્રમાણમાં મળે નહિ અને જે બાળકના હાથ પરથી એવી રસી લેવાઈ હોય તેના શરીરમાં રહેલા બીજા ચેપી રોગોનો પણ પ્રચાર થવા માંડે—આ કારણે આ પ્રયોગ પણ મુશ્કેલ જણાયો. છેવટે તેમણે વાછરડાંઓને રસીથી શીતળાનો રોગ લાગુ પાડી, તે રોગના પરૂની રસી બનાવી, તેનો ઉપયોગ કરવા માંડયો અને હજી પણ એ ઉપયોગ એજ સ્વરૂપમાં ચાલુ છે.

આ રસી બનાવવાને વાછરડાને પકડીને ટેબલ સાથે બાંધવામાં આવે છે. પછી એના વાળ કાઢી નાંખી તેના શરીરને ઘસીને ચકચકતું બનાવવામાં આવે છે. તે પછી એ શરીર પર ૧૨૦ ઠેકાણે ભાલાના જખમ કરવામાં આવે છે. એ જખમમાં શીતળાની ઝેરી રસી પૂરી એ વાછરડાને આઠ દિવસ સુધી, એનું માથું દિવાલ સાથે ઊંચું બાંધી રાખી, તબેલામાં પૂરી મૂકવામાં આવે છે. પરિણામે વાછરડાના શરીર પર ફોલ્લાઓ થાય છે અને એ ફોલ્લાઓને દબાવી તે નીચોવી નાંખવામાં આવે છે. એમાંથી જે પરૂ ઝરે છે તેને ગ્લીસરીનમાં સાચવી રાખવામાં આવે છે. ને પછી ઊગતી પ્રજાને શીતળાના રોગમાંથી બચાવી લેવાના નામ નીચે તેના હાથમાં એ પરૂ ભરેલા સોયા ઘોચવામાં આવે છે.

શીતળાની જેમ ટાઈફોઈડ અને પારાટાઇફોઇડ [ મોતીઝરાના જ અમુક પ્રકાર ] પણ જિંદગીમાં એક જ વખત થાય એવી માન્યતા ચાલે છે. એટલે પ્રજાને શીતળાની જેમ એ રોગમાંથી બચાવી લેવાને એની પણ રસી અપાય છે. સૈનિકોને માટે તો આ રસી મુકાવવી એ અનિવાર્ય રીતે જરૂરી ગણાય છે.

આ રસી બનાવવાને ટાઇફોઇડના દરદીના દસ્તમાં પાણી ભેળવી, તેને પીચકારીથી ઘોડાના શરીરમાં ભરી, ઘોડાને એ રોગ લાગુ પાડવામાં આવે છે; પછી વાછરડાની જેમજ ઘોડાને સડવી એના પરૂને ટાઈફોડની રસી તરીકે ઉપયોગમાં લેવાય છે.

પણ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ પ્રો. વીલિયમ ઓસ્લર ને ડૉ. ફ્રૂડ ફેગર જેવાનાં સત્તાવાર પ્રમાણોથી શીતળા કે મોતીઝરો જિંદગીમાં એક જ વખત નીકળે છે એ માન્યતા ખોટી નીવડવા લાગી પરિણામે દાક્તરોએ રસી વારંવાર મુકાવવાની જરૂરિયાત પર ભાર મૂક્યો. ને એમ કર્યા છતાં જ્યારે એવા રસી મુકાવનારાઓને એ રોગ લાગુ પડવા જ લાગ્યો ત્યારે દાકતરો પાસે એક જ દલીલ રહી અને તે એ કે રસી બરોબર નહિ મુકાણી હોય માટે તે ફરી મુકાવવી.

જેનરે રસીની શોધ કર્યા પછી તરત જ ઈંગ્લાંડમાં એક ખાનગી દવાખાનું ખોલવામાં આવેલું અને એવી જાહેરાત કરવામાં આવેલી કે આ દવાખાનામાં રસી મુકાવનાર વ્યક્તિને જો ફરી શીતળા નીકળે તો તેને પાંચ ગીનીનું ઈનામ આપવામાં આવશે. પણ અનેક માણસોને પાંચ પાંચ ગીનીનું ઇનામ આપીને આ દવાખાનું બિચારૂં બેસી ગયું. પરિણામે એ પ્રવૃત્તિ કંઈક મંદ પડી ગઈ. પણ જેનરનો ઉત્સાહ અને રસીના હિમાયતીઓની હીલચાલથી બ્રિટિશ પાર્લામેન્ટમાં આ પ્રશ્નની છણાવટ કરવામાં આવી. અને પાર્લામેન્ટે રસી મુકાવવા ઈચ્છનારને સગવડતા કરી આપવાને ૧૮૦૮માં વાર્ષિક ત્રણ હજાર પાઉંડના ખર્ચને મંજુરી આપી. એ પછી તરત જ તે અંગે સાત સ્થળો ખોલવામાં આવ્યાં ને તેનો પ્રચાર વધતો જ આવ્યો.

આ રસીનો ઇતિહાસ જેટલો રોમાંચક છે તેટલો જ તે કરુણ અને જગતવ્યાપી છે. અનેક દેશોએ રસી મુકાવવાની પ્રથાને ફરજિયાત બનાવી છે અને પછી એનાં નિષ્ફળ ને કરુણ પરિણામોથી ચીડાઇને તેમાંના ઘણાખરાએ તેને મરજિયાત કરી મૂકી છે.

શીળી ટકાવવાની પ્રથાને કાયદાથી ફરજિયાત બનાવવાનું પ્રથમ માન બવેરિયાને ફાળે જાય છે. ૧૮૦૭ માં ત્યાં પ્રત્યેક પ્રજાજને રસી મુકાવવી જ જોઇએ એવો કાયદો ઘડવામાં આવ્યો. પણ ૧૮૭૧માં એ પ્રદેશમાં શીતળાનો રોગ એવા ભયંકર પ્રમાણમાં ફાટી નીકળ્યો કે દોઢ ટકા જેટલી પ્રજા એ જ રોગથી ખતમ થઇ ગઇ.

૧૮૧૦ માં ડેન્માર્કે એવો કાયદો ઘડયો છતાં ૧૮૨૪ થી ૧૮૩૫ ના ગાળા દરમિયાન એ દેશમાં ૧૧.૨ ટકા જેટલાં મૃત્યુ તો એ જ રોગને આભારી હતાં. ૧૮૭૨માં પાટનગરની પ્રજાનો ૧$\frac{૧}{૫}$ જેટલો ભાગ એજ રોગથી મરણ પામ્યો.

સ્વીડને ૧૮૧૬માં એવો કાયદો ઘડયો. પરિણામમા, તે કાયદો ઘડાયા પહેલા શીતળાના કારણે દશ લાખે સરેરાશ ૧૭૩ મૃત્યુ થતાં તે વધીને ૧૮૭૩ માં ૨૬૧ થયા ને ૧૮૭૪માં તે ૯૩૬ ની સંખ્યાએ પહોચ્યાં.

પ્રશિયાએ ૧૮૩૫ માં રસીનો ફરજિયાત કાયદો ઘડયો. ત્યાં એ કાયદાને અમલમાં મૂકવાને બેહદ સખતાઇ પણ વપરાવા માંડી પરિણામમાં, ૧૮૨૧ થી ૧૮૩૦ સુધીના ગાળામાં શીતળાના કારણે તે પ્રદેશનું મૃત્યુપ્રમાણ દશ લાખે સરેરાશ ૧૮૭ નું હતું તે વધીને ૧૮૭૧ માં ૨૪૩૨ નું ને ૧૮૭૨ માં ૨૬૨૪ નું બન્યું. ૧૮૭૧–૭૨ ના ગાળા દરમિયાન એ દેશમાં એ રોગથી ૧૨૪૯૪૮ માણુસો મરણ પામ્યાં. પરિણામે ૧૮૭૪માં ત્યાં એક જ વખત નહિ પણ પ્રસંગે પ્રસંગે વારવાર રસી મુકાવવાનો કાયદો ઘડવામાં આવ્યો.

ઇંગ્લાંડે પણ ૧૮૫૩માં ફરજિયાત રસી મુકાવવાનો કાયદો ઘડયો. છતાં એ જ રોગના કારણે એ દેશમાં ૧૮૫૭–૫૯માં ૧૪૦૦૦; ૧૮૬૩–૬૪માં ૨૦૦૦૦ ને ૧૮૭૧–૭૨માં ૪૪૯૪૮ મૃત્યુ થયાં. ૧૮૭૦ માં લંડનમાં શીતળાનું મૃત્યુપ્રમાણ દશહજારે એકનું, ૧૮૭૧ માં ત્રણનું ને ૧૮૭૨ માં પચીશનું આવ્યું. પરિણામે પ્રજાએ રસી સામે જેહાદ ઉઠાવી ને ૧૮૭૫માં કાયદાની લગામ સહેજ ઢીલી બની. આ ગાળા દરમિયાન ઇંગ્લાંડનાં હજારો કુટુંબોના અગ્રણીઓએ પોતાનાં તંદુરસ્ત સંતાનોના હાથમાં સોયા ઘોચાવવા કરતાં જેલ, દંડ કે નોકરીના ત્યાગને વિશેષ પસંદગી આપી.

લેસેસ્ટર નગરનાં કુટુંબોએ રસી સામે સખત વિરોધ નોંધાવી રસી મુકાવનારાઓનું પ્રમાણ ૯૫ ટકાથી ઉતારી પાંચ ટકાનું કરી નાંખેલુ. પરિણામમાં, ત્યાં શીતળાનું મૃત્યુપ્રમાણ ઇંગ્લાંડના બીજા ભાગો કરતાં ઘણું જ ઓછું ઉતર્યું.

ગ્લાઉસેસ્ટર નગરના એક કુટુંબમાં પિતાએ પોતાની નાની પુત્રીને બનાડી દીધી ને ડેઝી સબીન નામે મોટી પુત્રીને ડાક્તરે હાથ પર ૭ ઠેકાણે શીળી ટાંકયાં. મહિના પછી બંને બહેનોને શીતળા નીકળ્યાં; તેમાં શીતળા ટકાવનારી મરી ગઇ, ન ટંકાવનારી બચી ગઇ. એજ પરગણામાં રસી ટકાવેલા પ્રદેશમાં જ્યારે એ રોગ ભયંકર સ્વરૂપમાં ફાટી નીકળ્યો ત્યારે દર્દીઓને સક્રિય જાતમદદ કરનારાઓના આગેવાને રસી મુકાવવાની ધસીને ના કહેલી, ને તે કોઇ પણ જાતની ઈજા વગર બચી ગયેલો.

શેફીલ્ડમાં ૧૮૮૭–૮૮માં રસી ટંકાવેલાં ૫૦૩૫ માણુસોને શીતળાનો રોગ લાગુ પડેલો.

આ બધાં પરિણામોથી ૧૮૯૮માં બ્રિટિશ પાર્લામેન્ટે એવો ઠરાવ પસાર કર્યો કે જે માબાપો પોતાનાં બચ્ચાં તંદુરસ્ત છે ને તેમને રસી મુકાવવાની જરૂર નથી તે સંબંધમાં

ઇબ્નુન-ઇ-બતુતા, ફીરોઝશાહ તઘલખ, બાબર, ચાંદબીબી, નૂરજહાં; દાદુ, કબીર, નાનક, બાબા ફરીદ; ઉમર, અલી, હુસેન, અબ્દુલ, અઝીઝ, ખલીફ; અલી, હરૂન્-ઉર-રશીદ, અબ્દુલ રહેમાન ત્રીજો.

× × ×

જાણીતા ફીલ્મ—ઉત્પાદક જોક હે વીટની વિમાનની મુસાફરીમાં હમેશાં બે સીટ રીઝર્વ કરાવે છે: એક તેમના શરીરને માટે, બીજી તેમના પગ મૂકવાને માટે.

× × ×

કેટલાક સમય પહેલાં જાણીતા મુક્તવિહારવાદી બર્ટ્રાન્ડ રસેલની ન્યુયોર્ક સીટી કૉલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે નિમણૂક થયેલી. મીસીસ જીન કે નામની બાઇએ પોતાનાં સતાન એ કૉલેજમાં ભણતાં હોઈ ત્યાં નીતિઘાતક વિચારો ધરાવનાર માનવીની અધ્યાપક તરીકે નિમણૂક થાય તે સામે સુપ્રીમ કોર્ટમાં વિરોધ નોંધાવ્યો. ને સુપ્રીમ કોર્ટે એ નિમણૂક પાછી ખેંચાવી.

× × ×

મુંબઈના માજી ગવર્નર લોર્ડ લોઇડે તાજેતરમાં 'બ્રિટનનો કેસ' નામે એક પુસ્તક બહાર પાડયું છે. તેમાં તેમણે વર્તમાન યુદ્ધને એક ધર્મયુદ્ધ અને ખ્રિસ્તી સંસ્કૃતિના બચાવના યજ્ઞ તરીકે ઓળખાવવા પ્રયાસ કર્યો છે. પરદેશમંત્રી લોર્ડ હેલીફાક્સે એની પ્રશંસક પ્રસ્તાવના લખી છે. એચ. જી. વેલ્સ એ પુસ્તકનું અવલોકન કરતાં કહે છે, 'આ પુસ્તકમાં આખા જગતમાં કેવળ અંગ્રેજ-પદ્ધતિ જ સ્થાપિત કરવાની મુરાદ તરવરતી જણાય છે.'

× × ×

માણસ પોતાના વાળ પોતાને હાથે જ કાપી શકે એની વૈજ્ઞાનિક પદ્ધતિ દર્શાવતો એક ગ્રન્થ અમેરિકાના એક પ્રકાશકને પ્રકાશન અર્થે મળ્યો છે. એ ગ્રન્થના લેખકના જણાવવા પ્રમાણે આખા જગતમાં આ વિષય પર આ એક જ ગ્રન્થ છે અને તે વીશ વર્ષની મહેનતે તૈયાર થયેલ છે.

× × ×

છેલ્લાં કેટલાંક વર્ષોથી લશ્કર અને નાણાની જેમ પ્રચાર પણ યુદ્ધનું એક મહત્ત્વનું અંગ થઈ પડયું છે. ગત મહાયુદ્ધમાં જર્મનીમાં ફેંકવામાં આવેલી પત્રિકાઓએ જ જર્મન લશ્કરમાં બેદિલી ફેલાવેલી. જાણીતા અમેરિકન લેખક એચ. સી. પીટર્સને તાજેતરમાં 'Propaganda for War' નામે એક પુસ્તક બહાર પાડયું છે. તેમાં ગત મહાયુદ્ધમાં પ્રેસીડેન્ટ વિલ્સન અંગ્રેજ-વિરોધી છતાં અંગ્રેજોના અદ્ભુત પ્રચારથી અમેરિકાને યુદ્ધમાં શી રીતે સંડોવાવું પડયુ તેની વિગતો આપવામાં આવી છે. આ યુદ્ધમાં જર્મન પ્રચાર વધારે પ્રબલ મનાય છે એક અંગ્રેજ પત્રકારના જણાવવા પ્રમાણે, 'યુદ્ધની શરૂઆતમાં અમેરિકન પ્રજાનો ૪૪ ટકા જેટલો ભાગ અંગ્રેજપક્ષે હતો, થોડાક મહિના જતાં તે ૨૯ ટકે આવ્યો અને અત્યારે ૨૩ ટકા જેટલો જ ભાગ અંગ્રેજપક્ષે લડવાની તરફેણ કરે છે.'

× × ×

જગતમાં આઇસલેન્ડ જ એક એવો દેશ છે જ્યાં લશ્કર નથી, નૌકાદળ નથી, બેકારી નથી, રાષ્ટ્રિય ઋણ નથી. તે પ્રદેશમાં ૧૦૭ જ્વાળામુખી પર્વતો આવેલા છે છતાં ત્યાંના જેવી શાંતિ બીજે ક્યાંય નથી. ચાલુ મહિનામાં અંગ્રેજી લશ્કરે એ પ્રદેશને પોતાના કાબૂમાં લીધો છે.

---



કલા-સાહિત્ય—કવિશ્રી ન્હાનાલાલના લગ્નપર્વના પચાસમા વર્ષ નિમિત્તે ગુજરાતમાં ઠેર ઠેર ઊજવાયલ 'પ્રેમભક્તિ દામ્પત્ય સુવર્ણ-મહોત્સવ.' વડોદરામાં 'સંસ્કાર-મંડળ'ના આશ્રયે એ મહોત્સવની ભવ્ય ઊજવણી. કવિવર ટાગોરની ૮૦મી જન્મજયંતિ. તે પ્રસંગે સેનાપતિ ચાંગ કાઇ શેક, ચીનની ધારાસભાના પ્રમુખ તથા હિંદની અને જગતની બીજી અનેક નામાંકિત વ્યક્તિઓ તરફથી તેમને મળેલાં અભિનંદન. દરભંગાના મહારાજાએ ના. વાઇસરૉયને મહાત્માજીના બસ્ટની કરેલી ભેટ. ન્યુથિયેટર્સના જાણીતા દિગ્દર્શક બરૂઆ રીલ્મ કૉર્પોરેશનમાં જોડાય છે. પાવાગઢમાં દિગંબર જૈનોએ ઊજવેલો ભવ્ય મહોત્સવ. શ્રી હંસરાજ વાયરલેસે કરેલી નવા રેડિયાની શોધ. મદ્રાસ પબ્લીક સર્વીસ કમીશન પોતાના રિપોર્ટમાં જણાવે છે કે, 'નોકરીના નવા ઉમેદવારો ચોપડીના કીડા, ફેશનદાર અને નોકરી માટે મોટે ભાગે ગેરલાયક જ હોય છે': [ વાત તદ્દન સાચી હશે. પણ એની જવાબદારી તો राजा कालस्य कारणम् છે. ] મુંબઇમાં ખેલાયલો કુસ્તીજંગ. હિંદુસ્તાનીની છાયા નીચે હિંદભરમાં વધી રહેલો ઉર્દૂ ભાષાનો પ્રચાર. રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સેંટ ઝેવિયર્સ કૉલેજને સોંપવાની વિચારણા: [ હિંદમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કેવળ ખ્રિસ્તીઓ જ નથી કરતા, હિંદુઓ પણ કરે છે. ]

દેશ—વર્ધા ખાતે મહાસભાની કાર્યવાહીની બેઠક. દિલ્હીમાં ખાનબહાદુર અલ્લાહબક્ષના પ્રમુખપદે આઝાદ મુસ્લીમ પરિષદ. કૃપલાનીએ હિંદુસ્તાનમાં ક્યાંક ઝનાનીસ્તાન ઊભું કરવાની બહાર મૂકેલી યોજના: [ પાકીસ્તાન, અંત્યજસ્તાન, દ્રવિડીસ્તાન, શીખસ્તાન, ઝનાનીસ્તાન—કબ્રસ્તાનની એક જ યોજના હવે બાકી રહી છે. ] મહાત્માજી કહે છે: 'આઠ કરોડને વૈમનસ્યનું ઝેર પાનાર મુસ્લીમ લીગ ઇસ્લામની કુસેવા કરી રહી છે': [ सेवाधर्मो अतीव गहनो योगिनामप्यगम्य. ] પંજાબ ધારાસભામાંથી શ્રી: ગોપીચંદ ભાર્ગવે સત્યાગ્રહમાં જોડાવા ખાતર આપેલું રાજીનામું. અમદાવાદમાં મીલ-મજૂર પ્રશ્નની સમાધાની. મહેસાણામાં વડોદરા રાજ્ય પ્રજાપરિષદની બેઠક. રાજકોટમાં દિવાનની ફેરબદલી. વર્ષાદને આકર્ષવા જામનગરમાં ઝાડ રોપાયાં છે ને કાઠિયાવાડના બીજા ભાગોમાં પણ રોપાશે. ઢાકામાં બદમાશોના હાથમાં સપડાયલી એક હિંદુ યુવતીએ તે બદમાશોમાંના એકને ભાઈ કહેતાં તે 'બદમાશે બીજાઓના પંજામાંથી તે બહેનને બચાવી લીધી, ને ભાઈ તરીકે ઘેર મૂકી ગયો: [ ભાઈ-બહેનના પવિત્ર સંબંધની જીવનદોરી હજી નથી તૂટી શકી ! ] પંચમઢીમાં એક પાડાએ પોતાના માલિકની પાછળ આપેલું જીવનનું બલિદાન: [ દેશને ખાતર જીવન ન હોમી શકતા યુવાનોને ઉશ્કેરવાને જ જો એ પાડાએ એમ કર્યું હોય તો તે રાજદ્રોહી લેખાવો જોઇએ. ] નાગપુરના એક ગુજરાતી ખાણમાલિકે પુત્રવધૂ પર પંજો જમાવવાને કરેલું કહેવાતું પુત્રનું ખૂન: [એ પણ એક યુગબલિહારી છે.] સ્વામી સહજાનંદની ધરપકડ ને તેમને ત્રણ વર્ષની કેદ. રંગુનમાં કોમી રમખાણ. લખનૌ ને બન્નુમાં બોમ્બના ધડાકા. લખનૌમાં શિયા-સુન્ની હુલ્લડ. સિંધની જેલમાં તોફાન. પંચમઢી નજીકનું એક ગામ આગથી ખલાસ. જાણીતા વેપારી અને દાનવીર શ્રી આનંદીલાલ પોદાર તથા લલ્લુભાઈ ઝવેરીનું અવસાન. નાયબ હિંદી વજીરે હિંદને આપેલી

ધમકી ને વેન્જુડબેને એ પ્રત્યે દર્શાવેલી દિલગીરી' [ વેન્જુડબેન જો નામજ હિંદી વઝીરના પદે હોત તો એ ધમકી કંઈક સુંદર હોત એમ માનવાને હિંદમાં હજી કોઇ તૈયાર નથી એજ એક કમનશીબી છે ને ! ] નવા હિંદી વઝીર તરીકે એલ. સી. એમરીની થયેલી નિમણુંક. દાહોદ નજીક ભયંકર રેલવે-અકસ્માત : ૧૮ મરણ ને સો લગભગને ઇજા. ભાવનગરમાં ગંભીર બનનો ટ્રામવે-સત્યાગ્રહ.

પરદેશ—જર્મનીએ ચાલુ યુદ્ધમાં ૬૭૦૦૦૦ ટનનાં ૯૨ જહાજ ને બ્રિટને ૬૬૭૦૦૦ ટનનાં ૧૭૨ જહાજ ગુમાવ્યાં છે [ પ્રત્યેક વસ્તુના જન્મની સાથે એનું મરણ પણ સંકળાયલું જ હોય છે. ] ૪૦૦૦૦ થી ૫૦૦૦૦ ટનની એવી ૮ થી ૧૨ યુદ્ધનૌકાઓ જાપાન ગુપ્ત રીતે બાંધી રહ્યું છે [ યુદ્ધમાં જન્મનાર નહિ મરે એમ માનવું કંઇક મુશ્કેલ છે. ] બ્રિટને યુદ્ધના સાત મહિના દરમ્યાન ૯૦ કરોડ પાઉંડ ખર્ચ્યા છે ને આવતા વર્ષ દરમિયાન ૨૭૦ કરોડ પાઉંડ ખર્ચવાની ગણતરી છે [ ધન્યવાદ ! ] આવતા વર્ષના કુલ ૧૨૩૪ કરોડ પાઉંડના ખર્ચને પહોંચી વળવાને બ્રિટનમાં નવા કરવેરા. યુગોસ્લેવિયા, સ્વીડન ને હોલાંડમાં જર્મન જાસુસોની ધરપકડ જર્મન પરદેશમંત્રીના કથન પ્રમાણે 'મિત્ર-રાજ્યો તટસ્થ રાજ્યોને યુદ્ધમાં સંડોવવા માગતા હતા માટે જ જર્મનીએ નોર્વે-ડેન્માર્કનો કબજો લીધો છે.' આ કથન સામે સર સેમ્યુઅલ હોરના વળતા પ્રહાર. નોર્વેમાંથી મિત્ર-રાજ્યોએ પાછું ખેંચેલું પોતાનું લશ્કર એ કૃત્ય માટે બ્રિટિશ પાર્લામેન્ટમાં પ્રધાનમંડળ પર આકરા પ્રહારો પરિણામે વડાપ્રધાન મી. ચેમ્બરલેનનું રાજીનામું ને મી. ચર્ચીલની તે સ્થાને નિમણૂંક. નોર્વેમાં જર્મન લશ્કરની કબૂલવામાં આવેલી સર્વોપરિતા. ઇટાલિયન વર્તમાનપત્રોના કથન પ્રમાણે નેપોલિયનનું અધૂરું કામ હીટલર પૂરું કરશે. ઇટલીમાં યુદ્ધરંગી વાતાવરણ. તૂર્કી અને ઇજીપ્તે સંરક્ષણ માટે લીધેલાં ઝડપી પગલાં. ઈંગ્લાંડથી હવે ફ્રાંસ સિવાયના બીજા દેશોમાં છાપાં, નકશા કે ફોટોગ્રાફ્સ મોકલવાની મનાઈ. રશિયાએ ઇસ્ટોનિયાની સરહદ પર શરૂ કરેલી ઝડપી કિલ્લેબંધી. સેમ્યુઅલ ચર્ચ નામે એક અમેરિકને હીટલરને પકડી લાવનાર માટે જાહેર કરેલું દશ લાખ ડોલરનું ઈનામ. અમેરિકાએ ચાંદી ખરીદ કરવાની નીતિ બંધ કરી છે. ચીનમાં એક લાખ ત્રીશહજાર જાપાનીઝ સૈનિકોની કતલ. લંડનમાં દારૂગોળાના કારખાનામાં ભયંકર ધડાકો. ઈંગ્લાંડ, ફ્રાંસ ને અમેરિકામાં ભયંકર રેલ્વે-હોનારત. સીરિયામાં ભયંકર જળપ્રલય. જર્મનીએ હોલાંડ, બેલ્જિયમ ને લક્ઝેમ્બર્ગ પર કરેલી ચડાઈ. તે અંગે હીટલરે, મિત્રરાજ્યો આ દેશોને રસ્તે જર્મની પર ચડાઈ લાવવા માગતા હતા એવું બતાવેલ બહાનું ફ્રાંસમાં કેટલેક સ્થળે જર્મન વિમાનોએ ચલાવેલો બોમ્બમારો. બેલ્જિયમ ને હોલેંડમાં ચાલતું ભયંકર યુદ્ધ. મિત્રરાજ્યોનાં ૩૦૦ ને જર્મનીનાં ૪૦૦ વિમાનોની ખુવારી. બેલ્જિયમની કિલ્લેબંધીના કેટલાક અગત્યના કિલ્લાઓ જર્મનીને કબજે. હોલેંડ પર જર્મનીનો જામતો કાબૂ હોલેંડની રાણીને કેદ કરવાનો જર્મન લશ્કરનો પ્રયાસ. તે રાણી ઇંગ્લાંડમાં ને લક્ઝેમ્બર્ગનું રાજકુટુંબ પેરીસમાં. હોલેંડ છેવટે જર્મનીને શરણે થાય છે. બેલ્જિયમમાં હજારો વિમાનોની મદદથી ખેલાઈ રહેલો ભયંકર સંગ્રામ. હોલેંડે પાંચ દિવસના યુદ્ધમાં ગુમાવેલું એક લાખનું લશ્કર. અમેરિકાની મિત્ર-રાજ્યોની તરફેણમાં વધતી જતી વલણ મોલોટોવ વગેરે રશિયન મુત્સદ્દીઓ બર્લીનમાં.

---

# સુવાસ




: અંક ૭

અંક : ૨૬

જેઠ : ૧૯૯૬

જુન : ૧૯૪૦



સંચાલક

ભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી

ચીમનલાલ અમુલખ સંઘવી

# અનુક્રમણિકા

પુ. ૩ | જેઠ : ૧૯૯૬ | અંક ૨



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિન્દ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | કવર પેજ નં. ૩ | દોઢા ભાવ |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ ન. ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કવર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કવર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૪-૬-૪૦

# નિયમો–યોજના

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

ગમે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિનામૂલ્ય મોકલવામાં આવે છે.

દરેક વિષયના લેખને આ માસિકમા સ્થાન અપાય છે. અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય, સરળ ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. જોડણી સબધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઈચ્છા હશે તો, પાનાદીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ'ના 'લેખકમંડળ'માં જોડાવું જોઇએ એ મડળમાં જોડાવાથી લેખકો ભેટ, પ્રતિનિધિત્વ, પુસ્તકપ્રકાશન વગેરે અનેક લાભો મેળવી શકે છે. 'મડળ'માં જોડાવા માટે 'સુવાસ' પર એક સર્વાંગ સુદર લેખ જ મોકલવાનો રહે છે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલો ને 'સુવાસ'ના ચાલુ અક મોકલાય છે.

'સુવાસ'ને એક યા બીજી રીતે સહાયક બનવા ઇચ્છતા 'મિત્રમંડળ' કે 'વાચકમડળ'ના સભ્યોને ભેટ તેમજ આકર્ષક ઈનામો અપાય છે. એક કે એકથી વધુ ગ્રાહકો બનાવી મોકલનાર વ્યક્તિ 'સુવાસ'ના 'મિત્રમંડળ'માં જોડાઈ શકે છે ને ભેટ તથા ઈનામોનો લાભ મેળવી શકે છે. 'સુવાસ'ના લેખકો, ગ્રાહકો કે મિત્રો પ્રગટ થયેલા તરતના અકો પર દર ત્રણ મહિને પોતાનો અભિપ્રાય કે સૂચનો મોકલાવી 'વાચકમડળ'માં જોડાઈ શકે છે ને રોકડ ઈનામો પર પોતાનો હક્ક નોધાવી શકે છે

આઠ આનાની એક એવી છ કુપનો ખરીદનારને 'સુવાસ'ની એક નકલ આખા વર્ષ સુધી વિના લવાજમે મોકલાશે, એવી અગિયાર કુપનો ખરીદનારને બે નકલ, પદર ખરીદનારને ત્રણ નકલ ને વીશ ખરીદનારને ચાર નકલ એ પ્રમાણે ક્રમ રહેશે આવી કુપનો ખરીદનારાઓ તે કુપનોનું વેચાણ કરી તેનાં નાણા પોતાની માલિકીના ગણી શકશે, જ્યારે એવી એક કુપન ખરીદી લઈ ગ્રાહક બનનારને 'સુવાસ' રૂ ૨–૮–૦ માં આપવામાં આવશે. આમ કુપન ખરીદી ગ્રાહક બનનારને આઠ આના કુપનના + અઢી રૂપિયા = રૂપિયા ત્રણમા 'સુવાસ' પરવડશે. [ને સામાન્ય રીતે તો લવાજમ રૂ. ૩–૦–૦ + ૦–૪–૦ પોસ્ટેજ ઈ૦ મળી રૂ. ૩–૪–૦ લેવાય છે ]

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહક બનનારને 'સુવાસ' એક વર્ષ માટે અર્ધી કિંમતે ૧–૮–૦ + ૦–૪–૦ પોસ્ટેજના મળી ૧–૧૨–૦મા આપવામાં આવશે.

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજીસુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા મત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો !–અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી–દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

## લવાજમ

યાદગીરી

'સુવાસ'ના ગ્રાહકો વી. પી.ની રાહ ન જોતાં ત્રીજા વર્ષનાં પોતાનાં લવાજમ ત્વરાએ મોકલાવી આપે એવી વિનંતિ છે.

"એ શી રીતે ?"

"હું પાંત્રીશ કરોડ કહેવાતાં સંતાનની માતા છું."

"ને આપનાં એ સંતાન-આપના સંરક્ષણ માટે કંઈ ઉપાય નથી અજમાવી શકતાં !"

"અજમાવતા હશે કોઈક, સાચા-ખોટા" દેવી સૂચક હાસ્યપૂર્વક બોલ્યાં, "પણ તે મારે માટે નહિ, તેમની પોતાની 'વાહવાહ'ને માટે. મને તો તેઓ સમૂળગી વીસરી ગયા છે. મને ચૂંથનારાઓએ તેમને પણ ઘેન પાયું છે. હાથમાં જંજીરો નચવી તેઓ તાળીઓ પાડે છે ને એ એકેક તાળીએ મારી છાતીમાં એકેક બાણ ભોંકાય છે. પણ હું તેમને દેખાતી નથી. સ્વાર્થ એમનો દેવ છે; ગુલામી એમનું મંદિર છે, કુસંપ એમનો ઘંટ છે, નીતિભંગ, નિર્બળતા ને વિલાસ એમના પૂજનથાળ છે; ગર્વ એમનો કળશ છે; હુંપદનો એમણે ધ્વજ રાખ્યો છે. ને જીવનની લાલસાને એમણે એ ધ્વજની દોરી બનાવી છે."

"આ સ્થિતિમાં આપ મુક્તિની આશા રાખો છો ?" મારી આંખો સહેજ ભીની બની.

"જરીકે નહિ," દેવી મક્કમ સ્વરે બોલ્યાં, "મારે તત્કાળ સતી થવું જ જોઈએ. પણ મારું હૈયું ચીરાય છે. કરોડો પુત્રોની કહેવાતી 'મા' છતાં હું અસ્પર્શ્યને હાથે ચૂંથાઉં છું; એ સ્થિતિમાં મારા પ્રાણ નથી છૂટતા. હું સાચે જ પુત્રહીન હોત તો મને જરીકે દુઃખ ન થાત. પણ કરોડો માનવો મને 'મા' કહે છે. તેમને જન્મ દેનારી મા પારકે હાથે ચૂંથાય તો એમની આંખોમાં ખુન્નસ ભરાવાનું, પણ મને ચૂંથાતી જોઈ એમનું થીજેલું લોહી જરીકે ગરમ નથી બનતું હું મશ્કરીની 'મા' રહી છું. મારે એ 'મા' શબ્દ પાછો ખેંચવો છે. હું વાંઝણી કહેવાઉં છું; મારે ખરેખરી વાંઝણી બનવું છે. પછી હું સંતોષપૂર્વક સતી બની શકીશ."

"એ શી રીતે બને ?" મારી આંખો વધારે સજળ બની.

"નપુંસકની મા વાંઝણી કહેવાય છે. મારા દરેક પુત્રના હાથમાં બંગડી પહેરાવો ને હું માનીશ કે હું પુત્રહીન-વાંઝણી હતી."

× × ×

બીજે દિવસે પ્રભાતમાં માતાને ચિતા પર ચડાવી ત્યારે હું એના ખોળામાં કૂદી પડયો ત્યારે કરોડો બંગડીઓના રણકારને અમારા કાનની નજીક આવતો અટકાવવા અમે એ કાન પર અમારી સળગતી હથેળીઓ ઢાંકી દીધી

---

## મૃત્યુ પગલી

સુરેશ ગાંધી

[ હરિણી ]

શિશિર રાત્રિ શાને પેલાં હળવાં ફૂલો લે જતી,
અરધખીલતી પાંખડીઓને જ્યાં સુગંધી અડી,
જીવનગીતની વાગેલી જ્યાં ધીમી સૂર બસરી,
સુરભી ફૂલની, જ્યાં એ સૂરોને મૃત્યુ પગલી પડી.

# જ્ઞાતિ સંસ્થા

રમણલાલ વસંતલાલ દેસાઈ

કોમ અને જ્ઞાતિના મૂળ બંધારણમા સર્વોદયનો આશય હોય અને સ્થળ, સમય તથા સમાજની જરૂરિયાતને અંગે સામાજિક-સમાજ ઉપયોગી કાર્યની વહેંચણીનો જ ઉદ્દેશ હોય સમાજને દેહ છે, મન છે, ગતિ છે અને દેહ, મન અને ગતિ સ્વચ્છ, બળવાન અને પ્રગતિશીલ બને એમ હોય તો જ સમાજનું સ્વાસ્થ્ય મચવાય સમાજના દેહને, આત્માને, ગતિને સ્વાસ્થ્ય આપવા માટે જ આપણી કોમોના અને જ્ઞાતિઓનાં બંધારણ રચાય છે સમાજની પ્રત્યેક વ્યક્તિ અને વર્ગ આરોગ્યમય, પ્રફુલ્લ અને આબાદ બને, સૌને સંસ્કાર મેળવવાના માર્ગ ખુલ્લા રહે એ સમાજનો ઉચ્ચતમ વિકાસ કહેવાય, અને કોમો તથા જ્ઞાતિઓના વિભાગો એ જ ઉદ્દેશથી રચાય છે સર્વને ઉપયોગી થઈ પડવા માટે, સર્વોદયનું ધ્યેય અને સર્વોદયનો કાર્યક્રમ અમલમા મૂકવા માટે જ જ્ઞાતિનું અસ્તિત્વ હોય છે એ ધ્યેય, એ કાર્યક્રમ અમલમા ન આવતો હોય તો જ્ઞાતિસંસ્થા નિરુપયોગી જ નહિ પરતુ રોગિષ્ટ અને અનિષ્ટ બની જાય છે

હિંદુસ્તાનની જ્ઞાતિસસ્થા સૈકાઓ થયા હિન્દુસમાજનો રોગ બની ગઇ છે વ્યક્તિ અને સમાજસમસ્તને તે ખરેખર ઉપકારક બનતી અટકી ગઇ છે હિંદુસમાજની ગતિ અને પ્રગતિને તે રોધે છે એમા ઊંચનીચના ભયકર ભેદ પડયા છે અને એક કોમ તો આપણે એવી બનાવી દીધી છે કે જેને હિંદુસમાજમા ગણવા છતા તેને અડકવામાં આપણે આભડછેટ માનતા થઈ ગયા છીએ આમ સ્પર્શ-અસ્પર્શ સુધી વિભાગીકરણને લઇ જતી જ્ઞાતિસસ્થા સમાજમા એક વિકૃત રોગરૂપ છે એમ માનવાની પણ ના પાડવા સુધીની આપણી તૈયારી એકજ વસ્તુસ્થિતિનું સૂચન કરે છે આપણે આપણા રોગને પણ ચ્હાવા જેવી વિપરીત માનસ-ભૂમિકાએ પહોચી ગયા છીએ

આ સ્થિતિ બદલ્યે જ છૂટકો છે જ્ઞાતિ ધંધા ઉપર રચાતી હોય તો તેમા કશી હરકત નથી પરંતુ વશપરંપરાને જ આપણે જ્ઞાતિનો આધાર બનાવીએ છીએ ત્યારે એક ભયકર ભૂલ કરી બેસીએ છીએ માનવીને વશપરપરાથી વિદ્વત્તાના, વશપરંપરાથી જ કારીગરીના અને વશપરપરાથી જ મજૂરીના વલણ મળ્યે જાય છે એમ માનવુ એ યુજેનીક્સ-સુપ્રજનશાસ્ત્રનું મહત્ત્વ સ્વીકાર્યા છતા પણ યથાર્થ નથી યથાર્થ એ છે કે સંસ્કાર, કલા અને કાર્યકૌશલ્ય એ સર્વને વશમા મળે છે અને તેના ઉપર સર્વનો હક્ક છે સંસ્કારપ્રાપ્તિ મહેનતનો તિરસ્કાર કરતી હોય તો એ ઘમંડના રોગથી ગ્રસ્ત બને છે કલા મેફાટ બની આળસુ કે વ્યસની બની જાય તો તે નિરર્થક બોજારૂપ બની જાય છે અને મહેનતમાત્ર મજૂરીનું સ્વરૂપ ધારણ કરે તો તેમા જડતા, મદતા અને પશુતા દાખલ થાય છે એટલે સસ્કાર ઘમંડી ન બને, કલા વ્યસની ન બને અને કર્મકૌશલ્ય જડ ન બને એવી જ યોજના પ્રત્યેક સમાજમા હોવી જોઈએ એટલું જ નહિ પરતુ સમાજના પ્રત્યેક અગમા, પ્રત્યેક જ્ઞાતિમાં એ ત્રણે પ્રાપ્તિ કે હક્કનો સમન્વય થવો જોઈએ

પણ આ પ્રમાણે થતું અટક્યું છે; અને એટલે જ જ્ઞાતિસંસ્થાઓ શિથિલ, ઝઘડાખોર મિથ્યાભિમાની ને પ્રગતિરોધક બની રહે છે. જ્ઞાતિસંસ્થા સુખસગવડવાળું મકાન મટી કેદખાનું બની જાય છે. કામદાર માબાપને ત્યાં જન્મનારથી ચિત્ર ન દોરાય અને ચિત્ર દોરનારથી વેદાભ્યાસ ન જ થાય એવી ઊભી થતી જડ પરિસ્થિતિ નથી કારીગરને ઉપકારક, નથી કલાકારને ઉપકારક કે નથી વિદ્વાનને ઉપકારક. એ જ્ઞાતિ–પક્ષાઘાત સેંકડો વર્ષથી આપણને લાગુ પડયો છે. હિંદની પરાધીનતાનું એક કારણ એ જ્ઞાતિમંદતા અને જ્ઞાતિજડતા.

એ રોગ કેમ દૂર કરવો એ મહાપ્રશ્ન હિંદુસમાજ આગળ નિદાન સો વર્ષથી તો ઊભો થયો જ છે. નર્મદે વર્ષો પહેલાં ગાયું કે:

'જાતિબંધન કોટ તે તૂટી પડે.'

અને એ જ નર્મદ સુધારાની ઉચ્છૃંખલતા અને મલીનતાથી ગભરાઇ જાતિ–બંધનના સ્વીકારમાં માનતા થઈ ગયા. દલપતરામે ગાયું કે:

'ધીરે ધીરે સુધારાનો સાર'.

બંને યોજનાઓનો ઉપયોગ છે. દીવાલો તોડવીએ પડે અને બાંધવીએ પડે. અંધિયાર હવા અને પ્રકાશનો અભાવ હોય ત્યાં જરૂર દીવાલ તોડવી પડે. પૂર આવે ત્યારે પાળ પણ બંધાય અને ધગધગતો તાપ હોય ત્યારે છાપરું પણ બંધાય. અને આપણા હિંદુસમાજમાં આજે કેદખાનું બની ગયેલી અનેક દીવાલો હિંદુસમાજ ઉપર થયેલાં અનેકાનેક યુગનાં આક્રમણોથી બચવા બાંધેલી છે એ ઐતિહાસિક સત્ય પણ આપણે ભૂલવું ન જોઇએ. જ્ઞાતિસંસ્થા પ્રત્યે અતિ ઉગ્ર બનતાં પહેલાં ઈતિહાસને ઓળખીએ તો રોગનું નિદાન સરળ થઇ પડે.

જ્ઞાતિ–સંમેલનો આવાં નિદાન અર્થે રચાય તો જ તેમનો સાચો ઉપયોગ થઈ શકે. જ્ઞાતિ જો જડમર્યાદાઓમાં પુરાઈ રહે તો કાર્ય માટે તે ચોક્કસ ક્ષેત્ર આપે છે; માનવીની સંખ્યા મર્યાદિત કરી કાર્યક્ષેત્રને સુગમ, સુસ્પષ્ટ અને સૌથી કામ કરી શકાય એવડું નાનું બનાવે છે; પરસ્પરનાં સ્પર્શસ્થાનો વધારી આપે છે; અને સચ્ચાઈ હોય તો ભ્રાતૃભાવને ગાઢ બનાવી એક ઉપયોગી બિરાદરી ઊભી કરી આપે છે. નવાં મંડળો, નવી સંસ્થાઓ, નવાં ચક્રો અને વર્તુળોની આપણે ઉપરછલી રચનાઓ કર્યે જઈએ છીએ. જ્ઞાતિસંસ્થાઓમાં નવીનતા પ્રવેશ પામે તો નિરર્થક નવાં નવાં ઊભાં થતાં મંડળો અટકી આપણી જ્ઞાતિસંસ્થા દ્વારા પ્રગતિ કરી શકાય કે કેમ એ પ્રયોગ આવાં સંમેલનો અંગે થઈ શકે એમ છે.

આપણી જ્ઞાતિઓમાં મહેનત અને કારીગરી ઉપર જ ભાર મૂકીને પોતાનું મહત્ત્વ સાચવી રાખનારી સંસ્થાઓમાં કારીગરવર્ગમાં મૂકાતી જ્ઞાતિઓ અત્યંત મહત્ત્વનું સ્થાન ભોગવે છે. તોલ, ભાવ, અણોજા, બજાર વગેરે વ્યાપાર વ્યવસ્થામાં તેમજ ગામ કે શહેરના સાર્વજનિક કાર્યવ્યવહારમાં મહાજનનું કેટલું મહત્ત્વ છે તે આજના બદલાતા યુગમાં પણ આપણે જાણીએ છીએ. અને એ મહાજનમાં કારીગરજ્ઞાતિનું કાયમ અને માનવંત સ્થાન છે.

અંગમહેનતને ઓછી કરનાર અગર વ્યવસ્થિત કરનાર યંત્રવહીવટમાં એવી જ્ઞાતિનો અત્યંત યશસ્વી ફાળો છે. આપણી સમાજરચનામાં નાનાં મોટાં યંત્રો, યોજનાઓ અને પ્રક્રિયાઓની નિત્ય જરુર છે. એ નિત્યની જરૂરિયાતો પૂરી પાડી માનવીનાં સુખ, સાધનો અને સમૃદ્ધિમાં વધારો કરનાર વર્ગ સદા પૂજ્ય ગણાવો જોઈએ. સંધ્યા કરનાર બ્રાહ્મણ જ માત્ર નહિ પરન્તુ સંધ્યા માટેની આચમની ઘડનાર પણ આપણાં વંદનને પાત્ર છે. એ આચમનીના ઘડનાર પાછળ બ્રાહ્મણ ઈચ્છે છે એવું જ પવિત્ર વાતાવરણ, ઇશ્વર પ્રત્યેનો પૂજ્યભાવ અને ભક્તિભાવ, એકાગ્રતા પ્રેરતી કલાશ્રેણી અને આખો સમાજ સ્વીકારે એવી

આકૃતિ ઘડવાની કલ્પના આચમનીને ઘડનાર કલાકારને હાથ કરવાં પડે છે. બ્રાહ્મણત્વ વગર એ વાતાવરણ આકારમાં ઊતરી શકે જ નહિ. બ્રાહ્મણત્વ ઉપરાંત એ ઘડનારની પાસે કલા અને કૌશલ્ય પણ જોઈએ. જે વર્ગમાં એ ગુણ હોય, એ વર્ગ માનને પાત્ર છે.

બ્રાહ્મણ હોઇને માત્ર ભિક્ષુક બનવું તેના કરતાં બ્રાહ્મણ હોઇને—અગર ન હોઈને પણ—ઉપયોગી સોની, લુહાર કે સુતાર બનવું એ જરાય ઊતરતું નથી.

એવી કોમોએ બહુ ઉચ્ચ કક્ષાના પુરુષો ઉત્પન્ન કર્યા છે. અખો વેદાંતી, પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર, નર્મદાશંકર સોમપુરા, હીરો કડિયો વગેરે અનેક નામો યાદ આવે એમ છે.

એમાંથી માત્ર બે જ વર્તમાન નામો સંબોધી બે બોલ કહું.

એક હરિચંદ મંછારામ. વીસનગરના વતની એ કલાકુશળ પાચાલે તિજોરીની બનાવટમાં નામ મેળવ્યું એટલુંજ નહીં, તેમની કુશળતાએ તેમને આપેલું ધન તેમણે અત્યંત ઉદારતાપૂર્વક વાપરી જનતાની સેવા કરી દાતારનું મહામાનવત સ્થાન પ્રાપ્ત કર્યું. એ સદ્‌ગતને પગલે આપણે બધા જ ચાલી શકીએ એમ ઇચ્છીએ. પૈસો મળવો—ન મળવો એ મોટે ભાગે અકસ્માતનું પરિણામ છે. આપણી પાસે હરિચંદ જેવો પૈસો ભલે ન હોય. તેમની કુશળતા, ઉદારતા અને સેવાભાવનો અંશ પણ હોય તો આપણે ભાગ્યશાળી થઈશું

બીજું મ્હારૂં પરિચિત નામ મારા યુવાન મિત્ર ત્રિભુવનદાસનું. 'સુન્દરમ્'ને નામે ગુર્જર સાહિત્યમાં પ્રસિદ્ધિની ટોચે પહોંચેલા એ પાંચાલ કારીગરજ્ઞાતિનું એક મહામૂલ્યવાન રત્ન છે. એ રત્ન સમગ્ર ગુજરાત પાસે ધરવા માટે આખું ગુજરાત એ જ્ઞાતિનું આભારી છે. વર્તમાન યુગના સર્વ સંસ્કારો ઝીલવાની, એ સંસ્કારોને યોગ્ય સરસ્વતીની નૂતન મૂર્તિ ઘડવાની, અને એ મૂર્તિનો સ્વીકાર કરાવવાની તાકાત કારીગરજ્ઞાતિમાં છે એની સાબિતી 'સુન્દરમ્' આપી રહ્યા છે.

આવી ભવ્ય શક્તિઓ ઉપજાવનાર, સમાજમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર, ઘમંડ વગર હલકી–ભારે સેવા કરી સૌના સુખસાધનો વધારી આપનાર કોમો ગુજરાતની અને હિંદની સાચી સેવામાં પ્રવૃત્ત થઇ હિંદની માનસ અને આર્થિક સમૃદ્ધિ વધારવામાં સારો ફાળો આપી શકે એમ છે—જો જ્ઞાતિના બંધારણમાં રહેલું રહસ્ય—સેવાભાવ અને કાર્ય-વિભાગનું—સમજાય તો.

---

# વિચિત્ર અશ્રુ

દેવજી રા. મોઢા

વીંધ્યા ઉરના મર્મ જ સીધા,
શબ્દોના કારી ઘા કીધા;
મૂંગે મોંએ સૌ સહી લીધાઃ
આંસુડાં ના'વ્યાં!
દુઃખ વિષે જરી સમતા દાખી,
સ્વજન ગણીને કરી જરી ઝાંખી;
ઉર–પંપાળત બાની ભાખીઃ
આંસુડાં ના'વ્યાં!

# જીવન ઝરણાં

પ્રભા

દક્ષિણમાં વિચરતા અગસ્ત્ય મુનિએ એક પ્રસંગે પોતાની પત્ની લોપામુદ્રાને બોલાવી લાવવાને શિષ્ય તૃણબિન્દુને ઉત્તર દિશામાં રવાના કરતાં કહ્યું, "તેની સાથે પાછા વળતી વખતે તારે તેનાથી એક વાંસ જેટલા છેટે રહીને મુસાફરી કરવી."

"જેવી આજ્ઞા"—કહી તૃણબિન્દુ રવાના થયો.

પાછા વળતાં તૃણબિન્દુએ ગુરુની આજ્ઞા અક્ષરશઃ જાળવી રાખી. પણ નર્મદાનાં ઊંડાં નીરમાં જ્યારે લોપામુદ્રા ડૂબવા લાગ્યાં ત્યારે તેમણે આગળ ચાલતા તૃણબિન્દુને પોતાની મદદે બોલાવ્યો. તૃણબિન્દુએ ગુરુની આજ્ઞા અને ગુરુપત્નીની દશા વચ્ચેનો વિરોધ નિહાળ્યો. ને પળવાર વિચાર કરી તે નદીમાં પડયો ને લોપામુદ્રાને બચાવી લીધાં.

અગસ્ત્ય મુનિએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેમણે તૃણબિન્દુને પોતાની સમીપ બોલાવી કહ્યું:

"જીવન કરતાં આજ્ઞાપાલનની કિંમત વિશેષ છે. તેં એવી આજ્ઞાનો ભંગ કર્યો છે. તારે માટે સ્વર્ગનાં દ્વાર બંધ રહે એવો હું તને શ્રાપ આપું છું."

આના ઉત્તરમાં તૃણબિન્દુએ પણ તેજસ્વી વાણીમાં ગુરુને શ્રાપ આપતાં કહ્યું:

"ને આજ્ઞાપાલનનું ગંભીર પરિણામ નિહાળી, માનવી જો એવા પરિણામમાંથી બચવાને, શુદ્ધ ને નિઃસ્વાર્થ વૃત્તિથી, આજ્ઞાનો ક્ષણભર ભંગ કરે તો એને પાપ માનવું એ માનવબુદ્ધિનું અપમાન છે. તમે એ અપમાન કરી રહ્યા છો. ને તેથી તમારે માટે પણ સ્વર્ગનાં દ્વાર બંધ રહે એવો હું પણ તમને શ્રાપ આપું છું."

× × ×

વિક્રમ પોતાની કુમારવયે, ગરીબ સ્થિતિમાં, જ્યારે એક મિત્ર સાથે, પર્વતમાળાઓમાં રખડતો હતો ત્યારે તેના મિત્રને માહિતી મળી કે, "જો કોઇ તેજસ્વી યુવાન રોહણાચળ પર્વત પર પાવડાનો ઘા કરી 'હા દૈવ'–કહી દીન બની બેસે તો તેને તે પર્વતમાંથી એક અમૂલ્ય રત્ન મળી આવે છે."

વિક્રમ આમ કરવા કબૂલ થાય એ અસંભવિત હતું. એટલે મિત્રે તેને એક પાવડો લાવી આપી રોહણાચળ પર્વતની કિંમતી માટી ખોદવાની સલાહ આપી; અને એમ કરતાં વિક્રમે જ્યારે પર્વત પર પાવડાનો ઘા કર્યો ત્યારે તે મિત્ર અકસ્માત્ તેની સમીપ જઇ બોલી ઊઠયો, "ભાઇ, આજે તો ઘેરથી માતાના મૃત્યુના સમાચાર આવ્યા છે."

વિક્રમ તરત જ 'હા દૈવ' કહેતાં જમીન પર બેસી ગયો. ને તરત જ તેણે જ્યાં ઘા મારેલો ત્યાં એક ઝગમગતું મોતી દેખાયું. તે મોતીને હાથમાં લેતાં મિત્રે માતાના મૃત્યુના ખોટા સમાચાર આપવા માટે દિલગીરી દર્શાવી વિક્રમને પોતાની યુક્તિ સમજાવી.

"ધિક્કાર છે, તારા આ લોભને" મિત્રના હાથમાંથી રત્ન પડાવી લઈ તેને પાસેની ખીણમાં ફેંકી દેતાં વિક્રમ ગર્જ્યો, "પુરુષાર્થને તજી દઇ-દીન બનીને ભીખ માગવી તે કરતાં તો મૃત્યુ લાખોગણું વધારે સુંદર છે."

× × ×

ગુર્જરપતિ મૂળરાજ એક પ્રસંગે એક તપસ્વીને મળવા ગયો. ત્યાં તેણે તપસ્વીની નજીક પડેલી ગાદડીને થરથર ધ્રૂજતી જોઇ. રાજાએ વિસ્મય પામી તપસ્વીને તેનું કારણ પૂછ્યું.

"રાજન્, મને સખત તાવ ચડયો છે. પણ તું મારે આંગણે અતિથિ તરીકે આવ્યો છે. મારે તારું સન્માન કરવું ઘટે. તે માટે મારા તાવને મેં થોડાક સમય માટે આ ગાદડીને સોંપ્યો છે."

રાજાએ વિશેષ આશ્ચર્ય પામતાં વિનયપૂર્વક પૂછ્યું, "આવી અદ્દભુત શક્તિ છે તો પછી આપ તાવને સમૂળગો દૂર કાં નથી કરી દેતા?"

"રાજા" તપસ્વી હસીને બોલ્યા, "આ દેહ આપણને આપણાં શુભ-અશુભ કર્મનાં પરિણામ ભોગવવાને મળ્યો છે. એ પરિણામ ભોગવાયા વિના કર્મ કોઈ ને છોડતાં નથી. એટલે માનવીની ફરજ છે કે પરિણામ શાંતિથી ભોગવવાં, ને નવાં અઘટિત કર્મ કરતાં દૂર રહેવું."

× × ×

એક પ્રસંગે રાજા ભોજ કોઇ સતી સ્ત્રીનું અપૂર્વ લાવણ્ય નિહાળવાને સંન્યાસીના વેશે તે સતીને આંગણે પહોંચ્યો. સતીએ સંન્યાસીને જોતાં જ તેને ભોજન માટે ઘરમાં નોતર્યો ને તે કેરીનો રસ કાઢવા બેઠી. પણ કેરીમાંથી ઝંઝે કરતાં રસની છલોછલ ધાર ન વછૂટે. ને સતી ગ્લાનિભર્યા વદને બોલી:

"શું આ દેશનો રાજા એટલો લંપટ બન્યો છે કે કેરી પણ પોતાનાં રૂપરસ ગોપવે છે?"

સંન્યાસીના વેશમાં રહેલા રાજાની આંખ તરત જ ખૂલી ગઇ. તેણે ઊઠીને સતીને 'માતા' કહી પ્રણામ કર્યા. સતીએ તેના માથા પર હાથ મૂકયો. ને કેરીમાંથી રસ છલકવા લાગ્યો.

બીજે પ્રસંગે એજ રાજા ગુપ્તવેશે એક ખેતરમાં જઈ પહોંચ્યો. ત્યાં તરસ લાગતાં તેણે ખેડૂતપત્ની પાસે પાણી માગ્યું. ખેડૂત-સ્ત્રીએ પાસે પડેલી એક શેલડી ભાંગી રાજાને તેના રસથી પ્યાલો ભરી આપ્યો. રાજાએ તે રસ ગટગટાવી જઈ ફરી બીજો માગ્યો.

ખેડૂત-સ્ત્રીએ હસીને બીજી શેલડી ભાંગી. પણ આ પ્રસંગે રસ ઘણો ઓછો નીકળ્યો. ને આંખમાંથી આંસુ સારતાં ખેડૂત-સ્ત્રી બોલી, "શું આ દેશનો રાજા એટલો લોભી બન્યો છે કે શેલડી પણ રસ નથી છોડતી?"

રાજા ચમકયો. તેણે ખેડૂતસ્ત્રીની માફી માગતાં કહ્યું, "બાઈ, હું જ રાજા છું. તમને પાણીને બદલે રસ વાપરતાં જોઇ મને તમારા પાસેથી વધારે કર પડાવવાની લાલચ થઈ આવી. પણ હવે એ વિચાર માટે પણ મને દુઃખ થાય છે."

ખેડૂતસ્ત્રીએ ત્રીજી શેલડી ભાંગી. ને પ્યાલો તેના રસથી છલોછલ ભરાઈ ગયો.

× × ×

ચીનના શહેનશાહે પોતાના વિરોધી બનેલા એક વીરને દાબી દેવાને તે વીરની ઘરડી માતાને પકડીને કેદ કરી. જ્યાં ત્યારે એ વીર શરણે ન જ આવ્યો ત્યારે શહેનશાહે કેદી ડોશીને કહાવ્યું, "તારા પુત્રને શાંતિનો સંદેશ કહાવ. નહિતર તને રીબાવી-રીબાવીને મારીશું."

"એમ!" શહેનશાહનો એ સંદેશ લાવેલા સરદારના હાથમાંથી ખંજર ઝૂંટવી લઈ, તે વડે પોતાની છાતીને ચીરી નાંખી. સરદારને તેનું ખંજર પાછું સોંપતાં તે વૃદ્ધા બોલી, "તારામાં કે તારા રાજ્યમાં જો માનવતાનો જરીક પણ અંશ હોય તો મારા પુત્રને મારો છેલ્લો સંદેશ પહોંચાડજે કે, 'બેટા, માતાની જવાબદારીમાંથી મુક્ત બન્યો છે. હવે ખુલ્લી તરવારે તું તારી વિશાળ ફરજો બજાવજે.'"

× × ×

બેબીલોનની રાણી નીટાક્રીસે પોતાની કબર પર લખાવેલું કે, "અહીં અખૂટ દ્રવ્ય-ભંડારો ભરેલા છે. મારી પ્રજામાંથી જે કોઈ ગરીબ કે અશક્ત હોય તેણે આ કબર ખોદવી. ને નીચેથી જોઈતું ધન મેળવી લેવું."

વર્ષો સુધી કોઈ પણ બેબીલોનવાસીએ એ કબર ન ખોદી. પણ ઈરાનના શહેનશાહ ડેરિયસે જ્યારે બેબીલોન જીતી લીધું ત્યારે તેણે દ્રવ્યભંડારો લૂંટી લેવાને રાણી નીટાક્રીસની કબર પણ ખોદાવી નાખી. નીચેથી કશું જ ન નીકળ્યું. ફક્ત એક સપાટ પત્થર નીકળ્યો, જે પર લખેલું હતું: "તું માનવી જ નથી, નહિંતર મરેલાને ન સતાવત."

× × ×

મધ્યયુગના ખ્રિસ્તી-સંપ્રદાયમાં એક એવો સડો પેસી ગયેલો કે માનવી ભલે ગમે તેવાં પાપ કરે પણ જો તે ખ્રિસ્તી-ધર્મગુરુ પાસેથી માફીપત્ર લખાવી લે તો ઈશ્વર એને એ પાપોમાંથી મુક્તિ બક્ષે છે.

આ સંજોગોમાં, લીપ્ઝીકના એક અમીરે નગરના મુખ્ય ધર્મગુરુ પાસે જઈ પૂછ્યું: "ગુરુદેવ, મેં કેટલાંક પાપ કર્યાં છે, ને કેટલાંક હજી પણ થવા સંભવ છે. એ પાપોમાંથી આપ મને મુક્તિ બક્ષી શકો?"

"ઘણી જ ખુશીથી," ધર્મગુરુએ હસીને કહ્યું, "તે માટે ફક્ત પૂરતાં નાણાં જોઈએ."

ને અમીરે એક લાખ રૂપિયા આપી ધર્મગુરુ પાસેથી બધાં જ પાપોનું માફીપત્ર લખાવી લીધું.

કંઈક સમય જતાં એ ધર્મગુરુની બદલી બીજા નગરમાં થઈ. તે પ્રસંગે તે ધર્મગુરુએ પોતાની લાખોની સંપત્તિ ને શાહી રાચરચીલા સાથે લીપ્ઝીકથી વિદાય લીધી. ને માર્ગમાં કેટલાંક માણસો સાથે ઊભેલા પ્રથમના અમીરે તેમની બધી માલમિલકત લૂંટી લીધી.

"પાપી!" ધર્મગુરુએ ગર્જના કરી.

"ગુરુદેવ, ગભરાઓ મા," અમીર હસીને બોલ્યો, "આ પાપનું તો મેં આપના પાસેથી પહેલેથી જ માફીપત્ર લખાવી લીધું છે."

× × ×

જાણીતી અમેરિકન નટી એન શેરીડનને હાર્વર્ડ વિદ્યાલયના વિદ્યાર્થીઓએ ખૂબ ઉતારી પાડેલી. ઉત્તરમાં નટીએ રોષભર્યા સ્વરે જણાવ્યું, "ખબર છે, મારી વાર્ષિક આવક અઢી લાખની છે—તમારા આખા વિદ્યાલય કરતાં પણ વિશેષ."

ઉત્તરમાં વિદ્યાર્થીઓએ હસીને કહ્યું: "એ જંગી આવક જ આપની જીવનવિષયક નિષ્ફળતાનો પુરાવો છે."

# નૃત્ય-કલાનાં વિશિષ્ટ તત્ત્વો

કાન્તિલાલ વિષ્ણુરામ ત્રિવેદી
(કથક-નૃત્યકાર)

લલિત કલામાં જે જે કલાઓનો સમાવેશ થાય છે તેમાં નાટય, સંગીત, નૃત્ય વગેરે કલા પ્રમુખસ્થાને છે.

આ કલાઓનું વિવેચન કરનાર શાસ્ત્રો નિર્માણ થયાં છે. તેમાં ભરતમુનિનું 'ભારતીય નાટયશાસ્ત્ર' પ્રમાણભૂત ગણાય છે. કવિકુલગુરુ કાલિદાસની ઉક્તિ પ્રમાણે નાટયશાસ્ત્રમાં અભિનય, સંગીત અને નૃત્યનો સમાવેશ થાય છે.

ભરતમુનિના મત પ્રમાણે નાટયની ઉત્પત્તિ અતિ પ્રાચીન છે. ભરતમુનિએ બ્રહ્માથી માંડીને પ્રત્યેક દેવ પાસેથી કંઈક કંઈક સામગ્રી એકઠી કરી છે. એ ઉપરાંત, ઋગ્વેદમાંથી નાટય, યજુર્વેદમાંથી અભિનય, સામવેદમાંથી ગાન અને અથર્વવેદમાંથી રસ લઈ તેમણે નિરાળું નાટયશાસ્ત્ર તૈયાર કર્યું છે.

ભરતમુનિના એ 'ભારતીય નાટયશાસ્ત્ર' પરથી એટલી ખાત્રી થાય છે કે નાટય, સંગીત અને નૃત્યની ઉત્પત્તિ આપણા વેદમાંથી જ થયેલી છે.

'પ્રાયેણ સર્વલોકસ્ય નૃત્તમિષ્ટં સ્વભાવતઃ ।' સર્વ મનુષ્યને સ્વાભાવિકપણે જ નૃત્ય તો આવડે જ છે. કારણ કે કોઈ પણ વસ્તુના હલનચલનમાં એક પ્રકારનું સૌન્દર્ય રહેલું જ છે. પછી તે હલનચલન કૃત્રિમ હોય કે સ્વાભાવિક હોય. કૃત્રિમ હલનચલન એ પણ એક પ્રકારનું નૃત્ય તો છે જ.

આ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે મનુષ્યના સ્વાભાવિક હલનચલનમાંથી ઈશ્વરદત્ત અંગને એક વિશિષ્ટ પ્રકારનું વલણ દઈ, તે વલણને કોઈ વિશિષ્ટ નિયમમાં બાંધી લીધું: આનું નામ નૃત્ય.

પ્રાચીન સમયમાં આ કલાનું વિશેષ મહત્ત્વ હતું. એનું સ્થાન પ્રથમ પંક્તિમાં હતું. એ સમયના હિન્દુ રાજાઓનાં સંતાનોને આ કલાનું શિક્ષણ આપવામાં આવતું. બૃહન્નલાની કથા આની સાક્ષી પૂરે છે. પ્રાચીન સમયમાં, રાજદરબારમાં નૃત્યકલાનું કેટલું માન હતું તેની ઉત્કૃષ્ટ કલ્પના કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર' નાટકમાં હરદત્ત અને ગણદાસ-આ બંને પાત્રોના સંવાદમાંથી સહજ મળી આવે છે.

સંગીત અગર ગાયનકલા અને નૃત્યકલા, આ બંને, પ્રાચીનકાળથી, સાથોસાથ ઊતરી આવેલ છે; કારણ કે બંનેનું સ્થાન એકબીજામાં ઓતપ્રોત થયેલું છે. મનુષ્યને જેટલી ગાયનકળા સ્વાભાવિક છે તેટલીજ નૃત્યકલા સ્વાભાવિક છે. કદાચ જો એમ કહીએ કે ગાયનકલા કરતાં નૃત્યકલા મનુષ્યમાત્રને અધિક સ્વાભાવિક છે તો આમ કહેવામાં જરાય અત્યુક્તિને સ્થાન નથી.

નૃત્યકલાની પ્રાથમિક અવસ્થામાં, માત્ર શારીરિક-અંગવિક્ષેપ-ક્રિયા કરવાની રહે છે. કે,

પરન્તુ દ્વિતીય—તૃતીય અવસ્થામાં સંગીતકલાની જોડમાં ઊભા રહેવું પડે છે; તાલ પ્રમાણે શબ્દને અનુસરવું પડે છે; માત્રાભેદ સમજી, શબ્દના ભાર-સૂચક અભિનયને અનુસરવું પડે છે.

નૃત્યની ઉત્તમ અવસ્થામાં ભાવદર્શક નૃત્ય અને સાભિનય નૃત્ત—એમ બે પ્રકાર પડે છે. આ બંને પ્રકારમાં ખામ ફેર છે.

ભાવદર્શક નૃત્ય એ અંગવિક્ષેપથી ઉપજતું મૂક ગાન છે. આ બાબતમાં નૃત્યવિવેચક જીન પોલના શબ્દો પણ આમ જ છે.

નૃત્ય–નૃત્ત શબ્દની વ્યુત્પત્તિ નૃતી ગાત્ર વિક્ષેપે ।—આ ધાતુ પરથી થયેલી છે. આ અંગવિક્ષેપનો પ્રારમ્ભ પાદતાલથી થાય છે. પાશ્ચાત્ય નૃત્યકલાની સુસંગતિ સાધનાર ગ્રંથકાર મિ. બ્યૂ ચેંપ ( Beauchamp ) પ્રારમ્ભના આ પાદતાલના મુખ્ય પાંચ પ્રકાર આપે છે. એ પ્રકારને તેણે 'નૃત્તપાદ' એવી સંજ્ઞા આપી છે. ભારતીય નૃત્ય–વિશારદો એ પ્રારમ્ભના પાદતાલને અનેક સૂક્ષ્મ પ્રકારની કલ્પનામાં વહેંચી નાખે છે, અને એ સર્વને શાસ્ત્રશુદ્ધ, નિયમબદ્ધ કહે છે.

નૃત્તાચાર્ય કોહલેએ, નૃત્યમાં હસ્તક્રિયાના પ્રકારો, ભરતમુનિ કરતાં અધિક પ્રમાણમાં આપ્યા છે. પાદ કરતા હસ્ત વિશેષ સુંદરતા સૂચવે છે એથી જ એકજ પાદતાલમાં અનેક હસ્તક્રિયાને સ્થાન મળ્યું છે.

હાથ, પગ, કાંડાં, કટિ, ગરદન વગેરે વિવિધ શારીરિક અવયવોનું હલનચલન, પ્રમાણસર—તાલસર, અમુક વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યું છે.

નૃત્યકલાનાં આ બધા વિશિષ્ટ તત્ત્વો છે.

પ્રાચીન ભારતમાં નૃત્યકલાનો સંપૂર્ણ વિકાસ થયો હતો. કાલાંતરે આ કલા નામશેષ થઇ રહી, અને છેવટે ઉચ્ચ સમાજમાંથી અદૃશ્ય થઇ ઘણા સમય સુધી, ઉચ્ચ અને બુદ્ધિમાન વર્ગે એના તરફ દુર્લક્ષ રાખ્યું એજ એની કમનસીબી.

હિન્દની ભૂમિ પર, વૈભવસંપન્ન અને કલાપ્રેમી મુસલમાન બાદશાહોનો જમાનો આવ્યો ત્યારે નૃત્યકલાને ઉત્તેજન મળ્યું તો પણ પહેલાંના જેવું સ્થાન એ કલા લઇ શકી નહિ.

ત્યારપછીના મરાઠી સામ્રાજ્યમાં વિવિધ કલાઓને પ્રોત્સાહન મળ્યું. તો પણ નૃત્યકલા પ્રથમ દરજ્જે પહોંચી શકી નહિ

વર્તમાન યુગમાં એ નૃત્યકલાનો પુનર્જન્મ થયો છે.

---

# મગજ કે હૃદય ?

મહેન્દ્રકુમાર દેસાઇ બી. એ.

[ માલિની ]

મૃદુલ શિશુક હૈયું મુક્ત નિર્બંધ લોળું,
સરલ મધુર મારે જોઈએ છે સદાયે;
અબુધ મતિ–વિતર્કે નિશ્ચયાભાવવાળું,
શિશુમગજ ન મારે જોઈએ છે જરાયે.

# આરાધક

પ્રભુલાલ શુક્લ

બ્રાહ્મમુહૂર્તે મહેશ ફરવા જતો. સ્મૃતિને સતેજ કરતા, ચેતન અને ઉલ્લાસભર્યા પ્રભાતના શાંત વાતાવરણમાં ઘડીક કવિતાની કડીઓ ગોઠવતો, ઘડીક સરકતી કલ્પનાને પકડવા મથામણ કરતો તે ગુજરાત-નગરના બેડાઘાટના એક બંગલા નજીક આવી પહોંચતો ત્યારે નીચેના ખંડમાંથી સંગીતની તાલબદ્ધતામાં ઊઠતા ઘૂઘરમાળના રણકાર તેના પગને થંભાવી દેતા. વિતાનને ભરતી એ સ્વરસૃષ્ટિ તેના હૃદયનેપથ્યમાં અવનવા ભાવ પ્રેરતી. ને તેના સ્મરણપટ પર એ રણકાર હરઘડી ચડકાયા કરતા.

રાત્રિની શાંત નિઃસ્તબ્ધતામાં છાયાચિત્ર જેવી ચાલી જતી વણઝારના ઘૂઘરનો મધુર રણકાર સૂતેલા કોઇ શ્રમિતને જગાડી દે, તેમ આ ઘૂઘરમાળના રણકાર તેને સ્વપ્નમાંથી જગાડી દેતા.

પ્રભાતે નિત્ય ફરવા જવું એ તેનો ક્રમ થઈ ગયો. બંગલા નજીક આવી પહોંચતાં, ફરી એજ રણકાર, એજ સુરાવટ તેની નવી કાવ્યસૃષ્ટિ ઊભી કરતાં.

તેને ખબર નહોતી કે નૂતન સ્થાપત્યકલાના પ્રતીક સરીખો ને ફૂલછોડની સુગંધથી મઘમઘતો આ આછાનીલા રંગનો સુઘડ બંગલો કોનો હતો? તેને ખબર નહોતી કે એકજ વાયોલીનના વેગ સૂરની મિલાવટમાં તબલાંના ઠેકા સાથે વાતાવરણને નચાવતી એ પાનીઓ કોની હતી! પણ કે[illegible]રથી એ પાનીઓ કોઈ મીરાં કે સરસ્વતી જેવા ગાને માનવ-હૃદયને કવિતા, નૃત્ય અને સંગીતથી પુનિત કરવા સરજાયલ કોઇ ચિરયૌવનાની હશે તેમ તે કલ્પતો. ને, આ સ્વપ્નશોભનાનું અંતરિક્ષે પાદપ્રક્ષાલન કરી તેનું અંતર પુલકિત થતું.

પછી તો આ બંગલો તેનું પૂજામંદિર બની ગયું. મંદિરમાં નાચતી દેવવલ્લી તેની આરાધ્ય-મૂર્તિ બની ગઇ. ને એ મૂર્તિના ઘૂઘરનો રણકાર તેનાં કાવ્યોનો પ્રસાદ બની ગયો.

જેમ જેમ આ કલ્પનામૂર્તિને એક ભક્ત-પ્રણયીની તપસાધનાથી તે આરાધવા લાગ્યો તેમ તેમ તેનાં કાવ્ય-સર્જનોની એ પ્રેરણા બનતી ગઇ. નવ નવાં રૂપે—અવનવા ભાવે, વિવિધ કવિતા-સામગ્રીએ એ તેનાં કાવ્યોમાં પ્રેયસી બનીને રાચી. ઊર્મિ, ચિંતન, ભાવ, પ્રમાદ અને માર્દવરૂપી તેનાં કાવ્યોનું બધું સર્જનતંત્ર આ મનોમૂર્તિની આસપાસ રચાયું. તેની પ્રાંતીય દષ્ટિ સર્વદેશી બની. અવિરત અને અસ્ખલિત રીતે મર્મર ગતિએ વહેતા તેના કાવ્યપ્રવાહે ભાવુકની સૃષ્ટિમાં નવો પ્રાણ ધબકાવ્યો. તેની કવિતા ભુવનમોહિની બની જગતને પ્રેરવા લાગી. તેના કાવ્ય-ગ્રન્થોએ કવિતા—ક્ષેત્રમાં નવીન પગદંડી પાડી.

એક વર્ષ ચાલ્યું ગયું હતું. હજુયે તે ત્યાં ફરવા જતો. વાતાવરણમાં એ જ પુષ્પ-સુગંધ, એજ સ્વરો, એજ નર્તન. પણ હવે મહેશને દૂરથી એ પુષ્પસુગંધ ઝીલવાને બદલે એ ફૂલોને ચૂંટવાની ઇચ્છા થઇ આવતી. તેને વરેલ કીર્તિ અને ધનથી એ બગલાને પોતાનો કરવાની એષણા તેના અંતરના કોઈ અજાણ્યા ખૂણે ઊઠતી. જે પાનીઓને તેણે સ્વપ્નમાં

પૂજી હતી તેને નીરખવાની તેને ઝંખના થતી. હવે એ પાનીઓ ઉપરની દેહલતા નિહાળવાની વૃત્તિ તેના ચિત્તને વ્યાકુળ કરતી. સરસ્વતી ને મીરાં બનીને પ્રેરતી એ કલ્પનામૂર્તિનું દેહ—સૌન્દર્ય જોવા તેનાં ચક્ષુઓ તલપતાં. ને રોજ રોજ એ સૌન્દર્યમૂર્તિ કેવી હશે તેની વિવિધ કલ્પનાઓમાં તે બ્હાવરો બની જતો.

ભાવનાજગતમાં ઊડતા આ માનવકવિને હવે માનવીને સુલભ એવી જીવન–સૃષ્ટિ સર્જવાની અને એ સૃષ્ટિમાં સ્વૈરવિહાર કરવાની એષણા થઈ હતી.

રાત્રિના ચાર વગ્યા હતા. મહેશ કોઈ સ્વપ્નમાં પડ્યો હતો. દૂર દૂર ક્ષિતિજમાંથી ઊઠતો કોઇ ધ્વનિ તેના કર્ણપટ પુર અથડાતો હતો. એ સંગીતના તાલે તાલે કોઈ રૂપાની ઘંટડીના અવાજ જેવો નૂપુરઝણકાર ઊઠવા માંડયો હતો. નાચતી કસુંબલ પાનીઓ દેખાતી હતી. નૂપુરો ઉપર તારક ટીપકીવાળો શ્યામ સાળુ પગલે પગલે હેલાતો હતો. સાળુ પરની સફેદ પામરી વિહંગની પાંખ સરીખી ઊડતી હતી. કરમાં પુષ્પચુડાની મંજરીમાલા શોભતી હતી. સપ્રમાણ દેહલતામાંથી અમોઘ સુગંધી પ્રસરી રહી હતી. દેહવેલીની કાંતિ કૌમુદિથીયે વધુ ઉજ્જવલ દીસતી હતી. ઠમકતા પગોમાં, લ્હેકાતી દેહવલ્લીમાં ને નાચતી અંગુલિઓમાં અદ્દીઠ નૃત્ય ભર્યું હતું. ગૂથાયલી વેણી કટિ પ્રદેશપર અથડાઇ ફંગોળાતી હતી. વિશાલ ભાલપર તારક–ટીપકીઓએ બીજ–ચન્દ્રનું ચિત્રામણ કર્યું હતું. ઘાટીલા મુખની પ્રતિભા તેજઃપુંજ જેવી હતી. સસ્મિત ને અર્ધખીડાયલ અધરોએ ભેદધનુ ચાંપ્યાં હતાં. કાજળે આંજેલ નયનોની તેજચમક વીજળીથીયે વેધક હતી. તેનાથી આ સ્વરૂપ–પ્રકાશ ઝીલી શકાયો નહીં. તે સફાળો બેઠો થઇને બોલ્યો, " નર્તિકા ! નર્તિકા ! "

તેનાં નેત્રો ખુલી ગયાં. ખંડમાં અંધકાર હતો. તે ઊભો થયો, ને સ્વપ્નમાં નિત્ય સંતોવતી આ નર્તિકાને આજ નીરખવાનો નિશ્ચય કરી નર્તિકાના ગૃહપ્રતિ જવા ઉપડયો.

આજ કોઇ કાવ્યની કલ્પના તેને આવતી નહોતી. આજ તેને સ્વપ્નમૂર્તિનાં અંગો નિહાળવાની ઘેલછા લાગી હતી. ને, એ કલ્પનામાં ને કલ્પનામાં તે નર્તિકાના બંગલા નજીક આવી પહોંચ્યો.

પ્રભાતના છ વાગ્યા હતા. મહેશે દ્વારમાં પ્રવેશ કર્યો કે તરત જ દૂર ઝારી વતી ફૂલછોડને પાણી પાતો, ચાલીશેક વર્ષના, ગોઠણસુધી પહેરેલ મેલા સફેદ ધોતિયાથી સજ્જ એવા, મોટી ચમકતી આંખોવાળા, શ્યામ વર્ણના ભૈયાએ ઘાંટો પાડી પૂછ્યુંઃ

" કિસકા કામ હય ! "

" કિસીકા ભી " મહેશે તેની સામે જોયા વિના બેપરવાઇથી જવાબ આપ્યો.

માળી આ વિચિત્ર પ્રત્યુત્તરથી ને દ્વારપ્રવેશ કરનારની દેખીતી ધૃષ્ટતાથી ગુસ્સે થયો. ને ઝારી પડતી મૂકી, મહેશ તરફ આવતાં તડૂકયોઃ

" અંદર જાનેકી મનાઇ હૈ."

મહેશે કંઈ પણ ઉત્તર ન દીધો. તે ઉતાવળે પગલે જે ખંડમાંથી સંગીતના સ્વરો ઊઠતા હતા તેની નજીક, માળી તેને રોકે તે પહેલાં, આવી પહોંચ્યો, ને ઘંટડી (Call Bell)ની ચાંપ દબાવી.

ત્યાં, સફાઇથી ઓળેલ વાંકડિયા વાળવાળા, સ્વચ્છ સફેદ ખમીસ ને ધોતિયાથી સુસજ્જ એવા કોઈ રૂપાળા યુવાને દ્વાર ખોલ્યું. તેણે મહેશપર દૃષ્ટિ ફેંકી, ને તેના મુખારવિંદની પ્રતિભાથી જાણે અંજાઈ ગયો હોય તેમ ખચકાઇને તે બોલ્યોઃ

"કોણ છો આપ? કોનું કામ છે?"

"મહેશ. નર્તિકાદેવીને મળવું છે."

"કોણ, કવિ મહેશ?"

"જી હા."

દ્વાર ખોલનાર પુરુષનો અવાજ ખંડમાં નૃત્ય કરતી નર્તિકાએ સાંભળ્યો. તેણે નૃત્ય બંધ કર્યું. ને સફાળી દ્વાર સમીપ આવતાં, નમન કરી બોલીઃ

"કોણ; આપ છો કવિ મહેશ?" ને તેનાં ચક્ષુ બંધ થયાં.

"જી હા." મહેશે ઉભય હાથથી વદન સ્વીકારી આ સ્વરૂપવતીના રૂપથી અંજાઇ જાણે પોતે રૂપસમાધિમાં લીન થઈ ગયો ન હોય તેવા ભાવથી પ્રત્યુત્તર દીધો.

નર્તિકા સ્વસ્થ થઇ ને જમણા હાથવતી આવકારસૂચક મુદ્રા દર્શાવી બોલીઃ "પધારો કવિ. અંદર આવો."

ને મહેશે ખંડપ્રવેશ કરવા પ્રથમ ડગ ભર્યું ત્યાં મહેશ ને નર્તિકાના મુખપર છવાતા, જાણે તે બન્ને યુગેયુગનાં પ્રણયી ન હોય તેવા, વિચિત્ર ભાવ દેખી દિઙ્મૂઢ બનેલ ભૈયો બોલ્યોઃ

"લેકિન માયજી! શાયદ આપ ભૂલ રહે હે આપકા હૂકમ. 'બિના મંજૂરી કિસીકું ભી મત આને દો.' હૈ જી?"

"હાં મંજૂરી! મંજૂરી!" નર્તિકાએ માળીની વાતને મુક્ત હાસ્યમાં ઉડાડતાં કહ્યું, ને મહેશ તથા દ્વાર ખોલનારને ઉદ્દેશી બોલીઃ "ચાલો, ચાલો, અંદર ચાલો."

સહુ અંદર ગયાં.

ને માળી તેની માયજીની આ વિચિત્ર વર્તણૂકથી આશ્ચર્ય પામી પ્રવેશદ્વારનાં પગથિયાં પર બેઠો. કડિયાના ખિસ્સામાંથી કમાવેલ તંબાકુ કાઢીને બે હાથથી તેને ચોળતાં ચોળતાં માથું ધૂણાવતો બકવા લાગ્યો, "મંજૂરી! હાં; મંજૂરી! અબ સબ બાતકી મંજૂરી. રામા ભૈયા! અબ કયસી મઝા?"

ખંડ મધ્યે જતાં, મહેશને બાજુના એક સોફા તરફ અંગુલિનિર્દેશ કરતાં નર્તિકા બોલીઃ "બેસો."

મહેશ બેઠો. નર્તિકા સાળુ સંકોરતી તેની બાજુમાં બેઠી, અને આંગળીઓવતી વેણીનો દસ્સો રમાડતી બોલીઃ

"ઘણો જ આનંદ થયો આજ મને આપનાં દર્શનથી. આપનાં કાવ્યો હું વાંચતી ત્યારે મને થતું કે આપનાં દર્શનનો લાભ મને મળે તો કેવું?"

"હું તો આ તરફ હંમેશાં ફરવા આવું છું. દરરોજ બહારથી નૃત્યની રમઝટ સાંભળતો ને મને આપનાં દર્શન કરવાની અને નૃત્ય નીરખવાની ઉત્કંઠા થઇ આવતી." ખંડની સજાવટનું નિરીક્ષણ કરતાં મહેશ બોલ્યો.

"આપ અહીં સુધી ફરવા આવો ને અમને દર્શનનો પણ લાભ ન આપો?" મહેશની આંખમાં આંખ પરોવી, સરકતી સાળુની કોર સંકેરતાં નર્તિકા બોલી.

"આપ એક અજાણ નર્તિકા. ન ઓળખું ન પિછાનું. કેમ કરી આવવું?"

"આપ મારાથી અપરીચિત છો કાં? હું છું મંદાકિની."

"કોણ? આંતરરાષ્ટ્રીય નર્તિકા મંદાકિની તે આપ..." 'આપ' શબ્દ પર ભાર મૂકી મહેશે આશ્ચર્યમુગ્ધ બની પૂછ્યું.

મંદાકિનીએ 'હકાર'માં શિર હલાવ્યું. ને બોલી: 'યુરોપની છેલ્લી સફર પૂરી કર્યા પછી 'કથક નૃત્ય'ના અભ્યાસ માટે હું એક વર્ષ થયાં અહીં રહી છું. સાધના માટે નિવૃત્તિની જરૂરત હોવાથી બાહ્ય જગતને મ્હારા આ રહેઠાણની મેં જાણ થવા નથી દીધી."

"આપનાં નૂપુરોનો અવાજ હું સાંભળતો ત્યારે મને થતું કે આપ જરૂર કોઈ મહાન નર્તિકા હશો."

ને, ખંડમાં થોડો વખત મૌન પ્રસર્યું. ત્યાં બાજુમાં ઊભેલા નોકરને ઉદ્દેશી મંદાકિની બોલી:

"કિરણ! બે કપ ચાયના લાવતો."

"જી હા, બ્હેનજી! હમણાં લાવ્યો." કહી કિરણ ચાલ્યો ગયો.

મહેશ મંદાકિનીનું સ્વરૂપ નીરખી રહ્યો હતો. તેને લાગતું હતું કે તેની કલ્પનામૂર્તિ મંદાકિનીમાં આવીને સમાઈ જતી હતી. ને આ કલ્પનાથી મંદાકિની સાથે વાર્તાલાપ કરતાં કરતાં તેની આંખો ચિંતનની કોઈ અદષ્ટ ભૂમિકા કલ્પતી થંભી જતી હતી. અને તેમાંથી તેજઅંબાર ચમકતો હતો. આ તેજચમક સાથે મુખના ભાવો કવિ–હૃદયની આરસીની છાયા બની ઓપતા હતા.

વાર્તાલાપમાં મંદાકિની મહેશના મુખના ભાવો અને આંખોની તેજચમકમાં થતા ફેરફારો જોઈ સ્તબ્ધ બની ગઈ હતી. કવિઓની કવિતા આંખોની તેજચમક ને સ્થિરતામાંજ સમાયલી હોય છે એમ તેણે માન્યું. તે ઊભી થઇ અને વાયોલીન–વાજક તથા તબલચીને વાજિંત્ર શરૂ કરવાની સંજ્ઞા કરી.

વાજિંત્રની સૂરાવટે ને ઘૂઘરમાળના રણકારે મહેશની વિચારમાળા તૂટી. તે નયનો મંદાકિની પર ઠેરવતાં તે 'અભિસારિકા'–નૃત્ય કરી રહી હોય તેમ તેને લાગ્યું. મહેશને આજ એ ચિરપરિચિત ઠેકામાં અજબ ચેતન લાગ્યું. એ ઘૂઘરમાં વહ્યુસૂણ્યો રણકાર સંભળાણો. વાયોલીન અને તબલાએ અનેરી 'ધૂન' જમાવી હોય તેમ તેને ભાસ્યું. મંદાકિનીનાં આભૂષણો અને દેહસ્વરૂપ તેણે કલ્પ્યાં હતાં તેથી વધુ સુંદર દીસ્યાં. આ સ્વરજમાવટમાં એકતાન થઇ તે ડોલવા લાગ્યો. ને તેનો પ્રાણ જાણે ઊડી ઊડી એ રણકારમાં પુરાઈ જતો હોય તેમ તેને આભાસ થયો. મંદાકિનીના સ્મિતમાં, તેની મુદ્રાઓમાં, દેહ—વળાંકમાં, નૃત્યમાં જાણે 'પ્રણયનો અભિસાર' ન ભર્યો હોય તેમ તેણે કલ્પ્યું. તેણે મંદાકિનીનાં નયનો મહીં જોયું તો જાણે કોઈ અનેરૂં તેજ તેને ખેંચી રહ્યું હતું.

નૃત્ય પૂરૂં થયું ને મંદાકિનીએ સોફા ઉપર મહેશની બાજુમાં બેસતાં પૂછ્યું: "નૃત્ય ગમ્યું?"

"ગમ્યું!" જાણે કોઈ તન્દ્રામાંથી જાગ્રત થતો હોય એ રીતે મહેશે સામો પ્રશ્ન પૂછ્યો, ને સ્વસ્થ થતાં બોલ્યો:

"હા ગમ્યું. ખૂબ ગમ્યું. કેટલું અદ્‌ભુત!"

"ખૂબ પ્રશસ્તિ કરો છો કાં!"

"તમારૂં નૃત્ય એ માગી લે છે."

"કવિ! તમારાં 'વસોધરા', 'વીચિકા', 'પાથેર' વગેરે મહાકાવ્યો હું વાંચતી ત્યારે તમારી કલાદષ્ટિ માટે મને માન થઇ આવતું."

ત્યાં કિરણુ ચાય તથા નાસ્તો લઈ આવ્યો, ને ટીપોયપર ટ્રે મૂકી. કિરણુને જોઈ મંદાકિનીએ ઠપકાભર્યા અવાજે કહ્યું: 'અરે, ચાય તે તું હજુ હવે લાવે છે કે!"

ખાખી ખમીશ અને ચડ્ડી પહેરેલો, અસ્તવ્યસ્ત વાલ ને દીન મુખમુદ્રાવાળો, સુકલકડી બાંધાનો અનાથ કિરણુ એની બ્હેનજીના આ પ્રશ્નથી ધ્રૂજવા લાગ્યો અને ડરથી કાંપતાં બોલ્યો:

"બ્હેનજી, ચાય તો કયારનીયે તૈયાર થઈ ગઈ હતી. પણ ખાંડ સાથે કપમાં ચાયનું પાણી નાખી માથે દૂધ રેડું તો ચાય ફિક્કી થઈ જાય. વળી ચાયનું પાણી નાખું તો ચાય કડક થઈ જાય. ને, પાણી ને દૂધ ને દૂધ ને પાણી એમ નાખતાં નાખતાં ચાય બગડી ગઇ એટલે નવી બનાવવી પડી, ને બ્હેનજી જરા 'દેર' થઇ ગઇ."

મહેશ અને મંદાકિની કિરણુના આ ઉત્તરથી હસવા માંડયાં. એની બ્હેનજીને હસતી જોઇ પોતે કોઈ પરાક્રમનું કાર્ય કરીને બ્હેનજીને ખુશ કર્યા છે તેમ માની તે પણ હસવા માંડયો.

કિરણુ પર નજર જતાં, તેને હસતો જોઇ મંદાકિની તડૂકી ઊઠી:

"અરે મુરખ, આમાં હસવાનું તે શું છે? કયું બહાદુરીનું કામ કર્યું છે તેં!"

કિરણુ છોભીલો પડી બાજુના ખંડમાં ભરાઈ ગયો ને હસવું કે રડવું તેની તેને ખબર પડી નહિ.

"ઠીક, સારૂં ત્યારે. હવે હું આપની રજા લઇશ" કહી મહેશ ઊઠયો. મંદાકિની પણ ઊઠી. અને ઊઠતાં ઊઠતાં બોલી:

"તમો હર વખત અહીં આવતા રહો તો? નૃત્યમાં કવિતા ભળશે તો ઔર જ જમાવટ થશે. હું સવારના પાંચથી આઠ વાગ્યા સુધી નૃત્યની 'પ્રેકટીસ' કરૂં છું."

"જરૂર આવીશ" કહી મહેશે વંદન કર્યું. ને ખંડના ખૂણામાં બેઠેલા વાયોલીન વાજક તથા તબલચીને સ્મિતથી નમન કરી ચાલવા માંડયું.

મંદાકિની આ વિચિત્ર પુરુષને તે દેખાતો બંધ થયો નહિ ત્યાંસુધી બારણામાં ઊભી નીરખી રહી.

મહેશ ઘેર ગયો. એ ચક્ષુઓ તેના સ્વપ્નમાં તરી રહ્યાં. એ નાચતી અંગુલિઓ હવામાં વિંઝાઈ રહી.

હવે તે નિત્ય સવારના મંદાકિનીને ઘેર આવતો. ને રોજ સાહિત્ય અને નૃત્યકલા વિષેના વાર્તાલાપોમાં પ્રણયનો છૂપો આહ્લાદ અનુભવતો.

પણ હવે તો મહેશને મંદાકિનીના દેહની ઝંખના લાગી હતી. ચક્ષુમાં ચક્ષુ પરોવી ઉરના ભાવ વ્યક્ત કરતી પ્રણયસમાધિમાં લીન થવા તે આતુર થતો. રાત-દિવસ તેને મંદાકિનીનાં જ શમણાં સતાવતાં. જાણે ગર્જતા સાગરકાંઠે તે મંદાકિનીને પકડવા જઇ રહ્યો હોય; જાણે બગીચાના કોઇ એકાંત ખૂણામાં બંને બેઠાં હોય ત્યારે મંદાકિનીની વેણીમાંથી ખરતાં ફૂલને ઊંચકી તે વેણીમાં નાખી રહ્યો હોય; જાણે સરોવર અને સરિતાના સંગમ સ્થાને કોઇ વડલાની શીતળ છાંયે ઊભી, બંને પ્રકૃતિદર્શન કરી રહ્યાં હોય; જાણે કમનીય-કુંજોમાં ને લીલોછમ વાડીઓમાં બંને વિહરી રહ્યાં હોય; જાણે ગાડીમાં, મોટરમાં, ટ્રેનમાં, જહાજમાં મસ્તી તોફાન કરતાં બંને રહેલગાહે નીકળી પડયાં હોય; ને જાણે શરચ્ચંદ્રની

રાત્રે ચાંદની પાથરી સિંધુનાં શાંત જળમાં બંને વહેતી હોડીમાં અધર—પાન કરી રહ્યાં હોય;—એવાં સ્વપ્નો તેને રાતદિન જંપવા દેતાં નહિ.

તેની વર્તણૂકમાં અને સ્વભાવમાં એક પ્રકારનું અસ્થૈર્ય આવી ગયું હતું. માટીના આ માનવ—કવિને હવે માટીની ભૂખ લાગી હતી.

મંદાકિનીને જીવન-સખી બનાવ્યા વિના પોતે જંપીને બેસી શકશે નહિ તેમ તેણે માન્યું. મંદાકિનીના કરની યાચના કરવા તેના ગૃહે જવા ઉપડ્યો.

સંધ્યા નમતી હતી. વાતાવરણ શાંત હતું. તે અંદર ગયો. ને મંદાકિનીના ખંડનાં અર્ધ—બીડેલ બારણાંને ધક્કો દઈ દ્વાર—પ્રવેશ કરતાં ખંડમાં દૃષ્ટિ ફેંકી, તો તેણે મંદાકિનીને તેના વાયોલીન-વાજક સાથે વિકૃત સ્થિતિમાં બેઠેલી જોઈ. તેની ઉછળતી ઊર્મિઓ શમી ગઈ. એક પળ તે જડ થઈ ઊભો રહ્યો. મંદાકિની પર બીજી દૃષ્ટિ નાખવા તેની આંખોમાં શક્તિ રહી નહિ. કશુંક કલ્પી તેણે વાંસો ફેરવ્યો ને પગ ઉપાડ્યા.

મંદાકિની તેને ખંડ-પ્રવેશ કરતો જોઈ સ્વસ્થ થવા કોશીષ કરી રહી હતી. મહેશને પાછો ફરતો જોઈ ક્ષોભિત મુખમુદ્રાએ, શરમાતાં નયનોએ ને ધ્રૂજતા અવાજે તે બોલી ઊઠીઃ "કવિ! ઓ કવિ!"

પણ મહેશે તે શબ્દો સાંભળ્યા નહિ. રાત્રિની શાંતિમાં, મહેશનાં પગલાંનો અવાજ ઊઠી રહ્યા.

વર્ષાને ચાતકી ઝંખે તેમ મંદાકિની મહેશને ઝંખતી બેઠી. દ્વાર ખખડે કે બહાર કોઈનાં પગલાંનો અવાજ સંભળાય ત્યારે મહેશ આવતો હશે એમ કલ્પી મંદાકિની બારીમાંથી ડોકું કાઢતી, ને મહેશ નહિ દેખાતાં, આકાશમાં કોઈક ભટકતી એકાકી વાદળી પર આંખો ફેરવતી.

પણ મહેશ આવ્યો નહિ. ત્રણ દિવસ વીત્યા ત્હોયે તે પાછો ફર્યો નહિ. તેણે નોકર દ્વારા કહેણ મોકલ્યું ત્હોયે તે ન આવ્યો.

મંદાકિનીથી આ વિરહતાપ સહી શકાયો નહિ. તે બહાર નીકળી, ગાડી ભાડે કરી, ને મહેશને મળવા ઊપડી. મહેશને ઘેર પહોંચી, દાદર ચડી, તેના ખંડનાં બારણાં પર આંગળીવતી ત્રણ ટકોરા કર્યા ને બૂમ મારી "કવિ! ઓ કવિ!"

જવાબમાં ધડિયાળના બાર વાગ્યાના ટકોરા સંભળાણા. તેણે બારણાંને ધક્કો દીધો. દ્વાર ખુલ્લું હતું. ઓરડામાં દૃષ્ટિ ફેંકતાં અહીંતહીં વેરાયલ પુસ્તકો ને હસ્તલિખિત કાવ્યો નજરે પડ્યાં.

તે નીચે ઊતરી, ને દાદરા પાસેની ઓરડીમાં સુતેલા ભૈયાને જગાડતાં બોલીઃ "મખન ભૈયા! ઓ, મખન ભૈયા!"

કુંભકર્ણી નિદ્રામાંથી જાગતો ભૈયો બબડવા લાગ્યોઃ

"એજી ક્યા મુશીબત હૈ. યે બાબુ ઔર માયજીલોક, હમલોકકું કભીભી સોનેકું નહિ દેગા."

"ઓ, સોનેવાલે! જરા સુન તો સહી. બાબુજી કહાં હૈ?"

"ક્યા બાબુજી? ઓ માયજી આપ!" મંદાકિનીને ઓળખી પથારીમાંથી ભૈયો બેઠો થયો ને હેબકાઈ જઈ બોલ્યો.

"હાં, બાબુજી. કીધર હે વો?"

"કીધર, માયજી! વો તો ચલે ગયે."

"ચલે ગયે! કહાં?" જાણે વીજળી પડી હોય તેવા આઘાતથી મંદાકિની બોલી.

"વો તો નહિ માલુમ, માયજી!" દીન બની લૈયાંએ જવાબ આપ્યો.

"અચ્છા" મંદાકિનીએ એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

તે ઘેર ગઇ. પોતાના ખંડનાં બારણાં બંધ કર્યાં. મેજના ખાનામાંથી 'પેડ' તથા 'પેન' કાઢયાં. પત્ર લખી પરબીડિયામાં બીડયો. બાજુના ખંડમાં ગઇ. દવાઓવાળા કબાટમાંથી એક શીશી કાઢી. ને તેમાંથી થોડો પ્રવાહી પદાર્થ કાચના પ્યાલામાં રેડી, તે પીધો, ને શય્યા પર ઢળી પડી.

× × ×

ત્રણ દિવસ પહેલાં સ્વપ્નેય ન માની શકાય કે કલ્પી શકાય એવું દશ્ય જોઈ મહેશના મગજમાં તોફાન ઊઠયું હતું. પોતાની પ્રિયતમા પરપુરુષના પ્રેમમાં છે એ કલ્પનાએ તેને કમકમાં આવ્યાં. ને પોતાની અપાત્રતા માટે તિરસ્કાર થયો. મંદાકિની કયારેય પોતાની થશે નહિ તેમ તેણે માન્યું. મંદાકિનીને ભૂલવા માટે શહેર છોડી, કોઈને જણાવ્યા વિના, પડોશના શહેરમાં ઊપડી ગયો. પણ મંદાકિનીથી તે જેટલે દૂર જતો ગયો તેટલી તે નજદીક આવતી હોય તેમ તેને લાગ્યું. જેમ જેમ તે મંદાકિનીને ભૂલવા કોશીષ કરી રહ્યો તેમ તેમ મંદાકિનીના જ વિચારો તેને હરપળે સતાવવા લાગ્યા. એ ઘૂઘર—રણકાર, એ સંગીત, એ નૃત્ય, એ ધૂન વગેરે એ જેટલે અંશે વીસરવા મથામણ કરી રહ્યો તેટલે અંશે તે કલ્પનાસૃષ્ટિ તેના સ્મરણપટ પર ઘર કરીને બેઠી. ત્રણ દિવસનો આ વિરહ-સંતાપ તેનાથી સહી શકાયો નહિ. તેનું હૃદય મંદાકિનીને મળવા તલપાપડ થઈ રહ્યું. તેણે સાંજની ટ્રેન પકડી ને બીજે દિવસે સવારના પાંચ વાગે પોતાને ગામ પહોંચતાં, સ્ટેશનથી સીધો મંદાકિનીને ઘેર જવા ઊપડયો. પ્રભાતના છ વાગ્યા હતા. દોઢ વર્ષના આ પરિચિત વાતાવરણે તેની હૃદય—ધબક વધારી દીધી. ઝપાટાભેર તે મંદાકિનીના ખંડ પ્રતિ ઊપડયો ને આજ દ્વાર બંધ જોઇ તેને આશ્ચર્ય થયું. તેણે દ્વાર ધણધણાવ્યું ને બૂમો પાડી, પણ કોઈએ જવાબ આપ્યો નહિ. ને દ્વાર તોડાવ્યું. ખંડમાં જેયું તો મૃત મંદાકિની સસ્મિત વદને પોઢી હતી. ને મેજ ઉપર એક કવર પડયું હતું. શિથિલ ગાત્રે ને કંપતા હાથે મહેશે કવર ખોલ્યું. પત્રમાં લખ્યું હતું:

"વ્હાલા મહેશ,

ત્રણ યુગ જેવા ત્રણ દિવસ સુધી તમારી રાહ જોઇ પણ તમે ન આવ્યા. તમને મળવા તમારે ઘેર આવી, પણ તમે ન મળ્યા. પ્રીતમ! કવિઓનાં હૃદય પત્થર જેવાં નિષ્ઠુર થશે ત્યારે પૃથ્વીનું શું થશે?

વિધિએ આપણ બંનેને યુગયુગનાં પ્રણયી થવા સર્જેલ છે. આ જગતમાં હું તમને મ્હારા ન કરી શકી તેટલી મારી પ્રણયસાધના ઓછી. પણ એ સાધના પૂરી કરવા હું ચાહું છું—ફરી પૃથ્વીમાં અવતરવા ને તમારા મિલનનું તપ આદરવા.

પણ જતાં જતાં આપણી કહાણીનો સ્ફોટ કરતી જાઉં. જે પુરુષ સાથે તમે મને ત્રણ દિવસ અગાઉ જોઇ હતી તે મારા ગુરુજી હતા. આ પુરુષે મારામાં કલાનો પ્રાણસંચાર કર્યો હતો અને મને નૃત્ય શીખવ્યું હતું. તેણે મને યશ અને ધન અપાવ્યાં હતાં. પણ

# જાસૂસતંત્ર

ચમનલાલ

આજ યુદ્ધમાં જે સંખ્યાબંધ ભીષણ સાધનોનો ઉપયોગ થઇ રહ્યો છે તેમાં વધુમાં વધુ ભીષણ 'જાસૂસીજાળ'ને ગણવામાં આવે છે. યુદ્ધની શરૂઆતથી આજસુધીમાં એક દિવસ પણ એવો નથી ગયો કે જે દિવસે જાસૂસીને લગતા કંઈ ને કંઇ નવીન અને રોમાંચક સમાચાર જાણવાના ન હોય. જેવા એ સમાચાર રસપ્રદ હોય છે એવું રસપ્રદ ને રોમાંચક જાસૂસકળાનું જીવનઘડતર છે.

જગત પર લોભ, ઇર્ષા રાજનીતિ ને યુદ્ધના વિકાસ સાથે જાસૂસકળા પણ ધીમે ધીમે વિકાસ સાધતી આવી છે. પરસ્પર સાથેની અથડામણના પ્રસંગે બંને પક્ષ હમેશાં પોતાનેજ માટે વિજય વરવાની ઉમેદ સેવે છે અને ન્યાયના માર્ગે એ ઉમેદ જો નિષ્ફળ જતી જણાય તો તે બંને યુદ્ધ કે કપટનો આશ્રય લે છે. તેમાં કપટ એ જાસૂસતંત્રના ઇતિહાસનો પાયો છે.

જાસૂસ-તંત્રની અનેક શાખાઓ હોય છે. તેમાં મુખ્ય બે છેઃ એક ગૃહશાખા—જેને પોતાના પક્ષમાં કે પોતાના દેશમાંજ શુદ્ધિ અને નિયંત્રણ જાળવી રાખવાનાં હોય છે, બીજી પરદેશશાખા—જેને પરદેશોમાં પોતાના દેશનાં હિતો જાળવવાને અનેક પ્રકારની ફરજો બજાવવાની હોય છે.

ગૃહશાખાના અનેક વિભાગ હોય છે. તેમાં પ્રથમ વિભાગ ચાલુ રાજતંત્ર સામે પ્રજાને કયાં કયાં અને કેવો વિરોધ છે તેની ગુપ્ત માહિતી એકત્ર કરી સત્તાધીશોને તેનાથી વાકેફ બનાવે છે. આ વિભાગ પ્રાચીન કાળથી વિકાસ પામેલો છે. શ્રીરામે સીતાજીને દેશવટો દીધો તે આ વિભાગે મેળવેલી એક ધોબીના અસંતોષની માહિતીના આધારે. સમ્રાટ વિક્રમ અને રાજા ભોજ જાતેજ ગુપ્ત રીતે રાત્રિચર્યાએ નીકળતા ને પ્રજાના અસંતોષથી કે તેમનાં દુઃખથી વાકેફ થઇ તે દૂર કરવા મથતા. આ વિભાગ જાસૂસતંત્રનો જ એક પ્રકાર છે પણ તેમાં આશય કપટનો નહિ પણ પરોપકાર ને પ્રજાશુદ્ધિનો હોય છે.

ગૃહશાખાના બીજા વિભાગનું કાર્યક્ષેત્ર સ્વદેશમાં, સ્વપક્ષમાં, સરકારી નોકરીમાં કે લશ્કરમાં રહેલાં અસ્થિર, વિરોધી, સ્વાર્થાન્ધ કે નબળાં માનવોને વીણી કાઢી તેમને નજર નીચે રાખવાનું કે આવશ્યક સંયોગોમાં એમાંના કેટલાકને ગમે તે બહાને કેદ કરવાનું કે

---

માટીનો આ પુરુષ મારું સૌન્દર્ય જોઇ કયારેક કયારેક ભાન ભૂલી બેસતો, અને મારા દેહ સાથે છૂટ લેવા પ્રયાસ કરતો. પરન્તુ, કવિ! તમને તમારી મંદાકિનીમાં શ્રદ્ધા હોય તો આટલું માનજો કે તમારી મંદાકિની મૃત્યુપર્યંત યમુના જેવી નિર્મળ રહી છે.

......ને, જતાં જતાં સ્હેજ પૂછું છું—એક પ્રશ્ન. ઉત્તર આપશો? ઇશ્વરે મને દેહનું સૌન્દર્ય તે શા માટે આપ્યું?......"

મહેશ પત્ર આગળ વાંચી શક્યો નહિ. તેના મુખ પર વિષાદની છાયા પથરાઇ ગઇ. તે અવાક્ થઈ ઊભો રહ્યો, ને હાથમાંથી પત્ર નીચે સરકી પડ્યો.

કચરી નાખવાનું હોય છે. ચાણક્ય આવાં માણસોની નોંધ રખાવતો ને તેમનાં ગુપ્ત દૂષણોથી માહિતગાર બની તેમને કાબૂમાં રાખતો. કેદ કે વધનો ઉપાય તે ન છૂટકે જ અજમાવતો. પણ અર્વાચીન સમયમાં હીટલરે આ વિભાગને વધારે કડક બનાવ્યો છે. તે સીધા કે આડકતરા ગમે તે ઉપાયે દ્રોહીઓ અને વિરોધીઓનો નાશ કરી નાખવાનો મતનો છે. રીશ્ટેગને આગ લગાડવાનું બહાનું ઊભું કરી તેણે આગેવાન વિરોધીઓને કચરી નંખાવેલા ને બીજાને સખત હાથે દાબી દીધા કે યમસદન પહોંચાડી દીધેલા. નેપોલિયન પણ એકહથ્થુ સત્તા જાળવી રાખવાને જાસૂસ-તંત્રના આજ વિભાગની મદદ લેતો.

ગૃહશાખાની આવી અનેક કામગીરીઓ છતાં જાસૂસીકળાનું ખરું ક્ષેત્ર પરદેશ છે. કેમકે સ્વદેશમાં રહેલા જાસૂસોને જોખમ ઘણું ઓછું ઉઠાવવાનું હોય છે જ્યારે પરદેશમાં રહેલ જાસૂસોને પ્રતિપળે લટકતી તલવાર નીચે કામ કરવું પડે છે. સ્વદેશમાં રહેલ જાસૂસોને પોતાની કામગીરી બજાવવામાં સરકાર મદદકર્તા થઈ પડે છે જ્યારે પરદેશમાં રહેલ જાસૂસો ઓળખાઈ જતાં પરદેશી સરકાર તેમનો વધ કરે છે ને ગમે તેવા સંયોગોમાં પણ તેમની પોતાની સરકારથી તેમના બચાવમાં કંઈ બોલી શકાતું નથી. જોખમની વિશેષતા ઉપરાંત આ શાખામાં કામ પણ ઘણાં કઠીન હોય છે. ને એનું ક્ષેત્ર જેટલું બહોળું છે એટલા જ એના વિભાગો પણ વિપુલ છે.

પરદેશશાખાના પહેલા વિભાગનું કામ માહિતી મેળવવાનું છે. સ્વદેશને ઉપયોગી એવી અનેક લશ્કરી કે બિનલશ્કરી માહિતીઓ મેળવવાને જાસૂસોએ દીન, અનાથ, મજૂર, નોકર કે કારીગર તરીકે પરદેશમાં ગોઠવાવું પડે છે ને ધીમે ધીમે માહિતી મેળવીને તે પોતાની સરકારને પહોંચાડવાની હોય છે. ચાણક્યે આ જાસૂસીપ્રથાનો સ્વીકાર કરેલો પણ તેનો ઉપયોગ પ્રાયઃ યુદ્ધના સંયોગોમાં જ થતો. તેના જાસૂસો મોટેભાગે ભિખારી કે સાધુના વેશમાં રખડતા ને પોતાની જવાબદાર કામગીરી અંગેનું એક પણ ચિહ્ન પોતાના અંગ પર રહેવા ન દેતા. અર્વાચીન જગતમાં આ કળામાં જર્મન જાસૂસો વધારે પાવરધા ગણાય છે. જર્મનીએ પોતાનાં માણસો પ્રત્યે પરદેશોની હમદર્દી કેળવવાને યુક્તિથી દેશપાર કરેલા યહૂદીઓ અને બીજા પણ જર્મન વેપારીઓ કે નોકરોનો કેટલોક ભાગ આવા જાસૂસોનો જ બનેલો હોવા સંભવ છે. પરદેશોમાં વસતા સત્તાવાર એલચીઓ પણ પોતાના દેશના જાસૂસોને આવી કામગીરીઓ બજાવવામાં કેટલીક વખત ગુપ્ત સહાય કરતા રહે છે.

પરદેશશાખાના બીજા વિભાગનું કામ પરરાષ્ટ્રીય જીવનમાં બાહ્ય રીતે—નિખાલસ ભાવે ભળી જઈ, તે રાષ્ટ્રના અગ્રણીઓના મિત્ર કે પ્રેમપાત્ર બની, અથવા તે રાષ્ટ્રના કોઈક પ્રજાપ્રિય વર્ગના હિતેચ્છુ, ગરીબોના બેલી, ધર્મગુરુ કે મહાપુરુષ તરીકે નામના કાઢી તે પક્ષની ગુપ્તમાં ગુપ્ત યોજનાઓથી માહિતગાર બનવાનું અને બની શકતા સંયોગોમાં એ પક્ષને, નિર્દોષતા અને નિખાલસતાની છાપપૂર્વક, અવળી દોરવણી પણ આપવાનું હોય છે. આ વિભાગ જેટલો ભયંકર એટલો જ કાબેલ હોય છે. તેમાં કામ કરનારી વ્યક્તિઓ પોતાના મનોભાવ, હૃદયભાવ ને લાગણીઓ ગોપવી શકવાની શક્તિ સંબંધમાં સમર્થ માનસ-શાસ્ત્રીઓની કડક પરીક્ષામાંથી પસાર થઈ ચૂકેલી હોય છે. જે પાઠ પોતે ભજવતા હોય તેમાં સંપૂર્ણ સ્વાભાવિકતા અને એકતાનતા આણવી એ તેમના વિજયની ચાવી લેખાય છે. આ વિભાગનાં માણસોની કિંમત અપાર છતાં ઘણી વખતે તો તેમને ફક્ત પોતાના દેશની સેવાને ખાતરજ આ કામ કરવું પડે છે. કેમકે તેમના કુટુંબને પૂરતું વળતર મળતું હોવા

છતાં તેમને પોતાને તો કેટલીક વખતે આખી જિંદગી સંત, સાધુ કે જેના મોઢા પર થૂકવાનું પણ મન ન થાય એવા પુરુષની મધુર પ્રેમિકા કે આદર્શ શિષ્યા તરીકે વીતાવવાની હોય છે. આવાં માનવો ઘણી વખતે તો તેમના મૃત્યુ પછી પણ દશકાઓ સુધી એકમતે જાસૂસ તરીકે નથી માની શકાતાં.

જાસૂસતંત્રના આ વિભાગની જાળ જેટલી મીઠી એટલી જ મારક લેખાય છે. તેણે ઘણાય પ્રસંગે ભોળા ને નિખાલસ અગ્રણીઓ ધરાવનાર દેશોની પાયમાલી કરી છે. ગત મહાયુદ્ધમાં આ વિભાગના જર્મન જાસૂસોએ મિત્રરાજ્યોને ઘણી જ થાપ ખવરાવેલી. એ જ રીતે મિત્રરાજ્યોના એવા જાસૂસોએ જર્મનીને પણ નુકશાન પહોંચાડેલું. આરબોને ઉશ્કેરવામાં, હિંદનો કબજો જાળવી રાખવામાં અને રોડેશિયાને કબજે કરવામાં આ વિભાગની કામગીરીને ખરેખર અદ્ભુત ગણાવી શકાય. તેમાં રોડેશિયાનો પ્રસંગ તો ખાસ નોંધપાત્ર છે:

આફ્રિકામાં દોઢ લાખ ચોરસ માઈલ લગભગના વિસ્તારનો દક્ષિણ રોડેશિયા નામે એક દેશ છે. ત્યાંની પ્રજા તંદુરસ્ત ને આનંદી ગણાતી. તે પ્રદેશના રાજા લોબેન્ગુલાને અંગ્રેજો પર વિશ્વાસ હતો. પરિણામે તેણે આફ્રિકાની કાળી પ્રજાની સેવા માટે પોતાની હજૂરમાં આવેલા એક અંગ્રેજ મિશનરી સાથે મિત્રતા બાંધી. એ મિત્રતા વર્ષો સુધી ચાલી ને રાજા ને મિશનરી એકપ્રાણ બની ગયા. રાજાને મન મિશનરી ભગવાનનો અવતાર જ લાગ્યો. તે પછી વર્ષો જતાં અંગ્રેજ વેપારીઓએ રોડેશિયામાં પગપેસારો કર્યો. ને તેમના વેપારી-હક્કો સંબંધી રાજા સાથે એક કરાર કરવામાં આવ્યો. રાજા બિચારો અંગ્રેજી જાણતો નહોતો. તેણે કરાર વાંચવામાં મિશનરીની મદદ લીધી. ને એ મિશનરીએ એ કરારને અવળીજ રીતે વાંચી-તેને નિર્દોષ વેપારી-કરાર ગણાવી રાજા પાસે એ કરાર પર સહી કરાવી લીધી. જ્યારે ખરી રીતે તે કરારથી અંગ્રેજ વેપારીઓને રોડેશિયાની બધીજ સંપત્તિ પર કાબૂ મળી જતો હતો. રાજાએ જ્યારે આ જાણી માથું કૂટયું ત્યારે તેનો મિશનરી ભગવાન તો પોતાની કામગીરી બજાવીને ચાલ્યો ગયો હતો.

ચાણક્યે પણ જાસૂસીતંત્રના આ વિભાગનો સ્વીકાર કરેલો. એ વિભાગના તેના જાસૂસો મોટે ભાગે શિષ્યો, મિત્રો કે પ્રેમપાત્રો તરીકે જ ગોઠવાતા. પોતાના પ્રતિસ્પર્ધી મંત્રી રાક્ષસને નમાવીને કબજે કરવો હતો ત્યારે તેણે એજ નીતિ અમલમાં મૂકેલી ને એક વખતનો મગધનો મહામંત્રી રાક્ષસ પણ તેની એ જાળમાં ફસાઈ શરણે આવેલો.

પરદેશશાખાના ત્રીજા વિભાગનું કામ પરરાષ્ટ્રની પ્રજા સાથે ભળી જઈ ત્યાં અસંતોષ ફેલાવવાનું અને એ પ્રજાને આડકતરી રીતે વિધવિધ લાલચો આપી તેમાંના કેટલાક વર્ગોને પોતાના રાષ્ટ્ર પ્રત્યે આકર્ષવાનું હોય છે. હીટલરના મોટા ભાગના ત્વરિત વિજયો જાસૂસતંત્રના આ વિભાગને જ આભારી છે.

ધર્મ અને વિદ્યાનો આશ્રય લઈ પરદેશમાં પથરાઈ જતા મિશનરીઓ અને વિદ્વાનોને પણ કેટલીક વખતે ઉક્ત તંત્રની જ એક શાખાના સભ્યો લેખવામાં આવે છે. આવા સભ્યો વધારે પ્રમાણમાં તો પરતંત્ર દેશોમાં જ પથરાય છે ને પ્રજામાં વિશ્વાસ જમાવવાને તેઓ જુદાં જુદાં મિત્રરાષ્ટ્રો તરફથી ટોળાબંધ ઊતરી પડે છે. તેમાં મિશનરીઓ તે તે પ્રજાના મૂળ ધર્મોની ક્ષતિઓ શોધી, તેનો કુટિલ સ્વરૂપમાં પ્રચાર કરી પ્રજાને પોતાના ધર્મ તરફ આકર્ષે છે અને એ રીતે તે દેશની પ્રજાને પોતાના દેશ સાથે ધર્મ અને સંસ્કૃતિની નક્કર ને લોખંડી સાંકળે બાંધી દઈ પ્રજાની મૂળ સંસ્કૃતિને નષ્ટ કરી નાખે છે. ને વિદ્વાનો સંશોધન

અને વિદ્યાના ક્ષેત્રમાં કંઇક એવાં બીજ રોપતા જાય છે કે જે પ્રજાને માટે કુસંપના માર્ગને મોકળો બનાવે. કેટલીક વખતે આવા વિદ્વાનો પરદેશી લશ્કરોને મૂળ પ્રદેશના નકશા પણ મેળવી આપે છે. કર્નલ ટોડે રાજસ્થાનનો ઇતિહાસ લખીને રજપૂત, મરાઠા ને મુસલમાનોને કુસંપનાં કારણો આપ્યાં એટલું જ નહિ પણ રજપૂતાનાની ભૌગોલિક સ્થિતિના સાચા નકશા પણ બ્રિટિશ સૈન્યને તેણે જ પૂરા પાડેલા. હિંદના પ્રાંતેપ્રાંતમાં એવા કોઇક ને કોઇક મિશનરીએ કે વિદ્વાને કુસંપ, સંસ્કારભ્રષ્ટતા, ઇતિહાસવિકૃતિ કે ધર્મપરિવર્તનનાં બીજ રોપી દીધાં છે ને તે તે પ્રાન્તની સાંસ્કૃતિક, ઐતિહાસિક, ભૌગોલિક ને પ્રજાકીય સ્થિતિથી પોતાના દેશના અધિકારીઓને વાકેફ બનાવ્યા છે. આ કાર્યકરો સીધા જાસૂસો ન છતાં તેમનાં કાર્યોનું પરિણામ કેટલીક વખતે એવું ભયંકર હોય છે કે તેમનો સમાવેશ પ્રાયઃ એ વિભાગમાં જ કરવામાં આવે છે.

જાસૂસતંત્રમાં એક કુટિલ શાખા પણ હોય છે. આ શાખાનું કામ પોતે લાલચુ કે ફૂટી જવાની તૈયારીમાં હોવાનો ઢોંગ કરી દુશ્મનને પોતાના દેશ કે પક્ષ વિષે તદ્દન અવળી જ માહિતી આપવાનું હોય છે. દુશ્મન એ માહિતીથી દોરવાઇને સીધો કાળના જડબામાં જ જઈ ઝડપાય છે. દક્ષિણ હિંદના ચૌલુક્યોએ આ નીતિની મદદથી જ આરબ-આક્રમણકારોને સમુદ્રનાં ઊંડાં જળમાં ધકેલી દીધા હતા. આ ઉપરાંત દુશ્મનપક્ષનાં સાધનોને નિરુપયોગી બનાવવાનું કે તેમના લશ્કરમાં બેદિલી ફેલાવવાનું ને સમર્થ દુશ્મનોને કે પરદેશી સરકારોના સંરક્ષણમાં રહેલા વૈરીઓને ગમે તેવા કુટિલ ઉપાયે પણ ઠેકાણે પાડવાનું કામ આ શાખાને હસ્તક રહે છે. અભિમન્યુને દુશ્મન માનતા શ્રીકૃષ્ણે ઊંદરડી બનીને પણ તેની અમર રાખડી કરડી ખાધેલી. હીટલરના વિરુદ્ધ પુસ્તક લખનાર અમેરિકન લેખકને આ વિભાગના જર્મન જાસૂસોએ અમેરિકન હદમાં પણ સખત સજા કરેલી. 'નાઝી સ્પાય' નામની ફીલ્મ જ્યાંજ્યાં ગઈ છે ત્યાંત્યાં એવા જાસૂસોએ કંઈકને કંઈક તોફાન મચાવ્યું જ છે.

જાસૂસીતંત્રની આ વિધવિધ શાખાઓ ઉપરાંત એક અગ્રશાખા એવી પણ હોય છે કે જે વધુમાં વધુ વિશ્વાસપાત્ર હોય. આ શાખાના કાર્યકરો બીજી શાખાના જાસૂસો તેમને સોંપવામાં આવેલી કામગીરી વફાદારીપૂર્વક બજાવે છે કે કેમ તે પર દેખરેખ રાખે છે ને જે જાસૂસો શિથિલ જણાય તેમને શિક્ષા કરવાનું ને મુશ્કેલીના પ્રસંગે પોતાનો ભેદ ખોલવા તૈયાર થનારા કે દ્રોહી નીવડે તેવાઓને યમસદન પહોંચાડવાનું કામ પણ તેમને જ હસ્તક રહે છે.

જાસૂસીકળાના ઉપરોક્ત માર્ગો સ્વયં જાસૂસીના છે. પણ કેટલેક પ્રસંગે બિનજાસૂસને જાસૂસ ઠેરવતા અવળા ઉપાયે પણ સ્વાર્થ સાધી લેવાય છે. એ વિભાગમાં જો કોઈ માનવી સ્વપક્ષને દ્રોહી નીવડીને પરપક્ષમાં ભળી ગયો હોય તો તેના વિષે પરપક્ષ ઉપર ગમે તે ઉપાયે પણ એવી છાપ પાડવાની હોય છે કે એ માણસ સ્વપક્ષનો દ્રોહી નહિ, પણ જાસૂસ છે. ઔરંગઝેબનો પુત્ર અકબર જ્યારે પિતાને તજીને રજપૂતપક્ષમાં જઈ ભળેલો ત્યારે ઔરંગઝેબે તે પુત્રને ગુપ્ત સૂચનાઓ આપતો એક પત્ર લખીને તે પત્ર યુક્તિપૂર્વક રજપૂતોના હાથમાં જવા દીધેલો ને રજપૂતો બિચારા અકબરને ખરેખરો જાસૂસ માની બેઠેલા. આ ઉપરાંત જ્યારે જુદાજુદા દુશ્મનપક્ષો એકત્ર થઇ ગયા હોય ત્યારે તેમાંના કેટલાક પક્ષો તો પોતાની સાથે મળેલા જ છે પણ તેઓ બીજા પક્ષોને પોતાની જાળમાં ફસાવવાને જ તેમની સાથે ભળ્યા છે એવી તે બીજા પક્ષો ઉપર છાપ પાડવાની હોય છે. અવંતીપતિ ચંડ જ્યારે

પોતાના સ્વતંત્ર રાજાઓ સાથે મગધ પર આક્રમણ કર્યું ત્યારે મગધના મહામંત્રી અભયકુમારે તેના પર એવી છાપ પાડેલી કે એ સામંત રાજાઓ તો ફૂટી ગયેલા છે અને ચંડને અભયકુમારના હાથમાં સોંપી દેવાના છે. એ છાપ એવી સચોટ નીવડી કે ચંડ રાતોરાત ભાગી છૂટયો. અનેક રાજાઓની મદદ સાથે યુદ્ધ માટે સજ્જ બનતા મલયકેતુ પર ચાણક્યે તેના મદદનીશ રાજાઓ પોતાના જાસૂસ હોવા વિષે એવી સચોટ છાપ પાડેલી કે મલયકેતુએ તે બધાનો વધ કરાવી નાંખ્યો અને તે પોતે પણ ચાણક્યની જાળમાં ફસાઇ ગયો.

આ રીતે જાસૂસીતંત્રના અનેક વિભાગો છે. પણ કેટલીક વખતે સગવડતાને ખાતર એકજ વ્યક્તિને બે-ત્રણ વિભાગનું કામ સોંપાય છે, તો ઘણી વખતે આ વિભાગોના પણ પેટાવિભાગો પાડી જુદી જુદી વ્યક્તિઓને તે તે પેટાવિભાગની જવાબદારી સોંપાય છે.

જાસૂસીજાળ પાથરવામાં જેમ પોતાનાં માણસોને કેળવીને યોગ્ય કામગીરીઓ સોંપાય છે તેમ જ્યાં પોતાનાં માણસોની કુશળતા કોઈ પણ રીતે ફાવી ન શકે ત્યાં બની શકે તો પરદેશી કે દુશ્મનપક્ષનાં માણસોને પણ લાલચથી વશ કરાય છે. આ પદ્ધતિ ઘણા જૂનાં કાળથી ચાલી આવી છે. પૃથ્વીરાજ કે રા'ખેંગાર જેવા અનેક સમર્થ રાજવીઓનું પતન દુશ્મનોની એવી ભીષણ જાસુસગીરીને જ આભારી છે.

હિંદમાં જાસૂસીકળાનું મહત્ત્વ પહેલેથી જ અંકાતું આવ્યું છે. चारैःपश्यन्ति राजानः એ હિંદી રાજનીતિનું એક સૂત્ર જ બની ગયું છે. છતાં અહીં એ કળાનો ઉપયોગ મોટે ભાગે પ્રજાના શ્રેયમાં જ થતો આવ્યો છે. જ્યારે અર્વાચીન જાસૂસતંત્ર જગત પર નાશનાં પૂર નોતરી રહ્યું છે. વર્તમાન યુગની શસ્ત્રો બનાવનારી પેઢીઓ ઘણી વખતે એવા જાસૂસો પણ રોકે છે કે જે જગત પરથી યુદ્ધનો દાવાનળ કોઈ કાળે ઓલાવાવા જ ન દે.

આ તો રાજનીતિની અંદર સમાવેશ પામતા જાસૂસવર્ગની વાત. પણ એ ઉપરાંત એકમેકના જીવન પર ગુપ્ત દેખરેખ રાખવી, નવા નોકરોને ચકાસી જોવા વગેરે ખાનગી વ્યવહારો પણ જાસૂસીકળાનાં જ અંગ છે.

રાજકીય ક્ષેત્રની જાસૂસગીરી એ કેવળ ગુપ્ત માહિતીશાખા નથી પણ તે એક વ્યવસ્થિત તંત્ર છે. તેમાં કામ કરી શકે તેવાં માણસોને ખાસ વીણી કાઢવામાં આવે છે અને તેમને વિધવિધ પ્રકારનું શિક્ષણ અપાય છે. કઇ રીતે માહિતી એકત્ર કરવી; ગમે તેવાં ગંભીર સંયોગોમાં પણ મૌન અને નિર્દોષભાવ શી રીતે જાળવી રાખવાં; સ્વદેશ, મિત્રદેશ કે દુશ્મન દેશમાં જાસૂસી કરતાં, ભિન્નભિન્ન સ્વરૂપમાં, કેવી ચોકસાઈ ને સંભાળ રાખવાં; પ્રતિકૂળ સંયોગોમાં પાસેની સામગ્રીનો શી રીતે નાશ કરવો; મળેલી માહિતીને કોઇ પણ જાતની શંકા જન્માવ્યા વગર જ પોતાના આગેવાનો પ્રતિ શી રીતે અને કયાં સાધનોથી રવાના કરવી વગેરે વિષયોનું જાસૂસીશાસ્ત્ર હોય છે અને તૈયાર થતા જાસૂસોને તે શીખવવામાં આવે છે.

અર્વાચીન જગતમાં જર્મન જાસૂસીખાતું સૌથી વધારે બળવાન ગણાય છે. તે 'ગેસ્ટાપો'ના નામે ઓળખાય છે ને તેનો વડો હર હીમલર ત્રીસ વર્ષની વયનો એક મહત્ત્વાકાંક્ષી યુવાન છે. આ ખાતામાં લાખો માણસો કામ કરે છે. અને ફુરસદના સમયે કામ કરનારાઓને પણ માહિતીના પ્રમાણમાં વેતન અપાય છે. જર્મનીમાંથી વિરોધી તત્ત્વોને ઉખેડી નાંખવામાં આ ખાતાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એ ખાતાની વિધવિધ શાખાઓ જગતભરમાં પથરાઈ ચૂકેલી છે અને ગુપ્તમાં ગુપ્ત માહિતીઓ પણ તે ક્ષણમાત્રમાં મેળવી લે છે. કેટલીક વખતે પરદેશી વિરોધીઓને પણ આ ખાતાના કડક હાથનો સ્વાદ ચાખવો પડે છે. ચાલુ યુદ્ધમાં આ ખાતું 'પાંચમી કતાર'ના નામે નામચીન બન્યું છે.

આવા જાસૂસોને શિક્ષણ આપવાને બાલ્ટીક પાસે લુબેકમાં એક ભવ્ય મધ્યસ્થ શાળા છે. તેની દેખરેખ નીચે બીજી પણ સંખ્યાબંધ શાળાઓ ચાલે છે. આ શાળાઓમાં આંગળાંની છાપો ને હસ્તાક્ષર શી રીતે ઉકેલવાં, ગુપ્ત ને નાના કેમેરાથી પળમાત્રમાં ફોટાઓ શી રીતે ઝડપી લેવા, સાંકેતિક ભાષાઓ કઈ રીતે ઉકેલવી, ગુપ્ત માહિતીઓ રવાના કરવાને કેવા કેવા અણધાર્યા માર્ગો લેવા, બ્લ્યુપ્રીન્ટ–પદ્ધતિથી ગમે તેવા દસ્તાવેજોની નકલ ઝડપથી શી રીતે તૈયાર કરી લેવી વગેરે વિષયોનું જ્ઞાન અપાય છે. આ રીતે તૈયાર થતા જાસૂસોને ક્રમસર જવાબદારીભર્યાં કામો સોંપાય છે. જગતભરમાં પથરાઇ વળેલા એવા જવાબદાર જાસૂસોને સાધન–સામગ્રી પણ એટલા જ વિપુલ પ્રમાણમાં પૂરાં પાડવામાં આવે છે. એવાં સાધનોની મદદથી હજારો માઈલ દૂર બેઠેલા જાસૂસો બે પળમાં જ પોતાનો સંદેશો પોતાની સરકારના વડા મથકે પહોંચાડી શકે છે.

પણ આજે યુદ્ધસામગ્રી જેમ બેફામ બની છે, તેમ આ જાસૂસતંત્ર પણ બેફામ બન્યું છે. એને જો તરત મર્યાદિત બનાવવામાં નહિ આવે તો જગત પરથી આફતના ઓળા કોઈ પણ કાળે દૂર નહિ હટી શકે.

---

# રહસ્યમયી સુન્દરી !

"નૌતમ"

[ પૃથ્વી ]

રહસ્યમયી સુન્દરી ! સુભગ સૃષ્ટિના સર્જને<br>
સુણ્યું રજની નામ આદિ મનુજે પહેલું, તદૈ<br>
અજાણ ભયથી–અરે ભયની કલ્પના માત્રથી–<br>
હશે હૃદય કેવું એનું ફફડી ઊઠયું પામરું ?<br>
પરંતુ સહુ સાંધ્ય–રંગ–સુષમા ગઈ ઓસરી<br>
અને અનુપમા ! તું જ્યાં ગગન પ્રાંગણે ઊતરી,<br>
સર્યાં નયનથી હશે પડળ સર્વ ત્યાં આકુડાં<br>
અનંત વિલસંત કોટિ નવ જ્યોતિના દર્શને !<br>
અરે પ્રથમ માનવે શું સ્વપનેય કલ્પ્યું હશેઃ<br>
મહા પરમ તેજરાશિ સમ ઓપતા સૂર્યમાં<br>
છલોછલ ભર્યાં પડયા તિમિર પુંજ આવા જયહીં<br>
અગોચર સદા રહે સુભગ સૃષ્ટિ આ તેજની !<br>
છતાં મનુજ આમ શીદ ફફડી રહે મોતથી ?<br>
ઠગારું રવિતેજ તો નવ ઠગારી શું જિન્દગી ?*

---

* આયરીશ કવિ Joseph Blanco ના એક 'સૉનેટ' પરથી.

# પ્રતિકાવ્યો

"નૌતમ"

પ્રકારઃ—

અંગ્રેજી સાહિત્યમાં પ્રતિકાવ્યના નીચે મુજબ ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે. (૧) શબ્દાનુકરણ. (૨) અર્થાનુકરણ (૩) બાહ્ય સ્વરૂપાનુકરણ (form) આ ભેદો સ્થૂલ છે, અને કેવળ વિવેચનાની સગવડ ખાતર પાડવામાં આવ્યા હશે, કેમકે આમાંના બે, ને કયારેક તો, ત્રણે પ્રકારોનું સુભગ સંયોજન પણ એક જ પ્રતિકાવ્યમાં મળી રહે છે

કેટલાક કવિઓને કવિતામાં અમુક શબ્દો ખાસ પ્રિય થઈ પડયા હોય છે અને જ્યાં ત્યાં એમના એ લાડકા શબ્દો જાણ્યે અજાણ્યે વાપરવાની ટેવ પડી ગઈ હોય છે; દા. ત. શ્રી. નરસિંહરાવને 'દિવ્ય,' લલિતજીને 'લગીર,' ન્હાનાલાલને 'રસ' ને 'પ્રભ,' 'સ્નેહરશ્મિ'ને 'નીરવ'. કેટલાક કવિઓને કવિતામાં પાદપૂરણાર્થે 'જ' કે 'ને' નો હદ બહારનો ઉપયોગ કરવાની, તો કોઈ 'પતીલ' જેવાને વળી ખાસ અપરિચિત શબ્દો વાપરવાની ટેવ પડી ગઈ હોય છે. કોઈ કવિસંપ્રદાયમાં અમુક જ 'છંદ' દા. ત. પૃથ્વી, કે અમુકજ કાવ્યપ્રકાર દા, ત. સોનેટ, જ્યાં ને ત્યાં વાપરવાની 'ફેશન' પડી ગઈ હોય છે. આ અને આવા અનેક સ્વભાવવિશેષનો જરા અતિશયોક્તિભર્યો ઉપયોગ કરી એ તરફ પ્રતિકાવ્યકાર આપણું ધ્યાન ખેંચે છે. કવિની કૃતિઓના ગાઢ પરિચય અને ઊંડા પરિશીલન વિના એના આવા શબ્દવિશેષ કે અર્થવિશેષ તરફ સહેજે આપણું ધ્યાન નથી ખેંચાતું. શ્રી. ખબરદારનાં અનેક પ્રતિકાવ્યોમાંથી આના દૃષ્ટાંતો ટાંકી શકાય, પરંતુ લંબાણુ ભયે આપણે અહીં શ્રી. બળવંતરાય ઠાકોરના 'આરોહણ'નું એમણે કરેલું 'અવરોહણ'[1]જ તપાસીશું.

"બહુ શ્રમ થકી જ પૃથ્વીતલના જ ખાડા પૂર્યા."

આ પંક્તિમાં એ વિધાન પ્રત્યક્ષપણે બતાવવા તે 'પૃથ્વી'માંના ખાડા પૂરવા બબ્બે વાર ખાસ 'જ' વાપર્યા છે. એજ રીતે મૂળમાંના 'ઇતિ-હ-આસ' નો ઉપહાસ કરવા એમણે 'ઉપ-હ-આસ' શબ્દ વાપરી નીચે ટીપ કરીઃ "તમારે એમ નહીં સમજવું કે, પૃથ્વીમાં ઇતિહાસ બરાબર સમાઇ શકતો ન હતો તેથી પૃથ્વીનો ખાડો પૂરવા મેં "ઇતિ-હ-આસ" એમ વ્યુત્પત્તિમય શબ્દને લખીને હાંકયું!" વળી શ્રી. બ. ક. ઠાકોરના એક કાવ્યમાં "બનો વિમલ વિમલ વિમલ નયન શ્રોત ઉર પડ આ" આવું પૃથ્વી (?) નું એક ચરણ છે એનો જરા રમૂજ અને અતિશયોક્તિભર્યો પડઘોઃ "અરે ગબડ ગબડ ગબડ ગબડતો પડયો પંડ કયાં?" "આ અવરોહણમાં ચાલતાં ગબડી જવાયું છે ને પૃથ્વી મરી ગઇ છે. એ નથી રહી અક્ષરમેળ, નથી રહી માત્રામેળ કે નથી રહી પ્રાસમેળ! એ તો હવે ભાગના ડબ્બા પસાડું રહી ગયું ગુડસનું ગાડું! બિચારી ગુર્જરી તે બીજું શું કરે? ન અન્યથા." આપણને શ્રી. બળવંતરાયની કવિતાનો રસ પૂરેપૂરો માણવા જેમ એમણે આપેલાં ટીપણ વાંચવાં

1. 'માધુરી' એપ્રિલ ૧૯૩૯, વર્ષ ૨ : અંક ૨.

આવશ્યક છે તેમ, આ પ્રતિકાવ્યમાં પણ જો ટીપ્પણ ન વાંચીએ તો એની પોણી ખૂબી મારી જાય! પ્રતિકાવ્ય સમજવા અને માણવાને પણ 'અધિકાર' જોઈએ 'અધિકાર'!

પ્રતિકાવ્યમાં ઘણીએ વાર મૂળ કાવ્યના શબ્દો લગભગ જેમના તેમજ રહેવા દઈ, એકાદ બે ફેરફારથી મૂળ કરતાં ખૂબ જ ભિન્ન અર્થ અને ભાવ ઉપજાવવામાં આવે છે. 'ફોઈ નો લાડકવાયો' 'કામબાણ વાગ્યાં હોય તે જાણે' જેવાં પ્રતિકાવ્યો તો છે જ પણ એ બધામાં 'જે ગમે જગતગુરુદેવ જગદીશને' એ પ્રખ્યાત ભજન–પરભાતિયામાં—

"જે ગમે જગતગુરુ દેવ ઈંગ્લાંડને
તે તણો ખરખરો ફોક કરવો,
હિંદનો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
ઉદરે એક ઉદ્વેગ ધરવો!"

આમ બે શબ્દો ફેરવી સુંદર પ્રતિકાવ્ય બનાવવાના દાખલા આપણે ત્યાં બહુ જૂજ છે.
'Regents Park' ની ઉદ્‌ઘાટન–ક્રિયા થઈ ત્યારે Pope ની
"Here shall the spring her earliest sweets bestow,
Here the first roses of the year blow."

આ પંક્તિઓમાં "Sweets" ને ઠેકાણે 'Coughs' અને 'Roses' ને ઠેકાણે 'Noses' મૂકી Katharine Fanshaweએ ત્યાં એકઠા થયેલા શ્રોતાજનોને ખૂબ હસાવ્યા હતા.

શબ્દો અને શૈલીનો આબાદ પ્રતિઘોષ પાડતાં પ્રતિકાવ્યો આપણે ત્યાં અનેક પ્રસિદ્ધ થયાં છે. કવિ મોટાલાલનું 'પ્રભાતનો તપસ્વી' શ્રી. જ્યોતીન્દ્ર દવેનું "કોઈ કહેશો એ કોણ હતી?" શ્રી. જૂનાથંકર દેશીનું 'દાઢિયાં વિના' આવાં કાવ્યોનાં સુંદર ઉદાહરણો છે.

શ્રી. ચંદ્રવદન મહેતાનું 'દેડકાંની પાંચશેરી' વાંચી શ્રી. બળવંતરાય ઠાકોરે જે જવાબ વાળ્યો હતો એનું શ્રી. વલ્લભરાયે કરેલું પ્રતિવાક્ય શૈલી, શબ્દ, અને અર્થ એ ત્રણેયનો આબાદ પડઘો પાડે છે:

"અગણિત કળત્રાસો, ભ્રષ્ટ પ્રાસાનુપ્રાસો,
ક્વન અતિ અશિરોપેક્ષિત, ક્લિષ્ટ અર્થો;
ન દિસત કવિતાનાં સ્પષ્ટ કે હૃષ્ટ આતર્
ઝટ ઈદ રચના પૈ ફેરવો ભ્રાત, કાતર્."

કેટલીક વાર એવું એ બને છે કે પ્રતિકાવ્ય મૌલિક સર્જન જેટલું જ મનોરમ અને મનોરંજક નીવડી આવે છે. મૂળ કાવ્ય સુપ્રસિદ્ધ ન હોય, વાચકને એ મૂળ કાવ્યનો જરા સરખો પરિચય ન હોય, છતાં આવાં પ્રતિકાવ્યો માણવામાં વાંધો આવતો નથી; એક સ્વતંત્ર કાવ્યની જેમ એ પણ રસપૂર્વક વાંચી શકાય છે. 'રામરોટી' માં પ્રગટ થયેલાં શ્રી. નટવર પ્ર. બુચનાં 'શાંત સુમ શિક્ષક' અને 'વિકરાળ ક્રુદ્ધ શિક્ષક' આના અચ્છા નમૂના છે.

એક નવીન પ્રતિકાવ્ય પ્રકાર પણ અહીં જ ગણાવી લઉં. મૂળ કાવ્યનાં 'પરિહાસમય અનુકરણ' માં જવાબરૂપ આવાં પ્રતિકાવ્યો આપણે ત્યાં બહુ જૂજ છે છતાં, 'એક જ દે ચીનગારી' અને "જૂનું રે થયું" ના જવાબરૂપે લખાએલાં ને 'રામરોટી' માં પ્રગટ

થયેલાં બે પ્રતિકાવ્યો વાંચી જતાં આવાં પ્રતિકાવ્યોની સફળતાનો કંઈક ખ્યાલ જરૂર મળી રહેશે. અહીં એમાંનું "મીરાંને આશ્વાસન" આખું ય ઊતાર્યું છે:

"જૂનું છો થયું દેવળ જૂનું છો થયું,
એમાં થઇ શું ગયું? દેવળ જૂનું.
દાંતો પડીયા જો તારા
દાંતના ડૉક્ટર સારા,
શેરી-ગલીયુંમાં એની દુકાનું થીયું—દેવળ૦
ઊડી ગયો હસલો જો
પાળી બીજો લેને તો,
અથવા પિંજર બીજાને દઇ દે, થયું—દેવળ૦
પ્રેમનો પ્યાલો ના કિન્તુ
ચાહનો પ્યાલો પી તું
નટવર નાગર કે' તારૂં દુઃખ તો ગયું—દેવળ૦"

વળી, પ્રતિકાવ્યમાં મૂળ કાવ્ય કે કવિનો પરિહાસ જ હોવો જોઇએ એવું પણ કંઈ નથી. ઘણી વાર તો અમુક વ્યક્તિ કે સમાજ આખાનો પરિહાસ કરવા માટે કોઇ જાણીતા કાવ્યનું ઓઠું લેવામાં આવે છે. પોતાના વિષયને બરાબર અનુરૂપ થઇ પડે એવા મૂળ કાવ્યની પસંદગીમાં જ પ્રતિકાવ્યકારની અડધી સફળતા સમાએલી છે. "વાણિયા તજી દેને તકરાર" "બૂડતો બેડો" (ગુજરાતી સાપ્તાહિકમાં) કે "જ્યોતીન્દ્રનું બપોરિયું" (માધુરીમાં) આમાં વ્યક્તિ પર કટાક્ષ છે; "કામબાણ વાગ્યાં હોય તે જાણે" "અખિલ બ્રહ્માંડમાં એક ઈંગ્લાંડ તું" જેવામાં સમાજનાં અમુક અંગો પર!

"Ridicule is society's most effective means of curing inelasticity. It explodes the pompus, corrects the well meaning eccentric, cools the fanatical, and prevents the incompetent from achieving success. Truth will prevail over it, falsehood will cower under it."
આમ જ્યારે શામ, દામ, દંડ, ભેદની કાંઈ કારી ન ફાવે, જ્યારે સાહિત્યના બીજા પ્રકારોના હાથ હેઠા પડે, ત્યારે ઘણીવાર પ્રતિકાવ્યો ને ઉપહાસકાવ્યો આપણી કુમકે ધાઇ આવે છે.

કવિ શ્રી. ન્હાનાલાલે પણ પોતાના સુવર્ણ-મહોત્સવ પ્રસંગે જાહેરમાં કબૂલ્યું નો'તું કે એમની "ડોલન શૈલી" ની સૌથી વધુ સચોટ ટીકા કવિ મોટાલાલની હતી!

ઉપસંહાર:—

પ્રતિકાવ્ય એ 'પરિહાસમય અનુકરણ' હોઈ એમાં હાસ્યતત્ત્વ હોવું આવશ્યક છે એ ખરું પણ મારા આ વિધાનમાંથી કોઈ જો એવો અર્થ કાઢે કે પ્રતિકાવ્યમાં કાવ્યકલા અને શિષ્ટતાના સૌ સિદ્ધાંતો નેવે મૂકી ગમે તેમ તાણી તૂશીનેય હાસ્ય (અલબત્ત, આ હાસ્ય પણ એ મહાનુભાવની હાસ્યરસની અપૂર્વ વિભાવના પ્રમાણેનું જ હોવાનું!) લાવવામાં જ પ્રતિકાવ્યની કલાનાં સૌ રહસ્યોનો સાર આવી જાય છે, તો એનાની તર્કબુદ્ધિ માટે મારે તો એની દયાજ ખાવી રહી. બીજું થાય પણ શું!

"હાસ્યરસનાં ભયસ્થાનો એ સર્વ પ્રતિકાવ્યોનાં ભયસ્થાન છે" એ વાત ભણી આંખ આડા કાન કરનાર પ્રતિકાવ્યકારો (!)ની કૃતિ ન તો 'પ્રતિ' રહે છે ન 'કાવ્ય'! કેવળ

'ગેયગાળાગાળી' ફટાણા બની જઈ એ એમની હીન અને વિકૃત મનોદશાનાં સૂચક અને આપણા સાહિત્યનું કલંક બની રહે છે. પોતાને શિષ્ટ સાહિત્યના રસિયા માનતા ને મનાવવા મથતા આપણા બેજવાબદાર તંત્રી મહાશયો અને લેખક મહાશયો જો આટલું સમજતા હોયને........

છેલ્લાં બે અઢી વર્ષમાં આપણે ત્યાં 'પ્રતિકાવ્યો' નો સારો એવો ફાલ ઊતર્યો છે. અલબત્ત, પ્રતિકાવ્યને નામે જે કંઈ પ્રગટ થયું છે એ સઘળું જ ઉત્કૃષ્ટ કોટિનું પ્રતિકાવ્ય સાહિત્ય છે એમ કહેવાનો મારો દાવો નથી; એમાંનું કેટલુંક તો પ્રતિકાવ્ય નામનેય લજવે એવું છે એ પણ મારા ધ્યાન બહાર નથી. અને છતાં છેલ્લાં દોઢ બે વર્ષમાં જે કંઈ થોડાં સુન્દર પ્રતિકાવ્યો આપણા સાહિત્યમાં ઉમેરાયાં છે એ જોતાં એટલું તો ચોક્કસ કહી શકાય કે મોડું મોડુંય આપણે ત્યાં 'પ્રતિકાવ્ય'નું મહત્ત્વ સ્વીકારાવા મંડયું છે ખરું.

હજુ આપણે ત્યાં કેટલાક એવા લોકો પણ પડયા છે ખરા જેઓ 'પ્રતિકાવ્ય'નું નામ પડતાં જ નાકનું ટીચકું ચડાવી કહેશે 'છટ્ છટ્ "અપરસ રચનાએ માત્ર રાચે કપાતર્."' એમની આ સૂગ સાવ અસ્થાને છે એમ તો આપણાથી નહિ કહી શકાય. આપણાં શિષ્ટ સાહિત્યનાં ગણાતાં સામયિક-પત્રોમાં પણ ક્યારેક ક્યારેક 'પ્રતિકાવ્ય' ના છેતરામણા નામ હેઠળ "ગેય ગાળાગાળી" અને ફટાણા કહી શકાય એવું સાહિત્ય (!) પણ પ્રગટ થાય છે. ખરું, અને એવાં 'પ્રતિકાવ્યો' માટે એમની સૂગ વ્યાજબી પણ છે. પણ આટલા પરથી 'પ્રતિકાવ્ય' નામે 'અપરસરચના' એમ માની બેસવું ઠીક ન કહેવાય.

અને ઘણીવાર તો કડવું પણ સાચું કહેતાં પ્રતિકાવ્યોની જ એમને સૂગ હોય છે, કેમકે એમને સત્ય નથી ગમતું, 'ખુશામત' અને "હાજી હા" ગમે છે. એમની પોલ ઉઘાડી પાડનાર, એમના દોષ બતાવનાર શુભાશયી પ્રતિકાવ્યોમાં એમને "અપરસ રચના" ની ગંધ આવે છે. આવા સૂગાળવાઓને તો એકજ જવાબ આપી શકાય. જગવિખ્યાત નાટ્યકાર G. B. Shaw એ પોતાના Complete Plays ( Vol. I ) માં પ્રસ્તાવનારૂપે આપેલી 'Warning.'

"If I make you laugh at yourself, remember that my buisuess as a classic writer of comedies is "to chesten morals with ridicule," and if I sometimes make you feel like a fool, remember that I have by the same action cured your folly, just as the dentist cures your tootheche by pulling out your tooth. And I never do it without giving you plenty of laughing gas.*

---

* આ નિબંધ તૈયાર કરવામાં નીચે જણાવેલાં પુસ્તકો અને લેખોની મદદ લીધી છે:

(1) Parody-by Cristopher Stone. (2) Encyclopedia Britannica. (3) Twentieth Century Literature-A. C. Ward. (4) A Century of Parody and Imitation. (૫) पेरडी- वाङ्मयातील एक प्रकार-निरंतर बी. ए. (૬) હાસ્ય મંદિર—રમણભાઈ નીલકંઠ. (૭) અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો—શ્રી. રા. વિ. પાઠક. (૮) પ્રતિકાવ્ય—શ્રી કાળીદાસ શેલત. ( ઊર્મિના કાવ્યાંક બીજામાંથી ).

# યુદ્ધના અગ્રણીઓ

નરસિંહ

## ચર્ચીલ—

‘ ખૂન, મજૂરી, આંસુ ને પસીના સિવાય આજે બીજો એકે માર્ગ નથી ’—એવા શબ્દો સાથે બ્રિટિશ સામ્રાજ્યનું સુકાન સંભાળી લેનાર મી. વીન્સ્ટન ચર્ચીલ આજે જગતની આંખો આકર્ષી રહેલ છે. તે બ્રિટિશ સામ્રાજ્યનો સ્થંભ ને જ્યોતિર્ધર છે; જગતના ગમે તેવા ભોગે પણ તે એક બ્રિટિશ સામ્રાજ્યનું જ હિત ચાહે છે છતાં તેનામાં કેટલાંક વીરોચિત લક્ષણો છે. તેણે કપરામાં કપરા સંયોગોમાં, જગતનો વધુમાં વધુ જોખમદારીભર્યો હોદ્દો સ્વીકારવાનું સાહસ કર્યું છે. તેનું એ સાહસ દુશ્મનોની પણ પ્રશંસા માગી લે છે અને તેના જીવનમાં વિશેષ ઊંડા ઊતરવાની પ્રેરણા જગવે છે.

જગતમાં સામાન્ય ને બીકણુ માનવો તો ઘણુંય વસે છે. પણ વિજયની વરમાળ હમેશાં યુદ્ધપ્રેમી ને પ્રતિભાશીલ માનવોના કંઠમાં પરોવાતી આવી છે. શાલીવાહન નાનપણમાં રમકડાંના લશ્કરથી યુદ્ધ ખેલતો ને મોટપણમાં તે દક્ષિણ-હિંદનો સમ્રાટ બન્યો. નેપોલિયન નાનપણમાં બરફના ગોળા બનાવી લડાઈ કરતો ને મોટપણે તે ફ્રાન્સનો શહેનશાહ થયો. એ જ રીતે મી. વીન્સ્ટન ચર્ચીલ નાનપણમાં રમકડાંના સૈન્યથી સંગ્રામ ખેલતો ને આજે તે જગતની મોટામાં મોટી શહેનશાહતના મહામંત્રીપદે પહોંચ્યો છે.

યુદ્ધ એ મી. ચર્ચીલનો જીવનધર્મ છે. એક હાથમાં કલમ ને બીજા હાથમાં તલવાર લઈ તેણે અનેક યુદ્ધ દીપાવ્યાં છે. કલમથી તે યુદ્ધનો ઇતિહાસ લખતો, તલવારથી તે યુદ્ધ ખેલતો.

ઇંગ્લાંડ જો અઢારમી સદીના નવમા દશકાનું ફ્રાન્સ હોત, વીસમી સદીના બીજા દશકાનું ઈટલી હોત કે એજ સદીના ત્રીજા-ચોથા દશકાનું જર્મની હોત તો મી. ચર્ચીલ સહેજે નેપોલિયન, મુસોલિની કે હીટલરની કીર્તિને પહોંચી શકત. પણ ઈંગ્લાંડના સુવ્યવસ્થિત રાજતંત્રમાં મી. ચર્ચીલને પોતાની પ્રભુતા દાખવવાના પ્રસંગ ઘણા ઓછા સાંપડ્યા છે. અને જ્યારે એવો પ્રસંગ તેને સાંપડ્યો છે ત્યારે તે ખૂબ મોડો સાંપડ્યો છે.

તે પ્રતિભાશીલ લેખક છે, કુનેહબાજ મંત્રી છે, તેજસ્વી સૈનિક છે ને સમર્થ વક્તા છે. તેણે ‘રીવર વોર’ ને ‘માર્લબરો’ જેવા ગ્રન્થો લખ્યા છે, રાજનીતિ ને સૈનિકધર્મ પર સંખ્યાબંધ લેખો લખ્યા છે; તેણે વર્ષો સુધી ઈંગ્લાંડના રાજતંત્રનાં વિધવિધ ખાતાંઓમાં મંત્રીપદ ભોગવ્યું છે; સંખ્યાબંધ યુદ્ધોમાં તેણે સાચા સૈનિક ને સમર્થ સરદાર તરીકે નામના મેળવી છે. તે પોતાના તેજસ્વી વાણીપ્રવાહથી તેણે પ્રસંગે પ્રસંગે બ્રિટિશ પાર્લામેન્ટને ને પ્રજાને મોહમુગ્ધ કરી છે.

સન ૧૮૭૪માં તેનો જન્મ થયેલો. હેરો અને સેન્ડહર્સ્ટમાં તેણે શિક્ષણ લીધું. વિદ્યાર્થી તરીકે તો તે ‘ઠોઠ નિશાળિયો ’ જ નીવડ્યો. પણ શિક્ષકોને પજવવામાં કે યુક્તિથી આગળ આવવામાં તેણે અદ્ભુત કુશળતા દાખવવા માંડી. એક વખતે પરીક્ષામાં ન્યુઝીલેન્ડનો નકશો

હવાનો હતો ત્યારે તેણે ન્યુઝીલેન્ડમાં બનેલી પોતાની ટોપીમાંથી તે દેશનો નકશો શોધી ઢી, તે પરથી કોપી કરી, પ્રથમ નંબર મેળવી લીધેલો. નાનપણમાંથીજ તેની લડાયકવૃતિ ઈ પિતાએ તેને સુંદર લશ્કરી તાલીમ અપાવી.

૧૮૯૫માં તેને ક્યુબાના બળવામાં 'ટાઈમ્સ'ના બાતમીદાર તરીકે જવાની તક સાંપડી. પછી હિંદના સરહદી પ્રાન્તો પરના યુદ્ધમાં તેણે તલવારની સાથોસાથ કલમ પણ ચલાવી. ડેલી ટેલીગ્રાફ ' ને ' પાયોનિયર ' જેવાં પત્રોને તેણે એ યુદ્ધનો રોમાંચક અહેવાલ પૂરો ડવા માંડયો. આગળ ઉપર ઈજીપ્તના સંગ્રામમાં તેને પાયદળ ટુકડીના સરદારની પદવી ગતા છતાં તેણે પોતાનો મૂળ વ્યવસાય તો સાથોસાથ ચાલુ જ રાખ્યો.

૧૮૯૯માં તેણે પાર્લામેન્ટના સભ્ય તરીકે ઉમેદવારી નોંધાવી પણ તેમાં તેને નિષ્ફળતા મી. તે પછી તે દક્ષિણ-આફ્રિકન યુદ્ધમાં ' મોર્નીંગ પોસ્ટ 'ના બાતમીદાર તરીકે ગયો ને ાં યુદ્ધમાં જોડાઈ તે કેદ પકડાયો ને મરતાં મરતાં સહેજમાં બચી ગયો. પણ અન્તે તે દ્ધમાં અંગ્રેજોને વિજય મળ્યો ને ચર્ચીલ સમર્થ લેફ્ટેનન્ટ તરીકેની કીર્તિ વરી ગયો.

સન ૧૯૦૦ માં તે કૉન્ઝર્વેટીવ પક્ષ તરફથી બ્રિટીશ પાર્લામેન્ટમાં ચૂંટાઈ આવ્યો. ણ કડક લશ્કરી સ્વભાવને અંગે તેને સહચારીઓ સાથે ઘણી વખત તણખા ઊડતા ને રિણામમાં તેને પક્ષની ફેરબદલી પણ કરવી પડતી. ૧૯૦૬માં તે લીબરલ પક્ષ તરફથી ાર્લામેન્ટમાં ચૂંટાઈ આવ્યો ને તેને સંસ્થાનોના નાયબમંત્રી તરીકે સ્થાન મળ્યું. તેની એ ારકિર્દી દરમિયાન દક્ષિણ-આફ્રિકાને સાંસ્થાનિક સ્વરાજ અપાયું ને લુઈસ બોથા નામે ાર્ચીલનો એક બોઅર મિત્ર તે સંસ્થાનનો પહેલો મુખ્ય પ્રધાન બન્યો.

ચર્ચીલ જ્યારથી પાર્લામેન્ટમાં પ્રવેશ્યો ત્યારથી જ તે જર્મનીના વધતા જતા લશ્કરી ળ પ્રત્યે હંમેશાં શંકાની નજરે જોતો આવ્યો છે. તે સંબંધમાં તેણે કેટલાક ચમકાવનારા ખો પણ લખેલા ને પારણામમાં તેને કેટલેક પ્રસંગે પોતાના જવાબદાર હોદ્દાઓ પણ ાડી દેવા પડયા છે. ૧૯૧૩માં તે બ્રિટિશ નૌકાબળનો મુખ્ય અમલદાર હતો ત્યારે પણ ને જર્મનીની હીલચાલ શંકા ભરી જણાયલી. સમય જતાં તેની એ શંકા સાચી નીવડી ા જગત પર ૧૯૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું. તે પ્રસંગે ચર્ચીલની અગમચેતીભરી સૂચનાથી ેનો મિત્ર લુઈસ બોથા દક્ષિણ-આફ્રિકામાં યુદ્ધ માટે સજ્જ થઈ બેઠેલો ને યુદ્ધ ફાટી ીકળતાંજ તેણે દક્ષિણ-આફ્રિકાનાં જર્મન સંસ્થાનો પર હુમલો કરી તે ઝૂંટવી લીધાં.

એ મહાયુદ્ધમાં ચર્ચીલે નૌકાખાતાના અમલદાર તરીકે ને તે પછી ફ્રાન્સની સંગ્રામ ૂમિ પર કેટલીક ટુકડીઓના સેનાપતિ તરીકે નામના કાઢી. વડાપ્રધાન મી. લોઈડ જ્યોર્જ ની એ શક્તિઓથી આકર્ષાઈ તેને લડાયક સામગ્રી પૂરી પાડનાર ખાતાના પ્રધાનપદે ીમ્યો. ૧૯૧૮ થી ૧૯૨૧ સુધી તેણે યુદ્ધ ને વિમાન-ખાતાના સેક્રેટરી તરીકે સફળ ામગીરી બજાવી. ૧૯૨૨માં, મી. બાલ્ડવીનના કૉન્ઝર્વેટીવ પ્રધાનમંડળમાં, તેને નાણામંત્રીનું દ મળ્યું પણ એ પદે નિષ્ફળ જવાથી તેણે ૧૯૩૧માં પ્રધાનમંડળમાંથી પોતાનું સ્થાન ગુમાવ્યું.

જર્મનીમાં હીટલરના ઉદય સાથે જ મી. ચર્ચીલે નાઝીઓની લશ્કરી પ્રવૃત્તિ પ્રત્યે વિશેષ ાકાભરી નજર દોડાવી. તેણે ઇંગ્લાંડના લશ્કરી બળની કચાશ વિષે પ્રધાનમંડળોને વારંવાર ેતવણીઓ આપ્યા કરી. પણ એ બહેરા કાન પર અથડાઈને પાછી ફરી ને હીટલર-મુસોલિનીની ેડી એક પછી એક નવા વિજયો વરતી જ ગઈ. છેવટે ઇંગ્લાંડને યુદ્ધમાં ઊતરવું પડયું ને તે ામયે બ્રિટિશ પ્રધાનમંડળને મી. ચર્ચીલની ચેતવણીઓની ખરી કિંમત સમજાણી.

ને એ કિંમત સમજાતાં જ મી. ચર્ચીલનું માન વધવા માંડ્યું. તેને પ્રધાનમંડળમાં જવાબદારીભર્યું સ્થાન સોંપાયું. ઇંગ્લાંડના યશસ્વી નૌકાદળનો તે પ્રથમ મંત્રી નીમાયો ને ધીમે ધીમે તેના હાથમાં યુદ્ધવિષયક વધુને વધુ સત્તા મૂકાતી ચાલી. ને છેવટે એ બધી સત્તાઓ ઓછી હોય તેમ તેને બ્રિટિશ સામ્રાજ્યનું મહામંત્રીપદ સોંપવામાં આવ્યું.

## મુસોલિની—

'અર્વાચીન જગતમાં મારા કરતાં મહાન બીજું કોઇ નથી '—કંગાલ સ્થિતિ અને કુમારવયમાં આવી ભાવના સેવનાર માનવી કાં તો મૂર્ખ હોય નહિતર નરવીર હોય. મુસોલિની મૂર્ખ નથી એટલું તો આજે સૌ કોઇ કબુલી શકે એમ છે. એટલે બાલ્યપણથી જ પોતાની મહત્તા વિષે ઉપર પ્રમાણે અદ્‌ભુત આત્મશ્રદ્ધા ધરાવનાર તે સાચો નરવીર ઠરે છે.

તેણે દુઃખ સહ્યાં છે ને ક્રૂરતા અનુભવી છે. તેણે ન્યાય જોયો છે ને પ્રેમ અને દયાનું અમૃત ચાખ્યું છે. તે કંગાલ માનવોની વચ્ચે ફર્યો છે ને કાળી મજૂરીથી પીસાતાં માનવોનો સાથી બન્યો છે. તેણે લોહી રેડાવ્યાં છે ને આત્માનો નાદ પણ સાંભળ્યો છે. તે લુહાર બન્યો છે, કડિયો બન્યો છે ને ભાગ્ય ખીલતાં રાજાઓને પણ ચરણમાં નમાવ્યા છે. તેણે લાખોને કેદમાં મોકલ્યા છે તેમ જાતે પણ કેદખાનાં અનુભવ્યાં છે. દીન—દુઃખીઓ માટે તેનો આત્મા રડે છે તેમ પ્રસંગ આવતાં તે હજારોની કતલ કરાવી શકે છે. સૈકાઓથી વિધવિધ સત્તાઓની ગુલામી અનુભવતા એક નાનકડા દેશને તે ભવ્ય શહેનશાહતમાં પલટાવી રહ્યો છે. તે સ્વપ્નદ્રષ્ટા છે ને રોમન સામ્રાજ્યની પુનઃસ્થાપનાની તેને ધૂન લાગી છે. પારકી પ્રજાઓને રંજાડવા છતાં પોતાના દેશમાં તો તેણે નીતિ, ન્યાય, શક્તિ, ઐશ્વર્ય ને ચારિત્રનાં મૂળ વિસ્તાર્યાં છે. કંગાલ લશ્કરી ટુકડીઓમાંથી તેણે અજેય્ય સેના ઊભી કરી છે. ને ઇટલીનો બેતાજ બાદશાહ ને જગત ધ્રુજાવનાર વીર છતાં પોતાને વિષે તે કહે છેઃ "હું તો કુદરતનું રમકડું છું. કોઈ અજબ પ્રેરણા મને દોરે છે ને તેનો ખેંચાયો હું ખેંચાઉં છું."

તેના સ્વભાવને અનેક લક્ષણો છે. તે ક્રોધી બની શકે છે, મીષ્ટ બની શકે છે, પ્રભુત્વશીલ પણ બની શકે છે. સાચી કે ખોટી રાજનીતિથી દોરવાઇ તેણે એબીસીનિયાને બેહાલ કરી નાંખ્યું પણ પોતાની પ્રજામાં તો તે ન્યાય ને નીતિ વિકસાવે છે. ઇટલીમાંથી કિંમતી ઘડિયાળ ખરીદીને ઇંગ્લાંડ પહોંચેલી એક અંગ્રેજ રમણીને જ્યારે જણાયું કે ઘડિયાળ તો સામાન્ય કિંમતનું છે અને તેને ઠગવામાં આવી છે, ત્યારે તેણે મુસોલિની પર ઠપકાનો પત્ર લખતાં મુસોલિનીએ તરતજ તેને તેના પૈસા પાછા મોકલાવ્યા ને અપ્રમાણિકતા આચરનાર વેપારીની દુકાન બંધ કરાવી નાંખી. જ્યારે એ વેપારી ઉક્ત રમણી પાસેથી માફીપત્ર લઇ આવ્યો ત્યારે જ તેની દુકાન પરનાં તાળાં ખૂલ્યાં.

તે સ્વાશ્રય, શ્રમ ને સહનશીલતાનો પક્ષપાતી છે. ઇટલીનો મહામંત્રી બન્યા પછી પણ કેટલીએ વખત પોતાની મોટરને અકસ્માત નડતાં કે એવા જ બીજા પ્રસંગોએ તેણે લુહારની દુકાને પહોંચી જાતેજ ધમણ ફૂંકી કે હથોડા ઉપાડી, પોતાની જરૂરિયાતો પૂર્ણ કરી છે. હાથ ધરેલાં કામ તેણે ગમે તેવા સયોગોમાં પણ પાર ઉતાર્યાં છે. એક પ્રસંગે પોતાના એક મિત્રની સ્મશાનયાત્રામાં ધોધમાર વરસાદ તૂટી પડતાં જ્યારે લાખો માણસો તોબા પોકારી ગયેલાં ત્યારે તે, છત્રીનો અસ્વીકાર કરી, રસ્તામાં સવા કલાક સુધી પલળતો ઊભો રહેલો.

સમર્થ પુરુષોને પોતાની વિશિષ્ટ ભીતિઓ હોય છે તેમ મુસોલિનીમાં પણ કેટલીક છે. સંગ્રામભૂમિ પર એક લાખ માણસ જેટલી શક્તિ ધરાવનાર નેપોલિયન બિલાડીથી ખૂબ જ ડરતો. તેમ જગવિખ્યાત વૈજ્ઞાનિકોનો મિત્ર છતાં મુસોલિની હજી વહેમનું પૂતળું છે. તે જ્યોતિષ અને સ્વપ્નશાસ્ત્રનો પોતાને અભ્યાસી માને છે. માનવી પર ગ્રહોની અસર વિષે તેને ખૂબ જ શ્રદ્ધા છે. નાનપણમાં ' ડાકણમાશી ' ના નામે ઓળખાતી સ્ત્રી સાથેના સંપર્કને લીધે તેના જીવનમાં એ વિષય લગભગ ઓતપ્રોત થઇ ગયો છે.

જર્મનીના ફ્યુહરર હીટલર અને તેની વચ્ચે કેટલીક બાબતોમાં સામ્ય છે. બંને રાષ્ટ્રીય સમાજવાદના સ્થાપક, અગ્રણી અને પૂજારી છે. પોતપોતાની પ્રજાઓને મન બંને દેવનો અવતાર છે. બંને શાકાહારી છે ને એકમેકના ગાઢ મિત્રો છે. બંને લશ્કરને રાષ્ટ્રના પ્રાણરૂપ માને છે અને પોતાની એ માન્યતાને બંનેએ સિદ્ધ કરી બતાવી છે. બંનેનો પ્રાણ લેવાને અનેકવાર કાવત્રાં ઘડાયાં છે અને તે નિષ્ફળ ગયાં છે. બંનેએ શ્રમ અને કંગાલિયત અનુભવ્યાં છે ને આજે બંને પોતપોતાના દેશના સર્વસત્તાધીશ છે. બેમાંથી એક જ્યારે યુદ્ધમાં ઊતરે છે ત્યારે બીજો પાછળ રહીને તેને શાંતિની ઢાલ નીચે મદદ કરે છે. ને જરૂરી પ્રસંગે સંગ્રામને સજોડે શોભાવવાને પણ બંને સજ્જ રહે છે.

બેનીટો મુસોલિનીનો જન્મ ઇટલીના એક નાના ગામ ડોળિયામાં ૧૮૮૩ના જુલાઈની ૨૯ મી તારીખે થયેલો. તેનો પિતા એલેકઝાંડર લુહારનો ધંધો કરતો ને તેની માતા રોઝા માઈટ એક નાની શાળા ચલાવતી. તેના પિતાનો સ્વભાવ ઉગ્ર હતો જ્યારે માતા શાંત પ્રકૃતિની, શ્રદ્ધાળુ, નીતિમાન ને પ્રભાવશીલ હતી. મુસોલિનીને પિતા પાસેથી વારસામાં ઝનૂન મળ્યું; માતા પાસેથી ન્યાય, નીતિ, ધર્મશ્રદ્ધા ને શિસ્તપાલનનાં સંસ્કારો મળ્યાં.

માતાની શાળામાં થોડોક સમય વીતાવ્યા પછી વધુ અભ્યાસ માટે મુસોલિનીને પાસેના શહેરમાં એક પાદરીની શાળામાં મૂકવામાં આવ્યો. પણ ત્યાં પોતાની શ્રેષ્ઠતાનો અસ્વીકાર કરનાર વિદ્યાર્થીઓ સાથે તે ઝગડવા માંડયો ને પરિણામે તેને કેટલીક શાળાઓ બદલાવવી પડી. ઉપરાંત પ્રાથમિક શાળાના શિક્ષકપદ માટેની પરીક્ષા પસાર કરી તે તેર રૂપિયાના પગારે એક શાળામાં શિક્ષક તરીકે જોડાયો.

પણ તેના તેજસ્વી આત્માને શિક્ષક તરીકે શાળામાં પુરાઈ રહેવું ન રુચ્યું. ને તે તે પદ છોડી જગતનો અનુભવ લેવાને સ્વીઝર્લૅન્ડ ચાલ્યો ગયો. ત્યાં તેણે કડિયા ને લુહાર તરીકે કામ કરી વિશાળ જગતનો અનુભવ લીધો. મજૂરોની સાથે વસવાથી તે સમાજવાદ તરફ ઢળ્યો, ને સ્વદેશમાં પાછા ફરી તેણે ઇટાલિયન સમાજવાદીઓમાં આગેવાની ભરતો ભાગ લેવા માંડયો.

આ અરસામાં તેની માતા મરણ પામી. મુસોલિનીને અતીવ દુઃખ થયું પણ સમય જતાં પોતાની વ્યાપક ફરજો વિચારી તેણે પોતાના જ વિચારની ડોનારોશેલ નામે યુવતી સાથે લગ્ન કર્યું. તે પછી તે પચીસ રૂપિયાના પગારે સમાજવાદી મજૂરસંઘના સેક્રેટરી તરીકે નીમાયો ને તેણે તે પદે રહી શાંતિ ને સંતોષપૂર્વક વિકાસ સાધવા માંડયો. તેની શક્તિથી આકર્ષાયેલ સમાજવાદીઓએ તેને પોતાના એક સાપ્તાહિક પત્રનો અધિપતિ બનાવ્યો. મુસોલિનીએ તે પત્રમાં તીખા-તમતમતા લેખો લખી, મૂડીવાદીઓ પર પ્રહાર કરવા માંડયા. ને પરિણામમાં સરકારે તેના પર કામ ચલાવી તેને કેદમાં પૂર્યો. તેમ થતાં જ તે સમાજવાદીઓના આગેવાન તરીકે પંકાઇ ચૂક્યો.

જેલમાંથી છૂટયા પછી તે ઑસ્ટ્રિયન આધિપત્ય નીચેના ટ્રેન્ટ શહેરમાં ગયો. ત્યાં ઈટાલિયન વસતી વિશેષ પ્રમાણમાં હતી અને તે ઑસ્ટ્રિયાની એડી નીચે ચગદાતી હતી. મુસોલિનીએ ત્યાં 'પોપોલો' પત્રના મદદનીશ અધિપતિ તરીકે સ્થાન મેળવી લઈ ઑસ્ટ્રિયન સરકાર વિરૂદ્ધ લેખો લખવા માંડચા ને તેને ઑસ્ટ્રિયામાંથી દેશનિકાલ કરવામાં આવ્યો. ત્યાંથી તે મિલાન આવ્યો ને સમાજવાદી પત્રનો અધિપતિ બન્યો. તેણે તેજસ્વી લેખોથી ઇટાલિયન પ્રજાને ઉશ્કેરવા માંડી ને તે યુવકવર્ગ ને મજૂરોનો પ્રાણ બની ગયો.

ગત મહાયુદ્ધમાં ઈટાલિયન સરકારની ઈચ્છા તટસ્થ રહેવાની હતી પણ મુસોલિનીએ પ્રજાને ઑસ્ટ્રિયા વિરૂદ્ધ ઉશ્કેરી તેનામાં યુદ્ધની પ્રેરણા જગવવા માંડી. મુસોલિનીનો આ યુદ્ધપ્રેમ જાહેર થતાંજ સમાજવાદીઓએ તેને પોતાના પક્ષમાંથી દૂર કર્યો ને તરતજ મુસોલિનીએ પોતાના વિચારને મળતો નવો વર્ગ ઊભો કર્યો. આ વર્ગ 'ફેસીસ્ટ'ના નામે ઓળખાયો. ને મુસોલિનીએ પોતાના એ વર્ગને વિસ્તારવા, આર્થિક સંકડામણોને અવગણી કાઢી, 'પોપોલો ઈટાલિયા' પત્રનું અધિપતિપદ સ્વીકાર્યું ને તેજસ્વી લેખોથી ઈટાલિયન પ્રજાને પોતાની બાજુએ વાળવા માંડી. તેના આ પ્રચારથી ઈટલીને છેવટે યુદ્ધમાં જોડાવું પડ્યું.

યુદ્ધ જાહેર થતાં જ મુસોલિની સંગ્રામભૂમિ પર દોડી ગયો. ત્યાં તેણે અદ્ભુત શક્તિ દર્શાવી ને વીરની જેમ લડતાં લડતાં તે ઘવાયો. તેને દવાખાનામાં મોકલવામાં આવ્યો. ઈટલીનો રાજા વીકટર ઇમેન્યુઅલ જ્યારે આ દવાખાનાની મુલાકાતે આવ્યો ત્યારે તે મુસોલિનીના તેજથી અંજાઈ ગયો.

શરીર સ્વસ્થ થતાં જ મુસોલિનીએ લેખો લખી પ્રજાને ફરી જાગ્રત કરવા માંડી. લડાઈનો અંત આવતાં સંધિ થઇ અને તેમાં ઇટલીને ધારેલો લાભ ન મળતાં દેશમાં ઊલટી લડાઈની દુઃખદ અસર જણાવા માંડી. આ વિકટ સંયોગોમાં ઇટલીમાં સમાજવાદીઓ, બોલ્શેવિકો ને મુસોલિનીનો ફેસીસ્ટ પક્ષ,–ત્રણેએ પોતાનું વર્ચસ્વ સ્થાપવા ચળવળ ચલાવવા માંડી. પણ તેમાં છેવટે મુસોલિનીને વિજય મળ્યો ને ૧૯૨૨ માં રાજા વીકટર ઇમેન્યુઅલે તેને ઈટલીના મહામંત્રીપદે સ્થાપ્યો.

તે દિવસથી આજસુધી તે ઈટાલિયન પ્રજાની સાર્વત્રિક ઉન્નતિ માટે મથતો આવ્યો છે, ને તેમાં તેણે કેટલેક અંશે સિદ્ધિ પણ મેળવી છે. એબીસીનિયન યુદ્ધમાં જગતનાં મોટા ભાગનાં રાજ્યો તેની વિરૂદ્ધ છતાં તેણે પોતાનો યત્ન જારી રાખ્યો ને તેમાં વિજય મેળવીને તેણે વેરનો બદલો લેવાની તૈયારી કરવા માંડી. ને તેમાં તેને હીટલરનો સહકાર મળતાં તે વધારે પ્રબળ બન્યો.

તે જાપાન અને જર્મનીનો દોસ્ત બન્યો. સ્પેનમાં તેણે પોતાના પક્ષકારનો વિજય અપાવ્યો. તે પછી જર્મનીએ રશિયા સાથે સમાધાન કેળવતાં તેણે રશિયા પ્રત્યેનું વેર ઓછું કરી નાખ્યું. ને ઈટાલિયન પ્રજાનું બધું જ ઝનૂન તેણે ઈંગ્લાંડ ને ફ્રાંસ સામે વાળ્યું.

ને આજે, એ ઝનૂન અને પોતાના લશ્કરી બળના વિશ્વાસ પર તે, ઈટાલિયન સ્વાર્થોને સિદ્ધ કરવાને, ને વેરનો બદલો લેવાને, પોતાની પ્રજાને યુદ્ધમાં દોરી રહ્યો છે.

---

# આર્થિક આપત્તિ

નર્મદાશંકર હ. વ્યાસ

આપત્તિ માનવજીવનનું એક અનિવાર્ય અંગ છે. માનવજીવન સાથે સંકળાયલાં આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં પણ આપત્તિઓ અવારનવાર અનુભવાય છે. આજે જગત જબરદસ્ત રાજકીય આપત્તિમાંથી પસાર થઈ રહ્યું છે. વિજ્ઞાનની પ્રગતિને પરિણામે અને સામ્રાજ્યવાદના વિસ્તારથી, રાષ્ટ્રોના લગભગ બધા જ વ્યવસાય આંતરરાષ્ટ્રીય બની ગયેલા છે. અને પરિણામે એક-બે રાષ્ટ્રો વચ્ચેની અથડામણ કે રાજકીય આપત્તિ આખાયે જગતને અસર કરે છે. પ્રત્યેક રાષ્ટ્રનું અર્થકારણ અને રાજકારણ અન્ય રાષ્ટ્રો સાથે સંકળાયલાં હોય છે, અને રાષ્ટ્રનું આર્થિક જીવન તો લગભગ આંતરરાષ્ટ્રિય બનેલું છે. જ્યાં સુધી રાષ્ટ્રોનાં રાજકીય જીવન આંતરરાષ્ટ્રિય—ન્યાય અને સમાનતાના ધોરણ ઉપર—ન બને ત્યાંસુધી જગતની અંદરથી રાજકીય આપત્તિઓ નિર્મૂળ કરવી અસંભવિત છે અને પરિણામે આર્થિક આપત્તિઓ પણ નાબૂદ કરવી તેટલી જ અશક્ય છે.

આર્થિક આપત્તિ એટલે ઉદ્યોગના તેમજ નાણાના ક્ષેત્રમાં હદ ઉપરાંતનું દબાણ. ઔદ્યોગિક આપત્તિ અને આર્થિક આપત્તિમાં સહજ તફાવત છે. ઔદ્યોગિક આપત્તિમાં હુન્નર, ઉદ્યોગ અને વ્યાપારનાં ક્ષેત્રમાં મંદી આવે છે. આ મંદીનું મોજું એકજ દેશમાં નહિ પણ અનેક દેશ ઉપર ફરી વળે છે. તેનું સ્વરૂપ આંતરરાષ્ટ્રિય હોય છે અને તે લાંબા વખત સુધી ચાલે છે. પ્રજાના આર્થિક જીવન ઉપર આની જબરદસ્ત અસર પહોંચે છે. આ અસરને પરિણામે આર્થિક આપત્તિ સાંપડે છે, પણ તે ટૂંકા સમય માટે રહે છે. એની અસર સીધી રીતે બેંકરો અને વ્યાપારીઓ ઉપર થાય છે. આ આપત્તિ મુખ્યત્વે કરી નાણાંના પ્રશ્ન એટલે કે બેન્ક અને શાખ ( Credit ) સાથે સંબંધ ધરાવે છે. ઔદ્યોગિક આપત્તિ અને આર્થિક આપત્તિ વચ્ચે થોડો તફાવત હોવા છતાં બંનેનો સંબંધ ગાઢ છે. વાસ્તવમાં બન્ને એકજ ઘટનાની બે બાજુઓ છે. જ્યારે ઔદ્યોગિક આપત્તિ એ દશાએ પહોંચે છે કે જેમાં સમાજનો આર્થિક વ્યવહાર ગૂંચળાઈ ને અસંભવિત બની જતો હોય ત્યારે આર્થિક આપત્તિ શરૂ થાય છે અને આખીયે પરિસ્થિતિને વધારે વિકટ અને તીવ્રતમ બનાવે છે.

ઓગણીસમી સદીના જગતના આર્થિક જીવનની સંપૂર્ણ તપાસ પછી, આર્થિક આપત્તિના સંબંધમાં સમયાન્તરનો એક સિદ્ધાંત અર્થશાસ્ત્રીઓએ ઘડી કાઢ્યો. એ સદી દરમિયાન પ્રત્યેક દશ કે બાર વર્ષે આર્થિક આપત્તિનું મોજું જગતના આર્થિક જીવન ઉપર ફરી વળતું હતું. આ સિદ્ધાંતને આજે અર્થશાસ્ત્રમાં વધુ મહત્ત્વ આપવામાં આવતું નથી; પણ તે છતાં એટલું તો ચોક્કસ છે કે આર્થિક આપત્તિઓ નિયમબદ્ધ રીતે અમુક સમયે સંભવિત છે, એટલે આર્થિક આપત્તિ સાથે સમયના અંતરનો જરૂર કંઈક સંબંધ છે.

આર્થિક આપત્તિનાં મૂળ શોધી કાઢવાં બહુ અઘરાં છે. તેને માટે અમુક જાતનો સર્વ-

સાધારણ અને સર્વમાન્ય સિદ્ધાંત ઘડી કાઢવો ખૂબ જ કઠીન છે. આવી આપત્તિનાં મુખ્ય બે કારણ હોય છેઃ (૧) આર્થિક અને (૨) માનસિક. બન્ને કારણો એકબીજાને ઓતપ્રોત છે. એકની હસ્તીમાં બીજાની હસ્તી અવશ્ય ઊભી થાય છે. કોઈ દિવસ બન્ને કારણોં જુદાં જુદાં—એકબીજાથી સ્વતંત્ર જોવામાં આવતાં નથી.

આર્થિક કારણોમાં સૌથી મહત્ત્વની બિના વધારે પડતું ઉત્પાદન–Over production—કે ઉપભોગની કમીના—under consumption—હોય છે. જીવનના આર્થિક વ્યવહારનો એવો એક અચળ સિદ્ધાન્ત છે, કે હમેશા ઉત્પાદન અને ઉપભોગનું સમતોલપણું રહેવું જોઈએ. જ્યાંસુધી ઉપભોગ અને ઉત્પાદનનું સમતોલપણું જળવાઈ રહે છે ત્યાંસુધી જીવનનો આર્થિક વ્યવહાર સુંદર રીતે ચાલે છે પણ જ્યારે ઉત્પાદન ઉપભોગના પ્રમાણ કરતાં વધારે થઈ જાય અથવા તો ઉપભોગ ઉત્પાદનના પ્રમાણ કરતાં ઓછો થઈ જાય ત્યારે જીવનનો આર્થિક વ્યવહાર વિકટ બને છે. જ્યારે જ્યારે ઉત્પાદન અને ઉપભોગ પરસ્પર સમતોલપણું ગુમાવી બેસે છે ત્યારે ત્યારે આર્થિક આપત્તિ અનિવાર્ય બને છે.

આર્થિક આપત્તિની ઘટનામાં માનસિક કારણ પણ તેટલો જ મહત્ત્વનો ભાગ ભજવે છે. સમાજનો ઘણોખરો વ્યવહાર શાખથી જ થતો હોય છે અને શાખનો આધારસ્થંભ વિશ્વાસનું વાતાવરણ છે. ઉત્પાદન અને ઉપભોગના અસમતોલપણાને લીધે તેમજ આર્થિક મંદીને પરિણામે સમાજની અંદર આર્થિક સોદાઓ અને આર્થિક લેવડદેવડ નિયત સમય પ્રમાણે પૂરાં ન થાય ત્યારે વિશ્વાસના આર્થિક વાતાવરણમાં ક્ષતિ પહોંચે છે, અને એક વખત વિશ્વાસનું વાતાવરણ સહજ પણ નબળું પડે કે માનસિક કારણોને પરિણામે શાખની આલીશાન ઈમારત તૂટી પડે છે; વિશ્વાસનું વાતાવરણ અદૃશ્ય થતું માલુમ પડે છે અને તેની જગ્યાએ શંકા અને ભયનું વાતાવરણ મજબૂત થતું જણાય છે. જ્યાંસુધી શંકા અને ભયનું વાતાવરણ દૂર નથી થતું ત્યાંસુધી આર્થિક આપત્તિને નિવારી શકાતી નથી.

સાધારણ રીતે આર્થિક આપત્તિ સમૃદ્ધિનાં અમુક વર્ષો પસાર થયા પછી આવે છે. સમૃદ્ધિના સમય દરમિયાન શાખ ખૂબ વિસ્તાર પામે છે; ઉત્પાદન કૂદકે ને ભૂસકે આગળ વધે છે. પણ જ્યારે શાખનો વિસ્તાર અમર્યાદિત બને છે, તેમજ ઉત્પાદન ઉપભોગના પ્રમાણને વટાવી જાય છે ત્યારે આર્થિક આપત્તિ શરૂ થાય છે.

આર્થિક આપત્તિ એક દૃષ્ટિએ સમાજને લાભકારક છે. સમૃદ્ધિના સમયમાં અમર્યાદિત રીતે વિસ્તાર પામતી શાખ અને વધારે પડતું થતું ઉત્પાદન તેમજ અનેક પ્રકારના સંગીન પાયા વિના ઊભાં થયેલાં કારખાનાંઓ અને વ્યાપારીઓ આર્થિક આપત્તિના સમયમાં સાફ થઈ જાય છે. આર્થિક આપત્તિ સમાજના આર્થિક કચરાને—સડાને સાફ કરી નાખતી સાવરણી છે. પણ આ આર્થિક સડો સાફ થવાની ક્રિયા એટલી બધી જોરદાર હોય છે કે જેમ સૂકા સાથે લીલું બળી જાય તેમ અમુક સદ્ધર ઉદ્યોગો અને નક્કર વ્યાપારીઓને પણ સહન કરવું પડે છે.

આર્થિક આપત્તિને સમાજના આર્થિક દેહને નષ્ટ કરી નાખનાર અસાધ્ય રોગ તરીકે વર્ણવવામાં આવી છે. જ્યાંસુધી દુનિયાનો આર્થિક વ્યવહાર શાખ ઉપર ચાલે છે, અને જ્યાંસુધી જગતનાં રાષ્ટ્રો ઉત્પાદનની જીવલેણ હરિફાઈમાં પડ્યાં છે ત્યાંસુધી આર્થિક આપત્તિઓને દૂર કરવી અશક્ય છે. સમયને અન્તરે આર્થિક આપત્તિ તો જરૂર આવવાની

પણ તેની તીવ્રતા ઓછી કરી શકાય તે માટે પહેલો ઉપાય ઉત્પાદન અને ઉપભોગનો બને તેટલો સ્થિર સમન્વય સાધવો; બીજો ઉપાય જ્યારે સમાજ ઉપર આર્થિક આપત્તિના આગમનની નિશાનીઓ જણાય ત્યારે એ આર્થિક આપત્તિને અટકાવવા માટે રાજ્ય તરફથી ચાંપતા ઉપાયો લેવાવા જોઈએ. નબળું પડતું વિશ્વાસનું વાતાવરણ નાણાની અને શાખની નિશ્ચિત નીતિ સ્વીકારી વધારે મજબૂત બનાવવું જોઈએ, બેકાર જણાતા લોકોને સમાજને હિતકર્તા એવાં કામો શરૂ કરી કામગીરી આપવી જોઈએ.

આર્થિક આપત્તિની તીવ્રતા નિવારવા માટે ત્રીજો ઉપાય જનસમુદાયમાં અર્થશાસ્ત્રનું જેમ બને તેમ જ્ઞાન વધારે પ્રચાર પામે, લોકો આર્થિક ભાનવાળાં થતાં જાય તે છે. આર્થિક આપત્તિનો વેગ જે માનસિક કારણોને અંગે વધારે મજબૂત અને વ્યાપક બને છે તે માનસિક કારણો ઘણુંખરું લોકોની આર્થિક અજ્ઞાનતાનું જ પરિણામ હોય છે. લોકો આર્થિક વલણવાળા બનતા જાય, લોકોની આર્થિક સમજણ ઊંચા પ્રકારની બને તેમ આપત્તિને સમયે ગાડરિયા પ્રવાહની માફક બેંકો અને શરાફોની પેઢીઓ ઉપર પૈસા પાછા લેવાને માટે દરોડા નહિ પડે. આપણે ઉપર જોઈ ગયા કે આર્થિક આપત્તિના મૂળમાં જેટલાં આર્થિક કારણો મહત્ત્વનાં છે તેટલાં જ માનસિક કારણો પણ મહત્ત્વનાં છે. આ માનસિક કારણોને અર્થશાસ્ત્રની સમજણ વધારે વ્યાપક બનાવીને નિવારી શકાય.

આર્થિક આપત્તિને પરિણામે ઉદ્‌ભવતો નાણાની કટોકટીનો પ્રસંગ, જો દેશનું નાણું સાચું અને સદ્ધર રાખવામાં આવ્યું હોય તેમ જ રાષ્ટ્રની બૅંકીંગનીતિ સંપૂર્ણ ભંડોળ સહ રચવામાં આવતી હોય તો નાણાંની કટોકટીના પ્રસંગની તીવ્રતા ઘણી ઓછી કરી શકાય. બેંકોમાં પૂરતું ભંડોળ રાખવાનો હેતુ કટોકટીના પ્રસંગને પહોંચી વળવાનો હોય છે. નાણાની માગણી માટે જનતાનો જે દરોડો પડે તે દરોડાને પહોંચી વળાય તો નાણાંની કટોકટીનો પ્રસંગ સમાજના આર્થિક દેહને છિન્નભિન્ન કરનારો ન નીવડે. મધ્યવર્તી બેંકની પ્રથાને પરિણામે આજે આર્થિક ભય ઘણો ઓછો થઈ ગયો છે. મધ્યવર્તી બેંકની પ્રથા રાષ્ટ્રને ખરેખર કટોકટીના પ્રસંગમાંથી ઉગારી લેનાર છે. પણ આર્થિક આપત્તિ જ્યારે રાજકીય આપત્તિને પરિણામે અથવા તો રાજકીય ક્રાન્તિને પરિણામે ઉપસ્થિત થયેલી હોય છે ત્યારે મધ્યવર્તી બૅન્ક પણ તેને રોકી શકતી નથી.

ગત મહાન યુદ્ધની રાજકીય આપત્તિના પ્રત્યાઘાતરૂપે જગતને જે આર્થિક આપત્તિમાંથી પસાર થવું પડયું, તે હજુ ગઈકાલની જ ઘટના છે. તેમજ આજે જગત જે રાજકીય ક્રાન્તિમાંથી પસાર થઈ રહ્યું છે, અને જેને પરિણામે, જનતાને આર્થિક આપત્તિમાંથી પસાર થવું પડે છે, તેમજ થવું પડશે, તે આવતીકાલની ઘટના છે. આર્થિક આપત્તિની ઘટનાઓ જગતના આર્થિક જીવનમાં ઘણી જ કપરી તેમજ વિષમ હોય છે. જનતાના દરેક વર્ગને એ આપત્તિના આઘાતો અને પ્રત્યાઘાતો સહવા પડે છે. જગતની પ્રજાઓએ, જ્યારે જ્યારે જગતવ્યાપી રાજ્યક્રાન્તિઓ થતી હોય ત્યારે, આર્થિક આપત્તિઓ માટે તૈયાર જ રહેવું જોઈએ. પ્રજાના જીવનમાં આર્થિક આપત્તિ જો કે ઘણી જ દુઃખદાયક ઘટના છે, છતાં તેનું મૂલ્ય નૈતિક કે ધાર્મિક આપત્તિ જેટલું તો ન જ આંકી શકાય. જગતનું સ્વરૂપ જેટલું વિશેષ આર્થિક બનતું જાય છે તેટલા પ્રમાણમાં આર્થિક આપત્તિની વિષમતા પણ વધવાની જ.

---

# વિપ્લવ

પંકજ

સિંધુ નદીની ભેખડોમાં એક સ્થાન પર બે માલવ યોદ્ધાઓ બેસી વાતો કરતા હતા. સમય સધ્યાનો હતો. સિંધુનો કલકલ પ્રવાહ પોતાના સનાતન કાર્યમાં વિક્ષેપ વગર વહી રહ્યો હતો. માલવ યોદ્ધાઓની વાતચીત યવનસમ્રાટ સિકંદરની ચઢાઈ ને લગતી હતી. માલવ અને ક્ષુદ્રક ગણતંત્રો સિકંદરની વિકટ વાહિની સામે પરાસ્ત થઈ આધીનતા સ્વીકારવા બાધ્ય થયાં હતા.

"પુરાતન, યવનસમ્રાટનું મૃત્યુ થયું છે એમ મને ઊડતી ખબર મળી છે. પરન્તુ એના સેનાપતિઓ એ વાતને ગુપ્ત રાખવા માગે છે."

"કેમ? સહદેવ, એનું કારણ શું?"

"કારણ કે યવનાધિપને સંતાન નથી અને બધા સેનાપતિઓ રાજ્યને વ્હેંચવા માગે છે."

"ભારતવર્ષનું શું?"

"આપણે તો વિપ્લવની તૈયારી કરવાની છે."

"કેવી રીતે?"

"આપણા ગણતંત્રને ગામડે ગામડે આપણે પ્રચાર કરીશું અને આવતી વિજયાદશમીને દિવસે આપણે સ્વતત્ર થઈશું."

"પ્રચારકાર્ય કોણ કરશે?"

"એ માટે જ અહીં બ્રાહ્મણોને બોલાવ્યા છે, જો પેલા આવે છે."

ત્રીશેક બ્રાહ્મણોનું ટોળું આવતું દેખાતું હતું. તેઓ પાસે આવ્યા. સહદેવ બોલ્યો, "આવો ગુરુદેવો, આજે મારે તમારી જરૂર છે."

"બોલો શું છે?"

"યવનાધિપનું મૃત્યુ થયું છે. એ બ્રાહ્મણોના શ્રાપનો ભાગી થયો છે. તમને ખબર હશે કે એણે એક લાખ બ્રાહ્મણોની કતલનો આદેશ આપ્યો હતો કારણ કે તમે જનતામાં સ્વતંત્રતાનો પ્રચાર કરતા હતા. એ લાખ બ્રાહ્મણોનું રક્ત હજુ સુકાયું નથી અને આપણે એ રક્તની પ્રતિહિંસા લેવી છે."

એક બ્રાહ્મણ યુવક બોલ્યો, "વારુ, હમારા કાર્યના બદલામાં જો કોઈ હમારા કુટુંબના પોષણની ખાત્રી આપતું હોય તો હમારા પૂર્વજોની પ્રતિહિંસા સાધવા હમે તૈયાર છીએ."

"કુટુંબનું પોષણ! ભાઈ સ્વદેશપ્રેમ અને સ્વતંત્રતાને માટે કંઈ સોદો થતો હશે! માલવ ક્ષુદ્રકો સ્વતત્ર થશે તો શુ તેઓના પુરોહિતોના કુટુંબોનું પોષણ થવાનુ નથી! આ બુદ્ધિ તમારામાં ક્યાંથી ઉપજી? શુ સ્વતંત્ર માલવક્ષુદ્રકો તમારું પોષણ કરતા ન હતા?"

યુવક શરમાયો અને બોલ્યો, "વારુ, આપની શી ઈચ્છા છે?"

"ગામડે ગામડે જઈને પ્રચાર કરો કે યવનોના હાથ નીચે રહેવું એ સત્ય સનાતન ધર્મની વિરૂદ્ધ છે. એનાથી પૂર્વજોનું કરેલું શ્રાદ્ધ પણ નિષ્ફળ થાય છે. એ પરતંત્રતાને

અંગે યજ્ઞ, જપ, દાન બધું નિરર્થક છે. તમે ગામડાંઓમાં ઓઓને જઈને સ્વતંત્રતાનો સંદેશો પહોંચાડો અને એમ સમજાવો કે પરાધીન માણસ કલ્પના અંત સુધી ઘોર નરકમાં વાસ કરે છે. તમે જઈને બાલકોમાં પ્રચાર કરો કે સ્વતંત્રતા વગર ભગવાન કોઈના પર રીઝતા નથી. કૃષ્ણ ભગવાનની જીવનકથની સામે મૂકી એ વાતને સ્પષ્ટ કરશો તો માલવો અને ક્ષુદ્રકોના રક્તમાં હજુ શીતળતા આવી નથી. એની ઉષ્ણતા ઊકળી આવશે અને પછીનો કાર્યક્રમ અમે જોઈ લઈશું."

સર્વે બ્રાહ્મણોએ સિંધુના જળમાંથી અંજલિ લઈ પ્રતિજ્ઞા કીધી કે જ્યાંસુધી સ્વતંત્રતા નહીં મળે ત્યાંસુધી ઘરમાં વાસ કરવો નહીં.

૨

'એંટીઓકસ, શું તું એમ કહેવા માગે છે કે માલવો અને ક્ષુદ્રકો આપણી સામે બળવો જગાડવાની તૈયારી કરે છે?'

'હા, સેનાપતિજી. અને બ્રાહ્મણો ગામડે ગામડે આપણી વિરુદ્ધ પ્રચાર કરે છે.'

'હા, સમ્રાટ સિકંદરે જો બ્રાહ્મણોની હસ્તી જ મીટાવી દીધી હોત તો કેવું સારું થતે?'

'ના સેનાપતિજી, મારી પાસે બીજો ઉપાય છે.'

'કયો ઉપાય?'

'હું એક વિદ્વાન બ્રાહ્મણને લાવ્યો છું જે એ બ્રાહ્મણોના પ્રચારકાર્યનો વિરોધ કરશે. બ્રાહ્મણો પ્રચાર કરે છે કે પરાધીન યજમાનની પૂજા દેવો સ્વીકારતા નથી અને તેમનાં તપ, જપ બધાં મિથ્યા થાય છે. એનો પ્રતિકાર એક બ્રાહ્મણ જ કરશે. એ એમનાં ધર્મ-પુસ્તકમાંથી એ બાબતનું ખંડન કરશે અને આપણું કાર્ય હિંસા વગર થઈ જશે.'

'ક્યાં છે એ બ્રાહ્મણ?'

એન્ટીઓકસ એક બ્રાહ્મણને લાવ્યો અને બોલ્યો, 'ભાનુગુપ્ત, સેનાપતિજી તારી પાસે પૂરી સેવાની આશા રાખે છે.'

'સેનાપતિજી, હું એ મૂર્ખ બ્રાહ્મણોના તર્કોનું શાસ્ત્રીય રીતિએ ખંડન કરીશ અને શાસ્ત્રાર્થમાં તેમને પરાજિત કરીશ.'

'વાહ, ભાનુગુપ્તજી, એમ કરજો. એમાં જે પણ કંઈ વ્યય થાય તે એન્ટીઓકસ પાસેથી લઈ લેજો.'

૩

માલવ અને ક્ષુદ્રક યોદ્ધાઓની પાસે બ્રાહ્મણોએ કહ્યું કે, 'ભાનુગુપ્તના પ્રચંડ તર્કની સામે પ્રચારકાર્ય અસહ્ય થઇ ગયું હતું.' પુરાતન અને સહદેવ એ બાબત પર વિચાર કરવા લાગ્યા.

'પુરાતન, આપણે મગધરાજપુત્ર ચંદ્રગુપ્ત અને તેના અમાત્ય વિષ્ણુગુપ્તની સલાહ લઈએ તો કેમ?'

'હા ઘણું સારું. પંચનદ પ્રદેશમાં તેઓ વિપ્લવ જગાડી ચૂક્યા છે. આપણે ત્યાં જઈએ.'

૪

'પુરાતન, તમે અહીં અમારી સલાહ લેવા આવ્યા છો એમ જાણી હું ઘણો ખુશ થયો છું.'

'દેવ, વિષ્ણુગુપ્ત આચાર્ય સિવાય આવા ધર્મસંકટમાં કોણ સલાહ આપે?'

'શું છે ધર્મસંકટ?'

'દેવ અમારા કાર્યક્રમમાં આચાર્ય ભાનુગુપ્ત અને તેમના શિષ્યો આડે આવે છે.'

કંઈક વિચારી વિષ્ણુગુપ્ત બોલ્યો, 'તમે ભાનુગુપ્તને મળી એ બાબતમાં કંઈ વિવેચન કીધું કે નહિ.'

'વિવેચન શું કરીએ ? એમની પાસે તો યવનસૈનિકો છે.'

વિષ્ણુગુપ્ત એકાએક ઊભો થઈ ગયો અને થોડીવાર આમથી તેમ આંટા મારવા લાગ્યો. એકાએક તે બોલ્યો, 'પુરાતન, તમારે આચાર્ય ભાનુગુપ્તની હત્યા કરવી પડશે.'

'આચાર્યની હત્યા! બ્રહ્મહત્યા!'

'હા. બ્રહ્મહત્યા કરવી પડશે. જુઓ એને માટે ખરા વીરની જરૂર પડશે. મારે એમાં ધર્મભીરુ અને કાયરની જરૂર નથી. તમે કોઈ માલવવીર આપી શકશો ?'

પુરાતન અને સહદેવ ચૂપ બેઠા. થોડીવારે વિષ્ણુગુપ્ત હસીને બોલ્યો, 'પુરાતન, સ્વતંત્રતાની દેવી તો અનેક બલિદાનો માંગે છે. એને બ્રાહ્મણના શાંત અને નીરસ રક્તની પણ પિપાસા છે. ક્ષત્રિયના ઉષ્ણ રક્તની પિપાસા કરતાં કોઈક વખત બ્રાહ્મણના રક્તમાં પણ એને આનંદ આવે છે'

'પણ દેવ બ્રહ્મહત્યાના પાપથી અમે દોષિત થઈશું તેનું શું ?'

'બ્રહ્મહત્યાના પાપને માટે તો પ્રાયશ્ચિતની વ્યાખ્યા છે, પરંતુ એક વાર સ્વતંત્રતા ખોયા પછી પાછી સ્વતંત્રતા મેળવવાને માટેની વ્યાખ્યા પ્રત્યેક સમયે બદલવી પડે છે.'

પુરાતન અને સહદેવ ચૂપ ઊભા.

થોડી વારે વિષ્ણુગુપ્ત બોલ્યો, 'વારુ, ત્યારે તમે જાઓ. તમને યવનોનું આધિપત્ય બ્રહ્મહત્યા કરતાં વધારે પ્યારું હોય તો વિષ્ણુગુપ્ત પાસે એની દવા નથી.'

પુરાતન બોલ્યો, 'ના દેવ, અમને યવનોનું આધિપત્ય પ્યારું નથી. પરંતુ ભાનુગુપ્તને પકડી અમે કેદ કરીએ તો ?'

'શબોમાં બોલવાની શક્તિ હોતી નથી અને કેદ પકડાયલો ભાનુગુપ્ત શબ નથી બની શકતો. એના શિષ્યો તમારી સામે અનેક પ્રકારે ઉત્પાત કરી શકશે. પુરાતન, ભગવાન કૃષ્ણે દ્રોણાચાર્યની હત્યામાં કંઈ પાપ જોયું ન હતું. લોકસેવા માટે બ્રાહ્મણનો વધ પાપ હોઈ શકે જ નહિ.'

'દેવ વિષ્ણુગુપ્ત, હું આજે જ જાઉં છું. એ પાપીનું મસ્તક છેદી નાખીશ.'

૫

'ભાનુગુપ્ત આચાર્ય, આજે તારા ઘરની ચારે તરફ રક્ષા કરતા યવન-સૈનિકોની દૃષ્ટિ ચૂકાવી હું આવ્યો છુ. મારે તારી પાસે માલવોના રક્તનો પ્રતિશોધ લેવો છે.'

ચડકતે મોઢે ભાનુગુપ્ત બોલ્યો, 'શું તું મારી હત્યા કરશે ? તું જાણે છે કે હું બ્રાહ્મણ છુ. અને બ્રહ્મહત્યાનુ પાપ તને કુંભીપાક નરકમા ધકેલી દેશે.'

'માલવોની સ્વતંત્રતાને ખાતર જો કલ્પાંત સુધી પુરાતનને કુંભીપાક નરકમાં રહેવું પડે તો પણ તે સહર્ષ રહેવા તૈયાર છે નરાધમ, તું વિદેશીઓની પાસે પોતાનાં ધર્મ કર્મ બધું વેચી બેઠો છે તને બ્રાહ્મણ બનવાનો શું અધિકાર છે ? તારા ઇષ્ટદેવનું સ્મરણ કર'

'પુરાતન, શું તું મારી જ હત્યા કરવાનો છે!'

એકાએક દ્વાર ખૂલ્યું અને એક બ્રાહ્મણ અંદર પ્રવેશ કરતો દેખાયો. પુરાતને ખડ્ગના એક જ પ્રહારથી ભાનુગુપ્તનું મસ્તક છેદી નાંખ્યું અને તીરના વેગથી ભાગ્યો. ખૂબ ધમાલ થવા લાગી. યવન-સૈનિકો દોડ્યા પરંતુ પુરાતન અંધારામાં અદૃશ્ય થઈ ગયો.

૬

ભાનુગુપ્ત આચાર્યના મૃત્યુએ એના શિષ્યો અને યવનોમાં ગભગાટ ફેલાવી દીધો. ભાનુગુપ્તની પત્ની અનુસૂયાના દુઃખનો પાર રહ્યો નહીં. બ્રાહ્મણીનું અંતર એક ભયાનક વ્યથાથી કકલવા લાગ્યું ભાનુગુપ્તને કોણે માર્યો એ બાબતની સમસ્યાનું નિરાકરણ કોઈ કરી શકતું નહોતું. માલવ અને ક્ષુદ્રક ગણતંત્રોના યોદ્ધાઓએ યવનોની વિરૂદ્ધ યુદ્ધ જાહેર કીધું. સિંધુને કાંઠે ગામડે ગામડેથી માલવ યુવકોએ યવનોને કાપવા માટે હથિયાર સજવા માંડયાં. પચનદ પ્રદેશમાં મહારાજ પુરૂની હત્યા કરી ચંદ્રગુપ્ત અને વિષ્ણુગુપ્તે યવનોની હસ્તી ઉખાડી નાખવાની વાતે યવનોમાં વધારે ગભરાટ ફેલાવ્યો. યવનોનાં થાણાં એક પછી એક પડવા લાગ્યાં. આર્યાવર્તનો એ ખૂણો જોતજોતામા સ્વતંત્ર થઈ ગયો પુરાતન અને સહદેવ લોકોમાં યશ પામ્યા

૭

સિંધુના કલકલ પ્રવાહમાં કઈ પણ વિક્ષેપ પડયો ન હતો. ભાનુગુપ્તની ચિતાની પાસેથી અનુસૂયા ખસતી ન હતી. સર્વે એમ ધારતા હતા કે ચિતાની રાખમાં પણ એ ભાનુગુપ્તનો આત્મા જોતી હતી. ઘણાય તો એને ગાંડી કહેતા હતા પુરાતન જ્યારે યવનોને હરાવાને પાછો આવ્યો ત્યારે તેણે એ વાત સાંભળી. તેનો આત્મા કકળી ઊઠયો. સહદેવ અને તે અનુસૂયા પાસે ગયા. તેમને જોતાં જ અનુસૂયા બોલી, 'કોણ ! ચોર ! શું તમે મારા સ્વામીને મારવા આવ્યા છો ? હું એની રક્ષા કરવા બેઠી છું ? જોઈએ કોણ મારે છે ! ' પુરાતન અને સહદેવ મૌન રહી થોડી વારે બોલ્યા, 'માતા, અમે તમને ગામમાં પાછાં લઈ જવાને માટે આગ્રહ કરવા આવ્યા છીએ!'

'ગામમાં પાછાં લઈ જવા ! કોને ત્યાં ? તમને ખબર નથી કે ભાનુગુપ્ત આચાર્યની શાંતિ કોઈ ભંગ નહીં કરે માટે હું અહીં બેઠી છું ! હા...હા...એ દુષ્ટ બ્રહ્મઘાતીનું કોઈ મને નામનિશાન આપતુ નથી. નહીં તો......

'નહીં તો શું ?' પુરાતન બોલ્યો.

'હું તો તેના રકતને ખોબે ખોબે પીવાની છુ.'

'પરન્તુ એ બ્રહ્મઘાતીને તો શાસ્ત્રોની વ્યાખ્યા પ્રમાણે કુંભીપાક નરકમાં તો જવું જ પડશે. તમારી પ્રતિહિંસા તો ભગવાન લેશે.'

'ભગવાન લેશે ! હા......હા......ભગવાન ! જા, જા, ગાંડીવા. ભગવાન કોઈને માટે પ્રતિહિંસા લેતા હશે ? મારે તે દુષ્ટને કુંભીપાકમાં નથી મોકલવો. મારે હાથે તેનું રક્ત પીવું છે '

'તમે બ્રાહ્મણપત્ની થઈ રક્ત પીશો ?'

'કેમ નહીં ? અરે મારા સ્વામીનું રક્ત ધરણી પર રેડાયું હતું તેમ તેનું રક્ત રેડાતું જોવા ઈચ્છું છું.'

'શું તેનાથી તમને સંતોષ થશે ?'

'અવશ્ય.'

'પરતુ તેનું શું ? તે તો બ્રહ્મઘાતી જ કહેવાશે.'

કઈક વિચારી અનુસૂયા બોલી, 'ના, ના, તેનું રક્ત મારી સામે રેડાશે તો હું તેને બ્રહ્મહત્યાના પાપથી મુક્ત કરીશ.'

'શું તમે તેને બ્રહ્મહત્યાના પાપથી મુક્ત કરશો ?'

'મુક્ત કરીશ, મુક્ત કરીશ; ભાનુગુપ્તની પત્ની પાપ અને પુણ્યની સીમા બાંધી શકે છે એ જાણતો નથી !'

પુરાતન એક દર્દ અનુભવવા લાગ્યો. થોડીવારે બોલ્યો, 'માતા આચાર્યનું રક્ત રેડનાર પાપી તમારી સામે ઊભો છે. તમારી પ્રતિહિંસા પૂર્ણ કરો.'

અનુસૂયા ચમકી. તેણે પુરાતન તરફ મીટ માંડી જોવા માંડયું અને એકાએક બોલી, 'તું પાપી ! ના, ના, એ બને જ નહીં ! તું તો આચાર્યની પાસે રમવા આવતો હતો ત્યારનો તને ઓળખું છું. તું હત્યારો થઈ શકે જ નહીં.'

પુરાતનની આંખોમાંથી આંસુની ધારા ચાલવા માંડી. 'માતા, તમે મારું રક્ત નહીં રેડશો તો હું એ રક્ત રેડીને તમારા મનને સંતોષ આપીશ. એકવાર તમે કહો કે તમે મને બ્રહ્મહત્યાના પાપથી મુક્ત કીધો છે તો હું શાંત ચિત્તે મૃત્યુ પામીશ.'

પુરાતને મ્યાનમાંથી ખડ્ગ કાઢ્યું. સહદેવ ચૂપચાપ ઊભો હતો. દૂરથી માલવ ક્ષુદ્રક યોદ્ધાઓ એ બન્નેને શોધતા આવતા દેખાયા. અનુસૂયા ચૂપ બેઠી હતી.

'માતા શીઘ્ર બોલો કે મને ક્ષમા આપી છે. નહીં તો મારો આત્મા પરલોકમાં પણ શાંતિ પામશે નહીં.'

અનુસૂયા ચૂપ હતી. પુરાતને ખડ્ગ ઉપાડયું. એકાએક અનુસૂયા ઊઠી અને પુરાતનનો હાથ પકડી લીધો અને બોલી, 'પુરાતન, જરા થોભ.'

અનુસૂયા પુનઃ ચૂપ થઇ ગઇ. તેનું અંતઃકરણ બીજી હત્યાને જોવા માટે તૈયાર હતું નહીં. બ્રાહ્મણીનું હૃદય જે પ્રતિહિંસાની જ્વાળાથી ધબકતું હતું તે એકદમ શીતળ થઈ ગયું. તેની આંખોમાં પણ આંસુ આવ્યાં. તે બોલી, 'વત્સ પુરાતન, મારા પતિની હત્યાનો બદલો લેવાઈ ગયો. હું બ્રાહ્મણી છું, તને બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્તિ આપી શકું છું. તારે તારા રક્તને રેડવાની જરૂર નથી. એ રક્તને દુઃખીઓની રક્ષા કરવામાં રેડજે તો મારી સેવા કરેલી માનીશ.'

પુરાતન ચૂપ હતો. એકાએક સહદેવ બોલ્યો, 'માતા, એ વાત કબૂલ છે. પરંતુ પોતાના પુત્રોને છોડી તમે આમ સ્મશાનવાસ કરી શકો નહીં. તમારે અમારી સાથે આવીને દુઃખીઓનાં દુઃખ ટાળવામાં મદદ કરવી પડશે.'

અનુસૂયા કંઈક વિચારી બોલી, 'ના હવે મારે મૃત્યુની રાહ જોવાની છે.'

પુરાતન અને સહદેવ અનુસૂયાના ચરણો પકડીને બેસી ગયા અને બોલ્યા, 'અમે તમને લીધા વગર જવાના નથી.'

માલવ અને ક્ષુદ્રક યોદ્ધાઓ પાસે આવી પહોંચ્યા. અનુસૂયાને લાગ્યું કે પતિની હત્યાનો બદલો મળી ગયો હતો અને સમસ્ત માલવ અને ક્ષુદ્રક ગણતંત્રોના યોદ્ધાઓ તેને ઘેરીને ઊભા હતા. તે મહાપ્રયત્ને બોલી, 'પુરાતન, ચાલો હું આવું છું.'

'માતા અનુસૂયાની જય' સર્વેએ જયઘોષ કીધો. અનુસૂયાને લાગ્યું કે ભાનુગુપ્તની ચિતાની રાખ પણ એ જયઘોષથી શાંતિ અનુભવતી હતી. તે ચાલી અને તેની પાછળ સમસ્ત લોકો ચાલ્યા. બ્રાહ્મણીના અંતઃકરણમાં એક અદ્ભૂત શાંતિ હતી અને તેની આંખોમાંથી આંસુની ધારા ચાલતી હતી. એ આંસુઓ સ્વતંત્ર ભારતની માટીને સિંચન કરતાં અદૃશ્ય થતાં હતાં.

———o———

# યુદ્ધ–સાહિત્ય

વિદ્યાર્થી

યુદ્ધમાં દુશ્મનોનો શારીરિક નાશ કરવાને જેમ અવનવાં શસ્ત્રો શોધાય છે તેમ તેમના પ્રત્યે જગતનો ધિક્કાર કેળવવાને અને પોતાના પ્રત્યે પ્રેમ વાળવાને દુશ્મનની ક્ષતિઓ અને દુષ્ટતા દાખવતાં અને પોતાની વિશિષ્ટતાઓ દર્શાવતા પુસ્તકો પણ સંખ્યાબંધ પ્રગટ થાય છે. કેટલીક વખતે તો આવાં પુસ્તકોની અસર તોપો કરતાં પણ વિશેષ હોય છે. અમેરિકન આંતરવિગ્રહ જેવા કેટલાંક યુધ્ધો અમુક પુસ્તકોના પ્રચારને જ આભારી લેખાયાં છે.

ચાલુ યુદ્ધ ફાટી નીકળ્યા પછી એવાં સંખ્યાબધ પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં છે. તેમાં કેટલીક વખત તો રસિક, રોમાંચક, ને અદ્ભુત માહિતીઓ પણ પીરસવામાં આવે છે.

ચાલુ યુધ્ધમાં સૌથી મહત્ત્વની વ્યક્તિ હીટલર છે. તેના સંબધમાં પ્રગટ થયેલાં પુસ્તકોનો પાર નથી. પણ તેમાં The Hitler Cult, Hitler over Latin America, Who Hitler is, Hitler is no Fool, How to Couquer Hitler, Hitler Speaks, Hitler's War and Eastern Europe, The Nazi Dictatorship વગેરે ખાસ ધ્યાન આકર્ષે છે. તેમાં જર્મનીમાં હીટલરને ઇશ્વરીદૂત ઠેરવવા કેવા હાસ્યાસ્પદ ઉપાયો અજમાવવામા આવે છે, હીટલરે લેટીન અમેરિકામાં પોતાની કેવી જાળ બિછાવી છે, પૂર્વયુરોપમાં તે કેવી રમતો રમી રહ્યો છે, જર્મનીમાં તે કેટલી ભયકર સત્તા ધરાવે છે અને નાઝીઓને જર્મન પ્રજાથી છૂટા પાડીને હીટલરને શી રીતે હરાવી શકાય વગેરે વસ્તુઓ વર્ણવવામાં આવી છે. આ સિવાય જર્મની વિષે બીજાં પણ સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાં The Secrets of the German War—Office, Germany: the truth, Inside Germany, These Germans, Germany and her *Spies, Gestapo, Nazi Tyranny Exposed, How Hitler made* the War, Guns and Butters, The Challenge to Liberty, Men-Martyrs and Mounterbanks, The Nazi Myth, Can Germany stand the strain, The Nazi Conception of Law, The German Army, National Socialism and Christianity, Nazi Germany can't Win વગેરે છે તેમાં જર્મનીની ભયકર જાસૂસીજાળ, એની યુધ્ધ-કચેરીના ગુપ્ત ઇતિહાસ, યુધ્ધની તૈયારી, ખ્રિસ્તી સંસ્કૃતિ સામેના જર્મન પ્રહારો, નાઝીવાદમાં બળની જ સર્વોપરિતા, નાઝીઓની લગ્ન માન્યતા અને અતૂટ લગ્નબંધન વગેરે પર પ્રકાશ નાખવામાં આવ્યો છે.

આ ઉપરાંત ઇટલી, રશિયા, જાપાન, સ્પેન, મધ્યપૂર્વ, ઇંગ્લાંડ, ફ્રાંસ, ફીન્લેન્ડ, બાલ્ટીક, સંસ્થાનો, યુદ્ધનો ઇતિહાસ વગેરે વિષયો પર પણ અગણિત ગ્રન્થો પ્રગટ થઇ રહ્યા છે. તેમાં What Italy ows to Mussolini, what next to Duce, The




**શ્રી ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ-ગ્રન્થ**—(૭૫ વર્ષની સાહિત્યપ્રવૃત્તિ નિમિત્ત) પ્રકાશક–અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, વિઠ્ઠલભાઈ રોડ, મુંબઈ નં. ૪. મૂલ્ય ત્રણ રૂપિયા.

સંશોધન વિષયના ગુજરાતી સાહિત્યમાં અમર સ્થાન ધરાવી શકે એવો આ ગ્રન્થ ગુજરાત સમક્ષ ધરવા માટે ગુજરાતી પ્રજા ફાર્બસ-સભા અને આ ગ્રન્થના પ્રકાશક શ્રી અંબાલાલ જાની બંનેની ઋણી બને છે.

આ ગ્રન્થમાં એકંદરે, જુદા જુદા નામાંકિત લેખકોના, ૩૭ લેખો પ્રગટ થયા છે. ને તેમાંના મોટા ભાગના લેખો તે તે વિષય પર એવો નવો પ્રકાશ ફેંકનારા છે અથવા તો એટલી સુંદર ઢબે કે એવા અભ્યાસપૂર્ણ સ્વરૂપમાં લખાયલા છે કે તેમાંથી અમુકનું વધારે યોગ્ય તરીકે સૂચન કરવું તે બીજાને અન્યાયકર્તા બની જવા સંભવ છે.

મુખ્યત્વે ઇતિહાસ-સંશોધનનો વિષય છતાં આ ગ્રન્થ વિવિધતાની ગણતરીએ પણ સુંદર બન્યો છે. કવિતા, ભાષા, સાહિત્ય, ધર્મ, સંસ્કાર, સંસ્કૃતિ, સ્થાપત્ય, કલા, ચરિત્ર,

---

Italy of the Italians, Japan over Asia, The Baltic, Air power, The Unfinished War, Assurance of Victory, Military strength of Powers, The Economic efforts of War, Lords of the Inland Seas, The Coast of Barbary, Hand-Book of the War, The Blockade, An Atlas of the War, The Sinews of War, Blockade and Civil Population, Finland Fights, The Government Blue Book, I was Stalin's Agent, The Defence of Britain, The British Case, Know the Enemy, The Maginot and Siegfried lines, World Warefare વગેરે ખાસ ધ્યાન ખેંચે છે. આ ગ્રન્થોમાં મુસોલિનીએ ઇટલીમાં કેવું અદ્‌ભુત પરિવર્તન આણ્યું છે, જાપાનની ભયંકર મહત્ત્વાકાંક્ષા, ઇંગ્લાંડ કોઈ પણ સંયોગોમાં કયા કારણે જર્મનીને સંસ્થાનો પાછાં ન સોંપી શકે, જગતની સત્તાઓની લશ્કરી શક્તિ અને ઇટલી કે જાપાનની મદદ વિના પણ યુદ્ધ જીતવાની જર્મનીની તૈયારી, ભૂમધ્ય સમુદ્રનું સ્વરૂપ અને તેને કયા કારણે ઇટલીનો પ્રાદેશિક દરિયો ન બનાવાય, ઘેરા, રશિયાની આંતરિક સ્થિતિ, મેજીનોટ અને સીગફ્રીડ લાઇન વગેરેને લગતો ઇતિહાસ મળી આવે છે.

આ ઉપરાંત જગવિખ્યાત લેખક H. G. Wells નાં માનવહક્કો અને જગત-શાંતિની ઘોષણા જણવતાં બે ગ્રન્થો The Rights of Man અને The New World Order—[illegible] ખાસ.

ઇતિહાસ, સંશોધન, શિલાલેખ, તામ્રપત્ર, નૃવંશમાહિતી વગેરે વિષયની કોઈને કોઈ શાખા પર, તે તે વિષયના ઊંડા અભ્યાસી જણાતા લેખકોએ રજૂ કરેલી સુંદર સામગ્રીથી તે કિંમતી બન્યો છે.

બાહ્ય રૂપરંગની ગણતરીએ પણ ગ્રન્થ એટલો જ આકર્ષક નીવડે છે. ગુજરાતી પ્રજાએ આવાં પ્રકાશનોને સહર્ષ આવકારી લેવાં ઘટે.

**કવિ શામળ**—પ્રકાશકઃ વડોદરા-સાહિત્યસભા. કિંમત રૂ. ૨-૦-૦.

'વડોદરા-સાહિત્યસભા'ના મુખપત્ર તરીકે શરૂઆતમાં 'સાહિત્યકાર' નામે ત્રૈમાસિક પ્રકટ થતું. પણ પછી સભાએ એ પ્રવૃત્તિ બંધ કરી વર્ષમાં એકાદ સુંદર પ્રકાશન આપવાની નીતિ સ્વીકારી. તે નીતિની રૂએ ૧૯૩૮ માં સભાએ 'પ્રેમાનંદ' ગ્રન્થ પ્રગટ કર્યો; ૧૯૪૦ માં આ 'કવિ શામળ' ગ્રન્થ પ્રગટ કર્યો છે.

'પ્રેમાનંદ' ગ્રન્થે ગુજરાતી પ્રકાશનોમાં જે રીતે પોતાનું વિશિષ્ટ સ્થાન મેળવી લીધું છે તે જ રીતે આ ગ્રન્થ પણ એવા વિશિષ્ટ સ્થાનને પાત્ર ઠરે તેમ છે.

આ ગ્રન્થના પાંચ વિભાગ પડે છે. ૧ પ્રસ્તાવના—એમાં સાહિત્યસભાના પ્રમુખ શ્રી રમણલાલ વ. દેસાઇએ, તેમની હમેશની નમ્રતાપૂર્વક, સભાનો, શામળનો અને આ ગ્રન્થપ્રકાશન—પ્રવૃત્તિનો ટૂંક પરિચય કરાવ્યો છે. ૨. જીવનપરિચય-આમાં કવિ શામળના જીવન પર ત્રણ અભ્યાસપૂર્ણ લેખો પ્રગટ થયા છે. ૩. સાહિત્યચર્ચા-આ વિભાગમાં કવિ શામળભટ્ટની સાહિત્યપ્રવૃત્તિ કે તેની પ્રવૃત્તિને સ્પર્શતા પ્રસંગોને અનુલક્ષીને સત્તર લેખ પ્રગટ થયા છે. ૪. ગુજરાતી લોકવાર્તાઓ-આ વિભાગમાં વિષયને સ્પર્શતા ત્રણ લેખ પ્રગટ થયા છે. છેલ્લા વિભાગમા શામળનાં કેટલાંક કવિતો અને તેના પ્રગટ-અપ્રગટ ગ્રન્થોની યાદી આપવામાં આવેલી છે.

આ ગ્રન્થમાંના થોડાક લેખો ઉદ્ધૃત અને પુનર્મુદ્રિત જેવા છે. પણ મોટાભાગના તો નવેસરથીજ તૈયાર થયેલા છે. આ રીતે બંને પ્રકારના લેખોનો સંગ્રહ કરી ગુજરાતના એક યશસ્વી કવિને, વ્યક્તિ અને સાહિત્યકાર તરીકે, મૂર્ત સ્વરૂપ આપતો આવો ગ્રન્થ પ્રગટ કરવા માટે ગુજરાત સાહિત્યસભાનું આભારી છે.

**સુકન્યા**—લેખકઃ-બાલકૃષ્ણ જોશી. પ્રકાશક સ્ત્રી-સાહિત્યમંદિર, ૧૮૦ કેળાપીઠ, સુરત. કિંમત ૦-૨-૦.

**નીલાદેવી**—લેખિકાઃ કુ. વિદ્યાગૌરી મહેતા. પ્રકાશક-ઉપર પ્રમાણે. કિંમત. ૦-૧-૦.

સ્ત્રી-શક્તિ ગ્રન્થમાળાના ૭૨-૭૩ મા મણકારૂપે પ્રગટ થયેલાં ઉપરનાં બંને પુસ્તકો સ્ત્રી-વર્ગને રોચક ને બોધક નીવડે એવાં છે. પહેલામાં સુકન્યા નામે એક હિંદુ પત્ની પોતાના કુમાર્ગગામી પતિને મીઠી સહનશીલતાથી કેવો સુખી બનાવે છે તેની હકીકતને વાર્તારૂપે ગૂંથી લેવામાં આવી છે. બીજામાં નીલાદેવી નામે રજપૂત-વીરાંગના પોતાના પતિના વધનો બદલો શી રીતે લે છે તેની રોમાંચક કથા આપવામાં આવી છે. બંનેની ભાષા સરળ ને સાદી છે.

---

'ગરમ કરેલી ચાને ઠારીને પીવા માટેના પ્યાલા ને રકાબી 'ની ઉપમા આપેલી એ સાવ ખોટી નથી જણાતી.]" સુરતમા સ્થાનિક સ્વરાજ્ય પરિષદની ચોથી વાર્ષિક બેઠક હિંદમા ૯૮ પરદેશી આયાતો પર અંકુશ. કરાચીની એક સ્ટીમરમાથી કસ્ટમ–ખાતાએ ચાર લાખ સોનાના સિક્કા હાથ કર્યા છે [હિંદના કસ્ટમખાતા હમેશના નસીબદાર છે ] યુદ્ધના પરિણામે હિંદના બન્દરો પર થતી કટોકટીભરી અસર [ સૂકા ભેગુ લીલુ તો હમેશાથી બળતુ આવ્યું છે. ] યુદ્ધ સબધી અફવાઓ ફેલાવવા સામે મૂકાયેલો પ્રતિબધ જર્મન બ્રોડકાસ્ટ સાભળવા સામે પણ એવોજ પ્રતિબધ હિંદ સરક્ષણધારા હેઠળ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની અને બીજી પણ સખ્યાબધ ધરપકડો પડિત જવાહરલાલ સરહદ પ્રાન્તની મુલાકાતે સરહદી પ્રાન્તોમા અપહરણની ચાલુ રહેલી ગભીર પરિસ્થિતિ. લકામા પૂરની આફત. મદ્રાસ નજીક રેલ્વે–અકસ્માત નાગપુરમા બોમ્બ ફાટતા ત્રણ બગાળીઓની ધરપકડ. કચ્છ-કાઠિયાવાડમા દુશ્કાળના કારણે પ્રવર્તી રહેલી ભીષણ સ્થિતિ વિજાપુર નજીક ભયકર રીતે લૂંટાયલી એક જાન [ દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાતા પકડે કાન ] લાહોરમા ખાકસારો પર ગોળીબાર ને એ મમ્બુ. ૨૬ મી મેએ હિંદમા અને સામ્રાજ્યના બીજા ભાગોમા પણ મિત્રરાજ્યોના વિજય માટે થયેલી પ્રાર્થના [ કઇ સ્થિતિમા માનવી પોતાની સ્તુતિ કરે છે એ વિષેના ઈશ્વરના ઊંડા અભ્યાસેજ માનવી પ્રત્યેની ઇશ્વરી નીતિના સૂત્રો ઘડાયા જણાય છે ] સર સ્ટેફર્ડ ક્રીપ્સ કહે છે 'યુદ્ધ પૂરૂ થતા બાર મહિનામાજ હિંદને સ્વરાજ્ય આપવાની જાહેરાત કરવા હુ બ્રિટિશ સરકારને આગ્રહ કરૂ છુ' [ આ આગ્રહની મુદત ત્યાસુધી છે જ્યાસુધી સર ક્રીપ્સ પોતે પ્રધાન નથી. ] નવા હિંદી વજીર એમરીની, પાર્લામેન્ટમા, હિંદને ફરીથી નવરાવનારૂ નિવેદન સર 'માઇકલ ઓડવાયરના ખૂની ઉધમસિંહને થયેલી ફાસીની સજા. રાજપીપળાનરેશ ધર્મેન્દ્રસિંહજી, નિઝામના માજી વડા પ્રધાન સર કીસનપ્રસાદ અને બ્રિટિશ પાર્લામેન્ટમા હિંદના મિત્ર મનાતા મી જ્યોર્જ લેન્સબરીના અવસાન.

પરદેશ—ફ્રેન્ચ ને બ્રિટિશ પ્રધાનમડળોમા ફેરફાર વડા ફ્રેન્ચ સેનાપતિ ગેમલીનને ઠેકાણે વેગેન્ડની નિમણુક. નવા સેનાપતિનો પોતાના લશ્કર જોગ મક્કમ સદેશો પદર ફ્રેન્ચ સેનાપતિઓ બરતરફ થાય છે. ઇગ્લાડની સરકારને સોપાયલ અમર્યાદિત સત્તાઓ એ સત્તાની રૂએ સખ્યાબધ ધરપકડો, ખાનગી મિલકતો પણ જરૂર પડતા સરકાર હસ્તક લઇ શકાશે. ઇગ્લાડમાં યુદ્ધ સરજામ તૈયાર કરતા કારખાનાઓ સતત ચાલુ રહેશે વ્યાપારી વાટાઘાટોને રસ્તે રશિયાનું મન મનાવી લેવાનો બ્રિટનનો પ્રયાસ પણ એવી વાટાઘાટો ચલાવવાની રશિયાની સાફ ના ઇટલી સાથે બ્રિટનને ચાલતી વ્યાપારી વાટાઘાટો પણ ઇટલીએ અધવચથી અટકાવી દીધી થોડાક દિવસના સગ્રામ પછી બેલ્જિયમપતિ લિયોપોલ્ડે હથિયાર હેઠા મૂકી સ્વીકારેલું જર્મનીનું શરણુ તે પ્રસગે બેલ્જિયમના પક્ષે લડતા ફ્રેન્ચ અને બ્રિટિશ લશ્કરોની કફોડી સ્થિતિ વ્યવસ્થિત પીછેહઠ જર્મનીનો ભયકર ધસારો ને ફ્લેન્ડર્સનુ ભીષણ યુદ્ધ કેલે, બુલોન, ડંકર્ક વગેરે અગત્યના બદરો જર્મનીના હાથમા. મેજીનોટ લાઇન પર જર્મનીનો ભયકર હલ્લો બ્રિટિશ ખાડીમા જર્મનીએ મચાવેલો જગ ઉત્તર ફ્રાસમા કાબૂ જમાવી જર્મન લશ્કરનો પાટનગર પેરિસ તરફ ધસારો માર્સેલ્સ, લિયોન, પેરિસ વગેરે નગરો પર બોંબમારો બદલામા ફ્રેન્ચ વિમાનોએ જર્મન પ્રદેશ પર ચલાવેલો બોંબમારો ફ્લેન્ડર્સના યુદ્ધમા ઇંગ્લાડે ગુમાવેલી વિપુલ સામગ્રી તેના ૩૬૫ હજાર સૈનિકોમા ૩૩૦ હજાર પાછા ફર્યા અમેરિકામા જર્મન વિજયે ફેલાવેલો ગભરાટ. બચાવ ને યુદ્ધ અગેની જગી તૈયારીઓ વાર્ષિક ૧૦૦૦૦ લાખ ડોલરના નવા કરવેરા નાખી પાચ વર્ષમા સવાચાર અબજ ડોલરના જગી રક્ષણાત્મક કાર્યક્રમની ઘડાતી રૂપરેખા. ૧૪૬૦ લાખ ડોલર નૌકાસૈન્ય પાછળ ખરચાશે. વાર્ષિક ૫૦૦૦૦ નવા વિમાનો તૈયાર કરવાની ગણતરી પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે શાતિ માટે મુસોલીનીને કરેલી વિનતિને સમયસરની ચેતવણી રૂપે મુસોલિનીનો એને ઠડો આવકાર અમેરિકાએ ૨૩૦૦ વિમાનો મિત્રરાજ્યોને રાઇફલો ને ૨૫૦૦ સગ્રામ ખાનગી માલિકીના ૬૦૦ અમેરિકન વિમાનો પણ મિત્રરાજ્યોને વેચાતા કરી શકવાની સ્થિતિમા મુકાવાસ, ફ્રાન્સ, ઇટલી, તુર્કી, માલ્ટા, ઇજીપ્ત વગેરે દેશો છોડી જવાની તેમની પોતાના પ્રાદેશિક જળવિસ્તારમા સ્ટીમર યુરોપમા વસતા અમેરિકનોને પોતાને વતન પહોંચાડે છે ઇટાલિયન સૈન્યનો ફ્રાસમા ધસારો. રિશ સોમાલીલેન્ડ ખાલી થાય છે માલ્ટા અને જીબ્રાલ્ટરમા

[ અનુસધાન પૃ. ૬૪ ]

# સુવાસ



ર્ષ ૩ : અંક ૩
ળંગ અંક : ૨૭

અષાઢ : ૧૯૯૬
જુલાઈ : ૧૯૪૦

સંપાદક
ૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી
ચીમનલાલ અમુલખ સંઘવી

# અનુક્રમણિકા

પુ. ૩ આષાઢ : ૧૯૯૬ અંક ૩



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં ૩ | દોઢા ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૨૪-૭-૪૦

સુવાસ કાર્યાલય,
રાવપુરા; વડોદરા.

# ગ્રાહકોને—

## યાદી

ત્રણ મહિના થયા 'સુવાસ' ત્રીજા વર્ષમાં પ્રવેશ કરી ચૂક્યું છે. એટલે જે જે ગ્રાહકોએ હજી સુધી લવાજમ મોકલાવી નથી આપ્યાં તેઓ આ અંક હાથમાં આવતાં તરત જ પોતાનું ત્રીજા વર્ષનું લવાજમ મનીઓર્ડરથી મોકલાવી આપે એવી વિનંતિ છે.

ઑગસ્ટની દશમી તારીખ સુધીમાં જે ગ્રાહકોનાં લવાજમો મનીઓર્ડરથી મળી જશે તેમને નવા વર્ષની સુંદર અને સુશોભિત પૉકેટ–'**સુવાસ ડાયરી**' ભેટ આપવામાં આવશે.

વી. પી. ની પ્રથા અમે સદંતર બંધ કરવા માગીએ છીએ. કેમકે એમાં ગ્રાહકને અને અમને બંનેને નુકશાન છે.

ગ્રાહક જો મનીઓર્ડરથી લવાજમ મોકલી આપે તો બે આનાના ખર્ચમાં જ તે લવાજમ અમને પહોંચતું કરી શકે છે. એ રીતે ૩–૪–૦ લવાજમ + ૦–૨–૦ મનીઓર્ડર–ખર્ચ મળી તેમને કુલ ૩–૬–૦નો ખર્ચ થાય છે. ને તેમાં તેઓ ડાયરીનો લાભ પણ મેળવી શકે છે.

જ્યારે વી. પી.માં—

૩–૪–૦ લવાજમ + ૦–૫–૦ વી. પી. ખર્ચ એમ ૩–૯–૦નો ખર્ચ. તે ઉપરાંતમાં ડાયરીનો લાભ પણ જતો કરવો પડે છે.

અમને પોતાને વી. પી.ની પ્રથાથી કડાકૂટ ઉપરાંત મુખ્ય નુકશાન એ છે કે જે ગ્રાહકોને નવા વર્ષે ચાલુ નથી રહેવું હોતું તેઓ અમને કંઈ જણાવતા નથી ને જ્યારે વી. પી. કરીએ છીએ ત્યારે તે પાછું ધકેલી દે છે ને અમને નાહકના ખર્ચમાં ઉતારે છે. એટલે દરેક ગ્રાહકને અમે એક જ વિનંતિ કરીએ છીએ અને તે એ કે જો ગ્રાહક તરીકે ચાલુ રહેવું હોય તો તેમણે મનીઓર્ડરથી લવાજમ તરત જ મોકલાવી આપવું. તરતમાં ન મોકલાવી શકાય ને પાછળથી મોકલાવવું હોય તો તે પ્રમાણે લખી જણાવવું. અને જો ગ્રાહક તરીકે જ કાયમ ન રહેવું હોય તો એક પોસ્ટકાર્ડમાં તરત ના લખી જણાવવી.

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજીસુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનુ સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાચવા જેવુ છે. ... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નુ ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવુ સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી - દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાંક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

— મિત્રપ્રિય

# નિયમો

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

[ અનિવાર્ય સંયોગોમાં આ અંક દશ દિવસ મોડો થયો છે, અને આવતો અંક તા. ૩૨ મી ઑગસ્ટે બહાર પડશે. તે પછી દરેક અંક નિયમિત બહાર પડશે. ]

ગમે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'નો નમૂનાનો અંક-પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે.

દરેક વિષયના લેખને આ માસિકમાં સ્થાન અપાય છે. અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય, સરળ ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઇચ્છા હશે તો, પાના દીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ'ના લેખકમંડળમાં જોડાવું જોઈએ. મંડળમાં જોડાવા માટે 'સુવાસ' પર એક સર્વાંગસુંદર લેખ જ મોકલવાનો હોય છે. દરેક લેખકને તેમનાં પ્રગટ થતા લેખની પાંચ નકલો ને 'સુવાસ'નો ચાલુ અંક મોકલાય છે.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ] વિ. સં. ૧૯૯૬ : આષાઢ [ અંક ૩

# જ્ઞાન

ચ.

**નયન** જેમ દેહનું તેજ છે, એમ જ્ઞાન એ આત્માનું તેજ છે.

નયન સ્થૂલ જગતનું દર્શન કરાવે છે, જ્ઞાન સૂક્ષ્મ તત્ત્વો સમજાવે છે. નયન શરીરની રક્ષા કરે છે, જ્ઞાન આત્માની રક્ષા કરે છે. નયનથી પ્રાણી અન્ય પદાર્થો સાથે અથડાતાં બચી જાય છે, જ્ઞાનથી એ જ પ્રાણી સંસારસાગરમાં અથડાતાં અટકે છે.

પણ જ્ઞાનનો અર્થ માનવી કેટલીક વખત અધૂરો સમજે છેઃ કેળવણી અને લાગણી જેવાં વિકાસનાં સાધનોનો પણ તે જ્ઞાનમાં સમાવેશ કરી નાંખે છે. અને પરિણામે, જ્ઞાનનું જે મહત્ત્વ છે તે જ મહત્ત્વ તે લાગણી અને કેળવણી જેવાં સામાન્ય તત્ત્વોને અર્પી દે છે.

પણ જ્ઞાનનું સ્થાન તો જીવનમાં આત્માના—ઇશ્વરી નયન તરીકે છે; જ્યારે કેળવણી એ બૌદ્ધિક વિકાસ અને સ્વાર્થસંરક્ષણનું ઐહિક સાધન છે, અને લાગણી એ હૃદયનો સહજ આવિર્ભાવ છે—જે જ્ઞાનના અભાવમાં પણ સંભવી શકે છે.

જો કે એ સાચું છે કે કેળવણી મનને વિકસાવે છે, લાગણી એ દયાનું મૂળ છે; ને વિકસેલું મન કે દયાળુ હૃદય જ્ઞાનને—આત્માના દીપકને પ્રગટાવી શકે છે, પણ સાથે જ એ પણ એટલું જ સાચું છે કે સાધન એ કોઈ પણ દિવસે સાધ્ય નથી બની શકતું. કેળવણી લઈને માનવી વિદ્વાન બની શકે છે, લાગણી વિકસાવીને તે દયાળુ થઇ શકે છે, પણ બેમાંથી એક—જ્યાંસુધી તેમની વિદ્વત્તાએ કે દયાએ તેમના આત્માને તેજથી ઝગ-ઝગતો નથી બનાવ્યો, તેમની બુદ્ધિ—શક્તિને જગતના પ્રત્યેક તત્ત્વને પરિણામમાં કલ્યાણ-વાંછુ ને સમભાવભરી દૃષ્ટિએ નીરખતાં નથી શીખવ્યું ત્યાંસુધી—જ્ઞાની નથી. વિદ્વાનને બુદ્ધિમાન તરીકે સન્માની શકાય, દયાળુને મહાત્મા તરીકે પૂજી શકાય, પણ બેમાંથી એકને જગતકલ્યાણના કે જીવન-સંશોધનના વિષયમાં અનુસરી ન શકાય.

હાથમાં દીવાસળી લઇને અંધારામાં હાડપિંજરોના મ્યુઝિયમમાં જઈ ચડેલો માનવી, દીપક પેટાવ્યા પહેલાં, જો તે બીકણ હોય તો જડ મનુષ્યાકૃતિને ચોર માની થરથર

કંપી ઊઠે છે; જો તે બહાદુર હોય તો બિચારાં હાડપિંજરો પર ધસી જઈ એમને તોડી નાંખે છે; ને ખરી વસ્તુસ્થિતિ તો બંનેને દીપક પ્રગટાવ્યા પછી જ સમજાય છે. તેમ માનવી જો દયાળુ હોય તો તે, જગતના પરિવર્તન-ધર્મ અને આત્માના વિકાસમાર્ગને સમજ્યા વિના, દર્દીની સડેલી આંગળી પર નશ્તર મૂકાતું જોઈ નબળા હૃદયનું માનવી કંપી ઊઠે તેમ, દુઃખ, દર્દ, લોહી, યુદ્ધ, હિંસા વગેરે જોઈ કંપી ઊઠે છે; જો તે વિદ્વાન હોય તો પોતાનો સ્વાર્થ સલામત રહ્યા પછી જગતના કરોડો જીવોની શી દશા થાય છે તે વિષે તટસ્થતા દાખવી શકે છે—પણ ખરી વસ્તુસ્થિતિ તો બંનેને આત્માનો દીપક પ્રગટ્યા પછી જ સમજાય છે.

કોઈ દુષ્ટ આવતીકાલે ધર્મ અને પ્રાણીમાત્રનો સંહાર કરી નાંખવાનો હોય તો પણ દયાળુ તો એ દુષ્ટનાં વણસી ગયેલા પરમાણુઓને પૃથ્વીની સાથે એકાકાર બનતાં જોઈ શકવાની પોતાના હૃદયની અશક્તિને સંતોષવાને મૌન જાળવશે, એ મૌનને પોતાની મહત્તા ગણશે. અને બુદ્ધિમાન, એવા સંયોગોમાં, જો પોતાના શરીરને કે સ્વાર્થને જરીક ઈજા પહોંચાડ્યા વિના એ દુષ્ટને દાબી શકાય તો દબાવી દેશે ને એનું સ્થાન પોતે લઈ લેશે; જો ન દાબી શકાય તો એનો મિત્ર બની જઈ આવતીકાલના ગદ્દાર અને લૂંટમાં ભાગ પડાવવા યોજના ઘડશે, ને એ પણ અસંભવિત જણાશે તો એ સંહારમાંથી પોતાને બચાવી લેવાની એ દુષ્ટ સાથે તે સંધિ કરી નાંખશે. પણ જ્ઞાની તો પોતાના સ્વાર્થ, સલામતી કે લાગણીઓને દૂર હડસેલી પ્રાણીમાત્રના કલ્યાણને યોગ્ય પગલાં લેશે.

બુદ્ધિમાન પોતાના સ્વાર્થને જુએ છે, દયાળુ પોતાના હૃદયનો વિચાર કરે છે, પણ જ્ઞાની તો એ બંનેથી પર બની ધર્મના સંરક્ષણને અને જીવમાત્રના કલ્યાણનેજ જુએ છે. આજની શાંતિના બદલામાં તે આવતીકાલની ઘોર અશાંતિ કદી ન ખરીદે; એને પોતાનો ભોગ આપ્યાથી જીવમાત્રનું કલ્યાણ કે શાંતિ સંભવિત જણાય તો તે ભોગ આપતાં—માઘની પત્ની પોતાના સ્વામીનું મન સંતોષવાને, પોતાની કે પતિની પાસે ખાવાને ટૂકડો ન છતાં, નરપતિ ભોજે બક્ષેલી બધી જ સંપત્તિ દાનમાં આપતાં જેમ અચકાણી નહોતી એમ—જરીકે નહિ અચકાય. પણ એને લાગશે કે એ ભોગથી ઉદ્દેશની સિદ્ધિ અસંભવિત છે તો તે, પોતાના શરીરને પોતાની માલિકીનું નહિ પણ ઈશ્વરી બક્ષીસ સમજી, કોઈ સૈનિક પોતાના સ્વામીની તલવારનો અંત સુધી બચાવ કરે તેમ, તે તેનો બચાવ કરશે. જગતના કલ્યાણને ખાતર તે ઝઝૂમશે, ઝઝૂમવાનું શીખવશે. શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને એ જ શીખવ્યું છે.

પણ આજની પ્રજા શ્રીકૃષ્ણના એ શિક્ષણને ભૂલી રહી છે. તે વિદ્વત્તા કે લાગણી-વશતામાં જ જ્ઞાન માનતી બની છે. તે સમજતી નથી કે જ્ઞાન એ તો ઈશ્વરી અંશ છે, આત્મા અને જીવનનું સત્ત્વ છે, પ્રભુતાનું પ્રથમ ચરણ છે. જો કેળવણી એવું જ્ઞાન હોત તો વિદ્વાનો ઉપભોગના કે પૈસાનાં પૂજારી ન હોત, લાગણી એવું જ્ઞાન હોત તો દયાળુઓ દુઃખી ન હોત. પણ બંને સ્થિતિ કાયમ છે. ને માટેજ, પરમજ્ઞાનના અજવાશ વિના, લાગણી એ વાડ વિનાની વેલ છે, હૃદયનો ઊભરો છે; કેળવણી એ ગવૈયાની પાક પરનો ખજાનો છે, સ્વાર્થ જાળવી રાખનારી કળા છે. એ ત્રણેનું સ્વતંત્ર સ્વરૂપ વિચારવાને માનવીએ સમજવું જોઈએ કે—

બુદ્ધિ–કેળવણી–વિદ્વત્તા મગજનો દીપક હોઈ શકે છે, દયા હૃદયનો દીપક સંભવી શકે છે, પણ આત્માનો–ઈશ્વરનો કે જગતનો દીપક તો જ્ઞાન છે.

---

## તારે, પ્રભો !

[ ઉપજાતિ ]

'નૌતમ'

તારે, પ્રભો ! આમ ઘડીક આપી
પાછું જ જો ઝૂંટવી લેવું'તું તો
આપ્યું જ કહે શેં અમ રંકને એ ?
એથી ભલુ લાખ વસા કદી યે
દીધું જ ના હોત કશું અમોને !
મ્હોરી ન મ્હોરી અભિલાષ મંજરી
ત્યાં કાળ ફૂંકે મુરઝાવી કાં તેં ?
અપ્રાપ્યની અંતર મુગ્ધ - ઝંખના
કે પ્રાપ્તિ-ઉલ્લાસ અપૂર્વ જીવને
એકે ય સંપૂર્ણ મળ્યુ ન માણવા !



## ઝૂલો મધુરો

મૂળજીભાઈ પી. શાહ

ત્હારી લહરીનો ઝૂલો મધુરો :
ઓ સાગર ! ત્હારી લહરીનો ઝૂલો મધુરો.
હૈયે ઝૂલવાનો ભાવ છે પરો :
ઓ સાગર ! ત્હારી લહરીનો ઝૂલો મધુરો.

બાળને માતા જેવી ઝૂલાવે, સોહામણાં ગાતી ગીત;
મુજને એવી રીતથી રંગે, ઝૂલાવજે આણી પ્રીત.
ઓ સાગર !

આરોહ ને અવરોહ થાતાં, ડોલશે મ્હારું શરીર;
મોજ એ મીઠી માણીશ હું તો, મહેરામણ ! ધીર ગંભીર !
ઓ સાગર !

શંખ ને છીપલાં આપજે મુજને, ખેલવા બાળક પેર;
આપજે કોઈ મોતી અનોખું, પ્રગટે જ્યોતિની સેર.
ઓ સાગર !



## ભ્રમણ

રમણલાલ ભટ્ટ

જન્મતાં મૃત્યુની છાયા, વિકાસે ખરવું રહ્યું;
મરે ના કદીએ આત્મા, મૃત્યુ સ્થૂળ શરીરનું.
થવું અદૃશ્ય ત્યારે તરત ક્યાંક જન્મવું,
નિઃસીમ એ ભ્રમણોમાં હશે બાપુ ! વિરામવું.

હિંદુ પ્રજાનો છેલ્લો જ્યોતિર્ધર–સમ્રાટ

# મહાન પૃથ્વીરાજ

ચીમનલાલ સંઘવી

હિંદના ઈતિહાસમાં એક એવો યુગ આવી ગયો છે કે જ્યારે મુસ્લીમ લેખકોએ હિંદુ રાજાઓ અને ઋષિજનોને બદનામ કરવામાં બાકી નથી રાખી. હિંદ પર મુસ્લીમ શાસનનો પંજો જામતાં એ બદનામીનો પ્રચાર થવા લાગ્યો ને કેટલાક અણીણી બારોટોએ એવી સાચી–ખોટી બદનામીઓને રોમાંચક સ્વરૂપે કાવ્યોમાં ગૂંથવા માંડી. તેમણે હેમચન્દ્રાચાર્યને ને કુમારપાળને મરતાં મુસલમાન દર્શાવ્યા. ઇક્ષ્વાકુ, રઘુ ને રામના સમોવડિયા મહાન પૃથ્વીરાજને તેમણે વિલાસી ને બાયલો ચીતર્યો. અંગ્રેજ ઈતિહાસકારોને હિંદુઓની એ બદનામી રુચતી હોઈ તેમણે સત્તાવાર પ્રાચીન પ્રમાણો તપાસી જવાને બદલે એ રોમાંચક કવિતોમાંથી જ ઈતિહાસ[1] રચી કાઢ્યો. હિંદી પ્રજા પોતાની જ બદનામીની એ ખોટી કલકગાથાઓને ઈતિહાસ ગણીને ગોખવા માંડી. ને પરિણામમાં એનું જાતિ–અભિમાન આજે ઓગળી રહ્યું છે.

હેમચન્દ્રાચાર્ય ને કુમારપાળના મુસ્લીમીકરણની વિરૂદ્ધમાં એટલાં નક્કર પ્રમાણો છે કે એ વિધાનો આજે હાસ્યાસ્પદ ઠરી ચૂક્યાં છે. પણ પૃથ્વીરાજ સંબંધમાં હજી જોઈએ એટલો ઊહાપોહ નથી થયો. ગુજરાતી–અને કદાચ હિંદી પણ–પ્રજાનો મોટો ભાગ હજી એવો છે કે જે સંયુક્તા–પૃથ્વીરાજના પ્રેમપ્રસંગો, જયચંદ્ર–પૃથ્વીરાજનું સગપણ, ભીમદેવ–પૃથ્વીરાજનું યુદ્ધ કે પૃથ્વીરાજની વિલાસપ્રિયતાનાં વિધાનોને ખરેખર સાચાં માનતો હોય. આ ભ્રમને દૂર કરવો એ હિંદુ સંશોધકોની પ્રથમ ફરજ છે.

પચીશ વર્ષ પૂર્વે પૃથ્વીરાજ સંબધી કંઈ પણ કહેવું હોય તો ચંદ બારોટના 'પૃથ્વીરાજ રાસો'ને આગળ ધરવામાં આવતો. ચદ બારોટ પૃથ્વીરાજનો સમકાલીન હોઈ અને તેના નામ પર ચડાવાયલો રાસો એક લાખ શ્લોક ઉપરાંતની રસિક કૃતિ હોઈ તેને ગપગોળો કહેવાની ઘણાની હિંમત ન ચાલતી. પણ તે પછી શિલાલેખો, તામ્રપત્રો અને પ્રાચીન અને પ્રમાણભૂત સંસ્કૃત–પ્રાકૃત ગ્રન્થો જેમ જેમ પ્રકાશમાં આવતા ગયા અને એ પ્રકાશમાં 'પૃથ્વીરાજ રાસો'ની અનેક હકીકતો જેમ જેમ સત્યથી વેગળી અને ઢંગધડા વગરની જણાવા લાગી તેમ તેમ વિદ્વાનોનો વિશ્વાસ 'પૃથ્વીરાજ રાસો' પરથી કમી થવા લાગ્યો. આજે તો એ રાસો સત્તરમી કે અઢારમી સદીના કોઈક કલ્પનાવિહારી બારોટની બનાવટજ[2] લેખાય છે. આમ છતાં, હિંદુ પ્રજાનાં એ કમભાગ્ય છે કે, તે હજી પણ પોતાના મહાનમાં મહાન ભૂપતિને કોઈ અણીણીએ ચીતરેલા સ્વરૂપમાંજ નીરખે છે.

---

૧. 'રાસમાળા', 'રાજસ્થાનનો ઈતિહાસ', 'Travels in Western India'–વગેરે.

૨. વિગતવાર પ્રમાણો માટે જુઓ પૃ. ૧૦૨–૧૦૩.

'પૃથ્વીરાજ રાસો' અને તેના આધારે રચાયલ 'भारतवीररत्नमाला', 'संयुक्तास्वयंवर', 'રાસમાળા', 'રાજસ્થાનનો ઇતિહાસ' અને તે ઉપરાંત ઓગણીસમી-વીસમી સદીના અનેક કાવ્યો, નાટકો કે વાર્તાઓમાં પૃથ્વીરાજનુ ચરિત્ર મુખ્યત્વે નીચે પ્રમાણે ગૂથાયુ છે—

દિલ્હીપતિ અનગપાળને કમળા અને રૂપસુંદરી નામે બે પુત્રીઓ હતી મોટી તેણે પોતાના મિત્ર અને સહાયક અજમેરપતિ સોમેશ્વર વેરે પરણાવી ને નાની કનોજપતિને આપી કમળાએ પૃથ્વીરાજને જન્મ (૧૧૧૫ ના વૈશાખ વદમા-ગુરુવારે) આપ્યો, રૂપસુંદરીએ જયચદ્રને. પુત્રહીન અનગપાળ વૃદ્ધ થતા તેણે દિલ્હીની ગાદી પોતાના મોટા દૌહિત્ર પૃથ્વીરાજને આપી (૧૧૩૮ના માગસર સુદ પાચમે). ને પોતે સંન્યસ્ત સ્વીકારી બદરિકાશ્રમ જઈ રહ્યા. જયચદ્ર પૃથ્વીરાજને મળેલા આ પ્રભુત્વના કારણે ઈર્ષાથી બળવા લાગ્યો

આ સમયે આબૂના પરમાર રાજા સલખને ઇચ્છનકુમારી નામે એક સ્વરૂપવતી પુત્રી હતી. ગૂર્જરપતિ ભીમદેવ બીજો એ ઇચ્છનકુમારીને પોતાની પ્રિયતમા બનાવવા ઈચ્છતો હતો, પણ સલખ ને તેનો કુમાર જૈતરાવ એ સગપણની વિરુદ્ધ હોઇ તેમણે ઇચ્છનકુમારીનો વિવાહ પૃથ્વીરાજ સાથે કરવાનો મનસૂબો ધર્યો ને ગૂર્જરપતિ સામે પૃથ્વીરાજની મદદ માગી. પૃથ્વીરાજ તરત દોડી આવ્યો પણ ભીમદેવની પ્રચડ સેનાએ આબૂ સર કર્યું. તેમા સલખ મરાયો તે પછી પૃથ્વીરાજે ચદ બારોટની અદ્‌ભુત મદદથી ભીમદેવને પાછો પાડયો ને સલખના પુત્ર જૈતરાવને આબૂની ગાદી સોપી તે દિલ્હી ગયો. ત્યા તેણે પાછળથી ચડી આવનાર શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો તેણે ઇચ્છનકુમારી વેરે લગ્ન કર્યાં ને જયચન્દ્ર વેરે પરણનારી દેવગિરિની કુમારી શશિવ્રતાને પણ તે પરણી બેઠો જયચન્દ્રે આથી ક્રોધે ભરાઈ ગીઝનીપતિ શાહબુદ્દીનને પૃથ્વીરાજ સામે ફરી મદદ આપી પણ શાહબુદ્દીનને માર ખાઈને પાછા ફરવુ પડયુ.

પૃથ્વીરાજને દિલ્હીમા રોકાયલ જોઇ ભીમદેવે અજમેર પર હલ્લો કર્યો ને પૃથ્વીરાજનો પિતા તે યુદ્ધમા હણાઇ ગયો પૃથ્વીરાજ તરતજ ૬૪૦૦૦ સૈનિકો સાથે ગુજરાત પર ધસી આવ્યો તેણે ચદ બારોટને પાવડો, નીસરણી, દીવો વગેરે લઈ ભીમદેવની સભામા મોકલ્યો. ભીમદેવે પૃથ્વીરાજનુ આધિપત્ય ન કબૂલ્યું ને એક લાખ સૈનિકો સાથે તે યુદ્ધ માટે સજ્જ બન્યો એ યુદ્ધમા ચદ બારોટે અદ્‌ભુત પરાક્રમ દર્શાવ્યુ ને ભીમદેવ તે પ્રસગે હણાઇ ગયો

પૂર્વના વિજયપુર નામે રાજાની પદ્માવતી નામની કન્યાએ પૃથ્વીરાજ પર વારી જઇ તેને પોપટ દ્વારા પ્રેમસદેશ મોકલ્યો ને પૃથ્વીરાજ ત્યા જઇ તેનુ હરણ કરી લાવ્યો તે પ્રસગે પાછા ફરતા પૃથ્વીરાજે મહોબા નગર કબજે કર્યું તેણે ગિરિદુર્ગ જીતીને ત્યાની રાજકુમારી હસાવતી સાથે લગ્ન કર્યું

સન્યાસી અનંગપાળને આ અરસામા ફરી ભૂપતિ બનવાની લાલસા થઇ આવી તેમણે પૃથ્વીરાજને કહાવ્યું કે, 'કા તો તું બદરિકાશ્રમ આવી જા નહિતર દિલ્હીની ગાદી મને સોપ ' પૃથ્વીરાજે આ કહેણ સામે ધ્યાન ન આપતા અનગપાળે શાહબુદ્દીન ઘોરીની મદદ સાથે પૃથ્વીરાજ પર ચડાઇ કરી. પણ મત્રી કૈમાસની મદદથી પૃથ્વીરાજે એ બંનેને હરાવ્યા. અનગપાળને તેણે માનથી દિલ્હીમા રાખ્યો અને શાહબુદ્દીનને દંડ લઇ જવા દીધો અનગપાળ એકાદ વર્ષ દિલ્હીમા ગાળી પાછો બદરિકાશ્રમ સિધાવ્યો.

કનોજપતિ જયચન્દ્રને પૃથ્વીરાજ પર અનેક કારણે વૈર હોઇ તેણે શાહબુદ્દીનને પૃથ્વીરાજને જીતવા અનેકવાર ઉશ્કેર્યો. હવે તેણે પોતાની પુત્રી સયુક્તાનો સ્વયવર રચ્યો ને તેમા પૃથ્વીરાજને દ્વારપાળ તરીકે કહેણ મોકલ્યું પૃથ્વીરાજ ન આવતા બારણામા પૃથ્વીરાજનું પૂતળું ગોઠવાયું પણ સયુક્તાએ પોતાની માળા એ પૂતળાના ગળામા પરોવી ને ગુપ્ત રીતે ત્યા આવી પહોચેલ પૃથ્વીરાજ આ પ્રસગ જોતાજ સયુક્તાને ઉપાડી ગયો (૧૧૫૧) જયચન્દ્ર ચીડાઈને પાછળ પડયો પણ છેવટે તે હારીને પાછો ફર્યો.

આ પછી પૃથ્વીરાજ સયુક્તા સાથે વિલાસમા પડી ગયો તેણે ઈર્ષાળુઓની ભભેરણીથી સેનાપતિ ચામુંડરાયને કેદ કર્યો ને પોતાના વેશ્યાવિહારી મત્રી કૈમાસનો તેણે વધ કર્યો તેને પ્રેમનગરમાજ વસતો જોઇ ચંદ બારોટ ને સામતરાજ હાહૂલીરાય તેને પોતાની ફરજ સમજાવવા ગયા ને પૃથ્વીરાજે હાહૂલીરાયને સખ્ત સજા કરી હાહૂલીરાય ક્રોધે ભરાઇ શાહબુદ્દીનને શરણે ગયો. તેના ને જયચન્દ્રના પ્રોત્સાહનથી શાહબુદ્દીન ફરી ચડી આવ્યો. આ છેલ્લા યુદ્ધમા પ્રેમપાશમા વીંટળાયલા પૃથ્વીરાજે પણેજ મોટો ભાગ

લીધો ને તેનો બનેવી ચિત્તોડપતિ સમરસિંહ એ યુદ્ધમા હણાઈ ગયો. શાહબુદ્દીન પૃથ્વીરાજને કેદ કરી, તેને આંધળો બનાવી, ગીઝની લઈ ગયો.

ચંદ બારોટ હવે ગીઝની પહોંચ્યા. ત્યા તેમણે પૃથ્વીરાજની અદ્‌ભુત બાણવિદ્યા વખાણતા શાહબુદ્દીન સાત તાવડા વીંધી નાખનારો પૃથ્વીરાજનો બાણપ્રયોગ જોવા બેઠા. તેમાં પૃથ્વીરાજે ચંદના શબ્દસંકેતથી શાહબુદ્દીનને વીંધી નાખ્યો ને પછી બને મિત્રો પરસ્પર કપાઇ મૂઆ.

ઉપરની હકીકત એકંદરે રસિક છે. પણ તેને ઇતિહાસ કે સત્ય સાથે કશોજ સંબંધ નથી એ સહેજે પુરવાર થઇ શકે એમ છેઃ

૧. ચંદ પૃથ્વીરાજને અગ્નિવંશી તરીકે ઓળખાવે છે, જ્યારે ખરી રીતે તે સૂર્યવંશી હતો.[1]

૨. ચંદ પૃથ્વીરાજની મા તરીકે દિલ્હીપતિ અનંગપાળની પુત્રી કમળાને કહે છે. ખરી રીતે તેની મા ચેદીની રાજકુમારી કર્પુરાદેવી[2] હતી.

૩. ચંદ જણાવે છે કે, અનંગપાળે પૃથ્વીરાજને દિલ્હી આપ્યું હતું. પણ દિલ્હી તો પૃથ્વીરાજના મોટા કાકા વિગ્રહરાજે જીતેલું[3] છે ને અનંગપાળના સમયમાં પૃથ્વીરાજનો તો શું, પણ પૃથ્વીરાજના બાપનો પણ જન્મ ન્હોતો થયો.[4]

૪. ચંદ પૃથ્વીરાજનો જન્મ સંવત ૧૧૧૫ ને તેનો વધ ૧૧૫૮ માં મૂકે છે. પણ સંવત ૧૨૧૦ થી ૧૨૩૫ સુધીના પૃથ્વીરાજના પૂર્વજોના શિલાલેખો[5] મળે છે. ૧૨૦૭ માં કુમારપાળે જે અજમેરપતિ અર્ણોરાજ[6]ને હરાવ્યો તે પૃથ્વીરાજનો દાદો થતો. પૃથ્વીરાજના પોતાના પણ ૧૨૩૯[7]ના ને ૧૨૪૪[8]ના શિલાલેખ મળે છે. અનેક તામ્રપત્રો, શિલાલેખો ને 'પૃથ્વીરાજ રાસો' સિવાયના બીજા પ્રમાણભૂત ગ્રન્થોના આધારે પૃથ્વીરાજનો રાજકાળ ૧૨૩૬ થી ૧૨૪૮ ઠરે[9] છે.

૫. ચંદ ચંદ્રાવતી–આબૂના રાજા તરીકે સલખ અને તે પછી જૈતરાવને ઓળખાવે છે અને ગુજરાત સાથેના યુદ્ધમાં તેમણે પૃથ્વીરાજની મદદ માગી હોવાનું જણાવે છે. પણ પૃથ્વીરાજનો કાકો (વિગ્રહદેવ), પૃથ્વીરાજનો પિતા (સોમેશ્વર), પૃથ્વીરાજ પોતે ને તેના પુત્રના સમય પર્યન્ત આબૂ–ચંદ્રાવતીમાં તો પરમ રાજયોગી ધારાવર્ષદેવ(૧૨૨૦ થી ૧૨૭૬)નું શાસન ચાલતું[10] હતું. તે ગૂર્જરપતિનો ખંડિયો રાજા હતો.[11] ગુજરાતને સપાદલક્ષ (શાકંભરી–અજમેર) સાથે પણ મિત્ર સંબંધ હતો. ગૂર્જરપતિ કુમારપાળે (૧૧૯૯થી ૧૨૩૦) કોંકણ પર ચડાઈ કરેલી ત્યારે ધારાવર્ષદેવે ને પૃથ્વીરાજના પિતા સોમેશ્વરે તેને તેમાં મદદ[12] કરેલી. ધારાવર્ષદેવનો ભાઈ પ્રહ્લાદન[13] પણ ગુજરાત સાથે એટલીજ મિત્રાચારીથી સંકળાયો હતો.

---

૧. काकुत्स्थमिक्ष्वाकुरघू च यद्दधत् पुराभवत् त्रिप्रवर रघोः कुलम्—पृथ्वीराजविजय ; हम्मीर महाकाव्य—सर्ग–१.

૨. हम्मीर महाकाव्य; राजपूतानेका इतिहास (गौ. ही. ओझा.)

૩. દિલ્હીનો શિવાલિક–સ્તૂપ. ૪. જુઓ ફૂ. નો. ૫–૧૬.

૫. ૧૨૧૦નો વિગ્રહરાજ (પૃથ્વીરાજનો કાકો)નો અજમેરનો શિલાલેખ; ૧૨૨૦નો વિગ્રહરાજનો દિલ્હીનો શિવાલિક સ્તૂપ. ૧૨૩૪નો આવલદ (ઉદયપુર)નો સોમેશ્વર (પૃથ્વીરાજનો પિતા)નો શિલાલેખ

૬. ચિત્તોડનો શિલાલેખ. ૭. મદનપુરનો શિલાલેખ. ૮. વિશાલપુરનો શિલાલેખ.

૯. राजपूतानेका इतिहास.

૧૦, ૧૧. આબૂનો સંવત ૧૨૬૫ નો શિલાલેખ.

૧૨. राजपूतानेका इतिहास. पृथ्वीराजविजय महाकाव्य.

૧૩. આ પ્રહ્લાદનદેવ મહાકવિ, યશસ્વી કલાકાર ને સમર્થ સેનાપતિ હતો. સોમેશ્વરની 'કીર્તિકૌમુદી' માં ને લુણવસહીની પ્રશસ્તિમાં તેના કીર્તિગાન ગાવામાં આવ્યા છે. તેણે પાર્થપરાક્રમવ્યાયોગ નામે નાટક લખેલું છે–જે ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝમાં પ્રગટ થયું છે. તેણે પોતાના નામ પરથી પ્રહ્લાદનપુર–પાલનપુર વસાવેલું.

ગુર્જરપતિ અજયપાળ (૧૨૩૦થી ૧૨૩૩) ને મેવાડના સામંતસિંહ સાથે યુદ્ધ થયું ત્યારે પ્રહ્લાદને ગુજરાતનો બચાવ[૧૪] કરેલો.

૬. ચંદ પૃથ્વીરાજને પોતાના શાસનની શરૂઆતમાંજ એક કન્યા સબંધમાં ગુર્જરપતિ ભીમ સાથે યુદ્ધ થયાનું જણાવે છે ને યુદ્ધમાં ભીમદેવનો વધ વર્ણવે છે. પણ પૃથ્વીરાજના શાસનની શરૂઆતમાં ભીમદેવની વય ત્રણ વર્ષની છે અને પૃથ્વીરાજનો વધ થઇ ગયા પછી પણ તેણે ૪૦ વર્ષ (૧૨૩૫ થી ૧૨૯૮)[૧૫] પર્યન્ત રાજસત્તા ભોગવી છે એ જોતાં ઉપરનાં બંને વિધાનો પાયા વિનાનાં ઠરે છે.

૭. ચંદ પૃથ્વીરાજની જેમ કનોજપતિ જયચન્દ્રને પણ દિલ્હીપતિ અનગપાળનો દૌહિત્ર જણાવે છે. પણ અનગપાળે સંવત ૧૧૦૫ માં દિલ્હી[૧૬] વસાવેલુ જ્યારે જયચન્દ્ર ૧૨૨૬માં –કુમારવયે કનોજની ગાદીએ બેઠેલો[૧૭] છે.

૮. ચંદ મેવાડપતિ સમરસિંહને પૃથ્વીરાજનો બનેવી કહે છે ને શાહબુદ્દીન સાથેના છેલ્લા યુદ્ધમાં તેનું મૃત્યુ અને તે મૃત્યુના કારણે પૃથ્વીરાજ અને પૃથા (પૃથ્વીરાજની બહેન ને સમરસિંહની પત્ની)નો હૈયાફાટ શોક વર્ણવે છે, જ્યારે સમરસિંહ તો પૃથ્વીરાજના વધ પછી સો વર્ષ પછી થયો છે તેણે ૧૩૩૦ થી ૧૩૫૮ પર્યન્ત મેવાડની ગાદી ભોગવી છે.[૧૮] પૃથ્વીરાજના સમયમાં તો મેવાડમાં સામતસિંહ[૧૯] રાજ્ય કરતો હતો–જેને પ્રહ્લાદનદેવની મદદથી ગુર્જરપતિ અજયપાળે હરાવેલો.

૯. ચંદ ઉદયાદિત્ય પરમાર (માળવપતિ ?)ને પૃથ્વીરાજનો મિત્ર ને મદદગાર કહે છે. જ્યારે માળવા તો પૃથ્વીરાજના શાહબુદ્દીન સાથેના યુદ્ધપ્રસંગે તટસ્થ[૨૦] રહ્યુ છે ને ૧૨૪૯માં ત્યાં વિજયવર્મા (વિન્ધ્યવર્મા)[૨૧] નામે રાજા રાજ્ય કરતો હતો.

૧૦. ગોહિલે પીરમ લીધા સંબધી ચંદે ગુણગાન ગાયાં છે જ્યારે પીરમનો કબજો તો ગોહિલો ચંદના મરી ગયા પછી પણ સો વર્ષ સુધી નથી લઈ શકયા.[૨૨]

૧૧. 'પૃથ્વીરાજ રાસો'મા ૧૬૭૭ માં ચિત્તોડપતિએ દિલ્હીપર કરેલા આક્રમણની વિગત આપવામાં આવી છે—જે તેની અર્વાચીનતાનું એક સબળ પ્રમાણ છે.

ઉપરની દલીલો જોતાં સહેજે સમજી શકાય તેમ છે કે પૃથ્વીરાજના સમકાલીન બારોટ ચંદના નામ પર ચડાવાયલો 'પૃથ્વીરાજ રાસો' એ એક અર્વાચીન કૃતિ છે ને કોઈ કલ્પના-વિહારી રસિક બારોટે બારોટોનું મહત્ત્વ વધારવાને એની રચના કરેલી છે. ચંદે પોતે એવો કોઈ રાસો રચ્યો હોય કે કેમ એ એક પ્રશ્ન છે પણ આ આખી કૃતિ કે એનો મોટો ભાગ

૧૪. આબૂનો સવત ૧૨૬૫ નો શિલાલેખ. ૧૫. ગુર્જરેશ્વરોના મત્રીઓ (લા. ભ. ગાંધી). Historical Inscriptions of Gujrat–part II.

૧૬. દિલ્હીનો લોહપાટ-લેખ. ૧૭. કનોજનું દાનપત્ર. (સી. મેબેલ ડફ કૃત–'Indian Chronology.')

૧૮, ૧૯. राजपूतानेका इतिहास આબૂનો શિલાલેખ.

૨૦. ૨૧. યવનોને આખા હિંદ પર પથરાયેલા જોઇ શાંતિને ખાતર ૧૨૪૯ મા માળવામાં જઈ પહોચેલા પંડિત આશાધરની નોંધ.

૨૨. રાસમાળા.

ચંદનો નથી એ તો નિર્વિવાદ છે. આ કૃતિમાં પૃથ્વીરાજ એક સમર્થ સમ્રાટને બદલે રસભર્યું રમકડું બની જાય છે. જે હિંદુ વીરે સાતસાત વાર યવનરાજને પોતાના પંજામાંથી જવા દીધો તે જ વીર તે યવનરાજને કપટથી મારે; જે વીરે અતુલ પરાક્રમોથી ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને મધ્યહિંદનું સમ્રાટપદ પ્રાપ્ત કર્યું ને ખડે પગે હિંદુપ્રજાનું સંરક્ષણ કરતો રહ્યો તે વીર પ્રેમમંદિરમાં પ્રવેશતાં પોતાનો ક્ષાત્રધર્મ પણ વીસરી જાય; રાજાઓ સાથેના વ્યવહારમાં તે પાવડો, નીસરણી કે દીપકનો ઉપયોગ કરે—એ બધું બારોટને મન રોમાંચક હશે, પણ પૃથ્વીરાજને તો એનાથી કલંકજ ચોટે છે. ને મી. મુનશીએ ગુજરાતની નવલકથાઓમાં જેમ અગ્યારમી, બારમી ને તેરમી સદીમાં જીવી ગયેલાં જુદાં જુદાં પાત્રોને સગપણથી સાંકળી દીધાં છે તેમ આ રાસકારે પણ અગ્યારમી, બારમી, તેરમી ને ચૌદમી સદીમાં થઈ ગયેલાં પાત્રોને ઇચ્છા પ્રમાણે એકજ યુગમાં સાંકળી લીધાં છે.

આ સ્થિતિમાં પૃથ્વીરાજના જીવન માટે આ રાસા સામે નજર દોડાવવી એ એક ભયંકર ઐતિહાસિક ગુન્હો લેખાય. ને પૃથ્વીરાજની મહત્તા નીરખવાને રાસા સિવાય પણ આપણી પાસે, પ્રગટ થયેલમાં, 'પૃથ્વીરાજ વિજય'ને 'હમ્મીર મહાકાવ્ય' એ બે મુખ્ય ગ્રન્થો છે. તે ઉપરાંત અનેક પ્રગટ—અપ્રગટ ગ્રન્થોમાંથી સપાદલક્ષ ને એના રાજવંશ સંબંધી છુટક છુટક હકીકતો મળી આવે છે. એ બધા ઉપરથી પૃથ્વીરાજ ને તેના પૂર્વજોનું સ્વતંત્ર ને તેજોમય વ્યક્તિત્વ સહેજે સમજી શકાય તેમ છેઃ

રાજપૂતાનામાં સપાદલક્ષ, શિવાલિક, શાકંભરી, સાંભર, સવાઈલકખ, સવોલક્ષ, અજમેર કે રણથંભોરના નામે ઓળખાતો એક સમૃદ્ધિસંપન્ન ને વિશાળ પ્રાન્ત છે. આમાંનાં કેટલાંક નામ તે પ્રાન્તમાં આવેલ શિવાલિક[1] પર્વતને આભારી છે જ્યારે શાકંભરી, અજમેર ને રણથંભોર એ પ્રાન્તનાં ભિન્ન ભિન્ન સમયનાં પાટનગર હોઈ કેટલીક વખત તે નામે પણ આખો પ્રાન્ત ઓળખાતો.

બારમી સદીના ત્રીજા ચરણમાં ત્યાં પૃથ્વીરાજ[2] નામે સૂર્યવંશી રાજાનું શાસન ચાલતું. રણથંભોર તેનું પાટનગર હતું. તે રાજાએ મલધારી અભયદેવસૂરિની પ્રેરણાથી પોતાના પાટનગરમાં જૈન મંદિરપર સૂવર્ણ કળશ સ્થાપેલો.[3]

પૃથ્વીરાજની પછી તેનો પુત્ર અજયરાજ[4] (સલ્હણ) સપાદલક્ષની ગાદીએ આવ્યો. (૧૧૮૬ થી ૧૧૯૬). તેણે માળવા જીત્યું ને સોમલેખા નામે રાજકન્યા વેરે લગ્ન કર્યાં. ૧૧૮૬ માંજ તેણે અજમેર[5] વસાવી તેને પોતાનું પાટનગર બનાવ્યું. તેણે હિંદમાં પ્રગતિ સાધતા મુસલમાનોને સખત શીકસ્ત આપેલી.[6] તેની રાજસભામાં ધર્મઘોષસૂરિએ નામાંકિત દિગંબર વાદી ગુણચંદ્ર સાથે વાદ કરી તેને પરાજિત બનાવેલો.[7]

[ અનુસંધાન પૃ. ૧૨૨

---

૧. 'રાસમાળા'મા જણાવ્યા પ્રમાણે સંપાદલક્ષ એ નામ સવાલાખ ગામ ઉપરથી પડ્યું છે, પણ તે હકીકત સત્યથી વેગળી જણાય છે.

૨. સપાદલક્ષના ચૌહાણરાજવંશમા મહાન પૃથ્વીરાજ એ પૃથ્વીરાજ ત્રીજા તરીકે ઓળખાય છે. તેની પૂર્વે બે પૃથ્વીરાજ થઈ ગયા છે. તેમાં આ પૃથ્વીરાજ પહેલો છે.

૩. પાટણ-ભંડાર-ગ્રન્થસૂચિ (ગા. ઓ. સી. સંપાદક: લા. ભ. ગાંધી.)

૪. ૫. Indian chronology. ૬. राजपूतानेका इतिहास. ૭. પાટણ-ભંડાર-ગ્રન્થસૂચિ.

# આખ્યાન–યુગનો સમાજ

નાગકુમાર મકાતી

આખ્યાનો વિક્રમની સત્તરમી અને અઢારમી સદીમાં મોટી સંખ્યામાં લખાયાં છે. સારા આખ્યાનકારો આ બે સૈકાઓમાં જ મુખ્યત્વે પાક્યા છે. વિષ્ણુદાસ, શિવદાસ, હરિદાસ, વસ્તો, ગોપાલદાસ, વચ્છરાજ, મધુસૂદન વ્યાસ, પ્રેમાનંદ, શામળ, વલ્લભ, વીરજી, રત્નેશ્વર રતનજી, કાલિદાસ વગેરે જાણીતા લેખકોએ આ સમયમાં જ સુંદર આખ્યાનફાલ આપ્યો છે. તેથી આ લેખના હેતુ માટે આ બે સદીઓ વચ્ચેના ગાળાને આપણે આખ્યાન યુગ કહીશું.

કોઈ પણ દેશના સાહિત્યમાં, પછી તે ગદ્ય હોય કે પદ્ય, તે તે દેશનું, તે તે સમાજનું અને તે તે સમયનું પ્રતિબિંબ અવશ્ય પડે છે. કવિ પોતે અમુક યુગમાં જન્મેલો હોવાથી, તેની સ્વપ્રતિભા ગમે તેવી હોય, તેના વિચારો અને ભાવનાઓ ગમે તેટલાં ઉન્નત હોય, તે યુગના સંસ્કારો તેના ઉપર પડ્યા સિવાય રહેતા નથી. જે વાતાવરણમાં તે ઊછર્યો છે અને જે સમયના આદર્શો તેની દૃષ્ટિ સમીપ મૂકવામાં આવ્યા છે તેનાથી તે મુક્ત રહી શકતો નથી. રેનન લખે છે કે "one belongs to one's country and race even when one reacts against one's country and race". પ્રજા સમસ્તના જીવનમાં ઉલ્લાસ અને નૈરાશ્યના પ્રસંગો આવે છે, જ્ઞાન અને ક્રિયાનાં ત્રાજવાં ઊંચાંનીચાં થાય છે; શ્રદ્ધા અને અંધશ્રદ્ધાના વાયરા વાય છે, આદર્શોની ઝલક સતેજ અને ઝાખી થાય છે; કદી અશ્રદ્ધાનાં તો કદી ઝનૂનનાં પૂર ઊલટે છે. આ સર્વની જાડીપાતળી રેખાઓના દર્શન સાહિત્યમાં અને સાહિત્યકારમાં થાય છે.

આખ્યાનો પણ પોતાના સમયનું પ્રતિબિંબ યથાયોગ્ય રીતે પાડે છે. તે વખતના સમાજના આદર્શો, ભાવનાઓ, શોખો–ટૂંકમાં તેના સારાય માનસના સ્પષ્ટ પડઘા આખ્યાનમાં સંભળાય છે.

આ યુગ રાજકીય દૃષ્ટિએ ગુજરાત માટે અશાંતિનો હતો. મોગલાઈ, પેશ્વાઈ અને મરેઠી અંધાધૂંધીમાથી ગુજરાત પસાર થતુ હતું. ધર્માન્તર, અપહરણ, બળાત્કાર, જોરજુલમ વગેરેના નાદો વારંવાર કર્ણગોચર થતા હતા. દેશની અરાજકતા અને જીવનની અસ્વસ્થતાથી સંસ્કૃત સાહિત્ય સાથેનો જનતાનો પરિચય લુપ્ત થવા લાગ્યો હતો. તંદુરસ્ત સમાજજીવનમાં જે ઓજસ્, રસ, વિદ્યાપ્રેમ વગેરે હોવાં જોઇએ તે ઊડી ગયાં હતાં.

સામાન્ય રીતે રાજ્યક્રાન્તિ અને ધર્મક્રાન્તિના પ્રસંગોએ ધર્મના ટકાવ અર્થે આચાર ક્રિયા પર વિશેષ ભાર મૂકાય છે. કેટલીક વખત પરિણામ એવું આવે છે કે લોકોમાં અંધશ્રદ્ધા પ્રવર્તે છે. સામાન્ય વિચારશક્તિનુ પણ જનતામાં દેવાળું ફૂંકાય છે. આખ્યાનયુગમાં કંઈક આવું જ બન્યું છે. આખ્યાનોએ અને આખ્યાનકારોએ, પોતાની ફરજ ચૂકી, સમાજની અંધશ્રદ્ધા દૂર કરવાને બદલે તેને પુષ્ટિ આપી છે. વળી આખ્યાનોથી, માણભટોને ઉદરનિર્વાહ

મળતો હોઈ, તેનો જેમ વધારે પ્રચાર થાય તેમ તેમને માટે ફાયદાકારક હતું. લોકો આખ્યાનો સાંભળવા રસથી કે અંધશ્રદ્ધાથી પ્રેરાય તેવા બધા પ્રયત્નો તેઓ કરતા. તેથી આખ્યાનમાં તાવ ઉતારવાની દવાનો, જાદુનો કે ટુચકાનો ગુણ છે એમ પ્રતિપાદન કરી આખ્યાનકારો અભણ જનતાની અંધશ્રદ્ધાને દ્વિગુણિત કરતા; લોકો પણ આ હકીકત પ્રત્યે શ્રદ્ધા ધરતા.

આમ આખ્યાનયુગનુ એક મુખ્ય લક્ષણ અંધશ્રદ્ધા છે. થોડાં ઉદાહરણો જોઇએ. 'ઉખાહરણ' જેવા પ્રેમાનંદના ઉત્તમ આખ્યાનના અંત ભાગમાં લખ્યું છેઃ

" ઓખાહરણ જે સાંભળે, અત્તર આણી વહાલ,
કષ્ટ હોયે જ્વરતણું, મુકશે તેનો ખયાલ. "

કવિ શામળ પણ 'શિવપુરાણ'ને ટુચકારૂપ બનાવી દે છેઃ

" એહ ગ્રંથ જે સાંભળે, આણી મનમાં ભાવ;
ટાઢો, ઉનો, ચોથિયો, સ્વપ્ને ન ચઢે તાવ.
એહ ગ્રંથ જે સાંભળે, પુરણ થઈ પ્રસન્ન;
પુણ્ય ચાંદ્રાયણ વ્રતનું, ને રેવાનું દર્શન. "

કેટલીક વખત આ અંધશ્રદ્ધા જનતાને અનીતિને માર્ગે લઇ જવામાં સહાયક બને છે. દાખલા તરીકે 'અજામેલાખ્યાન'માં દયારામ ભગવાન્-માહાત્મ્ય વર્ણવતાં, અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્ય પણ કબૂલ કરતાં આંચકો ખાય તેવી વાતો લખી નાખે છે. ગમે તેવું પાપ કરો પણ ભગવાન્ નામોચ્ચારથી સર્વ પાપનો ક્ષય થવાનો

" એક વાર શ્રીકૃષ્ણ નામ કોઈ પ્રાણી વંદન આલાપે,
તો તેને સ્વપ્ને પણ યમચર કદા ન દર્શન આપે;
જદાતદા નામ નારાયણ જે કોઇ કરે ઉચ્ચાર,
તો પણ સ્હેજે સદ્ય મોક્ષ પામે, ભય વામે નિર્ધાર."

× × ×

બે અક્ષરનું નામ પણ સહુ સાધનનું ભૂપ,
સર્વ દ્રવ્ય જેમ રત્ન અરૂ ઝાઝા લઘુ રત્નનું રૂપ."

"જદા તદા નામ નારાયણ"નો કોઇ ઉચ્ચાર કરે તો તેને ફરી જન્મવું ન પડે અને મરવું યે ન પડે. કેટલો સહેલો-સટ ઉપાય! પાપ કરતા શા માટે અચકાવું? ગમે તેવો અનીતિમાન્ માત્ર 'નારાયણ' શબ્દ બોલવાથી તરી જવાનો છે.

શ્રદ્ધાની આટલી હદે પહોંચેલા સમાજમાં મહત્ત્વાકાંક્ષા, ગગનગામી ભાવનાઓ અને ઉચ્ચ આદર્શોની ઉણપ હોય એ સ્વાભાવિક છે. મધ્યકાલીન આખ્યાનયુગમાં સાહિત્ય સિવાયનાં ક્ષેત્રો તરફ દષ્ટિ કરતાં પણ, નીરસતા પ્રત્યક્ષ થાય છે. સ્થાપત્યની કોઈ ચિરંજીવ કલાકૃતિ ગુજરાતે નથી અર્પી, તેમ સાહિત્યમાં યે નબળો ફાલ ઊતર્યો છે.

ઉચ્ચ ભાવનાઓને બદલે સમાજમાં સંતોષી વાતાવરણ પ્રસરેલું છે. પુત્ર-પરિવાર સારી રીતે હોય, અને સુખેથી જીવનનિર્વાહ કરી શકાય એ તેમની આલોકની મહેચ્છા. શામળ કહે છે તેમ—

" દૂધ પુત્ર ધરસૂત્ર પુરંદર પદવી પામે."

—તો તેમને વધારેની જરૂર નથી. 'સુદામાચરિત્ર' આ સ્થિતિને આબેહૂબ રજૂ કરે છે. સુદામાના ઘરમાં ખાવાનું નથી. ગરીબાઇ એટલી કે સાંજે શું ખાવું તેનું પણ નક્કી

નહિ. દિવસો સુધી કડાકા પડે. આવા સુદામાને દશ બાળક થયાં. આ સંતતિનિયમનના જમાનામાં સુદામાને મૂર્ખશેખરની કક્ષામાં કોઈ મૂકી દે તો નવાઈ નહિ. ગમે તેમ પણ પ્રેમાનંદના લખવા પ્રમાણે—

" દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભરિયાં;
શીતળાએ અમી છાંટા નાંખ્યા, થોડે અન્ને ઉછરિયાં."

પેટે છોકરાં પડ્યાં તોય સુદામાને કંઇ કામધંધો સૂઝતો નથી. પણ તેની સ્ત્રી એક ઘરરખ્ખુ ગૃહિણી છે, સાચી આર્ય સન્નારી છે. મૂગે મોઢે પતિની વર્તણૂક સામે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય પોતે જાતમહેનત કરી પોષણ કરે છે. સ્ત્રી કામ કરે છે છતાં ય સુદામાને શરમ નથી આવતી કે ધંધો કરવાનું શૂર નથી ચડતું:

" ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમતેમ કરીને લાવે અન્ન, નિજકુટુંબ પોષે સ્ત્રીજન."

સ્ત્રી સમજે છે કે સુદામાથી કાંઇ મહેનતનું કામ થવાનું નથી, માટે કૃષ્ણ પાસે જવા દે તો કંઇ દહાડો વળે. સુદામાને તો એટલી યે ગમ નથી કે–

"આ બાળક પરણાવવાં પડશે, સતકુળની કન્યા ક્યાંથી જડશે."

જ્યારે પત્ની કમાણીનો રસ્તો બતાવે છે ત્યારે ભૂખડીબારશ સુદામો કર્મ અને નસીબ પર મોટું ભાષણ આપે છે. પણ સ્ત્રી કહે છે–"એ તો જ્ઞાન મને ગમતું નથી." આવા લુખ્ખા જ્ઞાનથી કાંઇ પેટ ભરાતું હશે? ભૂખ ભાગતી હશે? પછી સુદામો જાય છે કૃષ્ણ પાસે. પાછા ફરતાં કૃષ્ણ સુદામાના હાથમાં એક પાઇ પણ મૂકતા નથી છતાં તેને ઘેર અનંત સમૃદ્ધિ ઊભી કરે છે.[૪] આ પ્રસંગમાંથી ધાર્મિક શ્રદ્ધા ઘડીભર દૂર કરીએ તો એમ ઘટાવી શકાય કે પુરુષાર્થ હીણા અને કર્મવાદી નિરૂદ્યમી સુદામાને કંઇ પણ આપવું એ શ્રી કૃષ્ણને વ્યાજબી લાગતું નથી. તેને એક દોકડો ય ન આપતાં તેની ઉદ્યમી સ્ત્રીને તેની મહેનતનો બદલો ઘેર બેઠાં આપે છે.

'સુદામાચરિત્ર' વાંચી કેટલા પુરુષાર્થ કરતા થશે? કેટલા ઉદ્યમી અને મહત્વાકાંક્ષી બનશે? બહુ જ થોડા[૪] કિંતુ પ્રભુ અને નસીબ ઉપર આધાર રાખી સુદામાની પેઠે આળસુ થનારા ઘણા નીકળશે.

આ છીછરી ભાવનાઓ અને ઊતરતા આદર્શોમાં રમનારા જમાનામાં ઓખાહરણ, રૂક્મિણીહરણ, દ્રૌપદીહરણ, સુભદ્રાહરણ, લક્ષ્મણાહરણ, સુરેખાહરણ આદિ આખ્યાનો જેમાં સ્ત્રીને બળાત્કારથી ઉઠાવી જાય, તેની સાથે લગ્નાદિ સંબંધથી જોડાઈ, હરણ-ક્રિયામાંથી ઉદ્ભવતા કલંકમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવામાં આવે છે—લોકપ્રિય થવામાં કેટલાક ગૂઢ હેતુઓ માલમ પડે છે. આવા વિષયની પસંદગીમાં તે વખતના સમાજના માનસ અને સ્થિતિનું કંઇક દર્શન થાય છે.[૫] સાધારણ રીતે જ તે જમાનાના લોકો સ્ત્રીઓને ઉઠાવી જવાની વાતોમાં અને તેને અંગે થતાં યુદ્ધ અને દંગલોમાં રસ લેતા. 'નળાખ્યાન'માં ધર્મ-રાજાના શબ્દો "દ્રૌપદીને મોકલું તો હરણ કરી જાય." આ માત્ર હાસ્યરસોત્પાદક ટાહ્યલું નથી પણ તે વખતે સર્વ લોકોના મનમાં સતત પ્રવર્તતા ભયનું પ્રતિબિંબ છે.[૬] હિંદુ રાજાઓ અને મુસલમાનો તરફથી પણ સ્ત્રીઓનાં હરણો થયાના દાખલા વારંવાર બનતા. હલકા વર્ગના હિંદુ લોકોમાં પણ એકબીજાની સ્ત્રીને ઉઠાવી જવાનો, જીવતે ધણીયે બીજે ધણી

કરવાનો, ઊભે ભાયડે બીજે ભાગી જવાનો દુરાચાર પ્રવર્તતો હતો. આ સ્થિતિ તે વખતના સમાજની શિથિલ દશાની સૂચક છે.

આખ્યાનોમાં સમાજની હલકી રસવૃત્તિ પણ તરી આવે છે. કવિઓએ આવી વૃત્તિને સભારંજન કરવાની લ્હાયમાં પોષી તેને ઉત્તેજન આપ્યું છે. નારદનું સ્થળે સ્થળે ચીતરવામાં આવેલું પાત્ર એટલી હલકી કોટિનું છે કે સંસ્કારી મનુષ્યને જરૂર ઘૃણા ઉત્પન્ન થાય. તેની કલહકકાસ વધારવાની ટેવ, લડાઈઓ કરાવવાની મનોવૃત્તિ, પતિપત્ની વચ્ચે કજિયો ઊભો કરવાનાં કારસ્તાનો—આ બધું સમાજનું પ્રતિબિંબ નથી તો શું છે? અને આ પ્રકારનાં તેના પરાક્રમો સાધુવેષમાં કરાવવામાં આવ્યાં એ સાધુસમાજના અધઃપતનની કેટલી હલકી સ્થિતિ! ઋષિસ્થાનેથી આવાં કર્મો વડે અન્ય મનુષ્ય તો જરૂર ભ્રષ્ટ થાય પણ નારદ માટે તે સ્થાન ટકી રહ્યું તે આશ્ચર્યની વાત છે. આમાં જ સમાજની હલકી રસવૃત્તિનું પ્રદર્શન થાય છે.

'વીરસેન પાંચેનો બાપ' એ સૂત્રના હાસ્યરસને માણનારા સમાજની રસવૃત્તિનું માપ કાઢો જોઈએ.

કેટલીક વખત આખ્યાનકારોએ હલકી અને અવ્યવહારૂ વાતો રજૂ કરી છે. પોતે સમાજશિક્ષકો છે એ પણ તેઓ ભૂલી જાય છે. 'રૂક્ષ્માંગદ આખ્યાન'માં બ્રહ્મા જેવા લોકોત્તર દેવપુરુષ પોતાની પુત્રી મોહણીને રાજા સાથે વ્યભિચાર કરી રાજાને ભ્રષ્ટ કરવા મોકલે છે. બાપ સ્વપુત્રીને વ્યભિચાર કરવાની ફરજ પાડે એ કેટલી અધમતા! નીચમાં નીચ માણસ પણ પોતાની દીકરીને તેમ કરવા નહિ પ્રેરે. જે સમાજમાં સ્ત્રીના શિયળ ખાતર મોટાં યુદ્ધો થયાં છે તેવા સમાજમાં બ્રહ્મા જેવા વંદનીય પુરુષને પુત્રીના સ્ત્રીત્વને વિનષ્ટ થવા દેવામાં જરા અરેકાર ન થાય એ કેટલી આદર્શ પતિતતા! અને આવી વાત રજૂ કરતા આખ્યાનકારની પણ કેટલી ધૃષ્ટતા! વળી આ જ આખ્યાનમાં મોહણી સાથે રતિક્રીડા કરવાની રજા આપવા માટે સંધ્યાવળીને સમજાવવા રાજા પોતાના પુત્રને મોકલે છે. પુત્ર પોતાની માતાને રતિક્રીડા કરવાની પિતાને રજા આપવા સમજાવે એ કેટલું વિચિત્ર લાગે છે. સ્વય પુત્ર પિતામાતા વચ્ચે દૂતકાર્ય કરે એ પણ આશ્ચર્યની બિના છે. માતા પણ કેટલી નફટાઈ બતાવે છે. તે કહે છે કે જો મને ધન આપવામાં આવે તો જ હું રજા આપું અને આ ધનલોલુપા સ્ત્રી પૈસા લઈ પોતાના પતિને અન્ય સ્ત્રી સાથે ભોગ ભોગવવાની રજા આપે છે. તે કહે છેઃ

> "બીજી સ્ત્રી વરવા ધન લાગે, તેથી દ્વિગુણ પ્રમાણુજી,
> જો આપે તો આપું આજ્ઞા, વિલાસ રાજ સુજાણજી."

સંધ્યાવળીનો દાખલો તે સમયની સ્ત્રીના ધનલોભનો દાખલો તો નથી? તે સમયની સ્ત્રી પ્રેમ કરતાં ઘરેણાં–પૈસાને વધુ ચાહતી એમ તો ન હોય!

આખ્યાનયુગમાં વ્હેમ અને વશીકરણાદિએ પણ ઘર કર્યું હોય એમ લાગે છે. શુકન અપશુકનના મેળ હાલના કરતાં વધુ પ્રબળતાથી તે સમયે પ્રવર્તતા. જમતાંયે મુહૂર્ત જુવે ને પાણી પીતાંયે મુહૂર્ત જુવે એવા મુહૂર્તઘેલાઓ પર 'નળાખ્યાન'ની શરૂઆતમાં જ પ્રેમાનંદે તીર છોડયાં છે. ધર્મરાજા પોતાનું દુઃખ વર્ણવતાં સહદેવ વિષે કહે છે કેઃ

> "સહદેવને જો કામ દઉં, સાધુ મંન ન આણે રોષ;
> પણ મંષાહૂને ઘરમાથી નીસરે, જોતો જોતો જોષ.

દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુ:ખ પામુ;
પૂર્વ દિશાએ પરવરૂ તો, ચંદ્રનું ઘર છે સાહામુ."

વળી પોતાને દમયંતી પરણશે કે કેમ તે માટે રાજાઓ–

"જોશીને પ્રણિપત કરી, દેખાડે હાથ ને જન્મોતરી."

આમ રાજાઓ તે વખતે પણ લગ્નો કરવા, સ્વયંવરો કરવા, અંતઃપુરમાં સ્ત્રીઓનો જથ્થો વધારવા, ભોગો ભોગવવા અને પ્રજાને પૈસે લ્હેર મારવા તૈયાર પણ રાજકાજની અને પ્રજાહિતની બાબત આવે ત્યારે નિર્માલ્ય થઈ જતા. જુઓ 'રૂક્ષ્માંગદ આખ્યાન'માં—

"અહોરાત રાજા રાણી સાથે, કરે ક્રીડા વિવિધપ્રકાર,
રાય કામબાણે થયો વ્યાકુળ, સૌ તજ્યા ધર્મ આચાર"

આપણા ગર્દભીલ્લ, કરણઘેલા અને બીજા સેંકડો રાજાઓની આ તો રાજરીતિ છે ના!

આખ્યાનયુગનો સમાજ શ્રદ્ધાળુનો હોઈ ચમત્કારોમા પણ કંઇક અંશે વિશેષ રસ લેતો. ચમત્કારના દાખલાઓ આપણને સ્થળે સ્થળે મળી આવે છે. તેવી જ રીતે બાધાઆખડીનું રાજ્ય પણ અત્યારની પેઠે જ, બલ્કે વધુ, જોશોરપૂર્વક પ્રવર્તતું. વિરહથી સુઇ રહેલી દમયંતીની માતા કોઇની મેલી ચોખી દૃષ્ટિ બેઠી હોય તે નિવારવા ચોખા ઉતારવાની વાત કરે છે. 'રૂક્ષ્માંગદ આખ્યાન'મા પણ ચંડિકા અને નવદુર્ગાના વ્રત કરવાની અને સૂર્યને વધામણાં દેવાની આખડી આવે છે.

આ ઉપરાંત સમાજના સ્વભાવ અને માનસના ઘણા ચિત્રો આપણને પૂરાં પાડવામાં આવ્યાં છે. આપણે એ બધાની નોંધ આ ટૂંકા લેખમા લઈ શકીએ તેમ નથી, છતાં એ વસ્તુ ઉપર ખાસ ભાર મૂકવાની જરૂર છે. તે યુગના લોકો વસ્ત્ર અને આભૂષણના ખૂબ શોખીન હોય તેમ લાગે છે. અનેક પ્રકારના ઘરેણાંના નામ અને તેના હાલ રહેલા અવશેષોમાં દૃષ્ટિગોચર થતી કારીગરી જોઈ સુવર્ણકારોની મારી જતી કલા અને જનતાની નષ્ટપ્રાય થતી રસિકતા બદલ આપણને દિલગીરી થાય છે જુઓ દમયંતીના શણગારોઃ

"શીશફૂલ રત્નરાખડી, શોભે સમરમા ચુની જડી,
ગોફણો રહ્યો અંગશુ અડી, કટિમેખલા શું પડે વઢી.
ગળુબંધ કંઠે નવરંગ, મુક્તાહાર છે એ સંગ;
શકે ગિરિવરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ.
વાયે ઓઢણી રહિ છે ઉડી, ખમકે કંકણ ને કરચુડી;
રૂપે રતિ તો સભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રૂડી.
વાજે નેપુર કેરો ઝણુકો, અંગુઠે અણુવટનો ઠણુકો;
અંગુલિયે વીછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરિનો ઝણકો.'

શહેરરચના અને મકાનો પણ અત્યંત સુંદર હોવા સાથે કલાના અપ્રતિમ નમૂનારૂપ હતાં. જુઓ દ્વારકાનું વર્ણનઃ

"શોભે હાટ ચૌટા ને ચોક, છજા ઝરૂખા બારી ગોખ,
અટારી જાળી મેડીમાળ, જડિત કઠેરા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યા મીનાકારી, અમરાપુરી નાખુ ઓવારી."

ઉદ્યાનોનાં વર્ણનો જોતા બગીચાની સંપૂર્ણ ખીલાવટ તે વખતે થતી હતી એમ જણાઇ આવે છે. જુઓ 'નળાખ્યાન' કડવુ ૬. આ ઉપરાંત રાજાઓના ખાલી ભપકાઓ, તેમની કૃત્રિમ રહેણીકરણી, ઘરેણાનો ઠાઠમાઠ, લાંચરૂશ્વત, સ્ત્રીનુ સ્થાન આદિ ઘણા વિષયો પર આખ્યાનો પ્રકાશ પાડે છે.

———o———

# દૂધની દાઝેલી

પ્ર.

હું સાર્વજનિક ઇસ્પિતાલનો ડાક્તર છું. એમાં તરેહ તરેહના દર્દીઓ આવે છે–આવે છે ને જાય છે, સ્વગૃહે અથવા જમગૃહે. એ જનારાં, જતાં વેંત મારા સ્મરણપટ પરથી ભૂંસાઈ જાય છે, જેમ નિશાળમાંના કાળા પાટિયા પરથી પૂરા થયેલા દાખલા ભૂંસાઈ જાય છે તેમ.

પરંતુ ગઈ રાતે જે એક દર્દી આવ્યો હતો તેની યાદ ભૂંસી ભૂંસાતી નથી. એ પોતાના રોગથી પીડાતો ન હતો પણ પીડાતો હતો અન્યના–એકના, બેના કે ત્રણના નહિ પણ આખા સમાજના–રોગનો ભોગ બની. માતાના રોગે બાળક અથવા વડના રોગે વડવાઈ પીડાય છે તેવી એની પીડા હતી. એ રોગની નાડ પકડવા જતાં મને એની આખી જીવનકથા જાણવા મળી. એ કથાના વાક્યે વાક્યે ને શબ્દે શબ્દે દર્દ ને કરુણા હતાં. એ કથાનો છેલ્લો પડદો પડી ગયો છે, એ કથા કહેનારની તો અત્યારે સ્મશાને રાખ ઊડે છે, છતાં તેનું સ્મરણ મને છોડી જતું નથી. એ દર્દીની ચિતા શાંત થઈ ગઈ હશે પણ મારું મગજ તો હજુય ધમધમી રહ્યું છે. જે મેં જાણ્યું છે તે જગતને જણાવવાથી એટલે કે મનનો ઊભરો ઠાલવવાથી કદાચ એ ચિત્ત શાંત પડે એ આશાએ આ વાર્તા લખવા બેઠો છું.

કાલે મારી રાતપાલી હતી. રાતના નવેકના સુમારે દરેક દર્દીની ખબર અંતર પૂછી હું મારા ખાનગી ઓરડામાં ગયો, અને ગયો તેવોજ આરામખુરશીમાં આડો પડ્યો. પછી રોજના નિયમ પ્રમાણે નોકર ચા લાવ્યો તે પી મેં એક છાપું ઉઘાડ્યું. એ વખતે મારા મ્હોમાંથી સીગારનો અને ગામમાંથી હોળીનો ધુમાડો ગૂંચળે વળી વળી ઊડવા લાગ્યો.

એવામાં એક વોર્ડબોયે ખબર આપી કે એક અકસ્માતનો કેસ આવ્યો છે.

"શાનો અકસ્માત છે?" મેં પૂછ્યું.

"હોળીમાં દાઝવાનો." વોર્ડબોયે જવાબ આપ્યો.

"કોણ દાઝ્યું છે?"

"બાઈ માણસ."

"કેટલીક દાઝી છે?"

"બહુ નથી."

"તો પછી એટલા માટે ઇસ્પિતાલે શા માટે દોડી આવ્યાં? ઘરમાં તેલ કે શાહી ન હતાં?"

"પણ સાહેબ એને ઘર હોય તો ને! એ તો લાગે છે રસ્તાની રખડુ ભિખારણ."

"તો જાવ, એનાં કપડાં બદલાવો, હું આવું છું."

વોર્ડબોયના જવા પછી હુંય થોડીવારે આ નવા દર્દીના ઓરડામાં પહોંચ્યો. મેં જોયું કે નર્સ તેને સ્પંજ કરવા માગતી હતી પરંતુ તે ના પાડતી હતી. દર્દીના હાથે, પગે ને

મ્હોડે લેપ હતો. એ સુખડનો ન હતો, કંકુનો કે ભસ્મનો ન હતો પણ હતો કાદવનો અને ફીલનો. એ જોઈ મને નવાઈ લાગી. મેં જરા બારીકીથી જોવા માંડયું.

બાઈ હતી તો ભિખારણ અને મેલીઘેલી છતાં તેનું રૂપ દરિદ્ર ન હતું. તે હતું વાદળમાંથી ડોકાં કરતી ચાંદની જેવું. સુંવાળી, સ્નિગ્ધ ને સુંદર એવી કમળની દાંડી કપાઈને તળાવના પાણીમાંથી કાંઠે આવે અને પડી પડી સુકાઈ જાય—તે જેવી દેખાય તેવી એ બાઈની દેહકાઠી હતી. એ કાઠી શબ્દ અહીં બરાબર બંધબેસતો છે કારણ તેનું શરીર સુકલકડી—કાઠી જેવું જ હતું. મહાદેવના માથેનું બીલીપત્ર, રસિકરસિકાના હોઠ રંગવા સરજાએલું નાગરવેલનું પાન અથવા કોઇ અભિસારિકાના અંબોડે રમતી ફૂલવેણી સ્થાનભ્રષ્ટ બને, પગે ચૂરાય, અને કચરાભેગી કચરો બની શેરીમાંની સુધરાઈની કચરાપેટીમાં જઇ પડે એ જોઇ જે દયાભાવ ઊપજે છે તેવોજ ભાવ મને એ બાઈના ભણી ઊપજ્યો.

આંખમાં સ્નેહ અને સહાનુભૂતિ તથા શબ્દમાં, કોઇ ભાઇ તેની લાડકી બહેનને જે મીઠાશથી બોલાવે તે મીઠાશ ભરી હું દર્દીની નજીક ગયો. મેં કહ્યું:

"બહેન! ધોવા દોને એ ડાઘા."

દર્દીએ મારા તરફ જોયું. બહેન નામે સંબોધાવા છતાં એની આંખમાં આભાર કે ઉમળકાનો આભાસ ન આવ્યો. તે હાવરી-કાવરી હરણીની પેઠે મારા તરફ તાકી રહી ને થોડીક ક્ષણ પછી બોલી ઊઠી:

"ના, ના, ના. એ ડાઘા તો મારો બુરખો છે, મારાં વસ્ત્ર છે. એને ધોઈ કાઢી તમારે શું મને નાગી કરવી છે?"

એટલું કહી તે એ ડાઘા અને કાળા કોઢ જેવા ચટાપટા તરફ, કોઈ યુવતી પોતાના હાથનાં છુંદણાં તરફ જે સંતોષ ને મમતાથી જુવે તેમ જોવા લાગી.

મને વ્હેમ આવ્યો કે આ બાઈને દાઝવાના આઘાતે ચિત્તભ્રમ થયો હશે તેથી ગમે તેમ બોલે છે. મેં તેને શાંત પાડવા પ્રયત્ન કર્યો.

પરંતુ મારો એ પ્રયત્ન અને નર્સના કાલાવાલા ફોગટ ગયા. તે વધુ વધુ ચીડાઈને બોલવા લાગી.

મેં કહ્યું, "બહેન, તારા સુંદર શરીર પર આ કાદવ અને ફીલ શોભતો નથી."

તે બોલી, "એ છે તોજ મારી શોભા રહી છે. કેતકીને કાંટા છે તેથીજ ભોગી ભમરાથી તે બચી છે. એ ફીલ ને કાદવ તો મારૂં કવચ છે, બખ્તર છે. માટે રહેવા દો, મારે એ નથી ધોવા."

માણસમા ગાંડપણનો કે ચિત્તભ્રમનો ચાળો ઊભરે છે ત્યારે તે અભણ અને જડ હોવા છતાં શિક્ષિત અને સંસ્કારીની અદાથી અને છટાથી બોલે છે—બકે છે. દાક્તરોને એના દાખલા રોજના જોવા મળે છે એટલે આ બાઇને—મેલીઘેલી ભિખારણને, શિષ્ટ ભાષામાં બોલતી જોઈ મને નવાઇ ન લાગી. મેં અને આયાએ એના સ્પષ્ટ નકારની અવગણના કરી અને એને ન્હવડાવવાનો પ્રબંધ જારી રાખ્યો.

એ જોઇ એ બાઇ ગુસ્સે થઈ, તેણે ભાષાની શિષ્ટતા છોડી દીધી; તે ગંદી ગંદી ગાળો દેવા લાગી. તેણે મારા પર ન મૂકવા જેવાં આળ મૂકવા માંડયાં. એ આળને એના પોતાનાજ શબ્દોમાં હું નથી લખી શકતો, પરંતુ તેનું ભાષાંતર નીચે પ્રમાણે હોઇ શકે:

"ધુવો, ધુવો હજાર વાર ધુવો, ચૂસાઇ ચૂસાઇ ઉકરડે પડેલી કેરીને ધોઈ કરી હજુ ચૂસવી હોય તો ચૂસો ! નરકનાં ઓઢણાં ઓઢ્યાં છતાં હે વિષયી કીડા ! તને આ બદનનો મોહ નથી જતો." વગેરે વગેરે.

એ આરોપો મૂકતાં મૂકતાં એનું મ્હો ને આંખ લાલઘૂમ થયાં. એ સ્થળે લોહી લાવવા માટે એ, કદાચ એની રગેરગને બળજબરીથી નીચોવી રહી હતી એવો મને ભાસ થયો.

એની ગલીચ બોલી ને ગંદાં આળો નર્સ શાંત ચિત્તે સાંભળી ન શકી. મારા પ્રતિ એને પૂજ્યભાવ હતો. તેથી મારા ઉપરના આરોપોથી મારા કરતાં તે જ વધારે ક્રુદ્ધ બની. સાર્વજનિક દવાખાનાઓમાં નર્સો ગુસ્સે થાય છે ત્યારે દર્દીને એકાદ થાપડની પ્રસાદી મળી જાય છે. આ નર્સે પણ એવું જ કર્યું.

'હેં ! હેં !' કરતો હું વચ્ચે પડ્યો. "નર્સ આવા રોગીની તો દયા ખાવાની હોય."

પછી મહામહેનતે એને ધોઈધૂઈ નર્સ બીજા દર્દીઓને દવા આપવા ગઈ અને હું તે બાઈના દાઝેલા અવયવો તપાસવા મંડ્યો.

અત્યારલગીના મારા શાંત સ્વભાવે અને શીળી મહાનુભૂતિએ એ બાઈ ઉપર સારી અસર કરી હતી. તેને મારી ભલાઈમાં થોડોક વિશ્વાસ બેઠો. તે શાંત સ્વરે બોલીઃ

"દાક્તરસાહેબ ! આ બેચાર દાઝોડિયા ભાગોપર દવા લગાડશો એથી મને શાતા નહિ વળે."

એટલું બોલી તે ચૂપ પડી રહી. બીજો કોઇ દર્દી હોત તો તેના દાઝેલા ફોલ્લા પર દવાનાં પોતાં મૂકાતાં ચીસેચીસ પાડત, પરંતુ આ બાઇનું તો રૂવાંડુંય ફરકતુ ન હતું. એની એ સહનશક્તિનું રહસ્ય મને પાછળથી જડયું. આ બાહ્ય ઘા કરતાં વધારે દર્દભર્યા ને મર્મવેધી એવા ઘાઓની એના પર ઝડીઓ વરસી હતી. તેના પર દવાને બદલે મીઠું ભભેરાયું હતું. એના ચટકા સહી સહી તે હવે રીઢી બની ગઇ હતી. એ હતાં ઝેર પાએલી છરીના ઘા, એટલે તેની વ્હાયની તુલનામાં આ દવાનો ચણચણાટ તો કેવળ કીડીનો ચટકો હતો.

એની એ મર્મભેદની કથા દવા લગાવતી વખતે હું નહોતો જાણતો એટલે તેને આશ્વાસન આપતાં આપતાં મે સહાનુભૂતિદર્શક વાત ચાલુ રાખી.

"જાને, એ તો તારૂં નસીબ પાધરૂં કે લોકોએ તને હોળીમાંથી તરત જ બચાવી લીધી છે."

ઊંઘતા માણસને સોય ભોંકાય ને તે ચમકે તેમ એ બાઇ ચમકી ને ચિત્કાર કરી ઊઠીઃ

"નસીબ પાધરૂં ! એ કમબખ્ત જ જો આજે પાધરૂં હોત તો તેનો હું ભવોભવ પાડ માનત. એ વાંકું હતું એટલે જ તો લોકોએ મારા દુશ્મનનું કામ કર્યું છે."

એટલું કહેતાં એની આખમા આસુ આવ્યું. આવતાં વેંતજ તે ઊડી ગયું, જાણે કે તપ્ત તવાને પાણીનું ટીપું અડયુ ન અડયુ કે ઊડી ગયું.

એના અંગમાંની પાણીની કથીઓની કોથળી ખાલી હતી. એના પર ગુજરેલા સીતમના તાપે-અંતાપે ત્યાંના પાણીની કદાચ વરાળ બની ગઇ હતી. આ આંસુ એ વરાળનું ઝાકળરૂપ ભૂલું પડેલું બિંદુ હતું. એ દુકાળની ધગધગતી ધરતી પર એકાદ ક્ષણથી વધારે ટકી શકે ?

પરંતુ આ સંવાદ વખતે મારામાં એમ સમજવાનું શાણપણ ન હતું તેથી મેં નવાઇ પામી ઉદ્ગાર કાઢ્યોઃ

"દુશ્મનનું કાર્ય ! દયાનું તે શત્રુનું કાર્ય !"

"હા. બાઇ! હા. એ દયા ડાકણીએજ તો મને જીવતીને જીવતી ફોલી ખાધી છે. કીડાની પેઠે કોરી કોરીને એણે મારા કાળજાની ચાળણી રચી છે."

"હોય નહિ! હોય નહિ!-દયા તો દયાપાત્ર અને દાતા બનેને દિવ્ય કરે છે. દયા એ છે માનવતાનું બીજું નામ. એ તો માનવીનો મોટામાં મોટો સદ્‌ગુણ તે ડાકણી અને કીડાની તોલે? ના, ના, ના. બાઇ દયાથી તો દુનિયાનું રાજ ચાલે છે. દયાળુ આત્માઓ તો આ દુનિયામાં દીનના દયાળ એવા દેવતાઓના અવતાર છે."

મારૂં આ લાગણીભર્યું ભાષણ સાંભળી બીજું કોઈ દર્દી હોત તો ચૂપ થઈ જાત, પરંતુ આ બાઇ બોલતી બંધ ન થઇ છેલ્લું વાક્ય સાંભળી તે વધુ ઉશ્કેરાઈ, ને ઉત્તેજિત ને આકળા અવાજે બોલી ઊઠી:

"સારૂં થયું કે તમે એ દીનના દયાળ દેવતાને યાદ કર્યા. મારી સૌથી પહેલી ફરિયાદ તેની દયા સામેજ છે."

"દેવની દયા વિરુદ્ધ રાવ કરતાં મેં તને જ જોઇ બાઇ!"

"સાહેબ! તમે ભૂલો છો. દેવતા સામેય દાવો પેશ કરનાર હું એકલી નથી. મારા જેવા તો લાખો જીવો ઇશ્વરને ગાળો આપે છે. પરંતુ બધાં મારા જેવાં ચોકખાબોલાં નથી તેથી દુનિયાને તેની ખબર પડતી નથી."

એ પછી મને એ બાઇના જીવનમાં ઊંડે ઊતરવા કુતૂહલ થયું. એનું ગાંડપણ, એની એંહીં ગાળ, એના ડીલ પરના કાળા કોઢ જેવો કીલનો ને કાદવનો લેપ એ બધા પાછળ કોઈ કરુણ કથા ને વ્યથા છુપાઈ હશે એવી મને શકા થઇ. એના જીવનનો જાણકાર બની એની મર્મવેધી વ્યથાનો સંતાપ કદાચ હું થોડે વધારે અંશે ઘટાડી શકીશ એવી શુભ ભાવનાથી મેં એને પોતાની આત્મકથા કહેવા વિનવી. એ જાણ્યા પછી એને એના દુ:ખોમાંથી બચાવવા મેં વચન ને આશા આપી

એ વિનંતિ, વચન ને આશાથી એ ન રીઝી. તે બોલી, "કયા ભરોસે હું તમને મારૂં દુઃખ કહી બતાવું? તમે તો મારા દુશ્મન છો."

"હું દુશ્મન!"

આટઆટલી ભલાઇ બતાવવા છતાં હજુ હું દુશ્મન છું એ સાંભળી હું ચોંકયો. ક્ષણભર નિરાશ અને ગુસ્સે પણ થયો. ત્યા તો તેણે એ દુશ્મન શબ્દ પર વધુ ખુલાસો કર્યો:

"દુશ્મન નહિ તો કોણ, મિત્ર? મારે મરવું છે, પરતુ તમે મને બચાવવાની વાત કરો છો. મારે આ દુઃખની ભઠ્ઠીમાંથી છૂટવું છે છતા તમે તો તેમાં સીઝાયા કરવાનો પ્રબંધ કરવા માગો છો. પછી તમે દુશ્મન નહિ તો કોણ?-હોળી માતાએ પ્રસન્ન થઇ મારા હાથે પગે ઝળેલા આપ્યા છે. વખત જતાં તે પાકત, પછી તે સડત, અંતે તેમાં કીડા પડત અને એ કીડા મારા જીવને કટકે કટકે કરડી ખાત. આમ એક દિવસ મારો માર્ગ દુ:ખોમાંથી છુટકારો થાત. પરતુ એ છુટકારાનુ બારૂ તમારી દયાએ બંધ કરી દીધુ છે. કહો હવે તમે મારા મિત્ર કયાંના? દુઃખે દુઃખે બેજાર બની કોઇ કૂવે પડે ને તમે તેનો ચોટલો પકડી ગખો. તો તે માણસ તમારો આભાર નહિ માને, તે તો ગાળ જ આપે."

"ભલે બાઈ! ગાળ તો ગાળ ને આળ તો આળ. જે આપવું હોય તે આપજે પરતુ એકવાર તારી જીવનકથા તો કહે જ કહે"

અને મારા પક્ષે હજાર હજાર વિનવણી ને મનામણી ને તેના પક્ષે તેટલી જ આનાકાની પછી નીચેની આત્મકથા મને સાંભળવા મળી [ ચાલુ ]

પંકજ

प्राप्ते तु भैरवी चक्रे
सर्वे वर्णा द्विजा भवेत् ॥

સંપાત (Equinox) ની ઉર્ધ્વગતિ જગતમા મોટા રાજકીય અને આધ્યાત્મિક ફેરફારો કરે છે અને હાલની એની ગતિ પણ મોટા ફેરફાર ઉત્પન્ન કરનારી છે.

મારા પોતાના અનુભવથી સંપાતની ભવિષ્યની ગતિથી ઉત્પન્ન થનારા ફેરફારોનું દિગ્દર્શન વાચકોને નીચે આપુ છુ

જગતના મુખ્ય ધર્મો ચાર છેઃ બૌદ્ધ, ક્રિશ્ચિયન, હિંદુ, ઇસ્લામ.

એ ધર્મોમાંથી બૌદ્ધ ક્રિશ્ચિયન અને ઇસ્લામના પ્રચાર કરનારા તેમના પયગમ્બરો અનુક્રમે બુદ્ધ, ક્રાઇસ્ટ અને મહમદ હતા, હિંદુ ધર્મમા કોઈ મુખ્ય આચાર્ય કે પ્રવર્તક નથી, પરન્તુ સેંકડો આચાર્યોના સ્વતંત્ર વિચારોનુ તે એક યુગ્મ છે જગતમા એ ચાર મુખ્ય ધર્મોમાંથી સેંકડો શાખાઓ નીકળેલી છે.

સંપાતની ગતિ બુધના નવમાંશમાથી હાલ થાય છે, એ બુધ વ્યાપાર, નાણાં અને વ્યવસાયિક સાધનોને લગતો ગ્રહ છે સંપાત એ નવમાંશમા ઈ. સ ૧૯૨૦ લગભગમાં દાખલ થયો અને ત્યારપછી થયેલું પરિવર્તન મનન કરવા લાયક છે

પાશ્ચાત્ય પ્રજા વેપાર, વહાણવટાં અને હુન્નરમા આગળ પડવા લાગી અને પાદરીઓની સત્તા નિર્બળ થવા લાગી વ્યાપાર રાજનીતિ દેશપ્રેમ અને સ્વતંત્ર વિચારોની લહેરે જનતામા એક અદ્ભુત ક્રાંતિ ઉત્પન્ન કીધી એક સમયના રવિવારે ઊભરાતાં દેવળોમા જનતાની સંખ્યા ક્રમેક્રમે ઓછી થવા લાગી રશિયામા કોમ્યુનીઝમના પ્રભાવથી લોકોને ધર્મમાથી શ્રદ્ધા ઊઠી ગઈ અને આજે યુરોપમા ધર્મ એ રમતની વસ્તુ થઇ પડયો છે

ઇસ્લામિક પ્રદેશોમા ક્રાંતિ મોડી થઇ મુલ્લાંઓનુ પ્રાબલ્ય પ્રથમ ટર્કીમા અસ્ત થયું ખલીફાનું ભાગવુ અને ટર્કીમાંથી રાજધર્મ તરીકે ઇસ્લામનો અસ્વીકાર મુલ્લાઓના પતનનું પ્રથમ પ્રગટિયું હતુ ઈરાનમાં બહાઈ ધર્મ ઇસ્લામમા નવો જ પથ ઊભો કીધો અને ભારતમા કાદિયાની મતનો જન્મ થયો હજરત મહમદ સાહેબના અંતિમ પ્રતિનિધિત્વમા કાદિયાનીઓએ અવિશ્વાસ મૂકયો અને ઇસ્લામની આધ્યાત્મિક વિચારમાળામા ભંગાણ પડયુ, અને આજે એ મતમતાંતર વધતું જાય છે બૌદ્ધ ધર્મનો પ્રભાવ ચીન, જાપાન અને મંગોલિયામા ઓછો થવા લાગ્યો, અને તેનું મુખ્ય કારણ રશિયાનો કોમ્યુનીઝમનો પ્રચાર અને જાપાનની સ્વાર્થી નીતિ છે ધર્મ એક રાજકીય પ્રચારનું કારણ થઇ પડયો છે

હિંદુ ધર્મની જીવનશક્તિને અમુક આચાર્યોએ પોષણ આપ્યા છતાં તેરમી સદીથી દુર્બળતા પ્રાપ્ત થતી હતી. દયાનંદ, વિવેકાનંદ અને રામતીર્થે એમાં પુનઃ પ્રાણશક્તિનો સંચાર કર્યો અને સાબરમતીના સંતે એના સામાજિક સડાને સાફ કરવાનું સોંપ્યું છે.

સંપાતના કન્યા નવમાંશમાંનાં ૨૪૦ વર્ષમાંથી ૧૨૦ વર્ષ થઈ ગયાં છે. હવેનાં ૧૨૦ વર્ષો શીઘ્ર પરિવર્તન લાવશે કારણ કે આકાશમાં અન્ય ગ્રહોનું બળ પણ એ બાબતનું પ્રેરક છે. ભારતવર્ષમાં જાતિભેદનું નિકંદન થશે અને એ બાબતમાં પ્રાચીન આચાર્યોએ પણ સંકેત કર્યો હતો. ભૈરવી ચક્ર માં સર્વે વર્ણો બ્રાહ્મણ થશે અર્થાત્ એક થશે. એકેશ્વરવાદ તથા વેદ, ઉપનિષદ અને ગીતાના વિચારો પ્રાધાન્ય પામશે. બૌદ્ધ રીતિનું સામાજિક સંગઠન થશે. હિંદુઓ એક થશે. હિંદુઓમાં ભારતને માટે પ્રેમ થશે અને નેતાઓ પણ 'राष्ट्रे वयम् जागृयाम:' નો નાદ પોકારશે. નાના દેવતાઓની દાદાગીરી ઓછી થશે. સાધુઓ અને ફકીરોને ભિક્ષા કોઈ આપશે નહિ અને હાડકાંના એ હરામીઓને કામ કરી કમાવું પડશે. હિંદુઓની અન્યત્ર દાનમાં વ્યર્થ વપરાતી લક્ષ્મીની બરોબર વ્યવસ્થા થશે. સ્ત્રીઓનું પ્રાબલ્ય થશે અને ભારતીય માતા પોતાનું મુખ ઉજ્જવળ કરી શકશે.

ઈસ્લામીઓમાં અનેક પ્રકારના મતમતાંતરો તેઓના ઉલેમાઓમાં જ થશે અને હાલના હિંદુઓ પ્રમાણે તેઓમાં પણ સાત જાતના વાડાઓ ધાર્મિક રીતે બંધાઈ જશે. આપસમાં પુષ્કળ લડાઈ થશે.

પાશ્ચાત્ય પ્રજામાં ઈસ્લામ અને ક્રિશ્ચિયન બંને ધર્મોનો હ્રાસ થશે. ધર્મ એક મશ્કરીનું કારણ થઈ જશે. અને ભયંકર યુદ્ધોથી કંટાળીને સમસ્ત પ્રજા ત્રાહી ત્રાહી કરશે ત્યારે એક યુગ-પુરુષનો આ સદીના અંતમાં અવતાર થશે અને તે યુરોપને શાંતિનો સંદેશો આપશે. એ ધર્મમાં મૂર્તિપૂજા પ્રાધાન્ય ધરાવશે અને યુગ-પુરુષની મૂર્તિ ઠેર ઠેર દેખાશે.

બૌદ્ધ ધર્મને પણ આંચકા લાગશે પરન્તુ અફગાનીસ્તાન અને ટર્કીમાં એ ધર્મના ફેલાવાનાં લક્ષણ સ્પષ્ટ દેખાશે. એનું હાલનું રૂપ બદલાઈ જશે.

જરથોસ્તી ધર્મનો ઈરાનમાં પુનઃ ઉદય એ સંપાત સૂચવે છે.

પેલેસ્ટાઈનના યહૂદીઓ પણ પોતાનું સંગઠન કરી પોતાના ધર્મમાં ફેરફાર કરશે.

આધ્યાત્મિક ભૂખ અમેરિકાની સૌથી મોટી રહેશે અને તે યુરોપના યુગ-પુરુષનો સંદેશો જલ્દીથી અપનાવી લેશે.

સંપાતની એ ગતિ ધર્મપરિવર્તન જોરજુલમ અને પ્રેમ એ બેઉ રીતે બતાવે છે. નીચે લખેલા પ્રદેશોમાં ધાર્મિક ક્રાંતિ વધારે જોરમાં થશે:

ટર્કી, સ્વીઝરલેન્ડ, આસીરિયા, મેસપોટેમિયા, ક્રોશિયા, સાઈલેશિયા, ક્રેટ, એબીસીનિયા, મોરિયા, ગ્રીસ, કુર્દિસ્તાન, વેસ્ટ ઈંડીઝ, વર્જીનિયા, બ્રેઝીલ.

મુખ્ય વાત તો એ છે કે આ ગતિથી આધુનિક વિચારોનો સદન્તર નાશ છે. ૧૨૦ વર્ષમાં જે યુગપરિવર્તન દૃષ્ટિગત થાય છે તેનું પૂર્ણ વર્ણન જો કરવામાં આવે તો આજે જનતા અસંભવ માનશે પરન્તુ એ અવશ્યભાવી છે.

# જીવન-ઝરણ

પ્રભા

રાજા હર્મુઝના મહામંત્રીએ પરદેશથી આવેલા કેટલાક વેપારીઓ પાસેથી, વીશ લાખની કિંમત આપી, તેમનો માલ ખરીદી લીધો. બીજેજ દિવસે બીજા દેશથી આવેલા વેપારીઓએ એ માલ ચાળીશ લાખમાં માગતાં મંત્રીએ રાજાનો અભિપ્રાય મગાવ્યો.

ને ઉત્તરમાં રાજાએ તેને જણાવ્યું, "તમે માલ લીધો એ જ મહા ગંભીર ભૂલ કરી છે. તમારી ફરજ રાજ્ય સંભાળવાની છે; વેપાર કરવાની નહિ. રાજ્યકર્તાઓ જો વેપારમાં માથું મારશે તો વેપારીઓ શું કરશે? માટે એ માલના વેચાણથી મળતો નફો આપણા નગરના વેપારીઓને વ્હેંચી આપો. ને તમે પોતે મહામંત્રીપદ છોડી વેપાર કરી ખાઓ."

× × ×

ગુજરાત પર જ્યારે એક બાજુએથી સપાદલક્ષપતિ ને બીજી બાજુએથી સેનાપતિ બારપ ચડી આવ્યા ત્યારે ગૂર્જરપતિ મૂળરાજ, એક સાંજે સાઢણી પર બેસી, સપાદલક્ષના તંબુ સમીપ જઈ પહોંચ્યો. ને ત્યાં ઊભેલા રક્ષકોને તેણે તેજસ્વી વાણીમાં કહ્યું:

"હું મૂળરાજ. મારે તમારા રાજાને મળવું છે."

રક્ષકો ડઘાઇ ગયા. તેઓ પોતાના રાજવીને આ સમાચાર આપવા જાય તે પહેલાં જ મૂળરાજ તેમને ડારતો સપાદલક્ષપતિના એકાંતખંડમાં જઈ પહોંચ્યો ને તેના સુવર્ણ-પલંગ પર બેસતાં બોલ્યો, "હું ગૂર્જરપતિ મૂળરાજ. તમારે જો મારી સાથે સામુંજ યુદ્ધ ખેલવું હોય તો આજે નહિ, પણ હું બારપને હરાવું ત્યાંસુધી થોભીને પછી સમરભૂમિ પર આવજો." ને ચમકેલો રાજા કંઈ ઉત્તર આપે તે પહેલાં જ મૂળરાજ આવ્યો હતો તે પ્રમાણે પાછો ચાલ્યો ગયો.

સપાદલક્ષનો રાજા ગૂર્જરપતિની આ હિંમતથી ચકિત બન્યો, ને મૂળરાજ બારપને હરાવીને જ્યારે તેને યુદ્ધ આપવા આવ્યો ત્યારે, તે સામનો કરવાની હિંમત પણ ન કરી શક્યો.

× × ×

જંગીઝખાન પોતાના એક મિત્રને મળવા ગયો ત્યારે તેને દગાની કંઈક ગંધ આવતાંજ તે બહારના તંબુમાં થોભી ગયો. ત્યાં તેના મિત્રે તેને મારવાને રોકેલા ત્રણ સૈનિકોને સામે ધસી આવતા જોઈ તે બાદશાહી ઢબે બોલ્યો, "દૂર હઠો. મારે બહાર જવું છે." મારાઓ કંઇ પણ સમજ્યા વગર દૂર હઠી ગયા. ને જંગીઝખાન શાંતિથી ત્યાંથી પસાર થઇ ગયો.

× × ×

આંગણે આવેલા અતિથિને પહેરવાનું કપડું વેચીને જમાડયા પછી તેગબ્હાદુરજી જ્યારે ભરનિદ્રામાં પરોવાયા હતા ત્યારે તેમના કાને એક ઝીણી ચીસ અથડાણી. તત્ક્ષણ ઊભા થઈ તે તરવાર લઇ ચીસને માર્ગે દોડયા. રસ્તામાં તેમના પગ નીચે એક સાપ દબાયો ને છંછેડાયલ સાપ તેમને કરડવા દોડયો. તેગબ્હાદુરે સાપને થોડીક ક્ષણ માટે થોભી જવા વિનંતી કરી ને તરતજ ચીસના સ્થળે જઇ પહોંચી તેમણે સંખ્યાબંધ બદમાશોથી લૂંટાતી એક વિધવાને પોતાના અપૂર્વ શૌર્યથી બચાવી લીધી. પણ તેમ કરતાં તેમના શરીર પર સંખ્યાબંધ ઘા પડયા. એ સ્થિતિમાં પણ તે સાપના દર પાસે પાછા ફર્યા ને તે સાપની

સમીપ પોતાનું શરીર ધર્યું. જ્યારે સાપ તેમના લોહિયાળ શરીરને ક્યાંય સ્પર્શી ન શક્યો ત્યારે તેજાજીએ પોતાની જીભને આગળ ધરી ને સાપે તે સ્થાન પર ડંખ દીધો.

× × ×

નિઝામનો સર્વસત્તાધીશ સાલારજંગ જ્યારે ઇંગ્લાંડમાં હતો ત્યારે તેને લોરા બેલ નામે એક સૌન્દર્યવાન યુવતી સાથે મૈત્રી બંધાણી. સાલારજંગે વર્ષો સુધી એ મૈત્રીનો નશો અનુભવ્યો. પણ છેવટે તેને માટે હિંદ આવવું અનિવાર્ય બન્યું. ને એ પ્રસંગે પોતાની પ્રિયતમાને એક રત્નજડિત વીંટી આપતાં તે બોલ્યો, "કોઈ પણ પ્રસંગે મારી સેવાની જરૂર હોય તો આ વીંટીથી તું ગમે ત્યા તે મેળવી શકીશ."

સાલારજંગ પાછો ફર્યા પછી થોડા જ વખતમાં સત્તાવનનો બળવો ફાટી નીકળ્યો. કેટલાક રાજાઓ બળવાખોરોના પક્ષે જોડાવા લાગ્યા. પણ, બ્રિટનના યુવરાજની સલાહથી લોરા બેલે મોકલાવેલી પ્રેમવીંટીથી બંધાયલા સાલારજંગને તો નિઝામ–રાજ્યની બધી જ શક્તિ ને સમૃદ્ધિ બ્રિટિશ સરકારને ચરણે ધરવી પડી

× × ×

નામાંકિત અમેરિકન રાજપુરુષ વેબ્સ્ટર બાલપણમા એક દિવસે મેલા હાથે નિશાળમાં ગયેલો. સ્વચ્છતાપ્રેમી શિક્ષકે છોકરાઓના હાથ જોવા માગ્યા. વેબ્સ્ટરે પોતાના ડાબા હાથને પીઠ પાછળ છુપાવ્યો ને જમણો હાથ પાટલુન સાથે ઘસીને સાફ કરી શિક્ષક આગળ ધર્યો.

"આટલો મેલો હાથ!" શિક્ષક ચીડાઈ ઊઠ્યો. પણ પછી કંઈક શાંત પડી તે બોલ્યો, "આ શાળામાંથી તું આના જેવો બીજો મેલો હાથ શોધી કાઢે તો તને તરત માફ કરી દઉં."

"એના જેવો જ શા માટે?" વેબ્સ્ટર હસીને પીઠ પાછળ છુપાવેલો પોતાનો બીજો હાથ આગળ ધરતાં બોલ્યો, "એના કરતાં પણ વિશેષ."

× × ×

ફ્રાન્સપતિ લુઇએ પોતાના એક ગરીબ નોકરને મદદ કરવાને એક પુસ્તકમાં પાંચસો ક્રાઉનની નોટો ગોઠવી તે તેને ભેટ મોકલાવ્યું. થોડોક સમય જવા દઈ લુઇએ એ નોકરને પૂછ્યું, "પુસ્તક કેવુંક હતું?"

નોકરે હસીને વિનયપૂર્વક કહ્યું, "નામદાર, એ પ્રથમ ભાગ હું વાંચી ગયો છું. ને તેનો બીજો ભાગ વાંચવાને ઘણોજ આતુર છું."

રાજાએ તેને પાંચસોની નોટો સાથેનું એવુંજ એક બીજું પુસ્તક ભેટ મોકલાવતાં નીચે નોંધ લખી, "આ પુસ્તક બે ભાગમાં પૂરું થાય છે."

× × ×

નેપોલિયનના યુગમાં ફ્રાન્સની ટંકશાળમાં પાંચ ફ્રાંકનો એક સિક્કો તદ્દન બેડોળ છપાઇને બહાર પડી ગયો. એવા સિક્કા પાછા ખેંચવાનું મુશ્કેલ બન્યું કેમકે સિક્કાશોખીનો ડબલ નાણાં આપતાં પણ એ સિક્કા પાછા ન સોંપે. નેપોલિયને તરત જ એક યુક્તિ લડાવી. તેણે જાહેર કર્યું કે, "પાંચ ફ્રાંકના નવા સિક્કાની મધ્યમાં મારા હાથનો લખેલો પચાશ લાખ ફ્રાંકનો ચેક એક છે. માટે તે જેને મળે તેણે તે તરતજ બેંકમાં વટાવી જવો."

જેની જેની પાસે એ સિક્કા પહોંચેલા તે તે સર્વેએ ચેક મેળવવાને એ સિક્કા તોડી

નાંખ્યા; ને એ રીતે કોઈ પણ જાતનાં નુકશાન વગર એ બેડોળ સિક્કાઓ ચલણમાંથી દૂર કરી દેવાયા.

× × ×

સેનાપતિ મ્યુટન એક પ્રસંગે નેપોલિયનને મળવા આવ્યો ત્યારે તેની તદ્દન બેડોળ ગાડી જોઇ નેપોલિયને તેને તેનું કારણ પૂછયું.

"નામદાર," મ્યુટને ધીમેથી કહ્યું, "અમારા જેવાને કિંમતી ગાડીઓ શી રીતે પોસાય?"

નેપોલિયને તરતજ મ્યુટનને ત્રણ લાખ ફ્રાન્કનો એક ચેક લખી આપ્યો. થોડા દિવસ પછી મ્યુટન ફરી નેપોલિયનની મુલાકાતે આવ્યો ત્યારે એની એ જ જૂની ગાડી જોઈ નેપોલિયને તેને ચેકની યાદ દેવરાવી. મ્યુટન તે સાંભળતાં જ બોલ્યો, "એ પૈસા જો વાપરી નાંખવાને જ મને આપેલા હોય તો બહેતર છે કે હું તે આપને પાછા જ સોંપી દઉં."

× × ×

ડેન્માર્કમાં વિજય વરી આગળ વધતી જર્મન સેના જો જ્યૂટલેન્ડમાં પ્રવેશે તો પશ્ચિમની સત્તાઓ વિરોધ ઉઠાવશે માની, ચાન્સેલર પ્રીન્સ બીસ્માર્કની સૂચનાથી, જર્મન યુદ્ધકચેરીએ સેનાપતિ રેંગલ પર થોભી જવાનો તાર કર્યો. સેનાપતિને તારનો અમલ તો કરવો જ પડયો. પણ તેણે હૈયાની વરાળ કાઢતાં જર્મન શહેનશાહને જણાવ્યું કે, "વિજયપરંપરાને અધવચથી જ અટકાવી દેતા આ રાજનીતિજ્ઞોને તો ફાંસીને માંચડે જ લટકાવી દેવા જોઇએ."

બીસ્માર્કને આ ટીકાની ખબર પડતાં તેણે રેંગલ સાથે બોલવાનું બંધ કર્યું. રેંગલને પણ પાછળથી પોતાની ભૂલ સમજાણી. એક દિવસે બંને શહેનશાહનાં મહેલમાં ખાણાંના ટેબલ પર એકઠા મળ્યા. બીસ્માર્કની મૂક ગંભીરતા નિહાળી રેંગલે પૂછ્યું: "શું તમે એ પ્રસંગ ભૂલી ન શકો?"

"કોઈ કાળે નહિ."

"તમે મને માફ પણ ન કરી શકો?"

"ઘણી જ ખુશીથી"—કહી બીસ્માર્કે પોતાનો હાથ લંબાવ્યો.

× × ×

ગેની હોટેલમાં ઊતરેલા એક અમેરિકન રાજપુરુષને ખોરાકમાં કંઈક પ્રતિકૂળતા જણાતાં તે ફરિયાદ કરવાને ગે પાસે દોડયો. રસ્તામાં તેને ગેને આબેહૂબ રીતે મળતો આવતો સેનાપતિ કેસ મળી ગયો ને તેને જ ગે માની લઇ તેની સમક્ષ તેણે ફરિયાદ કરવા માંડી. ઉત્તરમાં કેસે હસીને કહ્યું:

"ભાઇ હું ગે નથી. સેનાપતિ કેસ છું."

રાજપુરુષે ભૂલ માટે સેનાપતિની માફી માગી ને કેસ હોટેલની બહાર ચાલ્યો. પણ પછી કંઇક યાદ આવતાં તે હોટેલમાં પાછો ફર્યો ને પુનઃ પેલા રાજપુરુષ સાથે અથડાયો.

"ભાઇ ગે" રાજપુરુષે હસીને તેની સાથે હાથ મિલાવતાં કહ્યું, "હું તને ફરિયાદ કરવા આવતો હતો. ત્યાં રસ્તામાં પેલો મૂર્ખ ને ઉલ્લુ કેસ મળી ગયો. ને હું તો તેને જ ગે માની બેઠો."

"ને અત્યારે પણ તમારી સમક્ષ એ મૂર્ખ ને ઉલ્લુ કેસ જ ઊભેલો છે." કેસે કંઈક ગંભીરતાં જાળવીને ઉત્તર દીધો.

---

# ગૂજરાતનો "સર્વસંગ્રહ" કેમ તૈયાર થઈ શકે?

પ્રો કેશવલાલ હિં કામદાર, એમ એ.

વડોદરારાજ્યના સર્વસંગ્રહ—ગેઝેટિયરના બે ગ્રંથોનું સસ્મરણ કરવાના કામમાં હું બે વરસ થયાં પરોવાએલો હતો તે હમણા જ તેથી ફારેગ થયો તેથી તે સબધી મારા કેટલાક અનુભવો હું અહીં ગૂજરાતી શિષ્ટ સમાજ સમક્ષ મૂકવા ઇચ્છુ છુ એવી ઇચ્છાથી કે તે સૂચનાઓનો અમલ કોઈ સ્થળે થાય તો ગૂજરાત-કચ્છ-કાઠિયાવાડ સબધી આપણું જ્ઞાન ઘણુ સુધરી જાય,

બધા પ્રયાસોમા થયુ છે તેમ વડોદરારાજ્ય સર્વસંગ્રહના પ્રયાસમા પણ પ્રથમ સ્થાન ભોગવે છે, અને તે માટેનું માન તેના મરહૂમ રાજ્યકર્તા મહારાજા સયાજીરાવ ગાયકવાડને ઘટે છે વડોદરારાજ્યની કેટલીક હકીકત મુંબઇ ગેઝેટિયરમાંથી પ્રથમ મળી શકતી હતી, તેમાંથી એકત્રિત કરી તે હકીકત બે ગ્રથોમાં મૂકવા માટે કૈલાસવાસી સદ્ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડે રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ તથા વડોદરા-કૉલેજની પ્રિન્સિપલ ક્લાર્ક, તેમને તે કામ સોંપેલુ એમણે અને મુખ્યત્વે રા બ ગોવિંદભાઈ સાહેબે એ કામ ૧૯૨૧માં પૂરુ કર્યું તે કામ સુદર હતુ એમાં માત્ર મુબઇ ગેઝેટિયરમાંથી ઊતારાઓ લેવામા આવ્યા નહોતા તેમા તો વડોદરારાજ્યના બધા તાલુકાઓની વિગતવાર માહિતી, વડોદરારાજ્યનો હમણાંનો સળગ ઇતિહાસ, મહારાજા સયાજીરાવ ગાયકવાડની કારકિર્દી, વગેરેની હકીકતો આપવામા આવી હતી, જે હકીકતો તદ્દન નવીન હતી, અને જેમને એકઠી કરવામા સંપાદકોએ, અને સવિશેષ રા બ ગોવિંદભાઈ સાહેબે ખાસ ધ્યાન રાખેલુ

હુ એ પ્રયાસની રૂપરેખા અહીં આપું તો વાચકને તેનો બરોબર ખ્યાલ આવી જશે એ ઇગ્રેજી ગ્રથોના ગૂજરાતી અનુવાદો કરવામા આવ્યા છે, જે અનુવાદો વડોદરા સર્વસંગ્રહને નામે ઓળખાય છે આ ગેઝેટિયરના ઇંગ્રેજીમા બે ગ્રથો છે પહેલા ગ્રથમા પ્રથમ વડોદરારાજ્યની ભૂગોળગત હકીકતો આપવામા આવી છે અને પછી તેના ખનિજો, તેની જુદી જુદી ખેતીની પેદાશ, તેનો વેપાર-રોજગાર વગેરે આપવામા આવ્યાં છે પછી વડોદરારાજ્યમા વસતી જુદી જુદી પ્રજાઓનાં લક્ષણો, તેમનો ઇતિહાસ તેમની સસ્કૃતિ વગેરે ચર્ચવામાં આવ્યા છે વડોદરારાજ્યમા તે વખતે અસ્તિત્વ ધરાવતા સંપ્રદાયોનો વિચાર તે પછી કરવામાં આવ્યો છે રા બ ગોવિંદભાઇ સાહેબે વસતિપત્રકોનું કામ કરેલુ એટલે તેનો અનુભવ તેમણે આ પ્રકરણમા મૂકયો છે અને લોકસખ્યાને અને તેમની સસ્કૃતિને આકડાવાર સમજાવી તેમણે આ પ્રકરણોને રસિક બનાવ્યા છે

વડોદરારાજ્યનો ઇતિહાસ પ્રથમ ગ્રથમા આવી જાય છે અને તેમા મુખ્યત્વે મરાઠી વિભાગ તેમા પણ ગાયકવાડી વિભાગ, ખાસ ધ્યાન ખેંચે છે આ ઇતિહાસ મુખ્યત્વે જૂનાં

પુસ્તકોના ઊતારાઓનો–અવતરણોનો અને સારવાળો છે. ત્યાર પછી મહારાજા સયાજીરાવ ગાયકવાડની કારકિર્દી ઇ. સ. ૧૯૧૯ સુધી બતાવવામાં આવી છે.

બીજો ગ્રંથ 'વડોદરારાજ્યનો વિશિષ્ટ ગ્રંથ' કહી શકાય; તેમાં વડોદરારાજ્યની રાજ્યવ્યવસ્થા બતાવવામાં આવી છે. એ વ્યવસ્થા અને તેનો ઇતિહાસ ખરેખર રસિક અને બોધપ્રદ છે; ખાસ કરીને ઇજારાપદ્ધતિ, 'જમીન–મહેસૂલનો બંદોબસ્ત, શાહુકારો સાથેનો ગાયકવાડોનો સંબંધ અને પેઢીઓ-ગિરાસના કાર્યવાહનું વર્ણન એકદમ બોધક છે. ત્યાર પછી સર્વસંગ્રહમાં તાલુકાવાર માહિતી આપવામાં આવી છે, જે માહિતી વૈશેષિક માહિતી છે. તેમાં સરહદ, જમીન, હવામાન, વસતિ, ખાતેદારો, મહેસૂલી બંદોબસ્તનો દર, પોલિસ, આબકારી, શિક્ષણસંસ્થાઓ, શહેરોનો તથા ગામડાંનો ઇતિહાસ, ખાસ કરીને તેમની જાણવાજોગ જગાઓ, એ બધું આવી જાય છે. આવી રીતે બંને ગ્રંથો પૂરા થાય છે. તેનાં કુલ ૧૫૦૦ પાનાં લગભગ છે.

આ ગ્રંથોને લખાયાં ૨૦ વર્ષો થઇ ગયાં તે બાદ મહારાજા સયાજીરાવ ગાયકવાડે તેના સંસ્કરણ માટે સમિતિ નીમી, જેના પ્રમુખ તરીકે રાજરત્ન રા. સં. માને પાટિલને નીમ્યા. સભાસદો તરીકે પ્રો. વિ. સં. ટિલક તથા પ્રો. કે. હિં. કામદારને નીમ્યા અને સેક્રેટરી તરીકે પ્રો. ચિ. વિ. જોશી મૂકવામાં આવ્યા.

ગયાં વીસ વરસનો વખત ખરેખર, વડોદરારાજ્યની, બલકે ગૂજરાત–કાઠિયાવાડની સંસ્કૃતિના ઇતિહાસમાં અગત્યનો વખત હતો. મહારાજા સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યનું જે સંસ્કરણ કર્યું હતું તેનાં પરિણામો આ સમયમાં દેખાયાં. એ વખતે ગૂજરાત–કાઠિયાવાડમાં અદ્ભુત ચૈતન્ય આવ્યું. તે પ્રદેશનું અર્થકરણ એ સમયમાં એકદમ ફરી ગયું. કૃષિ ઉપરાંત વાણિજ્ય અને કારખાનાંની ધમધોકાર વ્યવસ્થા એ ગૂજરાતનું મુખ્ય લક્ષણ થઇ ગયું. ગામડાં ભાગી શહેરો થયા. નાતો તૂટી સમાજો થયા. ખોબા જેટલા રાજ્યના મહેકમને બદલે સારા રાષ્ટ્રને શોભાવે તેવી રાજ્યવ્યવસ્થા આપણે ત્યાં થઈ. આ બધું અમારે આપવું જોઈએ. નવા સસ્કરણમાં તે ખચીત આવવું જોઈએ અને તે પ્રમાણે અમે કર્યું છે. છેવટે, સર્વ વિગતોના કળશરૂપે મહારાજા સયાજીરાવના અમલનો પૂરો વૃત્તાંત અમે આપી શક્યા, જાણે કે તેમને વિધિએ કોઈ સંદેશ આપ્યો હોય તેમ, અમે એ વૃત્તાંત તેમના જીવનના છેવટની પલ સુધી આપી શક્યા, જે માટે અમને અતિ શોક થયો, કારણ કે પોતે ઇંગ્લેંડમાં હતા ત્યારે પણ અમને હર વખત યાદ કરાવતા કે અમારે અમારૂં કામ ચોખ્ખું ને શુદ્ધ અને તે પણ વેળાસર પાર ઊતારવું. તેમણે કેટલીક સૂચનાઓ તે માટે કરેલી છે, જે અમે ચોક્કસ પાર ઊતારીશું.

સર્વસંગ્રહના સંસ્કરણનું કેટલુંક કામ મારા ઉપર આવેલું. મેં તે કામ ગૂજરાત–કાઠિયાવાડના પુત્ર તરીકે, મહારાજાના અધિકારી તરીકે, અને કોલેજમાં ગૂજરાત–સૌરાષ્ટ્રની સંસ્કૃતિના અભ્યાસી તરીકે આનંદથી શિર ઉપર લીધું અને તેને પરિપૂર્ણ બનાવવા યોગ્ય જવાબદારી તથા મહેનત ઉઠાવી. મારું તે પવિત્ર કર્તવ્ય છે એમ મેં પહેલેથી જ માની લીધું છે. એ કામ પાર ઊતારવામાં મને રાજ્યના અમલદારોનો, પ્રજાના અભ્યાસી વર્ગનો, અમારી સમિતિના પ્રમુખનો તથા સેક્રેટરીનો, તથા બીજા સભાસદ પ્રો. ટિળકનો પૂરો સાથ હતો.

સર્વસંગ્રહના અમારા હાથે થએલા સંસ્કરણનાં મુખ્ય લક્ષણો હું અહીં ટૂંકામાં કહી જઈશ. ગૂજરાત–સૌરાષ્ટ્રની, એટલે કે વડોદરારાજ્યના તેટલા વિભાગની ભૂગોળ તો જેવી હતી તેવી જ રહી છે. સરહદોમાં ઘણો નજીવો ફેરફાર થયો છે. તેથી તેનું સંસ્કરણ અમારે હાથે ખાસ નવીન ન થયું હોય તે સ્વાભાવિક છે. પણ વડોદરારાજ્યની પ્રજાઓના વિભાગો તથા તેના ધર્મો, સંપ્રદાયો વગેરેની સમજાવટમાં અમે ચોક્કસ નવીન સંસ્કરણ કર્યું છે. આપણી પ્રજાઓના વિભાગોની માહિતી હાલ આપણને વધારે વિગતવાર અને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે મળી શકે છે. કેટલાક વિભાગોની સંસ્કૃતિઓ ઉપર તો તદ્દન નવીન સાહિત્ય બહાર પડયું છે; કયાંક કયાંક તો તે માટે એમ. એ. ની ડિગ્રીના નિબંધો લખાયા છે. સુભાગ્યે, મને તે હકીકતો નિબંધકારોના અને પુસ્તકો વગેરેના લેખકોના સૌજન્યથી મળી શકી, જેનો મેં નવા સંસ્કરણમાં ઉપયોગ કર્યો છે. આપણા ધર્મો, સંપ્રદાયો, વગેરેની સંસ્કૃતિના વિચારોમાં પણ અમે નવીન સંસ્કરણ કરી શક્યા છીએ. કેટલીક નવીન સંસ્થાઓને અમે આ નવીન અહેવાલમાં સમાવી દીધી છે.

વડોદરારાજ્યનો એટલે ગૂજરાતનો ઇતિહાસ. તે ઇતિહાસનાં જૂનાં અને મધ્યકાલીન પડોને સંસ્કૃતિના પારિભાષિકોમાં સમજાવવા અમે યોગ્ય પ્રયાસ કર્યો છે. મરાઠી અને ગાયકવાડી અમલની સમીક્ષાને અમે નવો ઓપ આપ્યો છે. મહારાજા સયાજીરાવ ગાયકવાડનો અમલ, એટલે ગૂજરાતમાં અને સૌરાષ્ટ્રમાં નવીન ગૌરવની સ્થાપના અને તેનો અનોખો વિકાસ, એ સમજાવવા અમે વગરખુશામતે, યોગ્ય પ્રયત્ન કર્યો છે. ગૂજરાતના સાહિત્યની, ગૂજરાતની કલાસમૃદ્ધિની અમે ટૂંકી અને આછી રૂપરેખા આ બીજા સંસ્કરણમાં લીધી છે.

વડોદરારાજ્યની તાલુકાવાર નોંધોને અમે નવું ચૈતન્ય આપ્યું છે. આ માટે આખા રાજ્યમાં ફરી શકું તે માટે નામદાર દીવાન સાહેબે તથા મંત્રીમંડળે મહેકમ નક્કી કરેલું. તેથી ક્યાંક ક્યાંક મારી સાથે પ્રો. ટિળક તથા પ્રો. જોશી ફર્યા હતા; તથા ઘણોખરો હું એકલો આખા રાજ્યમાં ફરી શકયો છું. એ પ્રવાસ મેં વેકેશનોમાં કર્યો છે. તે દરમ્યાન મને ઘણું જાણવાનું અને નોંધવાનું મળ્યું છે. તેથી મરાઠી ઇતિહાસની મારી ભાવના પૂર્વે જે હતી તેનું સંસ્કરણ થયું છે. એ વખતના ગાયકવાડી અમલદારો ખરેખર વિદ્વત્ત્વના સંરક્ષકો હતા, વૈદિક અભ્યાસને આશ્રયદાતાઓ હતા, ચિત્રકળાને પોષનારા હતા, ગોબ્રાહ્મણના પ્રતિપાળકો હતા, જંગલોમાં મંગળ ફેલાવનાર સુધારકો અને કુશળ વસાયતકારો હતા. ગૂજરાત–સૌરાષ્ટ્રની નવીજૂની સંસ્કૃતિને સમજવામાં મને આ પ્રવાસ ઘણો માર્ગદર્શક થયો છે.

એ માર્ગદર્શન અમારા સંસ્કારિત સર્વસંગ્રહમાં અમે વાચકને કરાવવા પ્રયત્ન કર્યો છે. વધારે પ્રયત્ન હું કોઈ વાર ગૂજરાત–સૌરાષ્ટ્રને તેમની ભાષામાં, અને હિંદુસ્તાનને હિંદની સર્વસામાન્ય ભાષામાં, એટલે ઈંગ્રેજીમાં કરાવવા ઇચ્છું છું. એ મારી અભિલાષા બાળપણથી જ છે. તે પ્રયત્ન સિદ્ધ થાય તે માટે અનુભવની જરૂર છે એમ હું માનું છું. હજુ મારો એ દિશાનો અનુભવ થોડોક અધૂરો છે, જે અધૂરી દશાને ટાળવા હું પ્રયત્નશીલ થવા ઇચ્છું છું. એમાં ઈશ્વર મને સિદ્ધિ આપો એટલી જ મારી અભ્યર્થના છે.

---

અનુસંધાન પૃ. ૧૦૪ ]

અજયરાજ પછી તેનો ભાઈ અર્ણોરાજ ગાદીએ આવ્યો: (૧૧૯૬ થી ૧૨૦૭). તે આન્ન, આનલ, અનલદેવ, આનાક, અર્ણોરાજ, પુરણપાળ, પુરણરાય વગેરે નામે ઓળખાયો છે. તેણે માળવકન્યા સુધવા સાથે લગ્ન કરેલું. તે યવનોનો ઘણોજ વિરોધી હતો. અજમેર પર ચડી આવતા યવનસૈન્યનો તેણે નાશ કરી નાંખેલો ને એમના લોહીથી અપવિત્ર બનેલી ભૂમિને ખોદાવી નાંખી તેણે ત્યાં આનાસાગર સરોવર બંધાવ્યું.[૮]

તે પ્રખ્યાત જૈનાચાર્ય જિનદત્તસૂરિનો પરમ ભક્ત હતો. તે સૂરિની પ્રેરણાથી તેણે જૈન મંદિરો બાંધવાને સંઘને જમીન ભેટ ધરેલી.[૯]

ગૂર્જરપતિ સિદ્ધરાજનો તે પ્રીતિપાત્ર હતો. પણ કુમારપાળ જ્યારે ગુજરાતની ગાદીએ આવ્યો ત્યારે તેણે ગુજરાત પર ચડાઈ કરી. તેમા તે હાર્યો ને તેણે પોતાની પુત્રી જલ્હણદેવી કુમારપાળ વેરે પરણાવી.[૧૦] ત્યારથી સપાદલક્ષ ગુજરાતનું ખંડિયું બન્યું.

આ અર્ણોરાજનું તેના વડાપુત્ર જગદેવના હાથે ખૂન[૧૧] થતાં તેનો બીજો પુત્ર વિગ્રહરાજ (વિશલદેવ ચોથો) સપાદલક્ષની ગાદીએ આવ્યો. (૧૨૦૯ થી ૧૨૨૦). તે વીર સેનાપતિ, રસિક નાટ્યકાર ને સમર્થ વિદ્વાન હતો તેની સભામા અનેક મહાકવિઓ હતા. તેણે અજમેરમાં એક વિશાળ 'સરસ્વતીમંદિર' બંધાવેલું તેણે 'હરકેલિ' નામે એક નાટક લખ્યું ને ૧૨૧૦ મા તે અજમેરમાં શિલા પર કોતરાવેલું[૧૨] યવનોને હિંદમાંથી બહાર હાંકી કાઢવાની તેને ઊંડી ભાવના હતી. તે પોતાના વિપુલ સૈન્ય સાથે હિંદમાં આગળ વધતા યવનો સામે ધસી ગયેલો ને તેમને લગભગ હિંદ બહાર હડસેલી મૂકી તેણે હાંસી ને દિલ્હી કબજે[૧૩] કરેલા ને તેમને સપાદલક્ષમા ભેળવી દીધેલાં. ગુજરાતે તેના પિતાને હરાવેલ હોઈ ગુજરાત પર તેને વેર હતું પણ ગુજરાતના સમર્થ શાસક કુમારપાળ સામે કંઇ પણ કરી શકવાને અશક્ત હોઇ તેણે કુમારપાળને મદદ કરનાર ચૌહાણ સામંત આલ્હણ પર ચડાઈ કરી નડૂલ ખેદાનમેદાન કરેલુ ને જાબાલીપુર બાળી નાંખેલું.[૧૪]

સમર્થ સેનાપતિ છતા તેને ધર્મ પ્રત્યે ઊંડો પ્રેમ હતો. તેણે પોતાના રાજ્યમાં એકાદશીએ હિંસાને સર્વથા અટકાવી દીધેલી[૧૫] અજમેરમાં તેણે, ધર્મઘોષસૂરિની પ્રેરણાથી, 'રાજવિહાર' નામે એક ભવ્ય મંદિર બંધાવેલું ને અરિસિંહ ને માલવપતિના સાથમાં તેણે એ મંદિરનો ભવ્ય ધ્વજમહોત્સવ ઊજવેલો.[૧૬] તેના રાજશાસનમાં, અજમેરમાં, સંવત ૧૨૧૨ ના ચૈત્ર સુદ ૧૩ ને ગુરુવારે 'ઉપદેશપદ'ની ટીકા લખાયલી.[૧૭] જે આજે પણ જેસલમીરના ભંડારમા જળવાઈ રહી છે.

---

૮. नागरी-प्रचारिणी पत्रिका.

૯. अपभ्रंश काव्यत्रयी-ની ભૂમિકા (લાલચંદ ભ. ગાંધી)

૧૦. આ વિધાન સંબંધમા ગુજરાતના બધાજ ઐતિહાસિક ગ્રન્થો એકમત છે.

૧૧. ૧૨. Indian chronology. राजपूतानेका इतिहास.

૧૩. દિલ્હીના શિવાલિક સ્તૂપ પરનો લેખ.

૧૪. બીજોલિયામા સંવત ૧૨૨૬ નો સોમેશ્વરનો શિલાલેખ. (જર્નલ ઑફ ધી બેંગાલ એશિયાટિક સોસાઇટી પુ ૫૫.)

૧૫. ૧૬. પાટણ-ભંડાર-ગ્રન્થસૂચી. ૧૭. જેસલમીર-ભંડાર-ગ્રન્થસૂચી. (ગા. ઓ. સી.)

તેની પછી પિતૃઘાતક જગદેવનો પુત્ર પૃથ્વીભટ્ટ (પૃથ્વીરાજ બીજો) અજમેરની ગાદીએ આવ્યો. તેના શાસનમાં ખાસ નોંધપાત્ર બનાવો બનેલા જણાતા નથી. ૧૨૨૪ના હાંસીના ને ૧૨૨૬ના મેનાલગઢના શિલાલેખોથી એટલું જ જાણવા મળે છે કે એ સમય દરમિયાન સપાદલક્ષનો શાસક તે હતો.

પૃથ્વીભટ્ટની પછી અર્ણોરાજનો ચોથી નાનો પુત્ર સોમેશ્વર અજમેરની ગાદીએ આવ્યો. (૧૨૨૬થી ૧૨૩૪). તેણે કુમારપાળને મલ્લીકાર્જુન સાથેના યુદ્ધમાં મદદ કરી ને તે ગુજરાતનો મિત્ર બન્યો. તે સંગીતવિદ્યામાં નિષ્ણાત હતો.[૧૮] સંવત ૧૨૨૬નો બીજોલ્યાનો ને ૧૨૩૪ ના ભાદ્રપદ સુદ ચોથનો આંવલદાનો શિલાલેખ તેના તે સમય દરમિયાનના સપાદલક્ષના શાસકપદની ખાત્રી પૂરે છે.

સોમેશ્વરે ચેદિની રાજકુંવરી કર્પુરદેવી સાથે લગ્ન કરેલાં. ને તે રાણીથી તેને પૃથ્વીરાજ (૧૨૦૫)[૧૯] નામે પુત્ર થયો. ઇતિહાસમા આ પૃથ્વીરાજને 'ચૌહાણ પૃથ્વીરાજ ત્રીજો'ના નામે ઓળખાવવામાં આવે છે. અને તે જ નરવીર આપણો ચરિત્રનાયક મહાન **પૃથ્વીરાજ** છે. સમય જતાં તે ઇક્ષ્વાકુ, રઘુ ને રામનો સમોવડિયો લેખાયો ને હિંદુઓના રક્ષક, જ્યોતિર્ધર ને અંતિમ સમ્રાટ તરીકેની તે કીર્તિ વરી ગયો.

સપાદલક્ષના ચૌહાણ રાજાઓના મંત્રીઓ ગુજરાતના મંત્રીઓની જેમ મુખ્યત્વે જૈન[૨૦] હતા. તેમની કુનેહથી સપાદલક્ષની સત્તા ભવ્ય સ્વરૂપમા વિસ્તરી હતી. વિગ્રહરાજના સમયથી માળવા સાથે મિત્રતા ચાલી આવતી હતી. સોમેશ્વરના સમયમાં ગુજરાત સાથે મિત્રતા સંધાણી. દિલ્હી ને હાંસી સપાદલક્ષના પ્રાંતો લેખાતા. પૂર્વ, મધ્ય ને દક્ષિણ હિંદના મુખ્ય પ્રાંતો પર સપાદલક્ષનો પ્રભાવ ધીમે ધીમે જામવા લાગ્યો હતો. એટલે સોમેશ્વરે જ્યારે પૃથ્વીરાજને શાસન (૧૨૩૫) સોંપી સંન્યસ્ત[૨૧] સ્વીકાર્યું ત્યારે પૃથ્વીરાજના હાથમાં નોંધપાત્ર મહારાજ્ય મુકાયું હતુ. એ મહારાજ્યને તેણે પોતાની અપૂર્વ પ્રતિભાથી સામ્રાજ્ય બનાવ્યું.

ગાદીએ બેઠા પછી તરતમા જ તેને નાગોર નગરની સમીપ ખટુપુર ગામમાં ખોદકામ કરાવતાં એક દ્રવ્યભંડાર[૨૨] મળી આવ્યો. આ નાણાએ તેને અનેક પરોપકારી કામોમાં મદદ કરી.

તેનો મંત્રી કૈમાસ (કદંબમાસ)[૨૩] એક કુનેહબાજ રાજદ્વારી હતો. જ્યારે સેનાપતિ ચામુંડરાય વીરશિરોમણી લેખાતો. એ બન્નેની બુદ્ધિ–શક્તિ પણ તેને ખૂબ સહાયક થઈ પડી.

સપાદલક્ષનું પાટનગર જેમ અજમેર હતુ તેમ મહત્ત્વનું નગર દિલ્હી હતું. પૃથ્વીરાજે પોતાના ભાઇ ગોવિન્દરાજને સામંતશિરોમણિ બનાવી તેના હાથમાં દિલ્હીનું શાસન મૂક્યું.

---

૧૮ संगीतरत्नाकर.

૧૯ भारतवीररत्नमाला વગેરે ગ્રન્થોમાં પૃથ્વીરાજનો જન્મસમય ૧૨૧૫ લેવામા આવ્યો છે. પણ બીજા પ્રમાણો ને સંયોગો જોતા 'પૃથ્વીરાજ રાસો'માં વધ પ્રસંગે પૃથ્વીરાજની વય ૪૩ જણાવવામા આવી છે તે વ્યાજબી જણાય છે. ને પૃથ્વીરાજનો વધ ૧૨૪૮ના અંતમા અથવા તો ૧૨૪૯ની શરૂઆતમા સર્વમાન્ય. [ कृष्णानयरकल्प, आशाधरचरित्र, Indian Chronology, राजपूतानेका इतिहास १ ] થયેલ છે. એટલે પૃથ્વીરાજનો જન્મ ૧૨૦૫ મા જ વધારે સંભવિત જણાય છે.

૨૦ યશશ્ચંદ્ર કવિ કૃત 'मुद्रितकुमुदचन्द्र' પ્રકરણ (નાટક). ૨૧ हम्मीर.

हिन्दी विश्वकोश–भारतवीररत्नमाला. ૨૩ राजपूतानेका इतिहास.

શાહબુદ્દીનના કેટલાક અમીરો પૃથ્વીરાજની પૂર્વની ઉદારતાને સંભારી તેને જતો કરવાના મતના હોઇ[42] શાહબુદ્દીનને પોતાના સૈન્યમાં જ બેદિલીનો ભય લાગ્યો હતો. એટલે તેણે પોતાને સાત સાત વાર જતો કરનાર એ મહાન હિંદુ વીરને રાતોરાત કિલ્લામાં જીવતો ચણાવી દીધો.[43] ઘેરો ઘાલી પડેલા ઉદયરાજને આ સમાચાર મળતાં તેણે કેસરિયાં કર્યાં ને તે પોતાના સાથીઓ સાથે દિલ્હીની ભાગોળે સૂતો.[44]

આ પછી શાહબુદ્દીને દિલ્હી અને અજમેરની પ્રજાની કતલ ચલાવી. જમ્મુથી માંડી કન્નાણનગર[45] ( દક્ષિણ હિંદ ) ને આખૂથી કામરૂપ સુધીના પ્રદેશમાં ભય અને ત્રાસનું સામ્રાજ્ય વ્યાપી ગયુ

તે પછી શાહબુદ્દીને પૃથ્વીરાજના પુત્ર ગોવિન્દરાજને સપાદલક્ષનો અધિકાર સોંપ્યો. પણ તેણે યવનોનું આધિપત્ય કબૂલતાં કાકા હરિરાજે તેના પાસેથી ગાદી ખૂંચવી લીધી.[46] ગોવિન્દરાજ રણથંભોર જઇને[47] રહ્યો ને હરિરાજે સ્વતંત્ર પ્રતાપ દાખવવા માંડતાં યવનોએ ફરી ભયકર આક્રમણ કર્યું ને હરિરાજ તેમાં મરાયો.[48] તે પછી વીર હમ્મીરના સમય સુધી રણથંભોર ચૌહાણોનુ પાટનગર રહ્યું.

---

૪૨ हम्मीर महाकाव्य ૪૩. दुर्गांतरेऽचिचयत्-हम्मीर महाकाव्य ૪૪. हम्मीर महाकाव्य. ૪૫. श्रीजिनप्रभसूरि અને सुलतान महम्मद. ૪૬–૪૭–૪૮. राजपूतानेका इतिहास.

---

## હું ધારૂં તો–

ભર્ગ

ધારૂં હું તો આભ નીચે ઉતારૂ,  
ઝંઝાનિલોને કરૂં બંધ પૂરા;  
સમુદ્રને કાચલીએ ઉલેચી  
ઠારૂં તળેના વડવાનલો સૌ.

ઊડે બાલુનો ગ્રહું હાથમાં હું,  
તંતુથી બાંધું હું વ્યાઘ્રો સિંહોને;  
રે વાચકો ! શું ભ્રમમાં પડયાં છો ?  
એ જાણતો હું નથી ધારવાનો.

✳

# આંતરરાષ્ટ્રિય વ્યાપાર

નર્મદાશંકર હ. વ્યાસ.

**આંતરરાષ્ટ્રિય** વ્યાપાર એટલે જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચેનો આર્થિક વ્યવહાર અને વ્યાપાર. શ્રમની વહેંચણીનું વિસ્તૃત સ્વરૂપ આંતરરાષ્ટ્રીય વ્યાપારમાં પરિણમે છે. પ્રત્યેક દેશમાં અમુક જાતના ઉત્પાદનની કુદરતી અનુકૂળતા હોય છે. ઉત્પાદનની પ્રાકૃતિક અનુકૂળતા તથા મૂડી અને મજૂરીની એક રાષ્ટ્રમાંથી અન્ય રાષ્ટ્રમાં સહેલાઇથી જવાની પ્રતિકૂળતાને લીધે આંતરરાષ્ટ્રીય વ્યાપાર જન્મે છે. એક જ જાતના ઉત્પાદનમાં જે દેશની અંદર જે પ્રમાણે પ્રાકૃતિક અનુકૂળતા ઓછાવત્તા પ્રમાણમાં હોય તે પ્રમાણે ઉત્પાદનખર્ચ ઓછોવત્તો થાય છે. એક જ પ્રકારની વસ્તુના ઉત્પાદનમાં જ્યારે એક દેશને બીજા દેશ કરતાં ઉત્પાદન ખર્ચ ઓછો થતો હોય ત્યારે પહેલા દેશને ઉત્પાદન-ખર્ચનો ફાયદો રહે છે, અને બીજા દેશ કરતાં તે વસ્તુના ઉત્પાદનની પ્રાકૃતિક અનુકૂળતા તેને વધારે છે, તેથી તે વસ્તુનું ઉત્પાદન તે દેશ કરી શકે છે અને તે વસ્તુ આંતરરાષ્ટ્રીય વ્યાપારની બની જાય છે. દુનિયાભરના પ્રત્યેક દેશને જુદી જુદી જાતની પ્રાકૃતિક અનુકૂળતાઓ જુદી જુદી જાતનાં ઉત્પાદનો માટે કુદરતથી જ મળેલી હોય છે. પ્રત્યેક દેશ પોતાની અનુકૂળતા પ્રમાણે ઉત્પાદન કરે અને પરસ્પરના વિનિમયથી સમગ્ર આર્થિક વ્યવહાર ચલાવે તો આંતરરાષ્ટ્રીય વ્યવહાર સંપૂર્ણ વિકાસ સાધી શકે, ઉત્પાદન સારામાં સારી રીતે સંભવી શકે, પ્રત્યેક દેશને પ્રત્યેક જાતના ઉત્પાદનનો લાભ મળે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિનિમયના સંબંધને પરિણામે મિત્રાચારી સંભવે અને અસ્ખલિત વહેતા આંતરરાષ્ટ્રીય વ્યાપારના પ્રવાહને પરિણામે વિશ્વબંધુત્વની ભાવના મજબૂત બને.

આંતરરાષ્ટ્રીય વ્યાપારનો સિદ્ધાંત આટલો સુંદર હોવા છતાં જગતનો આંતરરાષ્ટ્રીય વ્યવહાર આટલો સરસ અને સુગમ ભાસતો નથી. સિદ્ધાંત અને વ્યવહારની વચ્ચે જબરજસ્ત વિરોધાભાસ છે. આ વિરોધનાં મૂળ ઊંડાં છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો અવિશ્વાસ, સબળ રાષ્ટ્રની નિર્બળ રાષ્ટ્રને ખાઇ જવાની નીતિ, તેમજ વ્યાપી રહેલું આક્રમણનું વાતાવરણ છે. એ ઉપરાંત આંતરરાષ્ટ્રીય સિદ્ધાંતના આવિર્ભાવ આડે સામ્રાજ્યવાદની શોષણલીલા રહેલી છે. આંતરરાષ્ટ્રિય વ્યાપારનો જન્મ જેમ ઉપર બતાવવામાં આવ્યું છે તેમ, વાસ્તવિક રીતે માત્ર પ્રાકૃતિક અનુકૂળતાઓનો લાભ ઉઠાવવા માટે થયેલો નથી, પણ આજનો આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને તેની પાછળ રહેલી ભૂમિકા, આર્થિક મહત્ત્વાકાંક્ષા સેવતાં સામ્રાજ્યોએ સર્જેલાં છે. શાહીવાદે શરૂ કરેલો આંતરરાષ્ટ્રીય વ્યાપાર, માત્ર પોતાના દેશને આરે દુનિયાની સમૃદ્ધિ ઠાલવવા માટે જ યોજવામાં આવેલો છે. સામ્રાજ્યવાદ અને આંતરરાષ્ટ્રીય વ્યાપાર પરસ્પર એક બીજા સાથે અતૂટ રીતે સંકળાયેલાં છે, પરસ્પર બંનેનાં પોષક છે, અને અન્યોન્યાશ્રયી છે. પરિણામે જગતભરમાં કુદરતી રીતે જ આંતરરાષ્ટ્રીય વ્યાપારનો પ્રવાહ જે અસ્ખલિત વહેવો જોઇએ તેને બદલે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના વ્યવહાર આડી સંરક્ષણની જબરજસ્ત દીવાલો ઊભી થએલી છે. રાષ્ટ્રમાં અમુક જાતનાં ઉત્પાદનની

પ્રાકૃતિક અનુકૂળતાઓ ન હોવા છતાં પ્રત્યેક રાષ્ટ્ર સંપૂર્ણ સાધ્ય–self sufficient બનવા પ્રયત્ન કરે છે.

સિદ્ધાંતથી આંતરરાષ્ટ્રિય વ્યાપાર જગતને આદર્શ આર્થિક પરિસ્થિતિમાં મૂકનારૂં સાધન છે. પણ જગતનો આર્થિક વ્યવહાર સિદ્ધાંતથી જુદા પ્રકારનો હોવાને પરિણામે આંતરરાષ્ટ્રિય વ્યાપારમાંથી ઉપસ્થિત થતી ગંભીર રાજકીય પરિસ્થિતિને પણ વિચારવી પડે છે. આંતરરાષ્ટ્રિય વ્યાપારમાંથી જ આંતરરાષ્ટ્રિય રાજકારણ જન્મ્યું છે. જો આંતરરાષ્ટ્રિય વ્યાપાર પાછળ સામ્રાજ્યવાદની શોષણગાથા ન હોત તો આંતરરાષ્ટ્રિય રાજકારણ પણ અનાક્રમણના આદર્શ ઉપર વિકસ્યું હોત આજે આંતરરાષ્ટ્રિય રાજકારણની પરિસ્થિતિ જુદા પ્રકારની જ છે. અને તેનું મુખ્ય કારણ સામ્રાજ્યવાદ છે.

આંતરરાષ્ટ્રિય વ્યાપારથી જગતને જરૂર અમુક જાતના ફાયદાઓ થયા છે, જેવા કે જરૂરિયાતોની વિવિધતા; અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિના ભયમાંથી અમુક અંશે મળેલી મુક્તિ; પ્રત્યેક દેશની ઉત્પાદનશક્તિની ખીલવણી; આંતરરાષ્ટ્રિય બજારોની હસ્તી; શ્રમની વહેંચણી અને જથ્થાબંધ ઉત્પાદનની પ્રગતિ; રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો સાંસ્કૃતિક સંપર્ક વગેરે વગેરે. પણ આ ફાયદાઓની ધોળી બાજુ કરતાં આંતરરાષ્ટ્રિય વ્યાપારની કાળી બાજુ માનવજાતને માટે અત્યંત ઘાતક નીવડેલ છે. વાસ્તવિક રીતે આંતરરાષ્ટ્રિય વ્યાપારની શૃંખલાથી જોડાયલા પ્રત્યેક રાષ્ટ્રે આર્થિક સમાનતા પ્રાપ્ત કરી, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની અથડામણોને દૂર કરી, આંતરરાષ્ટ્રિય વ્યાપારની આદર્શ પરાકાષ્ઠા–વિશ્વબંધુત્વની ભાવનાનો આવિર્ભાવ કરાવવો જોઇએ. પણ આંતરરાષ્ટ્રિય વ્યાપારની પાછળ રહેલી આવી સુંદર ભાવના ગત મહાયુદ્ધે ખોટી પાડી છે અને જગતને બતાવ્યું છે કે આંતરરાષ્ટ્રિય વ્યાપારની મારફત એ આદર્શ સ્થિતિ પ્રાપ્ત કરવાને માનવજાતને હજુ સૈકાઓની જરૂર છે. આજે તો આંતરરાષ્ટ્રિય વ્યાપાર જગતને દર વીશ વર્ષે જગતવ્યાપી યુદ્ધની બક્ષીસ આપી રહેલ છે. આર્થિક આપત્તિઓ, બેકારી, વધારે પડતા ઉત્પાદનનો અસાધ્ય રોગ, તેજી–મંદીના સપાટાઓ, સબળ રાષ્ટ્રોની નિર્બળ રાષ્ટ્રો પરની આક્રમણની અને શોષણની નીતિ, વિકાસના ઓઠા તળે વિનાશ તરફ જોશભેર ધસડાઈ રહેલી પોકળ ભૌતિક સંસ્કૃતિ એ સર્વ આંતરરાષ્ટ્રિ વ્યાપારનાં કાળાં ચિન્હો છે.

આંતરરાષ્ટ્રીય વ્યાપારની આદર્શ પરિસ્થિતિમાં પ્રત્યેક દેશનો વ્યાપાર સમતોલ અને સમાનકક્ષા ઉપર હોય છે, આવક અને જાવકનાં પલ્લાં સ્થિર રહેલાં હોય છે, લેવડદેવડના આંકડાઓ સરખા માલમ પડે છે પણ જ્યારે આંતરરાષ્ટ્રીય વ્યાપાર તાબાનાં રાષ્ટ્રો વચ્ચે પરિણમે છે ત્યારે ગુલામ રાષ્ટ્રોનો એ શોષક–રાક્ષસ બને છે.

આંતરરાષ્ટ્રિય વ્યાપારમાંથી આંતરરાષ્ટ્રિય લેવડદેવડ ઊભી થાય છે અને આંતરરાષ્ટ્રિય વિનિમયનો દર નક્કી કરવાનો પ્રશ્ન મહત્ત્વનો બને છે. પ્રત્યેક દેશનું નાણું જુદા જુદા પ્રકારનું હોય છે. એક દેશના નાણાને તેટલી જ કિંમતના બીજા દેશના નાણામાં ફેરવવા માટે આંતરરાષ્ટ્રિય વિનિમયનો દર પ્રત્યેક દેશની વચ્ચે નક્કી કરવામાં આવે છે. દુનિયાના ઘણાખરા દેશોમાં સોનાને નાણા તરીકે સ્વીકારવામાં આવ્યું છે તેથી પ્રત્યેક દેશના સિક્કામાં જેટલી કિંમતનું સોનું હોય છે તે કિંમતના પ્રમાણમાં એક બીજા દેશો વચ્ચે વિનિમયનો દર નક્કી થાય છે.

પ્રત્યેક દેશની અંદર માલની આયાત કરનારાઓ તેમજ નિકાસ કરનારાઓ હોય છે. જેમકે મુંબઈનો 'અ' વ્યાપારી લંડનના 'ખ' વ્યાપારીને માલ મોકલે છે અને લંડનનો 'ક' વ્યાપારી મુંબાઈના 'ખ' વ્યાપારીને માલ મોકલે છે. લંડનના 'ખ' વ્યાપારીને મુંબાઇના 'અ' વ્યાપારીને અમુક રકમ ભરપાઇ કરવાની હોય છે તેમજ મુંબાઈનો 'ખ' વ્યાપારીને લંડનના 'ક' વ્યાપારીને અમુક ભરણું કરવાનું હોય છે. એટલે મુંબાઈથી લંડન અને લંડનથી મુંબાઈ પરસ્પર નાણાં મોકલવાને બદલે મુંબાઇનો 'ખ' વ્યાપારી મુંબાઈના 'અ' વ્યાપારી પાસેથી 'Bills of Exchange' ખરીદી લે છે, અને તેમજ લંડનનો 'ખ' વ્યાપારી લંડનના 'ક' વ્યાપારી પાસેથી 'Bills of Exchange' ખરીદી લે છે. જ્યારે બે રાષ્ટ્ર વચ્ચેનો વ્યાપાર સમતોલ અને સમપ્રમાણ હોય છે ત્યારે આંતરરાષ્ટ્રિય હૂંડીઓ–Billsની કિંમત સમતોલ–at par રહે છે. પણ જ્યારે એક દેશમાંથી બીજા દેશમાં આયાત વધારે થતી હોય અને નિકાશ ઓછી થતી હોય તો આંતરરાષ્ટ્રિય હૂંડીઓ–Bills–ની કિંમત સમતોલ–at par–નહિ રહેતાં ઓછી કે વત્તી–at discount or at premium–રહે છે. આંતરરાષ્ટ્રિય હૂંડીઓ–Bills–ની કિંમત અમુક મર્યાદામાં રહીને જ ઓછીવત્તી થઈ શકે છે. આ મર્યાદા એક દેશમાંથી બીજા દેશમાં સોનું મોકલવાનો જે ખર્ચ થાય તેનાથી નક્કી થાય છે. આ મર્યાદાને અર્થશાસ્ત્રમાં Gold specie point કહેવામાં આવે છે.

આંતરરાષ્ટ્રિય વ્યાપારનો પ્રવાહ જગતભરમાં કોઈ પણ જાતના અવરોધ વિના સ્વતંત્ર રીતે વહ્યા કરે તે બિલકુલ સહજ છે, સ્વાભાવિક છે, તેમજ જગતને આદર્શ આર્થિક પરિસ્થિતિએ લઈ જનાર છે. સિદ્ધાંતથી આંતરરાષ્ટ્રિય વ્યાપાર જગતનું આર્થિક કલ્યાણ કરવા માટે છે. પણ જગતનો વ્યવહાર એ આદર્શથી નિરાળો છે, પરિણામે નૈસર્ગિક વહેતા આંતરરાષ્ટ્રિય વ્યાપારના પ્રવાહને રોકવામાં આવે છે–વ્યાપારના ક્ષેત્રમાં સંરક્ષણની નીતિ અખત્યાર કરવામાં આવે છે; રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જકાતની દીવાલો ઊભી કરવામાં આવે છે. સંરક્ષણની નીતિ ખાસ કરીને, રાષ્ટ્રના આંતરિક વ્યાપારને આંતરરાષ્ટ્રિય વ્યાપારની હરીફાઈમાંથી મુક્ત કરવાને માટે, નવા ઊગીને ઊભા થતા ઉદ્યોગોને વિકસાવવા માટે, બેકારી ટાળવા માટે, શ્રમનાં ક્ષેત્રો વિસ્તૃત બનાવવા માટે, રાષ્ટ્રને સ્વયંસિદ્ધ બનાવવા માટે, મૂડીની ઉત્પાદકતા અને કિંમત તથા વળતર ટકાવી રાખવા માટે, તેમજ અન્ય રાષ્ટ્રના ઔદ્યોગિક આક્રમણોમાંથી દેશને બચાવવા માટે હોવી જોઇએ. પણ ગુલામ રાષ્ટ્રોમાં એવી નીતિ તે રાષ્ટ્રના લાભને ખાતર નહિ પણ મોટે ભાગે શાસક–રાષ્ટ્રના લાભની ગણતરીએ ઘડાય છે, અને પરિણામે જગતમાં અસમતોલતા જન્મે છે.

,ને સંરક્ષણની નીતિ સદાને માટે તો સ્વીકાર્ય હોઇ શકે પણ નહિ. ઉપર બતાવેલા કોઈ પણ કારણને અંગે થોડા સમયને માટે સંરક્ષણની નીતિ સ્વીકારવામાં આવે તે ઠીક છે. પણ સારાએ જગતને આર્થિક જીવનની સમાનતા અને એકરૂપતા તરફ લઈ જવા માટે તેમજ વિશ્વબંધુત્વની ભાવનાને પ્રત્યક્ષ કરવા માટે સ્વતંત્ર નિરાબાધિત આંતરરાષ્ટ્રિય વ્યાપાર યોજાવો જોઇએ. પણ આ એક માત્ર આદર્શ છે. એ આદર્શ જગતમાં ક્યારે મૂર્તિમંત બનશે તે કહી શકાતું નથી. પણ એટલું તો ચોક્કસ છે કે જ્યાંસુધી જગતનું આર્થિક અને રાજકીય વાતાવરણ અવિશ્વાસ અને આક્રમણના ઝેરથી ભરેલું છે ત્યાંસુધી પ્રત્યેક રાષ્ટ્ર સંરક્ષણની નીતિ છોડી શકે તેમ નથી. અબાધિત આંતરરાષ્ટ્રિય વ્યાપાર તો જગતમાં જ્યારે શાન્તિ, વિશ્વાસ અનાક્રમણ, અને આર્થિક સમાનતા માનવજાતના જીવનમાં એકરૂપ બન્યાં હોય ત્યારે જ સંભવી શકે છે.

---

# મૂક અભિશાપ

પંકજ

**પંચાનન**નું નામ મારા સ્મૃતિપટ પરથી ખસે તેમ નથી. પંચાનનની વિગત મારે માટે એક અદ્ભુત પાઠ હતો. એની હકીકતે જગતમાં મારે માટે એક જુદું જ દૃષ્ટિબિંદુ ઉત્પન્ન કીધું. આજે પણ જ્યારે પંચાનન યાદ આવે છે ત્યારે મારા મુખમાંથી એક નિશ્વાસ સાથે આ જ શબ્દો નીકળે છે. 'શું સંચિત અને પ્રારબ્ધ કર્મોનું નિવારણ અસંભવિત છે!'

પંચાનન અમારા પિતાજીની ઓફીસમાં કારકૂન હતો. તે શુદ્ધ વૈષ્ણવ હતો. વૃંદાવન અને મથુરામાં પ્રત્યેક વર્ષે યાત્રા કરવાનો તેનો નિયમ હતો. સ્વભાવનો પ્રેમાળ હતો અને કોઈ પણ માંદા અને રોગી માણસની સેવા શુશ્રૂષા નિસ્વાર્થભાવે તે કરતો. આ બધું હોવા છતાં પંચાનન લોકોમાં અપ્રિય હતો તેનું કારણ મને સમજાતું ન હતું. મેં ખાનગી રીતે તપાસ પણ ચલાવી; તેનું ચારિત્ર્ય શુદ્ધ અને નિર્મળ હતું. કોઇ તે તરફ ઇશારો કરવાની હિંમત પણ કરતું ન હતું. તો પછી લોકોનો અણગમો પંચાનન તરફ શું કામ હતો એ બાબત એક દંદ્ લઇને ઊભી થાય છે.

એક દિવસ અમે વિનયકુમારને ત્યાં બેઠા હતા. અનુકૂળ ત્યાં આવ્યો અને બોલ્યો, 'આજે મારૂં ઘડિયાલ ચોરાઇ ગયું છે!'

'હેં!' અમે બોલ્યા.

'અરે, આજે સવારે જ્યારે બહાર નીકળતાંજ મેં પંચાનનનું મોઢું જોયું ત્યારથીજ મને તો ખાતરી થઇ ગયેલી न जाने किं भविष्यति' (ન જાણે શું થવાનું છે?)

'Rubbish (છી,)' હું બોલ્યો, 'અરે, પંચાનનનું મોઢું જોવાની સાથે ચોરીને શું મતલબ?'

'ઇશુ, તારૂં ડહાપણ રહેવા દે. જે એ ભગતડાનું મુખ સવારમાં જુએ છે તેનો દિવસ સારો જતો નથી.'

'એટલે શું પંચાનને તારા ઘડિયાળના ચોરને સીગ્નલ આપ્યું હતું?'

'ભાઇ, એ અપશુકનિયો છે. હાદીએ એનું સવારમાં મોઢું જોયું હતું તો તે સાઇકલ પરથી પડી ગયો. કિરીટે જોયું હતું તો તે ફૂટબોલની મેચમાં હાથ ભાંગી આવ્યો. જીતેન્દ્રે જોયું તો તેની માના મરવાનો તાર આવ્યો. બોલ હવે શું કહેવું છે?'

હું ચૂપ રહ્યો. વિનય બોલ્યો, 'It is a matter of coincidence એ સંજોગની વાત છે.'

'ભલે, તમે એમ માનો, પણ હું કહું છું કે તમને પોતાને અનુભવ થશે ત્યારે જ એ વાતને સાચી માનશો.'

અનુકૂળના પાછલા શબ્દોએ એક અજ્ઞાત ભય ઉત્પન્ન કીધો. પરંતુ અમે તો મક્કમપણે બોલ્યા, 'We don't believe it' (અમે એ માનતા નથી.)

આ વાતને થોડા દિવસો વીત્યા હશે અને એક દિવસ વિનય સાંજે મારે ત્યાં આવીને બોલ્યો, 'ઇશુ, ભાઇ મને ખાત્રી થઇ ગઇ કે પંચાનન અપશુકનિયાળ છે.'

'તને વળી શું થયું!'

'આજે સવારે ડેરી (ગૌશાળા)માંથી દૂધ લેવા મારે જવું પડયું અને પાછળના કૂવા પર પંચાનન વહેલો ઊઠી નહાતો હતો. 'રાધેશ્યામ' રાધેશ્યામ' બોલતો તે સામો જ મળ્યો.'

'પછી શું થયું?'

'આજે બપોરનાં ગામથી પત્ર આવ્યો છે કે મારાં દાદી બહુ જ બિમાર છે અને આજે મારે જવું પડશે.'

હું ચૂપ રહ્યો. વિનય સામી તરફ ઢળ્યો હતો. પંચાનનનો બચાવ કરવા માટે હું એકલો જ રહ્યો.

રામગોવિંદના ઘરની પાસે રહેતો શુકદેવ માંદો પડયો. તેની સેવાચાકરી કરનારૂં કોઈ હતું નહીં. પંચાનનને ખબર પડી કે પરબાર્યો તે ત્યાં ગયો અને તેની માવજત કરવા માંડી. હું સાંજનાં તે તરફ ગયો. રામગોવિંદને ઓટલે બે ચાર માણસો બેઠા હતા.

'ભાઈ, શુકદેવ હવે બચે તેમ નથી'. એક બોલ્યો.

'શું ડોકટરે Hopless case કહ્યો છે?'

તેઓ હસી પડયા. એક જણ ધીમેથી બોલ્યો, 'ભાઇ પંચાનનની ચાકરી હોય એટલે પછી તેને કોણ બચાવી શકે?'

મને પુષ્કળ ગુસ્સો આવ્યો. કોઈને શુકદેવની સેવા કરવી નથી અને પંચાનનની સેવાની ટીકા કરવી હતી. 'વારૂ, ત્યારે તમે જઈને શુકદેવને બચાવતા કેમ નથી?'

'અમે શું કામ ગડમથલ કરીએ.'

એ જ શબ્દોમાં ભારતની માનવતાનો ઈતિહાસ સમાઈ ગયો. સદીઓની ગુલામીનાં કારણ એ શબ્દોમાં ગૂંથાયેલાં સ્પષ્ટ માલમ પડતાં હતાં. હું શુકદેવના ઘરમાં ગયો. શુકદેવ શૂન્યના તરફ દષ્ટિ ફેંકતો સૂતો હતો. મને જોઈને શુકદેવની આંખો ચમકી અને પંચાનન ઊભો થયો.

'નાના બાબૂ, તમે કયાંથી?' ક્ષીણ અવાજે શુકદેવ બોલ્યો.

'કાંઈ નહીં, ભાઈ તમારી ખબર લેવા આવ્યો હતો. સારૂં થઇ જશે. ગભરાશો નહીં.'

'ડોકટર કહે છે કે થોડા દિવસમાં સારા થઈ જશે' પંચાનન બોલ્યો.

'કંઈ જરૂર પડે તો કહેવડાવજો' હું બોલ્યો.

પંચાનનની અદંભ સેવા અને સતર્કતા હોવા છતાં પણ શુકદેવ બચ્યો નહીં. હા, મને તે દિવસ યાદ આવે છે. જ્યારે શુકદેવની લાશ બહાર કાઢવામાં આવી હતી ત્યારે પંચાનન મૂક રૂદન કરતો હતો. હું તે પવિત્ર આત્માના અંતર્દ્વંદ્વને ઓળખી ગયો. શુકદેવનું શબ ભસ્મીભૂત થઇ ગયું. લોકોને ટીકા કરવાનું સાધન થયું. પંચાનનના પવિત્ર જીવનમાં એક કાલિમાં વધુ ટંકાઈ.

બાલકૃષ્ણ સીમલાથી આવ્યા પછી તાવથી પટકાઇ પડયો. તેની પત્ની ઇત્યાદિ મદ્રાસ ગયાં હતાં. તે ઘરમાં એકલો હતો. ડોકટરે ટાઈફોઇડનો તાવ પારખ્યો. તેની સારવાર કરનાર કોઈ હતું નહીં. પંચાનનને ખબર પડી. તે તરત ત્યાં ગયો. રોગીને delirium (વાવરો) થઈ ગયું હતું અને તે પંચાનનને જોતાં જ બોલી ઊઠયો, 'ભગતડા, શું મારો પ્રાણ લેવા આવ્યો છે?'

પંચાનન ચૂપચાપ તેની પથારી ઠીક કરવા લાગ્યો. રોગી પુનઃ જોરથી બોલી ઊઠયો, 'તું યમનો દૂત છે. તું મારી સામેથી દૂર જા. તું જ્યાં જાય છે ત્યાં માણસ બચતો નથી. મને પણ તારે યમલોક મોકલવો છે?'

મેં જોયું કે પંચાનનની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. પરંતુ ડોક્ટર તે સમયે આવી પહોંચ્યા અને બોલ્યા, 'રોગીની વાત પર ધ્યાન આપશો નહીં, એને ઉન્માદ થઇ ગયો છે.'

થોડીવારે તપાસીને ડોક્ટર ગયા. રોગીએ ક્રોધને આવેશમાં ફરીવી વાત શરૂ કીધી. 'પંચાનન બાબૂ, તમે મારાં છોકરાં પર દયા કરી અહીંથી ચાલી જાઓ. હું જીવતો રહ્યો તો તમારો ઉપકાર નહિ ભૂલું.'

આ શબ્દો પંચાનનના હૃદયને ચીરી નાખતા હતા. તે ચડકતે સાદે બોલ્યો, 'ભાઇ, અહીંથી હું હમણાં જ જાઉં, પરન્તુ તમારાં પત્ની અને માતાને આવવા દો. અહીં તમારી ચાકરી કરવાવાળું કોઇ નથી. મારા નસીબમાં અપયશની કાલિમા છે તે હું જાણું છું, પણ ભાઇ તમને એકલા મૂકીને હું કેમ જાઉં?'

રોગી ચૂપ રહ્યો. ત્રણ દિવસ પછી જેવાં બાલકૃષ્ણનાં માતા અને પત્નીએ ઘરમાં પગ મૂકયો–બાલકૃષ્ણનો આત્મા અનંતની ગોદમાં પહોંચી ગયો હતો. સમસ્ત ઘર એક કરુણ આક્રંદથી ગુંજી ઊઠયું. યુવાન પત્નીનો વિલાપ સાંભળી પંચાનન પણ માથું કૂટતો હતો. બાલકૃષ્ણનું શબ જ્યારે સ્મશાન તરફ જતું હતું ત્યારે પંચાનનની હૃદયવીણાના તારો બેસુર થઇ એક વેદનામય રાગ ગાતા હતા.

હજુ પણ મારો વિશ્વાસ પંચાનનના અપશુકનિયાળપણામાં હતો નહીં. મારા પિતાજી પણ મારી વાતમાં માનતા હતા. બે ત્રણ મહિના પછી મારી નાની બહેન માંદી પડી. અમારે ત્યાં ડોક્ટરની દોડાદોડી રોજ થવા લાગી. મારા પિતા ઑફીસના સુપ્રીન્ટેન્ડેન્ટ હોવાથી પંચાનન કદી કદી અમારે ત્યાં આવતો હતો. નાની બહેનના માંદા હોવાની ખબર પડવાથી તે અમારે ત્યાં આવ્યો અને ઇસ્પીતાલથી દવા લાવવાની અને બીજી અન્ય જવાબદારી લઇ લીધી. નાની બહેનનો તાવ ઊતરતો ન હતો. સાંજે, બજારમાં રામગોવિંદ મળ્યો ત્યારે બોલ્યો, 'જો પંચાનન તારે ત્યાં આવે છે, ધ્યાન રાખજે. હજુ પણ એને આવતો બંધ કર.'

હું ક્રોધથી કંઇ બોલી ન શકયો.

ઘરમાં સ્ત્રીઓ ખબર લેવા આવતી ત્યારે માતાજી પાસે એ પંચાનનનો પ્રસંગ ઊભો થયો. માતાજીને સહેજ વહેમ પડયો પરન્તુ અમે તે વાતનું નિરાકરણ કર્યું. પરન્તુ નાની બહેનનો તાવ મટતો ન હતો.

ચાર દિવસ પછી નાની બહેનનું શરીર નિર્જીવ થઇ ગયું. શોક અને વ્યથાથી અમે મૂઢ થઇ ગયા. પંચાનનનું મુખ પડી ગયું. તે રડતો રડતો બોલ્યો, 'રાવ સાહેબ' આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે હવે કોઇ પણ રોગીની સેવા કરવા જઇશ નહીં.'

'અરે, એ નિસ્વાર્થ સેવાનો ત્યાગ ન કરીશ.' પિતાજી બોલ્યા.

'ના રાવસાહેબ, મારા આત્માને લોકોની ટીકાથી અપાર કલેશ થાય છે. આ કલંક કાલિમાને હવે વધારે હું સાચવી નથી શકતો.' પિતાજી ચૂપ હતા. સ્મશાનમાં પણ મેં પંચાનનના મુખ પર ગ્લાનિ જોઈ. મૃતક શરીરની ઉત્તરક્રિયા કરી પાછા ફરતાં જ્યારે અમે વિખેરાતા હતા ત્યારે રામગોવિંદે દૂર જતા પંચાનનને બતાવીને કહ્યું, 'જો હું કહેતો હતો ને કે પંચાનન જ્યાં હોય ત્યાં યમના દૂતો શીઘ્ર આવે છે.'

હું કંઇ બોલી ન શકયો. મારી આંખે ઝળઝળિયાં આવ્યાં. અને મહાપ્રયત્ને હું દૂર જતા પંચાનનની ક્રમશઃ અદૃશ્ય થતી મૂર્તિને જોઈ રહ્યો.

---




મારું જીવન અને કાર્યક્ષેત્ર—(હેન્રી ફોર્ડ)—અનુવાદક : રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ.; પ્રકાશકઃ અં. વિ. ઠક્કર, લુહાણા પ્રિ. પ્રેસ, રાવપુરા, વડોદરા: કિંમત ૧–૧૨–૦: પૃ. ૩૮૮.

શ્રી સયાજી સાહિત્યમાળાના પુષ્પ ૨૬૯મા તરીકે પ્રગટ થતો આ ગ્રન્થ અનેક રીતે આવકારપાત્ર ઠરે છે. જગતના મહાનમાં મહાન વેપારીનું તેમાં આત્મચિત્ર અને ચરિત્ર છે, એટલું જ નહિ પણ તે ગુજરાતના મહાન નવલકથાકારની અનુવાદ–શક્તિનો પણ પરિચય કરાવે છે. થોડા જ દિવસ પહેલાં પ્રતિદિન એક હજાર વિમાન બનાવી શકવાની પોતાનાં કારખાનાની શક્તિ વિષે જાહેરાત કરી હેન્રી ફોર્ડ જગતને ચકિત કરી મૂકેલું. એવી સિદ્ધિ વરવાને ફોર્ડે શું શું કર્યું તે જાણવાને તેની આ આત્મકથા એક અમૂલ્ય સાધન છે. મોટરોના રાજા તરીકે તો ફોર્ડને કદાચ આખું જગત જાણતું હશે, પણ વ્યાપારી છતાં તત્ત્વજ્ઞાની અને એ તત્ત્વજ્ઞાનને આચારમાં મૂકનાર દૃઢાગ્રહી નરપુંગવ તરીકેનું તેનું સ્વરૂપ તો આ પુસ્તક જ સમજાવી શકે છે.

આ પુસ્તકમાં પ્રસંગે પ્રસંગે રાજકીય તત્ત્વજ્ઞાન, વ્યાપાર, જીવનકલહ અને અર્થકારણનાં ગૂંચવાતાં કોકડાં પર શુદ્ધ પ્રકાશ ફેંકવામાં આવ્યો છે. તેમાંથી કેટલાંક અવતરણો તો સિદ્ધાંત સમાં નીવડી શકે છેઃ

'સરકાર તો માત્ર નોકર છે અને નોકર સિવાય બીજું કંઇ પણ હોવાનો તેનો દાવો પણ હોવો જોઈએ નહિ...જે પ્રજાસત્તાવાદમાં શક્તિઓની એકસરખા દરજ્જાની ગણના કરવામાં આવે છે તે અર્થવિહીન છે...પૈસાનું ધ્યેય સહેલ અગર સંગવડ નથી; પરંતુ સેવાની વધારે તકો ઊભી કરવી એ છે...સારા ધંધાનો પાયો માત્ર સેવાભાવના જ હોઈ શકે...મજૂરીનાં દરોમાં કાપકૂપ કરવી એ સહેલામાં સહેલો પરંતુ અણઘડમાં અણઘડ રસ્તો છે, તે અમાનુષી પણ છે. ધંધાના વ્યવસ્થાપકોની નાલાયકીનો બોજો શ્રમવિભાગીઓ ઉપર ઢોળી પાડવાનો એ રસ્તો છે.'

ને ખૂબી એ છે કે લેખકો, વક્તાઓ કે રાજદ્વારીઓની જેમ હેન્રી ફોર્ડે પોતાનાં મંતવ્યોને કેવળ શબ્દોમાં જ નથી ગૂંથી રાખ્યાં; પણ તેમને જીવનમાં ઓતપ્રોત કરી લીધાં છેઃ મજૂરોનું હિત તેણે હમેશાં હૈયે રાખ્યું છે; તેના કારખાનાનો સામાન્યમાં સામાન્ય મજૂર પણ પ્રતિદિન ઓછામાં ઓછો રૂપિયા પંદરનો પગાર તો મેળવે જ છે; અપંગોને યોગ્ય કામે લગાડી તે તેમને પણ પૂરતો પગાર આપે છે; તેણે સ્વેચ્છાએ જ કામના કલાકોને ઓછા કરી નાંખેલા છે; પ્રસંગે પ્રસંગે મજૂરોને નફો વહેંચી દેવામાં આવે છે. ને આમ છતાં પોતાના રાજકીય અને વ્યાપારિક તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો જાળવી રાખવાને તેણે સામ્યવાદી ધોરણે રચાયલા મજૂર–સંઘોનો સ્વીકાર કરવાની અમેરિકન સરકારને ચોકખી ના સુણાવેલી ને જેલમાં જવા સુધી તે તત્પર બનેલો. તે પ્રસંગે જગતે ફોર્ડનું સ્વતંત્ર ને તેજસ્વી વ્યક્તિત્વ નિહાળ્યું. આ પુસ્તકમાં એના એ વિરલ વ્યક્તિત્વનો વિકાસક્રમ શુદ્ધ સ્વરૂપમાં આલેખાયો છે.

ગ્રન્થની શરૂઆતમાં આપેલી પ્રસ્તાવનામાં એક તત્ત્વજ્ઞાની ને રાજદ્વારીની દૃષ્ટિએ વ્યાપારવિષયની છણાવટ કરવામાં આવી છે. તે પછીનાં પાંચ પ્રકરણોમાં હેન્રી ફોર્ડનો અને તેના ધંધાનો વિકાસક્રમ દર્શાવાયો છે; ને પછીનાં પ્રકરણો મુખ્યત્વે યંત્ર, મનુષ્ય, વેતન, દ્રવ્ય, ઉદ્યોગ વગેરે વિષયોનો કલ્યાણકારી સમન્વય સાધે છે.

અનુવાદકની શૈલી એકધારી, ભાવવાહી ને રોચક છે. પણ જ્યારે રુપ, ભુસી, રૂચી, જિવન, ખેડુત, ચીંતા, ટુંક, નમુનો, ધુન, પુરુ, પુષ્કળ,' પુરતું, સ્થીર, બીલકુલ, રજુ, કારકિર્દિ, કાણુ, કબુલ, મુળ, સાબિતિ, મુશ્કેલ, મુશીબત, સ્વિકાર, વર્તાવ, અસ્તિત્વ, સ્વાર્થિ, હકિકત, નજિવું, સજન, હીત, પુરૂષ વગેરે શબ્દો પર નજર જાય છે ત્યારે લાગે છે કે જોડણી વધારે શુદ્ધ રહી શકી હોત તો ભાષાના અભ્યાસીવર્ગને પણ આ ગ્રન્થ મૂજબ લાભકર્તા થઈ પડત.

શ્રીમાન્ અનુવાદકે પોણા પાનાની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે,-'ભાષાંતરોનો મને રસ રહ્યો નથી. છતાં સોંપેલી કામગીરી પૂરી કરવાની આનાકાનીમા દેખાતા ઘમંડના આરોપથી બચવા આ અનુવાદ કરવાનો મેં સ્વીકાર કરેલો.' પણ અનુવાદકે જો ગુજરાત અને એનો વ્યાપારી વર્ગ આ પુસ્તકનો કઈ રીતે વધુમાં વધુ સદુપયોગ કરી શકે તે ચર્ચતી એક વિસ્તૃત પ્રસ્તાવના લખી હોત તો આ પુસ્તક નમ્રતાનું સંરક્ષણ કરતો 'અનુવાદ જ નહિ પણ વ્યાપારસિદ્ધિ અને એના તત્ત્વજ્ઞાનના વિષયમાં એક અમૂલ્ય મૌલિક કૃતિરૂપ નીવડત. જ્યાંસુધી ગુજરાતમાં હેન્રી ફોર્ડો નથી જન્મ્યા ત્યાંસુધી બહારના હેન્રી ફોર્ડોનો જીવનસંદેશ આપણે સાંભળવો જ જોઇએ, અને એ સંદેશમાંથી આપણે જો હેન્રી ફોર્ડો જન્માવી શકીએ તો આપણને આ અનુવાદમાંથી અનેક મૌલિક કૃતિઓ મળી રહેશે.

પુસ્તકની સર્વોપયોગિતા વિચારતાં કિંમત પણ કંઇક વિશેષ જણાય છે.

**આપધ્ધર્મ**—એક ઐતિહાસિક ખંડકાવ્ય-લેખક ગોવિંદ હ. પટેલ; પ્રકાશક-ગોરધનભાઇ કિશોરભાઈ પટેલ, અલકાપુરી, વડોદરા. કિંમત-દશ આના.

ખંડકાવ્યોના સિધ્ધહસ્ત કવિ તરીકે જાણીતા બનેલા, છતાં ગુજરાતી સાહિત્યઆલમથી એટલા જ અસ્પષ્ટ રહેતા, શ્રી. ગોવિન્દભાઈ પટેલનું આ છઠ્ઠું ખંડકાવ્ય છે. જાણીતા વિવેચક શ્રી. અનંતરાય રાવળે શરૂઆતમાં કવિ અને કાવ્યનો પરિચય કરાવ્યો છે.

હમીરસિંહના વિજયોન્માદથી ગભરાયલો ચિત્તોડનો સુબેદાર માલદેવ તેને પુત્રી આપી સંતોષવા લલચાય છે. પણ તેને કન્યા નથી. ને છેવટે આ આપદને નિવારવા તે વિધવા બનેલી પોતાની પુત્રી કુમારીને કન્યા ઠેરવી તેનાં હમીરસિંહ સાથે લગ્ન કરે છે. આ પ્રસંગને 'આપધ્ધર્મ' લેખી તેની આસપાસ આ કાવ્ય સંકળાયું છે. ને લગ્ન પછી પતિના ચરણમાં પોતાનું હૃદય ખોલી કુમારી જ્યારે તેને નિર્મળ પ્રેમગંગામાં બધું વીસરી જવાં પ્રેરે છે ત્યારે આ કાવ્ય પોતાનો સોનેરી કળશ ચમકાવે છેઃ

> 'શૌર્યનો છે ક્ષમા પ્રાણ, ક્ષમાને પ્રાણ પ્રેમનો;
> પ્રેમ બ્રહ્માંડનો પ્રાણ, જય હો ! પ્રેમધર્મનો.'

કાવ્યમાં પ્રાણ છે, પ્રસાદ છે, પ્રવાહ છે. કાવ્યની ભાષા સંસ્કૃતપ્રચૂર છતાં ક્લિષ્ટતાથી તે દૂર રહી શકી છે. ન જેવાં સ્ખલનોને બાદ કરીએ તો કવિનું છંદપ્રભુત્વ પણ પ્રશંસા માગી લે તેવું છે.

# સ્વાધ્યાય [ –દર્શન ]

રમણલાલ વસંતલાલ દેસાઈ

**પ્રો**ફેસરની સંજ્ઞા, વિદ્વત્તા, અભ્યાસ અને સંસ્કારની ત્રિમુખી મૂર્તિને દૃષ્ટિ આગળ ખડી કરે છે. પશ્ચિમમાં પ્રોફેસરો સંસ્કારનેતા હોય છે, અને તેમની પ્રતિષ્ઠા રાજદ્વારી પુરુષ કરતાં જરાય ઓછી હોતી નથી. બંગાળા અને દક્ષિણ–હિંદના પ્રોફેસરો અને તેમની વિદ્વત્તા જાણીતાં જ છે. ગુજરાતના પ્રોફેસરો હજી હિંદમાં બંગાળા કે દક્ષિણના પ્રોફેસરો જેટલી રાષ્ટ્રિય પ્રતિષ્ઠા પામ્યા નહિ હોય, છતાં ગુજરાતનું એ મહદ્ ભાગ્ય છે કે કેટલાંક વર્ષોથી ગુજરાતના પ્રોફેસરો–ગુજરાતી પ્રોફેસરો–સાહિત્ય, અભ્યાસ અને ચિંતનના ક્ષેત્રમાં બહુ સારી રીતે નેતૃત્વ લઈ રહ્યા છે. પ્રોફેસરોનાં નામો ગણાવવાની જરૂર નથી. અને જો કે તેમની પ્રતિષ્ઠા ગુજરાત–મર્યાદિત હશે, છતાં, તેમની દ્વારા બહાર પડતું સાહિત્ય, ચિંતન, વિવેચન અને સર્જન એવી ઊંચી કક્ષાનું હોય છે, કે તેઓ અંગ્રેજીમાં લખતા હોત તો જરૂર તેઓ હિંદ–પ્રતિષ્ઠિત થાત પરંતુ એ મુખ્યત્વે ગુજરાતીમાં લખે છે એ જ આપણે માટે વધારે સારું છે.

આવા પ્રોફેસરોના નક્ષત્ર–મંડળમાં પ્રોફેસર કામદારનું સ્થાન ઝળકતું છે. ઇતિહાસ અને અર્થશાસ્ત્રના મહા અધ્યાપક તરીકે તેઓ જાણીતા છે. અને પોતાની વિદ્વત્તા તથા પોતાના અભ્યાસનાં ફળ માત્ર કૉલેજના વિદ્યાર્થીઓ માટે સંકુચિત ન રાખતાં તેમને સમગ્ર ગુજરાત પાસે મૂકી દે છે. ઇતિહાસના અને અર્થશાસ્ત્રના અભ્યાસ સાથે તેઓ રાજકારણના તેમજ સહકાર્યના પણ ઊંડા અભ્યાસી છે અને સાથે સાથે શુદ્ધ સાહિત્યના શોખ જોડે તેમણે સુઘડ હાસ્યવૃત્તિને પણ કેળવી છે. વડોદરા–સાહિત્યસભાની તેમની સેવાઓ લાંબી, સંગીન અને સ્મરણીય છે. એવા એક પ્રોફેસરના અભ્યાસલેખોનો સંગ્રહ બહાર પડે એ ખરેખર ઇચ્છનીય પ્રસંગ છે. 'સ્વાધ્યાય'નો પ્રથમ ભાગ બહાર પાડી એક સરસ અભ્યાસી તરીકેની પ્રતિષ્ઠા તેમણે ક્યારનીય મેળવી લીધી છે. હવે તેઓ જે જે બહાર પાડશે તે તે તેમની સ્થાયી પ્રતિષ્ઠામાં વધારનારી વસ્તુઓ છે 'સ્વાધ્યાય–ભાગ બીજો' તો ખરેખર પ્રોફેસર કામદાર માટે મારા જેવા ગુજરાત–પ્રેમીને અભિમાન લેવરાવે એમ છે.

સામાન્યતઃ મને વખાણ કરવાની ટેવ પડી છે એવી માન્યતા છે. મારાં વખાણ અકારણ નથી હોતાં એમ મારો દાવો છે. અને ખામીઓને લંબાવી તેના ઉપર ચર્ચાઓ ઊભી કરવા કરતાં તેમનો માત્ર નિર્દેશ કરી વખાણને પાત્ર અંશો ઉપર મન વધારે સ્થિર કરવું એ મને તો ખૂબ ગમે છે. 'સ્વાધ્યાય–ખંડ બીજો' વખાણને પાત્ર કેમ છે તેનાં કારણો મને જે જણાયાં છે તે રજૂ કરીને જ આ સુંદર ગ્રન્થનો પરિચય હું કરાવું છું.

૧. પ્રોફેસર કામદારની અભ્યાસભૂમિકા બહુ જ વિશાળ અને વિસ્તૃત છે. ચંગીઝખાંથી માંડી લૉર્ડ કર્ઝન, ગાંધીજી અને સયાજીરાવ સુધીના અનેક ઐતિહાસિક પુરુષો વિષે તેમણે રસભરી ઐતિહાસિક નોંધ આપણને આપેલી છે.

૨. માત્ર વ્યક્તિનાં જ વર્ણનો નહિ, પરન્તુ ઇતિહાસ અને સમાજની ફિલસૂફીને ઉકેલતા અનેક વિષયોનો તેમણે આ પુસ્તકમાં સ્પર્શ કર્યો છે.

૩. જૂના રાજકારણ અને જૂના રાજપ્રકરણમાં જ તેઓ ગૂંચાઇ રહ્યા નથી. વર્તમાન યુગનાં રાજકારણ, રાજકીય તત્ત્વજ્ઞાન અને રાજ્યપ્રણાલિકાઓનો પણ તેમણે રંગભર્યો અભ્યાસ આપણી પાસે મૂકી દીધો છે. દરિયા વિષે તો તેઓ લખે જ–પરન્તુ ગાંધીજી ઉપરાંત ફેડરેશન–સમૂહતંત્ર, રજવાડાં અને તેમના ભાવિ વિષે પણ તેમણે ટૂંકી ટૂંકી પરન્તુ તલસ્પર્શી સમસ્યાઓ આ પુસ્તકમાં સ્થળે સ્થળે મૂકી છે.

---

* પ્રોફેસર કામદારના હવે પછી પ્રગટ થનાર ગ્રન્થ 'સ્વાધ્યાય–ખંડ બીજો'ની પ્રસ્તાવના.

૪. તેમનાં લખેલાં નાનકડાં જીવનચિત્રો અને સિદ્ધાંત-નિરૂપણો તેમણે એવા અનુકૂળ વાતાવરણમાં વણ્યાં છે કે, આપણે આપણી ઐતિહાસિક દૃષ્ટિને વિકાસ પમાડતું બળ એ લેખોમાં મેળવી શકીએ છીએ.

૫. ભાષા સાદી છતાં પ્રસંગને અનુકૂળ, વેગ તેમજ ગાંભીર્યવાળી, અને શૈલી આપણને વિષય સાથે બાંધી રાખે એવી રસપ્રદ છે. સમૂહતંત્ર અને સંસ્થાનો વચ્ચેનો નાણાંવ્યવહાર જેવો ઉપરથી અરસિક દેખાતો વિષય તેમણે કેવી રીતે ચર્ચ્યો છે એ જોવાથી તેમની ભાષા અને શૈલીનો આપણને તત્કાળ ખ્યાલ આવી જશે.

૬. સર્વ લેખોની પાછળ એક અભ્યાસીની ખંતીલી અને રસભરી જીજ્ઞાસાવૃત્તિ દેખાય આવે છે. એમાં પંડિતાઇનો ઘમંડ, આવડતનું અહમ્ કે સર્વજ્ઞતાની ચીડ ઉપજાવે એવી ભડાશ જરાય નથી. શિક્ષક તરીકે નહિ, પંડિત તરીકે નહિ પરન્તુ સહઅભ્યાસી તરીકે જાણે તેઓ આપણને તેમના લેખ વાંચવા પ્રેરતા હોય તેવું મને લાગે છે.

ગુજરાતીઓ ઇતિહાસમાં કાચા હોય છે; તેમનો પ્રાચીન ઇતિહાસ હજી અંધારામાં જ છે. વર્તમાન ઇતિહાસ પણ આંકડાબદ્ધ હજી લખાયો નથી. બીજા પ્રાંતોએ પોતપોતાના પ્રાંતિક ઇતિહાસ ઉકેલવાના યશસ્વી પ્રયત્નો કરેલા છે. પ્રોફેસર કામદારના 'સ્વાધ્યાય' નામક ગ્રન્થો અભ્યાસ અને ઇતિહાસ બંનેથી કંટાળતા ગુજરાતને રસમય ઇતિહાસ, આનંદભર્યો અભ્યાસ અને ઇતિહાસ-અભિમુખ દૃષ્ટિ આપે છે. ઇતિહાસ પ્રત્યે અભિરુચિ વધે; રાજકારણ, સમાજ, નાણાંપ્રકરણ અને ભૂત-વર્તમાનના સંબંધો સમજવામાં રસ પડે અને એવી માનસિક તૈયારી સાથે આપણે આપણા પ્રાચીન કાળને નિહાળવામાં પ્રવૃત્ત થઇએ એવી સ્થિતિ ઊભી કરવામાં પ્રો. કામદારનું 'સ્વાધ્યાય' પુસ્તક સારો ફાળો લેશે એમ મને લાગે છે.

સ્વાધ્યાય એ કોઇ સળંગ ઇતિહાસ-ગ્રન્થ નથી; સ્વાધ્યાય એ રાજકીય ફિલસુફી કે સમાજશાસ્ત્રની ચર્ચા કરતો ગ્રન્થ નથી. પરન્તુ એટલા કારણથી સ્વાધ્યાયની કિંમત કંઇ ઘટતી નથી. અત્યારે એવા પાંડિત્યભર્યા ગ્રન્થોની જરૂર પણ નથી. અંગ્રેજીમાં એવા કંઇક ગ્રન્થો રચાએલા છે. આપણે અત્યારે જોઇએ છીએ ઇતિહાસ પ્રત્યેની અભિરુચિ, રાજકારણ સમજવાની તીવ્રતા, અને સમાજશાસ્ત્રનાં અનેકાનેક પાસાં આપણી ઢબે સમજવાની બુદ્ધિ-શક્તિ. એમાંથી જ આપણે આપણી હવાને અનુકૂળ અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ખરો ઇતિહાસ રચવાની શક્તિ મેળવી શકીશું. 'સ્વાધ્યાય' એ આપણને આપે છે એ સેવા શું થોડી છે!

જૂની-નવી ઐતિહાસિક સમૃદ્ધિઓ આપણી પાસે ખુલ્લી કરતો, આપણી અભ્યાસ-વૃત્તિને ઉત્તેજિત કરતો અને આટલી વિવિધતાઓભર્યું રસપ્રદ વાંચન અર્પતો ગુજરાતી ભાષામાં બીજો કોઇ ગ્રન્થ છે ખરો? હશે તો તે હું જરૂર વાંચીશ. પરંતુ આવો બીજો ગ્રન્થ જોયો નથી ત્યાંસુધી તો ગુજરાતી ભાષામાં પ્રકીર્ણ લેખ-સંગ્રહના દેખાવ નીચે સરસ ઇતિહાસ અને વિચારશ્રેણી રજૂ કરતો આ ગ્રન્થ રચવા માટે પ્રો. કામદારનો હું તો ખરેખર આભાર માનીશ. પ્રો. કામદાર, પ્રો. મંજુલાલ અને અન્ય પ્રોફેસરો ભેગા થઇ ગુજરાતના એક સળંગ ઇતિહાસ-ગ્રન્થની રચના ઉપાડી લે, એ આશા આ ગ્રન્થના વાંચન પછી હું રાખું તો તે શું વધારે પડતું ગણાશે? હું લોભી છું. પણ એ લોભને પ્રેરનાર તત્ત્વો મેં કહ્યાં તે પ્રમાણે આ ગ્રન્થમાં રહ્યાં છે કે નહિ તે જોવા અને સમજવા હું કંઇ પણ વધારે લખું તેના કરતાં વાચકને જ પુસ્તક ઉપર આંખ ફેરવવા વિનંતિ કરીશ. સાથે સાથે પ્રો. કામદારને પણ એક લોભભરી વિનંતિ કરીશ: તે એ જ કે આપ્યું છે તે કરતાં હજી વધારે આપો.

---



દેશ—મહાત્માજીએ ઇંગ્લાંડની પ્રજાને અને સરકારને અહિંસાના અજય્ય શસ્ત્રથી હીટલરનો સામનો કરવાની સલાહ આપેલી પણ નામદાર વાઈસરૉયે, બ્રિટનની સરકારની વતી, એ સલાહના અમલને અસંભવિત જણાવતો ઉત્તર આપ્યો છે. ગાંધીજી, જનાબ ઝીણા અને શ્રી. સાવરકરે લીધેલી ના. વાઈસરૉયની મુલાકાત. રામનગરના મહારાજાએ મહાત્માજીને ૩૦ હજાર લગભગની કિંમતનું અને વાર્ષિક રૂ. ૬૦૦ની આવકવાળું ‘વિદ્દલ’ નામે એક ગામ ભેટ ધર્યું છે. મહાત્માજીને મહાસભાની નેતાગીરીમાંથી મુક્તિ બક્ષવામાં આવી છે: મહાત્માજીને મુક્ત કર્યા પછી મહાસભાએ, માનવ નબળાઈઓને ધ્યાનમાં લઈ, અહિંસાની અમર્યાદિતતા પ્રત્યે બેપરવાઈ વલણ દાખવી છે. ચુસ્ત અહિંસાના પાલનમાં મહાસભાની એ નવી નીતિ અડચણકર્તા હોઈ સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફુરખાને મહાસભામાંથી રાજીનામું આપ્યું છે. સરહદ પ્રાંતે આર્થિક સંગવડતાના અભાવે, મહાસભાને આપેલું આમંત્રણ પાછું ખેંચી લીધું છે. પરિણામે તામીલ નાડુ પ્રાંતે નવું આમંત્રણ આપ્યું છે. યુદ્ધમાં મદદ અંગે બ્રિટનની માગણીના ઉત્તરમાં મહાસભાએ હિન્દને સ્વાતંત્ર્ય બક્ષવાની સામી શરત મૂકી છે. શ્રી. રાજગોપાલાચાર્યાજી કહે છે કે, ‘સ્વતંત્ર હિન્દ જ બ્રિટનને મદદ કરી શકે.’ શ્રી સત્યમૂર્તિના કહેવા પ્રમાણે અહિંસક માર્ગેજ યુદ્ધોનો નિકાલ આણી શકાય. કલકત્તામાં હોલ્વેલ-સ્મારક દૂર કરાવવા માટે સત્યાગ્રહ ને તેમાં શ્રી. સુભાષ બોઝ ઉપરાંત બીજા પણ સંખ્યાબંધ સત્યાગ્રહીઓની ધરપકડ. કવિવર ટાગોર શ્રી સુભાષને ને ઝઘડાઓ વધારતા બંગાળીઓને સંપની સલાહ આપે છે. હિન્દની સલામતી અંગે ના. વાઇસરૉયનું બ્રોડકાસ્ટ ભાષણ. મુંબઈની હાઇકોર્ટે મદ્યનિષેધને ગેરકાયદેસર ઠરાવ્યો છે: [રાજકારણમાં ‘કાયદેસર’ અને ‘ગેરકાયદેસર’ એ બે શબ્દો એવા છે કે જેની સાપેક્ષતા હમેશાં પ્રસંગ, સમય અને વિજય-પરાજયને આધીન રહે છે.] તે અંગે ધારાસભામાં જાગેલો ઊહાપોહ. મુંબઈ સરકારે પત્રવ્યવહારમાં ઢેડને માટે ‘માયાવંશી’ શબ્દ વાપરવાની યાદી બહાર પાડી છે. સુરતમાં ભાનુમતી નામે એક અનાવિલ યુવતીએ વૈધવ્ય કરતાં સંતીત્વને વિશેષ પસંદગી આપી છે. સારનાથમાં ચિનાઈ વેપારીની મદદથી ભવ્ય બૌદ્ધ-મંદિર તૈયાર થઈ રહ્યું છે. જોધપુરરાજ્ય ને પ્રજા વચ્ચે સમાધાન થતાં કેદીઓને મળેલો બિનશરતી છુટકારો. વડોદરામાં મીલ-હડતાલની ગંભીર પરિસ્થિતિ. રાજકોટમાં મરહૂમ ઠાકોર ધર્મેન્દ્રસિંહજીના ભાઈ પ્રદ્યુમ્નસિંહજીનો રાજ્યાભિષેક. ચરખારીરાજ્યે બજાવેલી એક હિન્દુ સ્ત્રીની લીલામગીરી: [વિનાશકાળે વિપરીત બુદ્ધિ]. લખનૌના ના. ઠાકોરનું અવસાન. સિદ્ધપુરમાં હિન્દુ-મુસ્લીમ હુલ્લડ ને મુસ્લીમોએ હિન્દુઓ પર ચલાવેલો ગોળીબાર. રાજકોટ રાજ્યના ઝવેરાત સંબંધી નોંધાયેલી હાથચાલાકી. ભરૂચ અને અંકલેશ્વર વચ્ચે ટ્રેનમાંથી ગુમ થયેલાં દોઢ લાખની ગિનિઓનાં પાર્સલ, છેવટે લાગેલો પત્તો. લખનૌ

# વિહાર

[ વિહારનો અર્થ પ્રવાસ થાય; મઠ કે ધર્મશાળા પણ થાય. સાહિત્યમાં, સમાજમાં, સંસારમાં, દેશમાં, જગતમાં વિહરતાં જે પ્રશ્નો છણાવટને યોગ્ય લાગે તે અહીં પત્ર, વિચારણા કે ચર્ચાપત્રરૂપે રજૂ કરવામાં આવશે. લેખકોને તે માટે આમંત્રણ છે. છણાવટ ટૂંકી અને મુદ્દાસર હોવી જોઈએ. ]

**ફ્રાન્સનું પતન—**

છેવટે ફ્રાન્સ હાર્યું છે. તેને પોતાની પ્રતિષ્ઠા અને પોતાનું ઐશ્વર્ય વિજેતાને ચરણે ધરી દેવાં પડ્યાં છે. પણ હવે આ વસ્તુસ્થિતિ પર આંસુ સારવાનો કંઈ અર્થ નથી. હવે તો એ પરાજયને એક કડક પાઠ માની તેમાથી શિક્ષણ લેવું ઘટે.

ફ્રાન્સ એક લોકશાસિત દેશ હતો. એ સ્થિતિમાં તે હાર્યું છે. લોકશાસનવાંછુ દેશોએ પોતાના ભાવિ સંરક્ષણને ખાતર એ હાર ને એનાં કારણોને ઝીણવટથી નિહાળવા ઘટે છે. એકહથ્થુ સત્તાની ભીષણતા તો આપણે સૈકાઓથી અનુભવી ચૂક્યા છીએ. હવે જ્યારે આપણે લોકશાસનવાદને માર્ગે વળી રહ્યા છીએ ત્યારે એ શાસનમાં પ્રવેશતી ત્રુટિઓ પણ આપણે સમજવી જોઈએ.

નેપોલિયનના આધિપત્ય નીચે જે ફ્રાન્સ કંગાલ આર્થિક સ્થિતિમાં પણ ઇટલી, ઑસ્ટ્રિયા, પ્રશિયા (જર્મની), રશિયા ને ઈજીપ્તને પોતાના પગ નીચે આણી શક્યું તે ફ્રાંસ આજે સમૃદ્ધ સ્થિતિમાં પણ પંદર દિવસમાજ હારી ગયું છે. આ સ્થિતિ લોકશાસનવાદ માટે ખરેખર ભયસ્થાન છે.

ફ્રાન્સના નવા મહામંત્રીના કથન પ્રમાણે પૈસાનું પ્રભુત્વ અને પ્રજાના વિલાસમાંથી આ પરાજય જન્મ્યો છે. ગત મહાયુદ્ધના વિજયથી ઉન્માદમાં આવેલી પ્રજા મોજશોખમાં ડૂબી ગઈ હતી. ને લક્ષ્મીનંદનો દ્રવ્ય વેરી એ પ્રજાને રીઝવીને મત મેળવી લેતા ને મંત્રીઓ બની બેસતા. મોજીલી પ્રજાને ભોગ આપવો નહોતો; ને લક્ષ્મીનંદનો એવા ભોગની યથાર્થતા પણ ન સમજતા. તેમને તો પોતાની કીર્તિભૂખ સંતોષવી હતી અને તે માટે પૈસો વેરીને તેમણે રાજસત્તા હાથ કરી હતી. રાજકારણના મૂળાક્ષરો તો તેમનાથી ઘણા છેટે હતા.

લોકશાસનની ખરી મુશ્કેલીઓજ આ છે. તેમાં જે માનવી પૈસો વેરી શકે છે, પ્રચાર કરી શકે છે ને મીઠા મીઠા શબ્દોથી લોકસમૂહને નચવી શકે છે તેજ મોટે ભાગે અગ્રણી તરીકે ચૂંટાઈ આવે છે. પણ રાજ ચલાવવું એ પૈસો હોવો, પ્રચાર કરી જાણવો કે મીઠા શબ્દો બોલી જવા કરતાં તદ્દન જુદીજ વસ્તુ છે. એની પરીક્ષા તો જ્યારે કોઇ સમર્થ દુશ્મન સામે સમરભૂમિ પર ઊતરવું પડે ત્યારેજ થાય છે.

અમેરિકાના પ્રમુખ વિષે કહેવાય છે કે અમેરિકાનો મહાનમાં મહાન પુરુષ કોઇ પણ વખતે અમેરિકાનો પ્રમુખ નથી હોતો. આ બધાનું

---

સીરિયન નેતા શાહબંદરનું ખૂન. બ્રિટનમાં સંતોષજનક સામગ્રી હોવાની માન્યતા સામે વસ્તુ-મંત્રી મોરીશન બ્રિટીશ પ્રજાને ચેતવણી આપે છે. ઇંગ્લાંડનો યુદ્ધનો દૈનિક ખર્ચ ૭૫ લાખ પાઉંડ કરતાં પણ વધારે આવે છે. યુદ્ધના આગળ સંચાલન માટે સર કીંગરલી વુડે કરેલી વધારાના એક અબજ પાઉંડની માગણી. બ્રિટન પર આયર્લેન્ડને રસ્તે હુમલો થવાનો સંભવ, પણ ડી'વેલેરા બ્રિટન સાથે સહકાર સાધવાની ના ભણે છે. ભૂમધ્યમાં ઇટલી અને બ્રિટન વચ્ચે ભયંકર યુદ્ધ. ઇંગ્લાંડના જર્મની પર ને જર્મનીના ઇંગ્લાંડ પર વિમાની હલ્લા. જર્મન-ઈટાલિયન કેદીઓ લઈ જતી બ્રિટીશ સ્ટીમર ડુબાડી દેવાય છે. યુદ્ધના અપ્રતિહત સંચાલન માટે બ્રિટીશ પ્રધાનમંડળને સોંપાયલી અમાપ સત્તાઓ. ઇંગ્લાંડ, ઑસ્ટ્રેલિયા, અમેરિકા વગેરે લોકશાહી રાજ્યોના જોડાણની યોજના. મી. ચર્ચીલની વિજય મળતાં સુધી યુદ્ધ ચાલુ રાખવાની ઘોષણા. લડાઈના કારણે યુરોપમાં દારુણ ભૂખમરીની શરૂઆત.

...મ કારણ એ છે કે જે પુરુષ પ્રજા પાસેથી ...ગ માગે છે, એને યુદ્ધ માટે તત્પર રહેવાની ...કલ કરે છે, એના મોજશોખ અને મનસ્વી...ઓને મર્યાદિત બનાવવા માગે છે તેવો પુરુષ ...જા પાસેથી પૂરતા મત નથી મેળવી શકતો. ...રેણામે પૈસા વેરી શકનારાઓ; શાંતિ, સલામતી ...ઉપભોગનાં મીઠાં વચનો આપનારાઓ; ને પ્રચા...રી પ્રજાને નચવી શકનારાઓના હાથમાં રાજતંત્ર ...હેલું જાય છે. હા, કપરા સંયોગોમાં પ્રજાને ...રા પુરુષની કિંમત સમજાય છે—જેમ અત્યારે ...વટે મી. ચર્ચીલનું આધિપત્ય કબૂલ્યું છે-પણ ઘણું મોડું નીવડે છે.

લોકશાસનવાદનો વિજય વાંછતી પ્રજાઓએ ...આ બાપસ્થાનોને ભૂંસી નાખવા ઘટે છે. તેમણે ...ચારની કે પૈસાની નહિ, માનવીની કિંમત ...આંકવી જોઈએ; તેમણે વ્યક્તિગત સુખ, સલામતી ... ઉપભોગનો નહિ-દેશની કીર્તિ અને એના ...વાતંત્ર્યનો વિચાર કરવો ઘટે. આવિ ચૂંટણી...ઓમાં જો આ નીતિ જળવાઈ શકે તો જ લોક...શાસન ટકી શકશે. ગુજરાતે અને હિંદે પણ ...મ્યુનીસીપલ અને ધારાસભાઓની ચૂંટણીઓમાં ...આ સૂત્રો યાદ રાખવાં ઘટે છે.

...પાકીસ્તાન—

'Contemporary Review'ના છેલ્લા ...અંકમાં Patrick Lacey એ 'Two Indias' નામે એક લેખ લખ્યો છે. એ લેખમાં મી. ઝીણાની પાકીસ્તાનની યોજનાપર પ્રકાશ ફેંકવામાં આવ્યો છે.

મી. પેટ્રીક લેસીના મતે પાકીસ્તાનની યોજના કંઈક અવ્યવહારુ છતાં ખૂબજ ધ્યાનપાત્ર છે. મુસ્લીમ અને હિંદુ પ્રજા સંસ્કાર અને સંસ્કૃતિના વિષયમાં ખૂબજ ભિન્ન છે. સાયમન કમીશન અને જોઈન્ટ પાર્લામેન્ટરી કમીટીના અહેવાલોએ પણ બન્ને પ્રજાઓની વિભિન્નતા દોરી છે; અને પાકીસ્તાન-હિંદુસ્તાનની યોજનાનાં મૂળ નાંખી દીધાં છે. મી. પેટ્રીક લેસીના કહેવા પ્રમાણે તો મહામાઉએ પણ નવ વર્ષ અગાઉ Manchester Guardian ને એવો અભિપ્રાય આપેલો છે કે, 'પર-પ્રજાના શાસન નીચે સદૈવ કલહમાં ડુબ્યા કરવું તે કરતાં તો બે ભાગ રૂપે વહેંચાઈ જઈ પરસ્પર સમજુતીથી રહેવું એ વધારે સારું છે.'

હિંદુસ્તાનના નાશની આ ભયંકર પાકીસ્તાની યોજનાની જવાબદારી કેવળ મી. ઝીણાને માથે ઓઢાડીને તો આપણે એના ખરા બળની અવગણના કરી રહ્યા છીએ. એની પ્રાથમિક રૂપરેખા દોરનાર સર મહમદ ઇકબાલ છે કે જેમને, હિંદી પ્રજાના મોટા ભાગે, રાષ્ટ્રકવિ તરીકેનું બિરુદ અર્પી દીધેલું. થોડાક મહાસભાવાદી મુસ્લીમોને બાદ કરીએ તો હિંદુસ્તાનનાં અને પરદેશનાં બધાંજ મુસ્લીમ બળોનો એ યોજનાને ટેકો છે.

સરહદી પઠાણો પણ એ જ વિચારણા ધરાવતા જણાય છે. સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફુરખાને થોડાક મહિના પહેલાં મી. પેટ્રીક લેસીને જણાવેલું કે, "મહાસભા સાથેની પોતાની મિત્રતા એ એક એવી ઘટના હતી કે જે તરતમાજ તજવી પડે. કેમકે તે સ્વતંત્રતા વિષેના પઠાણોના મંતવ્યની આડે આવે છે. પઠાણો તો એમ માને છે કે, 'આપણને ને હિંદુસ્તાનને લાગે વળગે શું?"

મી. પેટ્રીક લેસીની વલણ પણ એ યોજનાની તરફેણમાં ઢળતી જણાય છે. મધ્યયુરોપનાં નાનાં નાના રાજ્યોનું પ્રમાણ સૂચવી તેઓ, હિંદુસ્તાન બે વિભાગમાં સ્વતંત્ર રાષ્ટ્રીયત્વ સહેજે જાળવી શકે એવો મત દર્શાવે છે.

હિંદુઓના વિરોધને વિચારી, જવાબદાર અંગ્રેજ રાજદ્વારીઓ આજે તો આ યોજનાનો સ્વીકાર નથી કરી લેતા પણ જો હિંદુઓ તે પ્રત્યે બેદરકાર બને તો ભાવિ ઘણુંજ વિકટ છે.

ને અંતમાં તો મુસલમાનોને પણ આ યોજનાથી નુકશાનજ છે. કેમકે પાકીસ્તાનના શાસકો પરદેશી મુસ્લીમ બળોના સહકારમાં આવીને ઉત્તર-પશ્ચિમ હિંદમાંજ પાકીસ્તાનની મર્યાદા નહિ જાળવી શકે. પૂર્વહિંદની મુસ્લીમ બહુમતી ને દક્ષિણની રાજસત્તાની મદદથી તેઓ આખા હિંદુસ્તાનને પાકીસ્તાનમાં ફેરવવા મથશે ને પરિણામમાં એવા શાસકોની મહત્વાકાંક્ષા ને પરદેશી પ્રજાઓની તરકીબનું રમકડું બનેલી હિંદની બન્ને પ્રજાઓ ભયંકર ખૂનરેજીમાં ફસાઈ પડશે. બહારની ઉશ્કેરણીથી કોઈક પ્રસંગે કલહ થવા છતાં ભૌગોલિક દૃષ્ટિએ બંને પ્રજાઓ આજે પરસ્પર સાથે હળીમળીને જીવી રહી છે. તેમને આવતીકાલે બે વિરુદ્ધ છાવણીઓમાં વહેંચી નાંખનાર યોજનાને કોઈ પણ હિંદુ-મુસ્લીમનો ટેકો ન હોવો જોઈએ.

ન.

# છૂટાં ફૂલ

૭૦ હજાર વર્ષ પછીની પ્રજાને આજની સંસ્કૃતિનો ખ્યાલ આવી શકે તે માટે અમેરિકાના ઓગ્લેથોર્પ વિશ્વ–વિદ્યાલયે એક લોખંડી ભોંયરાની રચના કરી છે. આ ભોંયરામાં વર્તમાન સંસ્કૃતિના સ્વરૂપનો ખ્યાલ કરાવતા અનેક પદાર્થો ગોઠવવામાં આવ્યા છે. તે પદાર્થોને તે ૭ હજાર વર્ષ સુધી સુંદર સ્વરૂપમાં જળવાઈ શકે એવી વૈજ્ઞાનિક પ્રક્રિયામાંથી પસાર કરવામાં આવે છે. આ પદાર્થોમાં બે મહત્ત્વનાં પુસ્તકો પણ છે. તેમાંનું એક શ્રી યોગેન્દ્ર કૃત 'Yoga Personal Hygiene' ને બીજું છેલ્લાં ત્રણેક વર્ષથી જગતમાંકિત બનેલી નવલકથા 'Gone With the Wind'. આ બંને પુસ્તકોને અક્ષરશઃ ફીલ્મમાં ઉતારીને તે ભોંયરામાં દાટવામાં આવ્યાં છે. ૭ હજાર વર્ષ પછી જ્યારે આ ભોંયરૂં ખોલવામાં આવશે ત્યારે એમાંના સંખ્યાબંધ પદાર્થો પરથી તે યુગની પ્રજા વર્તમાન સંસ્કૃતિનો ખ્યાલ મેળવી શકશે.

× × ×

મોગલ-સમ્રાટ અકબરના મશહૂર પ્રધાન અબુલફઝલે લખેલ 'આઇને અકબરી'ની મૂળ નકલ પંડિત જવાહરલાલ નહેરૂ કાશ્મીરથી લાવ્યા છે ને તે તેમણે મહાસભાના પુસ્તકાલયને ભેટ ધરી છે.

ગત મહાયુદ્ધમાં લશ્કરમાં ૧૬૦ લાખ પુસ્તકો વ્હેંચવામાં આવેલાં. ચાલુ યુદ્ધમાં ગયા મહિના સુધીમાં, લગભગ ૭ ૭ પેન્સની કિંમતનાં, પાંચ લાખ પુસ્તકો મોકલવામાં આવ્યાં છે.

ઓક્સફર્ડ યુનીવર્સીટીના પ્રતિનિધિ તરીકે સર મોરીસ ગ્વાયર, સાતમી ઑગસ્ટે, કવિવર રવીન્દ્રનાથ ટાગોરને, એ યુનીવર્સીટી તરફથી સન્માન અને ઉત્સવપૂર્વક, 'ડૉકટર ઑફ લીટરેચર'ની પદવી એનાયત કરશે.

× × ×

કંપોઝીટરોની ગફલતથી પ્રેસોમાં કેટલેક પ્રસંગે હાસ્યાસ્પદ ભૂલો થવા પામે છે તે ખૂબ જાણીતું છે. પણ કોઈક પ્રસંગે તારખાતામાં પણ એવી જ ભૂલો થઈ જાય છે:

એક મહારાજાએ મુસાફરીમાં એક સ્ટેશન પરથી પોતાના દિવાનને તાર કર્યો કે, 'દરબાર (Darbar) ને સ્ટેશન પર તૈયાર રાખો.' હવે ત્યાં તારસંજ્ઞામાં D અને B વચ્ચે એક પોઈંટનું જ અંતર હોઈ Darbar ને બદલે Barbar (Barber=હજામ) થઈ ગયું. પરિણામે દિવાનસાહેબે સ્ટેશન પર કોથળી સાથે હજામને તૈયાર રાખ્યો.

બીજે પ્રસંગે વડા સરકારી મથકેથી આજ્ઞા છૂટી કે, 'બધાંજ સરકારી મકાનો ઉપર વાવટા ફરકાવવા (Displayed).' પણ ત્યાં e અને y વચ્ચે એક પોઈંટનું જ અંતર હોઈ Displayed ને બદલે Displaced થઈ ગયું અને વાવટા ચડાવવાને બદલે હતા તે પણ ઉતારી લેવાયા.

× × ×

શ્રી હંસરાજ વાયરલેસે તાજેતરમાં નવા રેડિયાની શોધ કરી છે. (તે રેડિયો ગુમ થયો છે.) અને તે ગુજરાત સારી રીતે જાણે છે. પણ તેમણે બીજી પણ કેટલીક શોધો કરી છે અને તેમના સંબંધમાં બીજું પણ ઘણું જાણવા જેવું છે.

તેમનું મૂળ નામ લાલા હંસરાજ છે. પણ તેમણે તાર વિના (Wireless) સંદેશ મોકલી શકવાના યંત્રની શોધ કરવાથી તેમને વાયરલેસનું ઉપનામ મળ્યું ને ત્યારથી તે હંસરાજ વાયરલેસના નામે ઓળખાય છે. તેમણે વર્ષો સુધી જેલ ભોગવી છે. થોડાક મહિન પહેલાં તેમને જેલમાંથી છૂટા કરવામાં આવેલા અને અત્યારે તે સિમલામાં શિક્ષક તરીકે કામ કરે છે

તેમણે કેટલીક શબ્દવેધી શોધો કરી છે. જેમકે પલંગમાં સૂતાં સૂતાં 'લાઇટ' કહેતા બત્તી થાય ને 'ઑફ' કહેતાં તે ઓલવાઈ જાય. નળ સમીપ 'વૉટર' બોલતાં પાણી પડવ માંડે ને 'સ્ટૉપ' કહેતાં તે અટકી જાય. અલીબાબાની ગુફાની જેમ અમુક શબ્દ બોલતાંજ તાળું ખૂલી જાય ને તેની વિરૂદ્ધનો બોલતાં જ તે બંધ થાય. તે ઉપરાંત, જેમાં પીન વગર જ સીસાની રેકર્ડો વાગે એવું સસ્તું ગ્રામોફોન, અલ્પ ખર્ચે પૂરતી ગરમી આપતી વીજળીની અંગીઠી, અજવાળું થતાં જ વાગી ઊઠે એવી ચોર-ઘંટડી, પ્રકાશમાં વિદ્યુતબળ વધારાય એવી બેટ્રીઓ, એલાર્મ વાગતાં જ અજવાશ ફેંકતી પેટી, સહેજ પવનથી ચાલુ થતો ને વીજળી સંઘરતો પંખો વગેરે એમની શોધો છે. આ શોધો સંબંધમાં યોગ્ય હક્કો મળતાં તે જાહેરમાં મુકાવા સંભવ છે.

× × ×

ડૉ. સ્ટુઅર્ટ કાર્નેસે સો વર્ષ સુધી પહોંચે એવી બ્લેડની શોધ કરી છે.

જર્મનીએ તાજેતરમાં એક એવું નવું વિમાન શોધી કાઢ્યું છે કે જે ખૂબ જ ઊંચે ચાલ્યું જાય, લગભગ અદૃશ્ય થઇ, ઝડપથી સ્વેચ્છાએ નીચે ધરી આવી શકે છે.

અત્યારસુધી લાખનું સીલ મારવું હોય ત્યારે લાખને ગરમીથી ઓગાળવી પડતી, પણ હવે એક એવું સાદું યંત્ર શોધવામાં આવ્યું છે કે જેમાંથી ગરમ થઇને છૂટતી લાખને ધારેલા સ્થળે છાંટી શકાય છે.

માલિકની ગેરહાજરીમાં ટેલીફોનનો સંદેશો નોંધી લેતું યંત્ર પણ શોધી કાઢવામાં આવ્યું છે.

+ + +

સોનાની ખાણોમાંથી દર વર્ષે સેંકડો મણ નવું સોનું મળી આવે છે. એવું સોનું મેળવવામાં જગતમાં સૌથી પ્રથમ સ્થાન દક્ષિણ-આફ્રિકાનું છે.

૧૯૨૯ સુધીમાં જગતે ૧૯૫૮૬૦૦૦ આઉંસ જેટલું નવું સોનું મેળવેલું. ને ૧૯૩૯માં તે ૩૯૧૫૦૦૦૦ ની હદે આવ્યું છે. ૧૯૩૮માં તે ૩૭૦૨૦ આઉંસ મેળવી શકાયું ને ૧૯૩૯ માં તે વધીને ૩૯૧૫૦ આઉંસની હદે આવ્યું છે. આમાંથી ૧૯૩૮-૩૯માં ૨૪૯૮૦ આઉંસ જેટલું સોનું દક્ષિણ-આફ્રિકાએ જ આપ્યું છે.

પણ ગયા યુદ્ધની જેમ આ યુદ્ધમાં પણ સેંકડો મણ સોનું દરિયાને તળિયે જઇ બેસવા સંભવ છે.

× × ×

સ્વદેશી માલ ઉપરની આંતરિક જકાતમાં હિંદી સરકારને ૧૯૩૯ ના મે મહિનામાં રૂ. ૪૪૮૨૦૦૦ ની આવક થયેલી. જ્યારે ૧૯૪૦ના મે મહિનામાં તે ૬૪૧૦૦૦૦ ની હદે પહોંચી છે. ને પરદેશી માલ ઉપરની જકાતમાં ૧૯૩૯ના મે મહિનામાં ૪૪૦૭૨૦૦૦ ની આવક થયેલી. જ્યારે ૧૯૪૦ના મેમાં તે ઘટીને ૩૪૮૯૫૦૦૦ ની હદે આવી છે.

બ્રિટનમાં ૧૯૪૦ના મે માસમાં ૧૦૫૩૦૦૦૦૦ પૌંડની આયાત થઈ જ્યારે નિકાસ ૪૫૦૦૦૦૦૦ જેટલી જ થઇ શકી.

તા. ૧ એપ્રીલથી ૨૦ જૂન સુધીમાં હિંદની રેલ્વેએ ૨૩૯૬ લાખની આવક કરી છે.

૧૯૩૯ના સપ્ટેમ્બરની પહેલી તારીખે રીઝર્વ બેંક પાસે ૯૫૨૦ લાખ રોકડ રૂપિયા હતા અને લડાઈના દશ મહિનાં વીતતાં તેમાંથી ૪૩ કરોડની રકમ ઓછી થઇ છે.

ઈટલી યુદ્ધમાં જોડાવાથી ને ફ્રાન્સના પતનથી હિંદનાં નિકાસ-વ્યાપારને ૩૦ કરોડ રૂપિયા જેટલો ધક્કો પહોંચશે.

× × ×

જાપાનીઝ બોમ્બમારાથી ચુંકીંગનું વિશ્વવિદ્યાલય નાશ પામ્યું છે.

કલકત્તાના દક્ષિણ વિભાગના એક ઘરમાં ૨૨×૭ ઇંચના માપની માનવખોપરી મળી પડયાં છે.

સૌથી પ્રથમ (૧૬૨૩માં) છપાયલ શેક્સપિયરનો નાટય-સંગ્રહ (ફોલિયો) અમેરીકન પુસ્તકાલયમાં જળવાઈ રહ્યો હતો. તાજેતરમાં તે ગુમ થયો છે ને તેની શોધમાં મદદકર્તા થઇ પડે એવી માહિતી આપનાર માટે ૧૦૦૪ ડોલરનું ઇનામ જાહેર થયું છે.

× × ×

ગયા વર્ષમાં અવસાન પામેલ જાણીતા સીનેમા-સ્ટાર ડગ્લાસ ફેરબેંકસના ચારે મશ્કરા મિત્રોએ પોતાના સમૃદ્ધિસંપન્ન મિત્ર પાસેથી કંઈક આશા રાખેલી પણ વીલમાં કંઈ જ નીકળ્યું. બિચારા મિત્રોનું મોં જોવા જેવું થઇ ગયું. પણ અવસાન પછી બે મહિના વીતતાં એક વધારાનું વીલ મળી આવ્યું જેમાં એ ચાર મિત્રોને ૬૦૦૦૦ ડોલર બક્ષવામાં આવેલા હતા. ને ડગ્લાસ ફેરબેંકસે આ રીતે જીવનની જેમ મૃત્યુમાં પણ મશ્કરી કરી જાણી.

'Confession of a Nazi Spy' નામે જગબત્રીશીએ ચડેલી ફીલ્મ સામે હીટલરને ઘણી જ ચીડ છે. જ્યારે તેણે પોલાંડ જીત્યું ત્યારે ત્યાંનાં જે થિયેટરોમાં એ ફીલ્મ બતાવાતી તે થિયેટરોના માલિકોને તેણે પોતપોતાના થિયેટરમાં જ ફાંસીને લાકડે લટકાવી દીધેલા.

## સ્વીકાર—

પુસ્તકો—પડછાયા, શોભના, મંછાભૂત, અમ છૈયે સાત, રામજીનો ખજાનો, વર્તુ સંગીત, શ્રી વેદ સ્તુતિનો અનુવાદ, સુભાષિત-પદ્ય-રત્નાકર-ભાગ ચોથો, 3 Men of Destiny. [પરિચય હવે પછી]

સામયિકો—માનસી, માધુરી, કુસુમ, દેશી રાજ્ય, કોંગ્રેસ ત્રૈમાસિક, બુદ્ધિપ્રકાશ, જૈન સિદ્ધાન્ત ભાસ્કર, શારદા, ગુણસુંદરી, સ્ત્રીજીવન, સ્ત્રીબોધ, નવ-રચના, જ્યોતિ, આરોગ્ય, વાર્તા, સર્વ ધર્મ, બાલમિત્ર, બાલક, બાલવાડી, બાલજીવન, બાલજગત, પુસ્તકાલય, શિક્ષણ અને સાહિત્ય, વિદ્યાવિહાર, સ્કાઉટ વીર, નૂતન શિક્ષણ, શિક્ષણ પત્રિકા, ગુજરાત શાળાપત્ર, હિંમત, આત્માનંદ પ્રકાશ, જૈન સત્ય પ્રકાશ, કચ્છી દશા ઓશવાલ પ્રકાશ, ગીતા, વ્યાયામ, વૈદ્ય કલ્પતરુ, વેપાર ઉદ્યોગ, કમર, ક્ષત્રિય મિત્ર, અનાવિલ જગત, ખેતીવાડી વિજ્ઞાન, વિશ્વજ્યોતિ, बालक, कल्याण, The Journal of the Indian Merchants Chamber, સંદેશ, દુન્દુભિ, પ્રબુદ્ધ જૈન, પ્રજાબન્ધુ, ગુજરાતી, ગુજરાતી પંચ, નવ સૌરાષ્ટ્ર, જય સૌરાષ્ટ્ર, જય કચ્છ, નવપ્રકાશ, સ્ત્રીશક્તિ, जैन, राजस्थान.

# અનુક્રમણિકા

પુ. ૩ — શ્રાવણ : ૧૯૯૬ — અંક ૫



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં ૩ | દોઢા ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કવર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કવર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવવામાં દરેક વખતના ૧૨½%·વધારે.

મુદ્રક અને પ્રકાશક . મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન . આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૩-૯-૪૦

લવાજમ હજી ન મોકલાવ્યું હોય તો તરતજ મોકલાવી આપો.

'સુવાસ' કાર્યાલય
રાવપુરા, વડોદરા

# નિવેદન

૧ લવાજમ—

ચાર મહિના થયાં 'સુવાસ' ત્રીજા વર્ષમાં પ્રવેશી ચૂક્યું છે છતાં હજી, વારંવારની *વિનંતિઓ છતાં, કેટલાક ગ્રાહકોના નવા વર્ષના લવાજમ નથી મળ્યાં આ ગ્રાહક-બંધુઓને* અમે ફરીફરીને વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને વી. પી. કે પત્રવ્યવહારના નાહક ખર્ચમાં ન ઉતારતાં, તરતજ પોતાનાં લવાજમ મનીઓર્ડરથી મોકલાવી આપે અને જેમની, નવા વર્ષનાં લવાજમ ભરવાની ઇચ્છા જ ન હોય તેઓ, તેમણે સ્વીકારી લીધેલા ચાર અંકની કિંમત પેટે, અમને રૂ ૧-૧-૦ મોકલાવી આપી તરતજ ના જણાવે.

આ મહિનાથી ગ્રાહકોને નવા વર્ષની 'સુવાસ' ડાયરી-ભેટ મોકલવાનું શરૂ થાય છે જેમના લવાજમ મનીઓર્ડરથી મળી જશે તેમને તરતજ તે ભેટ મોકલાવી અપાશે.

વી પી ની પ્રથા ગ્રાહકને અને અમને બંનેને નુકશાનકર્તા-ગ્રાહકને નવ આનાનો વધારે ખર્ચ, અમને તે પાછું ફરવાનો ભય-છે પરંતુ જે ગ્રાહકો વી. પી. થી જ નાણાં મોકલાવવાનું પસંદ કરતા હોય તેઓ તે લખી જણાવશે તો તેમને તરતજ વી પી કરાશે

૨ વ્યવસ્થા-નિયમિતતા—

અત્યારસુધી 'સુવાસ' હિંદુ મહિનાઓની ગણતરીએ પ્રગટ થતું હતું પણ તેમાં પોસ્ટખાતું, બજેટ ને લવાજમોની વાર્ષિક ગણતરી વગેરે વ્યવસ્થા જાળવવાને અંગ્રેજી મહિના સાથે પણ મેળ સાચવી રાખવો પડતો હતો આમ થવાથી 'સુવાસ' તારીખોમાં કંઈક પાછળ પડી ગયું જ્યારે પોસ્ટના કાયદા પ્રમાણે રજીસ્ટર્ડ પત્રો માટે તારીખની નિયમિતતા અનિવાર્ય છે એટલે અમારે માટે માસિકને હવે અંગ્રેજી મહિનાની ગણતરી પર મૂકવું જરૂરી બન્યું છે

હવેથી અમે અમારી મૂળ પાંચમી તારીખે જ દરેક અંક નિયમિત રીતે બહાર પાડવાનું ઠેરવ્યું છે 'શ્રાવણ મહિનાનો આ અંક સપ્ટેમ્બરની શરૂઆતમાં પ્રગટ થાય છે અને હવે પછીના દરેક અંક પણ અંગ્રેજી તારીખોને નિયમિત રહી પાંચમી તારીખે રવાના થઈ જશે

૩ લાભ-વિશિષ્ટતા—

ગમે તે મહિનાથી 'સુવાસ' ના ગ્રાહક બની શકાય છે

'સુવાસ' નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિનામૂલ્ય મોકલવામાં આવે છે.

દરેક વિષયના લેખને આ માસિકમાં સ્થાન અપાય છે પણ અભ્યાસપૂર્ણ છતાં સુવાચ્ય સરળ અને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે કેળવણી સંબંધમાં વિદ્યાપીઠના કે ઘરને અનુભવનું

'સુવાસ' માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઇચ્છા હશે તો, પાના દીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ' ના 'લેખકમંડળ' માં જોડાવું જોઇએ. એ મંડળમાં જોડાવાથી લેખકો ભેટ, પુસ્તક-પ્રકાશન, 'સલાહકાર-મંડળ' માં પ્રતિનિધિત્વ વગેરે અનેક લાભો મેળવી શકે છે. મંડળમાં જોડાવા માટે 'સુવાસ' પર એક સર્વાંગસુંદર લેખ જ મોકલવાનો રહે છે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલ ને 'સુવાસ' ના ચાલુ અંક મોકલાય છે.

'સુવાસ' ને એક યા બીજી રીતે સહાયક બનવા ઇચ્છતા 'મિત્રમંડળ' કે 'વાચક મંડળ'ના સભ્યોને ભેટ તેમજ આકર્ષક ઇનામો અપાય છે. એક કે એકથી વધુ ગ્રાહકો બનાવી મોકલનાર વ્યક્તિ 'સુવાસ' ના 'મિત્રમંડળ' માં જોડાઇ શકે છે. 'સુવાસ'ના લેખકો, ગ્રાહકો, કે મિત્રો, પ્રગટ થએલા તરતના અંકો પર દર ત્રણ મહિને પોતાનો અભિપ્રાય કે સૂચનો મોકલાવી, 'વાચક મંડળ'માં જોડાઇ શકે છે, ને રોકડ ઇનામ પર પોતાનો હક્ક નોંધાવી શકે છે.

'સુવાસ' ના પ્રચારમાં મદદ કરનાર મિત્રોમાંથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર સુશોભિત 'સુવાસ'-પોકેટ ડાયરી; બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' (કાચું પૂઠું) નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તે જ પુસ્તક (પાકું પૂઠું); ચાર ગ્રાહક મેળવી લાવનારને ડાયરી ને પુસ્તક બંને; પાંચ ગ્રાહક મેળવનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે પણ 'સુવાસ' માં એટલી વિશેષ સગવડતા છે કે તેમાં તેવા મિત્ર પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજા કોઇ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફકત નામ સૂચવે અને પછી અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India' ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [૧-૮-૦ લવાજમ + ૦-૪-૦ પોસ્ટેજ = રૂ. ૧-૧૨-૦] અને તે પછી પોણા લવાજમે [રૂ. ૨-૪-૦] માં 'સુવાસ' મળી શકે છે.

૪. વિનંતિ—

અઢી વર્ષના ગાળામાં અમે અમારાથી બનતો બધો જ ભોગ આપીને 'સુવાસ' દ્વારા ગુજરાતી પ્રજા અને સાહિત્યની સેવા બજાવી છે. પ્રજાએ અને વિદ્વાનોએ તેને પ્રશંસાથી વધાવી પણ લીધું છે. પણ કોઇ પણ વસ્તુ કેવળ ભોગ પર હંમેશ માટે ટકી ન શકે, ને કેવળ પ્રશંસાથી તેનું પેટ ન ભરાઇ શકે. તેને પોતાના જીવનટકાવ માટે પ્રજા તરફથી આર્થિક સહકારની આશા રાખવી જ પડે. અમે ગુજરાતની સાંસ્કારિક પ્રજા અને સંસ્થાઓ પાસે આજે એવા સહકારની આશા રાખીએ છીએ. અમને તૃષ્ણા નથી. પણ અમારે આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર ને સ્વયંજીવી બનવું છે, પગ પર ઊભા રહેવું છે, દિન પ્રતિદિન વિકાસ પામી પ્રજા અને સાહિત્યની વધુ ને વધુ સેવા કરવી છે. તે માટે અમે

ગુજરાત સમક્ષ ૧૦૦ વધારાના ગ્રાહકની જ માગણી મૂકીએ છીએ. દરેક 'સુવાસ'-પ્રેમી અમારી આ માગણી—વિનંતિને સંતોષવામાં અમને સહાયક બને એવી અમે આશા રાખીએ છીએ.

**૫. ચીમકી—**

વિદ્વાનો કે અવિદ્વાનો–પણ લક્ષ્મીદેવીએ જેમના પર કૃપાદષ્ટિ ઠેરવી છે તેવા આપણા સજ્જનો, મોટે ભાગે, સરસ્વતીની કિંમત આંકવાને, મહાદેવી લક્ષ્મીને પડદામાંથી બહાર નથી કાઢતા. યુરોપીય ઉમરાવો વિષે એમ કહેવાય છે કે તેમને મળવાને સૈંકડો રમણીઓ આવી શકે છે, પણ તેમાંથી કોઈને ઉમરાવપત્નીની નજરે ચડવાની છૂટ નથી હોતી. તેમ આપણા લક્ષ્મીવન્તો પોતાને ત્યાં આવતી સરસ્વતીઓ [પુસ્તકો, સામયિકો વગેરે] જો ભેટ તરીકે આવે તો તેને માટે તેઓ છૂટ રાખે છે; પણ એ સરસ્વતીમાંથી કોઈ જો તેમનાં, ગૃહદેવી લક્ષ્મીનું મોં જોવાની આશા રાખે તો તે સરસ્વતીને બારણું જ બતાવાય છે. પણ હવે આ અતિથિસત્કારમાં કંઈક સુધારો થવો ઘટે છે.

**૬. પત્રકાર-બન્ધુઓને—**

'સુવાસ' માં પ્રગટ થતા લેખો કેટલાંક સામયિકોમાં ફરી પ્રગટ થતા જોવાય છે. તેમાંથી ઘણાં સૌજન્યનિર્દેશ કરે છે; પણ કેટલાંક પત્રોમાં, વારંવારની સૂચનાઓ છતાં, હજુ તેવો નિર્દેશ કરાતો નથી. ને થોડાકને તો પત્ર લખી જણાવવા છતાં તે પ્રત્યે ધ્યાન અપાયું નથી. તો તેવાં પત્રોને ફરી જાહેર વિનંતિ અને સૂચના કરવામાં આવે છે કે તેમણે 'સુવાસ, માંથી આખા લેખોને કે લેખોના મહત્ત્વના ભાગોને ફરી પ્રગટ કરતી વખતે નામ નિર્દેશ કરવાનું કોઇ પણ સંજોગોમાં ચૂકી ન જવું.

સિપાઈ કે તેની વ્યવસ્થા જાળવનાર કારકુન–એ બધા જો, પોતાની તનતોડ મજૂરીના બદલામાં, ખાવાને સૂકો રોટલો, પહેરવાને ફાટ્યાં–તૂટ્યાં વસ્ત્ર, રહેવાને ઝૂંપડી કે મચ્છર–માંકડ–ઉંદરોથી ભરેલ ને પડું પડું થઈ રહેલ સસ્તા ભાડાની ખોલી ને સ્વૈચ્છિક સંતાનમાં સંતતિનિયમનથી જ સંતોષ માનતા હોય. અને એ માનવી, કલા કે બલા ગમે તે નામે, બીજાને અલભ્ય એવી કેટલીક વસ્તુઓનું પોતાના ઘરમાં પ્રદર્શન કરી શકતો હોય કે ઘણાં ખરાં પાસે ન હોય એવા એકાદ વાહનનો તે માલિક હોય—

તો, તે સંપત્તિશાળી લેખાય છે. તે બંગલો બંધાવી શકે છે; તેને આંગણે નોકર–ચાકર ફરવાના છે; તે આનંદ–ઉપભોગ ભોગવી શકે છે; તેને સલામો ભરાવાની છે; તે આછા સ્મિતથી બીજાને અલ્પ બનાવી શકવાનો છે.

પણ સમાજની દરેક વ્યક્તિ પાસે જો જરૂર પૂરતું નાણું હોય. માનવજીવનની જરૂરિયાતો, ઉપભોગો કે મહેચ્છાઓ સંતોષતા ઉપરોક્ત વર્ગો જો સુખની આશા ધરાવતા થાય; પોતાના રહેવાસ માટે તેઓ ગંદી ખોલી કે નાની ઝૂંપડીને બદલે એક સારૂં મકાન માગે; તેમનાં સંતાન માટે તેઓ જો સુંદર ઉછેર ને સારી કેળવણી ઇચ્છે; પોતાની સ્ત્રીઓ માટે તેઓ જો વસ્ત્રાલંકાર ઝંખે; પહેરવાને તેઓ જો સારાં કપડાં ને ખાવાને પોષક પદાર્થ માગે; માંદગીમાં તેઓ જો સારવાર ને શાંતિ ઇચ્છે, તો—

ભલેને એક વ્યક્તિ પાસે દશ લાખની મૂડી હોય, હજારોની તેની આવક હોય; પણ—

નથી તેના બંગલા પૂરા થઈ શકવાના; નથી તે પોતાને ત્યાં નોકરોની હારમાળા બાંધી શકવાનો; નથી તેનો વૈભવ અફાટ બની શકવાનો. નોકરોના પગારનું ઊંચું ધોરણ ને મજૂરોના ને ગુલામ પ્રજાઓના જીવનહક્કના સ્વીકાર સાથે જ જીવનમાં જરૂરી ચીજોના બેહદ વધી ગયેલા ભાવો તેના દ્રવ્યને ખેંચી જવાના છે.

ગરીબો પ્રત્યેની હમદર્દીથી ભરેલાં ગીતો લલકારનાર કેટલાક વૈભવી માનવીને કે લેખકોને જો પૂછવામાં આવે કે, '......એ સ્થિતિમાં તમને પોતાને આટલી સંપત્તિ કે આવા વૈભવનો શો અધિકાર છે?'—તો તે તરત જ, જેમ બર્નાર્ડ શૉએ એક પૃચ્છકને ઉત્તર દીધો હતો તેમ, ઉત્તર દેશે કે, "હું ગરીબો પ્રત્યે હમદર્દી ધરાવું છું તેનો અર્થ એ નહિ કે હું તેમના જેવો ગરીબ બની જવા ઇચ્છું છું. પણ મારી ભાવના તો તે બધાને પણ મારા જેટલું સુખ મળે એવી છે."

ને તે પ્રસંગે એ ભાવનાવાદીને ઉત્તર અપાવો ઘટે કે, 'ભલા માણસ, તારા જીવનને આવું સુખી ને વૈભવી બનાવવા પાછળ જે સેંકડો પ્રકારનાં, હજારો–લાખો કે કરોડોની સંખ્યા ધરાવતા ને કેવળ રોટીને ખાતર કાળી મજૂરી કરતા શ્રમજીવીઓ પડેલા છે તે બધા જો તારા જેવું સુખ માણવા માંડે તો તારા વૈભવ, તારા પાસે છે તે કરતાં દશ ગણી મૂડી ખર્ચે તોપણ, નથી ટકી શકવાનો; તે સમયે તારા ધનની વિપુલતા એ સંપત્તિ નહિ, સિક્કાનો બોજો બનવાનો છે. હમણાં તો, તારું સુખ બીજાના દુઃખને આભારી છે, તારો વૈભવ બીજાની કંગાલિયતને આભારી છે, તારી સંપત્તિ બીજાની દરિદ્રતાને આભારી છે. કંગાલ ને દુઃખીઓ પ્રત્યે તને જો સાચી જ હમદર્દી હોય તો તે બધાની મૂડી વધારીને તારો વૈભવ ઘટાડવા કરતાં તારો વૈભવ મર્યાદિત કરીને તારી વધારાની મૂડીને તે બધાના સુખમાં વપરાવા દે તે વધારે સુંદર છે.'

પણ માનવી પોતાનાં ધન, સંપત્તિ, વૈભવ, કે ઐશ્વર્યને ઓછાં કરવાને તૈયાર નથી હોતો. તે તો દરિદ્રો પ્રત્યેની હમદર્દીમાં, વાિઝયાના પુત્રની ઢબે, એટલું જ ઇચ્છે છે કે દરિદ્રો પણ પોતાના જેવા સુખી બને, ને તેના ઉપાય તરીકે વધુ પૂછો તો એટલુંજ જણાવે કે, 'પોતાના કરતાં વધારે મોટા સપત્તિશાળીઓ હોય તેમનું ધન ખેંચાઈ જાય' [–પરિણામે પોતે સૌથી વધારે સપત્તિશાળી ગણાઈ શકે.] પણ તે વીસરી જાય છે કે મોટા સંપત્તિશાળીઓ પણ એ જ ઇચ્છતા હોય છે કે, 'પોતાના કરતાં વધારે મોટા સંપત્તિશાળીઓનું દ્રવ્ય લૂટાઇ જાય'–ને એ ઇચ્છાની દીપકમાળાઓ ગરીબોને માટે તો હૈયાની હોળી જ બની રહે છે.

દ્રવ્ય ઓછું હોય કે વિપુલ–પણ સંપત્તિ બીજાંની કંગાલિયતને સાપેક્ષ છે; સાંસારિક વૈભવ બીજા અનેકના દુ:ખને આભારી છે. ને માટેજ, સાચી સપત્તિ [ શુદ્ધ સામ્યભાવનાને વિકસાવે એ અર્થમાં ] બીજાંની ગરીબાઈ પર પોતે દ્રવ્યવાન બનવામાં નહિ, બીજાંનાં દુ:ખ પર પોતે સુખી બનવામાં નહિ, બીજાંની અલ્પતા પર પોતે મહાન બનવામાં નહિ, પોતે મિષ્ટાન્ન જમતી વખતે દરેકને એવું મિષ્ટાન્ન મળે એવી અફળ શાબ્દિક ભાવના ભાવવામાં નહિ, પણ–પ્રભુના સંતાન તરીકે, જીવમાત્રની સાથે સમાનસુખી બનવામાં, થાળીમાં રોટલો હોય તો તેમાંથી પણ ભૂખ્યા બાંધવને ટુકડો આપવામાં રહેલી છે.

---

# શાને ?

'હિમદૂત'

( સ્રગ્ધરા–સૉનેટ )

થાયે વટોળ આલે, સકળ દિશ મહીં આંધી ફેલાઈ જાયે,  
ગાંડો થૈને ધસન્તો અનિલ સૂસવતો, ગર્વમાં મત્ત થાયે;  
સત્ત્વો ત્રાસે ધરાનાં, તરુવર ધ્રૂજતાં, ચીસ પાડી ઢળન્તાં,  
પૃથ્વી આખી છવાયે અજિત સમ અહો ! આવી અંધાધૂંધીમાં !  
આરંભે માતરિશ્વા ઉદધિ–ઉરપરે વીચિઓ ફેરી સાથે  
ઠારન્તું નૃત્ય ભૂંડું ડમરૂપતિ સમું, ઘૂઘવાટો કરાવે  
અમ્ભોધિમાં પરાણે, જગત ધ્રૂજવવા, રાજ્યને સ્થાપવાને  
પોતા કેરું જ સ્વાર્થી, અવનિતલ પરે શક્તિ દેખાડવાને:  
વાજે, ને સૂસવાટા મરુત ! મદભર્યા સૂસવી ખૂણ લેજે,  
ઝંઝાવાતો બનાવી, જલધિ–પટપરે દેહ તારો પછાડી  
થાકી જાજે; તથાપિ ઉર–ઉદધિ પટે સુજ્ઞ ફેરા ન થાશે.  
અંધાધૂંધી, પ્રયત્નો તવ અફળ જશે હીણ—ઉત્પાતકારી.  
શાને યત્નો નકામા અનિલ સમ હશે 'અર્ધદગ્ધો'થી થાતા  
પીડીને નિર્બળોને બહુ, નિજ ગુરુતા–દાંડીઓ પીટવાના ?

# અપૂર્ણ સાધના

પંકજ

૧

'**મહારાજ**' લક્ષ્મણ બોલ્યો, 'એ ઊંડા તળાવમાં જે ધન છે તેથી તો આપણા મંડલગઢના સર્વે ભંડાર ભરપૂર થઈ જશે.'

કંઇક મૌન સેવ્યા પછી મહારાજ દલપતિશાહ બોલ્યા, 'પરન્તુ લક્ષ્મણ એક લોકવાયકાને આધારે એ તળાવને ખોદાવવા જવું એ જનતામાં હાંસીપાત્ર થશે તથા એમાંથી કંઈ ન નીકળ્યું તો તે ખોદવામાં કરેલો ખર્ચ વ્યર્થ જશે.'

લક્ષ્મણ કંઈક વિચારમાં પડી ગયો અને થોડીવારે બોલ્યો, 'મહારાજ, પણ મંગળ ધીમર (માછી)ને માછલીને માટે જાળ નાંખતી વખતે પોતાના પગ નીચેથી એક સુવર્ણમુદ્રા મળી હતી એ સ્પષ્ટ બતાવે છે કે લોકવાયકામાં કંઇક સત્યનો અંશ છે.'

દલપતિશાહ બોલ્યા, 'પણ, ભોળમદેવ મહાદેવના પૂજારી તો એ તળાવમાં નિત્ય સ્નાન કરે છે. શું એમને મુદ્રા નથી મળી?'

'મહારાજ, પૂજારી તો એક બ્રાહ્મણની માફક ડૂબકી મારી બહાર આવી રહે છે. એમને ક્યાંથી મળે?'

કંઇક થંભીને મહારાજ બોલ્યા, 'વારુ, હું જાતે ત્યાં આગળ જવા ઇચ્છું છું. સમરસિંહ ભૂમિ-પરીક્ષામાં ઘણો કુશળ છે. તેને સાથે લઇ લેશું. બુધ્ધુ ધીમર પાણીનો રાજા છે, તેને પણ લઈ લેશું. ત્યાં ગયા પછી વાત!'

૨

મહારાજ દલપતિશાહે જ્યારે ભોળમદેવ તળાવના ગુપ્ત ધનની વાત રાણી દુર્ગાવતીને કહી ત્યારે તેણે કહ્યું, 'મહારાજ ગુપ્ત ધનની સાથે હંમેશ તે ધન મૂકનારનો આત્મા સંકળાયલો હોય છે અને એ ધન આપને મળ્યું તો કદાચ તે આત્મા કંઇ અનિષ્ટ પણ કરી શકે છે.'

દલપતિશાહ હસીને બોલ્યા, 'પ્રિયે, એ તારો ભય નિર્મૂળ છે. આપણને કંઈ પણ અનિષ્ટ થશે નહીં.'

મહારાજના આવાસમાં એક ભૃત્યે આવી ખબર આપી કે, તે તળાવ પર જવાની સર્વ તૈયારી થઇ ચૂકી હતી. મહારાજ પ્રવાસે નીકળ્યા.

૩

મહારાજના રસાલાનો પડાવ ભોળમદેવ મહાદેવના મંદિર પાસે પડ્યો. ત્યાંના વૃદ્ધ પૂજારીએ મહારાજનું સ્વાગત કીધું. મહારાજ બોલ્યા, 'પૂજારીજી, આ તળાવમાં અઢળક લક્ષ્મી છે એમ મેં સાંભળ્યું છે. શું એ વાત ખરી છે?'

'મહારાજ, મારા પૂર્વજોએ મને કહ્યું છે કે નાગરાજ રામચંદ્રના સમયમાં આ તળાવમાં પારસમણી હોવાની વાત હતી અને તે શોધવા માટે નાગવંશીય ક્ષત્રિયોએ અનેક ઉપાય કીધા.'

'પરિણામ શું આવ્યું ?'

'મહારાજ, એક હાથીને લોખંડની સાંકળો બાંધીને આ તળાવમાં ફેરવ્યો અને જ્યારે બહાર નીકળ્યો ત્યારે તે સાંકળ સોનાની થઇ ગઇ હતી એવી શ્રુતિ છે. એ કદાચ કલ્પનામય મસ્તિષ્કનો આવિષ્કાર પણ હોય!'

'મહારાજ, એક વાત તો હું તમને ખાત્રીપૂર્વક કહી શકું છું કે પ્રત્યેક રાત્રીએ અહીં કંઈ અદ્ભુત અવાજ આવે છે અને પેલે કાંઠે કંઈક ઝાંખી મનુષ્યમૂર્તિઓ હરતી ફરતી દેખાય છે!'

'શું એ પ્રત્યેક રાત્રીએ દેખાય છે?'

'હા, મહારાજ.'

'અને તમે કઇ જાતનો અવાજ સાભળો છો?'

'મહારાજ, એ સ્વર એક આર્તનાદને મળતો આવે છે.'

'વારુ, ત્યારે આપણે એ બાબતનું નિરીક્ષણ આજે રાત્રે કરીશું.'

૪

રાત્રિની નીરવતામાં ભોળમદેવનુ તળાવ શાંત હતું. મહારાજના શિબિરમાં સર્વે એકા હતા. નાગવંશીય રાજાઓની વાત ચાલતી હતી. પૂજારી પોતાના બાપદાદાઓના સમયથી કથા સાંભળતો આવેલો હતો. કેવી રીતે વિદીશાના પ્રથમ નાગરાજ શેષનાગે વિદીશાની કીર્તિ વધારી અને પછી તેના પુત્રોએ હિંદુધર્મની પુનર્રચના આચાર્યો પાસે કરાવી ઇત્યાદિ કથા તે રસપૂર્વક કરતો હતો. એકાએક રાત્રિની શાંતિનો ભંગ કરતી એક ચીસ સંભળાઈ. સર્વે ચમકીને ચારે બાજુ જોવા લાગ્યા. પુનઃ એ ચીસ જોરમા સંભળાઈ અને એ ખરેખર હૃદયભેદક હતી. પૂજારી બોલ્યો, 'મહારાજ, શિબિરની બહાર પેલી મનુષ્યમૂર્તિઓ આપને દેખાશે.'

સર્વે બહાર આવ્યા. રાત્રિના અંધકારમાં તળાવને બીજે કાઠે દસબાર મનુષ્યમૂર્તિઓ દેખાઈ. ચીસ બીજી બે વાર સંભળાઈ અને પછી રાત્રીની શાંતિ પુનઃ સ્થાપિત થઈ. મૂર્તિઓ પણ અદશ્ય થઈ ગઈ.

આ દશ્ય જોઇને સર્વે વિચારમાં પડી ગયા. મહારાજને નિદ્રા આવી નહીં અને સમસ્ત રાત્રી તેમણે તળાવમાં-ધનની તપાસ કરવી કે નહીં તેની ગડમથલમાં કાઢી.

૫

પ્રાતઃકાલમાં મહારાજને ભૃત્યે ખબર આપી કે એક સાધુ તેમને મળવા માગતો હતો. મહારાજે તેને અંદર લાવવા કહ્યું. એક જટાધારી મૂર્તિ શિબિરમાં દાખલ થઈ.

'મહારાજ, આપ એક આદર્શ નરેશ છો. માટે જ મેં મારી રીતિ છોડી આપને મળવાનું યોગ્ય ધાર્યું.' તે બોલ્યો.

'હે મહાત્મન્, આપનો મારા પર ઘણો જ અનુગ્રહ છે.'

'મહારાજ, આ તળાવની લક્ષ્મી પ્રાપ્ત કરવાની ચેષ્ટા છોડી દો.'

'કેમ?'

'મહારાજ, એ લક્ષ્મી પ્રાપ્ત કરવામાં અનેક વિટંબણાઓ છે. તે પ્રાપ્ત કર્યા પછી પ્રાપ્ત કરનાર પણ જીવી શકવાનો નથી.'

'એનું શું કારણ?'

'મહારાજ, નાગરાજ રામચંદ્રની પછી જ્યારે શકોનું આક્રમણ થયું ત્યારે વિદીશાનું

નાગરાજ–કુટુંબ પોતાનું દ્રવ્ય અને ઝવેરાત લઈને પલાયન કરી ગયું.' મહારાજ અને બીજાઓ ચૂપચાપ સાંભળતા હતા.

'શકોને નાગરાજોની અઢળક લક્ષ્મીની ખબર હતી અને તેઓની એક ટુકડીએ રાજકુટુંબનો પીછો પકડયો. શકોના ત્રાસથી એ કુટુંબ આ સ્થાને આવ્યું. આ જગાએ મારા ગુરુનો આશ્રમ હતો.' સર્વે ઉત્સુક્તાપૂર્વક સાંભળતાં હતા.

'મારા ગુરુએ રાજકુટુંબને અભયદાન આપ્યું. પરંતુ શકોની ટુકડીએ આવી અહીં એ કુટુંબને ઘેરી લીધું.'

'પછી શું થયું ?'—મહારાજ પોતાને રોકી ન શક્યા.

'મારા ગુરુની અનેક વિનવણી છતાં પણ શકોએ રાજકુટુંબને કેદ કરવાનો પ્રયત્ન કર્યો. રાજકુટુંબે બચવાનો કોઈપણ રસ્તો ન જોયો ત્યારે પોતાની લક્ષ્મીની સાથે પેલા ખડક પરથી તળાવમાં પડતું મૂક્યું. પડતું મૂકવા પહેલાં સર્વેએ વિષપાન કર્યું હતું.' સર્વે થોડીવાર શાંત રહ્યા.

'મહારાજ, મારા ગુરુજીને આ બનાવથી અપાર વેદના થઇ અને તેમણે શકોને શ્રાપ આપ્યો કે તેમનું સામ્રાજ્ય નષ્ટ થઈ જશે અને જે કોઈપણ નાગરાજકુટુંબની લક્ષ્મીને લઈ જવાની ચેષ્ટા કરશે તેનું સામ્રાજ્ય પણ નષ્ટ થઇ જશે.'

આ શબ્દોએ એક અદ્ભુત શાંતિ ફેલાવી.

'મહારાજ, શકોને પણ તે લક્ષ્મી પ્રાપ્ત થઇ નહીં. તળાવ ઘણું ઊંડુ છે.'

એકાએક લક્ષ્મણ બોલ્યો, 'પછી તમારા ગુરુજીનું શું થયું ?'

'ગૌતમીપુત્ર સાતકર્ણિએ શકોનું ઉન્મૂલન કર્યું એ સાંભળી સંતોષની સાથે એમણે સમાધી લીધી.'

કંઈક વિચારીને લક્ષ્મણે દલીલ કરી, 'વારૂ મહાત્માજી, પણ નાગરાજને તો ચાર હજાર વર્ષની પણ ઉપર થઈ ગયાં છે. તમે તે વખતે ક્યાંથી હોઇ શકો ?'

કંઈક હસીને સાધુ બોલ્યો, 'મહારાજ, ગુરુજીનો એક આદેશ ભારતમાં ધર્મરાજ્ય સ્થાપવાનો અપૂર્ણ રહ્યો છે, જે પૂર્ણ થયે હું પણ આ દેહનો ત્યાગ કરીશ.'

'પણ આટલા વર્ષો સુધી આપ કયાં રહ્યા ?'

'હું પર્યટન કરૂં છું અને અવારનવાર આ સ્થાન પર ગુરુજીનું ધ્યાન ધરૂં છું. સમય તો એક અનંત પ્રવાહ છે અને જેમ બ્રહ્માની એક રાત્રિ અને એક દિવસ સો સો વર્ષના થાય છે તેમ અમે યોગી લોકો સાધારણ સમયપ્રવાહની પર ગુરુકૃપાથી જઈ શકીએ છીએ.'

શિબિરમાં શાંતિ હતી. સાધુનો વિશ્વાસ કરવો કે ન કરવો એ બાબતમાં સર્વના મનમાં ગડમથલ ચાલતી હતી. એકાએક સાધુ બોલ્યો, 'મહારાજ, આપના મનમાં હજી પણ સંશય છે. હાય રે હતભાગી ભારતભૂમિ તારૂં શું થવા બેઠું છે !'

સાધુ તીરના વેગે અદ્રશ્ય થઈ ગયો. થોડીવારે શાંતિનો ભંગ કરતી રાણી દુર્ગાવતી બોલી, 'મહારાજ, એ લક્ષ્મીને મેળવવાની વાત જવા દો. મારૂં મન અજ્ઞાત ભયથી કંપી રહ્યું છે.'

લક્ષ્મણ બોલ્યો, 'મહારાજ, લક્ષ્મીના હોવાની વાત તો હવે પુરવાર થઈ ગઈ છે, માટે હવે એ કઢાવવામાં વિલંબ થવો ન જોઇએ.'

'પરંતુ લક્ષ્મણ પેલા યોગીનો શ્રાપ છે તેનું શું ?'

'મહારાજ, એ શ્રાપ તો લક્ષ્મી શોધી કાઢનારને લાગશે. હું એ શ્રાપનો ભોગ થવા તૈયાર છું.'

પૂજારીજી બોલ્યા, 'મહારાજ, ધર્મના કામમાં તર્ક સારો નથી.'

મહારાજ વિચારમાં પડી ગયા. થોડીવારે બોલ્યા, 'વારુ, લક્ષ્મણ તું તારી જવાબદારી પર તળાવને ખોદાવ.' લક્ષ્મણ ખુશ થઈ બોલ્યો, 'વારુ!'

૬

તળાવ ખોદાવા લાગ્યું પ્રથમ એક સપ્તાહમાં એક ઘડો સુવર્ણમુદ્રાથી ભરેલો મળ્યો. તે મંડલગઢમાં મોકલી આપવામાં આવ્યો. ખોદકામ જારી રહ્યું. એક દિવસે મહારાજ દલપતિશાહ મૃગયાથી પાછા ફરીને જ્વરથી પટકાઈ પડ્યા. મહારાજની સ્થિતિ બે ત્રણ દિવસમાં ગંભીર થઈ ગઇ. રાણી દુર્ગાવતી એક અજ્ઞાત ભયથી કંપી ઊઠી. તેણે તરત આજ્ઞા કાઢી કે તળાવને ખોદાવવાનું કામ બંધ કરવું અને તળાવમાંથી મળેલો ઘડો પાછો તળાવમાં ફેંકાવી દેવો. પરતુ મહારાજ દલપતિશાહની સ્થિતિ બગડતી ચાલી અને ત્રણ દિવસ પછી મહારાજે માનવલીલા સંકેલી લીધી. મંડલગઢમાં હાહાકાર વર્તી રહ્યો સર્વેનો રોષ લક્ષ્મણ પર ઊતર્યો, પરતુ તે તો પલાયન કરી ગયો હતો રાજકુમાર વિરમદેવ બાળક હોવાથી રાણી દુર્ગાવતી રાજકાજ ચલાવવા લાગી.

૭

અકબરના સેનાપતિએ મંડલગઢ પર આક્રમણ કર્યું રાણી દુર્ગાવતીએ સેની તૈયાર કરી પોતાની રક્ષાની તૈયારી કરવા માંડી. પરંતુ મહાન સૈના આગળ મંડલગઢની સ્વતંત્રતા નષ્ટ થઈ ગઈ. યુદ્ધના અંતિમ દિવસે રાણી દુર્ગાવતીની દષ્ટિ યવનસેનામાં લડતા લક્ષ્મણ પર પડી. રાણીના કોમળ હાથોએ એક શરથી લક્ષ્મણનુ માથું ઉડાવી દીધું.

મંડલગઢ પડયું. રાણી દુર્ગાવતી અને અન્ય મહાવીરો વીરગતિને પ્રાપ્ત થયા

મંડલગઢના પડવા પછી ત્યાં પ્રત્યેક શ્રાવણ માસની પુનમે એક સાધુ આવી પોતાનુ માથુ કૂટતો હતો અને કૂટે છે એમ લોકવાયકા છે.

શું હજુ પણ તે સાધુની સાધના અપૂર્ણ રહી ગઈ છે?

ભોળદેવ મહાદેવનું મંદિર અને તળાવ આજે પણ તે ગુપ્ત ધન અને શ્રાપ લઇને મધ્યપ્રાંતના છત્તિસગઢ પ્રદેશમાં ઊભું છે આજે પણ રાત્રે તે આર્તનાદના ભણકાર કોઈક સમયે લોકોને સંભળાય છે.

---

## આજ!

નૌતમ

આંગણે મારે આજ આવી તું!
આંગણે મારે આજ!
ચહુ દિશે અંધાર જામ્યાં 'તાં
સૂનો પડચો તો' સાજ.
જ્યારે તું આંગણે આવી આજ!
તારે પગલે ફૂલડાં ફોર્યાં,
મ્હોર્યો ઉર પરાગ:
રણઝણી મૂક બીન ઊઠચું આ
ઉઘડયાં આજ સુભાગ!
જ્યારે તેં છેડયા અનુપ રાગ!

# યાંત્રિક ખેતી

ચીમનલાલ સંઘવી

એક સમય હતો, જ્યારે હિંદની પ્રજા પોતાને હાથે કાંતેલા ઝીણા સૂતરમાંથી મુલાયમ વસ્ત્રો વણતી ને તે પહેરીને સંતોષ અનુભવતી. પણ વણકરોના અંગૂઠા કાપી લેનારી પરોપકારી ગોરી પ્રજાને લાગ્યું કે, 'હિંદનો વણકર શાહુકારના પંજા નીચે કચરાઈ રહ્યો છે; એને કોઇપણ ઉપાયે ઉગારી લેવો જોઇએ.' ને હિંદને માટે વસ્ત્રો બનાવવાની મહેનત એણે પોતે ઉપાડી લીધી, હિંદમાં પણ વસ્ત્રયંત્રો–મીલોની સ્થાપના કરી. પરિણામે વણકરો સ્વતંત્ર બન્યા, હિંદી પ્રજાની મહેનત બચી, અવનવાં વસ્ત્રો સોંઘા ભાવે મળવાં લાગ્યાં. પણ બીજી બાજુએ, ભવ્ય આકાશ નીચે, કુદરતના ખોળામાં, ગીતો લલકારતાં વસ્ત્ર વણતો વણકર ને એની સમીપમાં, સ્વચ્છ સુશોભિત આંગણામાં, સૂતર કાંતતાં એનાં સ્ત્રી-સંતાન કે વૃદ્ધજનો પોતાનો વ્યવસાય ગુમાવી બેઠાં; વણકર શહેરનો કીડો બન્યો, મીલની ધૂણી અને એની આગનો સહવાસી બન્યો, મીલ અને એના માલિકનો ગુલામ બન્યો, શહેરી જીવનને ગંદું અને રોગની અને ગંદકીની ગટર જેવું બનાવવામાં તે કારણભૂત બન્યો, પોતાનું જન્મસ્થાન તજીને તેણે રેલવે ને પોસ્ટ ખાતાની આવક વધારી, પોતાની પત્ની અને કુટુંબથી છૂટો જઈ તેણે અશાંતિ ને અનીતિના માર્ગને મોકળો બનાવ્યો; યંત્રોની ખરીદીના બહાને પ્રજાનું ધન પરદેશની તિજોરીમાં પહોંચવા લાગ્યું, વણકર ને શાહુકારના વર્ગ તૂટી માલિક ને મજૂરના વર્ગ સ્થપાયા. સમય જતાં પ્રજાના અગ્રણીઓ ચમક્યા. તેમને જણાયું કે યંત્રને નોતરવામાં પોતે ભૂલ કરી છે. ને એ ભૂલ સુધારવા માટે એમણે રેંટિયો લીધો. પણ કેટલીક વખતે પ્રજાકીય, સાંસ્કૃતિક કે વ્યાપક આર્થિક ભૂલો એવી નીવડે છે કે જેને સુધારતાં સૈકાઓ વીતે, ને તે સુધારવા ઇચ્છનારને પૂર્વની ભૂલે જન્માવેલ નવી વ્યવસ્થાને પણ ધ્યાનમાં રાખવી પડે. યાંત્રિક વસ્ત્રોની ભૂલ પણ કંઇક એવીજ નીવડી છે. પણ એ ભૂલનો પાક જાણે અપૂરો લાગતો હોય તેમ હિંદી પ્રજા આજે અનેક નવી ભૂલોને આવકારી રહી છે. એ નવી ભૂલોમાંની એક અને મુખ્ય તે યાંત્રિક ખેતી.

વણકરોની સ્વતંત્રતાનો ઉકેલ કરી નાંખ્યા પછી, હિંદની પવિત્ર ભૂમિનો કણેકણ ચૂસી લેનાર ગોરી પ્રજાને લાગ્યું કે, 'હિંદનો ખેડૂત શાહુકારના પંજા નીચે દબાઈ ગયો છે; તેને કોઈપણ ઉપાયે ઉગારી લેવો જોઇએ.' ને તેણે યાંત્રિક ખેતી આગળ ધરી છે ને રેંટિયાને પૂજનારી પ્રજા પણ એવી ખેતીને મીષ્ટ મૌનથી આવકારી રહી છે.

યાંત્રિક ખેતીના લાભ અગણિત દર્શાવાય છે: તેની મદદથી ખેડૂત શાહુકારના પંજામાંથી છૂટી જશે; જમીનમાંથી તે અનેકગણો લાભ નીપજાવી શકશે; પેદાશ વધશે; ખરાબ જમીન પણ સોના જેવી બની જશે; ટાઢ–તડકો–વર્ષાદ–ઉજાગરા ને તનતોડ મજૂરીના પંજામાંથી ખેડૂત બચી જશે...વગેરે.

અલબત્ત, બીજી બાજુએ, એ ખેતીના પરિણામે, ગોરી પ્રજાને માટે હિંદમાં ટ્રેક્ટરો,

બળતણુ ને તૈલી પદાર્થોનાં બજાર ખુલ્લાં થશે. ખેતીના કહેવાતા વિકાસના નામે હિંદનું નાણું પરદેશની તિજોરીમાં ધમડાશે; હિંદનું ખેતી વિષયક ઉત્પન્ન એટલું બધું વધી પડશે કે કાં તો તે રેતીના ભાવે વેચાશે અને નહિતર, અમેરિકામાં કે રશિયામાં કેટલીક વખતે બને છે તેમ, વધારાનું ઉત્પન્ન સળગાવી મૂકવું પડશે; અથવા તો પરદેશોમાં પોતાના માલ માટે બજારો મેળવવાને હિન્દને યુરોપીય રાજ્યોની જેમ કાવાદાવા ખેલવા પડશે. ખેડૂત શાહુકારનો દેણુદાર મટીને રાજ્યનો કે બેન્કનો દેવાદાર બનશે; યંત્ર અને યંત્ર-માલિકોનો તે મજૂર ને ગુલામ બનશે. યાંત્રિક ખેતી ગૌચરોને અદૃશ્ય કરશે, ઢોરોને તે બિનજરૂરી બનાવશે અને પરિણામમાં ગાયોના અભાવે ઘી—દૂધનો અભાવ ને માંસાહાર અનિવાર્ય બનશે. દેશી હળો અદૃશ્ય થતાં સુથાર-લુહારને શોધવું પડશે ને રાક્ષસી યાંત્રિક હળોમાં કંઈક બગાડો થતાં સેંકડોના પગારદાર યંત્ર-વિશારદોને નોતરવા પડશે. નાના પાયા પરની યાંત્રિક ખેતી અસંભવિત હોઇ મૂડીદારો જ ખેડૂત કહેવાઈ શકશે અને સાચા ખેડૂત તો એમના મજૂર કે ગુલામ બનશે. ચાલુ ખેતી ખેડૂતોની જે સંખ્યાને પોષે છે તેના મોટા ભાગને યાંત્રિક ખેતી બેકાર બનાવશે. ખેતી—વિભાગોમાં બેન્કોની શાખાઓ સ્થપાશે ને બેકાર બનેલા ખેડૂતો, કેટલોક બીજો શ્રમજીવી વર્ગ અને સબળો જ શાહુકાર વર્ગ રોટલો રળવાને શહેરો બાજુ ધસશે; તે રેલવે ને પોસ્ટખાતાની આવક વધારશે ને શહેરી જીવનને હજી પણ વધારે રોગિષ્ઠ ને મોંઘું બનાવવામાં મદદકર્તા બનશે—આ બધાં યાંત્રિક વસ્ત્રોની જેમ યાંત્રિક ખેતીનાં સ્વાભાવિક પરિણામ છે. પણ એ ખેતીને કયા ધોરણે ને કયા માર્ગે વિકસાવવામાં આવે છે, પ્રજા એમાં શી રીતે ફસાય છે ને એ ખેતી સિવાય, ખેડૂતની મુક્તિ અને એના વિકાસના બીજા માર્ગો છે કે કેમ એ બધા પ્રશ્નો પણ અહીં વિચારી લેવા જરૂરી છે.

વર્તમાન ગોરી પ્રજાની રાજનીતિ, કાળી પ્રજાના દેશોને જીતીને, જુદી જુદી યોજનાઓથી તેમને લશ્કરી દૃષ્ટિએ નિર્બળ બનાવવામાં કે તેમનું દ્રવ્ય હરી લેવામાં જ કેવળ નથી સમાઈ જતી. પણ કોઈ ખાટકી પોતાનું ઐશ્વર્ય વધારવામાં ઉપયોગી એવું સતત ઊન મેળવવાને, અનુકૂળતાએ અને જરૂરિયાત પ્રમાણે અહર્નિશ માંસ મેળવવાને, અને પોતાની પાશવી વૃત્તિઓના પ્રદર્શન માટે ગળાં કાપવાને જેમ પોતાને આંગણે ઘેટાંઓની હારમાળા બાંધી રાખે તેમ કાળી પ્રજાઓને આજે અનેક બંધને બાંધવામાં આવે છે. તેમને ધર્મના, લાગણીના કે માનવતાના નામ પર અને જરૂર પડે ત્યાં ગોળીઓ ચલાવીને પણ નિર્બળ બનાવી મૂકવામાં આવે છે. માર ખાવાનો જ જેમાં ઉપદેશ આપવામાં આવ્યો હોય એવા ધર્મો કે વાદોના સીધા કે આડકતરા પ્રચારથી એમને નૂરવિહોણી અને ઘેટાંના જેવી નિર્બળ, પ્રતિકારહીન અને સ્વરક્ષણમાં અશક્ત બનાવવામાં આવે છે. તેને એવાં મોજશોખનાં સાધનો અપાય છે જે પોતાના વેપારને વધારતાં હોય; તેને એવાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે જેને બનાવવામાં પોતાના લાભનો મહત્ત્વનો હિસ્સો જળવાયો હોય; તેને એવી દવાઓ ને એવાં માદક પીણાં પાવામાં આવે છે કે જે પોતાને ત્યાં જ બનેલાં હોય; તેને એવી કેળવણી આપવામાં આવે છે કે જેથી એ ભિખારી પ્રજા પોતાના પૂર્વજોની નિંદામાં ને પોતાના માલિકોનાં ગુણગાનમાં મસ્ત બની જાય; તેનામાં એ ધર્મ અને એવા સંસ્કાર સિંચવામાં આવે છે કે જે પોતાની સાથે બંધબેસતાં હોય; તેને એવો ખોરાક આપવામાં આવે છે કે જે પોતાનાં યંત્રોની મદદથી જ જમીનમાંથી બહાર કાઢવામાં આવ્યો

હોય; તે પ્રજાઓમાંના અમુક શ્રમજીવી વર્ગો જ્યારે પોતાની ચૂસણનીતિથી તદ્દન દ્રવ્યહીન બનીને કચરાઈ જાય ત્યારે તે વર્ગોને બીજા વર્ગો સામે ઉશ્કેરવામાં આવે છે ને પછી એ શ્રમજીવી વર્ગોને પરોપકારના બહાને એવું નાણું ધીરવામાં આવે છે કે જે તે દેશમાંથી જ હરવામાં આવ્યું હોય, એને બીજે કયાંય સંઘરવાનું ઠેકાણું ન હોય ને અહીં ધીરાતાં જે પોતાને માટે સારૂં, સુરક્ષિત ને સતત વ્યાજ લાવવાનું હોય; તે પ્રજા જે કંઇ શ્રમ કરે તેના લાભમાં પોતાનો વિપુલ હિસ્સો યોજી દેવામાં આવે છે ને પરિણામમાં જ્યારે એવી પ્રજાઓ પૂર્ણપણે ઘેટાંને સમાંતર બની જાય છે ત્યારે ખાટકી પોતાના ઘેટાની પીઠ થાબડતાં જેમ કહે કે, 'આ તો મારૂં મિત્ર છે,' તેમ ગોરી પ્રજાઓ ઉપરોક્ત રીતે કેળવેલી કાળી પ્રજાઓની પીઠ થાબડતાં કહે છે કે, 'આ તો અમારી મિત્રપ્રજા છે.'

પ્રજા—કેળવણીના ઉપરોક્ત કાર્યક્રમમાંથી લશ્કરી બળનો નાશ, દ્રવ્ય-હરણ, પરદેશી વ્યાપારવિકાસ, ધર્મપ્રચાર વગેરે વિભાગો તો હિન્દી પ્રજાના ખ્યાલમાંજ છે. દેશી દારૂના ઉદ્યોગનો નાશ ને પરદેશી દારૂની ખીલવણીનો કાર્યક્રમ પ્રજાએ તાજેતરમાં જ અનુભવ્યો છે. પણ યાંત્રિક ખેતી અને એની સાથે સંકળાયલા કાર્યક્રમો તરફ પ્રજાએ હજી જોઇએ તેવી નજર નથી દોડાવી. એ કાર્યક્રમ ખરેખર રોમાંચક છે.

હિંદ એ ખેતીપ્રધાન દેશ છે. ને ખેતીનાં કેન્દ્રો ગામડાં જ બની શકે એટલે ગામડાં એ હિન્દી પ્રજાજીવનનો મુખ્ય આધાર છે. હિન્દુ સમાજવિધાયકોએ એ ગામડાઓમાં રહેનારી પ્રજાને બે મુખ્ય વિભાગોમાં વહેંચી નાંખી. એક ખેતી કરનાર વર્ગ (ખેડૂત); બીજો એ ખેતી અંગે ખેડૂતને જોઇતી નાણાંની મદદ કરનાર, એને દરેક પ્રકારની વસ્તુઓ પૂરી પાડનાર અને તૈયાર થતા પાકની વ્યાપારિક વ્યવસ્થા કરનાર વર્ગ (શાહુકાર). ખેડૂત ખેતી ઉપરાંત પશુપાલન કરે, ગૃહઉદ્યોગો ચલાવે; ને શાહુકાર ધીરધાર ઉપરાંત વેપાર કરે, બનતી હદે પશુપાલન કરે ને સંભવિત ગૃહઉદ્યોગ પણ ચલાવે. આ બે વર્ગની વચ્ચે એક ત્રીજો વર્ગ વિકાસ પામે અને તે વણકર. ખેડૂત પાસેથી તે રૂ મેળવે, શાહુકાર પાસેથી જરૂરી નાણાંકીય મદદ મેળવે અને પોતાથી તૈયાર થતો માલ તે વેચાણ અર્થે શાહુકારને આપે. આ ત્રણે વર્ગો પરસ્પર સાથે હળીમળીને આનંદ અને શાંતિમાં પોતાનું જીવન વીતાવે અને કલા, ધર્મ અને સુંદરતાના વિકાસમાં પોતાનો યોગ્ય ફાળો નોંધાવે. તે ત્રણે વર્ગોને આશ્રયીને ગામડામાં સુથાર, લુહાર, ઘાંચી, મોચી, સોની, બ્રાહ્મણ, ક્ષત્રિય અનેક વર્ગો પણ ટકાવ પામે. ગામડામાં રહેવાથી આ વર્ગોની જરૂરિયાત ઓછી અને તેમને પોતાના ધંધા ઉપરાંત પશુપાલનની સગવડતા. ગૌચરોમાં ગાયો આનંદથી ચર્યા કરે ને દૂધ—ઘી આપે. ગામડાંની આ પ્રકારની બધી અફાટ ઉપજોની શહેરોમાં વ્યવસ્થા થાય. રાજસત્તાનો ધર્મ તો પોતાના ટકાવ માટે અને જમીન અને સંરક્ષણના બદલામાં ખેડૂત પાસેથી તેની ઉપજનો છઠ્ઠો ભાગ અને બીજા વર્ગો પાસેથી સંરક્ષણના બદલામાં નજરેનો કર લેવાનો અને એ બધા વર્ગો સુખ, શાંતિ ને સંતોષમાં જીવી શકે એ જોવાનો. દુષ્કાળ પ્રસંગે એવા કરોમાંથી મુક્તિ અપાય ને જરૂર પડતાં મદદ પણ કરાય.

ઉપર પ્રમાણે વ્યવસ્થા જળવાઇ રહેતાં કોઇ પણ વર્ગને દુઃખનું કંઇ કારણ ન હોઇ શકે. ને એમ છતાં સૈકાઓના ગાળે કોઇ વર્ગ પર બોજો વધારે આવી પડે કે તેનું ઋણ વધી જાય તો રાજસત્તા તે ઋણ ચૂકવી આપીને તેમને ઋણમુક્ત બનાવે ને તેમના જીવનની

નવેસરથી સુંદર વ્યવસ્થા કરી આપે. વિક્રમ, શાલીવાહન ને શ્રીહર્ષે એ રીતે પ્રજાના ઋણી બનેલા વર્ગોનાં ઋણ ચૂકવી આપેલાં છે. મુસ્લીમ શાસકોએ અનેક પ્રકારના અત્યાચારો કર્યા છતાં ઉપરોક્ત વ્યવસ્થામાં દખલ કરવાનું વ્યાજબી ન ધાર્યું.

પણ પોતાનું ઐશ્વર્ય વધારવાને હિંદને ભોંયભેગું કરવા ઇચ્છતી ગોરી પ્રજાને લાગ્યું કે જો ઉપર પ્રમાણે વ્યવસ્થા ચાલુ રહે તો મુસ્લીમ શાસકોની જેમ પોતે પણ એક નામધારી રાજસત્તા બની રહે. ને પોતાના દેશના ઉદ્યોગો માટે આ દેશને વેપારી પીઠું બનાવવું; પ્રજાને હમેશની નિર્બળ અને ગુલામ બનાવવી; પોતાની સંસ્કૃતિનું ઝેર પાઇ તેને પ્રશંસક, પ્રતિકારહીન ને સેવક બનાવવી; પોતાની રાજસત્તાને અહીં અફર બનાવવી; અને પોતાના દેશના બેફાટ ઐશ્વર્યને આ દેશના લોહીમાંથી સતત પોષણ મળતું રહે એ સ્થિતિને કાયમ કરવી એ બધી ઇચ્છાઓ તો અણપૂરી જ રહી જાય. પરિણામે એણે એ વ્યવસ્થાને ક્રમે ક્રમે તોડી નાંખવાનો કાર્યક્રમ હાથ ધર્યો.

એ કાર્યક્રમમાં તેણે સૌથી પહેલાં વણકરને પકડ્યો. ગોરા વેપારીઓએ આ વણકરોને નાણાં, દેશી શાહુકારોને બદલે, પોતાની પાસેથી લેવાની ને બદલામાં માલ પોતાને જ આપવાની ફરજ પાડી. વણકરોએ આ યોજનામાં સ્વેચ્છાએ સહકાર ન આપતાં ગોરા વેપારીઓ તેમનાં ઘરોમાં રાત્રે રૂપિયા નંખાવતા × ને તેમને ખાતેદાર લેખી તેમનો માલ પડાવી લેતા. [ આ કાર્યક્રમે પોતાનો દાનવી પંજો તો જો કે મુખ્યત્વે બંગાળ અને બિહારમાંજ બતાવ્યો પણ તેની અસર ધીમે ધીમે આખા હિંદ પર થઈ. ] આ અંગે વિરોધ કરે એવા સંખ્યાબંધ વણકરોના અંગુઠા કાપી લેવામાં આવ્યા. પરિણામ એ આવ્યું કે ગામડાંઓના ટકાવનો વણકરરૂપી એક પાયો તૂટી પડ્યો ને ધીમે ધીમે એ વેપાર પરદેશી કે દેશી મીલોના હાથમાં ચાલ્યો ગયો.

વણકરોના પ્રશ્નના નિકાલ પછી અનેક પરદેશી બનાવટોએ ગ્રામ્ય ઉદ્યોગો સામે હરીફાઇ આદરી ને ગ્રામ્ય–ઉદ્યોગની કિંમત ધીમે ધીમે ઘટવા લાગી. સમય જતાં તે ઉદ્યોગો અદશ્ય થવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે ટકાવનાં ઉપરોક્ત સાધનના હ્રાસથી ખેડૂત અને શાહુકાર બંને એકમેક પર વધુ ને વધુ આધાર રાખતા થયા.

ગૌચરો ધીમે ધીમે ઓછાં થતાં ગયાં; કરો વધતા ગયા ને ચરબીના (વેજીટેબલ) ઘીની હરીફાઇથી શુદ્ધ ઘીની વપરાશ પણ ઘટતી ગઈ. પરિણામે ગોપાલન મોંઘું ને ઓછું લાભકર્તા નીવડવા લાગ્યું. યાંત્રિક ઘાણીઓ ને યાંત્રિક વાહનોએ બળદ, ઘોડા, ઊંટ વગેરેના ઉછેરથી ગામડાંઓને મળતા લાભને પણ પોતાને હસ્તક કરી લીધો. ને જે ગામડાંઓ પોતાના ઉદ્યોગો, પોતાનો શ્રમ અને પોતાનાં વાહનોનો શહેરોને લાભ આપી શહેરોમાંથી નાણું મેળવતાં હતાં તે ગામડાંઓ અનેક પરદેશી વસ્તુઓ ને વાહનોથી આકર્ષાઈ પોતાનું અલ્પ નાણું પણ બહાર કાઢવા લાગ્યાં. અંતમાં, ગામડાંઓમાં, શાહુકાર પક્ષે ધીરધાર અને બિનનફાકારક વ્યાપાર અને ખેડૂતપક્ષે ખેતી અને બિનનફાકારક પશુપાલન એટલા જ વ્યવસાય રહ્યા. પરિણામે શાહુકાર ને ખેડૂત બંનેના ટકાવનો આધાર એકમેક પર આવી રહ્યો. બંને પરસ્પર પ્રત્યે ઘૂરકવા લાગ્યા. ખેડૂત દેણું વધારતો ગયો ને તે પાછું વાળવાની નૈતિક જવાબદારીમાં શિથિલ બનવા લાગ્યો. શાહુકાર ખેડૂતને ચૂસવા લાગ્યો ને તેને કોર્ટોમાં ઘસડવા લાગ્યો.

× આ હકીકતનાં વિગતવાર અને સત્તાવાર પ્રમાણો માટે જુઓ—'ભારતમાં અંગ્રેજી રાજ્ય.'

ગોરી પ્રજાને આ ભાવતું હતું. વિશાળ હિંદની ખેતીમાં પોતાના વ્યાપારી લાભ સાંકળી દેવાને, અંતમાં તેને કબજે કરવાને અને પરિણામે પ્રજાને નિઃસત્ત્વ બનાવી દેવાને જ તેણે આ તક ઊભી કરી હતી. જો હિંદી પ્રજા સુખેથી જીવે એવી તેની ઇચ્છા હોત તો મૂડી-ભક્તોને દબાવીને, ખેડૂતોને ઋણમુક્તિમાં મદદ કરીને અને આ વૈજ્ઞાનિક યુગમાં પણ અનેક સંભવિત વ્યવસાયો ગામડાંઓમાં ખીલવીને તે ઉપરોક્ત પ્રશ્નનો નિકાલ કરી શકત. પણ તેને તો પોતાના વ્યાપારને વિકસાવવાને, અહીંથી હરણ કરેલી મૂડીને અહીં જ વાવવાને ખેતી અને ગામડાં કબજે કરવાનાં છે અને ગ્રામ્યપ્રજાને શહેરોમાં હડસેલી મૂકી તેને બેકાર, દુઃખી, નિઃસત્વ અને પરસ્પર સામે ઘૂરકતી બનાવીને કચરી નાંખવાની છે. પરિણામે ખેડૂત અને શાહુકાર બંને પરસ્પરથી છૂટા પડે એ એને રુચતું છે.

આજે ગામડાંઓમાં શાહુકાર ને ખેડૂત બંનેની સ્થિતિ ભીષણ છે. ખેડૂત જો કોઈ એને શાહુકારના પંજામાંથી છોડાવે તો તે દાનવનો પંજો સ્વીકારવાને પણ તૈયાર છે ને શાહુકાર જો એણે ધીરેલી મૂડીનો અર્ધો ભાગ પણ જો કોઈ પાછો અપાવે તો ગામડાં તજી જવાને તૈયાર છે. પ્રચારના બળે ઘણી વખત ધારી લેવામાં આવે છે તેમ હિંદનાં ગામડાંઓમાં ધીરધાર કરનાર વર્ગ ખૂબ પૈસાદાર નથી હોતો. તેમાનો મોટો ભાગ તો કેટલીક વખતે દેણું કરીને કે વસ્તુઓ વેચીને પોતાનો ધંધો ટકાવી રાખે છે. આજે એ બંને વર્ગ બહારની ઉશ્કેરણીથી પરસ્પર પ્રત્યે ખીજવાઇ રહ્યા છે ને એ ખીજ હિંદની ખેતી કબજે કરવા ઇચ્છનારાઓને માટે તો સિદ્ધિનું મુખ્ય પગલું છે.

એ સિદ્ધાન્તની ઝાંખી રૂપરેખા સહેજે સમજી શકાય તેવી છેઃ

શરૂઆતમાં ખેડૂતને રક્ષણ આપવાના બહાને ગામડાંઓમાંથી શાહુકારોનાં હિતોને નષ્ટ કરવાં. પરિણામે બેકાર બનતો એ વર્ગ શહેરોને માર્ગે વળે અને ત્યાં બોજારૂપ બની તે હિંદી પ્રજાના સામુદાયિક અને સાર્વત્રિક નાશમાં હથિયારરૂપ થઇ પડે.

તે પછી ઓછા વ્યાજે નાણાં ધીરવાની લાલચે, ખેતી સુધારવાનો ઉપદેશ આપી, ખેડૂતને યાંત્રિક ખેતીના માર્ગે વાળવો. ને એ રીતે હિંદની ખેતીવાડીને પોતાનાં યંત્રો, વિલાયતી ખાતર ને તૈલી પદાર્થોના વેચાણનું ને યાંત્રિકોના ટકાવનું બજાર બનાવી દેવું.

—ને સમસ્ત હિંદુસ્તાનના ખેડૂતવર્ગને અમુક વર્ષના ગાળા માટે ઓછા વ્યાજે નાણાં ધીરવાનું શક્ય બનાવતા માર્ગ પણ અજબ છે. ગરીબાઈ અને ઊંચા ભાવોના કારણે હિંદની ધાતુસંપત્તિ, અને સ્થાવર મિલ્કત વિષયક અનેક પ્રકારના કરોના કારણે હિંદની સ્થાવરસંપત્તિ-બંને, વર્ષોથી, રોકડ મૂડીના રૂપમાં ફેરવાઈ રહ્યાં છે. આ મૂડીનું નિવાસસ્થાન બેંકો છે. ટૂંકાણમાં જો રોટલો, કપડાં, ચાલુ વપરાશની હલકી ચીજો ને મૂર્ખ (?) પૂર્વજોના રીતરિવાજોથી જળવાઇ રહેલ ન જેવા ધાતુના અલંકારોને બાદ કરીએ તો હિંદી પ્રજાની બધી જ સંપત્તિ ધીમે ધીમે બેંકોમાં પ્રવેશેલી છે. પરિણામે બેંકોના વ્યાજના દર ઘટતા જ રહ્યા છે ને નજીવા વ્યાજે લીધેલી મૂડી બેંકો આજે પોતાના આડતીઆઓ દ્વારા ખેડૂતોને સામાન્ય વ્યાજે સહેલાઈથી ધીરી શકે તેમ છે. પણ ખેડૂત જ્યારે પૂરેપૂરો હાથમાં આવી જશે ત્યારે આ યોજના કંઇક જુદુંજ સ્વરૂપ દાખવશે.

વર્ષો પૂર્વે હિંદને વધારાના પરદેશી માલથી લાદી દેવાને ને હિંદનું ધન ખેંચી લેવાને હૂંડિયામણના દર ઘટાડાયલા. હવે ગોરી પ્રજાઓ સમજી ગઈ છે કે હિંદમાં ખેંચવા જેવું

ધન લગભગ આવી રહ્યું છે. પરિણામે તેમને હવે એ ખેંચેલું નાણું સારું વ્યાજ મળી શકે એ સ્થિતિમાં અહીં ધીરવું છે. પણ જો હૂંડિયામણના દર ઘટાડવામાં આવે તો નાણું હિંદમાં પ્રવેશતાં જ સવાયું બની જાય. તે અંગે દરના ઘટાડાની માગણીને વહેતી મૂકી દેવાણી છે. જ્યારે ખેડૂત હાથમાં આવી ગયો હશે, તક અનુકૂળ બની હશે ત્યારે ઉપરોક્ત માગણીને માન આપવાના બહાને હૂંડિયામણના દર ઘટાડી દેવાશે. પરિણામે પરદેશી મૂડી હિંદમાં ધસી આવી હિંદી બેંકોનો કબજો લેશે. હિંદી પ્રજા પાસે તે વખતે બેંકોમાં મૂકવા જેટલી મૂડી હશે જ નહિ એટલે પરદેશીઓનું હિત જાળવવાને બેંકોના વ્યાજના દર ઊંચા ચડી જશે. તે પ્રસંગે ખેડૂતોને ઓછા વ્યાજે મળતાં નાણાં અટકી જશે.* અને તે અને તેની જમીન બંને પરદેશી મૂડીદારોના કબજામાં ચાલ્યાં જશે, યાંત્રિક ખેતી સાર્વત્રિક બનશે.

ધીમે ધીમે યાંત્રિક ખેતી ખેડૂતવર્ગના મોટા ભાગને બેકાર બનાવશે. એ બેકાર વર્ગ મજૂરીમાં એવી હરીફાઈ કરશે કે ગોરા મૂડીદારો, જેમ આજે તેઓ બાર બાર રૂપિયે મેટ્રિક થયેલા કારકુનો મેળવે છે તેમ, રોટલાના ટુકડાના બદલામાં જ મજૂરો મેળવી શકશે. ને હિંદી પ્રજાની દશા ધીમે ધીમે ગુલામ કરતાં પણ બદતર બની જશે.

યાંત્રિક ખેતીનાં ઉપરોક્ત પરિણામ સમજનાર વર્ગ પણ કેટલીક વખતે તો મૌન સેવે છે. તે એમ માને છે કે આ વિશાળ હિંદમાં એ યોજના સફળ થવાની જ નથી. ને એવા વર્ગની એ માન્યતા પણ યાંત્રિક ખેતી-પ્રચારકોને તો મદદકર્તા જ થઈ પડે છે. પણ એ વર્ગ જો આંકડાઓ પ્રત્યે નજર દોડાવે તો તેની આંખ તરત જ ખૂલી જશે.

હિંદમાં વધુમાં વધુ જીવદયાપ્રેમી પ્રદેશ ગુજરાત છે ને યાંત્રિક ખેતીથી ગોચરો, બીડો અને ખેતી વિષયક પશુપાલન અસંભવિત થઈ જવાનાં તે તો તેવી ખેતીના પ્રચારકો પણ કબૂલે છે. આમ છતાં ગુજરાતનો મોટો ભાગ જેમાં સમાઈ જાય છે એવા વડોદરા-રાજ્યના જ આંકડા જો અવલોકીએ તો જણાય છે કે ૧૯૩૭-૩૮ ના વર્ષમાં તે રાજ્યમાં ૫૮૯૫ વીઘાં જમીન, ૧૯૩૮-૩૯ ના વર્ષમાં ૧૮૬૫-૯ વીઘાં જમીન ને ૧૯૩૯-૪૦ના વર્ષમાં ૩૦૮૫-૬ વીઘાં જમીન ટ્રેક્ટરોથી ખેડવામાં આવી છે. અને છેલ્લા વર્ષમાં, યુદ્ધના કારણે, ટ્રેક્ટરો, વિલાયતી ખાતર ને પરદેશી તૈલી પદાર્થો વગેરેના ભાવો જો ચડી ન ગયા હોત તો તે વર્ષનો આંકડો છે તે કરતાં પણ મોટો હોત.

ખેડૂત ને શાહુકાર વચ્ચેની તકરાર અને પશુધન પ્રત્યેના અમાનુષિક વર્તનના પ્રસંગો તો વધી જ રહ્યા છે. હિંદુ ખેડૂતો હજી પશુધનના નાશથી કંઈક ડરે છે. પણ પોતાની હદનાં ગૌચરો અને બીડોને પશુઓના ઉપયોગ સામે બંધ કરવામાં અહિંદુ ખેડૂતો મહત્ત્વનો ફાળો નોંધાવી રહ્યા છે. ઉત્તર ગૂજરાતના હારીજ-રાધનપુર વગેરે પ્રદેશોમાં તાજેતરમાં બની ગયેલા ને બનતા કેટલાક બનાવો પ્રત્યે નજર દોડાવીએ તો તે હકીકતનો ખ્યાલ આવી શકે છે.

આ સ્થિતિમાં ને આ ઝડપે વિકાસ સાધતી યાંત્રિક ખેતીના ગુણદોષ પ્રજાએ ત્વરાએ વિચારી લેવા ઘટે છે.



* અમેરિકા જેવા સ્વતંત્ર દેશમાં પણ બેંકોએ ખેડૂતને કેવો ગુલામ બનાવી મૂક્યો છે, તેનું આબેહૂબ ચિત્ર તાજેતરની જગવિખ્યાત નવલકથા Grapes of Wrath માં દોરવામાં આવ્યું છે. ખેડૂતને બચાવવા માટે સરકારના અનેક પ્રયાસો છતાં તે સ્વતંત્ર દેશમાં આ સ્થિતિ છે તો અહીં તો ખેડૂતની, પરદેશીઓના હાથે, શી દશા સંભવી શકે તે તો કલ્પનાની પણ બહારનો વિષય ગણાય.

# જીવન ઝરણ

પ્રમા

મગધપતિ શ્રેણીકના બગીચામાંથી એક ચંડાળે એક સમયે, પોતાની અપૂર્વ વિદ્યાના બળે, કેટલીક કેરીઓ ચોરી. એ અંગે ચોરની ધરપકડ કરવામાં આવી. પણ તેને સજા કરતાં પહેલાં શ્રેણીકમાં તેના પાસેથી એ વિદ્યા શીખી લેવાનો તલસાટ જાગ્યો.

શ્રેણીક ચંડાળ પાસેથી વિદ્યા શીખવા લાગ્યો, પણ કેમે કરતાં તે તેને ગળે ન ઊતરી. એ પ્રસંગે તેના બુદ્ધિમાન યુવરાજ ને મહામંત્રી અભયકુમારે કહ્યું, 'રાજન્, આપ સિંહાસને બેસો, ને ચંડાળ ભોંય પર બેસી આપને વિદ્યા શીખવે એ વિદ્યા આપને ન સમજાય શકે. વિદ્યા જો ખરેખર શીખવી જ હોય તો ચંડાળને આસને બેસાડી આપે ભોંય પર બેસવું ઘટે.'

શ્રેણીકે એ સલાહનો અમલ કરતાં જ વિદ્યા તેને ગળે ઊતરી ગઈ. ને અન્તમાં અભયકુમારે ગુરુ બનેલા ચોરને રાજા પાસે ક્ષમા અપાવી.

× × ×

રાજા ઓસ્વાલ્ડ એક સમયે જમવાને બેઠો હતો. તેની સમક્ષ જુદી જુદી વાનીઓથી ભરેલા, ને હીરા–મોતીથી જડેલા સોનાના થાળ પડ્યા હતા. પણ તે તે વાનીઓમાંથી એકાદને પણ સ્પર્શે તે પહેલાં તેણે રાજમહેલના બારણેથી આવતો સામુદાયિક અવાજ સાંભળ્યો. અનુચરોને તેણે તે અવાજનું કારણ પૂછ્યું.

"નામદાર," અનુચરે આગળ આવી કહ્યું, "એ તો ભિખારીઓનું એક ટોળું એકત્ર થઈ ભીખ માગવા આવ્યું છે. ને આપણા સૈનિકો એને મારી હઠાવે છે."

"શું?" ઓસ્વાલ્ડ આસન પરથી ઊઠી જતાં ગર્જ્યો, "મારાં પ્રજાજનોને ભૂખ્યાં મૂકીને મારે જમવાનું છે?" ને એકાદ ક્ષણ થોભી તેણે ઉમેર્યું, "બીજા અનાજની સાથે આ થાળાઓ પણ એમને વ્હેંચી આપો."

અનુચરો રાજવીની આજ્ઞાને અનુસર્યા ને થાળમાંની અદ્ભુત વાનીઓ ભિખારીઓને વ્હેંચી આપી તેઓ ખાલી થાળ લઈ પાછા ફર્યા.

"થાળ પાછા કેમ લાવ્યા?" રાજાએ પૂછ્યું.

ને અનુચરો એ પ્રશ્નનો આશય સમજી શકે તે પહેલાં જ રાજા બોલ્યો, "જાઓ, એ થાળાઓના ટુકડા કરી મારાં ગરીબ પ્રજાજનોને વ્હેંચી આપો. ને મારું ભોજન પણ મારાં પ્રજાજનોના જેવા જ સાદા થાળમાં લાવજો."

× × ×

એક માતાએ નાનપણથી જ પોતાના પુત્રને સત્યનો મંત્ર શીખવેલો. એ પુત્ર કંઈક મોટો થતાં તેને બહારગામ જવાનું થયું. માતાએ તેને, સંકટમાં ઉપયોગી થઈ પડશે એમ માની, ચાળીશ સોનામહોર આપી. પણ તે ચોરાઈ ન જાય તે માટે તેણે તે પુત્રની બંડીના અંદરના ભાગમાં સીવી લીધી; ને પુત્રને તેણે એક સંઘ સાથે રવાના કર્યો.

રસ્તે તે સંઘ લૂંટાયો. સંઘની દરેકે દરેક વ્યક્તિની ઝડતી લઈ તેના પાસે જે કંઈ હોય તે લૂંટી લેવાયું. તેમાં પૂર્વોક્ત કુમારની પણ ઝડતી લેવામાં આવી. પણ ચોરોની નજરે સોનામહોરો ન ચડી. ને તેમણે તેને જવા દીધો.

"પણ મારી બંડીના અંદરના ભાગમાં સોનામહોરો રહી જાય છે તો?" કુમારે ઝડતી લેનારને કહ્યું.

ચોર આશ્ચર્ય પામ્યો. તે એ કુમારને પોતાના સરદાર સમીપ લઇ ગયો. સરદારે સોનામહોરો અવલોકતાં કહ્યું, "સામાન્ય માનવી તો આવા સંયોગમાં પોતાનો માલ છુપાવવા મથે. તેને બદલે તું છુપાવેલને પણ ખુલ્લો કરે છે!"

"મારી માતાએ મને સત્યને ન છુપાવવાનું શીખવ્યું છે." કુમાર દૃઢતાપૂર્વક બોલ્યો, "ને હું એને વફાદાર છું."

"શાબાશ" સરદારે કુમારને તેની સોનામહોરો સાથે જવા દીધો.

—પણ પછી તે પોતે પણ વિચારમાં પડયો કે, "જો એક બાળક પોતાની માતાને વફાદાર રહી શકે તો હું શું ઇશ્વરને પણ વફાદાર ન રહી શકું?"

—ને તેણે તરતજ સંઘને તેનો માલ પાછો સોંપી સહીસલામતીપૂર્વક જવા દીધો.

× × ×

પોતાની માળામાંથી એક મોતી ગૂમ થતાં એક રમણી ઝવેરીને ત્યાં તે માળા સમરાવવાને ગઈ.

ઝવેરીએ ખૂટતું મોતી ઉમેરીને માળા ફરી બાંધી આપવાના પાંચ હજાર રૂપિયા માગ્યા.

"હેં!" રમણીએ ચમકીને પૂછયું, "પણ આખી માળા જ હું રૂપિયા પચાશમાં લઇ ગઇ છું તો."

"હા બહેન," ઝવેરીએ કંઈક ખિન્ન વદને કહ્યું, "આપે બનાવટી મોતીની માળા માગેલી ને તેની કિંમત આપને રૂપિયા પચાશ જણાવાયેલી. પણ નોકરે ભૂલથી આપને બનાવટીને બદલે સાચાં મોતીની માળા આપી દીધી. તેની ખરી કિંમત રૂપિયા સવા લાખની છે."

"એ નોકરનું તમે શું કર્યું?" રમણીએ કંઈક વિસ્મયપૂર્વક પૂછયું.

"અમને એની પ્રામાણિકતા પર વિશ્વાસ હતો." ઝવેરીએ કહ્યું, "એટલે એને કોર્ટમાં ઘસડવાનું અમને ઉચિત ન જણાયું. પણ એવો ભુલકણો માણસ ફરી નુકશાન ન કરી બેસે તે ખાતર અમે તેને નોકરી પરથી દૂર કર્યો છે."

"ઠીક." રમણીએ હસીને કહ્યું, "હું કોઈની ગફલતનો લાભ લેવા નથી ઇચ્છતી. ને સાચાં મોતીની હું ભૂખી પણ નથી. તમે તમારી આ માળા પાછી લો. ને બદલામાં મારી એક ઇચ્છા સંતોષો."

"શી?" હર્ષથી ઊભરાતા અંતરે ઝવેરીએ પૂછયું.

"મારા કારણે બરતરફ બનેલા નોકરને પાછો રાખી લ્યો."

ઝવેરીએ રમણીની ઇચ્છા સંતોષી, એટલું જ નહિ, એ રમણીની મહાનુભાવતાની સ્મૃતિ જાળવવાને તેને તેણે સાચાં મોતીનું એક લોકીટ ભેટ મોકલાવ્યું.

× × ×

પરમાર રાજવી કીર્તિરાજની પુત્રી કામલતાએ એક પ્રસંગે બાલરમતમાં 'ફૂલો' નામે એક ગોવાળિયાને ધણી કલ્પી લીધો. સમય જતાં તે યુવતી બની પણ પોતે પણ એક પુરુષને પતિ માની લીધો છે તે તે ન વીસરી. જ્યારે તેના પિતાએ તેને માટે

શોધવાને રાજકુમારો પર નજર દોડાવવા માંડી ત્યારે તે બોલી કે, 'ભલે રમતમાં, પણુ જે પુરુષને માટે મારા મુખમાંથી 'પતિ' શબ્દ નીકળી ગયો છે તે જ મારા હાથનો અધિકારી થઇ શકે.' ને તેમ ન બને તો ગોવાળિયાને મનથી પતિ લેખી તેણે આજીવન બ્રહ્મચારિણી રહેવાનું નિર્ધાર્યું.

કીર્તિરાજ પુત્રીની મહત્તાને તરત પારખી ગયો. ને લોકનીતિને બાજુએ મૂકી તેણે અણુઘડ ગોવાળિયાને પોતાની કુંવરી પરણાવી.

પતિ ગોવાળિયો, છતાં કામલતાના સતીત્વ પ્રભાવે એવા પુત્રને જન્મ આપ્યો કે જે સમય જતાં કચ્છનો રાજા બન્યો. તેણે એકવીશ વખત ગૂર્જરપતિ મૂળરાજને ઉપરાઉપરી હાર ખવરાવી.

પણ છેલ્લા યુદ્ધમાં મૂળરાજની અફાટ સેનાએ તેને એક નાનકડા કિલ્લામાં ઘેરી લીધો. લાખો તરતજ કિલ્લાની બહાર આવ્યો ને તેને મૂળરાજ સાથે દ્વંદ્વયુદ્ધ થયું. ત્રણ દિવસ સુધી ચાલેલા આ યુદ્ધને માતા કામલતા કિલ્લામાંથી પ્રેમભરી નજરે જોઇ રહી. છેલ્લે દિવસે મૂળરાજે લાખાને મારી નાખ્યો ને કામલતા શત્રુના એ શૌર્યને પણુ એટલી જ શાંતિથી નિહાળી રહી.

પણ મૂળરાજે ગર્વમાં આવી જ્યારે ભૂમિ પર પડેલા લાખાની દાઢીને મશ્કરીમાં પગ અડાડયો ત્યારે તે દશ્ય અવલોકી રહેલી કામલતા બોલી:

"યુદ્ધનીતિનો ભંગ કરી, ભૂમિ પર પડેલા મારા વીર પુત્રના શબનું અપમાન કરનાર ઓ રાજા, તને અને તારા વંશને કોઢનો રોગ નડજો."

ને તે પછી ગુજરાતનો એકેએક સોલંકી રાજા અંત સમયે એ રોગનો ભોગ બનેલ છે.

× × ×

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને એક સમયે શિક્ષણુ-સમિતિમાં એક ગોરા સાથીદાર સાથે કામ કરવાનો પ્રસંગ આવ્યો. તે અંગે તેઓ એક વખતે તે સાથીદારને મળવાને તેને ઘેર ગયા. તે સમયે ગોરા સાહેબ ટેબલ પર પગ લંબાવી ખુરશીમાં પડયા પડયા સીગારેટ ફૂંકતા હતા. તેમણે ડોકું નમાવી ઇશ્વરચન્દ્રને પાસેની ખુરશીમાં બેસવાની આંખથી ઇશારત કરી.

ઇશ્વરચન્દ્ર એ પ્રસંગે અપમાનને ગળી ગયા ને તેમણે ગોરા સાહેબને પોતાને ત્યાં પધારવાનું વળતું આમંત્રણુ આપ્યું.

બીજે દિવસે ગોરા સાહેબ ઇશ્વરચન્દ્રને ઘેર ગયા. ઇશ્વરચન્દ્ર તે વખતે માથે પાઘડી લગાવી, ટેબલ પર પગ લંબાવી, ખુરશીમાં પડયા પડયા હોકો ગડગડાવતા હતા. તેમણે હોકાની નળીને મોંમાં જ રાખી સાહેબને પાસેની ખુરશીમાં બેસવાની આંખથી ઇશારત કરી.

સાહેબ રાતાપીળા બનીને ચાલ્યા ગયા ને ઉપરી અધિકારી સમક્ષ તેમણે ફરિયાદ કરી. તે અંગે અધિકારીએ ઇશ્વરચન્દ્ર પાસે માનપૂર્વક ખુલાસો માગતાં, ઇશ્વરચન્દ્રે પૂર્વોક્ત હકીકત જણાવી કહ્યું, "અમારે ત્યાં-આર્ય પ્રજામાં તો એવો રિવાજ છે કે ઘેર અતિથિ આવે ત્યારે ઊભા થઇ તેનું સન્માન કરવું પણ ગોરા સાહેબે ટેબલ પર પગ લંબાવી મને જે સુંદર આવકાર આપ્યો તે જોતાં મને લાગ્યું કે ગોરી સભ્યતાનો આ પણુ કોઇક વિશિષ્ટ પ્રકાર હશે. એટલે મેં પણુ એનું અનુકરણુ કર્યું."

× × ×

રેસીડન્ટ રાઈસને જ્યારે ગુપ્ત સમાચાર મળ્યા કે મૂળુ માણેક નામે બહારવટિયો, પોતાના કેટલાક સાથીદારો સાથે, રોધડા ગામમાં રાતવાસો રહ્યો છે ત્યારે તે પોતાના એક અંગ્રેજ સાથીદાર ને બલુચોની વિશાળ સેના સાથે તે ગામમાં જઈ પહોંચ્યો. તેણે તત્ક્ષણ ગામને સળગાવી મૂકવાનો પ્રયાસ તો કર્યો પણ તેમાં નિષ્ફળ નીવડવાથી તેની સેનાએ ગામને ઘેરી લીધું ને સાહેબ પોતાના તંબુમાં સિધાવ્યા.

રાત્રે બહારવટિયા દુશ્મન-સેનાને વીંધીને ચાલી નીકળ્યા. પહેરેગીરોએ જ્યારે અધિકારીઓને આ સમાચાર પહોંચાડ્યા ત્યારે ઉત્તર મળ્યો કે "સ્વપ્નું આવ્યું હશે. આવી ટાઢમાં બહાર કોઇ ન નીકળી શકે."

સવારે એ સેનાએ ગામ લૂંટયું, ગામની અબળાઓની આબરૂ લૂંટી. ને એક સુંદર અહેવાલ તૈયાર કર્યો કે, "પોતે કેટલી અપૂર્વ બહાદુરીપૂર્વક બહારવટિયાઓને નસાડી મૂક્યા છે."

× × ×

ઈરાનના શહેનશાહ મહાન સાયરસે જ્યારે કાશ્ગર ઉપર ચડાઈ કરી ત્યારે તેની અજય્ય સેના સામે ત્યાંનો રાજા એમર્ગસ હારી ગયો, ને કેદ પકડાયો. પણ એ પ્રસંગે એમર્ગસની રાણી સ્પારેથ્રા યુદ્ધને મોખરે આવી. તેણે ભાગતા સૈન્યને એકત્ર કર્યું ને અપૂર્વ વીરતાપૂર્વક સાઈરસની સેનાને પાછી પાડી એટલું જ નહિ પણ સાઈરસના સંખ્યાબંધ અમલદારોને તેણે કેદ કર્યા. સાઈરસે જ્યારે એ અમલદારોની મુક્તિનો માર્ગ પૂછાવ્યો ત્યારે સ્પારેથ્રાએ કહાવ્યું, "મારા પતિની મુક્તિ ને મારા દેશનું સ્વાતંત્ર્ય."

× × ×

ચિત્તોડના રાણાએ એક પ્રસંગે આવેશમાં આવી પ્રતિજ્ઞા લીધી કે "બુન્દીનો ગઢ તોડ્યા પહેલાં અન્નજળ હરામ છે."

મંત્રીઓ ગભરાયા. રણકુશળ હાડા રજપૂતોના હાથમાંથી એ ગઢ ઝૂંટવતાં કે એને તોડતાં વર્ષો વીતી જાય ને ત્યાંસુધીમાં તો પ્રતિજ્ઞાબદ્ધ રાજવી જીવન ગુમાવી બેસે.

ને તેમણે એક યુક્તિ અજમાવી. ચિત્તોડની હદમાં જ તેમણે રાતોરાત બુન્દીના જેવો જ એક નકલી ગઢ બનાવી દીધો. ને એ ગઢ તોડવાથી પ્રતિજ્ઞા જળવાઈ શકે છે એવું તેમણે ચિત્તોડપતિના મન પર ઠસાવ્યું. ને ચિત્તોડપતિ એ ગઢ તોડવા ચાલ્યા.

એ સમયે ચિત્તોડમાં કુમ્ભો નામે એક હાડો રજપૂત રહેતો હતો. તેને આ નકલી ગઢની રમતમાં પણ હાડાઓનું અપમાન જણાયું. ને તે ચિત્તોડપતિ ને તેની વિશાળ સેના સામે એ નકલી ગઢનું સંરક્ષણ કરવાને એકલો જઈ ઊભો. ચિત્તોડપતિ પોતે બનાવરાવેલા નકલી ગઢને પણ એ વીરના રક્તથી રંગ્યા પહેલાં તો ન જ તોડી શક્યા.

× × ×

ઈંગ્લાંડના મહામંત્રી રોબર્ટ વોલપોલે બીજા મંત્રીઓ સંબંધી રાજા ત્રીજા જ્યોર્જ સમક્ષ કેટલીક ફરિયાદ કરી. ને રાજાએ તેને લગતા બધા અહેવાલ જોવાને માગ્યા.

મહામંત્રી રાજાની આ વલણથી ગભરાઈ ઊઠ્યા. પણ તેમના શાણા ભાઈએ તેમને શિખામણ આપી કે, "ગભરાવાની જરૂર નથી. રાજા માગે છે કરતાં અનેકગણા અહેવાલો તેને બતાવવાની ગોઠવણ કરો."

બીજે દિવસે સવારમાં, કાગળોના થોકડાથી ભરેલી એક ગાડી રાજાના મહેલ પાસે

શોધવાને રાજકુમારો પર નજર દોડાવવા માંડી ત્યારે તે બોલી કે, 'ભલે રમતમાં, પણ જે પુરુષને માટે મારા મુખમાંથી 'પતિ' શબ્દ નીકળી ગયો છે તે જ મારા હાથનો અધિકારી થઈ શકે.' ને તેમ ન બને તો ગોવાળિયાને મનથી પતિ લેખી તેણે આજીવન બ્રહ્મચારિણી રહેવાનું નિર્ધાર્યું.

કીર્તિરાજ પુત્રીની મહત્તાને તરત પારખી ગયો. ને લોકનીતિને બાજુએ મૂકી તેણે અણુધડ ગોવાળિયાને પોતાની કુંવરી પરણાવી.

પતિ ગોવાળિયો, છતાં કામલતાના સતીત્વ પ્રભાવે એવા પુત્રને જન્મ આપ્યો કે જે સમય જતાં કચ્છનો રાજા બન્યો. તેણે એકવીશ વખત ગૂર્જરપતિ મૂળરાજને ઉપરાઉપરી હાર ખવરાવી.

પણ છેલ્લા યુદ્ધમાં મૂળરાજની અફાટ સેનાએ તેને એક નાનકડા કિલ્લામાં ઘેરી લીધો. લાખો તરતજ કિલ્લાની બહાર આવ્યો ને તેને મૂળરાજ સાથે દ્વંદ્વયુદ્ધ થયું. ત્રણ દિવસ સુધી ચાલેલા આ યુદ્ધને માતા કામલતા કિલ્લામાંથી પ્રેમભરી નજરે જોઈ રહી. છેલ્લે દિવસે મૂળરાજે લાખાને મારી નાખ્યો ને કામલતા શત્રુના એ શૌર્યને પણ એટલી જ શાંતિથી નિહાળી રહી.

પણ મૂળરાજે ગર્વમાં આવી જ્યારે ભૂમિ પર પડેલા લાખાની દાઢીને મશ્કરીમાં પગ અડાડ્યો ત્યારે તે દશ્ય અવલોકી રહેલી કામલતા બોલી:

"યુદ્ધનીતિનો ભંગ કરી, ભૂમિ પર પડેલા મારા વીર પુત્રના શબનું અપમાન કરનાર ઓ રાજા, તને અને તારા વંશને કોઢનો રોગ નડજો."

ને તે પછી ગુજરાતનો એકેએક સોલંકી રાજા અંત સમયે એ રોગનો ભોગ બનેલ છે.

× × ×

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને એક સમયે શિક્ષણ–સમિતિમાં એક ગોરા સાથીદાર સાથે કામ કરવાનો પ્રસંગ આવ્યો. તે અંગે તેઓ એક વખતે તે સાથીદારને મળવાને તેને ઘેર ગયા. તે સમયે ગોરા સાહેબ ટેબલ પર પગ લંબાવી ખુરશીમાં પડ્યા પડ્યા સીગારેટ ફૂંકતા હતા. તેમણે ડોકું નમાવી ઇશ્વરચન્દ્રને પાસેની ખુરશીમાં બેસવાની આંખથી ઇશારત કરી.

ઇશ્વરચન્દ્ર એ પ્રસંગે અપમાનને ગળી ગયા ને તેમણે ગોરા સાહેબને પોતાને ત્યાં પધારવાનું વળતું આમંત્રણ આપ્યું.

બીજે દિવસે ગોરા સાહેબ ઇશ્વરચન્દ્રને ઘેર ગયા. ઇશ્વરચન્દ્ર તે વખતે માથે પાઘડી લગાવી, ટેબલ પર પગ લંબાવી, ખુરશીમાં પડ્યા પડ્યા હોકો ગડગડાવતા હતા. તેમણે હોકાની નળીને મોંમાં જ રાખી સાહેબને પાસેની ખુરશીમાં બેસવાની આંખથી ઇશારત કરી.

સાહેબ રાતાપીળા બનીને ચાલ્યા ગયા ને ઉપરી અધિકારી સમક્ષ તેમણે ફરિયાદ કરી. તે અંગે અધિકારીએ ઇશ્વરચન્દ્ર પાસે માનપૂર્વક ખુલાસો માગતાં, ઇશ્વરચન્દ્રે પૂર્વોક્ત હકીકત જણાવી કહ્યું, "અમારે ત્યાં–આર્ય પ્રજામાં તો એવો રિવાજ છે કે ઘેર અતિથિ આવે ત્યારે ઊભા થઇ તેનું સન્માન કરવું પણ ગોરા સાહેબે ટેબલ પર પગ લંબાવી મને જે સુંદર આવકાર આપ્યો તે જોતાં મને લાગ્યું કે ગોરી સભ્યતાનો આ પણ કોઈક વિશિષ્ટ પ્રકાર હશે. એટલે મેં પણ એનું અનુકરણ કર્યું."

× ×

જ્ઞાનનો કશો ઉપયોગ થતો નથી. કેટલીક વાર કોઈ છોકરાને 'ભણ્યો પણ ગણ્યો નહિ' એમ કહેવામાં આવે છે. આવા છોકરાઓ આ કોટીમાં આવે. તેમના મગજમાં પુસ્તકીયું જ્ઞાન ઠાંસીઠાંસીને ભર્યું હોય છે પરન્તુ જીવનમાં તેનો ઉપયોગ કરતાં નથી આવડતું.

કેટલું ભણ્યા એ બહુ મહત્ત્વનું નથી પરન્તુ ખરું મહત્ત્વનું તો છે ભણીને વિચાર કરવાની શક્તિ કેટલી વધી તે. શાળામાં જે કાંઇ અભ્યાસ થાય છે, જે કાંઈ નવું નવું જ્ઞાન મળે છે તે બધું જીવન કેમ સારી રીતે—સફળતાથી અને સરળતાથી—જીવી શકાય તેનો વિચાર કરવાની માત્ર સામગ્રીરૂપજ હોય છે.

માનસિક વિકાસ—બૌદ્ધિક વિકાસ સાધવામાં ખાસ કરીને અવલોકનશક્તિની સહુથી પહેલી જરૂર છે. દરેક માણસને બે આંખો હોય છે અને સહુ જોઇ શકે છે. પણ જોવાજોવામાં ફેર હોય છે. આપણે સામે પડેલી વસ્તુ ફક્ત જોઈએ જ છીએ કે અવલોકીએ પણ છીએ, એના ઉપરથી એ વસ્તુની આછી કે ઘેરી છાપ આપણા મગજમાં પડે છે.

એકાદ વૃક્ષ તરફ જોતાં તેમાં લીલા રંગની આછી ઘેરી કેટલી જાતની ઝાંઇ દેખાય છે, સવારે કોઇ બાગ-બગીચામાં ફરવા નીકળતાં ત્યાં કેટલી જાતનાં પંખીઓનો જુદો જુદો અવાજ સંભળાય છે, એનો ખ્યાલ આવે છે ખરો ? આનું નામ અવલોકન. કોઈ દશ્ય જોયું અગર કોઈ વિવિધ પ્રકારના અવાજો સાંભળ્યા તો તેની નાની મોટી વિગતો ભરેલી સ્પષ્ટ છાપ મગજમાં જડાઈ જવી જોઈએ.

આપણે કોઈ કલારસિક મિત્રને ઘેર ગયા હોઈએ ત્યાં મેજ ઉપર સુંદર અને આકર્ષક રીતે પુસ્તકો અને અન્ય સાધનો ગોઠવ્યાં હોય તે આપણને ગમે ખરાં પરન્તુ આપણે ઘેર જઈને મેજ ઉપર આપણાં પુસ્તકો અને સાધનો એવી રીતે ગોઠવી શકતા નથી. પરન્તુ જો બરાબર અવલોકન કર્યું હોય તો તમામ ગોઠવણ મગજમાં ઠસી જાય છે, અને પછી તે પ્રમાણે વિચારપૂર્વક આપણે ઘેર પણ એવી જ વ્યવસ્થા કરી શકીએ છીએ.

અવલોકનશક્તિની સાથોસાથ રસવૃત્તિ પણ હોવી જોઈએ. જેને જે વિષયમાં રસ હોય તે તરફ તેની દષ્ટિ વધુ વળે છે. માણસ કોઈ દશ્યનું અવલોકન કરે પરન્તુ જો દશ્ય જે વિષયને લગતું હોય તેમાં જો રસ હોય તોજ એ જ વિષયને લગતું બીજે કયાંય ફરીથી કાંઇ વાંચવામાં કે જોવામાં આવે કે તુરત પહેલાંની છાપ તાજી થાય છે. આથી માનસિક વિકાસ સાધવા માટે અવલોકનશક્તિ પછી રસવૃત્તિ-જિજ્ઞાસાવૃત્તિ કેળવવી જોઈએ. અને જેમ વધુ વિષયો પ્રત્યે રસ કેળવાશે તેમ તેમ જ્ઞાન પણ વિશાળ અને ઊંડુ બનશે, અને એ જ્ઞાનનો ઉપયોગ કરતાં જીવનમાં કોઈ પણ ક્ષેત્રમાં પાછા પડવાપણું નહિ રહે.

કોઇ પણ વિષય ગમે તેવો શુષ્ક હોય તોપણ તેને વિષે વધુ ને વધુ જાણવા પ્રયત્ન કરવાથી આપોઆપ રસ ઉત્પન્ન થાય છે. નવલકથાનું એકાદ પુસ્તક જોતાં કદાચ વાંચવાનું મન ન થાય, એકાદ બે પ્રકરણ વાંચવાથી પણ તે પૂરી કરવાની ઈચ્છા ન થાય પરંતુ વધુ બે ત્રણ પ્રકરણ વાંચતાં-વાર્તાનો વિકાસ થતાં તેમાં કાંઈક રસ પડવા લાગે છે. પછી વધુ આગળ વાંચતાં-વાર્તા વધુ ખીલતાં તેમાં એવો તો રસ પડવા લાગે છે કે એનું વાચન પડતું મૂકવું ગમતું નથી. અને જ્યારે વાર્તાનો અંત આવે છે ત્યારે લેખકે વાર્તા હજી વધુ લંબાવી હોત તો સારું હતું એમ મનમાં થાય છે.

# અક્કલનો ઉપયોગ

વેણીલાલ બૂચ

કોઈ કાંઈ વગર વિચાર્યું કે મૂર્ખાઈભર્યું કામ કરે ત્યારે એમ કહેવાય છે કે, 'એની ખોપરીમાં મગજ જ ક્યાં છે, એ અક્કલનો ઈસ્કોતરો છે પરંતુ ચાવી ગીરો મૂકી છે, એનો ઉપલો માળ ખાલી છે, એ ભેજાગેપ છે.'

ખરી હકીકત એ છે કે દરેક માણસના માથાના સહુથી ઉપલા ભાગમાં ખોપરી નીચે મગજ અગર તો જેને ભેજું કહેવામાં આવે છે તે હોય છે ખરું પરંતુ તેનો ઉપયોગ કેમ કરવો તે આવડત નથી હોતી.

કોઈ બે–પાંચ મિત્રો એકઠા મળી કાંઈ ચર્ચા કરતા હોય તેમાં કોઈ મિત્ર એકાદ ભૂલભરેલું વિધાન રજૂ કરે તો બીજો કોઈ ટીખળી મિત્ર કહેશે, 'ભાઈ જરા બદામનું સેવન કરો તો સારું. શીર્ષાસન કરતાં શીખો.'

જે માણસની બુદ્ધિ ખીલેલી નથી હોતી, જેનો માનસિક વિકાસ ઓછો થયો હોય છે તેનાથી કોઈ ઉપયોગી કાર્યો થઈ શકતાં નથી. બુદ્ધિ વગરનો માણસ સઢ વગરના વહાણ જેવો હોય છે. તે ગમે ત્યાં ઢસડાઈ જાય છે, ક્યાંય ટકી શકતો નથી, અથડાય છે, કુટાય છે, અને ભાંગીને ભૂક્કો થઈ જાય છે.

માણસની બુદ્ધિશક્તિનો—અક્કલનો ઉપયોગ કેમ કરવો એ પણ શીખવું જોઈએ. જેમ સાઈકલ ઉપર બેસતાં કે ઘોડેસ્વારી કરતાં શીખવા માટે થોડી ટેવ પાડવી પડે છે અને ટેવાઈ જતાં સાઈકલ કે ઘોડા ઉપર બરાબર કાબૂ આવી જાય છે, તેમ જીવનનાં દરેક ક્ષેત્રમાં અક્કલનો યોગ્ય ઉપયોગ કરવા ટેવાઈ ગયેલો માણસ ક્યાંય ખત્તા ખાતો નથી, પરન્તુ તે આગળને આગળ પ્રગતિ કરે જાય છે.

શરીરને વ્યવસ્થિત રીતે કામ કરવાની ટેવ પાડવી જોઈએ તેમ મગજને પણ વ્યવસ્થિતપણે વિચાર કરવાની ટેવ પાડવી જોઈએ. આ ટેવ એટલે જ કસરત. જેમ શરીરવિકાસ માટે શારિરીક વ્યાયામ હોય છે તેમ માનસિક વિકાસ માટે માનસિક વ્યાયામ હોય છે.

કેટલાંક માણસના મગજમાં અનેક જાતના વિચારો અને માહિતીઓ ઠાંસીઠાંસીને ભરી હોય છે પરન્તુ વ્યવસ્થિત રીતે એનો ઉપયોગ કરવાની ટેવ ન પાડેલી હોવાથી તેના

---

આવીને થોભી. ને વોલપોલે તે ગાડીમાંથી ઊતરી રાજા સમક્ષ જતાં કહ્યું, "આપે મંગાવેલા અહેવાલોની એક ગાડી હું સાથે જ લેતો આવ્યો છું. ને બીજી પાંચ પાછળ આવી રહી છે."

રાજા વોલપોલની ગાડીમાં ખડકેલા થોક જોતાં તે તપાસી જોવાની કલ્પનાથી જ ગભરાઈ ઊઠ્યો ને બોલ્યો, "હમણાં એ બધું મુલતવી રાખો."

રાજભાષામાં 'મુલતવી રાખો' એ શબ્દનો અર્થ શો થાય છે તે વોલપોલ સારી રીતે જાણતો હતો, એટલે તેણે ગાડીઓમાં ભરેલા રદ્દી કાગળિયા ગટરને રસ્તે વળાવ્યા.

જ્ઞાનનો કશો ઉપયોગ થતો નથી. કેટલીક વાર કોઈ છોકરાને ' ભણ્યો પણ ગણ્યો નહિ ' એમ કહેવામાં આવે છે. આવા છોકરાઓ આ કોટીમાં આવે. તેમના મગજમાં પુસ્તકીયું જ્ઞાન ઠાંસીઠાંસીને ભર્યું હોય છે પરન્તુ જીવનમાં તેનો ઉપયોગ કરતાં નથી આવડતું.

કેટલું ભણ્યા એ બહુ મહત્ત્વનું નથી પરન્તુ ખરૂં મહત્ત્વનું તો છે ભણીને વિચાર કરવાની શક્તિ કેટલી વધી તે. શાળામાં જે કાંઇ અભ્યાસ થાય છે, જે કાંઈ નવું નવું જ્ઞાન મળે છે તે બધું જીવન કેમ સારી રીતે—સફળતાથી અને સરળતાથી—જીવી શકાય તેનો વિચાર કરવાની માત્ર સામગ્રીરૂપજ હોય છે.

માનસિક વિકાસ—બૌદ્ધિક વિકાસ સાધવામાં ખાસ કરીને અવલોકનશક્તિની સહુથી પહેલી જરૂર છે. દરેક માણસને બે આંખો હોય છે અને સહુ જોઇ શકે છે. પણ જોવાજોવામાં ફેર હોય છે. આપણે સામે પડેલી વસ્તુ ફક્ત જોઈએ જ છીએ કે અવલોકીએ પણ છીએ, એના ઉપરથી એ વસ્તુની આછી કે ઘેરી છાપ આપણા મગજમાં પડે છે.

એકાદ વૃક્ષ તરફ જોતાં તેમાં લીલા રંગની આછી ઘેરી કેટલી જાતની ઝાંઈ દેખાય છે, સવારે કોઇ બાગ-બગીચામાં ફરવા નીકળતાં ત્યાં કેટલી જાતનાં પંખીઓનો જુદો જુદો અવાજ સંભળાય છે, એનો ખ્યાલ આવે છે ખરો? આનું નામ અવલોકન. કોઈ દૃશ્ય જોયું અગર કોઈ વિવિધ પ્રકારના અવાજો સાંભળ્યા તો તેની નાની મોટી વિગતો ભરેલી સ્પષ્ટ છાપ મગજમાં જડાઈ જવી જોઈએ.

આપણે કોઈ કલારસિક મિત્રને ઘેર ગયા હોઈએ ત્યાં મેજ ઉપર સુંદર અને આકર્ષક રીતે પુસ્તકો અને અન્ય સાધનો ગોઠવ્યાં હોય તે આપણને ગમે ખરાં પરન્તુ આપણે ઘેર જઈને મેજ ઉપર આપણાં પુસ્તકો અને સાધનો એવી રીતે ગોઠવી શકતા નથી. પરન્તુ જો બરાબર અવલોકન કર્યું હોય તો તમામ ગોઠવણ મગજમાં ઠસી જાય છે, અને પછી તે પ્રમાણે વિચારપૂર્વક આપણે ઘેર પણ એવી જ વ્યવસ્થા કરી શકીએ છીએ.

અવલોકનશક્તિની સાથોસાથ રસવૃત્તિ પણ હોવી જોઈએ. જેને જે વિષયમાં રસ હોય તે તરફ તેની દૃષ્ટિ વધુ વળે છે. માણસ કોઈ દૃશ્યનું અવલોકન કરે પરન્તુ જો દૃશ્ય જે વિષયને લગતું હોય તેમાં જો રસ હોય તોજ એ જ વિષયને લગતું બીજે કયાંય ફરીથી કાંઇ વાંચવામાં કે જોવામાં આવે કે તુરત પહેલાંની છાપ તાજી થાય છે. આથી માનસિક વિકાસ સાધવા માટે અવલોકનશક્તિ પછી રસવૃત્તિ–જિજ્ઞાસાવૃત્તિ કેળવવી જોઈએ. અને જેમ વધુ વિષયો પ્રત્યે રસ કેળવાશે તેમ તેમ જ્ઞાન પણ વિશાળ અને ઊંડુ બનશે, અને એ જ્ઞાનનો ઉપયોગ કરતાં જીવનમાં કોઇ પણ ક્ષેત્રમાં પાછા પડવાપણું નહિ રહે.

કોઇ પણ વિષય ગમે તેવો શુષ્ક હોય તોપણ તેને વિષે વધુ ને વધુ જાણવા પ્રયત્ન કરવાથી આપોઆપ રસ ઉત્પન્ન થાય છે. નવલકથાનું એકાદ પુસ્તક જોતાં કદાચ વાંચવાનું મન ન થાય, એકાદ બે પ્રકરણ વાંચવાથી પણ તે પૂરી કરવાની ઇચ્છા ન થાય પરંતુ વધુ બે ત્રણ પ્રકરણ વાંચતાં-વાર્તાનો વિકાસ થતાં તેમાં કાંઇક રસ પડવા લાગે છે. પછી વધુ આગળ વાંચતાં–વાર્તા વધુ ખીલતાં તેમાં એવો તો રસ પડવા લાગે છે કે એનું વાંચન પડતું મૂકવું ગમતું નથી. અને જ્યારે વાર્તાનો અંત આવે છે ત્યારે લેખકે વાર્તા હજી વધુ લંબાવી હોત તો સારૂં હતું એમ મનમાં થાય છે.

# દૂધની દાઝેલી

પ્ર.

[ ૨ ]

"જગતનો સરજનહાર જે કોઇ હશે તેને દયાળુ થવાનો અભખરો થયો ન હોત તો આજે મારી આ દશા ન હોત. એ કોણ જાણે કેવીય અપશુકનિયાળ પળ હશે કે જ્યારે તેણે મારા જીવ પર દયા કરી તેને મનખા અવતાર અને તેમાંય કુલીનોમાં કુલીન એવી બ્રાહ્મણ જાતિનું ખોળિયું આપ્યું. નિર્દય બની તેણે મને ઢેડવાઘરીના કૂબામાં જન્માવી હોત અથવા તેથીય વધુ નિર્દય થઈ મને કૂતરાં-બિલાડાંનો જન્મ આપ્યો હોત તો હું ખૂબખૂબ રાજી થાત. દાક્તર સાહેબ! રસ્તાનું નિર્જીવ રોડું બની રાહદારીની ઠેબે ચડવું એ ખમી શકાય પરન્તુ સજીવ મનખા અવતાર લઇ જરા સરખું પણ અપમાનિત થવું તે સહન થતું નથી.

કુલીનોના ગરીબ ઘરમાં હું જન્મી હતી. પુત્રી છતાં કહેવાઇ 'પથરો'. એ 'પથરા'ને દૂધપીતી કરતાં માનો જીવ ન ચાલ્યો. દયારૂપ રાક્ષસીએ તેના હૃદયમાં પેસી મારા પર વેર વાળ્યું, એટલું જ નહિ પરન્તુ પિતાજીના જીગરમાં જઇ તેણે મારા ભવિષ્યની જિન્દગી માટે ઝેરનું ઝાડ રોપ્યું. એ ઝાડ હતું મારૂં ભણતર. ગરીબડી દીકરી પર દયા કરી પિતાજીએ મને ભણાવી ન હોત તો હું કુંભારના ગધેડા પેઠે ડફણાં ખાતા છતાં વગર વિરોધે આવરદા પૂરો કરત. પણ તો તો પછી એ ડાકણ દયાનું વેર અધૂરૂં રહી જાયને! તેણે મને બુદ્ધિ આપી, આળું એવું મર્મસ્થાન આપ્યું, લાગણી આપી ને ખરું-ખોટું પારખવાનો વિવેક આપ્યો. તેણે મને માખણ જેવી પોચી બનાવી. એના લોંદામાં નાનકડું તણખલું પણ સોયા પેઠે પેસી જાય છે. એ મુજબ હું જિંદગીભર નાનાં નાનાં દુઃખોથી કોરાતી રહી છું. પિતાએ નિર્દય બની નિશાળે મૂકી ન હોત, અને તેમણે મૂકી તો ભલે મૂકી પરન્તુ વિદ્યાદેવી દયા કરી પ્રસન્ન થઇ ન હોત તો કંઈ દુઃખ હતું જ નહિ. જનમતાં વેંત જ 'પથરો' કહેવાએલી હું પથરા જેવી જ જડ રહી હોત તો ન હતું દેખવાનું કે ન હતું દાઝવાનું. સમાજમાં અનેક બાળાઓ ધોબીઘાટના પથરાની પેઠે પીટાય છે છતાં તે નથી રોતી કે નથી બડબડતી. હુંય દયાનો ભોગ ન બની તેમના જેવી રહી હોત તો આજે મારે કિલ્લાંની પેઠે તરફડવા વારો ન આવત.

એ દુષ્ટ દયાનો હલ્લો એકજ માર્ગે ન હતો. એના કારણે ગામનાં અન્ન, હવા ને જલનેય બીજું કોઈ ન જડ્યું પણ જડી હું અભાગણી. તેમણે મારામાં ઠાંસીઠાંસીને રૂપ અને સ્વાસ્થ્ય ભર્યું. કિશોર વયે તો હું ગુલાબની કાંતિ અને હજારીમોગરાની પુષ્ટિએ દીપવા લાગી. આબોહવાની દયાએ હું રૂપાળી બની અને એથી હું વિકારીઓની આંખનું આકર્ષણ અને શિકારીઓના હાથનું રમકડું બની.

એ વયે એક જણે નિર્દય બનીને મારા પર ઉપકાર કરવા ધાર્યો હતો પણ તેનો

પ્રયત્ન ફોગટ ગયો. એ અસફળ ઉપકારી હતી મરકી માતા: તેણે પિતાને ગળ્યા, માતાને ગળી અને છેલ્લે મને ગળવા માંડી. પણ અફસોસ! હું અડધીપડધી ગળાઇ ન ગળાઈ ત્યાં તો મારાં મામા–મામી, દયાની પવનપાવડીએ બેસી દોડી આવ્યાં. ભાણુજી ઉપર તેમને એટલું બધું હેત ઊભરાયું કે બિચારો કોગળિયો તેમાં તણાઇ ગયો. મને મામા–મામી લઇ ગયાં. સંસારમાં તેમની વાહવાહ ગવાઇ.

પરન્તુ મારી દશા શી થઇ? મામીને મારા પર એટલું બધું હેત કે ઘરનો બધો કારભાર મને સોંપી દીધો. ઘરનાં બધાં જ કાર–કામો મને મળ્યાં. રસોઇ, વાસીદું, પાણી અને એવાં તો ઘણાં કામોનો ભાર મારે માથે આવ્યો. જોયું ને? મામા–મામીની દયા મને ક્યાં કેટલી કારગત આવી! નિશાળે જવા વિના જ હું સંસારનો કારભાર શીખવા પામી.

મામીની એક દયાથી તો ધરાઈ રહી હતી ત્યાં મામાને વળી બીજી દયાનો ઉમળકો આવ્યો. હું પંદર વર્ષની થઇ છતાં ડોકમાં મંગળસૂત્ર નહિ એ એનાથી જોયું ન ગયું. એ તો ખભે ખડિયો લઇને નીકળી પડયા. એને ભાણુજીનું સ્ત્રીત્વ સાર્થક કરવું હતું, તેને પરણાવવી હતી. ગામ પરગામ ઢૂંઢી ઢૂંઢી એણે એક વર શોધી કાઢયો. મામાએ વર તો જોયો પણ તેનું ઘર ન જોયું, કારણ એ હતું એક પડાળિયું ઢાળિયું; તેમાં જોવાનું શું હોય? તેણે વરનું કુળ જોયું પણ તેની ઉમ્મર ન જોઈ; કારણ એવી વરણાગી કરવા જતાં તો વાંકડો આપવો પડે. એ વાંઢા હતા, વિધુર હતા કે વૃદ્ધ હતા તેની તેણે ચોકસી ન કરી; તે મારા સૌભાગ્યદાતા થવા તૈયાર હતા એટલી જ વાત મારા મામા માટે બસ હતી. કારણ મોટી ઢૈરી જેવડી થઈ છતાં હું કુંવારી હતી, તે તેના દયાળુ દિલથી જોયું જતું ન હતું. શી એ દયા! તરતજ મારા બૂચા ગળામાં મંગળસૂત્ર પડયું. એ સૂત્ર એક અલંકાર હતો કે પર ઘરે વેચાએલી ગાયના ગળેનું દોરડું હતું તેનો જવાબ મારા સિવાય બીજા કોઇને ન જડયો.

મારો સંસાર ચાલુ થયો. ભગવાનની એવી દયા હતી કે મારા ઘરમાં સાસુ, સસરા કે નણદી કોઇનો ત્રાસ ન હતો. વળી ન હતું મારે કંઈ સંઘરવાનું કે ન હતું કંઇ ચોરાઇ જશે એવી ધાસ્તીથી ડરવાનું. પતિરાજ ટીપણું લઇ બજારમાં જતા, એકાદ ઝાડ તળે બેસતા ને આના–તેના જોશ જોઈ સાંજે આઠ–બાર આના કમાઈ લાવતા. એજ એમની મિલ્કત. રોજનું કમાવું ને રોજનું ખાવું. કોઇ દિવસ ન કમાય તો ભૂખ્યા સૂઇ રહેવાનું.

મારા પતિ અલકમલકના જોશ જોતા પણ એમણે પોતાનો જોશ જોયો ન હતો. ક્ષયની ખાંસી એની છાતીને ખાલી કરી રહી હતી તેનો પત્તો કદાચ એના ટીપણાનાં ધન–મકર–કુંભમાં નહિ લખ્યો હોય.

હું એમને ન્હવડાવતી, ખવડાવતી, રાત્રે પાયચંપી ને પંખો કરતી. પતિરાજ પણ દયા કરી મને–પત્નીને એ સેવાનો લ્હાવો લેવા દેતા: મારા પતિદેવ તો એટલી સેવાથી રીઝતા હતા. પરંતુ સર્વના પિતા એવા ઇશ્વરે મારા ઉપર વધુ દયા કરવી ધારી. પતિસેવાનો એવો લ્હાવો મને તેણે આપ્યો કે જે બહુ ઓછી સ્ત્રીઓને મળે છે. પતિશ્રી ૭ માસ લગી પથારીવશ રહ્યા. રાત અને દિવસ એક કરી મેં તેમની ઊઠવેઠ કરી. એટલી સેવા સ્ત્રીઓની આદર્શદેવતા સાવિત્રીએ પણ કદાચ નહિ કરી હોય.

પતિરાજ આખરે ઊડી ગયા. મને એકલી, અનાથ ને નિરાધાર મૂકી જતાં તેમના

મનમાં જરાય ખટકો ન લાગ્યો. તે હતા જોશીરાજ, એટલે તેમણે લખ્યા લેખ મિથ્યા થતા નથી એવો સંતોષ માની મોતની પછેડી માથે-મ્હોડે ઓઢી લીધી. પણ હું એ રીતે સંતોષ વાળી ન શકી. હું છેડો વાળી રડવા લાગી. મારૂં એ રુદન લૂંટાઇ ગયેલા સંસારસુખ માટે ન હતું પણ હતું કમભાગ્ય માટે. દડો ગેડીને ઉછાળ્યા કરે એમ દુર્દૈવ મને ઉછાળતું હતું. મારો શોક એ માટે હતો. ગળી ગળી હાડપિંજર થયેલું પતિરાજનું શરીરપિંજર પ્રાણ-પખેરૂ ઊડી જતાં ભયંકર દેખાવા લાગ્યું. આખી રાત્રી આખા ઘરમાં મડદા પાસે હું એકલી જ હતી. ન કોઈ સગું કે વાલું, ન કોઈ કુટુંબી કે કબીલો. મૂળે જ એ એકઢાળિયું ખંડેર જેવું તો હતું જ. તે હવે સ્મશાન જેવું જણાયું. ઘડીએ ઘડીએ મને ભયના ભણકારા વાગવા લાગ્યા. અચાક પામી એ ભણકારે ને ભેંકારે હું રડવું ય ભૂલી ગઇ. હું ડરના માર્યે છળી મરવાની સ્થિતિ તરફ ઘસડાવા લાગી.

ત્યારે જો હું છળી મરી હોત તો કેવું સારૂં થાત, દાક્તર સાહેબ! તો આજે તમને મારી આ રામકહાણી સાંભળવી ન પડત દુનિયાના અનેક જીવો મારા મ્હોડાની ગાળ ને શ્રાપ પામ્યા ન હોત. અત્યારે તો સમાજની શેરીએ શેરીએ મારા શાપ ને નિસાસા ગાજી રહ્યા છે. હું તે દિવસે પતિ જોડે જ સતી થઈ હોત તો સમાજ એ શાપમાંથી બચી જાત.

પરંતુ તેવું થવું સર્જાયું ન હતું. સ્હવાર પડતાં તો મારા એકાંત એકઢાળિયામાં જાણે કે જાત્રા ભરાઈ. મેળામાં હોય છે તેવી મારે આંગણે ઠઠ જામી. ફળિયાની સ્ત્રીઓ, ઓડી અને અંઓડાવાળી, બધીઓ મને ઘેરી વળી. પછી તો ન સગાઇની સગાઈ નીકળી. કોઈ મામી તો કોઇ માશી, બધાં મને આશ્વાસન આપવા લાગ્યાં. છતાં હું છાની ન રહી ત્યારે તેઓએ સાથે સાથે ડોકે વળગી રડવા લાગ્યું.

રોતાં રોતાં હું મારા મનને પૂછી રહી હતી.—આ અડોશી પડોશીઓ આજેજ આટલાં બધાં હેતાળ ક્યાંથી થઇ ગયાં? એમનો દયાનો દરિયો આજેજ કેમ ઊભરાઈ પડ્યો!

શી એ લોકોની દયા? બિચારૂં બકરૂં જે વધારે જીવ્યું તે ખરૂં એવી દયા બતાવી કોઇ કસાઈ તેનો કાન કાપે, હાથ કાપે, પૂછડું કાપે અને એમ તેનું મરણ લંબાવે તેવી દશા આ મામી-માસીઓએ મારી કરી. એક જણે ભૂસ્યું મારૂં કંકુમ તો બીજીએ ફોડ્યાં મારાં કંકણ અને ક્રમે ક્રમે હું બોડી બની, બૂચી બની, ડાળ પાંખડાં ને પાંદડાં વિનાનું જાણે કે ઠૂંઠું ઝાડવું બની.

સ્ત્રીઓની પેઠે જ પુરુષોની દયાનો પણ પાર ન હતો. અગ્નિક્રિયાથી માંડી ઉત્તરક્રિયા લગીની બધી વ્યવસ્થા તેમણે કરી. શ્રાદ્ધના છેલ્લા દિવસે એ બધાં નર ને નારીઓ ધરાઈ ધરાઈને જમ્યાં. તે દિવસે બ્રહ્મભોજનમાં ભૂદેવો તૃપ્ત થયા. શ્રાદ્ધના પિંડે પિતૃઓ ને પતિને તર્પણ મળ્યું. પરંતુ મારે જીવનભરનું તર્પણ હરાઈ ગયું. કારણ કે એ દયાળુ કારભારીઓએ મારાં ઘર અને ઘરેણાંને ઘરેણે મુકાવીને જ આ બધી વ્યવસ્થા કરી હતી. મુરબ્બીઓએ કૃપા કરી દુનિયામાં મારી વાહવાહ ગવડાવી. પરંતુ મારા હૈયામાં તો ત્યારે હાય હાય ઊઠતી હતી.

બધાં આવ્યાં, બેઠાં ને દયા વર્ષાવી ગયાં. તમે લૂણો વરસાદ જોયો છે, દાક્તર સાહેબ? મેં તો જોયો છે. કારણ તે દિવસની સર્વેની દયા લૂણી હતી. ઘર ગીરોમાં ગયું ને ઘરેણું ગયું ઘરેણે. છતાં કોઇએ મને ન પૂછ્યું કે કાલે ચૂલા પર હાંડલી ચ્હડશે કે નહિ!

દાક્તર સાહેબ! ઘરનો ચૂલો ન સળગતો ત્યારે મારો પેટનો ચૂલો ભડભડ બળતો.

એમાં ઈંધણ હતાં હાડકાનાં ને દાળભાત રંધાતાં લોહી–માંસનાં. આમ પોતાનાં જ હાડમાંસ ચૂસી ચૂસી શરીર ક્યાં સુધી નભે? તે સૂકાવા લાગ્યું.

હું હતી જુવાન. મારા પેટની આગ પણ એટલી જ જુવાન હતી. તેથી મારાથી ભૂખની વેદના સહન ન થઇ. અંતે મેં ઘરખૂણો છોડવા મનસૂબો કર્યો.

એનો આભાસ પામતાં જ આડોશી પાડોશી ફરી દોડી આવ્યાં. તેમણે મારી એટલી બધી દયા ખાધી કે હું તો તેના પૂરમાં તણાઈ ગઈ. તેઓ બોલ્યાં "ઓ બાપ! એવું તે થાય? બ્રાહ્મણની બેટી થઈને બોડે માથે પહેલે જ મહિને બારણાં બ્હાર જઈશ? બ્હેન, વારેવારે આ જીવને બ્રાહ્મણનો અવતાર નહિ મળે! માટે ખૂણો મળ્યો છે તો ખૂણે બેસી ભજન કરી આવતા ભવનું ભાથું બાંધ."

આવતા ભવના ભાથાની વાત તો પછી પણ પ્રથમ ચાલુ ભવના ભાથાના વાંધા હતા; વાંખા હતા તેનું શું? તેથી મેં કહ્યું:

"ભલે ખૂણો તો ખૂણો, પણ તો મને કોઇનું ભરવા–ગૂંથવાનું કામ લાવી આપો."

"બ્હેન! તું કાંઈ પારસીની પોરી નથી કે પારકાનું ભરત–ગૂંથણ કરે."

"તો પછી દળવા–ખાંડવાનું કામ આપો."

"એ કામ તો ગોલા–ઘાંચીનું."

"તો બ્રાહ્મણનું કામ શું?" મેં ચીડાઈને પૂછ્યું.

"ઘરમાં બેસીને પતિની ને પ્રભુની માળા ભજવાનું." એક પાડોશણે ધૃષ્ટતાભર્યાં છતાં શાંત સ્વરે કહ્યું.

"પણ મામી! માળા ભજતાં ભજતાં પેટ ભરાતું નથી તો?"

"ઓ હ! ઘરમાં કાંઈ ખાવાનું નથી, તો બોલતી કેમ નથી? આ વાસણકુસણ ને રાચરચીલાને શું ઘોઈ પીવાની છે? કહેતી હોય તો તારા મામાને મોકલીશ. તે મણ બે મણનું સીધું અપાવી જશે અને આ મોટી પલંગડી છે તે લઇ જશે."

જોઈને દાક્તર સાહેબ! એ દયા. એ દયાના કારણે જ્યારે મારા વર્ષભરનો ખૂણો પૂરો થયો ત્યારે ઘર છેક ખાલી થઇ ગયું. ના ના તે કેવળ ખાલી જ ન થયું, પરંતુ તે ગીરવીદારનું પણ થઈ ગયું.

એ વખતે પેલાં કાકા, કાકી, મામા, માસી બધાં સંતાઇ ગયાં. માત્ર બારણામાં ઊભો દેખાયો મારવાડી અને જપ્તીનો બેલિફ.

હું રસ્તાની ભિખારણ બની કે તરતજ મેં સીમનો એકાદ ખાંડિયો કૂવો શોધ્યો. સીમનો એટલા માટે કે વસ્તીના કૂવાને કોણ ગોઝારો કરવા દે?

ત્યારે મારા આયુર્દેવતાને પાછી દયા આવી. મારી જીવનદોરી લંબાય તેમાં તેને કોણ જાણે કયો, સિવાય કે મને ગરીબડીને વધુ વધુ રિબાવવાના ક્રૂર આનંદનો, લાડવો મળવાનો હશે કે તેથી તે બોલ્યા, "અલી તારી દોરી તૂટી નથી."

બરાબર એ જ વખતે એક દોરી એ કૂવામાં ઊતરી.

[ ચાલુ ]

# કિરાયું

નર્મદાશંકર હ. વ્યાસ

અર્થશાસ્ત્રમાં કિરાયાં–Rent–નો અર્થ સાધારણ અર્થ કરતાં નિરાળો છે. કિરાયાંના સિદ્ધાંતનું સૌથી પ્રથમ Recardo નામના અર્થશાસ્ત્રીએ પ્રતિપાદન કર્યું. ક્રમશઃ એ સિદ્ધાંતમાં ફેરફારો થતા આવ્યા છે, છતાં Recardoનો મૂળ સિદ્ધાંત અર્થશાસ્ત્રમાં ચિરંજીવ સ્થાન ભોગવે છે.

કિરાયું એટલે ઉત્પાદકનો વધારો, અથવા જમીનની ફળદ્રુપતાની સરસાઈને પરિણામે થતો ફાયદો. એક જ માપના જમીનના બે કે ત્રણ કટકાઓ ઉપર એકજ સરખી મૂડી અને મજૂરીનું રોકાણ કરવા છતાં ત્રણે કટકા ઉપરથી ફળદ્રુપતાની સરસાઈ પ્રમાણે ઉત્પાદન ઓછું વધતું પ્રાપ્ત થાય છે. 'અ', 'બ' ને 'ક' ત્રણ કટકા એકબીજાથી ઊતરતી કોટીના છે. ત્રણે ઉપર એકસરખી મૂડી અને મજૂરી રોકવામાં આવે છે. પણ 'અ'માંથી, ધારો કે, ૧૦૦ અંશ ઉત્પાદન પ્રાપ્ત થાય છે, 'બ'માંથી ૮૦ અંશ અને 'ક'માંથી ૬૦ અંશ ઉત્પાદન મળે છે. 'ક' જો છેલ્લા પ્રકારની જમીન–marginal land–હોય તો તેમાંથી કિરાયું મળતું નથી, કારણ કે જેટલા ઉત્પાદનખર્ચે એ કટકા ઉપરથી જેટલું ઉત્પાદન મળે છે, તેટલા ઉત્પાદનની વેચાણકિંમત લગભગ તેના ઉત્પાદનખર્ચને પહોંચી વળવા પૂરતી જ આવે છે. સિદ્ધાંત એવો છે કે છેલ્લી કોટીના કટકા ઉપર થતા ઉત્પાદનખર્ચથી બજારભાવ નક્કી થાય છે. પરિણામે નીચે બતાવેલા કોઠા* પ્રમાણે 'અ' અને 'બ' ને કિરાયું મળે છે.

| પ્રકાર | ઉત્પાદનનાં અંગો જમીન + મૂડી + મજૂરી–અંશમાં | ઉત્પાદન મણમાં | ઉત્પાદન ખર્ચ રૂપિયા | વેચાણ કિંમત ૧ મણની રૂ. | કુલ પ્રાપ્તિ રૂપિયામાં | કિરાયું |
|---|---|---|---|---|---|---|
| अ | ૧ + ૧ + ૧ | ૧૦૦ | ૬૦ | ૧ | ૧૦૦ | ૪૦ |
| ब | ૧ + ૧ + ૧ | ૮૦ | ૬૦ | ૧ | ૮૦ | ૨૦ |
| क | ૧ + ૧ + ૧ | ૬૦ | ૬૦ | ૧ | ૬૦ | ૦ |

બજારભાવ છેલ્લી કોટીના કટકા ઉપર થતાં ઉત્પાદનખર્ચથી શા માટે નક્કી થાય છે તે સમજી લેવા જેવું છે. છેલ્લી કોટીના કટકા ઉપરથી ઉત્પાદનના જે અંશ મળે છે,

* કોઠામાં આપેલા આંકડાઓ અંશ–Unit તરીકે સમજવાના છે.

તે પ્રત્યેક અંશનો ઉત્પાદનખર્ચ ઉપલા પ્રકારના કટકાઓમાંથી ઉત્પન્ન થતા અંશના ખર્ચ કરતાં વધારે હોય છે. "Price is determined by the highest cost of production." જો એ પ્રમાણે ન થાય તો 'ક' ઉપર કરવામાં આવતું ઉત્પાદન શક્ય ન બની શકે કારણ કે તેની વેચાણ-કિંમત તેના ઉત્પાદનખર્ચને ઢાંકી શકે નહિ. 'ક' ઉપર થતું ઉત્પાદન બંધ થાય એટલે પૂરતિ-supplyમાં ખામી આવે, જ્યારે માંગ તેટલી ને તેટલી જ હોય. પરિણામે વેચાણકિંમત વધે અને 'ક' ઉપર ફરી પાછું ઉત્પાદન શરૂ થાય. જેમ જેમ સમાજની માંગ વધતી જાય તેમ તેમ નીચી કોટીના કટકાઓ ઉપર ઉત્પાદન થતું જાય, વેચાણ-કિંમત પ્રમાણમાં વધતી જાય અને ઊંચી કોટીના કટકાઓમાંથી કિરાયું વધારે ને વધારે મળતું રહે. રિકાર્ડો કહે છે કે નવા શોધાયેલા દેશમાં શરૂઆતમાં સારામાં સારી જમીન ઉપરથી ઉત્પાદન લેવામાં આવતું હોવાથી ઉત્પાદનમાં ફેર પડતો નથી અને કિરાયું પણ જણાતું નથી. પણ જેમ વસતી વધતી જાય છે તેમ ખેતીનું ક્ષેત્ર પણ વિસ્તૃત થતું જાય છે અને ઓછા ફળદ્રુપ કટકાઓ ખેડવામાં આવે છે. પરિણામે ઉત્પાદનમાં ફેર પડે છે અને કિરાયું ઉપસ્થિત થાય છે. કોઇ પણ એક સમયે અમુક પ્રકારની જમીન તો અવશ્ય છેલ્લી જમીન તરીકે-marginal land-હોવાનીજ. પ્રગતિશીલ સમાજમાં આ જમીન હંમેશાં બદલાતી જાય છે. આજે જે જમીન છેલ્લી કોટીની-marginal-હોય તે પચાશ વર્ષ પછી કિરાયું આપનારી થાય છે.

રિકાર્ડોના કિરાયાંના સિદ્ધાંત ઉપરથી એ સંબંધમાં એક મહત્ત્વનો મુદ્દો નક્કી થાય છે. કિરાયું ઉત્પન્નના ખર્ચનું અંગ નથી. ઉત્પાદનખર્ચમાં અથવા તેના વધારા કે ઘટાડા સાથે કિરાયાંને સીધેસીધો સંબંધ નથી. વાસ્તવમાં કિરાયું ઉત્પાદનખર્ચના પરિણામરૂપે હોય છે. જેટલો ઉત્પાદનખર્ચ વધારે તેટલું કિરાયું વિશેષ, નહીં કે કિરાયું વિશેષ માટે ઉત્પાદનખર્ચ વધારે. છતાં આડકતરી રીતે કિરાયું ઉત્પાદનખર્ચના વધારા કે ઘટાડા સાથે સંબંધ ધરાવે છે. કોઇ પણ એક પ્રકારના ઉત્પાદનમાંથી કિરાયું બહુ સારા પ્રમાણમાં મળવા લાગે તો તેની અસર અન્ય પ્રકારનાં ઉત્પાદનો ઉપર જરૂર થાય અને પરિણામે અન્ય પ્રકારનાં ઉત્પાદનનો ખર્ચ વધે.

ખેતીને વિસ્તૃત-extensive-કરવામાં આવે ત્યારે તો કિરાયું અવશ્ય દેખા દે છે. કારણ કે, કુદરતી રીતે જ ખેતી વિસ્તૃત થતાં નીચી કોટીના જમીનના કટકાઓ ઉત્પાદન અર્થે ઉપયોગમાં લેવાય છે; પણ જ્યારે ખેતીને એકત્રિત-intensive-કરવામાં આવે છે-એટલે કે સુંદર ફળદ્રુપતાવાળા જમીનના કટકા ઉપર મૂડી અને મજૂરી વધારે ને વધારે પ્રમાણમાં રોકી વધારે ઉત્પાદન મેળવવું-ત્યારે પણ કિરાયું દેખા દે છે. આ ઘટના નીચેના કોઠાના આંકડાઓ સમજવાથી સ્પષ્ટ થઇ શકે છે.

| જમીનનો પ્રકાર | ઉત્પાદનનાં અંગો જમીન+મુડી+ મજૂરી | મળતું ઉત્પાદન મણમાં | ઉત્પાદનખર્ચ મૂડી+મજૂરી રૂપિયામાં | વેચાણ કિંમત ૧ મણની | કુલ આમ | કિરાયું |
|---|---|---|---|---|---|---|
| જ | ૧+૧+૧ | ૧૦૦ | ૬૦ | રૂ. ૧ | ૧૦૦ | ૪૦ |
| બે ગણું | ૧+૨+૨ | ૧૮૦ | ૧૨૦ | રૂ. ૧ | ૧૮૦ | ૩૦ |
| ત્રણ ગણું | ૧+૩+૩ | ૨૪૦ | ૧૮૦ | રૂ. ૧ | ૨૪૦ | ૨૦ |
| ચાર ગણું | ૧+૪+૪ | ૨૮૦ | ૨૪૦ | રૂ. ૧ | ૨૮૦ | ૧૦ |
| પાંચ ગણું | ૧+૫+૫ | ૩૦૦ | ૩૦૦ | રૂ. ૧ | ૩૦૦ | ૦ |

જેમ જેમ મૂડી ને મજૂરીનું પ્રમાણ વધારવામાં આવે છે તેમ તેમ ઉત્પાદનનું પ્રમાણ ઘટતું જાય છે. અને પાંચ ગણી મૂડી અને મજૂરી રોકવાથી, પાંચમી કક્ષાના–marginal land–જમીનના કટકા ઉપરથી જેટલું ઉત્પાદન આવે, જેમાંથી કિરાયું પ્રાપ્ત ન થતું હોય, તેટલું ઉત્પાદન ઉત્તમ કોટીના કટકા ઉપરથી મળે છે. આવી ઘટના હોઈ ને ખેતી અમુક પ્રમાણમાંજ એકત્રિત–intensive–બની શકે છે; જ્યારે ખેતીનું વિસ્તૃત–extensive બનવું તદ્દન સ્વાભાવિક છે. ખેતીને એકત્રિત–intensive–કરવામાં ઘટતી જતી પેદાશનો નિયમ–Law of diminishing returs–લાગુ થાય છે. અને એ જ પ્રમાણે પ્રત્યેક extractive industries–જેવા કે ખનીજ પદાર્થોની ખાણુનો ઉદ્યોગ–mining–જંગલનો ઉદ્યોગ–Foresting, મોતી કાઢવાનો–Diving વગેરેમાં આ નિયમ લાગુ પડે છે અને ઉપર બતાવ્યા પ્રમાણે જ કિરાયાંની ઘટના પ્રત્યક્ષ થાય છે.

ખેતીના ધંધામાં જેમ કિરાયું પ્રાપ્ત થાય છે તેવી જ રીતે શહેરની અંદર મકાનો બાંધવાની જમીન ઉપરથી પણ કિરાયું પ્રાપ્ત થાય છે. આ ઘટનાને રિકાર્ડોએ બહુ મહત્વ આપ્યું નથી. પણ આજે આ પ્રશ્ન પણ સરખી જ મહત્તાનો ગણાય છે. આ કિરાયાંને Urban–site–rent–કહેવામાં આવે છે. જેમકે એક જ સરખી જમીન ઉપર સમાન મૂડી અને મજૂરી રોકી બે મકાન જુદા જુદા લત્તામાં બનાવવામાં આવ્યાં. બંને મકાનનું ભાડું લત્તાની એટલે કે જગ્યાની–site–ની મહત્તા પ્રમાણે ઓછાવત્તુ આવે છે. પરિણામે એકજ સરખી મૂડીના રોકાણમાંથી સરખું વળતર નહિ મળતાં ઓછાવધતું વળતર મળે છે. એ વળતરના તફાવતને કિરાયું–Economic rent–કહેવામાં આવે છે. બજારના લત્તામાં આવેલા મકાનનું ભાડું ધારો કે રૂ. ૫૦ આવે છે, જ્યારે તેટલી જ મૂડીના રોકાણથી બનાવેલા સાધારણ લત્તાના મકાનનું ભાડું રૂ. ૩૫ માસિક આવે છે; ત્યારે બજારના મકાનની જમીન રૂ. ૧૫ કિરાયું આપે છે. આના ઉપરથી એ પણ સ્પષ્ટ થશે કે સાધારણ અર્થમાં ભાડું અને કિરાયું–Economic rent–એ બે વચ્ચે ઘણો ભેદ છે.

કિરાયાંની શાસ્ત્રીય–technical–બાજુ જોઈ ગયા પછી, મહત્વનો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ કિરાયું જે માત્ર આકસ્મિક નફો accidental gain–છે તે વ્યક્તિગત હોવું જોઈએ કે તેની માલિકી રાજ્યની હોવી જોઈએ?

ઉત્પાદનનાં મુખ્ય ચાર અંગો છે: ૧ જમીન, ૨ મૂડી, ૩ મજૂરી અને ૪ વ્યવસ્થા. મજૂરીના વળતરરૂપે રોજી આપવામાં આવે છે, મૂડીના વળતરરૂપે વ્યાજ આપવામાં આવે છે, અને વ્યવસ્થાના બદલામાં પગારો આપવામાં આવે છે એટલે કે રોજી, વ્યાજ ને પગાર–મજૂરી, મૂડી ને વ્યવસ્થાશક્તિના ખર્ચ પેટે અનુક્રમે આપવામાં આવે છે. પણ કિરાયું જમીનના ખર્ચ પેટે આપવામાં આવતું નથી. જમીનદારને જે કિરાયું મળે છે તે માત્ર આકસ્મિક અને ઉત્પન્ન કરનારના વધારા...Producer's surplus–તરીકે અથવા તો Differential gain–ના સ્વરૂપમાં મળે છે, માટે કિરાયાંની માલિકી રાજ્યની હોવી જોઈએ એવું સમાજવાદી અર્થશાસ્ત્રીઓએ પ્રતિપાદન કર્યું છે. આર્થિક કિરાયું વ્યક્તિ ભોગવી શકે નહિ, રાજ્ય તેનો ઉપયોગ સમસ્ત રાજ્ય અને સમાજની ઉન્નતિ માટે કરી શકે છે. કિરાયાંનો કબજો રાજ્ય લઈ લે તો પણ જમીનની પૂરતી–supply માં કોઈ જાતની અસર થાય નહિ.

હવે આપણે આ વસ્તુ કેટલી હદ સુધી વ્યવહારિક છે તે જોઈએ. જમીનની કિંમત વ્યક્તિની મહેનતથી ઓછીવત્તી થતી નથી પણ સામાજિક આંદોલનો અને સામાજિક

પ્રગતિને પરિણામે જ થાય છે. વસ્તીમાં વધારો, આગગાડીની ખીલવણી, વ્યવસ્થિત રાજ્ય તંત્ર, વિજ્ઞાનની શોધખોળો એ બધાને પરિણામે જમીનની કિંમત વધે છે. કિરાયું વધારવા માટે કોઈ પણ એક વ્યક્તિનો પ્રયાસ સફળ થતો નથી. આર્થિક કિરાયું અને તેનો વધારો કેવળ સામાજિક પ્રગતિને અંગેજ હોઇને તે નફો રાજ્યને, પ્રજાહિતાર્થે લઈ લેવાનો દરેક જાતનો અધિકાર છે. આ જાતની દલીલ સમાજવાદીઓ રજૂ કરે છે. વાસ્તવિક રીતે માત્ર જમીનની જ કિંમત નહિ પણ દરેક ચીજની કિંમત સામાજિક દષ્ટિથી જ નક્કી થાય છે. જો જમીન ઉપરથી મળતું કિરાયું રાજ્યને લઇ લેવાનો હક્ક હોય તો જ્યારે સંજોગોના પરિવર્તનને પરિણામે તે જ જમીન ઉપરથી કિરાયું મળવાને બદલે નુકશાન જાય છે, ત્યારે રાજ્યે તે નુકશાનના બદલામાં પણ વ્યક્તિને કંઈ આપવું જોઇએ. સૌથી મોટી મુશ્કેલી તો એ છે કે ઉત્પાદનમાંથી જે નફો મળે છે તેમાંથી કેટલા ટકા કિરાયું છે તે નક્કી કરવું ઘણું મુશ્કેલ છે. કદાચ એવું પણ બને કે કિરાયું લઇ લેતાં મૂડીના બદલામાં મળતું વળતર પણ લઇ લેવાય. જો બધી જ જમીન રાજ્યની માલિકીની જ હોય તો કિરાયું રાજ્ય સહેલાઈથી મેળવી શકે છે. પણ જમીનની માલિકી જ્યાંસુધી વ્યક્તિગત છે ત્યાંસુધી રાજ્ય માટે કિરાયાંનો કબજો લેવો સહેલ નથી તેમજ ન્યાયકારક પણ નથી. છતાં રાજ્ય કર દ્વારા કિરાયાંનો અમુક ભાગ લઇ શકે છે પણ કરનો બોજો વાસ્તવિક રીતે જમીનદાર ઉપર પડે છે કે ખેડૂતો તથા મજૂરો ઉપર પડે છે તે કર નાંખતાં પહેલાં રાજ્યે ખાસ જોવું જોઇએ.

કિરાયાંની ઘટના જમીનમહેસૂલ અને જમીન ઉપરની રાજ્યની વિઘોટીથી તદ્દન જુદી છે. જમીનમહેસૂલનો વધારો કે ઘટાડો કિરાયાંના પ્રમાણ ઉપર અસર પહોંચાડે છે. તેમજ મહેસૂલ નક્કી કરતી વખતે ખાસ કરીને કિરાયાંનું પ્રમાણ નહિ પણ જમીનની ફળદ્રુપતા ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. કિરાયું માત્ર આકસ્મિક હોઈને મહેસૂલ નક્કી કરવામાં, ઉત્પાદનખર્ચ નક્કી કરવામાં કે વેચાણકિંમત નક્કી કરવામાં તેનો પ્રાથમિક વિચાર થઈ શકતો નથી. બલ્કે ઉત્પાદનખર્ચ, વેચાણકિંમત કે મહેસૂલના દરને પરિણામે કિરાયાંનું પ્રમાણ માલુમ પડે છે.



# વિનિપાત

મહેન્દ્રકુમાર દેસાઈ

[ સ્રગ્ધરા ]

ધીમે ધીમે ચડીને, વિકટ અપથથી, ઉન્નતિ શૈલશૃંગે,
મુશ્કેલીથી પહોંચે, ચિર સમય પછી, આત્મપાષાણ ઊંચે;
ના, ના, તેને પડતાં, અવનતિ ખીણમાં, વાર લાગે જરાએ,
નીચે નાંખ્યો તળેટી પર શિખરથી, ત્યાં સ્હેજમાં પાત થાએ.

# કેદી

ભાનુશંકર નીલકંઠ આચાર્ય

"ત્હારૂં નામ ?"

"રામી."

"રામી ! એક કામ કરીશ ?" જેલના સળિયા પાછળથી એક ઉત્સુકતાભર્યો અવાજ સંભળાયો.

"શું ?"

"તું રાજેશ્વરીને ઓળખે છે ?"

"કોણ, મહાસામતની દીકરીને ?"

"હા. તેને જઇને કહેને કે કર્ણદેવ યાદ કરે છે."

"ના 'રે ભા, મહારાજને ખબર પડે તો મને ઘાણીમાં નાખી પીસે." રામી ઝાડુ કાઢી એકદમ ચાલી ગઇ. પાછળ નિઃશ્વાસનો અવાજ સંભળાયો. રામીએ પાછું વાળી જોયું. તેના નારીહૃદયે કર્ણદેવના ભાવો વાંચ્યા; તે કાંઇક હસી; અને પાછી પોતાના રસ્તે ઉતાવળી ચાલી ગઇ.

બીજે દિવસે સવારે હમેશના નિયમ મુજબ ઝાડુ કાઢવા એક સ્ત્રી આવી. તેની હિલચાલ ઉપરથી કર્ણદેવ જોઇ શક્યો કે તે રામી ન હતી. બહુજ નિહાળીને જોતાં રામીના પોષાકમાં સજ્જ થએલી રાજેશ્વરીને તેણે ઓળખી.

"કોણ ? રાજેશ્વરી !"

"હા !"

"અહીં કોણે મોકલી ?"

"પેલી રામી ઢેડડીએ કેમ શું કામ છે ?"

"રાજેશ્વરી તું મને ચાહે છે ?"

"તેમાં પૂછો છો શું ?"

"તો એક કામ નહીં કરે ?" બહુજ અધીરાઇથી કર્ણદેવે પૂછ્યું.

"શું ?"

"મને કોઇ પણ રીતે અહીંથી મુક્ત કરાવ ?"

"કર્ણદેવ ! મને દેશદ્રોહી તો નથી સમજતા ને ?"

"નહીં, મ્હારી પ્રિયા સમજું છું."

"કર્ણદેવ, તમે અહીં મારા સ્નેહી તરીકે નહીં પણ મ્હારા દેશના દુશ્મન તરીકે જેલમાં પડ્યા છો. તમને મુક્ત કરવાનો મને શો અધિકાર ?"

કાંઇજ જવાબ ન મળ્યો.

"કર્ણદેવ, હું જાઉં છું." થોડી વારે રાજેશ્વરીએ કહ્યું

"ભલે." અવાજમાં કાંઇક કઠોરતા હતી.

બીજે દિવસે પરોઢિયે તુરંગના રક્ષકોએ જયસિંહ પાસે આવી જાહેર કર્યું કે કર્ણદેવ તુરંગ તોડી નાસી ગયો હતો.

× × ×

એક દંતકથા છે. ઉજ્જયિનીના પરમારો અને ગુજરાતના સોલંકીઓ વચ્ચે વર્ષોજૂનું વેર હતું. સિદ્ધરાજ નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ થએલ સોલંકી જયસિંહે ઉજ્જયિની ઉપર ઘેરો ઘાલ્યો હતો. કહેવાય છે કે પરમારો અને સોલંકીઓ વચ્ચેનું આ યુદ્ધ અઢાર વર્ષો સુધી ચાલ્યું હતું.

કીર્તિસિંહ જયસિંહનો એક સામંત હતો. તેને રાજેશ્વરી નામની એક પુત્રી હતી. એક સમયે રાજેશ્વરી તેના મોસાળ ઉજ્જયિની ગઇ હતી. કીર્તિસિંહની પુત્રસમોવડી એ પુત્રીને ઘોડેસ્વારી, તલવારબાજી, તીરંદાજી વગેરે યુદ્ધવિષયક કેળવણી આપવામાં આવતી હતી. એક સમયે રાજેશ્વરીએ એક વૃક્ષ ઉપર બેઠેલા એક પક્ષી ઉપર નિશાન તાક્યું. પક્ષી ઊડી ગયું. તીર ખાલી ગયું. નિરાશ થઇ તેણે કામઠું ફેંકી દીધું. પાછળથી અટ્ટહાસ્યનો અવાજ સંભળાયો. રાજેશ્વરીએ જોયું કે એક પરમાર યુવક ખુલ્લા મુખે હસી રહ્યો હતો.

"નાલાયક! તેમાં હસે છે શાને?" રોષથી રાજેશ્વરીએ કહ્યું.

"સુંદરી! તમો નિશાન ચૂક્યાં તે ઉપર નહીં, પરંતુ તમારી નિરાશા ઉપર."

"એટલે?" રાજેશ્વરીનો ગુસ્સો કાંઈક ઓછો થયો હતો.

"એટલે કે તમો કોઈ સોલંકીની પુત્રી લાગો છો! પરમારો કદી નિરાશ થતાજ નથી."

આ મહેણું રાજેશ્વરીને વસમું તો લાગ્યું, પણ તેને ઉડાવી દેવા તેણે કૃત્રિમ હાસ્ય કર્યું.

"પરમારો તો જાણે બધામાં નિષ્ણાત જ હોય ને!" તેણે કટાક્ષ કર્યો.

"હારતો. જુઓ..." એમ કહી તેણે એક પત્થર જમીન ઉપરથી લઈ ઝાડ ઉપર માર્યો, પલકમાં બે પક્ષીઓનાં મૃત શરીર ઝાડ પરથી જમીન પર પડ્યાં યુવક ફરીથી હસ્યો. રાજેશ્વરી તો મુગ્ધ બની જોઇજ રહી. થોડીવારે તે સાનમાં આવી. એકબીજાનાં નામો પૂછાયાં. બન્ને એકબીજાથી પરિચિત થયાં. કર્ણદેવ રાજેશ્વરીનો શસ્ત્રવિદ્યાનો ગુરુ બન્યો; થોડા દિવસો પસાર થતાં બન્ને પ્રેમી બન્યાં.

આખરે રાજેશ્વરી પાટણ આવી; અને પ્રેમીઓ જુદાં પડયાં. વર્ષ બે વર્ષમાં પરમારો અને સોલંકીઓ વચ્ચે વિગ્રહ શરૂ થયો. કર્ણદેવ પરમાર સૈનિકોની એક ટુકડીનો સરદાર બન્યો, અને લડતાં સોલંકી રાજાનાં હાથમાં કેદ પકડાયો.

× × × ×

મહાશિવરાત્રીને દિવસે ઉજ્જયિનીમાં ભગવાન મહાકાલનો ઉત્સવ થતો. તે પ્રસંગે મોટો મેળો ભરાતો. બહારગામથી હજારો યાત્રાળુઓ ભગવાન્ મહાકાલનાં દર્શને આવતા. વિગ્રહને અંગે ઉત્સવ બંધ ન રહે અને દર વર્ષે આવતા યાત્રાળુઓનો નિયમ ભંગ ન થાય તે માટે સોલંકીઓ અને પરમારો વચ્ચેનો વિગ્રહ ચાર દિવસ સુધી બંધ રહેતો. શહેરના દરવાજાઓ ખુલ્લા મૂકાતા; પરંતુ શરત એ કરવામાં આવતી કે યુદ્ધવિરામ દરમિયાન ખુલ્લા દરવાજાનો લાભ લઈ કોઈપણ સોલંકીએ શહેરમાં દાખલ થવું નહીં.

સાંજનો સમય હતો. કર્ણદેવ પોતાના તંબુ પાસે આરામથી એકાંતમાં લાંબો થઇ સૂતો હતો. તેવામાં પૂરવેગથી ઘોડો દોડાવી આવતા એક સૈનિકને તેણે દૂરથી નિહાળ્યો. તે સૈનિક તેની તરફ જ આવી રહ્યો હતો. તે ઊભો થયો. થોડીવારે સૈનિક બિલકુલ નજદીક આવી પહોંચ્યો. ઘોડા ઉપરથી નીચે ઊતરી નીચા નમી તેણે મુજરો કર્યો. કર્ણદેવ ચમક્યો. પુરુષવેષમાં તેણે રાજેશ્વરીને ઓળખી.

"કોણ? રાજેશ્વરી! અહીં!"

"હા."

"રાજેશ્વરી! કોઇ પણ સોલંકી શહેરમાં દાખલ ન થઇ શકે તે શરતનો તેં ભંગ કર્યો છે. શરતભંગ માટે હું તને કેદ કરૂં છું."

રાજેશ્વરીએ માત્ર હાસ્યથી જ પ્રત્યુત્તર આપ્યો.

"કેમ હસે છે?"

"કર્ણદેવ! હું જ તમને કેદ કરવા આવી છું."

"મને?"

"હા. તમે દુરગ તોડી નાસી છૂટયા છો. મહારાજા જયસિંહે તમને પકડવા હુકમ બહાર પાડયો છે અને તે હુકમની જવાબદારી મેં સ્વીકારી છે. હું તમને કેદ કરીશ."

"શી રીતે?"

રાજેશ્વરીએ તલવાર ખેંચી દ્વંદ્વયુદ્ધનુ આમંત્રણ કર્યું કર્ણદેવે સહર્ષ તે સ્વીકાર્યું. બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું આખરે કર્ણદેવના હાથ ઉપર સખ્ત ઘા પડયો, હાથમાંથી તલવાર છૂટી પડી કર્ણદેવ હાર્યો. રાજેશ્વરીએ તેને કેદ કરી ઘોડા ઉપર બેસાડયો. બન્ને શહેર બહાર નીકળ્યા. કર્ણદેવના કપોલ પર બેચાર અશ્રુબિંદુઓ ચમક્યાં.

"કર્ણદેવ! રડો છો?" રાજેશ્વરીએ ધીમેથી પૂછયું.

જવાબ ન મળ્યો.

"કર્ણદેવ! પરમાર બચ્ચાને વળી નિરાશા કેની?" કાંઇક મજાક અને કાંઇક કટાક્ષમાં રાજેશ્વરીએ કહ્યું.

"કુમારી! મને તમારી દયા આવે છે તેથી રડુ છું. નિરાશાથી નહીં." કર્ણદેવની આંખમાં ચમકાર જણાયો

"મ્હારી દયા?"

"હા. યાદ છે તે દિવસની પ્રતિજ્ઞા?–' રાજેશ્વરીનો દેહ અર્પણ થશે કર્ણદેવને અગર તો યમદેવને!' " કર્ણદેવે યાદ આપતાં કહ્યું.

"કુમારી! તે પ્રતિજ્ઞાનો હવે કદાચ ભંગ થશે."

"હ..."

× × ×

"રાજેશ્વરી! કર્ણદેવને માટે મુક્તિભિક્ષા યાચવા તું આવી છો?"

"હા, મહારાજ."

"પણ તે કેદમાંથી નાસી છૂટેલો રાજદ્રોહી છે. રાજદ્રોહનુ ઇનામ વધ જ હોય"

"મહારાજ......"

"રાજેશ્વરી! હું તેને બચાવું, પરંતુ એક શરતે......"

"શી?" રાજેશ્વરીના સાદમાં અધીરાઇ આવી.

"એજ કે તું રણમલ સાથે પરણવા કબૂલ થા તો."

રાજેશ્વરીએ નિઃશ્વાસ મૂકયો.

"કેમ શું વિચાર છે?" જયસિંહે પ્રશ્ન કર્યો.

"મંજૂર છે મહારાજ."

"ત્યારે ત્હારાં લગ્ન થયા બાદ તુરતજ કર્ણદેવ મુક્ત થશે." જયસિંહે ન્યાય ચૂકવ્યો.

× × ×

રાજેશ્વરી અને રણમલ પરણ્યાં મહારાજા જયસિંહની મુરાદ પૂરી થઇ. જાન ઘર તરફ પ્રયાણ કરવા તત્પર થઈ. રૂપાનાં પતરાથી જડેલી વેલ વગેડિયાંને ઘેર લઈ જવા તૈયાર ઉભી હતી. ગોત્રીજને પગે લાગીને રણમલ અને રાજેશ્વરી ઘરબહાર નીકળી વેલમાં બેસવા માટે સજ્જ થયાં. પુરુષો એકબીજા સાથે આનંદગોષ્ઠી કરી રહ્યા હતા. સ્ત્રીઓ ગીતો ગાવામા મશગૂલ હતી. વાજિંત્રો વાગી રહ્યાં હતા.

એક કંગાળ કેદી જેવો જણાતો માણસ હાંફતો હાંફતો ટોળામાંથી રસ્તો કરતો આગળ આવી ગ્યો સહુનું ધ્યાન તેણે ખેંચ્યું

"કોણ? કર્ણદેવ!" રાજેશ્વરીએ ઘુંઘટ ઊંચો કરી પૂછ્યું.

"કોણ? રાજેશ્વરી! હજી જીવે છે?"

"હા, આપના છેલ્લા દર્શન માટે."

એકદમ કપડામાં છુપાવી રાખેલી કટાર રાજેશ્વરીએ બહાર કાઢી પોતાના હૃદયમાં ભોંકી. સહુ ચકિત થઈ જોઈ જ રહ્યાં.

"કર્ણદેવ...મ્હારી પ્રતિજ્ઞા...પૂર્ણ થાય છે" છેલ્લો શ્વાસ લેતાં રાજેશ્વરીએ શબ્દો પૂરા કર્યા.×

## વીણાવતીને–

પ્રભુલાલ શુક્લ

[ નૃત્ય ગીત ]

કરતાલે હવન તાલ પૂરી,
નભ-ગંગ-અગ્ધારિણી! આવો;
નર્તને નુપૂર ગાન અઢેલી,
કલ્પન-રંગ-વિધાયિની! આવો—કરતાલે.

( અંતરો )

ભાવનાના મેઘધનુ ચીતરી;
સ્મિત મંડના! ચિરંતના! આવો;
ચેતનાના દિવ્ય તનુ વેરી,
રૂપ રૂપ વેશ ધરી આવો—કરતાલે.

( અંતરો )

સુકોમલા કસુંબલા પગલે,
આતમાના સ્પંદનોએ જાગો;
ઝણકી એક તાર નવ ગાને,
અચંચલા, વીણાવતી! આવો—કરતાલે.

× દંતકથાનાં પાત્રો અને પ્રસંગોમા નવલિકાને અનુકૂલ યોગ્ય ફેરફાર યોજવામાં આવ્યો છે.—લેખક

# યુરોપીય સંસ્કૃતિ

નરસિંહ

**આ**ર્યાવર્ત—જગતની પવિત્રમાં પવિત્ર ભૂમિ—આજે પરતંત્ર છે. તેની પ્રજાને તેના નવા શાસકોએ પોતાની પદ્ધતિએ કેળવી છે, ને હજી કેળવે છે. એ કેળવણીએ પ્રજામાં નવા સંસ્કાર પ્રગટાવ્યા છે, નવી ભાવનાઓ જગવી છે, નવા વિચાર રેલાવ્યા છે, જીવનનો નવો રાહ દર્શાવ્યો છે. આ નવીન સંસ્કાર કે ભાવના—રાહ કે વિચારના પ્રવાહની પાછળ ઉદ્દેશ શુભ છે કે અશુભ તે ઇશ્વર જાણે. પણ પરિણામ એ આવ્યું છે કે પ્રજા આર્ય—સંસ્કૃતિથી વિમુખ બનીને યુરોપીય સંસ્કૃતિમાં મુગ્ધ બની રહી છે; સત્ત્વને ગુમાવીને તે જીવનની લાલસુ બની છે; શક્તિને બાજુએ મૂકીને તે જગતને તારવાની હવાઇ કલ્પનાઓ કરતી થઇ છે.

તેને આર્ય સતીત્વપ્રથા જંગલી લાગે છે; છૂટાછેડાની પ્રથા ન્યાયભરી જણાય છે. વિશેષ રાણીઓ પરણતા આર્ય રાજાઓ એને મૂર્ખ લાગે છે; રાણી તરીકે એકને રાખી અનેકનાં શિયળ લૂંટતા યુરોપીય રાજાઓ તેને મહાન જણાય છે. સંયમ અને બંધનના આર્ય આદર્શમાં એ ગુલામી માને છે. વિચાર અને વર્તન–જીવનના પ્રત્યેક અંગમાં, ભીષણ જંગલમાં રખારીને ગુમાવી બેઠેલું ઘેટાંનું ટોળુ સ્વેચ્છાચારમાં પરોવાય તેમ, તેને સ્વૈરવિહાર ગમે છે. ધર્મ, સમાજ, નીતિ, રાષ્ટ્ર, માનવજાત, જીવમાત્ર કે આત્મા પ્રત્યેની ફરજ અને એ ફરજને અનુરૂપ બંધન એને આકરાં લાગે છે. એ એવું વ્યક્તિસ્વાતંત્ર્ય ઇચ્છે છે કે જે તેને કોઇ પણ કાળે સાચા સ્વાતંત્ર્યનાં દર્શન નથી કરવા દેવાનું.

પતિ પોતાની વૈભવલાલસાને ન સંતોષી શકે તો પત્ની તેનાથી છૂટી થવા ઇચ્છે છે, પણ પતિ ધર્મ કે રાષ્ટ્ર પ્રત્યેની ફરજ ચૂકે તો તેને મસ્તક મૂકવાનું તે નથી શીખવી શકતી; પતિ ઉગ્ર બને તો તેમાં તે અપમાન માની સ્રી-સ્વાતંત્ર્યની ધૂન લગાવે છે, પણ માતા ભારતી સૈકાઓથી પારકી લાતો ખાઈ રહી છે તેની એને નથી પડી. પતિદેવને પત્ની કંઇક કહે કે સહેજ ભૂલ કરે તો હાડોહાડ લાગી જાય છે, પણ એવા લાખો પતિ-દેવોને પોતે ગુલામ છે તેમાં કશું નથી લાગતું માતપિતા કે વૃદ્ધજનો કોઇક પ્રસંગે કંઇ ઠપકો આપે તો યુવાનવર્ગને અપમાન લાગે છે, પણ અપમાનની લાંબામાં લાંબી ધૂંસરી ગુલામીને તો તેઓ હસીને સહન કરતાં પ્રણયલીલાઓ ખેલે છે. ને એ જ રીતે ભિન્ન ભિન્ન ધર્મો, સર્વેને એકમેકથી સ્વતંત્ર થઇ વિજેતાઓનું સંરક્ષણ સ્વીકારવાનું, પોતાની સંસ્કૃતિથી અલગ થઇ યુરોપીય સંસ્કૃતિને ભેટવાનું ગમે છે. પણ આ બધી નવા શિક્ષણે ફેલાવેલી જાળ છે એ વિચારવાની કોઈને નથી પડી. ભારામાંથી છૂટી પડેલી લાકડીઓની વાર્તા તેમને આવડે છે પણ તે વાર્તાનો પોતાના પર થઇ રહેલો અમલ તેમને નથી સમજાતો.

પ્રજાને વ્યક્તિસ્વાતંત્ર્યનું ઘેન ચડાવવામાં આવ્યું છે એટલે રાષ્ટ્રસ્વાતંત્ર્યની કિંમત

ઘડી ગઇ છે; એને આર્ય સંસ્કૃતિનાં ઘેરાં ચિત્રો બતાવી યુરોપીય સંસ્કૃતિનાં તારવેલાં મોહક પૃષ્ઠો ભણાવવામાં આવ્યાં છે, એટલે તે આર્ય સંસ્કૃતિનો આદર્શ ગુમાવી યુરોપીય સંસ્કૃતિની જાળમાં ફસાય છે. પણ જો તેને એકાદ વખત યુરોપીય સંસ્કૃતિનાં કાળાં પૃષ્ઠો નીરખવાની તક આપવામાં આવે તો તેની આંખનાં પડળ તરત ઊઘડી જાય.

યુરોપીય સંસ્કૃતિના પોપટજીઓ કહે છે કે, 'ત્યાં સ્ત્રીઓ સમાનતા ભોગવે છે.' પણ ઇતિહાસ કહે છે કે, 'સિકંદરથી માંડીને વર્તમાન સમય સુધીના ૨૩૦૦ વર્ષના ગાળામાં યુરોપીય રાજાઓએ ઓછામાં ઓછી એક લાખ ગુણવતી રાણીઓને છૂટાછેડા આપ્યા છે; પણ તેમાંથી એક પણ રાણી પુનર્લગ્ન નથી કરી શકી. કેટલીકનાં ખૂન થયાં છે, કેટલીકને દેશપાર કરાવલી છે ને ઘણીને નજરકેદમાં રખાવલી છે. તલ્લાક દેવાવલી રાણીઓમાંની કોઈકે જ્યારે પુનર્લગ્નનો પ્રયાસ કર્યો છે ત્યારે મોટે ભાગે તો તે રાણી અને તેની સાથે પરણવા તૈયાર થનાર પુરુષ-બન્નેનાં ખૂન થયાં છે અને નહિતર બન્નેને જુદા જુદા દેશવટો અપાયો છે. રાજરાણીઓ ઉપરાંત અમીર—ઉમરાવોની પણ છૂટી કરાવલી લાખ્ખો સુંદરીઓની એ જ સ્થિતિ થઇ છે. ને રાજવંશોને બાદ કરીએ તો સામાન્ય પ્રજામાં પણ માતપિતાની અદલાબદલીથી કે અપરીણિત સ્થિતિમાં જન્માવેલાં બાળકોના ત્યાગથી નાનાં નાનાં બાળકોની ને તેમની માતાઓની જે દુર્દશા થાય છે તેનાં ચિત્રોની ભીષણતા તો તે વિષયના તટસ્થ અભ્યાસ પછી જ સમજાઇ શકે. પણ આ સ્થિતિ સામે, આર્ય રાજાઓ વિશેષ રમણીઓના પતિ તરીકેની જવાબદારી ઉઠાવતા કે આર્ય વ્યવસ્થામાં સ્ત્રી—પુરુષને છૂટાં પડવાનો અધિકાર નથી અપાયો તેને ભીષણ કહી, યુરોપીય સંસ્કૃતિનાં વખાણ તો કેવળ તે સંસ્કૃતિના ગુલામો જ કરી શકે.

સત્ત્વ, સંયમ ને બલિદાનની ભાવનાથી દૂર રહેલી યુરોપીય સંસ્કૃતિએ ઈતિહાસને પણ પોતાનાં કાળાં કૃત્યોથી કલંકિત કર્યો છે. વર્તમાન યુગની ગોરી પ્રજા આર્ય સંસ્કૃતિમાંથી કેટલાંક તત્ત્વો લઇ પોતાની એ સંસ્કૃતિને સુધારવા મથી રહી છે પણ કાળી પ્રજાઓમાં તો તે પોતાની અગાઉની ભ્રષ્ટ સંસ્કૃતિનાં જ બીજ રોપી રહી છે.

પોતાને ત્યાં તે છૂટાછેડાને ને અનીતિને મર્યાદિત કરવા મથે છે; અહીં તે તેનો પ્રચાર થવા દે છે. આજે તે પ્રજા ખ્રિસ્તી ધર્મ પાળે છે તે સંસ્કારિત અને વ્યવહારુ છે, પણ અહીં તે તેને એવા મૂળ સ્વરૂપમાં ફેલાવે છે કે જેમાં નિર્વીર્ય થઈ માર ખાવાનો ઉપદેશ આપવામાં આવ્યો હોય. ત્યાં તેણે સંતતિનિયમન સામે પ્રતિબંધ મૂકયો છે; અહીં તેનો પ્રચાર થાય છે. ત્યાં પ્રજાકીય લશ્કરી બળને પ્રાણ લેખવામાં આવે છે; અહીં તેને બિનજરૂરી ગણાવાય છે. પોતાની અગાઉની સત્ત્વહીન સંસ્કૃતિએ કેટલી અનીતિ, કુસંપ અને પરિણામમાં કેવાં ભીષણ દુઃખ ને રોગને જન્માવ્યાં છે તે તે પ્રજા સમજી ગઈ છે; પણ અહીં તો રોગ, અશક્તિ, કુસંપ વગેરે ફેલાય તે તેમને રોચક થઈ પડે તેમ છે. પરિણામે પોતાની એ સંસ્કૃતિને અહીં રોપવા માટે તેઓ તે સંસ્કૃતિનાં ભયંકર પરિણામ ને કાળાં ઐતિહાસિક પૃષ્ઠોને અહીંની કેળવણીમાંથી છૂપાવી દે છે. પણ યુરોપના સૂક્ષ્મ નિરીક્ષકો કે તટસ્થ ઈતિહાસકારોએ તે નથી છૂપાવ્યાં. એ સંસ્કૃતિના હિંદમાં વિકાસ સાથે ઉદ્ભવતાં પરિણામ સંબંધી લેખ 'સુવાસ' માં અગાઉ (ચૂંથાતી માતાઓ—અંક ૨૩, ૨૪) પ્રગટ થઇ ચૂકયો છે. અહીં, તેમણે પોતાના ઈતિહાસમાંથી કેટલાં કાળાં પૃષ્ઠોને છૂપાવી રાખ્યાં છે ;

તે, સંખ્યાબંધ મૂળ ઈતિહાસોમાંથી તારવીને, રજૂ કરાયાં છે. આ રજૂઆત પાછળ કોઈ પ્રજા પ્રત્યે દ્વેષનો ઉદ્દેશ નથી પણ પ્રચાર પામતી વિનાશક સંસ્કૃતિ સામે લાલ બત્તી તરીકે જ તેનો ઉપયોગ છે.

યુરોપીય સંસ્કૃતિની ખરી શરૂઆત સિકંદરથી થાય છે એટલે અહીં પણ તેનાથી જ શરૂ કરીશું.*

*   *   *

સિકંદર, બેબીલોનના રાજમહેલમાં, શરાબ અને સુંદરીના મોહપાશમાં ફસાઈને, યુવાન વયે જીવન ગુમાવી બેઠો તે તો જાણીતી વાત છે. પણ તે ઉપરાંત તેના અને તેના કુટુંબના ઈતિહાસમાં બીજાં પણ અનેક કાળાં પૃષ્ઠ છે.

ઇતિહાસમાં તેને ફીલીપના પુત્ર તરીકે ઓળખાવવામાં આવે છે. પણ ખરી રીતે તો, તેની માતા ઘણી ઉગ્ર, સ્વચ્છંદી અને હઠીલા સ્વભાવની હોઇ ફીલીપે તેની સાથેનો સંબંધ કમી કરી નાંખ્યો હતો. ને અનેક ઈતિહાસકારોએ કબૂલ્યું છે તેમ સિકંદરનો ખરો પિતા, મીસરમાંથી દેશપાર થયેલો, મેસીડોનિયામાં રહેતો ને ફીલીપની રાણી સાથે પ્રેમ સંબંધ ધરાવતો રાજા નેક્ટાનેબસ હતો.

આ હકીકતને મીસરના ઈતિહાસમાંથી પણ ટેકો મળે છે. સિકંદરે જ્યારે મીસર પર ચડાઇ કરી ત્યારે ત્યાંના સેનાપતિઓએ સામનો ન કરતાં કહેલું કે, "ભલે એ ફીલીપનો કુમાર કહેવરાવતો હોય. પણ ખરી રીતે તો તે અમારો જ રાજકુમાર છે. તેના વિજયમાં તો અમારે ગર્વ લેવો ઘટે."

તેને જગતનો સમર્થ શાસક ને મહાન સેનાપતિ ગણાવવામાં આવે છે. શાસક તરીકે તો તેણે કશું કામ બજાવ્યું જ નથી. પણ સેનાપતિ તરીકે પણ તેની યોગ્યતા શંકાસ્પદ છે. હિંદમાં તેણે, સન્માનપૂર્વક સંધિ કરવાને આવેલા ને તેના વિશ્વાસ નીચે સૂતેલા ૩૨૦૦૦ રજપૂતોની રાત્રે જે કતલ કરાવી અને અનેક સ્થળે બિનલશ્કરી સ્ત્રી-પુરુષોનો તેણે જે ભોગ લીધો તે જોતાં તેને સાચો સેનાપતિ નહિ પણ કોઇ લૂટારૂ ટોળીનો નાયક જ ગણી શકાય.

પોતાના કહેવાતા પિતા ફીલીપના ખૂનમાં તેનો હાથ હતો ને ખરા પિતા નેક્ટાનેબસને તો તેણે પોતાને હાથે જ મારી નાંખેલો.

સિકંદરની પછી યુરોપમાં 'મહાન'નું બિરુદ પામનાર કેટો. તેની પત્ની મર્સિયાના રૂપમાં ફસાયલા તેના મિત્રે કેટો પાસે તેની પત્નીની માગણી કરી. ને કેટોએ તેને તે સોંપી દીધી. અલબત્ત, લક્ષ્મીસંપન્ન મિત્રના મરણ પછી કેટો પોતાની પૂર્વની પત્નીને તેના વિપુલ ધન સાથે પોતાને ઘેર પાછી તેડી લાવ્યો.

તે અરસામાં યુરોપના મહાન શાસકો ને અગ્રણી પુરુષો તે પોમ્પી અને જુલિયસ સીઝર. પોમ્પીને એમીલિયા નામે સુંદરી પર પ્રેમ જાગતાં તે તેને ગર્ભવતી સ્થિતિમાં જ ઉપાડી ગયો. ને એમીલિયાના પતિને તેણે તેની તે પત્ની પોતાને પરણાવવાની ફરજ પાડી.

---

* નીચેનાં પ્રકરણોમાં અપાયલી દરેક વિગતોની નીચે, લેખનું કદ વિશેષ પ્રમાણમાં વધી જવાના ભયે, મૂળ ઐતિહાસિક પ્રમાણ ટાંક્યું નથી. પણ 'Plutarch's, Lives', 'Encyclopædia Britannica' 'Roman Empresses' વગેરે પ્રમાણભૂત ગ્રન્થોમાંથી તે દર્શાવતો લેવામાં આવેલી હોઈ મૂળ પ્રમાણ ઇચ્છનારે તે ગ્રન્થો તપાસી જવા.

સીઝર પોમ્પીનો સમરો થતો. તેણે સર્વસત્તાધીશ બનવાને જમાઈનું ખૂન કરાવ્યું. તે અનેક સુંદરીઓના મોહમાં ફસાયલો હતો અને તેમાં મીસરની મહારાણી કલીયોપેટ્રા નામચીન બની છે. સીઝરની બીજી પત્ની પોમ્પીયાના પ્રેમિક કલોડિયસ વગેરે રાજપુરુષો સ્ત્રીનાં કપડાં પહેરીને પોમ્પીયાની મુલાકાતે જતા તે પ્રસંગ રોમન સાહિત્યમાં ખૂબજ રોમાંચક લેખાય છે. આ કલોડિયસ સામે જ્યારે કેસ ચાલ્યો ત્યારે સાબિત થયું કે તે સીઝરની પત્ની ઉપરાંત પોતાની સગી બહેન સાથે પણ વ્યભિચાર ચલાવતો હતો.

સીઝરનું ખૂન થતાં તેનો મિત્ર એન્ટની અને તેનો વારસ ઓગસ્ટસ બન્નેએ, એક પ્રસંગે એકમેકની સાથે મળીને તો બીજા પ્રસંગે એકમેકના દુશ્મન બનીને, રોમમાં લોહીની નદીઓ વહાવી. આ લોહીમાં પણ મહત્ત્વનો ભાગ અનીતિએ જ ભજવ્યો છે.

એન્ટનીની પત્ની ફલ્વીયા મુક્તવિહારિણી હતી રોમના મહાન રાજનીતિજ્ઞ, યુરોપના પ્રથમ નંબરના વક્તા ને આર્ય સતિપ્રથાના પ્રશંસક સીસેરોએ ફલ્વીયાના એવા મુક્તવિહાર પ્રત્યે નાપસંદગી દર્શાવેલી. પરિણામે ફલ્વીયાએ સીસેરોના ખૂન માટે એન્ટનીને ઉશ્કેર્યો. એન્ટનીએ સીસેરોનું ખૂન કરાવ્યુ ને ફલ્વીયાએ સીસેરોના કપાયલા મસ્તકને ઘેર મંગાવી તેમાંથી સીસેરોની જીભ કાપી લીધી.

જ્યારે એન્ટની મીસરની મહારાણી કલીયોપેટ્રાના પ્રેમમાં ફસાણો ત્યારે ફલ્વીયા ઉશ્કેરાણી. ને તેણે ઓગસ્ટસ જો એન્ટનીને હરાવી તેનો વધ કરે તો તેની રખાત બનવાનું કહ્યું. પણ ઓગસ્ટસે તેને ધુતકારી કાઢી. તે પછી ફલ્વીયાએ એન્ટનીને ઓગસ્ટસ સામે ઉશ્કેર્યો. બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તે પ્રસંગે કલીયોપેટ્રાએ ઓગસ્ટસનો સિતારો ચડતો જોઈ એન્ટનીનો પક્ષ છોડી દઈ ઓગસ્ટસને મદદ કરવા માંડી. પણ ઓગસ્ટસે તેના પ્રેમનો સ્વીકાર ન કરતાં કલીયોપેટ્રાએ આપઘાત કર્યો.

એન્ટનીના નાશ પછી ઓગસ્ટસ રોમનો શહેનશાહ બન્યો. તે યુરોપનો એક મહાનમાં મહાન રાજવી ગણાય છે. તેના નામ પરથી ખ્રિસ્તી વર્ષના આઠમા મહિનાને ઓગસ્ટ નામ અપાયું છે. તે ઓગસ્ટસને લીવિયા નામે એક પરીણિત સ્ત્રી પર પ્રેમ જન્મતાં તેણે સુવાવડમાં રહેલી પોતાની પત્નીને દોઢ દિવસની બાળકી સાથે કાઢી મૂકી ને લીવિયાના પતિને તેની પત્ની પોતાને સોંપવાની, એટલું જ નહિ પણ, લગ્નમાં હાજર રહી, તે પત્નીના પિતા બની, પોતાની સાથે તેનો હથેવાળો કરાવવાની પણ ફરજ પાડી.

ઓગસ્ટસની પુત્રી જુલિયા ભયંકર વ્યભિચારિણી હતી. તેણે પોતાના પ્રેમપાશમાં હજારો પુરુષો ઉપરાંત પોતાના પિતાને પણ ફસાવી દીધો હતો એટલે ઓગસ્ટસ તેને કંઈ કહી ન શકતો. ઓગસ્ટસ જેવો રાજવી પુત્રી સાથે વ્યભિચાર કરે એ માની ન શકાય તેવું છે પણ જુલિયાની પુત્રી અગ્રીપીનાનો પુત્ર ને ભવિષ્યનો રોમનો શહેનશાહ કાલીગુલા પણ જાહેરમાં કબૂલતો કે પોતાની માતા અગ્રીપીનાનો જન્મ ઓગસ્ટસ અને જુલિયાના સંયોગને આભારી હતો; ત્યારે શકાને માટે ઘણુ ઓછું સ્થાન રહે છે.

જુલિયાની વ્યભિચારલીલા ઢાંકવાને ઓગસ્ટસે તેને પ્રથમ એક રાજકુમાર વેરે પરણાવી, પછી પોતાના નૌકાધીશ વેરે પરણાવી અને છેવટે, પોતાની પત્ની લીવિયાના આગલા ધણીના પુત્ર ટીબેરિયસને તેની ગુણવતી પત્ની સાથે છૂટાછેડા લેવરાવરાવી, તેને એ જોડે વળગાડયું. પણ બિચારો ટીબેરિયસ તો પોતાની નવી પત્નીના સખ્યાબંધ પ્રેમિકોની ધમકીથી એવો ગભરાયો કે તે રોમ છોડીને ગામડામાં ભાગી ગયો.

રોમમાં માર્સિયસ દેવની એક સુંદર પ્રતિમા હતી. અને વકીલો પોતે પાછલા દિવસે જેટલા કેસ જીતી શક્યા હોય તેટલા ફૂલહાર તે પ્રતિમાને સવારે પહેરાવતા. પણ જુલિયાએ હવે એક નવી રીત કાઢી. તેને રાત્રે વ્યભિચાર માટે જેટલા સુંદર પુરુષો મળી શક્યા હોય તેટલા મુગટ તે બીજી સવારે માર્સિયસના મસ્તકે મુકાવવા લાગી.

એક દિવસ આ જુલિયાને એક સભામાં પૂછાયું કે, "સુંદરી, તમારાં સંતાન તમને તમારા પતિથી થયાં હોય તે તો લગભગ અસંભવિત વાત છે. છતાં બધાં સંતાનના ચહેરા તમારા પતિ સાથે મળતા કેમ આવે છે?"—ઉત્તરમાં જુલિયાએ કહ્યું, "બહારના મુસાફરોને તો હું ત્યારે જ સ્થાન આપું છું જ્યારે મારું વહાણ ધરનાંથી ભરાઈ ચૂક્યું હોય."*

જુલિયાએ પોતાના દરેક પ્રેમિકને વર્ષાસન બાંધી આપેલું ને એ નાણાંનો બોજ રોમની તિજોરીને માથે પડતો. જગવિખ્યાત મહાકવિ વર્જીલ પણ આ જુલિયાના પ્રેમિકામાંનો એક હતો.

ઓગસ્ટસની પુત્રી જેમ વ્યભિચારિણી હતી તેમ તેની પત્ની કાવત્રાંબાજ હતી. પોતાના આગલા ધણીના પુત્રને ગાદી મળે તે માટે તેણે ઓગસ્ટસના દરેક સંભવિત વારસો ને નૌકાધીશ અગ્રીપ્પાનાં પુત્રપુત્રીનાં ખૂન કરાવી નાખેલાં. ને અંતમાં તેણે પોતાના પતિને પણ ઝેર આપ્યું. ખ્રિસ્તી ભક્તાણીનો વેશ ભજવીને અને હરનિશ જેરૂસલેમના મંદિરને ભેટો મોકલાવીને તેણે પ્રજાના મોટા ભાગને વશ કરી લીધેલો. એટલે ઓગસ્ટસના અકાળ મૃત્યુ પછી તે પોતાના આગલા ધણીના પુત્ર ટીબેરિયસને સહેલાઈથી રોમની ગાદી અપાવી શકી. પણ એ પુત્ર એવો ડાહ્યો નીકળ્યો કે આગળ ઉપર જ્યારે તેની માતા પર વ્યભિચાર અને ખૂનના આરોપ મુકાયા ત્યારે તેણે તે સામે માતાનો બચાવ કરવાને બદલે આરોપીઓનાં નિવેદનને વધુ મહત્ત્વ આપ્યું.

ટીબેરિયસની પછી કાલીગુલા રોમની ગાદીએ આવ્યો. તે એ અગ્રીપીનાનો પુત્ર હતો કે જે પિતા-પુત્રીના સંયોગથી ઉત્પન્ન થઈ હતી. કાલીગુલાએ પોતાની કુમારવયે ટીબેરિયસના મંત્રી માર્કોની પત્નીને ફસાવેલી ને માર્કોએ ભાવી લાભની આશાએ તેમાં તેને સગવડતા કરી આપેલી. પણ ગાદીએ આવ્યા પછી કાલીગુલાએ તે બંનેનાં ખૂન કરાવી નાખ્યાં.

કાલીગુલાના વ્યભિચારી માનસને હદ નહોતી. તેણે પોતાની બહેનોને તેમના ધણીઓથી છૂટાછેડા લેવાની અને પછી પોતાની અને પોતાના સંખ્યાબંધ મિત્રોની સાથે વ્યભિચાર કરવાની ફરજ પાડી. બહેનોની સાથેના આ વ્યભિચારના પરિણામમાં એક બહેને એક પુત્રીને જન્મ આપ્યો. તે પછી કાલીગુલાએ એ બહેનો પર વ્યભિચારનો આરોપ મૂકી તેમને દેશવટો દીધો. ને સમય જતાં બહેનના પેટે થયેલી પુત્રીની સાથે પણ તેણે વ્યભિચાર કર્યો ને પરિણામમાં ભીષણ અત્યાચારથી તે પુત્રી મૃત્યુ પામી.

કાલીગુલાએ મિત્રોનું એક એવું મંડળ જમાવેલું કે જે તેના જેવું જ પાપી હતું. બહેનોની દુર્દશા કર્યા પછી તે બધાએ નગરની સુંદરીઓ પર નજર દોડાવી. તેઓ સ્વરૂપવતી સ્ત્રીઓને હમેશાં ઉઠાવવા લાગ્યા ને તેમની સાથે વ્યભિચાર ખેલતી વખતે તેમના પતિઓને સમીપ ઊભા રહી એ ભીષણ દૃશ્યનું અવલોકન કરવાની ફરજ પાડવા લાગ્યા. જે પતિઓ પોતાની પત્નીઓ સાથેના એવા વ્યભિચારના નિરીક્ષક બનવાને તૈયાર નહોતા તેમનાં જાનમાલ લૂટાવા લાગ્યાં.

[ ચાલુ ]

* 'Numquam, Nisi plena navi, tollo vectorem.'

# કવિ ન્હાનાલાલ

[ એક ટૂંકી નોંધ ]

રમણલાલ વ. દેસાઈ

વીસમી સદીને–વીસમી સદીના ગુજરાતને ઘડનાર સાહિત્યકારોમાં કવિ ન્હાનાલાલનું સ્થાન અજોડ છે એમ કહીએ તો આપણે એક ઐતિહાસિક સત્ય ઉચ્ચારીએ છીએ. સાહિત્યમાં નજરે ચડે એવાં અનેક ઊંચાં નીચાં શિખરો તો છે જ. પરંતુ તેમાં ઊંચામાં ઊંચું શિખર તે ન્હાનાલાલ. ઓગણીસમી અને વીસમી સદીનાં સામાજિક, ધાર્મિક અને રાજકીય આંદોલનો ઝીલી તૈયાર થયેલા માનસદ્વારા વિચાર, ઉચ્ચાર અને કલ્પનાના પડઘા પાડી ગૂર્જરજીવન અને સાહિત્ય માટે નવનવા ચીલા પાડી આપનાર શ્રેષ્ટ સાહિત્ય-નેતા કોણ એમ કોઇ પૂછે તો સ્વાભાવિક રીતે જ આપણે ન્હાનાલાલનું નામ દઈએ. હવે કદાચ reservations–શ્રેષ્ટત્વ સ્વીકાર સાથે સંકોચ–હશે. કાલનું વહન સર્વને ઈતિહાસ બનાવી દે છે, અને ઐતિહાસિક દષ્ટિ ખૂબીઓ સાથે ખામીઓ પણ ઊભી કરે એ સંભવિત છે. પરન્તુ એટલું તો ચોક્કસ કે, વીસમી સદીના અત્યારસુધીના સાહિત્યમાં ઊંચામાં ઊંચું શિખર તે ન્હાનાલાલ.

વર્તમાન સાહિત્યકારોના નમૂના–type–નું નિરીક્ષણ તેમનામાં કરીએ. નવીન યુગનો જે સાહિત્યકારોદ્વારા ગુજરાતમાં ઉદય થયો એમાંનાં બે પ્રતાપી નામ તે દલપત અને નર્મદ. આધુનિક ગુજરાતને ઘડનાર એ બે સાહિત્યકારોમાંના એક સૌમ્ય સાહિત્યકાર દલપત-રામના પુત્ર તરીકે ન્હાનાલાલનો જન્મ. સ્વામીનારાયણ સંપ્રદાયની ભક્તિ અને નવીન વિચારો–સુધારા–નો સમન્વય આમ પ્રથમથી જ ગળથૂથીમાં.

યુનિવર્સિટીનો અભ્યાસ એ બીજું તત્ત્વ ન્હાનાલાલના ઘડતરમાં. અંગ્રેજી અને ફારસી ભાષાઓનો અભ્યાસ—છતાં સંસ્કૃત શબ્દાવલીનો ખૂબખૂબ પરિચય.

હાઈસ્કૂલ–કોલેજની રમતગમતનો શોખ એ ત્રીજું તત્ત્વ.

પશ્ચિમના સાહિત્યવાંચનમાંથી ઉદ્‌ભવેલી અને કોંગ્રેસદ્વારા પોષાયલી દેશાભિમાનની ભાવના એ તેમના જીવનનું ચોથું તત્ત્વ.

આવા સંજોગોમાં સ્વશક્તિનું જાગતી જ્યોત જેવું ભાન–consciousness–અહં એ પાંચમું તત્ત્વ. કર્તવ્યનિષ્ઠ પિતા અને ઉગ્ર માતાના રચેલા કુટુંબ–વાતાવરણમાં.

વીસમી સદીના બીજા દશકાથી નીતિભાવનાનાં બદલાઈ રહેલાં સ્વરૂપો પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થાય તે પહેલાં નીતિની દૃઢ બંધાઈ ગએલી ભાવના એ છઠ્ઠું તત્ત્વ. રસિકતા પૂરી પરન્તુ તે લગ્નની મર્યાદામાં જ. શૃંગારરસ ખરો પરન્તુ તે બિભત્સ વાસ્તવતાને વળગતો તો નહીં જ એ માનસસ્પષ્ટતા.

ચોળી ચણિયો પાટલીનો ઘેર, સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ, લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખેયે નિજ અલબેલ, સાળુમાં ઢાંકતી રૂપની વેલ.

જેવું સરસ રસિકતાથી છલકાતું ગૂર્જરનારીનું વર્ણન બીજે વાંચ્યું નથી.

પરન્તુ એ વર્ણનની મર્યાદા આમ અંકાય છે:

ભાલ કુમકુમ, કર કંકણ સાર, કંથના સજ્યા તે જ શણગાર.

વળી—

ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી, ઢાંકે વળી નવીન પાલવ ઉર દેશ;
સંકોરી કોર સરતી કરવેલડીએ, તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો.

જેવી અદ્ભુત વ્યંગાર્થમાં રસનિષ્પત્તિ કરતી પંક્તિઓ વર્તમાન કવિતામાં તો ન્હાનાલાલ સિવાય બીજા કવિએ ઉતારી જાણ્યામાં નથી.

પરન્તુ એ સર્વરસિકતાને એક સનાતન ચેતવણી એ જ કવિએ આપી છે:

એ રસતરસ્યાં બાળ, રસની રીત ન ભૂલશો !
પ્રભુએ બાંધી પાળ, રસસાગરની પુણ્યથી.

જૂની તેમજ નવી સંસ્કૃતિ બંને પ્રત્યે ઉદારતા એ સાતમું તત્ત્વ. કૌટુંબિક જીવનમાં કવિતા નિહાળવાની વૃત્તિઃ સાથે સાથે જૂનવાણી લાજ, પડદા, સ્ત્રી-પુરુષના સહજ મીલન પ્રત્યે ઊભી થતી સંશય અને શંકાની ભાવના એ સર્વનો વિરોધ. તેમણે કલ્પેલાં પુરુષ અને સ્ત્રી-પાત્રો ગામડાંનાં કે શહેરનાં હોય, સામાન્ય કોટીનાં હોય કે રજવાડી હોય તો પણ તે બહુ છૂટથી એક બીજાની સાથે હળી ભળી શકે છે.

આમ આવાં આવાં ખીલવણી પામેલાં તત્ત્વોથી ઘડાયલા માનસની અંગત વિશિષ્ટતા પણ ભૂલવાની નથી. ઉપર ગણાવેલાં કેટલાંક તત્ત્વો એ યુગના ઘડતરમાં મૂળભૂત હતાં, પરન્તુ સહુ કોઈ ન્હાનાલાલ બની શક્યા નથી, ન્હાનાલાલ હજુ સુધી એક છે અને અજોડ છે. એ વ્યક્તિગત તત્ત્વ. એ અંગત વિશિષ્ટતાએ, એ સ્વયંભૂ અહમે પ્રચલિત તત્ત્વોને પોતાના જીવનમાં ઘટાવી ઉચ્ચ સાહિત્ય સર્જી ગુજરાતને ગૌરવાન્વિત કર્યું.

વિદ્યાર્થીયુગ પછીના સંસ્કારો પણ જીવનઘડતરમાં ભારે ભાગ ભજવે છે. જો કે બાળપણ અને વિદ્યાર્થી અવસ્થા એ સમગ્ર જીવનના પાયારૂપ બની જાય છે. પછીનું ચણતર એ પાયા ઉપર જ.

કવિ ન્હાનાલાલ રાજવીઓના શિક્ષક બન્યાઃ સાદરા અને રાજકોટમાં સફળ સુખી જીવન ધનસંચયમાં નહીં પણ સંસ્કારસંચયમાં, સંસ્કારવિનિમયમાં, સંસ્કારની લ્હાણી કરવામાં મોજ માનતું બની ગયું. ઉદારતા, મૈત્રી, ઉત્સાહ એ જીવનનાં ઊછળતાં અંગો બન્યાં. સાહિત્યમાં પણ ભવ્ય સફળતા મળી—જે બહુ જ વિરલ વ્યક્તિઓને મળે છે. શક્તિશાળી પુરુષો સૌમ્ય હોય ત્હોય તેમનામાં સ્વાભિમાન–સ્વભાન–નથી હોતું એમ કહેવાય નહીં. શક્તિ અને શક્તિનો સામુદાયિક સ્વીકાર ગમે તેવા છૂપા અહંને પણ જાગ્રત અને તીવ્ર રાખે છે. સૌમ્યતાપૂર્વક સાહિત્યમાં પ્રવેશતા એ મહાકવિનું અહં સ્વાભાવિક રીતે જ પોષાતું ચાલ્યું. સામર્થ્યની શ્રદ્ધામાં બહુ જ ભવ્ય અને ઉદાત્ત સાહિત્યરચનાઓ પણ થઈ.

શિક્ષકમાંથી કેળવણીકાર તરીકે અને વહીવટી અમલદાર–administretor તરીકે પણ કવિ ન્હાનાલાલ સફળતાપૂર્વક વિકાસ પામ્યા. સદ્‌ભાગ્યની એ વાત હતી કે જીવનની બાહ્ય સફળતાએ તેમના સાહિત્યનું લેશ માત્ર રોધન કર્યું નહીં. ઊલટું એ સ્થાનો અને અધિકારો તેમના સાહિત્યને પોષક નીવડયાં. આજન્મ સાહિત્યકાર ન્હાનાલાલે એ સુખમય પરિસ્થિતિને પોતાના સાહિત્યવિકાસ અર્થે ઉપયોગમાં લીધી. કાઠિયાવાડ–એજન્સીનું કેળવણીખાતું તેમને હસ્તક આવ્યું.

હિંદનું રાજકીય વાતાવરણ વીસમી સદીની શરૂઆતથી ઉગ્ર બનતું જતું હતું. બંગભંગનો પ્રસંગ, તિલક ઉપર ચાલેલો કેસ, ક્રાન્તિનાં હિંસક સ્વરૂપો, જર્મન યુદ્ધ, ગાંધીનો હિંદપ્રવેશ તથા જલિયાનવાલા બાગવાળી કતલ એ બધાય પ્રસંગો હિંદને રાજદ્વારી જાગૃતિ વધારે અને વધારે આપ્યે જતા હતા. જલિયાનવાળા બાગની કતલે હિંદની પરાધિનતા સાથે બ્રિટિશ સલ્તનતના નિષ્ઠુર અને વાકૃછળમાં ગૂંચવતા સ્વાર્થભર્યા આત્માને ચોખ્ખા સ્વરૂપમાં પ્રદર્શિત કર્યો, હિંદવાસીઓની ક્રોધજ્વાળા સમગ્ર હિંદ ઉપર ફેલાઈ ગઈ, અને એ ક્રોધ પણ પરાધિનતાને પાત્ર સ્વરૂપમાં પ્રદર્શિત થયો.

કવિ ન્હાનાલાલનું માનસતંત્ર આવા પ્રચંડ પ્રવાહોનો પડઘો ન પાડે તો નવાઈ કહેવાય. તેમણે સારા પગારનો મોહ જતો કર્યો, અમલદારી સત્તાને બાજુએ ખસેડી અને સારા પગાર અને ઊંચી સત્તાને બળે મળતાં સુખ–સગવડને ફગાવી દઈ પોતાની નોકરીનું રાજીનામું આપી દીધું.

પરન્તુ દેશસેવા માટે મુક્ત બનેલા આ મહાકવિને વર્તમાન રાષ્ટ્ર–સંસ્થાઓ અપનાવી શકી નહીં. કોના સ્વભાવનો, કોના વર્તનનો દોષ આ સ્થિતિ માટે જવાબદાર ગણવો એ નક્કી કરવું મુશ્કેલ છે અને આપણા કાર્ય માટે બિનજરૂરી છે. માત્ર એકજ સત્ય આપણે જોઈ શકયાઃ કવિ ન્હાનાલાલ અને વર્તમાન રાષ્ટ્રવલણ વચ્ચે અભેદ્ય ઐકય વિકસી શકયું નહીં. ન્હાનાલાલનું દેશાભિમાન અને તેમનો સ્વાર્થત્યાગ ગુજરાતને ગૌરવ આપે એવાં તત્ત્વો છે. છતાં રાષ્ટ્રિય પ્રવાહ–કહો કે એ પ્રવાહને દોરતાં ન્હાનાં મ્હોટાં માનસ અને ન્હાનાલાલના માનસનો મેળ ન મળ્યો. એકજ પક્ષમાં અનેક પ્રબળ અહં ભેગાં થયાં હતાં જ. એ અહંના ઘર્ષણનું આ પરિણામ હશે? દેશસેવા માટે દુઃખ આવકારનાર એક વિરલ વ્યક્તિ આમ એકલી અટુલી બની ગઇ!

એ એકલતા–એ ત્યાગની નિષ્ફળતાનું ભાન મહાકવિના હૃદયને કેવું ખાઈ, મહાકવિની વાણીને કેવી ઉગ્ર અને મહાકવિના વર્તનને કેવું વિચિત્ર બનાવી દે છે એ જોવા માટે આજના કવિ ન્હાનાલાલ તરફ નજર નાખવી બસ થશે. આ સ્થળે ટીકા કરવાનો આશય નથી. આપણી સાર્વજનિક મિલ્કત—અને બહુ જ કિંમતી મિલ્કત—સરખા મહાકવિ ન્હાનાલાલની કવિતા સમજવા માટે એક વ્યક્તિ તરીકે તેમની વિશાળ જીવનભૂમિકા નીરખવાની જરૂર હોવાથી આ પ્રસંગનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

સાહિત્યને માટે આથી એક દુઃખદાયી પરિણામ આવ્યું. કવિ ન્હાનાલાલનાં—

'પાર્થને કહો ચઢાવે બાણ'

જેવાં ભવ્ય કૃચગીતોની સાથે આપણી સભાઓ અને આપણી કવાયતો શરૂ થવાને બદલે—

# છૂટાં ફૂલ

**ઓગસ્ટની** એકવીશમી તારીખે મેક્સીકોમાં જેનું ખૂન થયું તે લીયો ટ્રોટસ્કી જગતનો એક વધુમાં વધુ નામાંકિત ને સાથે જ વધુમાં વધુ દુઃખી વીર પુરુષ હતો.

૧૮૭૭ માં, રશિયાના એક સામાન્ય નગર એલીસ્ટોકમાં તેનો જન્મ થયેલો. તેનો પિતા એક યહૂદી ખેડૂત હતો. કેઇક વિદ્યાપીઠમાં ટ્રોટસ્કીએ પોતાનું શિક્ષણ લીધું ને તે સમયે રશિયામા ચાલતી ઝારવિરોધી રાજકીય પ્રવૃત્તિને તેણે પોતાનું જીવન સમર્પી દીધું.

જગવિખ્યાત રશિયન નરરત્ન લેનીને તેને પોતાનો શિષ્ય ને સાથી બનાવ્યો. રશિયન ક્રાન્તિમાં પ્રાણ પૂરવામાં ટ્રોટસ્કીનો ફાળો અદ્વિતીય હતો. ૧૯૧૬ માં તે, મહાયુદ્ધના પ્રસંગે, કેનેડામાં અટવાઇ ગયેલો પણ ૧૯૧૭ માં તેને ત્યાંથી મુક્ત કરવામાં આવ્યો. તેણે તરતજ રશિયામાં જઈ પહોંચી સળગતી ક્રાન્તિમાં પોતાનો ફાળો નોંધાવ્યો. તે ક્રાન્તિએ ઝારનો નાશ કરી રશિયામા કોમ્યુનીસ્ટ શાસનની સ્થાપના કરી.

રશિયામાં તે સમયે લેનીન કોમ્યુનીસ્ટ પક્ષનો શિરતાજ હતો, સ્ટેલીન તે પક્ષનો મહામંત્રી હતો, ને ટ્રોટસ્કી લશ્કરી અધિકારી હતો. પણ લેનીન મરણ પામતાં ટ્રોટસ્કી ને સ્ટેલીન બન્ને હરીફ બન્યા.

ટ્રોટસ્કી આદર્શવાદી હતો; તે આખા જગતમાં રશિયાના જેવી જ ક્રાન્તિ ફેલાવી પૃથ્વી પર કોમ્યુનીઝમ પાથરવા માગતો હતો. જ્યારે સ્ટેલીન યુગદ્રષ્ટા ને વ્યવહાર વીર હતો. તેણે ક્રાન્તિને રશિયામાં જ મર્યાદિત રાખી રશિયન પ્રજાના આર્થિક ઉદ્ધારને મહત્ત્વનું સ્થાન આપ્યું.

આ હરીફાઈમા ટ્રોટસ્કી હારી ગયો. તેને કાકેસસમાં દેશપાર થવું પડ્યું. ત્યાંથી તે તૂર્કી ગયો ને ૧૯૩૫ મા નોર્વેમા ગયો. પણ દરેક સ્થળે તે સ્ટેલીનનો ઉગ્ર વિરોધ કરી નવા પક્ષો જમાવતો એટલે સ્ટેલીને દરેક દેશને ટ્રોટસ્કીને આશ્રય આપવા સામે ચાકતરી

---

'ત્હારાં વાગે નગારાં હવે મોતનાં રે,
હજી ચેતી લે ઓ સરકાર !'

અગર—

'આંટીવાના ટાંટીયા ભાગશે ક્યાં ?
ધરાસણા ભાઈ ધરાસણા !'

જેવા અશિષ્ટ મશ્કરીઓથી શરૂ થવા લાગી.

એટલું જ નહીં, હિંદની અપૂર્વ અહિંસક રાજકીય જાગૃતિને ભવ્ય મહાકાવ્ય મળતું અટકી ગયું. 'ગુજરાતના તપસ્વી'ની ભવ્ય અજોડ પ્રતિમા ચીતરનાર મહાકવિ એ તપસ્વીની તપગાથાનાં પર્વો લખતા અટકી ગયા. કવિ ન્હાનાલાલ અને ગુજરાતની રાષ્ટ્રિય પ્રવૃત્તિ વચ્ચે સુમેળ ન રહ્યો એમાં મને તો આ મ્હોટામાં મ્હોટી ખોટ ગઈ લાગે છે.

આ પાર્શ્વભૂમિ–Back-ground ના દર્શન પછી કવિ ન્હાનાલાલની કવિતાનાં તત્ત્વોની ટૂંકી નોંધ આપણે વિચારી લઈએ.

[ ચાલુ ]

ચેતવણી આપી. યુરોપ–એશિયાનો કોઈ દેશ તેને પોતાને ત્યાં નભાવી ન શક્યો. પણ છેવટે મેક્સીકોએ એ હિંમત દાખવી.

ટ્રોટસ્કીએ મેક્સીકોમાં પણ પોતાની સામ્યવાદી પ્રવૃત્તિ ચાલુ રાખી. સ્ટેલીને તેને ત્યાંથી દૂર કરાવવા પ્રયાસ કર્યો પણ તેમાં નિષ્ફળ જતાં તે તેના જીવનનો ભૂખ્યો બન્યો. ટ્રોટસ્કીના ખૂનના છૂટાછવાયા પ્રયાસ થવા લાગ્યા.

પણ સ્ટેલીને જ્યારે હીટલર પ્રત્યે મિત્રાચારીનો હાથ લંબાવ્યો ત્યારે ટ્રોટસ્કી તેને માટે ભયરૂપ બન્યો. કોમ્યુનીઝમને નાઝીઝમમાં પલટાતું જોઇ રશિયામાં જો આંતરવિગ્રહ ફાટી નીકળે તો લેનીનનો મુખ્ય શિષ્ય ને મહાન કોમ્યુનીસ્ટ ટ્રોટસ્કી સહેજે રશિયાનો શિરતાજ બની જાય. એટલે જર્મનમૈત્રી પછી ટ્રોટસ્કી પર વારંવાર હુમલા થવા લાગ્યા અને તેમાં આ છેલ્લો જીવલેણ નીવડયો.

× × ×

ગયા મહાયુદ્ધમાં જર્મની પાસે ૯૦ માઇલ સુધી ગોળા ફેંકતી 'બીગબર્થા' નામે એક ભયંકર તોપ હતી. તેને તૈયાર કરતાં ૪૦ લાખ પૌંડનો ખર્ચ થયેલો. તે તોપ જ્યારે યુદ્ધમાં ઉતારવામાં આવી ત્યારે તેણે લાંયોનમાંથી ફેંકેલા ગોળાઓએ પેરીસમાં સેંકડો માણસોને હણી નાખેલાં.

તે પછી વિકાસ સાધતાં જર્મનીએ ૧૫૫ માઇલ દૂર ગોળા ફેંકી શકે તેવી તોપ બનાવી. તેનું મૂળ નામ ' બીગ એમી ' રખાયું. પણ જનરલ ગોરીંગનાં નવાં પત્નીનું નામ એમી હોઇ તેમના રૂસણાથી એ નામ બદલી નંખાયું છે. આજે એ દાનવી તોપ ઉત્તર ફ્રાન્સમાં ગોઠવાયેલી છે.

× × ×

' હિંદનું ઇતિહાસ સાહિત્ય '—એ વિષય પર બોલતાં મી. કનૈયાલાલ મુનશી કહે છેઃ

' લોકજીવનની સળંગ કથા એ ઇતિહાસ. પરદેશીઓના દૃષ્ટિવિકારથી આપણું ઇતિહાસ સાહિત્ય વિમુક્ત થશે ત્યારે તે માના દૂધ સમું જીવનદાતા થશે. ત્યારે આપણા પૂર્વજો વિષેના સહાનુભૂતિપૂરણ જ્ઞાનથી આપણું આત્મજ્ઞાન વિશુદ્ધ ને સમૃદ્ધ થશે. ત્યારે આપણા ઇતિહાસનાં પુસ્તકોમાંથી તરી આવશે, સાગરકન્યા સમી ભારતમાતા–યુગેયુગે ઉજ્જ્વલ પ્રેરણાનાં પંયથી ભાવિને પોષતી, ઘડતી ને સુવર્ણકાન્તિ કરતી. '

× × ×

અનુરુદ્ધપુરમાં ભરાયેલી બીજી ઓલ–એશિયા કોન્ફરન્સમાં, સારનાથમાં આંતરરાષ્ટ્રિય બૌદ્ધ–વિશ્વવિદ્યાલયની સ્થાપના અંગે પ્રયાસ કરવામાં આવેલા. તે પ્રસંગે જુદા જુદા વક્તાઓ અને શુભેચ્છકો તરફથી હિંદમાં, એ મૌર્યકાલીન સુવર્ણયુગની પુનઃસ્થાપનાની ઇંતેજારી દર્શાવાયલી કે જે યુગમાં, એક પણ પુરુષ અસત્ય નહોતો બોલતો, એક પણ સ્ત્રી અપવિત્ર નહોતી.

× × ×

'Current History 'માં લખતાં વીન્શેન્ટ શીન નામે મહાન અમેરિકન પત્રકાર કહે છે—

"વર્તમાન યુરોપીય સ્થિતિનો શાંત ઉકેલ અસંભવિત છે. ઇંગ્લાંડ જો પૂર્વ યુરોપ જર્મની અને રશિયાને સોંપી દે તો તે તેના નાશનું કારણ થઇ પડે. અને હીટલર જો તે કરતાં ઓછી શરતે સંધિ કરે તો તેને માટે તે આપઘાતજનક જ થઇ પડે."

અમેરિકન પ્રજાએ, પોતાના પ્રમુખપદ માટેના દરેક ઉમેદવારને, ત્રણ પુસ્તકો વાંચવાની અને તેમને પચાવવાની ભલામણ કરી છે. તે ત્રણ પુસ્તકો તેઃ 'બાઇબલ', 'ગ્રેપ્સ ઑફ્ રૅથ' નામે નવલકથા ને 'હીટલરની આત્મકથા.'

× × ×

વર્તમાન યુદ્ધમાં અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનું સ્થાન અપૂર્વ છે. જર્મની એને તટસ્થ રાખવા ઇચ્છે છે, ઇંગ્લાંડ તેને પોતાના પક્ષે યુદ્ધમાં ઉતારવા મથે છે. આ અંગે, અમેરિકન પ્રજાનાં હૈયાં જીતવાને બને પક્ષોએ ત્યાં અદ્‌ભુત પ્રચાર આદર્યો છે. તેમાં અમેરિકાની શાંતિચાહક પ્રજાને જર્મન પ્રચારની ભીતિ નથી. કેમકે અમેરિકા જર્મનીનું મિત્ર બને તે તો તદ્દન અસંભવિત છે. પણ ઇંગ્લીશ પ્રચારથી તે ગભરાય છે–રખેને અંગ્રેજો અમેરિકાને યુદ્ધમાં ઊતરવાને લલચાવવામાં સફળ થાય.

આ અંગે પરદેશી પ્રચારનું બળ ખોળી કાઢવાને ને તટસ્થતાની વિરુદ્ધ જતા પ્રચારને કાબૂમાં લાવવાને અમેરિકન સરકારે સાત સેનેટરોની એક સમિતિ નીમી તેમને ૨૫ હજાર ડોલરનો ખર્ચ કરવાની મંજૂરી આપી છે.

× × ×

મેક્સીકોની પ્રજા દેશના કોઈ પણ ભાગમાથી પોતાના પ્રમુખ પર વિના ખરચે તાર કરી શકે છે.

× × ×

બ્રિટનમાંના હિંદના મિત્ર તરીકે નામાંકિત બનેલા અને થોડાક મહિના અગાઉ મૃત્યુ પામેલા મી. જ્યોર્જ લેન્સબરી મૃત્યુના થોડા જ દિવસ પહેલાં લખેલા લેખમાં જણાવે છે કે, "સાચા ખ્રિસ્તી તરીકે જીવન જીવવાનો મે પ્રયાસ કર્યો છે. પણ ચારિત્ર્યની સ્ખલના અને સ્વભાવદોષના કારણે હું તેમા વારંવાર નિષ્ફળ ગયો છું."

× × ×

દિવસે દિવસે યુરોપીય પ્રજા યુદ્ધમાં કેટલી વધુ ભયંકર બનતી જાય છે તે તો દિન-પ્રતિદિન આવતા યુદ્ધસમાચારોથી સહેજે સમજી શકાય તેમ છે. પણ એ યુદ્ધના ગંજાવર ખર્ચ કલ્પનાને પણ થંભાવી દે તેવા છે.

ગત મહાયુદ્ધના ભીષણમાં ભીષણ વર્ષમા બ્રિટને ૧૭૦ કરોડ પૌન્ડનો ખર્ચ કરેલો ને તે યુદ્ધનો કુલ ખર્ચ તેને ૧૩૫૭ કરોડ ૮૦ લાખ પૌંડ જેટલો થયેલો. આ યુદ્ધના પ્રથમ વર્ષમાં જ તેનો ખર્ચ બે અબજ પૌંડ જેટલો થવા જાય છે. ફ્રાંસે ગત યુદ્ધના ભીષણમાં ભીષણ વર્ષમાં એક અબજ પૌંડનો ખર્ચ કરેલો ને યુદ્ધનો કુલ ખર્ચ તેને ૭૯૬ કરોડ ૨૦ લાખ પાઉન્ડ થયેલો. આ યુદ્ધમાં પ્રથમ વર્ષ પૂરું થયા પહેલાં જ નમી જવા છતાં તેને ૧૨૦ કરોડ પૌંડ જેટલો ખર્ચ થઇ ગયો છે.

ચાલુ ગણતરી પ્રમાણે યુરોપ–અમેરિકાનાં લશ્કરી ખાતાઓમાં, સૈનિક દીઠ, લશ્કરી સરંજામ સાથે, સરેરાશ વાર્ષિક ૧૯૦૦ પાઉન્ડનો ખર્ચ આવે છે. પચાસ લાખનું સૈન્ય નભાવવાને વાર્ષિક ૯૫૦ કરોડ પાઉન્ડનો ખર્ચ કરવો પડે. અને જર્મની અને રશિયાની સૈન્યસંખ્યા તો તે કરતાં પણ વિશેષ છે.

ગત મહાયુદ્ધમાં એક સૈનિકનો સંહાર કરવાની પાછળ સરેરાશ પાંચ હજાર પાઉન્ડનો ખર્ચ થતો. પણ આ યુદ્ધમાં તે કરતાં પણ વધારે ખર્ચ થવાનો સંભવ છે.

# વિચાર–દર્શન

દોઢ વર્ષ અગાઉ, મુંબઇની મહાસભાવાદી સરકારે જ્યારે, નવા પ્રોપર્ટી ટેક્ષ સાથેનું બજેટ ધારાસભામાં રજૂ કર્યું, ત્યારે 'સુવાસ' [ ફાલ્ગુન ૧૯૯૫ ] ની તંત્રીનોંધમાં એ બજેટ સામે ચેતવણી આપતાં જણાવાયેલું કે—

'મહાસભાએ પ્રાન્તોનું શાસન સ્થાયી સ્વરૂપે તો સ્વીકાર્યું નથી. આજે મહાસભાવાદી સરકાર છે, આવતીકાલે બીજી પણ આવે. મહાસભાવાદી સરકાર દારૂબંધીના કારણે આવતી ખોટને પૂરવા જે નવા કરવેરાના માર્ગ ખુલ્લા કરે છે એ કરવેરાથી ગમે તેટલું નુકશાન છતાં પ્રજા તે સરકારને પોતાની માની આજે તો ચલાવી લે છે. પણ મહાસભાવાદી સરકાર કદાચ રાજીનામાં આપે અને એ પછી આવનારી બીજી સરકારો દારૂનિષેધની યોજનાના અમલને શિથિલ કરીને પણ એ કરવેરાને ચાલુ નહિ રાખે એની કંઇ ખાત્રી? અને એવી સરકારો જો દારૂ પરના પ્રતિબંધને જ ઉઠાવી લે તો, આજે જે શુદ્ધ કે અશુદ્ધ સ્વરૂપમાં પણ દેશી દારૂનો ઉદ્યોગ અનેક પ્રકારે સચવાઇ રહ્યો છે, એ ઉદ્યોગથી, તેને સાચવનાર વર્ગ જુદો પડી ગયેલ હોઇ, તે સમયે દારૂની ઊભી ગયેલી નવી જરૂરિયાતને પૂરી કરવાનો ઇજારો કેવળ પરદેશીઓને હસ્તક તો નહિ ચાલ્યો જાય ને?

'મહાસભાવાદી સરકારો જ્યાંસુધી સ્થિર સ્વરૂપમાં નથી ત્યાંસુધી અમુક લાભદાયી યોજનાઓના અમલ માટે નવા કરવેરા નાંખવા એ કરતાં તે અમલ લોનોદ્વારા કરવો વધુ વ્યાજબી છે. જો મહાસભાવાદી સરકાર ને દારૂનિષેધની યોજના બંને સ્થિર બનશે તો એ લોનો ગમે તે રીતે ભરપાઇ કરી શકાશે; ને સ્થિર બનેલી યોજનાની ખોટ નવા કર-વેરાથી પૂરી શકાશે. પણ આજે નંખાયલ નવા કરવેરાથી પ્રજા પરિચિત થઇ જતાં ભાવિ સરકારો દારૂનિષેધને શિથિલ બનાવીને એ નવા કરવેરાને સહેલાઇથી ચાલુ રાખી શકશે અને એ રીતે વધેલી આવકનો ઉપયોગ તે ગમે તે માર્ગે કરી શકશે.'

પણ એ ચેતવણી નિષ્ફળ ગઇ. બજેટ મંજૂર થયું. ને આજે પ્રજા એનાં કડવાં પરિણામ ભોગવી રહી છે.—દારૂબંધી રદ થઈ છે, દેશી દારૂનો ઉદ્યોગ કચરાઇ ગયો છે, પરદેશી દારૂનાં બજાર ખુલ્લાં થયાં છે, અને પ્રોપર્ટી ટેક્ષનો બોજો તો પ્રજાની પીઠ પર કાયમ જ રહ્યો છે.

હવે ગઇગુજરીને યાદ કરવાથી કંઇ લાભ નથી. પણ આ તકે અમે પ્રજાને બે વસ્તુઓ પ્રત્યે ખાસ ધ્યાન આપવા વિનંતિ કરીએ છીએ:

'સુવાસ' ની રાજકીય વિચારણાઓ કેટલીક વખતે ગહન અને કોઇક પ્રસંગે ચાલુ પ્રચારથી જુદા જ માર્ગે વળતી મનાય છે. પણ તે કેવળ નવીનતા દર્શાવવાને જ નથી હોતી. તેની પાછળ સૂક્ષ્મ મંથન રહેલું હોય છે, અને રાષ્ટ્ર, ધર્મ ને પ્રજાની સેવા એ જ તેનો ઉદ્દેશ હોય છે.

અને બીજી વસ્તુ એ કે રાષ્ટ્ર કે પ્રજાજીવનને કોઇપણ કાળે અવનવા સિદ્ધાંતોની પ્રયોગશાળા ન માની લેવાં જોઇએ. રાષ્ટ્રનીતિ કે પ્રજા સમસ્તને સ્પર્શતા નવા સિદ્ધાંતો અમલમાં મૂકતી વખતે એનાં બધાં જ સંભવિત શુભ-અશુભ પરિણામ વિચારી લેવાં ઘટે

# ‘તારા-તણખા’

કલા—વિજ્ઞાન—

કાશી-વિદ્યાપીઠના નવા કુલપતિ તરીકે આચાર્ય નરેન્દ્રદેવની નિમણૂક થઈ છે. મદ્રાસ વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે સર સન્મુખ ચેટી અંગ્રેજીએ હિંદને અશક્ત રાખ્યું તે સામે દિલગીરી વ્યક્ત કરે છેઃ [ એ પણ પ્રજાપ્રિય બનવાની એક કલા છે. ] મુંબઇ વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે સર અકબર હૈદરીએ હિંદની પ્રગતિ માટે સંપ પર ભાર મૂક્યો હતોઃ [સંપની સ્પષ્ટ વ્યાખ્યા થવી જોઇએ. બાકી વ્યાખ્યા વગરનો સંપ તો શ્રી. ઝીણાને પણ પસંદ છે. ] મુંબઇ વિદ્યાપીઠે લશ્કરી તાલીમનું ખાતું ખોલવાના ઠરાવને મંજૂરી આપી છેઃ [ નાકમાંથી ઊંટ પસાર થયા પછી તો કુંભકર્ણ પણ ઊંઘમાંથી જાગ્યો હતો. ] મુંબઇ વિદ્યાપીઠ તરફથી મેટ્રીકની પરીક્ષા અંગે ફરી માર્કસ તપાસરાવવાની ફી રૂ. ૨૫ લેવાતી તે હવે રૂ ૧૦ લેવાનું ઠર્યું છેઃ [લાગે છે કે વિદ્યાપીઠમાં વ્યવહારૂ અર્થશાસ્ત્રીઓ પણ હશે. ] શ્રી. ઉમાશંકર જોષીને ચાલુ વર્ષનો રણજિતરામ સુવર્ણચન્દ્રક અર્પણ કરાયો છે. ડૉ. ટાગોરને ઓક્સફર્ડ વિદ્યાપીઠે ડોક્ટર ઓફ લેટર્સની પદવીથી વિભૂષિત કર્યા છે. ચાલુ સાલનું વિજ્ઞાનનું નોબલ-પ્રાઈઝ ઓસ્માનિયા વિદ્યાપીઠના વૈજ્ઞાનિક ડૉ. રઝિઉદ્દીનને મળવા સંભવ છે. ૧૯૩૬ માં પોતાના રાજ્યમાં હરિજન મંદિર પ્રવેશ જાહેર કરનાર ત્રાવણકોર નરેશની પ્રતિમા ધોળપુરના મહારાજાએ ત્રિવેન્દ્રમમાં ખુલ્લી મૂકી છે. [પરસ્પર પ્રશંસતિ...] અમદાવાદમાં શ્રી કનૈયાલાલ મુનશીએ ‘મહત્ત્વાકાંક્ષા’ અને ‘હિંદનુ ઇતિહાસ સાહિત્ય’ એ વિષય પર આપેલાં પ્રવચન. વડોદરામાં, સંસ્કાર-મંડળના આશ્રયે, શ્રી. ગોકુલદાસ રાયચુરા, શ્રી પંકજ, ડૉ. ધીરેન્દ્ર મહેતા ને પ્રો. ઇન્દુમતી બહેન મહેતાનાં અનુક્રમે ‘કૃષ્ણગીતા’, ‘સંસ્કૃતની ગતિ’, ‘ભારતીય લોકશાસન’ અને ‘કલાનું સ્વરૂપ અને સંદેશ’ એ વિષયો પર થયેલાં ભાષણો. વડોદરામાં, સદ્વિચારિણી સભાના આશ્રયે, નામાંકિત ઇતિહાસકાર, રા. બ. શ્રી. સરદેસાઇએ, ‘પેશ્વાઇ દફતર’-એ વિષય પર કરેલું પ્રવચન. વડોદરામાં ઊજવાયલું ‘વડોદરા રાજ્ય પ્રાથમિક શિક્ષક મંડળ’નું પ્રથમ અધિવેશન. આવતા ડીસેમ્બર-જાન્યુઆરીમાં ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન ભરવા અંગે તૈયારી કરવાને લગતો તેની કારોબારીએ પસાર કરેલો ઠરાવ. પૂનામાં ભરાયલી સ્થાનિક સંસ્થાઓની પરિષદ. સાચી ખાતેના મૌર્ય-વિહારમાં ખોદકામ થતાં માટીના સિક્કાઓ, અલંકાર ઝવેરાત વગેરે મળી આવેલ છે. હરપ્પાના ખોદકામમાં ૭ હજાર વર્ષ પૂર્વેની ભારતીય જાહોજલાલીના અવશેષો મળી આવ્યા છે. ના. વાયસરોય અજંતાની મુલાકાત લે છે. કલકત્તાના જાણીતા ભૂતત્ત્વવિદ્ ડૉ. એસ. દેવને તુર્કસ્તાનની સરકારે ભૂતત્ત્વવિદ્ તરીકેની જગા માટે આમંત્રણ આપ્યું છે. મહાત્માજીના એક વર્ધાનિવાસી શિષ્યે, જેની મદદથી એક કલાકમાં ૪૦૦ વાર સૂતર કાંતી શકાય એવી, ‘ધનુષતકલી’ની શોધ કરી છે. તૂટે નહિ એવી ગ્રામોફોન રેકર્ડોની શોધ સફળ નીવડી છે. બર્લીન વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓએ નાઝી-વિરોધી ૨૦૦૦૦ પુસ્તકોની હોળી કરી છેઃ [ઠંડીમાં બીજું બળતણ નહિ મળ્યું હોય] કલકત્તાની મછુઆના ન્યુથિયેટર્સ સ્ટુડિયોમાં આગ લાગવાથી દશ લાખ લગભગનું નુકશાન થયું છેઃ [આગનું એ ભોપણું ને સાથે જ સ્વાભાવિક દશ્ય ઉતારી લેવાયું હોત તો થોડોક પણ બદલો મળી રહેત.] શ્રી. મુનશીના ‘પૃથ્વીવલ્લભ’નું દિગ્દર્શન સંભાળી લેવાને શ્રી દેવકી બોઝ મુંબઈ પધારે છે. નરસિંહ મહેતાની ભૂમિકા ભજવવાને વિષ્ણુપંત પાગનીસને પ્રકાશ પીક્ચર્સ રૂ. ૨૦૦૦૦ આપ્યા છે. [પ્રજાઓ હમેશાં સાચાં માનવોને નહિ પણ નકલ કરી જાણનારને જ પૂજે છે તેની આ સચોટ સાબિતી છે. બાકી ખરા નરસિંહ મહેતાને તો આખી જિંદગી

દરમિયાન પણ વીશ હજાર રૂપિયા ન મળ્યા હોત.] 'પ્રભાત'માંથી છૂટી થયેલ શાન્તા આપ્ટેને, 'સીરકો'એ, પોતાનાં બે ચિત્રોમાં કામ કરવાને, રૂ. ૭૫૦૦૦ ને ઉપરાંતમાં દશ ટકાની રૉયલ્ટીની શરતે રોકેલ છે. તે સીરકોના 'ભૈરવી' ચિત્રમાં દેખા દેશે: [કામ અનુકૂળ સોંપાયું છે.] નામાંકિત વિજ્ઞાનશાસ્ત્રી સર ઓલીવર લોજનું અવસાન. ૨૧ મી ઑગસ્ટે, મહાન સંગીતશાસ્ત્રી પંડિત વિષ્ણુ દિગંબરની ઠેર ઠેર ઉજવાયલ નવમી મૃત્યુ-તિથિ. કાઠિયાવાડમાં ઠેર ઠેર વૃક્ષારોપણ. દક્ષિણની રેલ્વેએ સ્ત્રીઓના ડબ્બાઓમાં પારણાં ગોઠવવાની યોજના ઘડી છે. વૈષ્ણવ સંપ્રદાયનાં એક વહુજી મહારાજે પડદાની પ્રથા તજી છે. બાલ્ટીક અને બ્લૅક સમુદ્રને જોડતી નીપર કેનાલ ખુલ્લી મૂકવામાં આવી છે.

દેશ—દારૂબંધી રદ જવાથી પ્રોપર્ટી ટેક્ષ પણ રદ કરવાનો સરકારને આગ્રહ કરવાને મુલાકામાં ઠેર ઠેર ભરાયલી સભાઓ. પંજાબની ધારાસભાની એક દિવસની ખાનગી બેઠકનો ખર્ચ રૂ ૨૫૦૦૦, આવ્યો: [ખાનગી વસ્તુઓમાં ખર્ચ હમેશાં એવા જ આવે છે.] કોચીનની ધારાસભાના સભ્યોને માસિક રૂ. ૫૦ નો પગાર અપાશે. તે ધારાસભાએ પસાર કરેલો બાળલગ્ન પ્રતિબંધક કાયદો. ના. વાયસરોય તરતમાં પોતાની કાઉન્સીલને વિસ્તૃત બનાવવાની, અને યુદ્ધની પૂર્ણાહૂતિ પછી હિંદના સાંસ્થાનિક દરજ્જાનો વિચાર કરવાની જાહેરાત કરતું નિવેદન પ્રગટ કરે છે. હિંદની સ્વાતંત્ર્ય-માગણીના ઉત્તરમાં ના. હિંદી વઝીર કહે છે, 'સાંસ્થાનિક સ્વરાજ્યથી વધારે ઊંચો રાજકીય દરજ્જો દુનિયામાં નથી': [ના. હિંદી વઝીર પોતાની માતૃભૂમિને પણ એવા અવ્વલ રાજકીય દરજ્જાનો સ્વાનુભવ કરાવી શકે છે.] ગાંધીજી અને મહાસભાની કારોબારી ના. વાઇસરૉય અને ના. હિન્દી વઝીરનાં નિવેદનને અસ્વીકાર્ય ને અસંતોષજનક જાહેર કરે છે. હિંદુસ્તાનની તમામ બિનસરકારી સ્વયંસેવક-સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર થાય છે. એ સ્વયંસેવકો કૂચ કરે, લશ્કરી પહેરવેશ પહેરે, વ્યવસ્થિત કવાયત કરે કે બચાવનાં સાધનો રાખે તે સામે સખત પ્રતિબંધ જાહેર થયો છે: [શ્વાસ લેવો, પાણી પીવું કે ખોરાક ખાવો-ત્રણે ક્રિયાઓ સંપૂર્ણ સ્વતંત્ર છે: અલબત્ત કાયદાની હદમાં રહીને] હિંદ-સંરક્ષણ-ધારા હેઠળ યુક્ત પ્રાંત મહાસભા સમિતિના પ્રમુખ ગીરફતાર. તે જ ધારા હેઠળ ગીરફતાર થયેલ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને બે વર્ષની સખત સજા ને ડૉ. લોહિયાને હાથકડી: [દરેક સરકારી પગલાં કાયદેસર અને હિન્દના સંરક્ષણ માટે જ ભરવામાં આવે છે.] બ્રહ્મદેશના માજી વડાપ્રધાનને રાજદ્રોહ માટે એક વર્ષની સજા: [સરકાર કાયદેસર બાબતમાં કોઇની શરમ ન રાખી શકે.] ચકચારભર્યા ભોવાલ સંન્યાસી કેસમાં ન્યાયાધીશોનો મતભેદ. ચકચારભર્યો નાગપુર બાપા ખૂન કેસ, કે જેમાં ગોરધનદાસ નામે ગુજરાતી ખાણમાલિક સામે, પુત્રવધૂ પ્રત્યેની બદદાનતથી પુત્રના ખૂનનો આરોપ મૂકાયલો, તેમાં એસેસરોએ ગોરધનદાસને સર્વાનુમતે બિનગુન્હેગાર ઠરાવ્યો પણ ના. ન્યાયાધીશને તે ગુન્હેગાર જણાતાં તેને દેશનિકાલની સજા ફરમાવવામાં આવી છે. બીજડિયાનો દરબારને જન્મટીપ આપવામાં આવી છે. કલકત્તાનું હૉલ્વેલ સ્મારક એક ખ્રિસ્તી સ્મશાનમાં ખસેડાશે: [સ્થળ સુયોગ્ય પસંદ કરાયું છે.] મહાસભાનું આગામી અધિવેશન પંજાબમાં-કુરુક્ષેત્રના રણમેદાનમાં ભરાશે. મહાસભા ને સરકાર વચ્ચે સમાધાનનો કોઇ સંભવ નથી. અમદાવાદ મ્યુનિસિપાલીટી ચૌદ લાખની લોન લઇ બસસર્વિસ પોતાને હસ્તક કરવાની યોજના ઘડે છે. યુદ્ધ અંગેના ત્રણ ટકાનાં ડીફેન્સ બોંડમાં ૧૮ કરોડ લગભગ ને વગર વ્યાજની લોનમાં ૧૭૦ લાખ રૂપિયા ભરાઈ ચૂક્યા છે. દુષ્કાળથી પીડાતા હીસાર (લાહોર) પ્રદેશે પણ વૉરફંડ અંગે પાંચ લાખની લોન લીધી છે: [આનું નામ હિંદી રાજભક્તિ.] પરદેશનાં વિમાની પોષ્ટકાર્ડોનો દર ૭-ને બદલે ચાર આના

રાખવામાં આવ્યો છે. ખાંટવામાં મુસ્લીમોએ ચલાવેલી ગુંડાગીરી. બૉંબ બનાવી ધાડો પાડવાનો ધંધો કરતા એક કાવત્રાંમંડળને વરાડમાંથી પકડી પાડવામાં આવ્યું છે. ક્વેટામાં ધરતીકંપ. ઢાકા-કલકત્તા રેલવે મેઈલ હોનારતમાં ૩૪નાં મૃત્યુ: બર્મામાં પણ એટલી જ ભયંકર રેલવે-હોનારત. કોડીનારની એક હિંદુ શિક્ષિકા મુસ્લીમ શિક્ષક સાથેના પ્રેમમાં અંધ બની આપઘાત કરે છે. જૈનો અને પાલીતાણાના ઠાકોર વચ્ચે ચાલતા વર્ષોજૂના ઝઘડાનો નિકાલ આવ્યો છે.

**પરદેશ**—જાપાનનો વિકસતો સામ્રાજ્યવાદ. ફ્રેન્ચ હિંદી ચીન પર આક્રમણ કરવાની તેની તૈયારી પણ પછી ફ્રાન્સ સાથે સમાધાન. ચીનમાંથી ઈટલી અને બ્રિટન પોતપોતાનાં સૈન્ય ઉઠાવી લે છે. અમેરિકા શાંગહાઈમાં નવું સૈન્ય ગોઠવે છે. ચીનમાં ભયંકર જળપ્રલય. દક્ષિણ ચીનમાં બ્રિટિશ વહાણમાંથી ૧૫ હજાર પાઉન્ડનો માલ લૂંટાયો છે. લુક્ઝેમ્બર્ગમાં નાઝી-કાવત્રાં. ત્યાંના નાઝી નેતાની ધરપકડ અને પાછીથી તેને મળેલો દેશવટો. તુર્કી પર પ્રભુત્વ સ્થાપવાને જર્મનીના દાવપેચ. આલ્બેનિયામાં બળવો ને એક આગેવાનનું ખૂન. તે અંગે ઈટલી અને ગ્રીસ વચ્ચે ચકમક, શાંતિ, તે પછી બીજું ખૂન, ફરી ચકમક ને ઈટલીની આગેકૂચ. ફ્રેન્ચ સોમાલીલેન્ડ દબાવી ઈટલી બ્રિટિશ સોમાલીલેન્ડ પર વિજય મેળવે છે. કાપુઝના કિલ્લા પર તે કાબૂ મેળવે છે. યુગોસ્લેવિયા બ્રિટિશ કોન્સલને રૂખસદ આપે છે. રૂમાનિયા ને બલ્ગેરિયા વચ્ચે ચકમક પણ અંતમાં રૂમાનિયા બલ્ગેરિયાને ડોબ્રુજા સોંપી દેવાનું પસંદ કરે છે. રૂમાનિયા ને હંગરી વચ્ચે ચકમક. હંગરીના વિશાળ દાવા ને રૂમાનિયાની નમતું મૂકવાની અનિચ્છા. પણ અન્તે ઇટલી-જર્મનીની દરમિયાનગીરીથી ટ્રાન્સીલ્વાનિયા હંગરીને સોંપવું પડે છે. સોવિયેટ પાર્લામેન્ટની સાતમી બેઠકમાં વડા પ્રધાન મોં. મોલોટોવ, બ્રિટન, તુર્કી, યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) ને ઇરાન સામે ખફગી જાહેર કરે છે; જર્મની, ઈટલી ને જાપાન સાથે તે સબંધો સારા અને સુધરતા હોવાનું દર્શાવે છે. બ્રિટિશ એલચી સર સ્ટેફોર્ડ ક્રીપ્સ તેની મુલાકાતે. સોવિયેટ ને યુ. સ્ટેટ્સ વચ્ચે વ્યાપારી કરાર. યુ. સ્ટેટ્સ કેનેડા સાથે પરસ્પર-સંરક્ષણનો કરાર ઘડે છે. યુ. સ્ટેટ્સ ફરજિયાત લશ્કરી ભરતીને આવશ્યક લેખે છે. શસ્ત્ર-સરંજામનાં કારખાનાંઓ રાજ્યને હસ્તક લેવાની ને પાંચ વર્ષના કાર્યક્રમથી ૩૪ લાખનું સૈન્ય તૈયાર કરવાની તેની યોજના આટલાન્ટિકમાંના બ્રિટિશ ટાપુઓ તેને સોંપવામાં આવે છે. જૂની ડીસ્ટ્રોયરો બ્રિટનને આપવાની પ્રમુખ રૂઝવેલ્ટની ઇચ્છા, કોંગ્રેસનો તે સામે વિરોધ પણ અંતમાં ધીમે ધીમે તેની ડીસ્ટ્રોયરો બ્રિટનને સોંપાય છે. બ્રિટન સાથે નૌકાકરાર. યુ.સ્ટેટ્સમાં તૈયાર થઇ રહેલું, જગતનું મોટામાં મોટું બોમ્બર સંપૂર્ણ થવા આવ્યુ છે. અંગ્રેજ સ્ત્રી-બાળકો હિંદ, યુ.સ્ટેટ્સ ને કેનેડા જઈ પહોંચે છે. કેનેડામાં ૮૦૦૦૦ બ્રિટિશ બાળકો. પ્રજાસંઘની કચેરી પણ કેનેડામાં ખસેડવામાં આવે છે. કેનેડા યુદ્ધ-સરંજામ પાછળ સત્તર કરોડ ડોલર ખર્ચશે. બ્રિટન પર યુદ્ધના આંતરરાષ્ટ્રીય કરારનો ભંગ કર્યાનો આરોપ મૂકી જર્મની ઇંગ્લાંડને ઘેરો ઘાલે છે. ઈટલી તેને અનુસરે છે: મી. ચર્ચીલ ઇંગ્લાંડની અપૂર્વ રક્ષણાત્મક શક્તિ વર્ણવી જર્મનીને અને હીટલરને પડકારે છે. ઇંગ્લાંડ પર જર્મનીએ ચલાવેલો ભયંકર વિમાની હુમલો ને બદલામાં બ્રિટિશ વિમાનો જર્મની અને ઈટલી પર બોમ્બ વર્ષાવે છે. ફ્રાંસને ઉત્તર કિનારેથી જર્મનીએ બ્રિટન પર ચલાવેલો તોપમારો. ફ્રાંસની નવી સરકાર જર્મનીને મદદ કરવાને આફ્રિકામાંનાં પોતાનાં ૯૦૦ વિમાનોને સ્વદેશ બોલાવે છે. દેશપાર થયેલા રશિયન નેતા ટ્રોટસ્કી પર ખૂની હુમલો ને તેનું મરણ. ફીલ્ડ-માર્શલ બેડનપોવેલના પુત્રે કરેલો આપઘાત.

—●—

# કેટલાક અભિપ્રાયો

## ( ગુજરાતી ભાષાંતર સાથે )

I have had occasion to deal with Messrs Shashikant & Co opticians, Raopura, Baroda I am glad to say that their service is prompt and satisfactory

**Sir V T Krishnamachariar,**
(Dewan of Baroda)

રાવપુરા વડોદરામા આવેલ ચશ્માવાળા શશિકાન્ત ઍન્ડ કો વાળા સાથે મારે કામ પડયું હતુ હુ કહેવાને ખુશી થાઉં છુ કે તેઓ ઝડપથી અને સતોષકારક કામ આપી શકે છે

**સર વી ટી ક્રિશ્નામાચારીઅર**
દિવાન વડોદરા રાજ્ય

---

મારા ચશ્મા માટે ઘણીયે વાર મેં તમારી સલાહ લીધી છે અને દરેક વખતે મને સપૂર્ણ સતોષ થયો છે, તેમજ હર વખતે ત્વરાથી અને વિશ્વાસપૂર્વક કામ કરી આપ્યુ છે

**મણિલાલ બી નાણાવટી**
ઍમ એ ઍલઍલ બી
નાયબ દિવાન—વડોદરા
(હાલ ડેપ્યુટી ગવર્નર રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડીઆ)

---

નામદાર શ્રીમતી શકુતલા રાજે ગાયકવાડને જે કમાન અને કાચ વડોદરાની શશિકાન્ત કુ એ બનાવી આપ્યા છે તેથી તેઓશ્રીને પૂરેપૂરો સતોષ થયો છે

વડોદરા — એ. એમ પ્રભુણે
સેક્રેટરી ટુ પ્રિન્સેસ, શકુતલા રાજે, ગાયકવાડ

---

ઘણુ કરતા વધારે વાર મેં શશિકાન્ત કુ પાસે ચશ્માનુ કામ કરાવ્યુ છે તેઓ તાત્કાલિક કામ કરી આપે છે એટલુ જ નહીં, પણ સાથે સાથે કાળજીપૂર્વક અને ખતથી કામ કરનાર છે તેઓને દરેક પ્રકારે સફળતા મળે તેમ ઇચ્છુ છુ

વિસનગર — **(શ્રીમત) દામાજીરાવ ગાયકવાડ**

---

સરદાર ગણપતરાવ ખાંડેરાવ રાજે શિરકેને પત્ર લખતા આનદ થાય છે કે, શશિકાન્ત કું ચશ્મા બનાવનારાએ મને જોઇતી જ ભાત અને જાતના ચશ્મા બહુ જ શિઘ્રતાથી તથા અચ્છી રીતે બનાવી આપ્યા છે અને તેથી મને સોએ સો ટકા સતોષ થયો છે

**સરદાર જી કે રાજે શિરકે**

---

મારૂં પોતાનું તથા જે જે ભાઇબધો અને મિત્રોને ભલામણ આપી તમારે ત્યા મોકલ્યા હતા તે સર્વેનું કામ, ઘણો જ સતોષ ઉપજે તેવુ તમારી દુકાને કરી આપ્યું છે વળી તમે જે વસ્તુ આપી હતી તેનું દામ, બીજી દુકાન વાળાઓ જે લ્યે છે તેની સરખામણીમા પણ તમે ઓછુ જ લીધુ છે દરેક મુદ્દામા શાસ્ત્રીય રીતે જ કામ કરવુ તે તમારી ખાસ ખૂબી છે અને કહેતા મને આનદ થાય છે કે, આ પ્રમાણે દરેક ગ્રાહકનુ કામ ધ્યાનપૂર્વક કરી આપવાથી તમારા માટે તેઓને ઘણુ જ સારૂ લાગ્યું છે

**જી એમ તાંબે**
બી એ, એલએલ બી, વકીલ હાઇકોર્ટ–વડોદરા

---

મુબઇથી અને અહીંથી ઘણીવાર ચશ્માના વેપારીઓએ મને ચશ્મા આપેલા તે કરતા........અહિંના જાણીતા આંખના ડાક્ટર શ્રી. ક્ષત્રિયની સલાહ પ્રમાણે તમારા ત્યાથી લીધેલા ચશ્માથી મને ઘણોજ સંતોષ થયો છે અને વાપરવામાં પણ માફક લાગી, આંખને ઘણા બેસતા આવી, કોઈ પણ જાતની તકલીફ જણાતી નથી.

વડોદરામા તમારી કંપની જેવી તથા નિષ્ણાત કંપનીની લોકોને ઘણી જરૂર હતી, કિંમત પણ મુંબઈ કરતા કીફાયત હોય છે.

શા. માણેકલાલ ડાહ્યાલાલ (રાજરત્ન)
અધિપતિ–સયાજી વિજય, વડોદરા

---

આનંદપૂર્વક કબૂલ કરૂં છું કે, શશિકાન્ત કો.જ મારા ચશ્મા બનાવી આપે છે. તેમણે મને તથા મારા કુટુંબમા કેટલાકને ચશ્મા બનાવી આપ્યા છે. તેમના કામથી અમને હંમેશા સંતોષ જ થયો છે

બી. કે. ભાટે, એમ. એ, (કેમ્બ્રીજ)
મીનીસ્ટર ઓફ એજ્યુકેશન–વડોદરા સ્ટેઇટ

---

I have pleasure in certifying that the College Physics Laboratory purchased two lenses for optical instruments from Messrs Shashikant & Co Baroda and found them to be quite satisfactory.

| N. K. Apte | S. G. Burrow |
| --- | --- |
| Prof. of Physics | B. Sc (London) |
| | Principal |

Baroda College

શાસ્ત્રીય પ્રયોગશાળાના દૂરબીનો માટે બે કાચ અમે શશિકાન્ત કો. પાસે બનાવરાવ્યા હતા, તેમના કામથી અમને સંપૂર્ણ સંતોષ થયો છે એવું પ્રમાણપત્ર લખી આપતા આનંદ થાય છે.

| એન. કે. આપ્ટે | એસ. જી. બરો |
| --- | --- |
| પ્રોફેસર ઓફ ફીઝીક્સ | બી. એસ સી. (લંડન) |
| | પ્રીન્સિપાલ–કૉલેજ, બરોડા |

---

વડોદરાની શશિકાન્ત એન્ડ કુ. ચશ્માવાળા ઊંચા પ્રકારનું કામ કરનાર છે, તેમની કામ કરવાની રીતથી તથા જે બે ચશ્મા તેમણે બનાવી આપ્યા છે તેથી, મને સંપૂર્ણ સંતોષ થયો છે. વળી તે કામ તેમણે ઘણી ઝડપથી કરી આપ્યું હતું.

કે. એસ. વકીલ
પ્રિન્સિપાલ,
ધી મહારાણી તારાબાઈ ટીચર્સ કૉલેજ–કોલ્હાપુર

---

શશિકાન્ત એન્ડ કો.વાળા ચશ્મા સંબંધી દરેકે દરેક વિગતમાં આખી જીંદગીના અનુભવ તથા જ્ઞાન ધરાવે છે, તેમને માટે મારા મિત્રોને મે ભલામણ કરી છે તથા જાહેર જનતાને પણ તે જ પ્રમાણે વિના સંકોચે કામ લેવા ભલામણ કરૂં છું.

એ. બી. પંડયા
બી. એ, એલએલ. બી.
ડાયરેક્ટર ઓફ કોમર્સ, ઇન્ડસ્ટ્રીઝ એન્ડ લેબર્સ
(હાલ ટ્રેડ કમીશનર ફોર બરોડા સ્ટેટ, લંડન)

---

આપે અમને પૂરા પાડેલા ચશ્મા સબંધે અમને પૂરો સતોષ થયો છે

ચિમનલાલ મગનલાલ ડૉક્ટર
એમ એ, એલએલ. બી
માલિક, "નવગુજરાત"

---

શશિકાન્ત કંપનીએ બાઇફોકલ (દૂરનુ અને નજીકનુ, બન્ને કામ એક જ કાચથી કરી શકાય તેવા) ચશ્મા મને બનાવી આપ્યા છે તેમણે ઉત્તમ પ્રકારનું કામ કરી આપ્યુ છે જેમને ચશ્માનું કામ કરાવવુ હોય તેમને આ કંપનીની ભલામણ કરૂ છું

જે એમ પાવરી
એમ એ, એલએલ બી એડવોકેટ

---

મારા પોતા માટે તેમજ મિત્રો માટે શશિકાન્ત કંપની પાસેથી ઘણીયે વખત ચશ્મા ખરીદ્યા છે તેમણે જે વસ્તુ આપી છે તથા જે કામ કરી બતાવ્યું છે તે સર્વથી બહુ આનંદ અને સતોષજ થયો છે

છોટાલાલ બી પટેલ
માલિક, સયાજી આયર્ન વર્કસ–વડોદરા

---

શશિકાન્ત એન્ડ કંપનીએ જે જે મારૂ કામ કર્યું છે તે સર્વમા મને સપૂર્ણ સતોષ થયો છે એમ જણાવતા આનંદ થાય છે તેઓ ચાલાક હોશિયાર અને વાયદાસર કામ કરનારા છે એટલુ જ નહીં, પણ તેમના કામમાં કાઇંજ કહેવાપણુ રહેતું નથી વડોદરામા આવી દુકાનની અતિ જરૂર હતી. સદ્‌ભાગ્યે આ દુકાન થવાથી તે ખોટ પૂરી પડી છે તેમને હુ ફતેહ ઇચ્છુ છું

કે એચ કામદાર, એમ એ.
ઇતિહાસના પ્રોફેસર વડોદરા કૉલેજ

---

તેમણે મારૂ કામ સતોષપૂર્વક કરી આપ્યું છે એટલુ જ નહીં પણ આશ્ચર્ય લાગે તેવા ટૂંક સમયમા વળી તે કામ સુદર તથા મને જોઇએ તેવુ જ હતુ તેમજ તેનું દામ પણ મધ્યમ અને વાજબી હતું જેમણે સારૂ અને સતોષપૂર્ણ કામ કરાવવુ હોય તેમણે સર્વેએ આજ દુકાને જવાની હુ મજબૂત ભલામણ કરૂ છુ

ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઈ
બી એ, એલએલ. બી
માજી નાયબ દિવાન વડોદરા સ્ટેઈટ

---

ભરોસાદાર ચશ્માની દુકાનની વડોદરાને ખરેખર જરૂર હતી શશિકાન્ત કંપનીએ પોતાની દુકાન ઉઘાડવાથી તે ખોટ પૂરી પડી છે કેમકે તેના માલિકોએ પરદેશમા રહીને, તે વિષયનું ખાસ નિયમિત શિક્ષણ લીધુ છે તથા ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક પદ્ધતિએ તે બનવવાનું જ્ઞાન મેળવ્યું છે

તેમની સલાહ લેવાનો મને પ્રસગ પડયો હતો અને કહેતા ખુશી થાય છે કે તે વિષયમા તેમણે આપેલી ધંધાદારી માહિતીથી મને ખૂબ સતોષ ઉપજ્યો હતો સોપેલુ કામ તૈયાર કરી આપવામા, તેઓ વિશ્વાસપાત્ર ચાલાક તથા નિયમિત માલૂમ પડયા છે

રાવબહાદુર બી એ ધાટગે
પોલીસ કમીશનર–વડોદરા સ્ટેઇટ

---

વડોદરાવાળા ચશ્મા બનાવનાર શશિકાન્ત એન્ડ કો.એ અમદાવાદ મ્યુનિસિપાલીટી માટે આંખ તપાસવાની ચશ્માની એક પેટી બનાવી આપી છે. તે પેટીની બનાવટ તથા કામ બહુ જ ઊંચી કોટિનાં છે એમ આનંદથી જણાવું છું. ચશ્મા બનાવનાર આ હિંદી પેઢીને ઉત્તેજન આપવું ઘટે છે.

**એમ. બી. દ્વિવેદી**
ડી. ઓ., એમ. બી. બી. એસ;

**એ. એમ. ક્ષીરવાઈ**
ડી. પી. એચ.
હેલ્થ ઓફીસર
અમદાવાદ મ્યુનિસિપાલીટી

---

આ ચશ્માવાળાના સારા કામ માટે સંતોષ......તેઓ કામ પ્રમાણિકપણે અને ટાઈમસર કરે છે તેથી જેને જરૂર હોય તેને ચશ્મા આ દુકાનેથી લેવા ભલામણ કરૂં છું.

સુલેમાન ગુલામહુસેન બચા
સરદાર-ઠાકોર-ગામકોટ-મહેસાણા

---

વડોદરાની ચશ્મા બનાવનારી શશિકાન્ત કો. એ બે વખત મને ચશ્મા બનાવી આપ્યા છે. તેમની કાર્યપદ્ધતિથી મને બહુ સંતોષ થયો છે. ગ્રાહકોની જરૂરિયાતો પૂરી પાડવામાં તથા વર્તનમાં તેઓ બહુ જ વિવેકી છે, તેમને દરેક પ્રકારે ઉત્તેજન આપવું જોઇએ.

એન, જી. શિંદે
જનરલ કમાન્ડીંગ-બરોડા આર્મી

---

During my stay at Baroda, I have dealt with Messrs Shashikant & Co. They are high class and scientific opticians–their prices are moderate and their personal service to their clients is distinguished by their clerity and attention to detail.

Weir (Lt. Col.)
British Resident at Baroda,
A. G. G. for Gujerat States

વડોદરામાં હું હતો ત્યારે શશિકાન્ત કો. પાસેથી કામ લેવું પડયું હતું. તેઓ ઊંચી કોટિના વૈજ્ઞાનિક પદ્ધતિથી ચશ્મા બનાવનાર છે. તેમનો ભાવ માફકસર છે. ગ્રાહકનું કામ ત્વરાથી અને ધ્યાનપૂર્વક કરી આપવા માટે તેઓ બહુ વખણાયેલા જણાય છે.

લેફ્ટેનન્ટ કર્નલ વેર
બ્રિટિશ રેસીડન્ટ વડોદરા
અને ગુજરાતનાં સંસ્થાનોના એ. જી. જી.

---

ગયે વર્ષે મારી પત્ની માટે તમે ચશ્મા બનાવી આપ્યા હતા. તેનાથી મને તદ્દન સંતોષ થયો છે એમ વિના સંકોચે જણાવું છું.

જે. બી. દેસાઈ
પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ-બરોડા રેસીડન્સી

---

શાસ્ત્રિય નિયમ પ્રમાણે ચશ્મા બનાવનાર તરીકે તેમની હોંશિયારીની ખાત્રી આપતાં મને બહુ આનંદ થાય છે. ચશ્માના કામમાં સંતોષ થાય તેમ એક પ્રકારનું કામ તેઓ કરી આપે છે કેમકે તે ધંધાનું તેમને પૂરેપૂરૂં અને સારૂં જ્ઞાન છે. તેઓ ભરોસો રાખવા લાયક છે. તથા કામ કરી આપવાને હમેશાં ઉત્સુક જણાય છે.

વલ્લભભાઈ એમ. પટેલ
મેનેજર, ધી એલેમ્બીક કેમીકલ વર્કસ-વડોદરા

---

વડોદરાવાળા શશિકાન્ત એન્ડ કો. પાસે થોડા વખત ઉપર રીમ્લેસ ક્રીપ્ટોક (દૂર અને નજીક બન્ને કામમા આવે તેવા અને વળી કમાન વિનાના ) ચશ્મા મેં બનાવરાવ્યા હતા. તે કામ બહુ જ સુંદર અને ઉત્તમ પ્રકારનું બનાવ્યું હતું એમ કબૂલ કરવું પડે છે.

કે. એ નાદીરશા
એલ. એમ. એન્ડ એસ.
કેમીકલ એનેલાઇઝર-વડોદરા સરકાર

---

ચશ્મા બનાવનારી વડોદરાવાળી પ્રખ્યાત શશિકાન્ત કો. સાથે મે અનેક વખત કામ પાડયુ છે મને જણાવતા આનંદ થાય છે, કે તેમણે ચશ્માનું કામ સરસ રીતે કરી આપી મને સંપૂર્ણ સતોષ આપ્યો છે.

રાજરત્ન આર. એસ. માનેપાટીલ
એકાઉન્ટન્ટ જનરલ વડોદરા સ્ટેઈટ

---

કળાભૂવનની ઉદ્યોગશાળામા વપરાતા શાસ્ત્રિય અને વૈજ્ઞાનિક યત્રો માટે સાત કાચ બનાવવાની વરધી શશિકાન્ત કો. ને આપી હતી. મને કહેતા આનંદ થાય છે કે તેમના સર્વ કામથી મને સપૂર્ણ સતોષ ઉપજ્યો છે

એમ. જે. વૈષ્ણવ
કળાભૂવન વર્કસ-વડોદરા — એમ. ઇ. એ; એમ. આઇ. ઇ. ટી. (લંડન)

---

વડોદરા, રાવપુરાના શશિકાન્ત કો. ચશ્માવાળાએ સતોષપૂર્વક સલાહ આપીને એક ચશ્મો મને બનાવી આપ્યો. મારી આખને તે બહુ જ માફક આવી ગયો છે તથા તેનાથી આરામ રહે છે તે ખાત્રીપુર્વક જણાવું છું.

એમ. એમ. હકીમ, કર્નલ
વડોદરા

---

મારી પત્ની માટે જે કાચ અને કમાન તમે બનાવી આપ્યા હતા, તે દાક્તરે લખી આપ્યા પ્રમાણે જ બરાબર હતા. ચશ્માના દરેક ભાગ વાપરવામા બહુ ટકાઉ દેખાય છે.

જી. વી. આચાર્ય, એમ. એ.
ક્યુરેટર, પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમ, મુબઈ

---

Messrs Shashikant & Co. of Baroda have for a long time supplied all my optical needs and I have no hesitation in saying that they have given me entire satisfaction Their workmanship is undoubtedly excellent. Their presence here has supplied a long felt want of the Baroda Public

Baroda — A. W. Decruz Asst. Indian Resident

ચશ્માને લગતી અમારી સર્વ જરૂરિયાત ઘણા લાબા સમયથી વડોદરાની શશિકાન્ત કો. પાસેથી લેવાય છે, અને વિનાસકોચે કહુ છું કે મને સંપૂર્ણ સતોષ થયો છે. તેમનું કામ ખરેખર ઉત્તમ પ્રકારનું છે તેઓ અહી આવવાથી વડોદરાની જનતાને જે લાબા વખતની ખોટ હતી તે પૂરી પડી છે.

વડોદરા — એ. ડબલ્યુ. ડેક્રુઝ આસિ. ઈન્ડિયન રેસિડેન્ટ

---

I have had spectacles made by Messrs Shashikant & Co. and have been very pleased with the result. I can confidently recommend them to anyone requiring optical work.

Maharaj Kumar Bhupatsingji of Gondal.

શશિકાન્ત કું. પાસે મારા ચશ્મા મેં બનાવરાવ્યા હતા. પરિણામે હું બહુજ ખુશ થયો છું. જેમને ચશ્માનું કામ કરાવવું પડે તેમને વિશ્વાસપૂર્વક હું ભલામણ કરું છું.

મહારાજ કુમાર ભુપતસિંહજી, ગોંડલ.

---

......Your workmanship is of a very high standard......prompt attention even for minor orders......

Lieut. N. G. Iyengar
Army Veterinary Officer, Rewa, C. I.

તમારી કામ કરવાની પદ્ધતિ ઘણાજ ઉંચા પ્રકારની છે......નાના ઓરડર માટે પણ તાબાતોબ ધ્યાન અપાય છે.

લેફ્ટેનન્ટ એન. જી. આયંગર
આર્મીવેટરીનરી ઓફીસર, રેવા (સેંટ્રલ ઇન્ડિયા)

---

મારી બગડેલી આંખ છતાં તમારા ચશ્માઓએ મને બહુજ સંતોષ આપ્યો છે.

સાહેબઝાદા જબરદસ્તખાન, પાલણપુર

---

શશિકાન્ત એન્ડ કું. માટે ડો. એચ. એમ. દેસાઇએ મને ભલામણ કરી હતી. તેમનું કામ સંતોષકારક અને ત્વરિત મને જણાયું છે.

અમદાવાદ

ચીનુભાઈ માધવલાલ (બેરોનેટ)

---

કામ ખરેખર વખાણ કરવા યોગ્ય થયું છે. વળી-મને ખાત્રી થઈ છે કે, કિંમત પણ ઘણીજ વ્યાજબી છે. સમજાય છે કે બીજાઓએ મને નાહક બીવડાવી મૂર્યો હતો.

જુનાગઢ બહાદુરખાનજી હાઇસ્કુલ

એન. એચ. વ્યાસ, બી. એ.

---

શશિકાન્ત એન્ડ કું. ચશ્માવાળા......કહેતાં બહુ ખુશાલી ઉપજે છે કે તેમનું કામ ત્વરિત અને સંતોષકારક છે.

વડોદરા

(શ્રીમંત) ભદ્રશીલરાવ ગાયકવાડ, ફર્સ્ટ સચીવ

---

'સુવાસ' કાર્યાલય,
રાવપુરા; વડોદરા.

# નિયમો-યોજના

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પાંચમી તારીખે પ્રગટ થાય છે.

ગમે તે મહિનાથી 'સુવાસ' ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ' નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિનામૂલ્ય મોકલવામાં આવે છે.

દરેક વિષયના લેખને આ માસિકમા સ્થાન અપાય છે પણ અભ્યાસપૂર્ણ છતાં સુવાચ્ય, સરળ અને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

'સુવાસ' મા પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઈચ્છા હશે તો, પાના દીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ' ના 'લેખકમંડળ' માં જોડાવું જોઇએ. એ મંડળમાંથી જોડાવા લેખકો ભેટ, પુસ્તક-પ્રકાશન, 'સલાહકાર-મંડળ' માં પ્રતિનિધિત્વ વગેરે અનેક લાભો મેળવી શકે છે. 'મંડળમાં જોડાવા માટે 'સુવાસ' પર એક સર્વાંગસુંદર લેખ જ મોકલવાનો રહે છે દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલ ને 'સુવાસ' ના ચાલુ અંક મોકલાય છે.

'સુવાસ' ને એક યા બીજી રીતે સહાયક બનવા ઇચ્છતા 'મિત્રમંડળ' કે 'વાંચક મંડળ' ના સભ્યોને ભેટ તેમજ આકર્ષક ઇનામો અપાય છે. એક કે એકથી વધુ ગ્રાહકો બનાવી મોકલનાર વ્યક્તિ 'સુવાસ' ના 'મિત્રમંડળ' માં જોડાઇ શકે છે. 'સુવાસ' ના લેખકો, ગ્રાહકો, કે મિત્રો, પ્રગટ થએલા તરતના અંકો પર દર ત્રણ મહિને પોતાનો અભિપ્રાય કે સૂચનો મોકલાવી, 'વાચક મંડળ' માં જોડાઇ શકે છે, ને રોકડ ઇનામ પર પોતાનો હક્ક નોંધાવી શકે છે.

'સુવાસ' ના પ્રચારમાં મદદ કરનાર મિત્રોમાંથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર સુશોભિત 'સુવાસ'-પોકેટ, ડાયરી, બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' (કાચુ પૂઠું) નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તે જ પુસ્તક (પાકું પૂઠું); ચાર ગ્રાહક મેળવી લાવનારને ડાયરી ને પુસ્તક બંને; પાંચ ગ્રાહક મેળવનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્નપ્રકારે પુરસ્કાર અપાય છે સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે પણ 'સુવાસ' માં એટલી વિશેષ સગવડના છે કે તેમાં તેવા મિત્રે

પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજા કોઇ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફક્ત નામ સૂચવે અને પછી અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમા જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India' ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [૧-૮-૦ લવાજમ + ૦-૪-૦ પોસ્ટેજ = રૂ. ૧-૧૨-૦] અને તે પછી પોણા લવાજમ [રૂ ૨-૪-૦] માં 'સુવાસ' મળી શકશે

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું કેમકે, તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલમ્બજનક થઇ પડે છે.

જે ગ્રાહકોના લવાજમ હજી સુધી નથી મળ્યાં તેમને ફરીથી વિનતિ કરવામાં આવે છે કે તેમણે પોતાના લવાજમ તરતજ મોકલાવી આપવા—જેથી તેમને તરત ભેટ રવાના કરી દેવાય

લવાજમ કાર્યાલયના શરનામે મોકલી આપવા ઉપરાંત નીચેના શરનામે ભરી શકાય છે—અને ગ્રાહક તરીકે ત્યા નામ પણ નોંધાવી શકાય છે—

| | | |
|---|---|---|
| **શિષ્ટ સાહિત્યભંડાર** | પ્રીન્સેસ સ્ટ્રીટ, | **મુંબઇ.** |
| **એન. એમ. ત્રિપાઠી** | ,, ,, | ,, |
| **એન. એમ. ઠક્કર** | ,, ,, | ,, |
| **મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે** | ત્રણ દરવાજા, | **અમદાવાદ.** |
| **ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય** | ગાંધી રોડ, | **અમદાવાદ.** |
| **શ્રી નાગરદાસ પ્રાગજીભાઇ** | દોશીવાડાને નાકે, | **અમદાવાદ.** |



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ]　　　ઓકટોબર : ૧૯૪૦ (ભાદ્રો, ૬ [ અંક ૫

# અહં અને સ્વાર્થ

ઘ.

અહું-અસ્મિતા-હુંપદ-ગર્વ એ માનવીનું લક્ષણ છે. સ્વાર્થ એ એનું જીવન છે. એમાંથી એકે દુર્ગુણ નથી. પણ કેટલીકવાર માનવી હુંપદને ભય, અજ્ઞાન ને ઈર્ષાથી ભ્રષ્ટ બનાવે છે, સ્વાર્થને સંકુચિત નજરે નીરખી તે એને ગૂંગળાવે છે, ને પરિણામમાં જગતનાં દુઃખદર્દમાં ઉમેરો થયા કરે છે.

અહં એ વ્યક્તિત્વસંરક્ષણનું અને પરિણામે આત્મવિકાસનું મુખ્ય અંગ છે. નગરના રક્ષણ માટે કિલ્લો હોય છે તેમ હુંપદને આત્માનો કિલ્લો ગણી શકાય. જે સમયે આત્મા જે સ્વરૂપમાં હોય તે સ્વરૂપના સંરક્ષણ ને વિકાસ માટે ને ભય કે લાલચ સામે એ સ્વરૂપમાં અઘટિત પલટો ન આવે તે અંગે એ કિલ્લો જરૂરી છે. તત્ત્વજ્ઞાનીઓએ अहं ब्रह्मास्मिના મંત્રમાં તે કિલ્લાની કિંમત આંકી છે.

પણ નગરનો કિલ્લો જેમ દુશ્મનો સામે નગરના રક્ષણ માટે હોય છે, પણ નગરની શોભા સાચવતાં કે વધારતાં પ્રજાજનો કે મિત્રો માટે તો તેમાં બારણાં મૂકવામાં આવે છે, તેમ હુંપદનો કિલ્લો પણ આત્માને તેના દુશ્મનોથી બચાવી લેવાને માટે છે. મિત્રો માટે તો ત્યાં પણ બારણાં હોવાં ઘટે.

પ્રત્યેક માનવીના હુંપદને આવાં બારણાં તો હોય છે, પણ તેનો ઉપયોગ મોટે ભાગે દુશ્મનોથી થાય છે. પતિ-પત્ની, પિતા-પુત્ર, ભાઈ-ભાઈ, ગુરુ-શિષ્ય, કુટુંબ-કુટુંબ કે સ્વરાજ્ય પ્રજા વચ્ચે અરુચિ જન્મે તો બંને પક્ષ પોતપોતાનાં હુંપદને ઘવાયાં માને છે ને મોકો મળે તો હાથમાં શસ્ત્ર લે છે કે ન્યાયની દેવડીએ દોડે છે. પણ જો લોહીનું ટીપેટીપું કે આત્માનું સત્ત્વ ચૂસી લે એવો પણ સબળ વૈરી સામે આવે તો મોટે ભાગે માનવીના હુંપદના કિલ્લાનાં બારણાં ટપોટપ ખૂલી જાય છે ને માનવી યોગી બનીને ब्रह्म सत्य जगन्मिथ्या કે अहिंसा परमो धर्मः જેવા પવિત્ર મંત્રોનો જાપ કરતો કરતો આધ્યાત્મિક સાગરમાં સ્નાન કરવા મંડી જાય છે.

પણ સબળ સામે નમતું ને દુર્બળને દઝાડતું આ પ્રકારનું હુંપદ માનવીના પતનનું પ્રધાન દ્વાર છે. દુર્બળને દબાવવાથી તેનો આત્મા વ્યથા અનુભવે છે, સબળ સામે નમતું મૂકવાથી તે અલ્પતા પામે છે. ને ધીમે ધીમે તે ગૂંગળાઇ જાય છે.

પરિણામે, હુંપદ એ તો જ અસ્મિતા છે, તો જ તે સાચું અહં છે જો તે ભય, લાલચ કે બળ સામે ઉગ્ર સ્વરૂપે પ્રકાશી ઊઠતું હોય ને સ્વજનો સામે પોતાનાં દ્વાર ખોલી તે હસીને મધુર સહનશીલતા દાખવી શકતું હોય.

સ્વાર્થ એ હુંપદ કરતાં પણ વધારે વ્યાપક બળ છે. તે અશુદ્ધ સ્થિતિમાં જગતમાં દુઃખ જન્માવે છે, વિશુદ્ધ બનીને તે જગતને સ્વર્ગ બનાવી શકે છે.

જીવનમાં સ્વાર્થનું સ્થાન સાકર-પર પડતા પાણી સરખું છે. નાના બાળકના હાથમાં સાકરનો કકડો ને પાણી મુકાયાં હોય ત્યારે અધીરૂં બનેલું બાળક જેમ સાકર ઓગળ્યા પહેલાં જ પાણી પી જાય છે ને પછી દાંતના અભાવે સાકર તેને ફેંકી દેવી પડે છે તેમ લાલસાથી ભરેલો માનવી સ્વાર્થને, તે આત્માને સ્પર્શી પણ શકે તે પહેલાં જ પીવા મંડે છે ને પછી તે આત્માને ઓગાળતું સત્ત્વ જ ગુમાવી બેસે છે.

પ્રાથમિક દશામાં માનવી કેવળ પેટ પૂરવાને ખાતર હજારો પ્રાણીઓનો સંહાર કરે છે, લાખોનાં દુઃખનો તેને વિચાર પણ નથી આવતો. પણ બદલામાં તે પોતાના આત્માને કઠોર બનાવે છે અને તેવાં હજારો અને લાખો પ્રાણીઓની પોતાના પ્રત્યેની ફરજ અને પ્રેમ પર તે કુહાડી ચલાવે છે.

કુટુંબ, સમાજ કે માતૃભૂમિ જ્યારે કચુરાઈ રહ્યાં હોય ત્યારે સામાન્ય દશાનો માનવી કેવળ પોતાના જ પેટ કે ઇન્દ્રિયોના સુખની કે ઉપભોગની સલામતી શોધે છે. બદલામાં તે એવું વાતાવરણ પ્રસરાવે છે કે જેમાં દરેક પોતાની જ દરકાર રાખે, કોઈ કોઇનું ન હોય; ને પરિણામે પોતાના વ્યાપક સ્વાર્થને સમજતા કોઈક સમુદાય આગળ તે ઘાસની જેમ કપાઈ જાય છે.

ઇન્દ્રિયોનો ગુલામ બનીને માનવી પોતાની ઉપભોગલાલસા સંતોષવાને કેટલીક વખતે સમુદાયમાં મળી પારકી પ્રજાઓને પીડે છે. બદલામાં તે પોતાના આત્માને દૂષિત કરે છે, પારકી માનેલી પ્રજાઓનાં દુઃખ-દર્દ ઉભરાવે છે, તેવી પ્રજાઓને પ્રતિહિંસક બનવાની જવાબદારીમાં મૂકે છે અને અંતમાં તેનો એ અશુદ્ધ સ્વાર્થ પ્રતિહિંસાના બળે પોતાની જ ભાવિ પ્રજાના પતનનું કારણ થઈ પડે છે.

હૃદયને વશ બનેલાં મધ્યદશાનાં માનવી પોતાના હૃદયની લાગણી સંતોષવાને પણ ઘણી વખતે સ્વાર્થની સાચી વિશુદ્ધિથી દૂર રહી જાય છે. પેટસ્વાર્થી માણસ જેમ કેવળ પેટ જુએ છે, ઇન્દ્રિયસ્વાર્થી માણસ જેમ કેવળ ઇન્દ્રિય જુએ છે, દેશસ્વાર્થી માણસ જેમ કેવળ દેશ જુએ છે, માનવસ્વાર્થી માણસ જેમ કેવળ માનવજાત જુએ છે, તેમ હૃદયસ્વાર્થી માણસ કેવળ હૃદયને જુએ છે. હૃદયની આંખોથી તે, પોતાની લાગણીઓ સંતોષતા જતાં, કેટલાં પ્રાણીઓના ને પ્રજાઓના જીવનસ્વાર્થ ને આત્મસ્વાર્થ હણાઇ જાય છે તે નથી જોઈ શકતો. પરિણામે તેનો આત્મા સંતુષ્ટ ને નિર્મળ નથી બની શકતો, કૃતકૃત્યતા નથી અનુભવી શકતો, મુક્ત નથી બની શકતો. અંતમાં તે અંજપો અનુભવે છે.

સાચો સ્વાર્થ તો એ છે કે જેમાં માનવી પ્રત્યેક આત્મામાં રહેલા કોઈક સમાનધર્મી સત્ત્વને અમીભરી નજરે નિહાળી, પોતાના આત્માના પરમ વિકાસને ખાતર એ સત્ત્વને

યુરોપીય કલા-સાહિત્ય-સંસ્કારનો મુગટમણિ—

# શેક્સ્પિયર

બાલચન્દ્ર મણિલાલ પરીખ

## ૧

## નવયુગનો વસન્તોત્સવ

એ હતો પુનરુત્થાનનો યશસ્વી યુગ. પાંચ પાંચ શતાબ્દિઓનું નિરાબાધ આયુષ્ય ભોગવી સંસ્કૃતિનો પુરસ્કારક મધ્યયુગ અસ્તાચળ તરફ ઢળી રહ્યો હતો. ને યુરોપ અર્વાચીન યુગને ઉંબરે આવી ઊભું હતું. નવયુગની ઉષાની પ્રથમ કુમકુમ પગલીઓ પુરાતન રોમન સંસ્કૃતિના ધામ ઇટાલી દેશે અંકાઈ. પંદરમી સદીના મધ્ય ભાગમાં કૉન્સ્ટનટીનોપલના પતન પછી નિરાશ્રિત બનેલા ગ્રીક પંડિતોના આગમન સાથે રોમને પુરાતન ગ્રીક સંસ્કૃતિનાં અભિનવ સ્વરૂપે દર્શન થયાં. અન્ધારયુગ—અને રોમન સામ્રાજ્યના ભવ્ય ને જ્વલંત યુગની પણ પૂર્વે, કોઇક અદ્ભુત જીવનસૃષ્ટિ ગ્રીસમાં વિલસીને કાલોદધિમાં વિલીન થઇ હોય તેવો રોમના વિદ્વાનો અને દ્રષ્ટાઓને સાક્ષાત્કાર થયો. એ સાક્ષાત્કાર સાથે રોમન જીવનમાં કો' અનેરા ચૈતન્યનો સંચાર થયો. સારુંયે રોમ ગ્રીસ પાછળ મુગ્ધ બન્યું પરંતુ એ પુરાતન ગ્રીસ હતું અર્વાચીન ગ્રીસ તો ધૂળમાં રગદોળાયેલું પડ્યું હતું. છતાં પ્રાચીન ગ્રીક સંસ્કૃતિ, ઘડાતી અભિનવ રોમન સંસ્કૃતિની ધ્યેયમૂર્તિ બની, સમગ્ર યુરોપના નભોમંડળમાં વિરાજી રહી. ગ્રીસની કવિતા અને ગ્રીસનું સાહિત્ય, ગ્રીસની કલા અને ગ્રીસનું તત્ત્વજ્ઞાન, ગ્રીસનું જીવનદર્શન અને ગ્રીસની સંસ્કૃતિપ્રતિભા, ગ્રીસનું શૌર્ય અને ગ્રીસની સ્વાતંત્ર્યભાવના, યુરોપના પ્રત્યેક રાષ્ટ્રના જીવનમાં વિધવિધ અંગોનાં ધીમે ધીમે પ્રધાન પ્રેરણાધામ થઇ પડ્યાં. પરન્તુ અનેક રાષ્ટ્રોને રોમાંચક ગ્રીક સૃષ્ટિનું દર્શન કરાવનાર તો રોમજ. રોમ સર્જાતા નવયુગનું પુરોહિત હતું. અભિનવ જીવનની ઉપાસનાનું કેન્દ્ર–તીર્થ હતું;—અધ્યયન અને આરાધના દ્વારા ગ્રીક સંસ્કૃતિની પ્રેરણા ઝીલી, અખિલ યુરોપને તેની ઓજસ્વિની જીવનપ્રભા ઝીલાવનાર રોમ નવસંસ્કૃતિનું પ્રથમ પુરસ્કારક હતું.........

---

વિકસાવવાને, પોતાના સુખને ખાતર સર્વને સુખી બનાવવાને પ્રયાસ કરતો હોય. એ પ્રયાસમાં તે જગતમાં ચડી ગયેલાને નમાવીને ને દબાયલાને ઊંચે લાવીને બંનેને સમાન પ્રવાહે મૂકે. ને તેમ કરતાં તે પેટસ્વાર્થ, ઇન્દ્રિયસ્વાર્થ કે હૃદયસ્વાર્થથી દૂર રહી કેવળ આત્માના સ્વાર્થને નીરખે; જ્ઞાનના દીપકથી દેખે.

આત્માના સુખ વિના માનવી સુખી નથી બની શકતો, ને સર્વને સુખી બનાવ્યા વિના આત્મા સુખી નથી બની શકતો. માટે સાચો સ્વાર્થ આત્માને સુખી બનાવવામાં ને આત્માના સુખને ખાતર સર્વને સુખી બનાવવામાં રહેલો છે.

—•—

મધ્યયુગ અદશ્ય થતો હતો. શૌર્ય ને સાહસ યુરોપના પ્રત્યેક રાષ્ટ્રમાં ક્યારનાંય પ્રવેશી ચૂક્યાં હતાં. પંદરમી સદીના અંત ભાગમાં કોલમ્બસ અને વાસ્કો ડી ગામા સરખા નીડર સાહસિકોએ આદરેલી જગતના અવનવા પ્રદેશોની શોધો દ્વારા યુરોપની આજ પર્યંતની જીવનદષ્ટિને એકજ વિદ્યુત-ઝટકે રોમાંચમય ને વિશ્વસ્પર્શી વિશાળતા પ્રાપ્ત થઇ હતી. પરન્તુ હવે તો ગ્રીક સંસ્કૃતિ અને વાઙ્મયની પરાગ વર્ષાવતી નવયુગની અદ્ભુત વસન્ત યુરોપના પ્રત્યેક રાષ્ટ્રપર ઊતરતી હતી. યુરોપનો, સાચે જ, એ વસન્તોત્સવ હતો. કવિતા, નાટક અને સાહિત્યનાં; તત્ત્વજ્ઞાન, કલા અને વિજ્ઞાનનાં; સંસ્કાર, ભાવના અને આદર્શોનાં સંસ્કૃતિ-કુસુમોથી ભરેલા એવા રસથાળથી વસન્તે યુરોપને આજ જેવો કદી નહોતો વધાવ્યો.

આવી સુહાગી વસન્તના રસસ્રોતથી નવપલ્લવિત થયેલું યુરોપનું માનવ-જીવન વિસ્મયજનક ઝડપે પલટાઈ રહ્યું હતું. સમુદ્રની સફરોએ અને અવનવા પ્રદેશોના સહવાસે માનવીમાં કોઈક અનેરાં જોમ, તમન્ના, આત્મશ્રદ્ધા, સાહસવૃત્તિ અને સંકલ્પબળ સિંચ્યાં હતાં. ગ્રીક તત્ત્વજ્ઞાનના અભ્યાસે તેને પ્રથમવાર ક્રાન્તદષ્ટિની ભેટ ધરી હતી. ગ્રીક પ્રજાની અથાગ વિદ્યોપાસના નીરખી તેનામાં ઉત્કટ જ્ઞાનપિપાસા જાગી હતી; જ્ઞાનદ્વારા અતુલ શક્તિ પ્રાપ્ત કરવાની તમન્ના પ્રગટી હતી; અને એ શક્તિદ્વારા અજેય લેખાતી પ્રકૃતિને વશ કરવાના કોડ જન્મ્યા હતા. આવા વિરાટ ધ્યેયની સિદ્ધિ માટે અનિવાર્ય એવાં નિતાન્ત અધ્યયન અને ઉપાસનાને તો તે ક્યારનોય વરી ચૂક્યો હતો. આંગ્લ નાટ્યકાર માર્લોની આ અમર પંક્તિઓ પુનરુત્થાનયુગના માનવીની જીવન-પ્રતિજ્ઞાનો પ્રતિઘોષ ગજાવે છેઃ

> અહા, આનંદ અને સિદ્ધિની,
> યશ, વિભૂતિ અને વિશ્વપ્રભુત્વની,
> કેવી અલૌકિક સૃષ્ટિ
> એકનિષ્ઠ ઉપાસક અર્થે નિર્માઈ છે!
> પ્રશાન્ત ધ્રુવદ્વય વચ્ચે
> બ્રહ્માંડમાં જે કાંઈ સંચરે છે,
> સકળ તે મ્હારી આજ્ઞા ઉઠાવશે...

આ પુનરુત્થાનયુગનો અમર, પ્રભાવન્ત પ્રાણ. ગ્રીસના નિર્મુક્ત આત્માએ એના અંતરમાં મુક્તિની જ્વાલા પ્રગટાવી હતી. દુર્ધર્ષ ને ભવ્ય જીવન એને આહ્વાન દઈ રહ્યું હતું. અને સ્વતન્ત્ર વિકાસને સર્વકોરથી રૂંધતી મધ્યયુગીય સીમાઓ વટાવી અસીમમાં વિહરવા એનું હૈયું તલસી રહ્યું હતું.

નવયુગના આત્માને ગ્રીક સંસ્કૃતિએ કેવળ સાહસ, શૌર્ય કે નિશ્ચયબળ; જ્ઞાનપિપાસા, એકનિષ્ઠા ને ઉપાસકવૃત્તિજ નહોતાં અર્પ્યાં; તેણે માનવીને દિવ્યસૌન્દર્યચક્ષુ પણ અર્પ્યાં હતાં. ગ્રીક કલા અને કવિતાના અધ્યયને અર્પેલી નવદષ્ટિથી માનવીને પુષ્પ અને ફળમાં; વૃક્ષ અને લતામાં; પશુ અને પંખીમાં; વન, કુંજ, સ્રોત ને સરિતામાં; ગિરિ અને સમુદ્રમાં; પૃથ્વી, વ્યોમ, સૂર્ય, ચન્દ્ર, તારા અને નક્ષત્રોમાં—પ્રતિક્ષણ પલટાતાં પ્રકૃતિનાં અગણિત રૂપોમાં આજ લગી કદી નહિ ભાળેલા એવા અનન્ત સૌન્દર્યનાં દર્શન થયાં. પૂર્વે બહુધા ઉપભોગનાજ વિષયરૂપ લેખાતું નારીનું મોહક લાવણ્ય આજ કેવળ તેની ઇન્દ્રિયોને ઉત્તેજતુંજ નહોતું; તેના હૃદયને તે નિઃસીમનો સંદેશ પણ પાઠવતું હતું. વિધાતાની પરિપૂર્ણ કળાના સ્પર્શથી સરજાયેલી સૌન્દર્યભર માનવકન્યામાં તેને અનન્તતાનો ભાસ થતો અને તેનું હૈયું હર્ષ ને

ભક્તિના રસભાવે પુલકિત બનતું. નૂતન સૌન્દર્યદષ્ટિની પ્રાપ્તિ સાથે માનવીની પ્રેમવૃત્તિ પણ ઉત્ક્રાન્ત બનતી જતી હતી. પરંપરાનાં નિયમનોથી જકડાયેલો પ્રેમ હવેથી કૃત્રિમ બંધનો ફગાવી દઈ, આત્માનાં ઉપવનોમાં પ્રફુલ્લપણે વિહરવા લાગ્યો. સાહજિકતા–નૈસર્ગિકતા તેના પ્રાણ બની ધબકી રહ્યાં; રસજ્ઞતાએ તેનામાં ઊર્મિલતા પ્રેરી; સૌન્દર્યકામનાએ તેનામાં નવચેતન રેડ્યું; અને જીવનના પરમ સૌભાગ્યરૂપ લેખાતો, સમગ્ર પ્રવૃત્તિના પ્રેરણા–સ્વામી ને રસનિધિ સરખો, તે યુરોપીય જીવનસૃષ્ટિમાં ચક્રવર્તી સમો વિરાજી રહ્યો.

૨

## શેક્સ્પિયર—પુનરુત્થાનયુગનો મહાકવિ

સોળમી શતાબ્દિનો પૂર્વાર્ધ ઇંગ્લાંડે પુનરુત્થાનની વિરાટ ઉત્ક્રાન્તિને નિજ દેશે ઝીલવામાં વીતાવ્યો. પરન્તુ કવિવર સ્પેન્સર તથા નાટ્યકાર માર્લોના આગમન સાથે તેને ત્યાંય નવયુગની વસન્તનો ઉદય થયો સ્પેન્સર, સીડની અને તેમના અનુયાયીઓએ આંગ્લ સાહિત્યમાં નવકવિતાનો સ્રોત વહાવ્યો; જ્યારે માર્લો, કીડ, ગ્રીન, પીલ, અને લીલીએ અર્વાચીન નાટકનો યશસ્વી એલીઝાબેથન યુગ પ્રવર્તાવ્યો. આખરે શતાબ્દિના સન્ધ્યાકાળે, જ્યારે આ બન્ને અભિનવ સાહિત્યપ્રવાહોના સધિકાર સમા, અને માત્ર અંગ્રેજી નહિ, સમગ્ર યુરોપીય સાહિત્યના આજપર્યંત એકચક્રી સમ્રાટ થવા સરજાયેલા, નાટ્યકવિ શેક્સ્પિયરનાં વિજય–પગલાં અંગ્રેજી રંગભૂમિના તખ્તાપર ગરજી રહ્યાં, ત્યારે ઇંગ્લાંડની ક્ષિતિજે જગત–સાહિત્યના યશોજ્જ્વલ સિંહાસને અધિષ્ઠિત થવાના પરમ સૌભાગ્યનો ઉદય થયો.

નવયુગનાં વિધવિધ બળોને ઝીલતું શેક્સ્પિયરનું સાહિત્યસર્જન પુનરુત્થાનયુગનું વાઙ્મયી પ્રતિબિંબ છે. માનવ–ઉત્થાનને સ્થિતપ્રજ્ઞની અદાથી અવલોકતી તેની ક્રાન્તદષ્ટિ; અતુલ કાર્યબળને ખીલવીને જીવનસહ ઓતપ્રોત કરતી અને કવિતામાં મહલાવતી તેની અદ્ભુત નાટ્યવિભૂતિ; માનવહૃદયની સહ એકતાનતા સાધી, જલધિની અપાર તરંગ–પરંપરાશાં અવનવાં ને જીવન્ત પાત્રોની તદ્રૂપ સૃષ્ટિ સર્જતી તેની અદ્વિતીય પ્રતિભા; જીવન અને પ્રકૃતિના પ્રત્યેક ભાવ, પ્રત્યેક ઊર્મિ, પ્રત્યેક સ્વરૂપ, પ્રત્યેક દશ્યને નિર્મુક્ત લયમાં નિરૂપતી તેની નિસર્ગપ્રેરી કવિતા; પ્રણય, સ્નેહ, ઇર્ષ્યા, વૈર, કલહ, શૌર્ય, શ્રદ્ધા, ભક્તિ, વિલાસ, ઉપભોગ, બલિદાન, પાપ, પતન, પ્રાયશ્ચિત, ઉત્થાન,—આવાં આવા અનેક સંવેદનોથી જલતા માનવ-જીવનનાં વાસ્તવદર્શી તાદશ્ય ચિત્રો આલેખતી તેની અપ્રતિમ લેખિની,— આ સૌ શેક્સ્પિયરનો અર્વાચીન યુગના પ્રથમ મહાકવિ, નાટ્યકાર, અને જીવનદ્રષ્ટા તરીકે ઉદ્ઘોષ કરે છે.

પરન્તુ શેક્સ્પિયર કેવળ શ્રેષ્ઠ યુગમૂર્તિજ નથી. સાથે જ તે યુગયુગાન્તરનો સનાતન મહાકવિ પણ છે. પુનરુત્થાનયુગનો વિરાટ સ્રોત, એક શતાબ્દિ સુધી સારાય યુરોપના જીવનપટ પર વહી, તેને કલ્પદ્રુપ બનાવી, શેક્સ્પિયરના કવનમાં નિઃશેષતઃ પ્રસરતો, શાશ્વત જીવનસ્રોત સાથે સંગમ પામે છે. એટલેજ શતાબ્દિ પર શતાબ્દિ વીતે છે, છતાં શેક્સ્પિયર યુરોપીય સાહિત્યના પ્રવાહપર ક્રાન્તદ્રષ્ટા કવીન્દ્ર સમો વિરાજી રહે છે.

શેક્સ્પિયરનાં સંવેદનો વિશ્વનાં સનાતન સંવેદનોનાં પ્રતિબિંબ છે. શેક્સ્પિયરની અનુભૂતિ જગતના પ્રત્યેક યુગની અનુભૂતિને અનુરૂપ છે. શેક્સ્પિયરની જીવનદષ્ટિ સર્વયુગોના કવિઓની જીવનદષ્ટિ સાથે ગાઢ ઐક્ય દાખવે છે. શેક્સ્પિયરનાં પાત્રોમાં યુગેયુગનાં માનવઆત્માનાં હૃદય ધબકે છે. શેક્સ્પિયર નિરૂપિત ભાવો, ઊર્મિઓ, કામનાઓ, વૃત્તિઓ, ભાવનાઓ કેવળ

એલીઝાબેથન યુગનીજ નથી; સાથેજ વર્તમાનયુગની પણ છે. પુરાતન કવિઓમાં જેમ તમને તેમની વિધવિધ પ્રતિમાઓ સાંપડશે, તેમ ભાવિ કવિઓમાં પણ તમે તેમનો પ્રતિઘોષ સુણશો.

શેકસ્પિયરની કલાકૃતિઓ સનાતન વસન્તનાં રસ, પ્રભા, ને યૌવનથી થનગને છે. જે ઓજસ્વી પ્રફુલ્લિતતા એલીઝાબેથન રંગભૂમિ પર શેકસ્પિયરનાં નાટકોની આસપાસ વીંટળાઈ વળી હતી, તે આજેય તેમના પર મોજૂદ છે. નથી તેમના પર કાળપ્રવાહની રજ ચડી કે નથી તેમની સૌરભ ઓસરી—એવો શેકસ્પિયરનો પ્રભાવ છે. યુગપરંપરાઓ આવી અને વહી ગઈ; સાહિત્યવહેણો ઊગ્યાં, આથમ્યાં, પલટાયાં. માનવીની અભિરુચિ પર સંક્રાન્તિઓ પર સંક્રાન્તિઓ પસાર થઈ; જીવનનાં મૂલ્યો અંકાયાં અને બદલાયાં; પતન અને ઉત્થાનના કાંઈક કાંઈક કાળતરંગો વાઙ્મયના પટ પર વહી ગયા; પણ શેકસ્પિયર આજેય એવો જ અણનમ ને દુર્ધર્ષ ઊભો છે. એની નાટ્યસૃષ્ટિમાં માનવહૃદયનાં સ્પન્દન ગુંજે છે; એની કવિતામાંથી નિસર્ગનો સાદ ઊઠે છે; એના અવાજમાં અનન્તના સૂર સંભળાય છે; એની કલ્પનાનાં ઊડ્ડયનોમાં નિઃસીમની મુક્તતા થનગને છે. આ છે શેકસ્પિયરની ચિરંજીવ મહત્તાનું રહસ્ય; અને આ છે સનાતન મહાકવિ તરીકેનો તેનો યશમુગટ.

૩

## શેકસ્પિયરનાં નાટકો

શેકસ્પિયર કવિ હતો, શેકસ્પિયર નાટ્યકાર હતો, શેકસ્પિયર કલાવિધાયક અને જીવનદ્રષ્ટા હતો. કવિતા અને નાટ્યકલાનો અદ્ભુત સંગમ દાખવતાં તેનાં નાટકો તેના આ પ્રત્યેક સ્વરૂપનો ઉદ્‌ઘોષ કરે છે. શેકસ્પિયરના કવનનાં અને શેકસ્પિયરની કલાનાં, શેકસ્પિયરના દર્શનનાં અને શેકસ્પિયરના તત્ત્વજ્ઞાનનાં, વિશદ ને સુરેખ પ્રતિબિંબ તેની નાટ્યમાળામાં ઝીલાય છે. શેકસ્પિયર તેનાં નાટકોથી ભિન્ન નથી, નાટકો શેકસ્પિયરથી અલગ નથી.

નિજ હૃદયનાં ઊર્મિ, આવેશ, કે પ્રણયને વ્યક્ત કરતાં સૉનેટ કે બીજાં થોડાંક પરલક્ષી શૃંગાર—કાવ્યોને બાદ કરતાં, શેકસ્પિયરના સમગ્ર કવનને સમાવતી તેની સુદીર્ઘ નાટયશ્રેણી જગતસાહિત્યના ઈતિહાસમાં અજોડ એવી, વાસ્તવજગતની તદ્રુપ પ્રતિકૃતિ સરખી માનવજીવનની એક જ્વલંત નાટયસૃષ્ટિ રજૂ કરે છે. એવો જગતમાં એકપણ માનુષી ભાવ નથી, લાગણી નથી, આવેશ, ઊર્મિ, આવેગ કે કામના નથી, જે શેકસ્પિયરની નાટ્યાવલિમાં ઉત્કૃષ્ટ સ્વરૂપે નિરૂપિત ન થયાં હોય. વાસ્તવ અને આદર્શ, અદ્ભુત અને સામાન્ય, ઉન્નત અને પતિત, ભવ્ય અને નિકૃષ્ટ, આવાં તો અગણિત તત્ત્વો એકમેકમાં સમ્મિલિત થઈ શેકસ્પિયરની એ અનુપમ નાટયસૃષ્ટિમાં સમાયાં છે. પરંતુ એ સર્વના કેન્દ્રરૂપ છે માનવ—આત્મા અને સૃષ્ટિમાં તેની જીવનચર્યા...

જગત આજે ત્રણ ત્રણ શતાબ્દિથી શેકસ્પિયરની નાટયકલાના આવા ઉત્કૃષ્ટ આભ્યન્તર સ્વરૂપથી મુગ્ધ બન્યું છે. પરન્તુ આ આન્તર સ્વરૂપથી અલગ એવી એક બાહ્ય વિશિષ્ટતા પણ તેની નાટયમાળામાં છે અને તેની મોહકતા કાંઈક અનેરી જ છે. સર્જનક્રમ અનુસાર શેકસ્પિયરનાં નાટકો સ્વતઃજ એવા ચાર વિભાગોમાં વહેંચાઈ જાય છે—જે માનવજીવનની ચાર અવસ્થાઓને કેવળ સમાન્તર જ નહિ કિંતુ તેમનાં સંપૂર્ણ પ્રતિબિંબ અને પ્રતીકરૂપ પણ છે.

શેકસ્પિયરનાં રંગમંડપમાં પ્રવેશનાં જે નાટકો આપણી સન્મુખ ઉપસ્થિત થાય છે તે આરંભના તરુણકાળનાં સૂચક છે. એમનામાં તારુણ્યની અપરિપક્વતા, યૌવનની મસ્તી

અને વસન્તના ચારુ વિલાસ છે. એમનાં હૃદય, અખૂટ જીવનરસ, પ્રભાન્વિત સૌન્દર્ય અને નિર્મુક્ત પ્રેમથી તરબોળ ભર્યાં છે. લાલિત્ય, સૌરભ ને સુકુમારતા એમનાં અંગેઅંગ પર પમરે છે. શેક્સપિયરના નાટ્યજીવનનાં એ રસપુષ્પો છે, અને તેમાં બે મુકુટમણિ સરખાં વિરાજે છે–"એ મીડ સમર નાઈટ્સ ડ્રીમ" અને "રોમિયો એન્ડ જુલિયેટ."

દ્વિતીયકાળ વિલીન થતા યૌવન અને અને ઉદય પામતા પ્રૌઢત્વના સંધિકાળ સમો છે. એમાં યૌવનનો તન્મનાટ શાંત થાય છે, અને પ્રૌઢાવસ્થાના ગામ્ભીર્યના પ્રથમ પદસંચાર સંભળાય છે. તારુણ્યના રવિતેજમાં ત્યારે પ્રૌઢત્વની છાયાઓ પુરાય છે. કવિની દૃષ્ટિ અંધારમય ભાવિના ગર્ભમાં પ્રવેશવા મથે છે; એની લેખિની સ્થિર બને છે; અને એનું ચિત્ત જીવનના ગંભીર પ્રશ્નોમાં ગૂંથાવા લાગે છે; આ સમયની પ્રતિનિધિરૂપ ઉત્કૃષ્ટ કલાકૃતિઓ- "ધ મર્ચન્ટ ઓફ વેનીસ," "એઝ યુ લાઇક ઈટ," અને ઐતિહાસિક નાટકો "હેનરી ફોર્થ" (બે ભાગ) અને "હેનરી ફીફ્થ".

તૃતીય કાળમાં શેક્સપિયર નાટ્યકલાની શ્રેષ્ઠતમ કલા પ્રાપ્ત કરી યુરોપના સાહિત્ય મંડપમાં પ્રથમ નાટ્યકાર તરીકે વિજયની વરમાળ પહેરે છે. છતાં જીવનદૃષ્ટિએ તે તેના સૌથી વધુ ગહનકાળમાં પ્રવેશ કરે છે. કોઈક મહા અન્ધારમય અનુભૂતિ આ સમયે સમગ્ર જીવનને આવરી રહી હોય એમ દીસે છે. શેક્સપિયરનો આ મન્થનકાળ છે. આ સમયની સર્વ કૃતિઓના મૂળમાં પાપ, પશ્ચાતાપ કે કર્મફળના ઘોર અનુભવ રહેલા છે. જે જીવન આલેખાયું છે તેમાં હૃદયનાં ગંભીરમાં ગંભીર ઊંડાણ, કલ્પનાના નિર્બન્ધમાં નિર્બન્ધ વિસ્તાર, અને વાસના અને વૃત્તિઓના ભયંકરમાં ભયંકર વિહાર અદ્ભુત સમતોલતાપૂર્વક ગૂંથાયાં છે. જગતના રૂદ્ર સ્વરૂપથી કમ્પતા માનવઆત્માનાં તીવ્ર સંવેદનો, જીવનનાં અશુભીનાં કારુણ્ય, ઈર્ષ્યા ને મહત્વાકાંક્ષાની સળગતી અગ્નિજ્વાલાઓ, અહીં મૂર્ત સ્વરૂપ પામ્યાં છે કાલિદાસનો આ રસોત્સવ નથી; એ તો ભવભૂતિનો સંતપ્ત જીવનયજ્ઞ છે. વર્ડ્ઝવર્થનો પ્રકૃતિવિહાર નથી; મિલ્ટનની તપશ્ચર્યાનો હુતાશ છે.

યુગ પર યુગ વીતે છે, સાહિત્યના અવનવા પ્રવાહો જન્મે છે, વિરમે છે, અને લય પામે છે પણ શેક્સપિયરના મન્થનકાળના નવનીત સરખી આ કલાકૃતિઓ–" હેમ્લેટ" અને "મેકબેથ," "લિયર" અને "ઓથેલો," "જુલિયસ સીઝર" અને "એન્ટની એન્ડ ક્લિયોપેટ્રા"– જગતની કલ્પના તથા ઊર્મિને આજપર્યંત વિસ્મયમુગ્ધ કરી રહી છે.

ચતુર્થ કાળમાં પ્રવેશતાં તૃતીય કાળના અન્ધાર અદૃશ્ય થાય છે. શેક્સપિયર જીવનસન્ધ્યાને આરે આવી ઊભો છે. આ સમયનાં નાટકો પર સન્ધ્યાનું પ્રશાન્ત, સૌમ્ય ને પરિપક્વ ઓજસ વિલસે છે. કવિનું હૃદય જીવનસાફલ્ય, ઔદાર્ય અને પરિપૂર્ણતાના સંગીતથી ભરપૂર છે. એની દૃષ્ટિ પૂર્વજીવનને અવલોકતી કૃતકૃત્યતાના ભાનસહ ચિર શાન્તિમાં વિશ્વના અનન્ત પટ પર ઢળે છે અને એનો અન્તરાત્મા દુર્જનો પ્રત્યે ક્ષમા ક્ષમા પુકારતો સકળ જીવનના ફળશરૂપ સંન્યસ્ત સ્વીકારતો હોય તેમ ભાસે છે.

આ સાધ્યકાળનાં નાટકોનો પ્રધાનસૂર વિયોગમાંથી મિલનમાં, પાપમાથી પ્રાયશ્ચિતમાં, ઘર્ષણમાંથી અનુરાગમાં, દ્વેષ ને વૈરમાંથી ક્ષમા અને સ્નેહમાં માનવ પરિણતિનું ઉદ્બોધન કરે છે. આ સમયનાં બે સર્વોત્તમ નાટકો–'ટેમ્પેસ્ટ" અને "એ વિન્ટર્સ ટેલ."

# હિટલરને—

પ્રભુલાલ શુક્લ

[ પૃથ્વી ]

અયી નિપુણ ચિત્રક !
ન મંડન ગમ્યાં તને અભિનવીન કો' સર્જનો—
તણી ન મધુ કલ્પના ફલક રંગમાં સાંપડી ?

અહીં પૂલ તૂટેલઃ ત્યાં વરણ છાપરા હીણું કો'
ઊભાં કબર શાં ગૃહો શિશિર વાયરે કંપતાં.
પણે હીમ ચકી થીજ્યાં નીરવ કાળના અશ્રિપે,
લતા, તરુ, ઉશેટતા દ્રુત તુમુલ વંટોળીયે,
પ્રચંડ સરિતા પૂરે,' વિચિ ઉછાળપે અબ્ધિના,
લસે પ્રખર લાલિમા સકલ ચિત્ર આલેખને.
ને રુધિર રંગની રુચિર કલ્પના બાલ્યથી
હતી પ્રલય તત્ત્વની પ્રબલ ઝંખના લોહીમાં.

શકે જગત પૂજી શે તવ વિનાશકારી કલા ?
અનાદર થતાં બધે નિજ પ્રસન્ન ચિત્રો તણો,
પટે ચગદી, ઢોળી, સૌ રંગત-પાત્ર, કેન્વાસ તું
અહીં ધણુ ધર્યો રણે જગત વૈરથી નાથવા.
ડગેડગ અનુસર્યા થઇ સજીવ ચિત્રો બધાં.
રહે, ભરખતી મનુ અગનની શિખા કારમી,
ઊઠે જલદ ઘોષણાઃ પ્રલયનું મચે તાંડવ;
મુહા કરુણ ક્રન્દનો, ગહન ઘોર આંદોલનો,
ચડે, બધે ગગનમાં ભીષણ આંધીનાં વાદળો;
હસે કૃપણ પ્રેતશાં તવ પટે કલા-સર્જનો.
સહસ્ર શત કંપનાજ અણુજંપ ત્યાં આંચકા
ધરિત્રી ઉરમાં થતાઃ કયમ હુતાશ તારો શમે ?
નીલામ્બર સુવેશ પત્ર કુસુમો થકી રાજતી,
સુહાગી-ધરતી તણું ફલક રક્તથી રંગવા
રચ્યું મનુજ-યુદ્ધ આઃ પ્રલય સૃષ્ટિના કલ્પક ! ×

---

× કલ્પનાઓના પરંપરિત પર વચ્ચે બેસીને કવિ કોઈ લોહીના ધાબાથી ખરડાયેલું ચિત્ર અહીં આલેખવા બેઠા હોય એવું લાગે છે. સંવેદનોને જાગ્રત કરતી વર્ણનછટા ઉપરાંત બારોબાર વરેલી એ ભાવોદ્રેકતા આપણને એમાં ખેંચી રાખે છે. એ એનાં વિશિષ્ટાંગો બની રહે છે. વસ્તુમાં પણ નવીનતા છે એથી કાવ્ય અનોખું સ્થાન માગી લ્યે છે. હિટલરના ચરિત્રકારોએ એને બાળપણથી જ એ ચિત્રકાર હતો એમ કહ્યું છે. પણ એનાં ચિત્રો મંડનાત્મક કરતાં ખંડનાત્મક ભાવનિરૂપણ વધારે કરે છે, કારણ કે હિટલરના લોહીમાં એવું તત્ત્વ હતું. જ્યારે એણે જોયું કે એનાં આલેખનોની જગતમાં હાંસી થઇ રહી છે ત્યારે એણે ચિત્રોને મૂર્ત સ્વરૂપ આપવા અને એની પાછળ એ ચિત્રોને ચાલતાં કરવા યુદ્ધ આદર્યું અને કવિ જેમ કહે છે તેમ 'અહીં પૂલ તૂટેલ, ત્યાં વરણ છાપરા હીણું કો'' અને ત્યારપછીનાં શ્રેણીબદ્ધ અનુકંપાસર્યાં, માનવતા જગાવી જાય એવાં વર્ણનોએ, પ્રલયસૃષ્ટિના ચિત્રના સચોટ ચિત્રસ્વરૂપો છે એની અત્યારે કોણ ના પાડશે ?

—સું.

# દિ. બ. મણિભાઈ જસભાઈ

[ એક રેખાચિત્ર ]

જગજીવનદાસ દયાળજી મોદી

દિ. બ. મણિભાઈ જસભાઈને જેણે નજરે નિહાળ્યા હશે તેના મગજમાંથી તેમના વ્યક્તિત્વની છાપ કદી ભુંસાઈ નહિ હોય. ભવ્ય ચહેરો વિશાળ કપાળ, તેજસ્વી આંખો, પ્રલબ બાહુ અને પ્રભાવશાળી દેહ તથા મદ હાસ્યમય આનંદી મુખવાળા મણિભાઇને જોઇને કોઇને પણ માન ઉપજ્યા વગર રહે નહિ. માથે લાલચટક નડિયાદી પાઘડી, મલમલનું બગલાની પાંખ જેવું સફેદ અંગરખુ કસબની ઝીણી લીટીની કોરનો ખભે ખેસ,અને સફાઈથી પહેરેલુ ઝીણા પોતનું બંગાળી ધોતિયું એ મણિભાઇનો એક ખાનદાન ગૃહસ્થને છાજતો નિત્યનો પોષાક. બોલવા ચાલવામાં અને પહેરવેશમાં નાગરી સુઘડતા તરી આવ્યા વગર રહે નહિ. મિત ભાષણુ અને મીઠી વાણી એમનું ખાસ ભૂષણુ હતું. વિવેક અને સભ્યતાની મૂર્તિસમા પોતે સૌના પ્રિય થઈ પડેલા હતા. મોઢા ઉપર કદાપિ ક્રોધની છાયા દેખાઈ નથી. અને ગુસ્સે થઈ ને નોકરનું પણુ કદી અપમાન કરતા નહિ. પોતે વિદ્યા અને સાહિત્યના રસિયા હતા તેથી એમની આસપાસ હમેશાં વિદ્વાન અને ગુણીજનોનો ડાયરો ભરાયલો જ રહેતો. ગ્રથકારોને અને વિદ્વાનોને એ સારી રીતે પોષતા. એમણે જ્યા જ્યાં દિવાનગીરી કરી છે ત્યાં ત્યા રાજ્ય તરફથી વિદ્વાનોને ઉત્તેજન આપનારી તથા ઉત્તમકોટિનું સાહિત્ય પ્રગટ કરવાની ઉચ્ચ સંસ્થાઓ સ્થાપન કરેલી છે. કચ્છની રાજકીય પાઠશાળા તથા વડોદરાની ગુજરાતી પ્રાચીન કાવ્યમાળા અસ્તિત્વમાં આવી એ મણિભાઈના જ પ્રતાપે મણિભાઈ ન હોત તો ગુજરાતી પ્રાચીન કવિઓ કાળના ખપ્પરમાં કયારનાએ ભુંસાઈ ગયા હોત

મણિભાઇ પોતે પણુ મારા વિચારક, ચિતક અને લેખક હતા. રાજ્યકાજના દુર્ઘટ વ્યવસાયમાં ગુંથાઈ રહેવા છતાં એમણે કેટલાક અભ્યાસપૂર્ણુ લેખો લખેલા છે. તેમાં સ્રી-કેળવણી ઉપરનો એમનો ગ્રન્થ અનેક દૃષ્ટિએ વાચવા જેવો અને પ્રમાણભૂત છે. એ રાજદ્વારી વ્યવસાયમાં પડયા ન હોત તો તે જમાનાના સારા સાહિત્યકાર નીવડયા હોત. રાજકાજમાંથી વખત કાઢીને પોતે સાહિત્યના ગ્રન્થો અને ધર્મશાસ્ત્રોનું હમેશાં પરિશીલન કરતા તથા વિદ્વાનોનો નિરતર સહવાસ રાખી જ્ઞાનની અભિવૃદ્ધિ કરતા રહેતા. પુષ્પભ્રમર ન્યાયથી નાના મોટાનો ભેદ કે મિથ્યાભિમાન ન રાખતાં જેની જેની પાસેથી જે કંઈ પણુ ગુણુ જડે તે ગ્રહણુ કરી લેવામાં એ જરા પણુ સંકોચ રાખતા નહિ. પોતે ગૂર્જરાધીશ્વરના મુખ્ય પ્રધાન છતા સાધારણુ માણુસને પણુ એમની મુલાકાત લેવાને મુશ્કેલી ન્હોતી પડતી એટલા એ નિરભિમાની હતા.

મણિભાઇના જમાનાના રાજ્યનીતિનિપુણો રાજા સર. ટી. માધવરાવ, સર. સાલારજંગ બહાદુર, સર દિનકરરાય એ ત્રણુ હિન્દુસ્તાનમાં મહાન ગણાતા હતા. તેમના જેટલા મહાન

પદે પહોંચી ગયેલા નહિ પણ તેમના જેવાજ રાજ્યનીતિનિપુણ મણિભાઈ હતા. એમની કાર્યદક્ષતાથી કચ્છ–ગુજરાતના મોટા મોટા રાજાઓના એ માનીતા થઈ પડ્યા હતા. દેશી રાજ્યોની દિવાનગીરી કરતાં રાજાપ્રજાનું—ઉભયનું હિત સાચવવા સાથે સાર્વભૌમ સત્તા –બ્રિટિશ સરકાર સાથેનો મીઠો સંબંધ સાચવી રાખવામાં પણ એ કુશળ પુરુષ હતા. અને તેથી તે વખતના મોટા મોટા બ્રિટિશ અમલદારોનો મણિભાઈને માટે બહુ ઊંચો અભિપ્રાય બંધાયેલો હતો. એમના કામથી અને કામ કરવાની પદ્ધતિથી બ્રિટિશ ગવર્નરો અને પોલિટીકલ અમલદારો એટલો બધો સંતોષ પામેલા હતા કે નાના મોટા જે રાજ્યમાં કંઈ અવ્યવસ્થા અને સડો માલમ પડે ત્યાં રાજ્યસુધારણાને માટે મણિભાઈને મોકલવાની તેમના તરફથી ભલામણ થતી અને મણિભાઈએ ત્યાં ત્યાં જઈને અવ્યવસ્થા દૂર કરી તે તે રાજ્યને આબાદ કરી પ્રજાને સુખી કરી છે. જેથી આજે પણ તે તે પ્રદેશની પ્રજા તેમને ભક્તિભાવથી સંભારે છે. સરકારી દફતરોમાં પણ તેમનાં સારાં કામોની જોઈએ એટલી નોંધો ભરેલી છે. આવા એક મહાપુરુષનું વ્યક્તિત્વ અસાધારણ જ હોય.

શ્રી. મનસુખરામ સૂર્યરામ, શ્રી. ઝવેરીલાલ ઉમિયાશંકર, દિ. બ. રણછોડભાઈ ઉદયરામ વગેરે તે જમાનાના મોટા મુત્સદ્દીઓ અને સમર્થ રાજદ્વારી પુરુષો મણિભાઈના મિત્રો હતા. મનસુખરામભાઈ તો ઘણાં દેશી રાજ્યોના એજન્ટ હતા અને મુંબઈમાં રહી બ્રિટિશ સરકાર અને દેશી રાજાઓના મધ્યસ્થ તરીકે કામ કરતા. એમની સત્તા એટલી બધી હતી કે કોઈ રાજાનો રાજ્ય ઉપર હક્ક સાબિત કરવો કે નાબૂદ કરવો એ કામ એ કરી શકતા હતા. મુશ્કેલીને વખતે મણિભાઈને એ મિત્રોની સલાહ અને મદદ બહુ ઉપયોગી થઈ પડતી. પણ મણિભાઈની પોતાની જ બુદ્ધિમત્તા એટલી પ્રબળ હતી કે ગમેએવી આંટીઘૂંટીવાળુ કામ પાર પાડવામાં એમને અઘરું પડતુ નહિ.

મણિભાઈ શુદ્ધ ચારિત્રવાન અને દક્ષ પુરુષ હતા. शील वर भूषणम् તે પ્રમાણે સમસ્ત સદ્‌ગુણો વડે એ સદા શોભી રહેતા.

---

## અયિ કુસુમ કળી!

"નૌતમ"

અયિ કુસુમ કળી!
પ્રિય કુસુમ કળી!
મુજ જીવન સૌરભહીણુ અહેલ રહ્યું પ્રજળી!
અયિ કુસુમ કળી!
તવ અંતર પાંખડીઓ ખૂલશે,
મધુકર દલ–પમરાટે ઝૂલશે,
ઉર શૂન્ય વ્યથા નવ શું ભૂલશે?
પ્રિય કુસુમ કળી!
મુજ જીવન સૌરભહીણુ જ આમ જશે પ્રજળી?
અયિ કુસુમ કળી!

[ ૩ ]

"કોઇ પરદેશી મુસાફર–ભાઇએ પાણી પીવા એ દોરી ને લોટો એ કૂવામાં મૂક્યો હતો. તેને તેમાં પાણી તો ન મળ્યું કારણ એ અવડ અને ખંડિયેર હતો પરન્તુ તેમાંથી તેને હું જડી.

મને જોઇને તેને દયા આવી. મારી દર્દકથા સાંભળીને તો એ દયા દશ ગણી વધી ગઇ. તે મને દીકરી કરીને પોતાને ઘેર લઇ ગઇ. તેણે મને ખૂબ ખવડાવ્યું, પીવડાવ્યું, પહેરાવ્યું ને ઓઢાડયું. હું મારૂં વૈધવ્ય ને તેની ભીષણ સ્મૃતિ સુદ્ધાં વીસરી ગઇ. એ સુખશાંતિમાં પડી પડી હું કહેવા લાગી, "હાશ! આખરે આ એક દયાનો ઝરો મીઠો છે ખરો."

પરંતુ એ મારો ભ્રમ હતો. કદાચ મારો પડછાયો જ એવો અકર્મી હશે તેથી એ ઝરો પણ કડવો નીકળ્યો. કાળીની પૂજારણ તેના બલિના બકરાનું કેટલા લાડથી લાલનપાલન કરે છે? મારી ખાતરબરદાસ્ત પણ તેવી જ નીવડી. એક અંધારી રાતે મારો સોદો થયો, હું બજારની ઢીંગલીની પેઠે વેચાઈ. ડાકોરની જાત્રા જવાની હોંશમાં હું મારા ખરીદનારની કેદમાં જઇ પડી, અને પછી નિરાધાર એવી હું અબળાની શી વલે થઇ હશે તે તમે જ કલ્પી લો...બજારમાંથી જાતવાન કેરી ભરપેટ દામ આપી ખરીદી લાવનાર તેને પંપાળીને રાખી મૂકતો નથી. તે તો તેનો બિંદુએ બિંદુ રસ ચૂસી લે છે.

કેરીનો ખાનાર તેના ગોટલા ને છોતાંને ઊકરડે ફેંકે છે, પણ મારો માલિક એવો અદય ન હતો કે મને ત્યાં ફેંકે. તેણે મને ફરી વેચવા કાઢી, અને અક્કલના આંધળાએ હું ચૂસેલી કેરીને ફરી ખરીદી. અને પછી એ જ પૂર્વનો ક્રમ ચાલુ થયો.

એ દયાના ચકાવામાંથી એક દિવસ હું નાસી છૂટી. એ નાકાંને હજુ પાંચ વર્ષ પણ થયાં નથી તેટલામાં તો હું પાંચ જિંદગીનો કડવો–મીઠો તો નહિ જ, જે મીઠો દેખાએલો તે પણ કોયલાણની ખાંડના પડ વાળી ગોળીઓ જ હતી—અનુભવ ચાખી ચૂકી છું. એ દરમિયાન જ્યારે જ્યારે લોકોએ મારા પર દયા કરી છે ત્યારે ત્યારે હું દાઝી છું, અને એ દઝાડે દઝાડે મને દયાનો સાચો માપનો સમજાયો છે.

એ સમજણ આવી, ગમે એવી ઉતરપીડીથી પણ ન ડગાડું એવી ઊંડી સમજણ આવી, ત્યારથી હું અર્ધગાંડી જેવી ફરૂં છું. કોઇની ભીખ હું લેતી નથી પણ કૂતરાંકૂકડાં જોડે એઠવાડમાંથી વાણી રાણી ટૂકડા વીણી ખાઉં છું. હું કોઇની મીઠી વાણી સાંભળતી નથી. એવા મોઢામોઢાઓ સામે દાંતિયાં કરી હું તેમના મ્હોંમાં આંગળાં ઘાલી ગાળો દેવાડું છું. હું દયાથી દાઝું છું પણ ગાળો મને ગળી લાગે છે.

આટઆટલું વીત્યું, એક ભવના અગિયાર ભવ કીધા છતાં મારૂં રૂપ મને છોડતું ન હતું. કદાચ તેને ય મારી દયા આવતી હશે અથવા તો મનેજ મારી દયા આવતી હશે,

અને તમે જાણો તો છો દાક્તર સાહેબ ! કે દયા એટલે મારા માટે દુઃખનો ડુંગર છે. આ કેવળ સુંદર ઉપમા માટે હું બોલતી નથી. મારા રૂપે પોતાની દયા ચાલુ રાખી તેથી મારે માથે દુઃખનાં ઝાડ ઊગ્યાં છે. એક દિવસ તો હું છરી લઇ તૈયાર થઇ. હું મારા અવયવોને વારાફરતી પૂછવા લાગીઃ 'બોલો તમારામાં રૂપાળું કોણ ? તમારામાંના એકેએકને આજે હું કાપી નાખવાની છું.'

તે છતાં એ છરી હાથમાં જ રહી. એક નકટી થવાનીય મારામાં હિંમત ન આવી તો પછી બીજા અવયવો છેદવાની તો વાત જ શી કરૂં ? હું હતી તેવી ને તેવી રહી અને શેરીએ શેરીએ નાસભાગ કરવા લાગી. એમ દોડાદોડ કરતાં એકવાર હું ભેંસની માડણમાં પડી. ત્યાંથી મને કાદવની કાંબળી ભેટ મળી. એ કાંબળીએ મને રક્ષણ આપ્યું. છતાં હાથ મ્હોં ખાવા પીવા માટે ઉઘાડાં રહેતાં. તેના પર હું ફીલના ચટાપટા પાડતી. એવી કાબર-ચીતરી થતાં લોકો મને ગાંડી કહેતા.

એવી ગાંડીને છેલ્લા બે દિવસથી ગામના છોકરાં ને કૂતરાં પજવતાં હતાં. ખાવા, પીવા કે સૂવાને માટે તેમણે મને જંપવા દીધી નથી. આમ હાંકી હાંકીને, હડે હડે તથા હુરિયો હુરિયો કરી તેઓ મને ફરી માણસ બનાવવા માગતા હતા. મોટાંઓએ તેમને તેમ કરવા ઉશ્કેર્યાં હતાં. કારણ દયા કરી તેઓ મારો પશુજીવનમાંથી ઉદ્ધાર કરવા માંગતા હતા. એ દયા મને ખપતી ન હતી. તેના ડહામે ડહામે મારી આખી કાયા ઢંકાઈ ગઈ હતી. મારે વધારે દાઝવું ન હતું.

એથી હાડછેડ ખાઈ ખાઇને હું હોળી બળતી હતી ત્યાં આવી ઊભી. દૂરથી જ એની લાલ લાલ જવાળાએ મને આમંત્રીઃ 'આવ બ્હેટા આવ, હું તને મારી સોડમાં છૂપાવી દઉં. આવ ને મારામાં મળી જા એટલે તારી મુક્તિ થાય. ગભરા ના, હું તારા પર દયા નહિ કરૂં, હું ક્રૂર થઈ ને તને બાળી દઈશ.'

હોળી માતા તો ખૂબ નિર્દય હતાં. તે તો લાંબા લાંબા હાથે મને ભેટી પડ્યાં પણ લોકોની દયા આડે આવી. તેમણે મને બળતી ઝળતી ખેંચી કાઢી. હવે હું અહીં છું. ત્યાં તમારી દયા મારી દુશ્મન થઈ છે. તમો દવા ચોપડી મને સાજી કરવા માગો છો. પણ હું સાજી થાઉં કયા સુખને સારૂ ? કઈ શાંતિની આશાથી ? દાક્તર સાહેબ ! તમને જો મારા પર સાચી દયા આવતી હોય તો હું કહું તેમ કરો."

" કહો બ્હેન ! શું કહેવું છે ?" મેં ગળગળે અવાજે કહ્યું વાઢકાપ કરી કરી કઠોર થયેલું મારૂં હૈયું આ બાઈની કરુણ કથાથી ઓગળી ગયું હતું.

" પેલા કબાટમાંથી એક ઝેરની પડીકી પાઈ દો. એના જેવું દવાનું કામ બીજું એકે નથી."

" જીવતો નર ભદ્રા પામે છે એ કહેવત ભૂલી ન જતી બ્હેન !"

" પરંતુ જીવીને હું કઈ ભદ્રા પામવાની છું ? તમારે શું મને હડે હડે થવા જીવાડવી છે !"

" બ્હેન, હું તમને કોઇ સારા ઘરમાં નોકરી અપાવીશ."

" સારા ઘરમાં ! તમે કોને સારૂં ઘર કહો છો ? કુલીનતા, શ્રીમંતાઈ, મોટાઈ ને વિદ્વત્તા એ બધાંય જેના ઘરમાં છે ત્યાં હું રસોઇયણ તરીકે રહી આવી છું. સાહેબ ! એ દિવસોની સ્મૃતિ તાજી ન કરાવો. રસોડામાં બળતા ચૂલાની આગ જેવા ભભૂકા મારા હૈયામાં બળી રહ્યા છે. તમારા સારા ઘરમાં જઈ મારે શું એની પુનરાવૃત્તિ કરવી ? તમારા સારા ઘરમાં પણ પુરુષો તો હોવાના જ. અને નિરાધાર અબળા તરફ તો તેમની નજર ભમરાની જ હોવાની."

એ પછી મારા તરફ તાકી રહી. કદાચ એ તપાસતી હતી કે મારી આંખમાં ય એ ભ્રમર બેઠો છે કે નહિ ? ત્યાં તેણે શું જોયું તે કહી શકતો નથી પણ એટલું તો જરૂર કહું કે એ વેધક દૃષ્ટિપાત પછી તેની આંખમાથી ગુસ્સો અને વક્રતા ઓછાં થયાં.

પછી મેં કહ્યું: "બહેન ! તો હું તમને કોઇ વિધવાશ્રમમાં દાખલ કરી દઇશ."

"તે તમે શું એમ માનો છો કે મેં વિધવાશ્રમો નથી જોયા ? એમાંનો એક હતો છૂપું કૂટણખાનું ને બીજો હતો વિધવાઓનું બજાર. બધા આશ્રમો એવા નહિ હોય પરંતુ સારા આશ્રમો પણ અમારી કફોડી દશા સમજતા નથી. તેઓ દયાનો અતિરેક કરી અમારૂં જીવન અસહ્ય બનાવી દે છે. તેઓ અમારી દુર્દશાનું પ્રદર્શન કરે છે, અમારી શરમભરી અસહાયતા પર વાર્તાઓ લખે છે અને પરિણામે લોકો અમારા તરફ આંગળી ચીંધે છે."

"તો બહેન ભલે ત્યાં ન જતી. હું તને મારી સાથે રાખીશ. મારે સગી બહેન નથી એટલે સમજીશ કે ભગવાને તને તે સ્થાન સાચવવા મોકલી છે."

બહેન થવાનું એ આમંત્રણ તેણે ન તો નકાર્યું કે ન તો સ્વીકાર્યું. તે બોલી, 'રાતભર વિચાર કરી જોઇશ.'

અને રાતભર એણે કોણ જાણે શા શા વિચાર કર્યા હશે તે જાણવા હું ભાગ્યશાળી ન થયો. કારણ ઊગતી સ્હવારમાં જ તે દેવલોક પહોંચી હતી. દઝાડના ફોલ્લાઓ પર ચોપડવાની પિક્રિક એસીડની આખી બાટલી તેણે પી લીધી હતી.

નર્સનો તેડાવ્યો હું દોડતો ગયો. પરંતુ મારૂં દોડવું વ્યર્થ હતું. પાળ તૂટી પાણી વહી ગયું હતું. પથારીમાં હજુ એનું મ્હોં હસતું હતું. બિચારીને વર્ષો પછી આરામની ઊંઘ આવી હોયની તેવી તે દેખાતી હતી.

એના ઓશિકેથી એક પત્ર જડયો. તે લખવા માટે નર્સ પાસે જ તેણે કાગળ-પેન્સિલ લીધાં હતાં પરંતુ તે જૂઠું બોલીને. એ પત્રમાં લખ્યું હતું:

'ભાઇ ! માફ કરજો. હું જાઉં છું. દયાના દરિયાના દરબારમાં દયા સામે જ રાવ કરવા હું જાઉં છું. દૂધની દાઝેલી મેં છાશનો પણ અવિશ્વાસ કર્યો છે તો ખોટું ના લગાડતા. તમે જો મારા સાચા ભાઇ થાત તો પછી એવા સાચા વીરાના માથે મારા જેવી મેશની માટલી મંડાય તેથી હું બહેનને આનંદ નહિ થાત. અને જો તમારી દયા પણ બીજાઓના જેવી જ નીવડવાની હોત તો તો હું આજે જાઉં છું એ ઠીક જ છે, ખરૂંને ? દાક્તર સાહેબ ! સલામ.' લી૦ દૂધની દાઝેલી.

---

# વાંચ્છા.

રમણ વ્યાસ

[ શિખરિણી ]

ન સ્પર્શો ઝર્ણાંને કુટિલ સહુ આ શબ્દ જગના,
પડી દૂરે ગાવા ઉર ઉઠંત સૌ ભાવ મનના;
મનેયે એ વાંચ્છા ઝરણ સરખું મુક્ત વહવું,
હવે ઘેરા ધીમા જીવનગીત મારૂં જ લવવું !

# ગ્રામ-રચના

'ચન્દ્રિક'

આરોગ્ય અને સ્વચ્છતાના સિદ્ધાંતોને સમજવા અને જીવનમાં ઉતારવા મથતી પ્રજા ગ્રામ-રચનાના સિદ્ધાંતોથી અણજાણ રહી ઉત્કર્ષની સાધના સાધે એ શક્ય નથી. સમાજની વ્યાજબી જરૂરિયાતોને અનુકૂળ નીવડે એ રીતની રચના રચાય તો જ ગ્રામ-રચનાની કળાની સર્વોત્કૃષ્ટતા સધાય. વ્યક્તિની અંગત આવશ્યકતાઓને અનુરૂપ ગૃહરચનાને અંગે વિચારાતા સિદ્ધાંતો કરતાં ગ્રામ-રચનાની વિચારણા વિશાળ દૃષ્ટિબિંદુ માગી લે છે.

પ્રથમનાં ગ્રીસ અને રોમનાં શહેરો વિસ્તારમાં ઘણાં ટૂંકાં હતાં. તેમની રચનામાં સમાનતા અને સૌન્દર્યના સિદ્ધાન્તો સ્વીકારાયેલા. એ શહેરોમાં એકાદ જાહેર બજારનું સ્થળ અને થોડાંક ખાસ જરૂરી સ્થળોના બંધારણની વિચારણા સાથે ઈતિકર્તવ્યતાના ઓડકાર અનુભવાયેલા જણાય છે. ઉત્તમ કોટિનાં મધ્યકાલિક શહેરોની રચના, મુખ્યત્વે, જાહેર રક્ષણને અનુલક્ષી બનતી. હિંદુસ્તાનનાં પેશાવર, લાહોર અને દિલ્હી જેવાં મોગલ સમયનાં કિલ્લેબંધી શહેરોનું બંધારણ એ રચનાના દૃષ્ટાંતરૂપે મોજુદ છે.

ઔદ્યોગિક પ્રવૃત્તિ આગળ ધપતાં ગ્રામવિસ્તારની વૃદ્ધિ અનિવાર્ય બની. યન્ત્રપ્રવેશ, ગ્રામ-ગ્રામને સાંધતી આગગાડીની આવકારાયેલી વિશાળતા, દેશના ઉદ્યોગોની ક્રમિક વૃદ્ધિ અને વધતી જતી જનસંખ્યાના કારણે સાંકડા વિસ્તારવાળાં શહેરોનો વિસ્તાર વધારવાની આવશ્યકતા ઊભી થઈ. પરિણામે, ઓગણીસમી સદીનાં શહેરો વિસ્તારવાળાં બનવા લાગ્યાં.

લગભગ સો વર્ષ પહેલાં બંધાતાં મકાનો માટે નિશ્ચિત નકશો પ્રથમ તૈયાર કરવાની જરૂર જનતાને જણાતી ન હતી. કોઈ પણ પ્રકારની નિશ્ચિતતા વિના જ કલ્પનાના આધારે રહેવાનાં મકાનો બાંધવામાં કશું અજુગતું હોય એમ કલ્પવાને કારણ નહોતું. માત્ર અંગત ઉન્નતિની દૃષ્ટિ આ સમયમાં પ્રાધાન્ય ભોગવતી અને પ્રત્યેક વ્યક્તિ પોતાની અંગત મિલકતમાં ઉમેરો કરી લેવામાં ગૌરવ લેખતી. સંસ્કૃતિની વૃદ્ધિ અને વિકસતા વિજ્ઞાનપ્રભાવે જણાતી ઊણપના કારણે એ સિદ્ધાંતો ધીમે ધીમે બદલાતા ગયા અને છેક હમણાં હમણાં જ આજુબાજુ ખુલ્લી જમીનવાળાં તેમ પ્રકાશ અને હવાની સંપૂર્ણ આરોગ્યમય • આવજાવાળાં મકાનોની મહત્ત્વપૂર્ણ રચના તરફ જાહેર જનતાનું લક્ષ દોરવાયું છે.

યુરપના સંસ્કૃતિપ્રધાન દેશોને ગ્રામ-રચનાના સાચા સિદ્ધાન્તો દર્શાવવાનું પ્રથમ માન સ્વીડન ધરાવે છે. ઇ. સ. ૧૮૭૪ માં ઘડાયેલા ત્યાંના ગ્રામ-રચનાના ધારાથી મકાનો, મહોલ્લા, બજારો અને જાહેર સ્થળોની બાંધણી માટે મહત્ત્વના નિયમો ઘડાયા. એ કાનૂની નિયમાનુસાર કોઈ પણ શહેરના બંધારણમાં સ્વાસ્થ્યના સિદ્ધાન્તાનુસાર જુદી જુદી ગોઠવણી ફરજિયાત હતી. ખુલ્લી જગાની વિપુલતા, જાહેર જનતાની સુખશાંતિ અર્થે પૂરતાં રમતગમતનાં સ્થળો તેમ આરોગ્યમય જીવનને જરૂરી પ્રકાશ અને હવાની સગવડ સાથે બાહ્ય દેખાવની

આકર્ષકતા શહેરની રચનાના સર્જકે અચુક લક્ષમાં રાખવી જોઇએ એમ ભારપૂર્વક દર્શાવનાર એ કાનૂન વીસ હજારથી વધુ વસતીવાળાં શહેરોને લાગુ કરવામાં આવેલો.

ગ્રામ–રચનાની કળા–સાધનામાં આનન્દદાયક ઉમેરો કરનાર ફ્રાંસે મહોલ્લાઓના બંધારણમાં વિસ્તીર્ણતા અને પ્રભુતાની આવશ્યકતા સ્વીકારી છે. ત્રીજા નેપોલિયનના રાજ્ય-અમલ દરમ્યાન ફ્રાન્સના પાટનગરની પુનર્રચના હાથ ધરવામાં આવેલી. ઈ. સ. ૧૮૫૩ ની એ યોજનાનુસાર રચાયેલું પારીસ આજે વિશ્વનાં આદર્શ શહેરોમાં અનોખી ભાત પાડે છે.

યુરપ અને અમેરિકામાં આદર્શરૂપ મનાતાં ઔદ્યોગિક બાગબગીચાવાળાં વિશાળ સ્થાનકોની પ્રથમ રચના કરવાનું માન જર્મની ધરાવે છે. પણ જર્મન પ્રજાની એ યોજના અતિશય પહોળા મહોલ્લા, મકાનોની અનાવશ્યક ઊંચાઈ અને ઔદ્યોગિક સ્થળોએ રહેવાનાં મકાનો ઊભાં કરવાની તત્પરતાના પ્રભાવે ખામીપૂર્ણ બની જવાથી જાહેર જનતાનો હાર્દિક આવકાર લાભી શકી નહિ.

નવી દુનિયા તરીકે ઓળખાયેલા અમેરિકામાં ગ્રામ–રચનાના સિદ્ધાન્તોની શરૂઆત સત્તરમી સદીના અંત સમયે બંધાયેલા ફીલાડેલ્ફિયાના પ્રારંભથી અમલમાં આવી. પ્રથમનાં અમેરિકન શહેરોની બાંધણી શેતરંજની રમતના પાટિયાના આકારની હતી. તે વખતનાં શહેરોના મહોલ્લા એકબીજાને કાટખૂણે કાપે એવી રીતની રચનાથી બાંધવામાં આવતા. આ રચનામાં આવશ્યક ફેરફાર કરી ઈ. સ. ૧૭૯૨ માં તેમાં સુધારાવધારા કરવામાં આવ્યા. તે વખતે બંધાયેલા વૉશિંગ્ટન શહેરમાં કર્ણાકૃતિ મહોલ્લાની રચનાનો સ્વીકાર કરવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૬૯ માં શહેરી જીવનને અનુલક્ષી રચાયેલાં મધ્યસ્થ સ્થળોની યોજના દ્વારા અમેરિકાએ ગ્રામ–રચનાના નૂતન સિદ્ધાન્તો અપનાવ્યા. કર્ણાકૃતિ મહોલ્લા, વિશાળ મેદાનો અને મધ્યસ્થ સ્થળો સાથે જાહેર જનતાની સુખશાન્તિ અર્થે યોજાયેલાં ક્રીડાંગણોના પ્રતાપે એ યોજના અનેરા આકર્ષણના કારણભૂત બની.

આ રીતે, ગ્રામ–રચનાનાં આવશ્ય અંગોની તારવણી નીચે મુજબ થઇ શકે:—

(૧) જાહેર જનતાના જરૂરી વ્યવહાર માટેની પૂરતી જગા.

(૨) પ્રથમ નજરે જ જુદાં તરી આવતાં સાર્વજનિક મકાનો.

(૩) પુષ્કળ તાજી હવા, પૂરતો પ્રકાશ, વિશાળ મેદાનો અને ક્રીડાંગણો જેવાં શરીર સંરક્ષણશાસ્ત્રનાં આવશ્યક અંગોની સલામતી. અને

(૪) રહેઠાણ માટેનાં લાવણ્યભર્યાં મકાનોની સગવડ.

આ વર્ગીકરણની વિગતો વિચારીએ.

(૧) **સ્થળ:**—કોઇ પણ શહેરની રચનામાં પ્રથમ તે શહેરની રચના જે સ્થળ ઉપર કરવાની હોય તે સ્થળનું બારીક અવલોકન આવશ્યક છે. પર્વત, ખીણ, મેદાન, સરિતા કે સરોવરના અસ્તિત્વને ગ્રામ–રચનાની આકૃતિ સાથે સીધો સંબંધ છે. જંગલ, ટેકરીઓની હાર કે વૃક્ષસમુદાય જેવાં તત્ત્વોને પણ પૂરી અનુકૂળતા અર્થે ઉપયોગમાં લઇ શકાય તેવી રીતની રચના રચાય તો જ તે આદર્શરૂપ નીવડી શકે. જૂનાં શહેરની નવીન રચના કરતી વખતે તે શહેરની પુરાણી દિવાલો, અસલના કિલ્લા અને સ્મરણચિહ્નો (પાળિયા, રોજા, કીર્તિસ્થંભો વગેરે) સંભાળી રાખવાની ખાસ કાળજી રાખવી જોઇએ.

(૨) વિભાગઃ—રહેઠાણના મકાન માટે જેમ વ્યક્તિની અંગત આવશ્યકતાનુસાર જુદી જુદી વ્યવસ્થાની રચના આવશ્યક છે તેમ ગ્રામ-રચનાને અંગે જે તે શહેરને અનુરૂપ જુદા જુદા વિભાગોની યોજના આવશ્યક છે. સરકારી ઑફીસો અને સાર્વજનિક મકાનો, શહેરના વ્યવહારસ્થળની મુખ્ય જગાએ હારબન્ધ ઊભી કરવાની વેપારીની દુકાનો, ઔદ્યોગિક વિભાગો અને રહેવાનાં મકાનોનો સ્થળનિર્ણય તાત્કાલિક જરૂરનો બને છે. સરકારી મકાનો અને વેપારીની દુકાનો માટે મધ્યસ્થ સ્થળનું નિર્માણ થવું જોઈએ. ઔદ્યોગિક સ્થળો માટે આગગાડીનું મથક અનુકૂળ પડે અને પાણીની સગવડ મળે તેવું સ્થાન નક્કી કરવું જોઈએ. મીલનાં ભૂંગળાંમાંથી નીકળતી ધૂમાડી અને જાહેર જનતાની કાયમી અવરજવરનાં સ્થળોથી અલિપ્ત રહી સુખાકારી જળવાઈ રહે તેવા સ્થળમાં રહેઠાણ માટેનાં નિવાસસ્થાનની યોજના યોજવી જોઈએ. સંગ્રહસ્થાન, પુસ્તકાલય, મંદિર, વિદ્યાપીઠ અને વિશ્વવિદ્યાલય માટે એક વિભાગ અને સીનેમા-નાટકનાં થિયેટરો માટે બીજો વિભાગ-એમ જુદા જુદા વિભાગો પ્રથમથી નક્કી કર્યા પછી જ ગ્રામ-રચનાની સફળ શરૂઆત કરી શકાય.

(૩) મહોલ્લાઃ—વિભાગો નક્કી થયા પછી એ વિભાગોને દરેક રીતે અનુકૂળ નીવડે તેવી રીતના રસ્તાની યોજના વિચારાવી જોઈએ. શહેરની આવશ્યકતાંઓનો વિચાર કરી આગગાડીના મથક માટેનું સ્થળ નક્કી કરવું જોઈએ. તે સ્થળને સાંધતી જુદી જુદી સડકો અગત્યનાં દરેક સ્થળ સુધી લઈ જવાય તેવી રીતે બાંધવી જોઈએ. કંઈક ખૂણા પડતા પહોળા અને અવરજવરની અડચણ ન પડે તેવા મહોલ્લા હોય તો જ જનતાને અગવડકારક ન બને. પગપાળા મુસાફરી કરનાર માટે ફૂટપાથ તેમ ટ્રામગાડીઓ, ઘોડાગાડીઓ, અને મોટર-વ્યવહાર વગેરેની ઊંડી વિચારણા બાદ ગાઢ વ્યવહાર મધ્ય સ્થળે થાય અને ઓછા વ્યવહાર માટે આજુબાજુ સવડ રહે એ રીતે રસ્તાના વિભાગોનો નિર્ણય થાય તો ગ્રામ-રચનાની સફળતા માટે સશય રહે નહી.

(૪) આરોગ્ય :—રહેઠાણના મકાનો માટે કંઈક ઊંચી અને સગવડભરી જગો નક્કી કરવી જોઈએ. એ વિભાગમાં પુષ્કળ સ્વચ્છ હવા અને સૂર્યનો જરૂરી તાપ મળે તેવું હોવું જોઈએ. શહેરના જુદા જુદા સ્થળે ક્રીડાંગણો અને વિશ્રામસ્થાનો યોજવાં જોઈએ. તે ઉપરાન્ત શાળાઓ અને નિવાસસ્થાનોની નજીકમાં આવે તે રીતે જાહેર ખુલ્લી જગાઓ તેમ વિશાળ મેદાનો હોય અને રસ્તાની બન્ને બાજુએ આરોગ્યપ્રદ વૃક્ષોનું વાવેતર હોય તો જ જનતાની આબાદાની સચવાય.

ગ્રામ-રચનાના આવશ્યક સિદ્ધાંતોની સમજણ મેળવી લીધા બાદ જે તે શહેરની જનસંખ્યા અને ઘીચતા, જાહેર આરોગ્ય, ઔદ્યોગિક પરિસ્થિતિ તેમ આકર્ષક દેખાવવાળાં, આરોગ્યપૂર્ણ અને જનતાની વ્યાજબી જરૂરિયાતો પૂરી પાડવા સમર્થ હોય તેવાં નિવાસસ્થાનો વગેરેની યોજના ભાવી વૃદ્ધિને અપનાવી ભવિષ્યની આવશ્યકતાઓને વિનાસંકોચે આવકારી શકે તે રીતની હોવી જોઈએ. કેળવણીની પદ્ધતિમાં ગ્રામ-રચનાના સિદ્ધાંતોનો ઉમેરો થાય તો જાહેર જનતાની તે સિદ્ધાંતો પ્રત્યેની અભિરુચી કેળવાય અને ભાવિ નાગરિકો સામાજિક ઉન્નતિની સફળ સાધના સાથે અનુપમ માનવતાનાં મહામૂલાં તત્ત્વો પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને એ નિર્વિવાદ નથી ?

---

# દીપક

કૃષ્ણરાવ મોહિલે

પ્રભાતનો સમય હતો. પૂર્વમાં અરુણનો તારો, સૂર્યદેવના આગમનની નેકી પૂકારતો હતો. હેમન્ત ઋતુ હતી. ગોદાવરીનાં નિર્મળ અને ઠંડાં નીર ધીમે ધીમે પણ મધુર અવાજ કરતાં વહેતાં હતાં. આઠ દશ ઋષિપુત્રો એમાં સ્નાન કરતા હતા.

"અલ્યા દીપક, પાણી બહુ ઠંડુ છે હં !" એક શિષ્ય પાણી ઉછાળતાં બોલ્યો.

"હશે." દીપકે ટૂંકમાં જ ઉત્તર આપ્યો.

"આજ તો એકાદશીનું પુણ્યપર્વ છે." બીજો શિષ્ય બોલ્યો.

"અરે, ભાઇ ! ગોદાવરીનાં સ્નાન તો દેવોને પણ દુર્લભ છે." હરિૐ, હરિૐ કરતા એક શિષ્ય બોલ્યો.

"હાસ્તો. પતિતપાવન રામચંદ્રજીએ એમાં સ્નાન કરી એની પવિત્રતામાં ઉમેરો કર્યો હતો, અને સીતાજીએ એમાં સતીત્વ રેડેલું, ને ગોદાવરીનું માહાત્મ્ય વધ્યું. અહીં તો છે ઋષિમુનિઓના આશ્રમ. સ્વર્ગમાં શોધ્યા જડશે ખરા, એવા પવિત્ર આશ્રમો ?" ત્રીજા શિષ્યે ગોદાવરીનું માહાત્મ્ય ગાયું.

"ચાલો, ભાઇઓ. સૂર્યોદયને હવે થોડો સમય રહ્યો છે. સ્નાન કરો; અર્ધ્ય આપો. આજ એકાદશી છે એટલે ગુરુજી પણ વહેલા ઊઠશે. પૂજાસામગ્રી હજી તૈયાર કરવાની છે. ગુરુજી રાહ જોતા હશે. વહેલા થાઓ." એક સૌથી મ્હોટા જણાતા શિષ્યે કહ્યું. એ બહાર આવ્યો એટલે એક પછી એક એમ બધા શિષ્યો બહાર આવ્યા; અને આશ્રમ તરફ ચાલતા થયા. દીપક સૌથી પાછળ મૂંગો મૂંગો ચાલતો હતો.

ગોદાવરીને તીરે અંગિરસ ઋષિનો આશ્રમ આવ્યો હતો. આશ્રમમાં 'વેદધર્મ' મુનિની સત્તા હતી. ગુરુજીના પ્રતાપે સૌ શિષ્યો ધ્રૂજતા. ગુરુની પર્ણકુટીની પાસે, બાજુએ આવેલી બીજી પર્ણકુટીમાં શિષ્યો રહેતા. સ્હામે મઢની વેદી હતી. પર્ણકુટીની આસપાસ આશ્રમમાં શિષ્યોએ સુંદર બાગ બનાવ્યો હતો. આજ એકાદશી હોવાથી શિષ્યો વહેલા સ્નાને ગયા હતા.

"કેમ, માર્કંડેય આવ્યા ?" પર્ણકુટીના દ્વારમાં ઊભેલા ગુરુએ પ્રશ્ન કર્યો.

"જી હાં." પેલા મોટા દેખાતા શિષ્યે ઉત્તર આપ્યો.

"ચાલો, પૂજા–સામગ્રી તૈયાર કરો. શંભુ તું ગાય દોહવા જા. વહેલા થાઓ. હું હમણાં સ્નાન કરી આવું છું." ગુરુએ કમંડલું હાથમાં લીધું અને નદી તરફ ચાલવા લાગ્યા.

શિષ્યોએ રંગમંડપ વાળીઝાડી સાફ કર્યો. એના મધ્યભાગે એક વ્યાઘ્રાસન મૂક્યું. અર્ધ્ય–પૂજાદિ પ્રાતઃકર્મ પૂરું થયે, એના ઉપર ગુરુ આવી બિરાજ્યા. એક બાજુએ સૌ શિષ્યો બેઠા. દીપક સૌથી પાછળ બેઠો હતો. એના તરફ ગુરુએ એક તીક્ષ્ણ દષ્ટિ ફેંકી– દીપકે નીચું જોયું.

"કેમ, દીપક, દષ્ટિનાં કિરણ નથી ઝીલાતાં શું ? નીચું કેમ જુએ છે ! તું તો બહુ શરમાળ લાગે છે." હસતાં હસતાં ગુરુએ ટકોર કરી.

"ગુરુજી, દીપક તો બહુ નમાલો ને બિકણ છે. અમે એને કેટલુંય કહીએ છીએ પરન્તુ એ તો રહ્યો સદાયનો ડરપોક ને બિકણ." માર્કંડેય દીપક તરફ જોતાં બોલ્યો. બધા શિષ્યો હસ્યા.

"દીપક, ત્હારે નામ પ્રમાણે ગુણ લાવવા પડશે હો. ત્રિલોકમાં પ્રકાશ પાડે તો જ તું ખરો દીપક."

"કોણ? દીપક! અને ત્રિલોકમાં પ્રકાશ પાડશે! એ તો અવનીમાં આભ ઉતાર્યા જેવું થાય. હા–હા–હા–હા." માર્કંડેય મ્હોટેથી હસ્યો. બીજા શિષ્યો પણ એની સાથે હસવામાં સામેલ થયા. દીપક માત્ર નીચું નિહાળી રહ્યો હતો. માર્કંડેયની મશ્કરીથી એને સખ્ત આઘાત થયો; સૌના હાસ્યથી એનું હૃદય કચડાયું. એણે એજ ક્ષણે સંકલ્પ કર્યોઃ

"દીપક નામ હું સાર્થક કરીશ."

કેટલોક સમય પસાર થતાં એક દિવસે ગુરુએ શિષ્યસમુદાયને પોતાની સમીપ બોલાવી કહ્યુંઃ

"સાંભળો. આજ હું તમને બધાને એક વાત કહેવા માગું છું. મનુષ્ય તપસ્વી હોય કે પછી ભક્ત હોય પરન્તુ એને એનું કર્મ ભોગવવું પડે છે. એ કોઇ દિવસ કોઇને છોડતું નથી. મારે પણ મારું ભાગ્ય ભોગવ્યે જ છૂટકો. એ જ્યાંસુધી શિલક છે ત્યાંસુધી મોક્ષ ન મળે. મારાં કર્મ ભોગવવાં જતાં, મારા શરીરમાં અનેક ભયંકર વ્યાધિઓ ઉદ્ભવશે. મારી વ્યાધિગ્રસ્ત દશામાં, મારી શુશ્રૂષા કરવા કોઈ વચન આપશો?"—બધા શિષ્યો વિચાર કરતાં એક બીજા તરફ જોવા લાગ્યા. દીપક જે દૂર બેઠો હતો તે ઊઠયો અને ગુરુની પાસે આવી, ગુરુને નમસ્કાર કરી બોલ્યોઃ

"ગુરુદેવ, હું તમારું કર્મ ભોગવીશ. બાર વરસ સુધી હું વ્યાધિગ્રસ્ત રહીશ અને બધાં દુઃખો સહન કરીશ."

"શાબાશ, બેટા મારા આશીર્વાદ છે ત્હને. તું કુલદીપક થજે. પણ દીપક, તું જાણે છે કે એકનું કર્મ બીજાએ ભોગવવાનો અધિકાર નથી. પિતા હો યા પુત્ર હો, ગુરુ હો કે શિષ્ય હો, પરન્તુ એકનું કર્મ બીજાને અગ્રાહ્ય છે. બીજી વાત એવી છે કે રોગી કરતાં રોગીની સારવાર કરનારાઓને વધારે દુઃખ સહન કરવું પડે છે. માટે મારું કર્મ હું જ ભોગવીશ. ત્હારે માત્ર એકનિષ્ઠાથી મ્હારી સેવા કરવી પડશે. બોલ, છે તૈયારી?"

"પ્રભુ! ગુરુદ્રોહી થવા કરતાં મૃત્યુ મને વધારે પ્રિય છે."

"ઠીક ત્યારે, આપણે હવે કાશીમાં જઇશું. એ પુણ્યધામમાં વસવાથી કર્મનો ભાર હલકો થશે." ને માર્કંડેય તરફ જોઈ ગુરુએ સહેજ હસીને ઉમેર્યું, "માર્કંડેય! તમે બધા આશ્રમ સંભાળી અહીં જ રહેજો. બાર વર્ષ પછી અમે આવીશું."

"જી." માર્કંડેયે હાથ જોડયા. સૌની વિદાય લઇ ગુરુ–શિષ્ય કાશી જવા નીકળ્યા.

લાંબો સમય પ્રવાસ કરી વેદધર્મ મુનિ અને દીપક કાશીમાં આવી પહોંચ્યા; ગંગાના મણિકર્ણિકાના ઘાટ ઉપર એક મઢૂલી બાંધી, બંને એમાં રહેવા લાગ્યા. કુષ્ઠ, પીત્ત વગેરે ભયંકર વ્યાધિઓએ ગુરુના શરીરમાં ઘર ઘાલ્યું. દીપક એકનિષ્ઠાથી સેવા કરતો હતો. ગુરુના માટે રોજ એ ભિક્ષા લાવતો.

"દીપક, ભિક્ષા લઇ આવ્યો?"

"જી હા."

"શું લાવ્યો ?"

"દાળ, ભાત અને રોટલી."

"લાડુ કેમ ન લાવ્યો ? તને ખબર છે, રોગીઓને તો કંઇ કંઇ ખાવાની ઇચ્છા થાય છે."—દીપક તરતજ શહેરમાં ગયો અને લાડુ લઇ આવ્યો. ગુરુને જમાડી દીપક જમવા બેઠો.

"અરે દીપક, કયાં ગયો તું ?"

દીપક જમતાં જમતાં ઊઠયો અને ગુરુની પાસે આવી હાથ જોડી ઊભો રહ્યો: "શી આજ્ઞા છે ?–ગુરુદેવ !"

"કપાળ ત્હારૂં, મૂર્ખ, આ માખીઓ—જમ જેવી મને ત્રાસ આપે છે એ નથી જોઇ શકતો ? પૂછે છે ફરી શી આજ્ઞા છે, આંખો ગઈ છે કે શું ?"—દીપકે માખીઓ દૂર કરી અને ત્યાં જ માખીઓ ઉડાડતો બેઠો. ગુરુને ઊંઘ આવી. થોડા સમય પછી એ ઊઠયા. દીપકે પાણી લાવી એમનું મ્હોં ધોયું.

"દીપક, તું જમ્યો કે નહિ ?"

"થોડું જમ્યો."

"કેમ થોડું ?"

"હું જમવા બેઠો એટલામાં તમને માખીઓ ત્રાસ આપવા લાગી એટલે માખી હાંકતો અહીં જ બેઠો."

"બેટા, મ્હારા લીધે તને બહુ જ દુઃખ સહન કરવું પડે છે. પ્રભુ તને એનો બદલો આપશે." બંને થોડીવાર અબોલ રહ્યા.

"અરે ! દીપક પાણી પા. તને તો જરાય અક્કલ નથી. તરસ લાગી ને તું પાણી કેમ પાતો નથી ?"

દીપકે પાણી પાયું.

રોગી માણસ હમેશાં ચીડિયા સ્વભાવનો થાય છે. તે પ્રમાણે વેદધર્મ મુનિ પણ સ્વભાવે બહુ જ ચીડિયા થયા હતા. જરા જરા વારમાં ક્રોધે ભરાતા અને દીપક ઉપર ગાળોનો વરસાદ વરસાવતા; કોઇ વખતે લાત કે ઢોંકનો પ્રસાદ પણ ચખાડતા. પરન્તુ દીપક હમેશાં શાંત ચિત્ત રાખતો અને એકનિષ્ઠાથી ગુરુની સેવા કરતો. કાશીની યાત્રા કરવા દૂર દૂરથી લોકો આવતા પણ દીપક કોઇ દિવસે કાશીવિશ્વેશ્વરનાં દર્શને ન ગયો. એની તો એકજ ભાવના હતી. 'ગુરુ એજ પરમ દૈવત છે. એની સેવાથી જ સર્વ દેવો પ્રસન્ન થાય છે.' અને એજ ભાવનાના લીધે એ ગુરુની સેવા છોડી, દેવના દર્શને ન જતો.

એક દિવસ મધ્યાહ્નનો સમય હતો. ગુરુને જમાડી દીપક જમતા બેસવાની તૈયારીમાં હતો. એટલામાં 'આહલેખ' એવો અવાજ આવ્યો. દ્વાર આગળ કોઇ એક ભગવાં વસ્ત્રો પરિધાન કરેલો સાધુ ઊભો હતો. "બેટા, ભૂખ લાગી છે. કંઈ ભોજન આપીશ ?"

"ઠીક, બેસો." દીપકે પોતાના માટે પિરસેલું ભાણું સાધુને લાવી આપ્યું. સાધુએ ભોજન કર્યું અને સ્વસ્થ થયો.

"બેટા, શું જોઈએ છે ?—માગ. જે માગીશ તે આપીશ."

"મહારાજ, મ્હારે કશું જોઈતું નથી."

"તું મ્હને ઓળખે છે, હું કોણ છું !"

"ના."

"જો" સાધુના વેષમાં કાશી–વિશ્વેશ્વર પોતે જ પધાર્યા હતા. એમણે પોતાનું રૂપ પ્રગટ કર્યું. દીપકે નમસ્કાર કર્યા અને હાથ જોડી ઊભો રહ્યો.

"બોલ, દીપક બોલ. તને શું જોઈએ છે?"

"ઊભા રહો દેવ! હું મ્હારા ગુરુજીને પૂછી આવું છું. એમને જે જોઈશે એ હું માગીશ." દીપક દોડતો દોડતો ગુરુ પાસે ગયો.

"ગુરુજી! ગુરુજી!" ગુરુ એકદમ ઊંઘમાંથી જાગી ઊઠ્યા, "કેમ, શું છે?"

"ગુરુજી! કાશીવિશ્વેશ્વર પ્રસન્ન થયા છે. તમારી આજ્ઞા હોય તો હું વ્યાધિનો ઉપશમ એમની કને માગું. રોગો મટી જાય તો બધું દુ:ખ જાય." દીપકે હરખાતાં હરખાતાં કહ્યું.

"મૂર્ખ! તને તો અક્કલ છે કે નથી? મેં તને પહેલેથી જ કહ્યું હતું કે જેનાં તેનાં કર્મ જેને તેને ભોગવવાનાં હોય છે. એ ભોગવી લીધા સિવાય મોક્ષ મળતું નથી. પછી તું કાશીવિશ્વેશ્વરને પ્રસન્ન કરવા કેમ ગયો? મ્હારાં કર્મ હું ભોગવીશ. મ્હારા માટે કોઈ દેવને આરાધતો નહિ. ત્હારાથી સેવા થતી હોય તો રહે, નહિ તો ચાલતો થા. સમજ્યો!"

દીપક તો સ્તબ્ધ જ થયો. મૂંગો મૂંગો એ દેવ કને આવ્યો. ને બોલ્યો, "પ્રભુ! ગુરુજીની ઇચ્છા નથી. મ્હારે કંઇ જોઈતું નથી."

"અરે, દીપક આ શું બોલે છે? એક વર માગવા ખાતર તપસ્વીઓ હજારો વરસ સુધી તપ તપે છે; એક વર મેળવવાની ખાતર સાધકો અનેક સાધનાઓ આદરે છે; પણ એમને વર આપવાનું મન થતું નથી. અને તને પરાણે આપતાં તું લેતો નથી!"

"ગુરુદેવની આજ્ઞા નથી."

"વિચાર કર જરા. ત્હારા ગુરુ તો રોગથી પીડાય છે અને એથી જ એમની બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. એમના કહેવા ઉપર ચાલી તું ત્હારૂં ભાવિ શા માટે બગાડે છે!"

"પ્રભુ, પ્રભુ! નિંદશો મા મ્હારા ગુરુદેવને. એ તો છે મારૂં પરમ દૈવત. મ્હારૂં ભાગ્ય બગડતું હોય તો ભલે બગડવા દો. પણ એમની આજ્ઞા નથી એ હું શી રીતે માગી શકું? ચાલતા થાઓ. દેવ, મ્હારી સેવામાં અંતરાય ન મૂકો."

કાશીવિશ્વેશ્વર વિલે મ્હોડે પાછા ફર્યા. આ છોકરો એમને અજબ લાગ્યો.

બીજે દિવસે સંધ્યાકાળનો સમય થયો હશે. અચાનક મઢૂલીના એક ખૂણામાં પ્રકાશ પડ્યો. ધીમેધીમે એ વધવા લાગ્યો અને આખીય મઢૂલીમાં પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો. દીપકે એ જોયું. એ પ્રકાશમાં એક આકૃતિ દેખાવા લાગી. ધીમે ધીમે એ આકૃતિ સ્પષ્ટ જણાવા લાગી. વિષ્ણુભગવાનની ચતુર્ભૂજ મૂર્તિ પ્રગટી, પાસે શિવ અને બ્રહ્મા ઊભા હતા. દીપકે ત્રણે દેવને નમસ્કાર કર્યા.

"દીપક, ત્હારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. તને જે જોઈએ તે માગ હવે." વિષ્ણુ ભગવાને જમણો હાથ ઊંચો કરી આશીર્વાદ આપ્યો.

"પ્રભુ! તમે પણ અન્યાયી લાગો છો."

"કેમ!"

"જે હજારો વરસ સુધી તપ તપે છે, એમને દર્શન આપવાની તમને ફુરસદ મળતી

નથી; જે અનેક સાધનાઓ સાધે છે એમને વર આપવા તમારું મન સંકુચિત થાય છે; જે તમને શોધવા તમારી પાછળ પાછળ, રાત ને દિવસ ભમે છે એમના તરફ દયાની એક જ દૃષ્ટિ નાંખવા તમને સમય મળતો નથી—એ બધાને તમે નિરાશ કરો છો; જ્યારે હું તો નથી તપસ્વી કે નથી ભક્ત; તમારું નામ કોઈ દિવસ લેતો નથી, છતાં તમે મને દર્શન દીધું અને વર માગવા કહો છો. જે માગે છે એને આપતા નથી અને જેને જરૂર નથી તેને બધું જ આપવા તૈયાર થયા છો. એનો શો અર્થ ?"

"તું સત્ય કહે છે. પરન્તુ તપસ્વી અને સાચા સેવકમાં જે ભેદ છે એની તને ખબર નથી. તપસ્વી એ સેવક નથી. જ્યારે સાચો સેવક એક તપસ્વી પણ છે. તપસ્વીની પેઠે એ પણ તપ તપે છે. એનાં ભક્તિ અને તપ નિષ્કામ છે. અને એથી જ તપ કરતાં સેવાનું માહાત્મ્ય મ્હોટું છે. પછી એ પિતૃસેવા હો યા ગુરુસેવા હો; જનસેવા હો કે દેશસેવા હો; પરન્તુ ઇશ્વરની દૃષ્ટિએ આ સેવા જ વધારે મૂલ્યવાન છે. હું ત્હને પ્રસન્ન થયો છું તે પણ એક ત્હારી ગુરુસેવા જોઈનેજ. કાલે તને વર આપવા કાશી-વિશ્વેશ્વર આવ્યા હતા, આજ હું આવ્યો છું. માટે કંઈ પણ માગ હવે."

"પ્રભુ ! મ્હારા ગુરુદેવની આજ્ઞા નથી. મારે કશું જ જોઇતું નથી."

"દીપક, આમ શું કરે છે ? લોકો મને દેવાધિદેવ કહે છે. એ દેવાધિદેવ આજ ત્હને પગે પડી કહે છે કે કાંઈ પણ માગ હવે. તને કંઇ પણ આપ્યા સિવાય હું અહીંથી ખસવાનો નથી."

"પ્રભુ ! જ્યારે તમારો એવો જ આગ્રહ છે ત્યારે એક વર આપો."

"બોલ."

"હું ગુરુના સ્વરૂપને ઓળખી શકું; ગુરુસેવા એકનિષ્ઠાએ કરી શકું. એજ મ્હારે જોઈએ છે."

"તથાસ્તુ." બોલી ત્રણેય દેવો અદૃશ્ય થયા.

"દીપક !" ગુરુનો સત્તાવાહી અવાજ આવ્યો.

"જી, ગુરુદેવ."

"એ કોણ હતું ? કોની સાથે તું વાતો કરતો હતો ?"

"દેવાધિદેવ વિષ્ણુ ભગવાન વર આપવા આવ્યા હતા."

"પૂછી, ત્હેં વર માગ્યો ?"

"જી હાં."

"શું માગ્યું ?"

"પ્રભુ ! આપના સ્વરૂપને હું બરાબર ઓળખી શકું; એકનિષ્ઠાથી સેવા કરી શકું; આપના ચરણો સિવાય મારું લક્ષ્ય બીજે ક્યાંય ન જાય, એટલું જ મેં માગ્યું."

"શાબાશ ! દીપક, શાબાશ ! તું હવે ખરો કુલદીપક થયો." વેદધર્મ મુનિ દીપકને ભેટી પડ્યા; અને તેને હૈયા સરસો ચાંપ્યો. એકદમ એમનું રૂપ પલટાઇ ગયું, રોગોનું નામ કે નિશાન પણ ન રહ્યું. શરીરની સુવર્ણકાન્તિ ઝળહળવા લાગી. દીપક તો દિઙ્મૂઢ બની ઊભો જ રહ્યો.

"ગુરુદેવ ! આ શું ? અત્યારસુધી તો આ શરીરમાં અનેક રોગો હતા, એ ક્યાં ગયા ? તમારો દેહ એકદમ સુવર્ણ સરખો શાથી થયો ?"

હતાં, એટલે અગ્રીપીનાના આગલા ધણીના પુત્રને રોમની ગાદી સાથે કશો સંબંધ સંભવીજ ન શકે. પણ અગ્રીપીનાએ પતિનાં સગાં-સંબંધીઓનાં ખૂન કરાવ્યાં; ઑક્ટેવિયાને તેણે નીરો વેરે પરણવાની ફરજ પાડી. નીરોએ બ્રિટેનીકસનું ખૂન કરાવ્યું. અગ્રીપીનાએ પોતાના રાજવી પતિને ઝેર આપ્યું ને અંતમાં પોતાના પ્રેમી અધિકારીઓની મદદથી તેણે નીરોને રોમન શહેનશાહ તરીકે જાહેર કરાવ્યો.

નીરોને શહેનશાહ બનાવવામાં અગ્રીપીનાની ઇચ્છા આખા રાજ્યની મહેશ્વરી બનવાની હતી, પણ નીરોની કેટલીક પ્રેમિકાઓ નીરો પર લાગવગ જમાવવા લાગી. અગ્રીપીનાને એ ન ગમ્યું. ને પ્રેમીકાઓને દૂર કરી તે પોતે જ પુત્રની રખાત બની ગઈ. પણ નીરોને એનામાં ખાસ રસ ન પડ્યો. અગ્રીપીના છંછેડાઈ. તેણે નીરોનું ખૂન કરાવી પોતાના બીજા પ્રેમિકને ગાદી આપવાની યોજના ઘડવા માંડી. પણ એ યોજના સફળ થાય તે પહેલાં જ નીરોએ માતાનું ભયંકર રીતે ખૂન કરાવી નાખ્યું.

નીરોની કલ્પનાશકિત ઘણી જ અદ્ભુત હતી. તેને પાયથેગોરાસ ને સ્પોરસ નામે બે પુરુષો પર પ્રેમ ઊભરાઈ આવ્યો. ને તેણે તે બંનેને સ્ત્રી બનાવી તેમની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. એ બંનેનાં અંગ પર નસ્તર મુકાવી નીરોએ તેમની સાથે ધામધૂમથી લગ્ન ઊજવ્યાં. પણ કમભાગ્યે બેમાંથી એકે સંપૂર્ણ સ્ત્રી ન બની શક્યો.

આ બંને લગ્નો નિષ્ફળ જવાથી નીરોએ ઑક્ટેવિયાને દેશનિકાલ કરી, ને પોપિયા નામે એક પરીણિત છતાં મુક્તવિહારિણી સુંદરી પર નજર દોડાવી. પોપિયા તરત તૈયાર થઈ ને નીરોએ પોપિયાના પતિ ઑથોને લુસીટાનિયાનો ગવર્નર બનાવી પરદેશ હાંકેલી મૂક્યો. પોપિયાએ દૂર રહેલી ઑક્ટેવિયાનું ખૂન કરાવી તેનું માથું રોમમાં મંગાવ્યું ને તેની સાથે ફુટબોલની જેમ રમત ખેલી. પણ અંતમાં નીરોએ તેને લાત મારી તેનું ખૂન કરી નાંખ્યું. પણ પછી પ્રેમાવેશ જાગતાં તેણે પોપિયાની પ્રતિમાઓ બનાવરાવી તેની દેવી તરીકે સ્થાપના કરી.

એક પ્રસંગે નીરોને, ટ્રોયના દહનનો પ્રસંગ સાંભળતાં, કોઈ સળગતા ભવ્ય નગરને નજરે જોવાનો આવેગ ઉભરાઇ આવ્યો. ને તેણે પોતાના જ પાટનગર રોમને સળગાવી મૂકી એક ઊંચા ટાવર પર બેસીને હસતાં હસતાં તે નગરદહન નિહાળ્યું.

નીરો પછીના રોમન શહેનશાહો પણ ખૂન, અનાચાર ને તરંગોની બાબતમાં મોટે ભાગે એકમેકથી ચઢિયાતા જ નીવડ્યા છે.

વીટેલિયસ નામે એક અમીરને રોમની ગાદી મળતાં તેણે પોતાની પૂર્વની પત્નીઓનાં ખૂન કરાવી નાંખેલાં. તેને પુત્રોને હાથે પિતાનાં ખૂન કરાવવાનો પણ શોખ હતો. આવાં ખૂનના પ્રસંગે જે સ્વજનો ક્ષમાની ભિક્ષા માગવા આવતા તે બધાને પણ તે મરાવી નાંખતો. તેના આ અનાચારથી કંટાળેલી તેની માતા સેકસ્ટીલાએ જ્યારે આપઘાત કરવાની ધમકી આપી ત્યારે વીટેલિયસે પોતાને હાથે જ માતાને ઝેર પાઈ દીધું.

તે પછીના રોમન શહેનશાહ ટીટસે પોતાની સ્વરૂપવતી પુત્રી જુલિયાનાં લગ્ન પોતાના નાના ભાઈ ડોમીટિયન વેરે કરવાનો નિશ્ચય કર્યો. પણ ડોમીટિયને જુલિયાને જોયા વિના જ તેનો તિરસ્કાર કરી નાંખ્યો. ને તેણે ડોમીટિયા નામે એક સ્વૈરવિહારિણી સુંદરી વેરે લગ્ન કર્યાં. પરિણામે ટીટસે જુલિયાનાં લગ્ન સેબીનસ નામે ઉમરાવ સાથે કર્યાં.

સમય જતાં ડોમીટિયનને રોમની ગાદી મળી. તેમ થતાં જ તેનો સ્વચ્છંદ બેહદ બન્યો. એક પ્રસંગે તેની નજર જુલિયાના સૌન્દર્ય પર પડી ને તેણે સેબીનસનું ખૂન કરાવી જુલિયા સાથે સંબંધ બાંધ્યો. જુલિયાને ગર્ભ રહ્યો. લોકલાજ જાળવી રાખવા ડોમીટિયને જુલિયાને ગર્ભપાત કરાવવાની ફરજ પાડી. ને તેમ કરતાં જુલિયાનું મરણ નીપજ્યું.

રાણી ડોમીટિયા પોતાના રાજવી-પતિની આ બધી વ્યભિચાર-લીલાઓથી માહિતગાર હતી. એટલે તે પણ કોઈ પણ પ્રકારની મર્યાદા વિના સ્વૈરવિહાર ચલાવતી. ડોમીટિયનને આ સમાચાર મળતાં તેણે રાણીના પેરીસ વગેરે કેટલાક પ્રેમિકોને મરાવી નાંખ્યા. ને બાકીના બધા જ પ્રેમિકો સાથે બીજે દિવસે રાણીને પણ વધની સજા કરવાનો નિશ્ચય કરી તેણે એક લીસ્ટ તૈયાર કર્યું. પણ રાત્રે ગફલતથી એ લીસ્ટ રાણીના હાથમાં પહોંચ્યું ને રાણીએ રાતોરાત પોતાના પ્રેમિકો સાથે મળીને મળસ્કામાં જ ડોમીટિયનનું ખૂન કરાવી નાંખ્યું.

રોમપતિ ટ્રાજન એક યશસ્વી રાજકર્તા ગણાયો છે. છતાં અંગત ચારિત્રના વિષયમાં તો તે શરાબ ને સુંદરીઓનો કીડો ગનાતો. તેનો ઉત્તરાધિકારી હેડ્રિયન કહેતો કે ટ્રાજને પોતાને રોમન સિંહાસનનો વારસ નીમ્યો તેના મૂળમાં પોતે ટ્રાજનને તેની અનાચારલીલામાં કરેલી મદદ હતી.

હેડ્રિયનનાં લગ્ન ટ્રાજનની ભત્રીજી સેબીના વેરે થયેલાં; પણ હેડ્રિયનના પ્રેમનો કળશ તો ટ્રાજનની પત્ની અને પછીથી વિધવા બનેલી પ્લોટીના પર ઢળી ચૂકયો હતો. અકુદરતી વ્યભિચારમાં પણ હેડ્રિયન એક્કો હતો. એવા અનાચારી પુરુષથી પોતાને સંતાન ન થાય તે માટે સેબીનાએ પોતાનાં અંગોને વાંઝિયાં બનાવી મૂકેલાં.

રોમની ગાદી પર કેટલાક ચારિત્રસંપન્ન રાજાઓ પણ થયા છે. પણ તેવા પ્રસંગે તેમની રાણીઓ ગણિકાને પણ શરમાવે એટલી હદે સ્વૈરવિહારિણી નીવડી છે. એન્ટોનિયસ એક એવો પવિત્ર રાજા હતો. પણ તેની રાણી ફોસ્ટીના અનાચારના અખાડા ચલાવતી. ફોસ્ટીનાનો ભાઇ બહેનને પણ શરમાવે એવો હતો. તે બંનેએ મળીને રોમમાં અનાચારના અવનવા માર્ગો વિકસાવેલા. તેમાં, સ્પાર્ટિયનના જણાવવા પ્રમાણે, કમળ અને ગુલાબથી આચ્છાદિત નવી નવી જાતના પલંગો અપૂર્વ લેખાતા.

ફોસ્ટીનાની પુત્રી ફોસ્ટીના બીજી પોતાની માતાને પણ વીસરાવે એવી હતી. રોમમાં તે સમયે માર્કસ ઓરેલિયસ ને વેરસ નામે બે રાજવીઓનું સંયુક્ત શાસન ચાલતું. તેમાંના ઓરેલિયસનાં લગ્ન ફોસ્ટીના બીજી વેરે થયેલાં ને વેરસનું લગ્ન ફોસ્ટીના ને ઓરેલિયસની પુત્રી લ્યુસીલા વેરે થયેલું.

ઓરેલિયસ તત્ત્વજ્ઞાની હતો, ત્યારે તેનો સહરાજવી વેરસ અઠંગ અનાચારી હતો; ફોસ્ટીના ને લ્યુસીલાના સ્વૈરવિહારનો તો હદ જ નહોતી. પોતાની માતા ફોસ્ટીનાને પોતાના પતિ વેરસ સાથે જાહેર સંબંધ ચલાવતી જોઈ લ્યુસીલાએ માતાનું મોં જોવાનું પણ બંધ કરેલું.

પણ ફોસ્ટીનાને જમાઈથીજ સંતોષ નહોતો. રોમના સંખ્યાબંધ સુંદર પુરુષોને તેણે અનાચારની જાળમાં લપેટી લીધેલા. આ બધા સામે ઓરેલિયસને મૌન જાળવતો જોઇ રોમની સેનેટ પણ અકળાઈ ગઇ. કેટલાક સેનેટરોએ મળીને એક નાટક ગોઠવ્યું ને તેમાં એક તત્ત્વજ્ઞાની પતિની પત્ની કેટલા અને કેવા કેવા પુરુષો સાથે અનાચાર ચલાવે છે તેનું આબેહૂબ દશ્ય રચાયું. આ નાટક ઓરેલિયસને ખાસ બતાવવામાં આવ્યું. નાટકમાંના જાર

# સંધ્યા-પ્રદીપ

પંકજ

**અનંત** આકાશ અને પૃથ્વીની વચ્ચે જેટલું અમાપ અંતર હોય છે તેટલુંજ અંતર મુકુટના અને મારા વિચારોમાં હતું. મુકુટના ધાર્મિક વિચારો ઉગ્ર હતા અને મારા ઉદાર હતા. મુકુટના રાજકીય સિદ્ધાંતોનો આદર્શ ઘણોજ ઊંચો હતો, જ્યારે હું રાજનીતિમાં એકજ વસ્તુને વળગી રહેવામાં ડહાપણ સમજતો ન હતો. એમ હોવા છતાં પણ મુકુટને મારા સિવાય ચાલતું નહીં અને મને તેના વગર ગમતું નહીં.

કૉલેજમાં જ્યારે અમે હતા ત્યારે સાંજે ગંગાને કિનારે ફરવા જવાનો અમારો નિત્યક્રમ હતો. મુકુટને ગંગાના વક્ષસ્થળ પર એકાગ્રતાથી જોવામાં જે આનંદ આવતો હતો તે મને તેમાં ફરતી નૌકાયુગ્મોની ગતિનું અવલોકન કરવામાં આવતો હતો. એક દિવસ એકાએક મુકુટ બોલ્યોઃ

'પશુ, જો મારે તને એક વાત કહેવી છે.'

'શું કહેવું છે?'

'ભાઈ એ વાતે મને ઘણો મૂંઝવી દીધો છે.'

'પણ તું આટલો બધો ભાવુક કેમ થઈ જાય છે? ક્યાં ગઈ તારી materialism (ભૌતિકવાદ) ની વાતો?'

'તને આશ્ચર્ય તો થશે પણ મારે તને તે વાત કહેવી તો પડશે. ઈ. સ. ૧૯૫૮ ના સિપાઈ-વિદ્રોહની વાત તો તને ખબર હશે?'

'હા, પણ તેને તારી સાથે શું લાગેવળગે?'

---

પુરુષોનાં નામ તરીકે, ફૌસ્ટીનાના પ્રેમિકોનાં જ નામ પસંદ કરાયાં છતાં ઓરેલિયસની આંખો ન જ ખૂલી. ને ફૌસ્ટીના વધારે ખીલી.

રોમમાં પોતાના અનાચાર પ્રત્યે સૂગ દર્શાવાતી જોઈ તે પોતાના પતિને લઈ નેપલ્સ ગઈ. ત્યાં તે લશ્કરી નિરીક્ષણના બહાને સુંદર ને સશક્ત સૈનિકોને, કુસ્તીબાજોને ને ખલાસીઓને પોતાની નજર તળેથી નગ્ન સ્થિતિમાં પસાર કરાવવા લાગી. આ ક્રિયામાં એક કુસ્તીબાજ પર તે એટલી બધી મોહાંધ બની ગઈ કે તેને તરતજ વિરહનો તાવ ચડી આવ્યો. ઓરેલિયસને તેણે પોતાના એ તાવનું કારણ પણ કહી દીધું. ઓરેલિયસે આ વિષયમાં પોતાના તત્ત્વજ્ઞાનીઓની સલાહ લીધી. ને તત્ત્વજ્ઞાનીઓએ કહ્યું કે કુસ્તીબાજનો વધ કરી તેનું લોહી રાણીને પીવરાવવામાં આવે ને એ સ્થિતિમાં ઓરેલિયસ પોતે કુસ્તીબાજના સ્વાંગમાં રાણીની ઇચ્છા સંતોષે તો તેનો તાપ શાંત થઈ જશે. ઓરેલિયસે તે સલાહને અમલમાં મૂકી ને તે સંયોગના પરિણામે ફૌસ્ટીનાને થયેલો પુત્ર કોમોડસ કુસ્તીબાજ ને અખંડ અનાચારી નીવડ્યો.

'મારા જીલ્લામાં કુંવરસિંહ પાકયા હતા એ પણ કદાચ તું જાણતો હશે.'

'હા.'

'જ્યારે કુંવરસિંહે વિદ્રોહીઓની સેનાની સરદારી લીધી ત્યારે મારા જીલ્લાના પ્રત્યેક રાજપૂતો અને અહીરોએ દેશને સ્વતંત્ર કરવાની પ્રતિજ્ઞા કીધી. હમારા રક્તની અવશિષ્ટ રહેલી ઉષ્ણતા ત્યારે ઝળકી ઊઠી.'

હું ચૂપચાપ સાંભળતો હતો.

'ત્યારપછી આરાનું સરકારી થાણું અને તિજોરી લૂંટાઇ અને અમે આઝમગઢ અને બલિયા જિલ્લાઓ હસ્તગત કર્યા.'

'પછી શું થયું?'

'અંગ્રેજોની સેના જ્યારે અમારી વિરૂદ્ધ મોટા પ્રમાણમાં આક્રમણે આવી અને નાના સાહેબ અને ઝાંસીની રાણીના તરફથી સહાયતાની કોઈ આશા રહી નહીં ત્યારે કુંવરસિંહે મરણિયા થઇ તેમનો સામનો કરવાનો નિશ્ચય કીધો.'

હું યંત્રવત સાંભળતો હતો.

'કુંવરસિંહની સેનામાં દિલીપસિંહ કરીને એક ઘણો જ બાહોશ અને રણકુશળ યુવક હતો. અંગ્રેજો સાથેની ઝપાઝપીમાં તે મરાયો. કુંવરસિંહ તેને ઘેર દિલાસો આપવાને સ્વયં ઘોડેસ્વાર થઈને ગયા.'

હું ચૂપ હતો.

"મને જણાવતાં ઘણો જ આનંદ થાય છે કે દીલીપસિંહ અમારા ગામનો હતો, અને ગામની દક્ષિણ બાજુ હજુ પણ તેનું મકાન છે."

"કુંવરસિંહે દિલાસો આપ્યો હશે ત્યારે ખરેખર ઘણા જ લાગણીવશ થઈ ગયા હશે." મેં પૂછ્યું.

'જ્યારે કુંવરસિંહ ગામમાં પહોંચ્યા ત્યારે સંધ્યા થઇ હતી. મકાન પાસે આવી તે ચૂપચાપ ઊભા રહ્યા. એક દીપકની સન્મુખ બે સ્ત્રીઓ નતમસ્તક બની કંઈ પ્રાર્થના કરતી હતી. કુંવરસિંહ તે પ્રાર્થના સાંભળવા લાગ્યા. એક સ્ત્રી જે વૃદ્ધા હતી તે બોલતી હતી, 'બેટા દિલીપ, તારી આ ઈચ્છા તો હું અને તારી વહુ જીવશું ત્યાંસુધી સાચવીશું. એ અમર જ્યોતિ પ્રત્યેક સંધ્યાએ પ્રકટાવીને ભારતના ઉદ્ધારને માટે પ્રાર્થના કરશું. ત્યારપછી જો ગામમાં કોઇ સહૃદય પુરુષ કે સ્ત્રી હશે તો તેને સોંપી જઇશું.' કુંવરસિંહ એ સાંભળી ન શક્યા. તેમણે પ્રત્યક્ષ થઈ દિલીપના મૃત્યુ-સમાચાર વૃદ્ધાને આપ્યા. માતા-પત્નીનાં આંસુ સૂકાઇ ગયાં હતાં, અને એક ક્ષત્રાણીના ગૌરવથી તેઓ બોલ્યાં, 'કુંવરસાહેબ, અમને આનંદ થાય કે દિલીપ વીરગતિને પામ્યો છે. પરંતુ આપ ભારતને સ્વતંત્ર અવશ્ય કરશો.'

'કુંવરસિંહને આ શબ્દો ઘણા જ માર્મિક લાગ્યા હશે' હું બોલ્યો.

'કુંવરસિંહને આ શબ્દોએ વીંધી નાખ્યા અને તે બોલ્યા, 'માતા મારું સૈન્ય છિન્નભિન્ન થઇ ગયું છે, અને હું પણ આજે કેસરિયાં કરી પ્રાણત્યાગ કરવા માગું છું.'

માતા બોલી, 'તો શું અમારો સંધ્યાપ્રદીપ ઓલવાઇ જશે?'

મુકુટ થોડું અટકીને બોલ્યો, 'કુંવરસિંહ એ સાંભળી બોલ્યા, "નહીં મા, એ સંધ્યાપ્રદીપ ઓલવાશે નહીં." એમણે ગામના લોકોને એકત્ર કરી કહ્યું, "ભાઈઓ આ અધમ કુંવરસિંહ ભારતને સ્વતંત્ર કરી શકયો નથી માટે કેસરિયાં કરી પ્રાણ ત્યાગે છે. પરન્તુ મારી એક

પ્રાર્થના છે.” ‘અમે કહો તે કરવા તૈયાર છીએ’ ગામના લોકો બોલ્યા. “આ દીલીપની માતાએ સંધ્યા સમયે દીપક પ્રકટાવી ભારતની સ્વતંત્રતાને માટે પ્રાર્થના કરવાનો નિયમ લીધો છે તે તેના મૃત્યુ પછી પણ ગામના લોકોએ ચાલુ રાખવો. ભારત જ્યાંસુધી સ્વતંત્ર નહિ થાય ત્યાંસુધી એ સંધ્યા-પ્રદીપ અવશ્ય બળવો જોઇએ.” ‘અમે કરશું’ એકે અવાજે સર્વે બોલ્યા. કુંવરસિંહ ચાલી નીકળ્યા અને ઘાયલ અવસ્થામાં ગંગામાં ડૂબી મૃત્યુ પામ્યા.’

‘કુંવરસિંહની પ્રાર્થનાનું શું થયું?’ મેં પૂછયું.

‘દિલીપની માતાના મૃત્યુ પછી ગામલોકોએ તે સંધ્યાપ્રદીપ ચાલુ રાખ્યો. પરંતુ...

‘પરંતુ શું?’ હું બોલ્યો.

‘ગયા વર્ષથી ગામમાં બે મત પડી ગયા અને એ તકરારના પરિણામે એ સંધ્યાપ્રદીપ ઓલવાઇ ગયો.’

‘શું કહે છે?’

‘હા, ગયા વેકેશનમાં હું ગયો ત્યારે દિલીપના ઘર પર તે દીપક જ્યારે મેં જોયો નહિ ત્યારે મારી બુદ્ધિવાદની બધી ભાવનાઓ અદ્રશ્ય થઇ ગઇ. મેં જઇ એ દીપક સળગાવ્યો પરંતુ મારા આવ્યા પછી પાછું ત્યાં અંધારૂં છે. હાય! ભારતની સ્વતંત્રતાની જ્યોતિ પણ ઓલવાતી દેખાય છે.’

‘હા, પણ દીપક સળગાવવામાં શું વાંધો ગામલોકનો હતો?’

‘દીપકમાં બળતા ઘીનો ખર્ચ આપવામાંથી વિવાદ જાગ્યો.’

‘હા, પણ તારા જેવા બુદ્ધિવાદીઓ તો હોમ-હવન ઇત્યાદિમાં પડતા ઘીને waste (ગાડ) ધારો છો તે! આ ઘી પણ waste થતું હતું.’

‘ઇશુ તું પણ ટકોર કરી લે. તને ખબર નથી કે નાનપણથી એ સંધ્યાપ્રદીપને જોઇને સ્વતંત્ર ભારતનાં કેટલાંયે સ્વપ્નાં જોયાં હતાં તે બધાં ખલાસ થઇ ગયાં.’

‘હવે શું કરવા ધારે છે?’

‘શું કરૂં? હું ગામમાં જઇને ભૂખની હડતાળ પર જઇશ અને ગામલોકો એ સંધ્યાપ્રદીપ ચાલુ નહિ કરે, તો મારા પ્રાણ ત્યાગ કરીશ.’

કંઇક વિચારી હું બોલ્યો, ‘હા, એ મૂર્ખોને સમજાવવાનો બીજો રસ્તો દેખાતો નથી.’

મુકુટે ગામમાં જઇને ઉપવાસ આદર્યા. ગામના લોકોએ પ્રથમ તો અવગણના કરી પરંતુ ધીરેધીરે મુકુટનું શરીર જર્જર થવા લાગ્યું ત્યારે સર્વ એકમત થઇ સંધ્યાપ્રદીપને પુનઃ પ્રકટાવવા તૈયાર થયા. મુકુટે ઉપવાસનો ભંગ કીધો અને સંધ્યાપ્રદીપ પ્રકટાવીને ઉન્મત્તની માફક નાચવા લાગ્યો. પરન્તુ એકાએક તેની ચેષ્ટા શિથિલ થવા લાગી અને થોડી વારમાં તે નિશ્ચેષ્ટ થઇને પડયો. આ દ્રશ્ય જોઇ પશ્ચાત્તાપની લાગણીથી ઊભરાઇ જતી જનતાની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. એ આંસુઓ મુકુટના મૃત્યુ પર શોક દર્શાવતાં અને સંધ્યા પ્રદીપનાં ઘીના ખર્ચનો જમા-ઉધારનો હિસાબ મેળવતાં હતાં.

ગયે વરસે જ્યારે મારે મુકુટના ગામમાં જવાનું થયું ત્યારે સંધ્યાપ્રદીપને પુનર્જીવન આપનાર મુકુટની ખોટ મને અત્યંત લાગી. એ પ્રદીપની દીપશિખાઓમાંથી હું મુકુટની જ મૂર્તિ જેતો હતો. કોણે જાણ્યું હતું કે એ સંધ્યાપ્રદીપ મુકુટના જીવનપ્રદીપને ઓલાવાનું કારણ થશે!

---

# જીવન ઝરણ

પ્રભા

પેશ્વાઈ રાજકુમાર માધવરાવ પાસે રામો નામે એક યુવાન બ્રાહ્મણ નોકર હતો. એક સમયે પેશ્વાના કાનમાં લટકતી મોતીની વાળી સામે તે મુગ્ધ નયને જોઈ જ રહ્યો.

"શું જુએ છે ?" માધવરાવે મીઠાશથી પૂછ્યું.

"આવી વાળી મારા પાસે પણ હોય તો કેવું !" રામાએ શાંતિથી પોતાની મહેચ્છા વ્યક્ત કરી.

"ગાંડા," માધવરાવ હસીને બોલ્યા, "એવી વાળી તને તે શોભે ?"

"મહારાજ, ત્યારે એ કોને શોભે ?"

"રાજવંશીને શોભે, શ્રીમંતને શોભે, વીરને શોભે, વિદ્વાનને શોભે."

રામો રાજવંશી નહોતો; શ્રીમંત કે વીર બનવાની તેની શક્તિ નહોતી. એટલે તેણે વિદ્વાન બનવાનો નિશ્ચય કર્યો. ને તરત કાશી જઇ વર્ષો સુધી અનન્ય જહેમત ઉઠાવી તે વિદ્વાન બન્યો.

એક પ્રસંગે પેશ્વાના દરબારમાં વિદ્વાનોનો વાદવિવાદ ગોઠવાયો હતો. તેમાં વિજેતા નીવડનારને મોતીનો એક હાર અપાવાનો હતો. બધાની અજાયબી વચ્ચે એ હાર કાશીનો એક અણજાણ વિદ્વાન જીતી ગયો. ને માધવરાવ પેશ્વાએ જ્યારે તે વિદ્વાનને હાર આપવાને હાથ લંબાવ્યો ત્યારે વિદ્વાન બોલ્યો:

"મહારાજ, હવે તો હું મોતીને લાયક થયો છું ને ?"

"આ...હ" માધવરાવે પોતાના જૂના નોકરને ઓળખ્યો.

"...પણ, મહારાજ" રામાએ ઉમેર્યું, "હું એવો વિદ્વાન નથી કે જેનામાં મોતીની ભૂખ બાકી રહી હોય."—ને તેણે તે હાર માનપૂર્વક પેશ્વાના હાથમાં પાછો મૂક્યો.

માધવરાવ રામાની કિંમત સમજી ગયો. તેણે તેને પૂનાનો સરન્યાયાધીશ નીમ્યો. રામો રામશાસ્ત્રીના નામે મશહૂર બન્યો.

એક દિવસે એ રામશાસ્ત્રીનાં પત્ની માધવરાવ પેશ્વાની રાણીને મળવાને ગયાં. પોતાના રાજ્યના ન્યાયાધિકારીનાં પત્ની સાદા વેશમાં રહે એ મહારાણીને ન રુચ્યું. તેમણે તેમને હીરામોતીના અલંકારોથી લાદી દીધાં. રામશાસ્ત્રીનાં પત્ની સ્ત્રી-સહજ સ્વભાવથી સુવર્ણમાં અંજાઇ ગયાં ને ઠાઠમાઠ સાથે પાલખીમાં ઘેર પાછાં ફર્યાં. તેમને દૂરથી જોતાં જ રામશાસ્ત્રી પોતાની ઝૂંપડીનું બારણું બંધ કરતાં બોલ્યા, "એ આ ગરીબ બ્રાહ્મણનાં પત્ની ન હોય. કોઇક મહારાણી હશે. ને મહારાણી આવી ઝૂંપડીમાં ન શોભે."

રામશાસ્ત્રીનાં પત્ની તરત સમજી ગયાં ને રાજમહેલે પાછાં ફરી, અલંકારો મહારાણીને પાછા સોંપી, તે સાદા વેશે ચાલતાં પોતાની ઝૂંપડીએ આવ્યાં. રામશાસ્ત્રીએ તેમને દેવીની જેમ વધાવી લીધાં.

"દવાની તમારે જરૂર નથી." દાક્તરે ધીમેથી કહ્યું, "નાઇસ નદીને કિનારે હવાફેર માટે જાઓ. ત્યાં તમને તરત આરામ થઇ જશે."

"ત્યાં કેટલો ખર્ચ થાય?" માસેનાએ પોતાની પત્ની તરફ જોઈ પૂછ્યું.

"મારા પિતાનો ત્યાં એક બંગલો છે," માયાળુ પત્ની વિનયપૂર્વક બોલી, "એટલે આપણને ખર્ચ બિલકુલ નહિ આવે."

"એ ઘણો જ સુંદર માર્ગ છે."

× × ×

મારવાડપતિ અજયસિંહે અજમેરના કિલ્લેદાર તરીકે જ્યારે દૂમરાજની નિમણૂક કરી ત્યાર દૂમરાજે અજયસિંહને વચન આપેલું કે, "આ જીવનમાં તો શત્રુને કિલ્લો નહિ સોંપું."

પણ મરાઠાઓ અને ફીરંગીઓએ એકત્ર થઇ અજયસિંહને દબાવ્યો. અજયસિંહને અજમેર શત્રુને સોંપવું પડયું. તેણે દૂમરાજ પર વગરયુધ્ધે કિલ્લો દુશ્મનને સોંપી દેવાની આજ્ઞા મોકલાવી.

દૂમરાજ ચમકયો. એક બાજુએ, 'આ જીવનમાં તો કિલ્લો શત્રુને નહિ સોંપવાનું' તેનું વચન હતું. બીજી બાજુએ સ્વામીની આજ્ઞા હતી. એ બંનેને જાળવી રાખવાને તેણે પોતાની સેનાને યુદ્ધથી વારી ને શત્રુની સેનાનો પ્રથમ માનવી કિલ્લામાં પ્રવેશે તે પહેલાં જ તે કિલ્લાને દરવાજે નિષ્પ્રાણ બની સૂઈ ગયો.

× × ×

ડેરિયસે જ્યારે એથેન્સ પર ચડાઇ કરી ત્યારે એથેન્સનાં પ્રજાજનોએ એક ભવિષ્યવેત્તાને પૂછયું:

'શું કરીએ તો એથેન્સની જીત થાય?'

ભવિષ્યવેત્તાએ ખેદભર્યા મુખે ઉત્તર દીધો, "એથેન્સપતિ કોડાસ જો મરણ પામે તો એથેન્સની ભાગ્યરેખા ઉજ્જવળ બને ને તેની જીત થાય."

રાજવી કોડાસને આ સમાચાર મળતાં જ તે ગૂપચૂપ દુશ્મનોના તંબુ સમીપ જઈ પહોંચ્યો. ને ત્યાં ઝપાઝપીમાં તેણે હસતા મુખે પોતાના પ્રાણ ગુમાવ્યા.

બીજેજ દિવસે કોડાસની એ દેશપ્રીતિથી ઉત્તેજાયલ એથેન્સની પ્રજાએ અપૂર્વ બહાદુરી પૂર્વક જીત મેળવી.

× × ×

રોમનો કોન્સલ પીટસ એક સમયે એક રાજદ્વારી કાવત્રામાં ઝડપાયો. તેના છૂટકારાનો જ્યારે એકે માર્ગ ન રહ્યો, ત્યારે તેની પત્ની તેની મુલાકાતે જઈ, તેની સમીપ તીક્ષ્ણ ખંજર ધરતાં બોલી, "દુશ્મનના હાથે મરવું તે કરતાં સ્વહસ્તે મરવું તે વધુ સુંદર છે."

પણ પોતાની છાતીમાં ખંજર ભોંકવાની પીટસની હિંમત ન ચાલી. તેની પત્નીએ તેની એ દશા જોતાં જ તરત પોતાની છાતીમાં ખંજર હુલાવી દીધું ને લોહી નીતરતું ખંજર હસીને પતિની સમીપ ધરતાં તે બોલી, "હવે તો હિંમત ચાલશે ને!"

+ + +

એક સમયે મુશળધાર વરસાદમાં શીખ-સૈનિક માધવસિંહને આંગણે કોઈ અતિથિ આવી ચડયો. માધવસિંહે તેને ઘરમાં નોંતર્યો. તેની પત્નીએ તેને ગરમ રસોઈ કરી જમાડી.

સવારે અતિથિએ વિદાય માગી, પણ માધવસિંહે આગ્રહ કરી તેને રોકયો. ને તેને જમીને જવાનું કહી તે શાક લેવાને બજારમાં ગયો.

અતિથિ સ્વભાવે એક લૂટારો હતો. રાત્રે માધવસિંહની હાજરીમાં તો તેની હિંમત ન ચાલેલી. પણ હવે ઘરમાં સ્ત્રીને એકલી જોતાં જ તેની દાનત બગડી. તેણે સ્ત્રીનું ગુપ્ત રીતે ખૂન કરી નાંખ્યું ને અલંકાર લઇ તે ચાલતો થયો.

ક્રમભાગ્યે રસ્તામાંજ તેને માધવસિંહ મળી ગયો. લૂટારાની ચાલ્યા જવાની ઘણી ઈચ્છા છતાં માધવસિંહ તેને આગ્રહથી ખેંચીને ઘેર પાછો લાવ્યો. ઘરમાં પ્રવેશતાં જ ભીષણ દૃશ્યથી માધવસિંહ કંપી ઊઠયો. પણ લૂટારાને તેણે એક અક્ષર ન કહ્યો.

માધવસિંહે વહાલી પત્નીના શબને બાજુએ મૂકી, જાતે રસોઇ કરી ખૂની લૂટારાને જમાડયો. પછી તે તેને વિદાય આપવા ઊઠયો. પણ લૂટારો માધવસિંહના પગમાં પડતાં બોલ્યો,

"દેવ, મને બચાવો."

માધવસિંહે તેને શીખ સૈન્યમાં દાખલ કરાવ્યો. ને લૂટારાએ માધવસિંહની, શીખ-સમાજની ને ભારતભૂમિની સેવામાં લોહીનું ટીપેટીપું ખર્ચી પોતાના પાપનું પ્રાયશ્ચિત કર્યું.

× × ×

રોમપતિ ક્લોડિયસના ખાણાના ટેબલ પરથી એક પ્રસંગે એક અમીર સોનાનો પ્યાલો ખીસામાં ઉઠાવી ગયો. ક્લોડિયસને તેની ખબર પડતાં તેણે બીજે દિવસે ખાણાના ટેબલ પર માટીનાં વાસણો મુકાવ્યાં. આ ફેરફારથી અમીરોને ચમકતા જોઇ ક્લોડિયસે ધીમેથી કહ્યું, "આપણા માનવંતા અમીર મહાશયને સોનાનો શોખ વળગ્યો છે. તેનાથી ગભરાઇને રાજમહેલનાં સોનાનાં બધાં જ વાસણો ભોંયરામાં ભરાઈ ગયાં છે. જ્યારે એ શોખ ઓછો થવાની સાબિતી મળશે ત્યારે તે વાસણો ભય તજી પાછાં ટેબલ પર આવી વિરાજશે."

ને બિચારા અમીરે રાતોરાત સોનાનો પ્યાલો યુક્તિથી રાજમહેલમાં પાછો મોકલાવી દીધો.

× × ×

પ્રશિયાના રાજવી ફ્રેડરિકે એક સમયે નોકરને બોલાવવાને ઘંટડી વગાડી પણ નોકર ને આવતાં તપાસ કરવાને તે બહાર નીકળ્યો. બારણે તેણે પોતાના યુવાન નોકરને મીઠી નિદ્રામાં પરાવાયલ જોયો. તેના ખીસામાં એક કાગળ લટકતો હતો. ફ્રેડરિકે જિજ્ઞાસાથી તે કાગળ ખેંચીને વાંચી જોયો તો જણાયું કે તે, નોકરે પોતાની માતાને મોકલાવેલા પૈસાના ઉત્તરમાં, માતાએ તેને લખેલો પ્રેમભર્યો પત્ર હતો. ફ્રેડરિકે નોકરના સદ્‌વર્તનથી ખુશ થઇ તેના ખીસામાં પત્રની સાથોસાથ કેટલીક સોનામહોરો સરકાવી દીધી, ને પછી ખંડમાં જઇ ઘંટડી જોરથી વગાડવા માંડી.

નોકર સફાળો જાગીને ફ્રેડરિકની સમીપ જઈ ઊભો. ખીશામાં ભાર જણાતાં તેણે તે તપાસી જોયું ને તેમાં સોનામહોરો જણાતાં તે ચમકયો.

"કેમ શું છે?" ફ્રેડરિકે હસીને પૂછ્યું.

"મારા ખીશામાં સોનામહોરો કયાંથી?"

"તું ઊંઘી ગયો હતો ને?" ફ્રેડરિકે મધુર સ્મિત ફરકાવતાં પૂછ્યું.

નોકરે તરતજ પોતાની એ ભૂલ માટે પગે પડીને ફ્રેડરિકની ક્ષમા માગવા માંડી પણ ફ્રેડરિકે તેને ઉઠાડતાં હસીને કહ્યું:

"ગાંડા, હજી તું એ સમજતો નથી કે ભગવાનને જ્યારે કોઈ મનુષ્યને મદદ કરવી હોય ત્યારે તે તેને ઉઘાડી દઈને ઊંઘમાં જ મદદ કરી જાય છે."

---

# કેળવણીની ઉપયોગિતા

મહેંદ્રકુમાર મોતીલાલ દેસાઈ

પ્રથમ તો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે મનુષ્યને કેળવણીની શી જરૂર છે?—મનુષ્ય જન્મે છે ત્યારે બાહ્યદૃષ્ટિએ જોતાં, તે કેવળ નગ્નાવસ્થામાં અત્રે આવેલો જણાય છે. પરંતુ આંતરિક દૃષ્ટિએ જો આપણે જોઈશું તો જણાશે કે મનુષ્ય ઘણું ઘણું લઈને પૃથ્વીપટ પર અવતરે છે. જન્મ પછી, બાળકના હાથની મૂઠીઓ બંધ હોય છે. અને જેમ "બાંધી મૂઠી લાખની" કહેવાય છે તેમ આ બંધ મૂઠીવાળા મનુષ્યમાં અસંખ્ય સંસ્કારોની ખાણ ને ખજાના ભરેલા હોય છે.

પ્રત્યેક માણસ આગળ જતાં મહાન થવા સર્જાયલો છે. મહત્તાના અને મહાનુભાવતાના શુદ્ધ સંસ્કારો તેનામાં ગુપ્ત રીતે રહેલા છે. શુદ્ધ સેવા અને સ્નેહના ઉચ્ચ અંશો તેનામાં અંતર્ગત થયેલા હોય છે. માનવતાનો પ્રતીક બનતો માનવી કશાકની અપેક્ષા રાખે છે. તેનામાં રહેલી ગુપ્ત ચિનગારીઓને પ્રબળ વેગ અને પોષણ મળે તે માટેની અપેક્ષા, ઝંખના તેનામાં જાગ્રત હોય છે.

એક ઉદાહરણ લઈએ—સળગતી સગડીની અંદર નાના નાના તીણા તણખાઓ હોય છે. જો આપણે સમયને પસાર થવા દઈએ તો આ તીક્ષ્ણ અંગારાઓ ઓલવાઈ જઈ ભસ્મ બની જાય છે; સગડી નિશ્ચેતન બને છે. પરંતુ જો કોઈ આ ઓલવાઈ જતા અંગારાને પવન ફૂંકી ફૂંકી પ્રાણ અર્પે, તો રાખોડી બની જતા એ તણખાઓમાંથી તાપ અને તેજભર્યો અગ્નિ પ્રદિપ્ત થાય; સગડી સચેતન બને. એવી જ રીતે જીવનમાં—હૃદયની સગડીની અંદર જન્મથી ગુપ્તસુપ્ત રહેલા સૂક્ષ્મ સંસ્કારોને પ્રોત્સાહન-પવન અર્પણ કરવામાં આવે તો જરૂર આ જીવન જ્વલંત જ્યોત સમું બને. એ પ્રોત્સાહન-પવન તે ઉચ્ચ પ્રકારની કેળવણીનો.

કેળવણીના કાળ પરત્વે ત્રણ મુદ્દા સંબંધી સૂચન કરી શકાય. હમણાં હમણાંના કેટલાક વિચારકો એમ માને છે કે જીવનની વસંતઋતુમાં એટલે યૌવનકાળમાં મનુષ્યની શક્તિઓ પરિપક્વ બને છે. ખાસ કરીને એની ગ્રહણશક્તિ કાંઈ પણ નવીનતાનો સત્કાર કરવા સમર્થ હોય છે. તેમના મતે આ સમયે કેળવણીનો પ્રયોગ પણ સફળ નીવડે. આ મત સાથે આપણી મંજૂરી ભાગ્યે જ હોઈ શકે!

પૂર્વની પ્રાચીન પ્રણાલિકાના પૂજકો, બાલમાનસના અભ્યાસીઓ અને ઘણાખરા પશ્ચિમના તત્ત્વવિદો એવો અભિપ્રાય આપે છે કે 'કુમળું ઝાડ વાળ્યું તેમ વળે—The child is the Father of Men.' બાળકનું મન આરસી સમું હોઈ, તેના પર જે છાપ પાડો તેનાથી તે અંકિત થાય; બાળકનું મન કોરી પતરપાટી જેવું હોઈ, જેવો એકડો કાઢો તેવો ઘૂંટાય; મતલબ કે બાલપણની માટીમાંથી મનમાન્યા મનુષ્યત્વનું ઘડતર થઈ શકાય. માટે શિશુકાળ એટલે શિક્ષણની શરૂઆતનો કાળ. આ મત સાથે આપણામાંના ઘણાની સંમતિ હશે.

પરંતુ એથીય આગળ વધતાં, આપણને એક સુંદર આદર્શ, અનુકરણીય વિચાર ઉપલબ્ધ

થાય છે. કેળવણીનો આરંભ, પારણું ઝૂલ્યા પછીથી જ નહિ, પણ તે અગાઉ ગર્ભાવસ્થામાંથી થવો જોઇએ.

સર્જનહારે ઘણું ઘણું સર્જી મહામૂલો માનવદેહ સર્જ્યો; એટલું જ નહિ પણ તેને સર્વનો અધિપતિ અને ભોક્તા બનાવ્યો. પશુ, પંખી, જલચર આદિ વિધાતાનાં વિવિધ સર્જનોથી વિશિષ્ટ પ્રકારનું એવું કયું તત્ત્વ માનવીમાં મુકાયું છે કે જેથી એને આ અવનવો અધિકાર પ્રાપ્ત થયો? જેનામાં પ્રાણ છે, ચેતન છે, જે શ્વાસ લે છે તે પ્રાણી કહેવાય છે પણ મનુષ્ય એકલું પ્રાણી નથી. આ અધિક તત્ત્વના આધારે મનુષ્ય મનોમય પ્રાણી કહેવાય છે. 'માનવ' શબ્દની વ્યુત્પત્તિ કરીશું તો તે શબ્દ મૂળ 'मन्-ચિંતન કરવું' ધાતુ પરથી યોજાયો છે. આ મન વડે કરીને માનવી ઓળખાય છે. આ મન થકી તો મનુષ્ય ઉત્તમ વિચારો અને ભાવનાઓનું કલ્પન તથા અનુસરણ કરવાનું સામર્થ્ય ધરાવે છે.' મનુષ્યનો શ્રેષ્ઠ ધર્મ માનવતા. એ માનવતાને ખીલવવાને પણ માનસિક શક્તિના વિકાસની આવશ્યક્તા આલેખાઈ છે. ધર્મ, જ્ઞાન, કલા, સાહિત્ય વગેરે અનેક ક્ષેત્રમાં, સર્વાંગ સુંદર પ્રગતિ સાધવા માટે આજે ચારે ખૂણેથી બૌદ્ધિક પ્રાધાન્યનો સ્વીકાર વધુ અને વધુ પ્રમાણમાં થતો જણાય છે. આથી કેળવણીની જરૂર છે.

કેળવણી મનુષ્યમાં સ્નેહનાં-નિઃસ્વાર્થ સ્નેહનાં-અવતરણ કરે છે. કેળવાયલો મનુષ્ય એકલવાયો યા એકાકી રહી શકતો નથી. તે સામાજિક સહકાર શોધે છે, સહચાર શોધે છે. સ્નેહોપચાર અને સાહચર્ય દ્વારા, વ્યક્તિ તેના વ્યક્તિગત, સ્વાર્થી, સંકુચિત વર્તુળમાંથી બહાર આવવા પ્રયાસ કરે છે. અનેક વ્યક્તિઓ એકત્ર થતાં, એનામાં કૌટુંબિક ભાવના જાગ્રત થાય છે. શિક્ષણની અસર હેઠળ અનેક કુટુંબોમાંથી, વિવિધ કોમ, ગ્રામ, મંડળ કે સમાજ સ્થપાય છે. સંપ અને સંગઠ્ઠનનું બળ અને ચણતર કેળવણી વધારે મજબૂત બનાવે છે. કાળક્રમે એકતાની એકતાનતા વધારે તીવ્ર બનતાં, દેશ અને રાષ્ટ્રપ્રેમ પ્રદિપ્ત થાય છે. કેળવણીનો પ્રભાવ અને પ્રતાપ વધુ અસરકારક નીવડતાં, મનુષ્યનાં મન બહુ જ બહોળાં બને છે અને વ્યક્તિમાંથી સમષ્ટિ ને સમષ્ટિમાંથી સમસ્ત સૃષ્ટિ પર એનું લક્ષ્ય દોરાય છે. આમ વિશ્વબંધુત્વના ધર્મનો પ્રચાર કરવામાં પણ કેળવણી સહાયભૂત બને છે.

આ દુનિયામાં દરેક પ્રકારની પ્રવૃત્તિનું પ્રયોજન પ્રગતિ હોય છે; વિકાસ હોય છે. આ પ્રગતિને, આ વિકાસને પૂરતાં પોષક તત્ત્વો મળવાં જોઇએ. એ પ્રગતિને યોગ્ય સાહિત્ય અને સાધનો પૂરાં પાડવાં જોઈએ. તે માટે વ્યક્તિ અને સમાજની મતિશક્તિની સુધારણા થવી જોઇએ, તે માટે વ્યક્તિ અને સમાજની માનસિક શક્તિ વિશેષ પ્રમાણમાં ઝળકાવવી જોઇએ. એટલે કે બુદ્ધિનો પ્રવાહ સદંતર સફળ અને સરળ રીતે અવિરત વહેતો રહેવો જોઇએ.

આપણે બધા માનવતાની, પરોપકાર તથા જનસેવાની વાતો કરીએ છીએ. પરન્તુ આપણી ઇચ્છાનુસાર પરોપકારનાં કાર્યો પાર પાડવામાં તથા આપણી મરજી મુજબ, સેવાના ઉચ્ચ આશયોનો અમલ કરવામાં આપણું મગજ અને હૃદય આપણને અનુકૂળ ન થઇ પડે અને તેના વ્યાપારરૂપ બુદ્ધિ અને લાગણીઓ આપણને અંતરાયરૂપ થઈ પડે તો? માની લઇએ કે, બીજાને આનંદ અને સુખના સાધનરૂપ થઈ પડવાની આપણી ઉત્કટ ઇચ્છા છે, પરન્તુ સામાના હૃદયના ધબકારા જો આપણે ગણી શકતા ન હોઈ એ, સામાની નાડી પારખવામાં નિપુણ ન હોઈ એ, બીજાને શાની ઉણપ અને અછત છે, તથા સામાને શાથી સુખ, શાંતિ,

સંતોષ અને આનંદ મળી શકે છે એ સંબંધી યથાર્થ સમજણ આપણામાં આવી ન હોય તો પછી સારૂં અને ભલું કરવાનો આરંભ કરવા છતાંય આપણે અશુભ અને અમંગળ પરિણામ નીપજાવવાના. સુંદર કેળવણી આ ઉણપને ધીમે ધીમે દૂર કરી શકે.

ન્યાય, નીતિ, ધર્મ, દયા, દાન વગેરેના આચરણ માટે આપણા ઉરમાં જ્વલંત ભાવના અને અપૂર્વ તમન્ના જાગ્રત થાય છે. પરન્તુ આપણી ભાવના યોગ્ય રીતે ફળીભૂત થાય; આપણે રચનાત્મક કાર્ય કરી શકીએ તે માટેની પદ્ધતિ કે વ્યવહાર યોજનાથી આપણે વાકેફ છીએ ? તે માટે આપણી બુદ્ધિની–વિવેકબુદ્ધિની શુદ્ધિની જરૂર છે. એ બુદ્ધિની શુદ્ધિ કેવળ ઉપલકિયા, પુસ્તકિયા જ્ઞાનથી ન થાય પરંતુ તે માટે સારા શિક્ષણની જરૂર છે. તે માટે આપણા આત્માને જ્ઞાનની એવી તીક્ષ્ણ તરસ લાગવી જોઈએ કે જે છીપાવ્યે જ છૂટકો. પુસ્તકોની જરૂર તો ઉભી. વિદ્વાનોના ગ્રન્થો, મહાપુરુષોનાં ચરિત્રો વાંચવા—વિચારવા ઉપરાંત તેઓનો પ્રત્યક્ષ પરિચય પાડી, અનુભવ લઈ, સત્સંગ સાધવો એ બધું સાચું; પણ એ સર્વ ગૌણ છે અને મહત્ત્વનું તો એ છે કે ભર્યા જગતની અંદર આપણે સૌએ ઉઘાડી આંખે, ઉઘાડા કાને અને ઉઘાડી છાતીએ ફરવું જોઈએ. કેટલીક વખતે આપણે અભિમાનમાં બોલી નાંખીએ છીએ કે, "અમે આંખે પાટા બાંધી, કાનમાં અત્તરનાં પૂમડાં ઘાલી ફરતાં નથી અને કાંઈ પણ નવીન ઝીલવાને અમારાં હૃદય ખુલ્લાં જ રાખ્યાં છે." આનો અર્થ એ નથી. પરન્તુ જન્મથી મળેલી ઈશ્વરદત્ત અક્કલનો સદુપયોગ કરી સૂક્ષ્માવલોકન કરવાની પાડેલી ટેવ અને પદ્ધતિદ્વારા નિસર્ગની ભવ્ય લીલાનું, પ્રકૃતિના વિધાનનું, માનવસ્વભાવની અંદર રહેલી વિચિત્રતા અને વિવિધતાનું પરિશીલન કરી તે સંબંધી ભાન આપણામાં જાગૃત કરવું જોઈએ. આ બધું કેળવણીથી જ થાય છે.

વિદ્યાવ્યાસંગી મનુષ્યો જ મહાન ભક્તો, વૈજ્ઞાનિકો, ધર્મધુરંધરો અને વિશ્વવિધાયકો થવા નિર્માયા છે. એક કવિ કહી ગયો છે કે,

"વિદ્યાથી વડું નહિ કશું
વિદ્યા વિણ નર તે પશુ."

ખરેખર વિદ્યા વડે જ વિનય શોભે છે. વિદ્યાથી આત્માના ગુણો અલંકૃત થાય છે, અને બંને લોકમાં શ્રેય અને પ્રેય સધાય છે. કેળવણીથી આપણામાં અદ્ભુત પ્રકારનું પરિવર્તન થાય છે. ભીષણ અંધકાર અને અજ્ઞાનભરી કોઈ વિકટ ખીણમાં રાત્રીએ આપણે સૂઈ રહ્યા હોઈએ અને પ્રભાતે જ્ઞાન, પ્રતિભા અને પ્રજ્ઞાથી પ્રભાંકિત થયેલા ઝળહળતા પ્રદેશમાં આપણે જાગ્રત થતા હોઈએ એવું લાગે છે. અરે આપણે, આપણી ખોવાયેલી જાતને ખોળી લાવ્યા હોઈએ એવો આત્મ–અનુભવ અને તેથી ઉપજતો અલૌકિક આનંદ આપણને ઉપલબ્ધ થાય છે. માટે કેળવણી જરૂરની છે.

મનુષ્ય મોક્ષ માટે મંથન કરે છે. એ મોક્ષનાં, સ્વતંત્રતાનાં સર્વોચ્ચ શૃંગપર પહોંચવા મનુષ્યને ચારિત્ર્યના મંદિરમાં પ્રવેશ કરવો પડે છે. અને ચારિત્ર્ય એટલે નીતિ–સોપાનની સરળ સડક. આ નીતિની સીડીનાં પગથિયાંનો ચણતર સદ્ગુણનાં હોય છે. ચારિત્ર્યનું બંધારણ નીતિ ઉપર અવલંબે છે; અને જેમ દરેક ઝાડને પાણી પાવું પડે તેમ નીતિના વૃક્ષને માટે બૌદ્ધિક વિકાસના જળસિંચનની જરૂરિયાત છે. પરન્તુ આ વૃક્ષનું બીજ તો ભીતરમાં, આપણાં અંતરના ઊંડાણમાં [illegible] રહેલા એ સદ્ગુણરૂપી બીજને સુસંસ્કાર–સિંચન મળે તે માટે પણ ઉત્ત[illegible] આવશ્યકતા છે.

કેળવણીની એક અજોડ અસર આપણા માનસ ઉપર થાય છે. વિકૃત માનસને તે વિશુદ્ધ બનાવે છે. લોખંડનાં હથિયાર ન વપરાતાં કાટ ખાઈ નિરુપયોગી નીવડે છે, તેમ જન્મથી મળેલા આ માનસને પ્રવૃત્તિમય અને પ્રગતિમય ન રાખતાં તે મંદ અને જડ બની જાય છે. આવા મંદ બની જતા માંદલા માનસને અપૂર્વ વેગથી, ઉત્સાહ અને ઉમંગથી ઉત્તેજિત કરનાર કોઈ પણ ટૉનીક તત્ત્વ હોય તો તે કેળવણી છે. માનવજીવનના વિકાસક્રમમાં કેળવણીનું અનિવાર્ય અંગ સડવા દેવું ન જોઈએ. માનવહૃદયમાં જન્મથી જ સ્થાન કરી રહેલી સંસ્કારિતાની અને માનવતાની ભૂખ કેળવણીથી પરિતૃપ્ત થાય છે, એટલું જ નહિ પણ તે ભૂખ વધારે તીક્ષ્ણ અને તેજસ્વી બને છે. જ્ઞાન, જિજ્ઞાસા, અન્વેષણ, અવલોકન, પ્રયોગ, વિવેક, તર્ક, નિર્ણય વગેરે ખીલે તેમ મનુષ્યની માનવતા વધારે ઉચ્ચ, વિશુદ્ધ અને મહાન બનતી જાય છે.

કેળવણીના પ્રતાપે એક બાજુથી વ્યવહારનું જ્ઞાન મળે છે અને બીજી બાજુથી સંસ્કારનું સિંચન થાય છે. આમ વ્યાવહારિક સંસ્કારિતાનું અભિસિંચન થતાં, વિદ્યાર્થી બીજાના દુર્ગુણ જોતો અટકી પડે છે. પોતાના જ દોષ, દૂષણ અને ખામીઓ તેને ખુલ્લાં થતાં જણાય છે. આ દોષનો નાશ કરવા તે તૈયાર થાય છે, અને દોષોના સંહાર પર સદ્ગુણોનું નવીન સર્જન કરવા તે કટીબદ્ધ થાય છે. આ નવીન સર્જનથી, એનું હૃદય ઉદાર બનતાં, તેના વિચારો ઉદાત્ત બનતાં, તે બીજાઓ પ્રતિ સહાનુભૂતિ દાખવવામાં રસ લેતાં શીખે છે. તેનો આત્મા પણ સદા ઉન્નત બની સદાય ઊંચા ધ્યેયપ્રતિ મીટ માંડતાં ટેવાય છે. આજસુધી પાર્થિવ પ્રવૃત્તિઓમાં ચૂંથાયેલું મન વ્યોમવિહારી બને છે. એનાં વાણી અને વિચારમાં પણ સારા શિક્ષણની અજબ છાપ પડે છે. પ્રત્યેક પદાર્થ કે પ્રસંગને, દરેક વ્યક્તિ કે તેના વર્તનને તે ઉપરછલ્લી, છીછરી નજરથી ન નિહાળતાં, ઊંડી, વિશાળ, સૂક્ષ્મદૃષ્ટિથી તપાસે છે, તે સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવી, પૂર્ણપણે પુખ્ત વિચાર કરી, તે નિર્ણય પર આવે છે, અને સત્ય શોધી કાઢી તે સત્યને નીડરપણે વ્યક્ત કરે છે. વ્યવહારુ નિંદાખોરો કે ટીકાખોરોની માફક અથવા મીઠાબોલા માખણિયાની માફક તે ગમેતેમ વગરવિચારે મુખમાંથી તોપગોળા ફેંકતો નથી, તેનું કારણ એ છે કે તે સુશિક્ષિત હોઈ, બીજાના ચારિત્ર્યની કિંમત સમજે છે. કેળવાયેલો માણસ નિપુણ બની, નિશ્ચલ મનનો બનતો જાય છે. તેનામાં એક પ્રકારની અદ્ભુત ઉકેલશક્તિ આવે છે; ગહનમાં ગહન પ્રસંગ કે પ્રશ્નને સમજવાની શક્તિ તે ધરાવતો હોય છે. ટૂંકામાં તેની વિવેકબુદ્ધિ કેળવાતાં તે ગેરસમજણ અને ગૂંચવણભરી ભૂલભૂલામણીમાંથી પોતાને ઉગારી લેવા ઉપરાંત, બીજાઓનો પણ માર્ગદર્શક થઈ પડે છે. તેનામાં અપૂર્વ સમજશક્તિ અને સહનશક્તિનો સંચાર થતો હોય છે. બે પ્રસંગ, બે વસ્તુ કે બે વ્યક્તિની તુલના, સરખામણી ને પસંદગી કરવામાં સારું અને નરસું, ખોટું અને ખરું કયું—તે બાબતમાં તેનો ડહાપણભર્યો નિર્ણય પ્રમાણસર અને સાચો ઠરે છે. પોતાનું અને પોતાને અનુસરનાર સમાજ કે સંસ્થાનું હિત કે હાનિ શેમાં સમાયેલ છે તે તેની વેધક કેળવાયલી દૃષ્ટિ તુરત પારખી શકે છે.

સૌથી શ્રેષ્ઠ પ્રકારની કેળવણી તો ક્યારે પ્રાપ્ત કરી કહેવાય કે જ્યારે આપણાં હૃદયપદ્મની સર્વ પાંખડીઓ સંપૂર્ણપણે પ્રફુલ્લતા પામે; વાણી, વિચાર અને વર્તનની વિનિમયતા આપણા ચારિત્ર્યને વિશુદ્ધ બનાવી દે; સમાજની પ્રત્યેક વ્યક્તિનાં તન, મન, અને મગજ આરોગ્ય અને આનંદ અનુભવે; નિર્દોષ બાળકની પેઠે આપણાં મન નિર્મળ અને નિર્બંધ, અંતઃકરણ

કેપ-ઓફ ગુડ-હોપ, વાસ્કો-ડી-ગામાએ પ્રથમ ઓળંગ્યાનું મનાય છે. પણ ખરી રીતે તેને પ્રથમ ઓળંગનાર ઈજીપ્તપતિ નીકો [ ઈ. સ. પૂર્વે ૬૧૫ ] ના ખલાસીઓ હતા.

ક્લિયોપેટ્રા ઈજીપ્તની કહેવાય છે. પણ ખરૂં જોતાં તે ગ્રીક હતી. કેમકે તે ટોલેમી અગ્યારમાની પુત્રી હતી. ને ટોલેમી-રાજવંશનું ઉદ્દ્ભવસ્થાન ગ્રીસ છે.

ઈશુ-ખ્રિસ્તને હાથે—પગે ખીલા ઠોકયાનું એક પણ પ્રાચીન પ્રમાણુ નથી. તેનો પહેલવહેલો ઉલ્લેખ Psalms માં મળે છે.

ઇસપના નામે જગવિખ્યાત બનેલી વર્તમાન વાર્તાઓ ખરૂં જોતાં તેની લખેલી નથી. એથેન્સમાં પૂર્વે ઇસપની વાર્તાઓ ખૂબ જ વંચાતી ને ગ્રીસ-ઇટલિમાં ઇસપના નામનું ઘણું આકર્ષક હતું. એ નામ ને તેના આકર્ષણનો લાભ ઉઠાવવાને મેમસ પ્લેન્યુડીસ નામે પાદરીએ, ચૌદમી સદીમાં, કેટલીક જૂની વાર્તાઓ ભેગી કરી ને ઘણી ખરી નવી લખીને ઇસપના નામે બહાર મૂકી, જે આજ સુધી ઇસપના નામે ચાલતી આવી છે.

ઓમર ખલીફની આજ્ઞાથી ઈજીપ્તના સૂબા અમરૂએ અલેકઝાંડ્રિયાની બે લાયબ્રેરીઓમાંનાં સાત લાખ પુસ્તકોનો બળતણ તરીકે ઉપયોગ કરી નાંખવાને તે જાહેર સ્નાનાલયોમાં મોકલાવી આપેલાં ને ત્યાં ૭ મહિના સુધી બળતણ તરીકે તે વપરાયાં તેવી ઐતિહાસિક નોંધની સંપૂર્ણ સચ્ચાઈ શંકાસ્પદ છે.

જ્યોર્જ વોશીંગ્ટનનો જન્મદિવસ ૨૨મી ફેબ્રુઆરીએ પાળવામાં આવે છે. પણ ખરી રીતે તે ૧૭૩૨ના ફેબ્રુઆરીની ૧૧મીએ જન્મ્યો હતો. પણ જૂની પદ્ધતિનાં પંચાંગને ફેરવીને નવી પદ્ધતિનો સ્વીકાર થતાં ૧૧ દિવસનો ફેર પડી ગયો.

૧૮૬૦ નો અમેરિકન આંતરવિગ્રહ ગુલામીની નાબૂદી માટે ખેલવામાં આવેલો એ વાત સાવ સાચી નથી. ખરી રીતે, અમેરિકન પ્રતિનિધિસભામાં ઉત્તરનાં અને દક્ષિણનાં રાજ્યોના બે પક્ષ પડી ગયેલા ને તેમાં ઉત્તરનાં રાજ્યોની બહુમતિ દક્ષિણનાં રાજ્યો માટે ભયજનક થઈ પડી. દક્ષિણનાં રાજ્યોએ એક પણ મત ન આપ્યા છતાં લીંકન જ્યારે ઉત્તરની બહુમતિએ પ્રમુખ તરીકે ચૂંટાઇ આવ્યો ત્યારે દક્ષિણનાં રાજ્યોને પોતાના હાથમાંથી સત્તા સરી જતી લાગી ને તેમણે એકાદ પ્રસંગ ઝડપી ઉત્તરનાં રાજ્યોની એકસ્થ સત્તાનો સામનો કરવાનો નિર્ણય કર્યો. આ સ્થિતિમાં ઉત્તરનાં રાજ્યોએ ગુલામીને મર્યાદિત કરવાનો વિચાર કર્યો ને દક્ષિણનાં રાજ્યોએ તરતજ તે સામે વિરોધ પકડી લીધો. ઉત્તરનાં રાજ્યોએ આ પ્રશ્ન પર છૂટછાટ મૂકવા પૂરતી તૈયારી બતાવી પણ જ્યારે તેમણે જોયું કે આ વિરોધ તો ઉત્તરની બહુમતીને દબાવી દક્ષિણની લઘુમતિની પોતાનું ધાર્યું કરાવવાની ઇચ્છાને આભારી છે ત્યારે તેમણે તરતજ પોતાના દાવાને માનવતાનો ઓપ ચડાવ્યો ને પોતાનું પ્રભુત્વ જાળવી રાખીને દક્ષિણનાં રાજ્યોને મનાવવાનો કોઈ ઉપાય ન રહેતાં લીંકને ૧૮૬૨માં ગુલામોને મુક્ત જાહેર કર્યા. બાકી તો ઉત્તરપક્ષે લડેલા ઘણાય વીરો ગુલામી પ્રથાને ઇચ્છનારાઓ હતા ને દક્ષિણપક્ષે લડેલા ઘણાય વીરો ગુલામીના વિરોધી હતા.

---




**અમ છૈયે સાત**—[ આવૃત્તિ ત્રીજી ]—કર્તા : કુમારી કુસુમ એ. સુરૈયા, એમ. એ.; પ્રકાશક—ડૉ. એમ. ઓ. સુરૈયા, એન્ટિક ચેમ્બર, ૨૭ એપોલો પિયર, મુંબઇ. કિંમત રૂ. ૧-૦-૦.

અંગ્રેજ મહાકવિ વર્ડ્ઝવર્થના 'we are seven' નામે ભાવવાહી કાવ્યનો આ સમશ્લોકી અનુવાદ ભાષાંતરને બદલે મૌલિક રમણીયતા દાખવે છે. સરળતા ને માધુર્ય મૂળના જેટલાં જ જળવાઈ શકયાં છે.

પુસ્તકનાં રૂપરંગ પહેલી-બીજી આવૃત્તિનાં જેટલાં જ સુંદર ને આકર્ષક છે. આ કાવ્યાનુવાદને શાળોપયોગી ને સુલભ બનાવવાને સસ્તી આવૃત્તિ જરૂરી છે.

**બુદ્ધના બોલ**—લેખક : પંકજ. પ્રકાશક : મેસર્સ દેસાઈ નાયકની કું. નાણાવટ, સુરત. કિંમત ૧-૪-૦.

ગુજરાતી વાર્તાસાહિત્યમાં કંઈક નવું જ તેજ પાથરતો આ વાર્તાસંગ્રહ અનેક રીતે આવકારપાત્ર છે. આપણી પાસે પાત્રોને કે લાગણીને વિકસાવી હૃદયને સ્પર્શતી વાર્તાઓ છે; પણ પ્રસંગોને રોમાંચક બનાવી હૃદયને ધબકાવતી વાર્તાઓ ઘણી ઓછી છે. ને સામાજિકની સાથે સરખાવતાં ઐતિહાસિક વાર્તાઓનું આપણું ભંડોળ પણ ઓછું છે. શ્રી. પંકજનો આ વાર્તાસંગ્રહ એ બંને ખોટને કંઈક અંશે પણ પૂરી પાડે છે.

શ્રી પંકજના ગુજરાત બહારના લાંબા વસવાટને લીધે તેમનું ભાષાબળ કયાંક કયાંક સ્ખલના પામી જાય છે. પણ વાર્તાના સમગ્ર ઘડતર પર તેની અસર નજીવી જ હોય છે.

કદ, દળ અને રૂપરંગ જોતાં પુસ્તકની કિંમત કંઇક વિશેષ જણાય છે.

**પડછાયા**—લેખક : શ્રી ઇચ્છાશંકર દવે. પ્રકાશક : 'જય સૌરાષ્ટ્ર' કાર્યાલય, રાજકોટ. મૂલ્ય રૂ. ૧-૮-૦.

'જય સૌરાષ્ટ્ર' સાપ્તાહિકની ભેટ તરીકે પ્રગટ થયેલો આ વાર્તાસંગ્રહ ગ્રામપ્રદેશ અને લોકજીવનના અનેક પ્રશ્નોને સ્પર્શે છે. વાર્તાઓ હૃદયને સ્પર્શતી અને વાંચનમાં એકંદરે ગમી જાય તેવી છે.

**મંછા ભૂત**—[ એકાંકી પ્રહસન ]—લેખક અને પ્રકાશક : મૂળજીભાઈ પી. શાહ-સાહિત્યભૂષણ, રાવપુરા, વડોદરા. મૂલ્ય-આઠ આના.

વડોદરામાં રંગભૂમિ પર આકર્ષક ને સફળ નીવડેલું આ સામાજિક પ્રહસન વાંચનમાં પણ સામાન્ય તેમજ મધ્યમ જનસમાજને રુચિકર અને બોધક નીવડે તેવું છે. કેટલાંક પ્રજાપ્રિય નાટકોની લાક્ષણિકતાઓના સફળ અનુકરણને લીધે તે રંગભૂમિને દીપાવી શકે તેમ છે.

**વરતુ સંગીત**
**રામજીનો ખજાનો**
} લેખક : રમણલાલ નાનાલાલ શાહ.
પ્રકાશક : બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા.
કિંમત : પ્રત્યેકની-આઠ આના.

'બાલજીવન પ્રસિપનીતિકથામાળા'નાં પુષ્પ પ્રથમ અને બીજા તરીકે પ્રગટ થએલ આ બંને પુસ્તકો બાલપ્રજાને બોધક નીવડે તેમ છે. પંચતંત્ર કે હિતોપદેશની જેમ આ પુસ્તકોમાં પશુજીવનની આસપાસ પ્રસંગોને વણી લઇ તેને નીતિવર્ધક ને ચાતુર્યપ્રેરક બનાવવામાં આવ્યાં છે. પુસ્તકનાં રૂપરંગ ને તેનો ઉઠાવ આકર્ષક છે.

**શ્રી વેદસ્તુતિનો અનુવાદ**—અનુવાદક : પ્રભાશંકર વાઘજી મહેતા, ગોંડલ.

આ પુસ્તક બે વિભાગમાં વ્હેંચાયેલું છે. પ્રથમ ભાગમાં શ્રી વેદસ્તુતિ નો ને બીજામાં શ્રીમદ્ વલ્લભાચાર્ય વિરચિત શ્રુતિગીતાકારિકા નો અનુવાદ આપવામાં આવ્યો છે. બંને વિભાગમાં અનુવાદની સાથે મૂળ શ્લોકો પણ અપાયા છે. શ્રી વેદસ્તુતિ માં અનુવાદ ને મૂળ શ્લોકો ઉપરાંત શ્લોકોનો સાન્વય પદચ્છેદ, સૂક્ષ્મટીકા ને સૂક્ષ્મટીકાનું ગુજરાતી વિવરણ પણ અપાયલ હોઇ પુસ્તક વાંચનમાં સરળ બન્યું છે.

**સુભાષિત-પદ્ય-રત્નાકર** [ ભાગ ૪ થો ]—સંગ્રાહક અને અનુવાદક : મુનિરાજ શ્રી વિશાલવિજયજી; પ્રકાશક : શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા, છોટાસરાફા, ઉજ્જૈન. કિંમત રૂ. ૧-૪-૦.

જુદા જુદા વિષયો પર, સંસ્કૃત સાહિત્યમાંથી તારવેલા શ્લોકોનો આ સાર્થ સંગ્રહ રોચક અને બોધક બન્યો છે. વિદ્યા, લક્ષ્મી, બુદ્ધિ, વ્યાકરણશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, શકુન શાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ભાગ્ય, દરિદ્રતા, સ્વતંત્રતા, પરતંત્રતા, અમૃત, વિષ, શ્રદ્ધા, શંકા, અનર્થ, વ્યસન, તમાકુ, સંયોગ, વિયોગ, મરણ, સમય, જય, કીર્તિ, સ્થિરતા, પક્ષપાત, મૌન, હાસ્ય, નિદ્રા, વૃષ્ટિ, શ્રાદ્ધ વગેરે વિષયો પર સંગ્રહિત બનેલા પ્રાચીન નીતિજ્ઞોના અભિપ્રાયો સુંદર ને પ્રેરક પણ છે.

## સામયિકો

**જીવન વિકાસ**—સંપાદક : ધીરજલાલ ટો. શાહ, જીવન વિકાસ વિદ્યાલય, પેદાર હાઉસ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ. વા. લવાજમ રૂ. ૨-૮-૦.

પ્રજાની શારીરિક, માનસિક ને આધ્યાત્મિક તંદુરસ્તી વિકસાવવાના કોડ સેવતા આ માસિકના પ્રથમ અને બીજો, બંને અંક અભ્યાસપૂર્ણ લેખોથી આવકારપાત્ર બન્યા છે.

**સર્વધર્મ, વાર્તા, આરોગ્ય, જનેતા**—

પ્રકાશક : શિષ્ટ સાહિત્યભંડાર, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

જુદા જુદા વિદ્વાનોથી સંપાદિત થતાં ઉપરનાં ચારે માસિક, પોતપોતાનાં નામને અનુરૂપ, સંગ્રહિત કે નવીન લેખોથી, ગુજરાતી સામયિક સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. પ્રત્યેકનું વા. લવાજમ રૂ. ૧-૪-૦.

**ગ્રામસેવા**—[મેલેરિયા અંક]—તંત્રી : સોમાલાલ મહેતા. ગ્રામસેવા કાર્યાલય, ઉનાવા.

ગુજરાતના ગ્રામ્યવિસ્તારોમાં છેલ્લા કેટલાક સમયથી તાવનું જોર વધી ગયેલું છે. એ સ્થિતિમાં પ્રગટ થતો આ વિશેષાંક સારા પ્રમાણમાં ઉપયોગી નીવડવા સંભવ છે. તેમાં મેલેરિયાનાં મૂળ, તેનાં લક્ષણ ને ઉપચાર સંબંધી સારી માહિતી આપતા અભ્યાસી લેખો પ્રગટ થયા છે.

# છૂટાં ફૂલ

**અંગ્રેજી** સાહિત્યજગતનો એક સળગતો પ્રશ્ન તે શેક્સ્પિયરનાં નાટકોનું કર્તૃત્વ. એ પ્રશ્ન સમયે સમયે નવનવા રૂપે સાહિત્યજગત સમક્ષ મુકાય છે, નાટકો શેક્સ્પિયરનાં પોતાનાં હોવા સંબંધી નિર્ણય થાય છે ને ફરી એ પ્રશ્ન બહુરૂપીની જેમ નવું રૂપ લઇ આવે છે.

મહારાણી ઇલીઝાબેથના સમયમાં ઇંગ્લાંડમાં શેક્સ્પિયર નામે એક નટ ને નાટયકાર થઈ ગયો. ઓગણીસમી સદીના મધ્યાન્હ સુધી તો, શેક્સ્પિયરના નામે વિખ્યાત બનેલાં નાટકો એ શેક્સ્પિયરનાંજ લખેલાં છે એ હકીકત લગભગ સર્વમાન્ય હતી. ત્યારસુધીમાં શેક્સ્પિયર જેવો નટ આવાં અલૌકિક નાટકો લખી શકે તે સામે કોઇક કોઇક વિવેચકના મનમાં સહેજ શંકા જન્મતી એટલો જ વિરોધ.

પણ ૧૮૫૬માં મીસ ડેલિયા બેકને જણાવ્યું કે શેક્સ્પિયરના નામે જગવિખ્યાત બનેલાં નાટકો શેક્સ્પિયરે નહિ પણ તેના સમકાલિક મહાન આંગ્લ અમીર ને સાહિત્યકાર લોર્ડ બેકને લખેલાં છે; પણ તે સમયે નાટકો લખવાં એ હલકી સાહિત્ય-પ્રવૃત્તિ લેખાતી હોઇ બેકને તે પોતાના નામે બહાર ન મૂકતાં શેક્સ્પિયરના નામે બહાર મૂકેલાં; પરંતુ બેકને તે નાટકો પોતાનાં હોવા વિષેનું કબૂલાતપત્ર લખી રાખેલું.—તે પોતાને મળી આવ્યું છે એમ જણાવી મીસ ડેલિયાએ એવું કબૂલાતપત્ર રજૂ કર્યું. પણ વિવેચકોએ લોર્ડ બેકનની બીજી કૃતિઓ અને શેક્સ્પિયરનાં નાટકો વચ્ચેનું ભિન્ન કર્તૃત્વ પ્રતિપાદિત કર્યું, ને ખતપત્ર-વિશારદોએ તે કબૂલાતપત્રને બનાવટી જાહેર કર્યું.

તે પછી, ઇંગ્લાંડના ઉમરાવવર્ગના ઉત્તેજનથી, એ નાટકો કોઇક અમીરે લખેલાં છે એમ સાબિત કરવાને તનતોડ પ્રયાસ થવા લાગ્યા. ને જુદા જુદા વિવેચકોએ એ નાટકોના કર્તા તરીકે લોર્ડ બેકન, અર્લ ઑફ રૂટલેન્ડ, અર્લ ઑફ ડર્બી ને સર વૉલ્ટર રેલેનાં નામ આગળ ધર્યા. પણ સમર્થ વિવેચકોએ ઝીણવટભરી તપાસ પછી એ નાટકોના કર્તૃત્વ વિષેની શંકાને નાપાયાદાર ઠેરવી.

ઇલીઝાબેથના યુગમાં એવો સામાન્ય શિરસ્તો પડી ગયેલો કે કોઇ મહાન સાહિત્યકાર અવસાન પામે તો બધા કવિઓ તેની કબરમાં એકાદ હસ્તલિખિત સ્મૃતિકાવ્ય મૂકે. એવી કબરો ખોદી તે નાટકોનું કર્તૃત્વ નિર્વિવાદ સ્વરૂપમાં સિદ્ધ કરવાનો પ્રયાસ થયો પણ તેમાં જોઇતી સફળતા ન મળી.

તે પછી એ નાટકો શેક્સ્પિયરનાં પોતાનાં હોવાની માન્યતા બહુમાન્ય બની. પણ છેલ્લા કેટલાક સમયથી ફરી એ પ્રશ્ન સરાણે ચડ્યો છે.

બે વર્ષ પર એક રમણીએ જાહેર કરેલું કે, 'લોર્ડ બેકને સ્વપ્નમાં આવી પોતાને જણાવ્યું છે કે, 'એ નાટકો તેનાં બનાવેલાં છે અને તેની સાબિતી તરીકે તે નાટકોની મૂળ પ્રતો તેણે બર્મ્યુડાની ગુફામાં દાટેલી છે તે મેળવી લઈ જગત સમક્ષ રજૂ કરવી." એ સ્વપ્નને સાચું માની એ રમણી બે વર્ષથી બેકનની સૂચના પ્રમાણે બર્મ્યુડાની ગુફાઓ તપાસી રહી છે પણ હજી સુધી તેને એક પ્રત મળી નથી.

થોડાક સમય અગાઉ, ચાર્લ્સ વીન્સ્ટર બેરેલ નામે અમેરિકન સાહિત્યકાર ને વૈજ્ઞાનિકે, એકસ-રે અને ઇન્ફ્રા-રેડ ફોટોગ્રાફીથી પ્રાચીન ફોટાઓ તપાસી એવું સાબિત કરવા પ્રયાસ કરેલો કે પ્રાચીન ચિત્રોમાં નાટકોના કર્તા તરીકે જે પુરુષરત્નને દર્શાવવામાં આવ્યો છે તે ઑક્સફર્ડનો સત્તરમો અર્લ એડવર્ડ ડી વર છે. આ સંબંધમાં તેણે 'The scientific American'ના જાન્યુઆરી માસના અંકમાં એક વિગતવાર લેખ પણ લખેલો.

આ રીતે ઇંગ્લાંડ અને યુરોપ પોતાના મોટામાં મોટા કવિ અને નાટયકાર સંબંધમાં હજી અનિશ્ચિત દશામાં છે. છતાં પૌર્વાત્ય ઇતિહાસની ગૂંચો પર ટીકા કરવામાં તેઓ જરીકે પાછાં નથી પડતાં.

× × ×

નવીનતા એ જગતનું આકર્ષણ-બળ છે. દૈનિક વર્તમાનપત્રોના વિષયમાં પણ એવી કેટલીક નવીનતાઓ જાણવા જેવી છે.

તિબેટમાં એકજ વર્તમાનપત્ર નીકળે છે. અને તેની નકલ પણ ફક્ત ૫૦ છપાય છે.

ટોકિયોમાં એક બાળકોનું દૈનિકપત્ર નીકળે છે. પીળાં ચિત્રો અને મોટા અક્ષર એ તેની વિશિષ્ટતા છે.

અમેરિકામાં 'વાલ્સેઝ સ્ટાર' નામે એક દૈનિકપત્ર નીકળે છે. તેનાં તંત્રી ડોરોથિયન હોબ્સન એક અગ્યાર વર્ષની બાલિકા છે.

પેરિસનું 'ગેઝેટ દ મેન્ડીઅન્ટ્સ' નામે દૈનિકપત્ર કેવળ ભિખારીઓને માટેજ ચાલે છે.

કેટલાંક અમેરિકન વર્તમાનપત્રો હવે એવી સુગંધી જાહેરખબરો છાપવા માંડ્યાં છે કે જે છાપનારાઓના શરીર પર મઘમઘી રહેલી સુગંધ તેમને બિચારાઓને ઘેર જતાં જ પત્નીઓના વાગ્બાણના શિકાર બનાવી દે.

× × ×

પ્રજાઓ જ્યારે ઐશ્વર્યના સિંહાસને ચડે છે ત્યારે કલા અને સાહિત્યનાં મૂલ મોંઘાં અંકાય છે.

ગુજરાત જ્યારે સમૃદ્ધિસંપન્ન હતું ત્યારે આબૂની કલા પાછળ તેના શ્રેષ્ઠીઓએ કરોડો રૂપિયા ખર્ચ્યા; સિદ્ધરાજ ને વસ્તુપાળે સાહિત્યકારોને લક્ષ્મીની છોળોથી સન્માન્યા.

માળવપતિ વિક્રમ, મુંજ ને ભોજ સરસ્વતીના પ્રીતમ હતા. સારા કવિઓ પાછળ તેમણે વેરેલી લક્ષ્મીને આંક નથી. ભોજે માઘને તેના એક શ્લોકમાંના એકજ અક્ષર માટે સવાલાખ સોનામહોર આપેલી. વિક્રમે સિદ્ધસેન દિવાકરને ચાર અપૂર્વ શ્લોક માટે ચારે દિશાનું પોતાનું રાજ્ય સોંપી દીધેલું.

આજે હિંદ ગરીબ છે ને એના સરસ્વતીપુત્રોને રોટલાના પણ વાંખા છે. પણ ઇંગ્લાંડ-અમેરિકાની સમૃદ્ધિસંપન્ન પ્રજાઓ પોતાના સાહિત્યકારોને, છેલ્લા બે સૈકાથી, લક્ષ્મીની છોળોથી જ વધાવી રહી છે.

હોલ કેનને એના 'ઇશુ ખ્રિસ્તનું જીવનચરિત્ર' માટે ૮૦૦૦૦ પૌંડ મળેલા. સર જેમ્સ બેરીએ પોતાના 'ધી લીટલ મીનીસ્ટર'માંથી ૫૦૦૦૦ પૌંડ મેળવેલા. લૉર્ડ મોરલીને 'ગ્લેડસ્ટનનું જીવનચરિત્ર' માટે, મેરી કોરેલીને તેની એક નવલકથા માટે ને મેકોલેને 'ઇંગ્લાંડનો ઇતિહાસ' માટે વીશ વીશ હજાર પૌંડ મળેલા. વોલ્ટર સ્કોટને તેની એક નવ-

લકથા માટે ૧૧૦૦૦ પૌંડ ને ગીબનને તેના 'રોમન શહેનશાહત' માટે ૧૦૦૦૦ પાંડ મળેલા. લોંગફેલોને તેની એક નાની કવિતા માટે ૩૦૦૦ પૌંડ અપાયલા. ઉત્તરાવસ્થામાં ચાર્લ્સ ડીકન્સની આવક ઈંગ્લાંડના પ્રધાનોની આવકને પણ ટપી જતી. રૂડયાર્ડ કીપ્લીંગને શબ્દદીઠ સરેરાશ એ ને આર્નોલ્ડ બેનેટને સરેરાશ દશ શિલીંગ મળતા. એચ. જી. વેલ્સ ને બર્નાડ શૉની સરેરાશ વાર્ષિક આવક ૫૦૦૦૦ પૌંડની અંકાય છે. બર્નાર્ડ શૉને તેનાં નાટકો પરના બોલપટ–હક્ક માટે લાખ્ખો પૌંડ ધમાયલા. શેક્સ્પિયરનાં પહેલ પ્રથમ છપાયલાં નાટકોની પ્રતોની કિંમત હજારો પૌંડની અંકાય છે. અને 'મોના લીસા' નામે એકજ ચિત્રની કિંમત ગૌરાંગ પ્રજાઓ આજે લાખો પૌંડથી આંકે છે.

પ્રજાઓની કે દેશની ચડતીપડતી સાથે, ક્રમભાગ્ય છે કે, સરસ્વતીપુત્રોને પણ સામુદાયિક સ્વરૂપે બીજવણી સ્થિતિ અનુભવવી પડે છે. ને પરિણામે, સૈકાઓ સુધી વિપત્તિગ્રસ્ત પ્રજાઓ એકાદ પણ અમર ગ્રન્થરત્ન કે કોઈ અપૂર્વ કલાકૃતિ નથી આપી શકતી.

× × ×

સપ્ટેંબરની આઠમી તારીખે મ્હૈસુરના નવા મહારાજા જય ચામરાજ વાદિયારનો રાજ્યાભિષેક ઊજવાયો. એ પ્રસંગે તે મહારાજા જે સિંહાસન પર આરૂઢ થયા તે સિંહાસન જગતનું પ્રાચીનમાં પ્રાચીન, ઐતિહાસિક દષ્ટિએ મહત્ત્વનું ને વધુમાં વધુ કિંમતી આસન છે.

હસ્તિનાપુરમાં શાસન ચલાવતા પાંડવો તે સિંહાસન પર આરૂઢ બનેલા. કમ્પુલરાજા ત્યાંથી તે સિંહાસન ઉઠાવી ગયેલો ને તેને તેણે પેનુકોન્ડામાં દાટી દીધેલું. વિજયનગર–સામ્રાજ્યના સ્થાપકોએ ઈ. સ. ૧૩૩૬ માં તે શોધી કાઢ્યું ને દોઢ સદી સુધી તે તેમની પાસે રહ્યું. રાજા શ્રીરંગરાય તેને ત્યાંથી ખસેડીને શ્રીરંગપટ્ટમ લઈ ગયો. ૧૬૦૯ માં રાજા વાદિયારે શ્રીરંગપટ્ટમ પર ચડાઈ કરી ને તેમાં શ્રીરંગરાયને હરાવી તે મ્હૈસુરનો અને પાંડવસિંહાસનનો સ્વામી બન્યો. ત્યારથી રાજ્યારોહણના પ્રસંગે દરેક મ્હૈસુરપતિ આ સિંહાસનનો ઉપયોગ કરે છે.

આ રત્નજડિત સિંહાસન સોનાના કદળીવૃક્ષસમા થાંભલાઓ અને સોનાનાં આમ્રપર્ણોથી અલંકૃત બનેલું છે. તેના છત્રના દાંડાની ટોચ પર એક રત્નજડિત પક્ષી શોભી રહ્યું છે. તેનાં પગથિયાંની બંને બાજુને મનોહર ગાંધર્વકન્યાઓની અનુપમ આકૃતિઓથી સુશોભિત બનાવવામાં આવેલી છે. છત્રની ચારે કોર મોતી પરોવેલાં ઝૂમતાં ઝૂલે છે. દરેક દિશાએ રત્નજડિત વેલોથી શોભતું કાચબાનું આસન છે. તેના પૂર્વમુખ પર હાથી, દક્ષિણમુખે ઘોડા, પશ્ચિમે પાયદળ ને ઉત્તરે રથ છે. દક્ષિણે બ્રહ્મા, ઉત્તરે શીવ જે મધ્યમાં વિષ્ણુની સ્થાપના કરેલી છે. ખૂણાઓ પર સિંહ, સરભ, અશ્વ ને હંસ શોભે છે. દિગ્પાલો ને નાગકન્યાઓથી તેને ભવ્ય ને મનમોહક બનાવ્યું છે. ઉપર સ્વસ્તિકનું સુશોભન ને મોતીનો ચંદરવો છે. સિંહાસન ચારે દિશાએ ખુલ્લું છે.

× × ×

પૂર્વ હિંદમાં આવેલા ચીલ્કા સરોવરનું પાણી ડીસેમ્બરથી જૂન સુધી ખારૂં રહે છે ને જુલાઈથી નવેંબર સુધી તાજું અને મીઠું બને છે. તે ૪૨ માઈલ લાંબુ ને ૧૦ માઈલ પહોળું છે, ને ઊંડાંમાં ઊંડી જગ્યાએ પણ તે છ ફૂટ કરતાં વધારે ઊંડું નથી.

પૂર્વ રજપૂતાનામાં આવેલા મૃત્યુ–સરોવરમાં મુસાફરો પાણી પીવા જાય છે કે તરત જ છીછરા પાણીમાં પણ કોઈ અકળ રીતે તેમનો પગ લપસી જાય છે. આ વર્ષે પણ એવી રીતે પાંચ મુસાફરો એકી સાથે ડૂબી ગયેલા.

+ +

૧૯૩૯ના જુલાઈમાં, સ્વદેશી માલ ઉપરની આંતરિક જકાતમાં હિંદી સરકારને ૪૧૬૭ લાખની આવક થયેલી. ૧૯૪૦ના જુલાઈમા તે વધીને ૫૭૯૭ લાખની બની છે.

૧૯૩૮–૩૯મા હિંદની સરકારી રેલવેએ ૧૩૭ લાખનો નફો કરેલો; ૧૯૩૯–૪૦માં તેણે ૪૩૩ લાખનો નફો કર્યો છે

જગતની કુલ પેદાશમા હિન્દ ૪૩ ટકા ચોખા, ૯ ટકા ઘઉં ને ૩૧ ટકા રૂ ઉત્પન્ન કરે છે.

અમેરિકા (યુ. સ્ટે.)એ ૧૯૩૮માં ૩૨ કરોડ ડૉલરનુ ને ૧૯૩૯માં ૩૫ કરોડ ડૉલરનું કાપડ પરદેશ ચડાવ્યુ

---

## વ્હેને–

રમણલાલ ભટ.

દીઠી પ્હેલી દ્રષ્ટે, ઝરણુ વહીયાં આર્દ્ર હૃદયે;
વ્હેને જોતાં જોઈ, જગત પરની સૌ મધુરતા;
મૃદુ વ્હારાં અંગો, નયન નમણાં કામશર શાં,
દીઠાં ના દીઠાં ત્યાં, ત્વરિત ગતિ હૈયે ઉતરીઆં.

નિહાળ્યા છે મ્હોટા ઉદધિ –ઉછળીને ગરજતા,
નિહાળ્યા સન્ધ્યાના પુલકિત મૃદુ રંગ નભમાં;
નિહાળી ચંદ્રિકા;–અસર ન થઈ કાંઈ હૃદયે,
ખીલ્યુ હૈયા ઠેર પ્રસૂન નિરખી જ્યારથી વ્હેને.

---

અનુસંધાન પૃ ૨૪૦ ]
બહાદુરીપૂર્વક પીછેહઠ અમેરિકામાં ફરીથી શરૂ થયેલી બાળહરણ લીલાઃ [ મીસ ગ્રેપોને સમર્પણ ] ૧૧૩ લાખ ડૉલરના ખર્ચે બંધાનાર જગતમા વિશાળમા વિશાળ વિમાની મથકનો પ્રે રૂઝવેલ્ટે પૂરેલ પાયો હુમલાખોર દેશો સામે આર્થિક સંકડાશો મૂકવાની ને બ્રિટનને સંપૂર્ણ લશ્કરી મદદ કરવાની રૂઝવેલ્ટની ભાવના અમેરિકાએ ચીનને ધીરેલી બારે લોન પેસિફિક ને આટલાંટિકમા અભેદ્ય કિલ્લેબંધીઓ બાંધવાની અમેરિકાની યોજના મીસરમા ઈટાલિયન સૈન્યનો ધસારો ને સોલુમનો કબજો. ઈંગ્લાંડ અને જર્મનીના પરસ્પર ભયંકર વિમાની હલ્લા ને તોપગાજી. ઈંગ્લાંડની અનેક ઐતિહાસિક ઇમારતોને પહોંચેલુ ગભીર નુકશાન. બર્લીન પણ ખાલી થાય છે. જર્મન ટોર્પીડો બિનલશ્કરી માણસોને લઈ જતી સ્ટીમરો પર પણ હુમલા કરે છે. હીટલર–મુસોલિની મુલાકાત ઈંગ્લાંડમા કેન્ટરબરીના આર્ક બીશપના પ્રમુખપદે સગોત્ર અને સંબંધીઓ વચ્ચેના લગ્નની છૂટ અપાય છેઃ [ પુરુષ પુરુષ વચ્ચેનાં લગ્નની છૂટ અપાવી હજી બાકી છે ] કૅનેડામા વંટોળિયાનું સખ્ત તોફાન. મુંબઈના માજી ગવર્નર લૉર્ડ લેમિંગ્ટનનું અવસાન.



**કલા-સાહિત્ય**—અલ્હાબાદ વિદ્યાપીઠની વિદ્યાર્થીનીઓએ બી. એ. માંથી સહશિક્ષણ રદ કરવામાં આવ્યું છે. તે સામે ઉગ્ર વિરોધ ઉઠાવ્યો છેઃ [ રસમંદિરમાં રાધાની મૂર્તિ ક્યાંય એકલી હોઇ શકે ? ] રાજકોટના નવા નરેશ ભારે ખોટ ખમીને પણ સેન્ટ ઝેવિયરને સોંપાયલી રાજકોટ-કૉલેજનો વહીવટ રાજ્યને હસ્તક લઈ લાખના ખર્ચે તેની પુનર્રચના કરનાર છેઃ [ અભિનંદન. ] અમદાવાદે સરખીસ ક્યાદોરિયાં નામે પૌર્વાત્ય અને હિંદી કલાના ઇરાની ઉપાસકનું ચિત્ર-પ્રદર્શન ઊજવ્યું. સર સર્વપલ્લી રાધાકૃષ્ણ અમદાવાદની મુલાકાતે અને ભિન્ન ભિન્ન સંસ્થાઓના આશ્રયે તેમનાં પ્રેરક પ્રવચનો. અમદાવાદ ખાતેના માધ્યમિક શિક્ષક-પરિષદના પ્રમુખ તરીકે શ્રી આનંદશંકર ધ્રુવ ને ઉદેપુરની રાજસ્થાન સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે નામાંકિત ઇતિહાસવેત્તા શ્રી જિનવિજયજીની વરણી. સ્વ. વિષ્ણુ દિગંબરની સ્મૃતિમાં સંગીત વિદ્યાપીઠની સ્થાપના અંગે ઘડાયલી યોજના. ભારતીય વિદ્યાભવનનો પાયો પૂરતાં શ્રી. કનૈયાલાલ મુનશીનું સુંદર પ્રવચન. મુંબઈના રેડિયો સ્ટેશનેથી કવિ શ્રી ન્હાનાલાલ ગુજરાતી કવિતાનું જીવનસંગીત સંભળાવે છે. 'હરિજનસેવક' ના તંત્રી તરીકે શ્રી. પ્યારેલાલની નિમણૂક. કલકત્તા નજીક અઢારમી સદીના કોઇક રાજા કે અમીરે લખેલા સોએક હસ્તપત્રો મળી આવ્યા છે. અફઘાનીસ્તાનમાંથી પ્રાચીન હિંદની અપૂર્વ કારીગરી દર્શાવતો હાથીદાંત મળી આવ્યો છે. 'જૈનધર્મ રાષ્ટ્રવ્યાપી ધર્મ કેમ બને ?' તે સૂચવતું સર્વોત્તમ પુસ્તક લખનાર માટે ઉજ્જૈનના શ્રી ફુલચંદજી ગોધાએ એક હજારનું ઇનામ જાહેર કર્યું છે. એક સુંદર નવલકથા લખનાર માટે ઇંગ્લાંડ-અમેરિકાની ત્રણ પ્રકાશન-સંસ્થાઓએ ૭ હજાર પાઉંડનું ઇનામ જાહેર કર્યું છે. જર્મનીમાંથી દેશપાર થયેલા જગવિખ્યાત સાપેક્ષવાદી વૈજ્ઞાનિક આઇન્સ્ટીનને અપાયેલું અમેરિકન નાગરિકત્વ. રવિવાર, રાણોરની ગંભીર માંદગી ને પછી કંઇક સુધારો.

**દેશ**—મહાત્માજી મહાસભાનું સુકાન ફરી સંભાળે છે. તેઓ ના. વાઇસરોય સમક્ષ મહાસભાની વાણીસ્વાતંત્ર્યની માગણી રજૂ કરે છે ને ના. વાઇસરોય એ માગણીનો સ્વીકાર કરી શકવાની અસંભવિતતા જણાવે છેઃ [ 'માગણી' અને 'અસ્વીકાર' એ બંને શબ્દો હિંદી પ્રજાને ઘણાં વર્ષોથી ઘરગથ્થુ થઈ પડ્યા છે. ] મુસ્લીમ લીગના સરનશીન મી. મહમદઅલી ઝીણા ના. વાઇસરોયની મુલાકાતે અને તેમની મોટી માગણીઓનો અસ્વીકાર થવાથી મુસ્લીમ લીગે પણ સરકારી નીતિ સામે દર્શાવેલો અસહકાર. મુસ્લીમ લીગની માગણીઓનો અસ્વીકાર કરવા માટે હિંદુ મહાસભાએ ના. વાઇસરોયને મોકલાવેલાં અભિનંદન. હિંદુ મહાસભા ને મુસ્લીમ લીગ ના. વાઇસરોયની કાઉન્સીલમાં વધુ બેઠકો મેળવવા માટે પડાપડી કરે છેઃ [ નિશાળમાં ભજવાતાં નાટકોમાં પણ રાજા કે પ્રધાનનો પાઠ મેળવવાને માટે છોકરાંઓ કંઇક એવી જ પડાપડી કરે છે. ] શ્રી. એમ. એન. રૉયને એક વર્ષ માટે મહાસભામાંથી બરતરફ કરવામાં આવે છેઃ [ એ પણ વાણીસ્વાતંત્ર્યનું એકાદ સ્વરૂપ હશે. ]

સર સિકંદર વાણીસ્વાતંત્ર્યની માગણીને પીઠ પાછળ ઘા તરીકે ઓળખાવે છેઃ [ સર સિકંદર જો થોડાક સમય માટે પ્રધાનપદ મુલતવી રાખીને, અલંકારશાસ્ત્રનો અભ્યાસ કરે તો આવી સર્વસામાન્ય ઉપમાને બદલે બીજી સેંકડો સુઘટિત ઉપમાઓ તેઓ રજૂ કરી શકયા હોત.] હિંદી રક્ષણધારામાં વધુ કડક સુધારોઃ [ હિન્દમાં સુધારાની સાથેજ ' કડક ' શબ્દ સંકળાઈ ચૂક્યો છે. ] ના. વાઇસરોયને મળેલી વધુ સત્તાઓ. કરાંચીમાં વિદ્યાર્થીઓના સરઘસ પર લાઠીમાર સિંધ–સક્કરમાં હિન્દુઓ પર ગોળીબાર ને ખૂનઃ [ હિંદુઓ પોતાનું લોહી વિના મૂલ્યે વેચી જાણે છે એટલે એ તદ્દન સ્વાભાવિક છે. ] સ્ત્રીઓના ડબામાં બેસવા ન દીધાથી આણંદ નજીક એક મુસ્લીમ ગુંડાએ ચલાવેલી ખૂનરેજી. હીરા મોહન નામે એક યુવાન પુરુષ કેદમાં રહી યુવતી બની ગયો છેઃ [ હિંદી કેદખાનાં એ પુરુષને સ્ત્રી બનાવવા માટેનાં કારખાનાં છે એનો કુદરતને પણ સંપૂર્ણ ખ્યાલ લાગે છે. ] મદ્રાસમા બકરી પર પડનારો વાર્ષિક રૂ. ૨ નો કરઃ [ દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન. ] સીમલા નજીક અને પૂર્વ હિંદમાં કેટલાક રેલવે–અકસ્માતોઃ [ યંત્ર અને અકસ્માત બંને શબ્દો એકમેકના પૂરક છે. ] મુંબઈ અને દક્ષિણ–ગુજરાતમાં વરસાદ અને વીજળી. રાજગીરના બૌદ્ધ મંદિરના વૃદ્ધ જાપાનીઝ સાધુની ધરપકડઃ [ પરદેશમાં ઉપદેશ દેતા સાધુઓ ને મીશનરીઓને પોતપોતાના દેશમા ધકેલી દેવામા આવે તો જગતની અડધી જાસુસી નાશ પામે.] અમદાવાદની મસ્કતી માર્કીટના ઘડવૈયા શ્રી હરિલાલ વાડીલાલ કાપડિયા ને લીંબડીનરેશ શ્રી દૌલતસિંહજીનાં અવસાન.

પરદેશ—પ્રો. લાસ્કી હિંદુસ્તાનની સ્વરાજ્ય–માગણીને ટેકો આપે છેઃ [ જેમને ફેરવી વાતો કરવાનો જ હક્ક છે એવા ઘણાખરા અંગ્રેજોનો હિંદને સ્વરાજ્ય આપવાની બાબતમાં ટેકોજ છે. ] ચીનનું પાટનગર ચુંકીંગ બોંબમારાથી લગભગ નાશ પામ્યું છેઃ [ વૈજ્ઞાનિક સંસ્કૃતિનું એ ફળ છે. ] જાપાન ફ્રાંસને ધમકાવી ફ્રેંચ હિંદી ચીનનો કેટલોક ભાગ પડાવી લે છે; સિયામ પણ ફ્રેંન્ચ હિંદી ચીનની સરહદ વાંછે છે; ચીનનું લશ્કર પણ ફ્રેન્ચ હિંદી ચીનની સરહદમાં પ્રવેશે છેઃ [ પડેલાને પાટુ મારવી એ જગતનો સહજ ધર્મ છે ] જાપાનના વધતા બળથી અમેરિકા સાથે તેની અથડામણનો વધતો સંભવ. જાપાન અને બ્રાઝીલ વચ્ચે સાંસ્કૃતિક કરાર. જાપાન–જર્મની–ઇટલી વચ્ચે લશ્કરી કરાર. સ્પેનના સ્વદેશમંત્રીની ધરી રાજ્યો સાથે મસલત. રશિયા અને જર્મની વચ્ચે રેલવે–કરાર. રશિયા અને જાપાન વચ્ચે બિન–આક્રમણના કરાર કરાવવાનો પ્રયાસ જર્મનીએ રૂમાનિયા પર જમાવેલો પંજો. રૂમાનિયાના રાજા કેરોલનો ગાદીત્યાગ. જર્મની જાવા અને સુમાત્રાને પણ ગેરવર્તનનાં બહાને ધમકી આપે છેઃ [ વરુ ઘેટાને હંમેશા ધમકી આપતું જ આવ્યું છે. ] નોર્વેના રાજાને કુટુંબ સાથે દેશપાર કરાય છે [ સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માગતાં શેરીએ. ], ફીન્લેન્ડ જર્મનીને લશ્કરી સગવડતા કરી આપે છે. ફ્રાંસે જર્મનીને ૨૫મી જૂનથી પ્રતિદિન બે કરોડ માર્ક ગણી આપવાનો છે. જર્મની ફ્રાંસ પાસે ૫૮ ટકા ખોરાક માગે છેઃ [ લશ્કરી અને સંરક્ષણ બાબતની કચાશ અને બીજાની દયા પર દેશને છોડી દેવાનાં આ સ્વાભાવિક પરિણામ છે. ] ફ્રાંસના સખ્યાબંધ માજી પ્રધાનોની ધરપકડ. ઇંગ્લાંડના માજી પ્રધાનોના કૃત્યોની તપાસ માટે પણ પ્રચલિત બનેલી માગણી. મી. ચેમ્બરલેનનું રાજીનામું ને ઇંગ્લાંડના પ્રધાનમંડળમાં ફેરફાર. ફ્રાંસના એક બ્રિટનનિવાસી પ્રધાન દ. ગોલેની ડાકર પર ચડાઇ ને—

[ અનુસંધાન પૃ. ૨૭૮

આઠ વર્ષથી 'સુવાસ' ગુજરાતી પ્રજા અને સાહિત્યની સેવામાં પોતાનો અચૂક ફાળો નોંધાવી રહ્યું છે. પ્રજાએ અને વિદ્વાનોએ તેની સુંદર શબ્દોમાં પ્રશંસા પણ કરી છે. પણ કોઈ પણ વસ્તુ કેવળ લોગ પર ટકી ન શકે, કેવળ પ્રશંસાથી તેનું પેટ ન ભરાઇ શકે. એને માટે સંસ્થાઓએ અને વ્યક્તિઓએ આર્થિક સહકાર પણ આપવો જોઇએ.

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ ગમ્યું છે. પણ આર્થિક અગવડતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોંચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમન્ત સાહિત્ય-પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એકેક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એકેક રૂપિયો ઓછો લઇશું. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા બે રૂપિયામાં 'સુવાસ' મળી રહેશે.

× × ×

'સુવાસ'ના પ્રચારમાં મદદ કરી શકે તેવા સાહિત્યપ્રેમી મિત્રોમાંથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર-સુશોભિત પોકેટ-ડાયરી; બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' (કાચું પૂંઠું) નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તે જ પુસ્તક (પાકું પૂંઠું); ચાર ગ્રાહક મેળવી આપનારને ડાયરી ને પુસ્તક બંને; પાંચ ગ્રાહક મેળવી આપનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે, પણ 'સુવાસ'માં એટલી વિશેષ સગવડતા છે કે તેમાં તેવા મિત્ર-પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજી કોઈ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફક્ત નામ સૂચવે અને અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય.

'સુવાસ'નો નમુનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્યે મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમુનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ચાર આનાની ટિકિટો બીડવી.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે ઓછાં લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ = ૧-૧૨-૦] અને તે પછી બાકીના એક વર્ષ માટે પોણા લવાજમે [૨-૮-૦]માં 'સુવાસ' મળી શકશે.




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ]　　　　નવેમ્બર : ૧૯૪૦　　　　[ અંક ૬


# તેજ–છાયા

ચ.

તે સમયે આર્યાવર્તમાં વસંત ખીલી હતી.

તપોવનોમાં ચન્દ્રની કાંતિને વીસરાવતી શકુન્તલાઓ વસતી. ગિરિ–કુંજોમાં કમળની સુવાસ ફેરતી વિદ્યુલ્લતા ઉર્વશી સમી અપ્સરાઓ રૂમઝૂમતી. ઉદ્યાનોમાં, 'સિતાંશુકા મંગલમાત્રભૂષણા'–સ્વરૂપમાં પણ રસરાજ્ઞીઓની આંખોમાં લલિત પ્રેમનાં અમૃત ઊભરાવતી રમણીઓ વિચરતી. ખેતરોમાં, નયનબાણુથી અણજાણ પણ પ્રીતિસ્નિગ્ધ લોચનવડે કવિવરોને પણ મુગ્ધ કરતી ગ્રામસુંદરીઓ ફરતી. સાગરે, સરોવરે કે સરિતાએ–જલક્રીડામસ્ત મનોહર યુવતીઓ મેઘને પણ નયનબાણુથી થંભાવતી. ગૃહમંદિરોમાં, તૂટેલ મુક્તાહારનાં પ્રભાતે મોતીઓ વીણુતી સુંદરીઓ, સરિતાનાં જલકણુ ને ઉદ્યાનોનાં કુસુમકણોથી મંદ ને સુવાસિત બનેલા મધુર પવનને દિલથી વધાવતી.

માતૃભૂમિને, વૈરીઓનાં લોહીથી તેને રંગીને તેજસ્વી ને ફળદ્રૂપ બનાવનાર; પ્રેમ ને ત્યાગનાં અમૃતથી ધોઈને તેને પવિત્ર કરનાર; પ્રજાનાં ઋણુ ફેડનાર; પ્રતિપળે પ્રજાવિકાસનો જ મંત્ર જપનાર; 'પ્રજાઃ પ્રજાઃ સ્વા ઇવ તન્ત્રયિત્વા'ની ભાવના જાળવનાર; કલા, સૌન્દર્ય, સંસ્કાર ને સાહિત્યનો પૂજક, પ્રશંસક ને પરીક્ષક; કામદેવ કે કાર્તિકસ્વામીને પણ વીસરાવનાર સાહસશિરોમણિ તેજમૂર્તિ નરપુંગવ રાજવી વિક્રમ ભારતીના તિલક સમ શોભતો.

સ્વર્ગમાં સુખનો અતિરેક, પૃથ્વી પર દુઃખનો અતિરેક. પણ એ બંને અતિરેકોને ઓળંગી, સ્વર્ગ અને પૃથ્વીનો, તેજ અને છાયાનો, પ્રભુતા ને નિર્દોષતાનો, પ્રેમ ને વિરહનો, ઉષા ને સંધ્યાનો, વૈભવ ને ત્યાગનો, જળભરી વાદળીઓની વચ્ચે ચમકતા મેઘધનુષ્ય સમો સંગમ સાધી અભિનવ રસસૃષ્ટિઓને સર્જતો કવિ કાલિદાસ ભારતીદેવીના શૃંગારસમો હતો.

આપ્યા વિનાનાં વચન પાળનાર; ધર્મ કે સમાજનાં અક્કર નિયમનો સામે સહેજ માનસિક સ્ખલના થતાં પણ બાર બાર વર્ષના સ્વૈચ્છિક વનવાસ સેવનાર ન્યાયરમણુ

જીવનદ્રષ્ટા દિવાકર—ક્ષપણક સમા નરરત્નોનાં વિશુદ્ધ રસદર્શન ને મંગલ તેજથી ભારતીનું હૈયું ઊભરાતું; તેનાં નયન દીપતાં.

જ્યોતિષ્-વિજ્ઞાન પ્રત્યેની નૈતિક ફરજ જાળવવા પ્રચંડ સિંહની છાતી નીચે હાથ મૂકનાર, ને સૂર્ય ને ચન્દ્રલોકનાં દર્શન કરનાર વરાહમિહિર ભારતીની ભાગ્યરેખા જેવો હતો.

સંજીવનીનો સ્વામી, રોગનો શત્રુ ને યમનો વૈરી ધન્વન્તરી ભારતીનું આરોગ્ય ને તેની કાન્તિ જાળવતો.

'સિંહ, તારૂં મોં ઉઘાડ તો, હું તારા દાંત ગણું'–જેવી વાણી વદનાર દૂધ-પીતાં સંતાનના કાલાઘેલા શબ્દોથી ભારતીની છાતી ઊછળતી.

તપોવનોમાં, ઋષિઓ નિસર્ગના બાલ બની આત્માનાં અને પ્રજાનાં મંગલ હિત વિચારતા. કલ્પવૃક્ષો સમીપમાં છતાં તેઓ તપ કરતા, વિદુષી સુંદરીઓ નજીકમાં છતાં તેઓ ધ્યાન ધરતા, સુવર્ણકમળોથી શોભતાં સરોવરોને તીરે તેઓ ધર્મક્રિયાઓ કરતા. શિષ્યો ગુરુનો વિનય જાળવી તેમનાં પૂજન કરતા; ગુરુ શિષ્યોને કશી અપેક્ષા વિના વિશુદ્ધ જ્ઞાન અર્પતા.

ઉદ્યાનોમાં, હંસ ને સરોવર, કુસુમોથી લચકતા છોડવા ને રૂપવેલથી અલંકૃત મંડપો, મરકતશિલાથી બાંધેલા સોપાનમાર્ગમય વાપિકા, વૃક્ષ ને વેલે ગૂંથેલા મણિદીપકો ને સુવાસિત જળભર્યાં કુંડો જીવનને તાજગી બક્ષતાં.

જલતરંગે ઊછળતી સરિતાઓ જોઈને પ્રેમિકાને પોતાની પ્રિયતમાનો આભાસ થતો ને 'તરંગભ્રૂભંગાક્ષુભિતવિહગશ્રેણિરસના, વિકર્ષન્તી ફેનં વસનમિવ...' લલકારતાં તેઓ તેને ભેટવા દોડતા. બંને કાંઠે ઊગેલાં વૃક્ષોની મનોહર હારમાળાથી તે રમણીના વક્ષસ્થલે ચમકતા હાર જેવી જણાતી. તેને કાંઠે મુગ્ધ બાલિકાઓ વેણુમાં મોતી ગોપવીને રમત કરતી ને પૃથ્વી પર સ્વર્ગ ઉતારતી.

પર્વતે પર્વતે, પક્વ ફળોની દ્યુતિથી ચમકતાં વૃક્ષો અને રમણીય કુંજો, ભવ્ય મંદિરો ને સુંદર માર્ગો, મંગલ સ્મૃતિચિન્હો ને સુવાસિત ગુફાઓ, પૃથ્વીના વક્ષસ્થળ સમા એ પર્વતોને શોભાયમાન કરી મૂકતાં.

વર્ષાઋતુમાં ખેતરો ખેડાતાં જમીનમાંથી ફોરતી સુવાસ ક્ષેત્રવાસીઓનાં દિલ રીઝવતી

નગરનગરને, વનવનને અને વનનગરને સાંકળતા માર્ગો—'રમ્યાન્તરઃ કમલિનીહરિતૈઃ સરોભિશ્છાયાદ્રુમૈર્નિયમિતાર્કમયૂખતાપ'–સમા રમ્ય, મનોહર ને સુગમ હતા.

અપ્રતિમ સમૃદ્ધિથી ભરેલાં નગરો જોઈ કવિવરોને પણ 'સ્વર્ગખંડ' કે 'જલધાવરીવ સલિલનિધિં' વિના બીજી ઉપમા ન જડતી.

નગરજનોના મણિમય પ્રાસાદો પ્રભુનાં, કલાનાં ને પ્રેમનાં મંદિર બનતાં. ત્યાં માનવીની સાથોસાથ મેના, પોપટ, કપોત કે મોર કલ્લોલતાં. સંધ્યાએ સુશોભિત અગાસીઓમાં સંગીત ને પ્રેમના તાર છેડાતા. પ્રભાતે જાળીઓમાંથી નીકળતી ધૂપની સુગંધ પવનને સુવાસિત કરતી. પ્રભુપૂજનથી વાતાવરણ ભક્તિમય બનતું; તુલસી કે ગાયનાં રમણીપૂજનથી તે પ્રેમલ બનતું; બાળકોના કીલકિલાટ કે રમતગમતથી તે પ્રફુલ્લ બનતું.

પ્રજાને સંતાનો ખૂબ પ્રિય હતાં. તેમના પ્રત્યેનો નિર્મળ પ્રેમ 'ધન્યાસ્તદંગ-રજસા મલિની ભવતિ'–જેવી ભાવનાઓમાં વ્યક્ત થતો.

ચન્દ્રિકા ચન્દ્રને કે વીજળી મેઘને અનુસરે–શશિના સહ યાતિ કૌમુદી, સહ મેઘેન તડિત્ પ્રલિયતે–એમ પતિને પત્નીઓ—પ્રમદા પતિવર્ત્મગા—અનુસરતી.

પશુ ને પંખી સાથેજ નહિ, વન–વૃક્ષો–વેલો કે કુસુમો સાથે પણ ભારત-સંતાનોએ

મૈત્રી સાધી હતી. કંઈક વૃક્ષો હેમકળશમાંથી નીતરતાં પય પીને ઊછરતાં; કેટલાંક વૃક્ષ–વેલો પાંગરવાને માટે સુંદરીના સુકોમળ કસુંબી પગોની લાતો વાંછતાં. પતિગૃહે જતાં કન્યાઓ એમની વિદાય લેતી.

યુદ્ધમાં, તીક્ષ્ણ તીરોના પ્રહારથી ટપકતાં મસ્તકોનાં દૃશ્ય, વર્ષાની ધારાઓથી ટપકતાં કમળોનાં દૃશ્ય સમાં લેખાતાં. પણ કેવળ હિંસાને ખાતર હિંસાના પ્રસંગે તો—'મૃદુનિ મૃગશરીરે પુષ્પરાશાવિવાગ્નિઃ'

પ્રજામાં પ્રાણ હતા, શૌર્ય હતું, સંસ્કાર હતા, સમૃદ્ધિ હતી, જ્ઞાન હતું, સુંદરતા હતી. આર્યાવર્તના ખૂણેખૂણામાં એ સમયે તેજ પથરાયું હતું.

આજે એમાંનું કંઈ નથી. આર્યાવર્તના એ તેજજીવન પર, ભારતીની એ વસન્તશોભા પર ૧૯૯૬ વર્ષાઓ વહી ગઈ છે. તેજને સ્થળે તિમિર પથરાયું છે, યૌવનને સ્થળે વૃદ્ધતા આવી છે, વસન્તનું સ્થાન ગ્રીષ્મે ને શિશિરે લીધું છે. ભારતીનાં સંતાનમાં આજે પ્રાણ નથી, તાજગી નથી, તેજ નથી, તનમનાટ નથી, શૌર્ય નથી, ભાવના નથી, જ્ઞાન નથી, સુંદરતા નથી, સ્વમાન નથી. ભીખ એના લલાટે લખાણી છે. કાં તો તે ટાઢથી ધ્રૂજે છે, નહિતર તાપથી બળી મરે છે.

એનામાં સંતાનોને પોષવાની શક્તિ નથી, ને એણે સંતતિ–નિયમન સ્વીકાર્યું છે. એનામાં દુષ્ટોને દઝાડતી ને નિર્દોષોને સંરક્ષતી સાત્ત્વિક ન્યાયજ્યોતિ નથી ને એણે નિર્દોષોની કતલ સામે મૂંગી રહેતી ને સબળો આગળ શીશ નમાવતી કૃત્રિમ માનવતા સ્વીકારી છે. એનામાં ધન મેળવવાની તાકાત નથી, ને એણે ગરીબાઈને ગમતી કરી છે. એનામાં પિતા–પુત્ર કે પતિ–પત્ની વચ્ચે પણ સંપ–શાંતિ કેળવવાની શક્તિ નથી ને તે જન્મભૂમિના ભોગે જગતશાંતિનાં દિવાસ્વપ્ન સેવે છે. એના પુરુષોમાં માતૃભૂમિની મુક્તિ માટે લોહીનું ટીપેટીપું ધરી દેવાની હિંમત નથી, ને એમણે સાધુતા અપનાવી છે. એની સ્ત્રીઓમાં જીવન અને મૃત્યુમાં પતિનો સાથ જાળવવાની ભાવના નથી, ને એમણે અલગ સ્ત્રી–સ્વાતંત્ર્યની ઘોષણા જગવી છે.

પણ પ્રકૃતિનો અચળ ક્રમ છે: દિવસ પછી રાત્રિ ને રાત્રિ પછી દિવસ; સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ; ભરતી પછી ઓટ ને ઓટ પછી ભરતી; સ્વતંત્રતા પછી પરતંત્રતા ને પરતંત્રતા પછી સ્વતંત્રતા; જીવન પછી મૃત્યુ ને મૃત્યુ પછી જીવન; તેજ પછી છાયા ને છાયા પછી તેજ.

આર્યાવર્તના તેજજીવનને યુગો વીતી ગયા છે. છેલ્લી સાત સદીથી તો તેના પર તિમિરના ઓળા પથરાયા છે. પરતંત્રતાની લોહજંજીરોએ તેનાં અંગ પરનું લોહી ચૂસી લીધું છે. તેજ ને સ્વતંત્રતા તો એને માટે દૂરદૂરની સ્મૃતિઓ થઈ પડી છે. હવે પ્રકૃતિક્રમે તેને પુનઃ તેજજીવન મળવું જોઈએ; તેનું નવપ્રભાત ઊગવું જોઈએ.

પણ પ્રકૃતિ સ્વયં કંઈ નથી કરતી. શુભ કે અશુભ–બંને પ્રસંગે તે માનવીને જ હથિયાર બનાવે છે. ભારતવાસીએ હવે શુભના હથિયાર બનવા તત્પર થવું જોઈએ. તે માટે પૂર્વના તેજજીવન પર દૃષ્ટિ ફેરવી તેમાંથી તેણે પ્રેરણા લેવી જોઈએ.

નવલવર્ષના મંગળ પ્રભાતે, દીપકો પ્રગટાવીને, તે, એ પ્રેરણામંત્ર ચિંતવે, તિમિરદશાનું પૃથક્કરણ કરે ને નિશાથી કંટાળેલો ને વીતી ગયેલા પ્રભાવની સ્મૃતિથી ઝગમગવા તત્પર બનેલો સૂર્ય જેમ અરુણ, કસુંબી ને સોનેરી કિરણો વડે નિશાને વેરણછેરણ કરી નાંખે તેમ ભારતવાસી પણ ઈચ્છા, પ્રભાવ ને સામર્થ્યનાં કિરણો વડે છાયા, તિમિર, દુઃખ ને પરતંત્રતાનાં વાદળોને વીખેરી નાંખી સૂર્યની જેમ પ્રકાશવાની એ દીપક સમક્ષ પ્રતિજ્ઞા લે.

---

# વિજયી કોણ?

પાજ

૧

**પ્ર**તિષ્ઠાનની પ્રત્યેક શેરીઓમાં આજે ગાંધારથી આવેલા છ યોદ્ધાઓની કુશળતાની વાતોએ બીજી વાતોને ગૌણપદ આપી દીધું હતું. દશેરાનો દિવસ તો પ્રત્યેક ક્ષત્રિય યોદ્ધાઓને માટે ઉત્સવનો દિવસ ગણાય છે અને આજે સમ્રાટ સાતકર્ણિની માતા ગૌતમીએ ખાસ કરીને શકોના પરાજયના ઉપલક્ષ્યમાં મોટો ઉત્સવ ગોઠવવાથી લાટ અને પ્રતિષ્ઠાનના પ્રત્યેક યોદ્ધાઓ વિવિધ જાતના અસ્ત્ર-શસ્ત્ર પ્રયોગોની હરીફાઈ માટે અત્યંત ઉત્સાહી હતા. અનેક જાતના પ્રયોગો ગોઠવવામાં આવ્યા હતા. પ્રત્યેક વિજેતાને માટે સુંદર પુરસ્કાર પણ હતો. સિંધુતટથી માંડીને ઠેઠ કન્યાકુમારી સુધીના ગાભરુઓ એ ઉત્સવને ગૌરવ આપતા હતા. એ પ્રતિષ્ઠાનના ગૌરવનો દિવસ હતો. પરંતુ જ્યારે ઉત્સવને આગલે દિવસે ગાંધારના છ ક્ષત્રિયોએ પ્રતિષ્ઠાનમાં પગ મૂક્યો અને હરીફાઈમાં ઊતરવાની જિજ્ઞાસા બતાવી ત્યારે તેઓનાં સુદૃઢ શરીરને જોઈ લાટ-પ્રતિષ્ઠાનનો પ્રત્યેક વીર વિચારમાં પડી ગયો. સમ્રાટ સાતકર્ણિ પણ ગાંધાર-ક્ષત્રિયોના આગમનની વાત સાંભળી પોતાની કીર્તિ પર જોખમ અનુભવવા લાગ્યા.

પ્રતિષ્ઠાનના નાગરિકો ઉત્સવમગ્ન હતા.

૨

અનાદિપુરની પાસે કાવેરી નદીની ભેખડોમાં એક ગામમાં એક આભીર યુવક પોતાની માતાની વિદાય લઈ રહ્યો હતો.

'મા, વિજયાદશમીનો ઉત્સવ આ વર્ષે ખરેખર ઉત્તમ થશે અને મેં સાંભળ્યું છે કે દૂર-સુદૂરના યોદ્ધાઓ હરીફાઈમાં ભાગ લેવા આવ્યા છે.'

'હા વત્સ, મને યાદ આવે છે કે જ્યારે તારા પિતાજી હયાત હતા ત્યારે પણ એ એવો સુંદર ઉત્સવ થયો હતો. અને તારા પિતાજી શીઘ્રગામી અશ્વને પણ દોડવામાં હરાવી પારિતોષિક પામ્યા હતા.'

'મા હું જાઉં છું અને હરીફાઈમાં ભાગ લઈશ. પરંતુ હું તો ધનુષ અને બાણના પ્રયોગમાં વધારે સફળ થઈશ એમ લાગે છે.'

'વારુ, પુત્ર વિજયી થઈને આવજે.'

યુવક માતાને નમન કરીને અશ્વ પર બેસીને ચાલી નીકળ્યો. નદી પાસે આવતાં કેટલીક પનિહારીઓ પાણી ભરતી હતી. યુવકનો ઘોડો પાણી પીવામાં રોકાયો.

'અરે મૃણાલ, આ તો વીરભદ્ર પ્રતિષ્ઠાન જતો લાગે છે!'

'એમ, એમ, ચંપકી તેમાં મને શું કહે છે?'

'એમાં છેડાવાનું કારણ શું છે? તારી બા જ કહેતી હતી કે તને વીરભદ્ર સાથે પરણાવવાની છે.' સર્વ કુમારિકાઓ એક સામટી હસી પડી. મૃણાલ જરા ઓઢણીને ખેંચી

ચાલી ગઇ અને પાણીનો ઘડો પણ ત્યાંજ મૂકતી ગઈ. વીરભદ્ર એ દૃશ્ય જોઇને જરા હસ્યો અને આગળ વધ્યો.

વીરભદ્ર જરા આગળ ગયો ત્યાં માર્ગમાં જ તેને ટૂંકે રસ્તેથી ફરીને સામે આવતી મૃણાલ મળી. તે તેને જોઇને બોલી, 'તમારે અમે પાણી ભરતાં હતાં ત્યાં આવવાની શી જરૂર હતી?'

કંઈક હસી વીરભદ્ર બોલ્યો, 'કેમ, હું મારે રસ્તે જાઉં તેમાં તમારે શું વાંધો હોય?'

'તમે જોયું ને બધાં મારી ટીખળ કરતાં હતાં.'

'પણ તેમાં તમારે છેડાવાનું કંઇ કારણ?'

મૃણાલથી ઉત્તર આપી શકાયો નહીં. થોડીવારે વીરભદ્ર બોલ્યો, 'વારુ, ત્યારે હું જાઉં છું.'

મૃણાલ બોલી, 'પ્રતિષ્ઠાનથી મારે માટે શું લાવશો?'

વીરભદ્ર બોલ્યો, 'કંઈ નહિ. વળી કંઈ વસ્તુ લાવવી અને પાછું ટીખળ ઊભું થાય!'

'એટલે તમારે મારે માટે કાંઇ લાવવું નથી, ખરું ને!'

'કંઈક એવું જ તો!'

'તો યાદ રાખજો કે તમારાં બધાં પુરસ્કાર પર મારો હક થશે. હા, પણ મેં તો સાંભળ્યું છે કે આ વખતે તો ગાંધારના યોદ્ધાઓ કોઇને જીતવા દે એમ નથી.'

'તો શું લાટના યોદ્ધાઓએ ચૂડીઓ પહેરી છે?'

'હવે જોયું તમારું પાણી? તમારા પિતાજી તો, લોકો કહે છે કે, હરણથી પણ વધારે દોડી શકતા હતા અને તમે મારા જેટલુંયે દોડી શકતા નથી.'

વીરભદ્ર કાંઇક ઉત્તેજિત સ્વરે બોલ્યો, 'જાણ્યું તમારું ડહાપણ. સહિયરોમાં ઊભાં રહેવાની તો હિંમત નથી અને મારું પાણી ઊંચકો છો?'

'પુરસ્કાર લાવજો તો પાણી નહીં ઊંચકું?'

'સહિયરોમાં હિંમતથી ઊભાં રહેતાં શીખો તો પુરસ્કાર અવશ્ય લાવીશ.'

'સત્યવચન?'

'હા, સત્યવચન.'

પાસેની ઝાડીમાંથી ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો. મૃણાલની બે સહિયરો સંતાઈને આ સંવાદ સાંભળતી હતી. 'મૃણાલ, ચાલ હવે, તારું બેડું કોણ ઊંચકશે?'

મૃણાલે લજ્જાથી મસ્તક નમાવ્યું અને વીરભદ્રે ઘોડાને એડી મારી. દૂર અદૃશ્ય થતા ઘોડેસ્વારને જોતી આભીર-રમણીઓ પાછી પનઘટ પર વળી.

૩

પ્રતિષ્ઠાનના રાજમેદાનમાં માનવમેદની ઊભરાઈ પડતી હતી. એક બાજુ પ્રતિષ્ઠાન અને લાટના કુશળ યોદ્ધાઓ બેઠા હતા. બીજી તરફ સૌરાષ્ટ્રના વૃષ્ણિ અને કુકુર સંઘના શકોથી ત્રસ્ત થઈ પ્રતિષ્ઠાનમાં રહેતા યાદવ યોદ્ધાઓ હતા. એક તરફ આનર્ત અને સિંધુના વીરો હતા અને તેમની પાસે જ માલવ ગણતંત્રોના પ્રમુખ વીરો હતા. યૌધેય ગણોના યોદ્ધાઓ તેમનાં કદાવર શરીરોથી બધાથી છૂટા પડી આવતા હતા. પ્રત્યેક વીરસમૂહમાંથી આજે હરીફાઇમાં ઊતરવા માટે તૈયાર થએલા યુવકો વિવિધ વાતો કરતા હતા. ગાંધારના છ યોદ્ધાઓ સર્વેનું ખાસ ધ્યાન ખેંચતા હતા. મહિલાઓની જગ્યા બીજી બાજુ હતી અને પુરુષત્વનું ખરું સ્વરૂપ નિહાળવા તૈયાર બેઠેલી પ્રતિષ્ઠાનની કુમારિકાઓ માંહોમાંહે વિનોદ કરતી હતી.

રાજવૈદ્ય ઉપચાર કરી વીરભદ્રને ભાનમાં લાવવા પ્રયત્ન કરવા લાગ્યા. સ્ત્રી–પ્રેક્ષકોમાંથી ફૂલોની માળા સાથે નેત્રવતી આગળ વધી અને અર્ધમૂર્છિત વીરભદ્રના ગળામાં તે માળા નાંખી. વીરભદ્ર એક ક્ષણ આંખો ઉઘાડી બોલ્યો, 'કોણ મૃણાલ?'

નેત્રવતીની આંખોમાંથી આંસુ ટપક્યાં. તેને પોતાની સુંદરતાનું અભિમાન ઓસરી જતું લાગ્યું. જે ખરા પુરુષત્વની પાછળ તે દોડી હતી તે તો બીજી નારીના પ્રેમમાં ઓતપ્રોત હતું જાણી તેને પોતાનું હૃદય ચીરાતું લાગ્યું.

વીરભદ્ર પુનઃ મૂર્છિત થયો. તેની મૂર્છા ઘણો સમય સુધી રહી. પવનવેગે વાત લાટમાં પણ પહોંચી અને વીરભદ્રની માતાની સાથે મૃણાલ આચાર્યના મોકલેલા રથમાં શીઘ્ર ગતિએ પ્રતિષ્ઠાન આવી પહોંચ્યાં.

વીરભદ્ર મૃણાલને જોઇને બોલ્યો, 'તારે માટે હું જીવતો પુરસ્કાર લાવ્યો છું, પણ તારે તેને જીવની જેમ સાચવવો પડશે.'

'હા, કેમ નહીં?'

વીરભદ્રના ઈશારાથી નેત્રવતી સામી આવી. મૃણાલના મુખ પર ઇર્ષ્યાની છાપ પળભર આવીને તરત ઊડી ગઈ. તે આગળ વધી અને બંનેએ એકબીજાને આલિંગન કીધું.

વીરભદ્રને મયૂરગિરિનો કિલ્લેદાર બનાવવામાં આવ્યો. આચાર્ય મિત્રગુપ્ત જ્યારે તેને સનદ આપતા હતા ત્યારે બોલ્યા, 'વીરભદ્ર, તેં ખરેખર ગાંધાર યોદ્ધાને હંફાવ્યો!'

'દેવ, એ તમારા મોકલાવેલા ફૂલને આભારી હતું. પિતાજીનો આત્મા એ ફૂલમાં હું જોઇ શક્યો અને મારામાં મૃગના કરતાંએ અધિક સ્ફૂર્તિ આવી ગઈ.'

બહાર લોકોનો ઘોંઘાટ ચાલુ હતો અને વીરભદ્ર મયૂરગિરિનો શાસક નીમાયો જાણી પ્રતિષ્ઠાનની શેરીએ શેરીએ મહારાજની જયઘોષણાઓ થવા લાગી.

મૃણાલ અને નેત્રવતી આ સમયે પોતાના બેમાં ખરો વિજય કોનો એ બાબતમાં અંતર્દ્વંદ્વ અનુભવતાં હતાં.

---

# વધ, વીરા!

કાન્તિલાલ પરીખ

( પૃથ્વી )

ગયું વરસ આ સરી અટળ કાળની ગહ્વરે,
રહે સ્મરણ શેષ માત્ર શુચિ દર્શનો આખરે;
જતું ન કદી થંભશેઃ ફીકર નાઃ ઊગે સામને
સુવર્ણ ઝરતી પ્રભાઃ વધ, વીરા! તું આગળે.

# માંદી બહેનને—

## એક પત્ર

ચિ. બેન પ્રભા,

તારા પર હું તો આ પહેલો જ કાગળ લખુ છું, કાં ? તને નવાઈ લાગશે ? નવાઈ શા માટે લાગવી જોઇએ ? તું મારી બેન છો ને તને સલાહ દેવાનો મને અધિકાર છે.

એ ઉપરાંત કાન્તિભાઇનાં લગ્ન માટે અમુક અંશે હું જવાબદાર છું. કાન્તિભાઇએ... ...માં પોતાનું સામરૂ શોધ્યું તેમાં મારી ખાસ જવાબદારી નથી, પણ તેને લગ્ન કરવાને પ્રેરવામાં તો મારો હાથ છે જ.

હું એમ માનુ છું કે પુરુષ એકલો ગમે તેટલો શકિતશાળી હોવા છતાંય પાંગળો છે. એકલો એ જીવનનાં-સમાજનાં દૂષણો દૂર કરી શકે, અંધકાર સામે બાથ ભીડી શકે, અન્યાયને મીટાવવા પોતાની જાતનુ ય સમર્પણ કરી શકે; પણ એકલો એ પોતાની હૂંફથ નવસર્જન નહિ કરી શકે, સમાજમાં પાગરતા વેલાઓનો પોષક એ નહીં બની શકે. એ માટે એને જીવનસહચરીની જરૂર છે, જે પુરુપના હૃદયમા રહેલ વેગને યોગ્ય વળાંક આપી તેને રચનાના માર્ગમાં વાળી શકે.

કાન્તિભાઈમાં સેવાની ધગશ છે, ત્યાગની ખરી ભાવના છે પણ તેને એમ લાગતું કે તેના લગ્નથી તેના જીવનની આદર્શમયતાને આંચ આવશે; કેટલીક બેડોળ વાસ્તવિકતાઓ તેને એવો આવરી લેશે કે તે તેમાથી છૂટો થઈ વિશાળ જગત સામે જોવા જ નહીં પામે. તેના એવા ખ્યાલ સામે મારો વિરોધ હતો-સતત અને સાચો. છેવટે કાન્તિભાઇએ મારી વાત સ્વીકારી અને તમે બન્ને એક થયાં.

આમ કાન્તિભાઈને પગણાવી દીધો એટલે બધુ પતી ગયું એમ માનીને મારાથી બેસી રહેવાય જ નહીં. મારી એટલી ફરજ તો ખરી જ કે મારે મારી વાત સાચી ઠરી કે કાન્તિભાઈની બીક સાચી ઠરી તેની તપાસ કરવી. તમારા સહજીવનમાં મેં અવારનવાર ડોકિયું કરી જોયુ છે અને મને મારી માન્યતા સાચી પડતી જોઇ ઊંડો ઊંડો આનંદ થયો છે. મેં જોયું છે કે કાન્તિભાઈને મારી માન્યતાની ખાત્રી થઈ છે એટલે તેમને કંઈ ફરિયાદ કરવાપણું જ નુ રહ્યું

ખેર ! આ તો બધો જૂનો ઇતિહાસ છે. પણ આજે મારે તને જે વાત લખવાની છે તેની સાથે આ ઇતિહાસને સંબંધ હોવાથી મેં તે વાત જરા વિગતથી લખી છે.

છેલ્લાં કેટલાક અઠવાડિયા થયા તારી તબિયત બરાબર નથી રહેતી તેના ખબર જાણી અમે અહીં દુઃખ અનુભવ્યું છે. તને દર્દ થાય એ દુઃખ તો ખરૂં જ પણ તે ઉપરાંત કાન્તિભાઈની શક્તિ કુંઠિત થાય તે પણ દુઃખ.

કાન્તિભાઈ એવા સંજોગો ન રચી શકે કે જેથી તને સંપૂર્ણ શાંતિ મળે તો તેને દુઃખ જ થાય અને તેથી તેનું લક્ષ્ય બીજા કામમાંથી ઓછું થાય.

કેટલીક વખત આપણે—માણસોએ સંજોગોનાં ગુલામ બનવું પડે છે. આપણી આસપાસની પરિસ્થિતિ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં આપણે મીટાવી શકતાં નથી. એવે સમયે સામાન્ય માણસોને પોતાનું જીવન ભારરૂપ–ત્રાસરૂપ અને દુઃખપૂર્ણ જણાય છે. પરંતુ એવી નિરાશા, એવી બલહીનતા સામાન્ય માનવીમાં જ ચલાવી શકાય. આપણે તો સામાન્યતાથી પર ગયા વિના છુટકોજ નથી.

ખાધું, પીધું ને રાજ કીધું–એટલા ખાતર જીવનારાં આપણે નથીઃ આપણે તો જીવનમાં અમુક ધ્યેય રાખેલ છે અને એ ધ્યેય અનુસાર જીવવા આપણો સતત પ્રયત્ન હોય છે. સામાન્યતાથી આપણે ઘણાં ઊંચાં હોઈએ છીએ. આપણે તો આપણા જીવન દ્વારા ઈશ્વર આપણી મારફત કંઇ કરાવવા માગે છે એમ માન્યા વિના છુટકોજ નથી. જીવન અને મરણ એ તો આપણા જ્ઞાનથી પર એવી વાતો છે. પરંતુ આપણી મારફત ઇશ્વર કંઈ કરાવવા માગે છે એટલી વાતની પ્રતીતિ તો આપણને થઇ હોવી જ જોઇએ.

હું પોતે ચાર વર્ષ સુધી માંદો રહ્યો છું. એક તબક્કે તો મને ક્ષય લાગુ પડવાની બીતિ પણ મનમાં પેઠેલ. પણ એવે વખતેજ મારા મનમાં વિચાર આવ્યો કે, "મારા દિલમાં આ કાયરતા–ભીરુતા કયાંથી પેઠી ? મરવાનું હશે તો મરશું જ. પણ ઇશ્વર આપણી મારફત કંઇ કરાવવા ધારે છે તે પૂર્ણ કર્યા વિના તો મરવાનું કેમ જ બને !" અને તે દિવસથી મારી તબિયત સુધરતી ચાલી. તબિયત સુધરવાની શરૂઆત થઇ તે વખતે તારી ભાભીને ક્ષય લાગુ પડયો. મને સૂચવવામાં આવ્યું કે મારે તેનાથી દૂર રહેવું. મેં તો તેવું કાંઈ ન કર્યું અને આજે તો ઉલ્ટાનો હતો તેથી ય સારો થઈ રહ્યો છું.

આ બધી વાત પરથી હું ખાસ તો એ દેખાડવા માગું છું કે જો આપણે આપણા મન સાથે આપણાં જીવન કંઇ હેતુસર છે એ વાતની ખાત્રી કરી લઇને આગળ વધીએ તો રોગ આપણાથી દૂર નાસે છે.

બેન ! હું માંદો રહેતો ત્યારે મારૂં દવાનું ખર્ચ મહિને રૂ. ૪૦ ઉપર જતું. છતાં હું સુધરી ન શકયો. પણ જે પળે મેં મનમાં જીવવાનો–જીવવાનો એટલે કે ઇશ્વરના સાધન તરીકે જીવવાનો–નિર્ણય કરી લીધો તે જ પળથી રોગ મારી પાસેથી દૂર ગયેલ છે.

તું આ અખતરો ન અજમાવે ? તેને માટે તારી દવાઓ ચાલતી હોય તે બંધ કરવાની જરૂર નથી. એ દવાઓ લેવી જ. પણ તેને માટે એ વાત તો જરૂરી છે જ કે તારે તારૂં મન એવી ઊંચી ભૂમિકા પર લઇ જવું પડશે કે કોઈનાંય મેણાં, કોઈનીય ધમકી, કે કોઈનીય અવહેલના તને અસર ન કરી શકે. આ બની શકે તેવું છે. તેમાં જે કંઇ મુશ્કેલી જણાય તે બાબત મને શાન્તિભાઈ મારફત જણાવતી રહીશ તો જરૂર હું માર્ગસૂચન કરીશ.

જીવનમાં નિરાશા લઇ ફરનારને બધે દુઃખજ દેખાય છે. આશાનું જોમ હૃદયમાં રાખી વિચરનારને દુઃખમાંથીય માર્ગ કાઢવાનું બહુ સરળ બની જાય છે.

બહુ લાંબો લાંબો કાગળ લખી નાંખ્યો, કાં ? કંટાળતી નહિ હો ! જરા વિચારીશ તો તને આમાંથી જીવનનું–તાજગીભર્યા જીવનનું ભાથું સાંપડી રહેશે.

સી૦ ઈ. ન. ના આશિષ.

સાચા કે ખોટા-પણ સેવેલા આદર્શોની પાછળ ફકીરી અપનાવનાર ને પરનું ને પોતાનું લોહી રેલાવનાર વીર-

# ટ્રોટસ્કી

**ચીમનલાલ સંઘવી**

રશિયન ક્રાન્તિ અને આંતરવિગ્રહના અંતે, બોલ્શેવિક પક્ષના કંઠે વિજયની વરમાળ પરોવાતાં, લેનીને કહ્યું, "આપણા સૌમાં શ્રેષ્ઠ ટ્રોટસ્કી છે. પ્રમુખ તરીકે એની વરણી થવી ઘટે."

"ના, ભાઇ" ટ્રોટસ્કીએ સહેજ સ્મિતપૂર્વક કહ્યું, "સત્તાનો તો મને ખ્યાલ પણ નથી આવ્યો. હું તો લેખક બનવા માગતો હતો અને હજી પણ માગું છું. રશિયામાં મને રોગ જણાયલો, ને કોઇ દાક્તર દર્દીને ઓપરેશન કરે એમ એ રોગ પર મેં નસ્તર મૂક્યું છે. પણ હવે હું હાથ ધોઈ નાંખવા માગું છું."

આ રીતે અનાસક્ત ભાવે લોહીમાં હાથ રંગનાર ટ્રોટસ્કી જગતનો એક અજબ પુરુષ, પ્રખર આદર્શવાદી ને મહાન વીર હતો.

૧૮૭૯ના ઓક્ટોબરની છવીસમીએ, રશિયાના એક નાના ગામડામાં તેનો જન્મ થયેલો. તેનો પિતા ડેવીડ લિયોન્ટીયેવિક બ્રોન્સ્ટેઈન એક સુખી યહૂદી ખેડૂત હતો. ટ્રોટસ્કીનું મૂળ નામ લિયેવ ડેવીડોવિક બ્રોન્સ્ટેઇન હતું. રશિયન ભાષામાં લિયેવનો અર્થ સિંહ (Lion) થાય છે. પણ ઇંગ્લાંડ-ફ્રાંસે લિયેવનું રૂપાંતર લિયોન કર્યું, જર્મનીમાં લિયો થયું. ને સાઈબીરિયાથી નાસી છૂટતી વખતે લિયેવે 'ટ્રોટસ્કી'ના બનાવટી નામે પાસપોર્ટ કઢાવ્યો. ત્યારથી તે જાહેર જગતમાં લિયોન ટ્રોટસ્કીના નામે ઓળખાવા લાગ્યો.

બીજા મહાન પુરુષોની જેમ ટ્રોટસ્કીના જીવન સાથે પણ અનેક અકસ્માતો ને ચમત્કારો સંકળાયેલા છે. જે વર્ષમાં તે જન્મ્યો તે જ વર્ષમાં રશિયન પ્રજાએ ઝાર સામેના બળવાનાં મંગલાચરણ કરેલાં. ને એ જ વર્ષમાં પ્રીન્સ બીસ્માર્કે ઓસ્ટ્રો-જર્મન એકતાનાં મૂળ રોપ્યાં.

ત્રણ વર્ષની વયે તે પોતાની યુવાન આયા સાથે બગીચામાં ફરવા ગયેલો. ત્યાં આયાએ એક સ્થળે ઝાડીમાં કંઈક ચમકતું જોઈ કહ્યું, "લિયોવા, જો-સામે કંઈક ચળકે છે." લિયેવાએ ગેલ કરતાં કહ્યું, "ત્યાં કોઇકે સોનેરી ડબી સંતાડી લાગે છે." આયાએ સમીપ જઈ એ ડબીને લાકડીથી સ્પર્શ કર્યો, પણ ત્યાં તો ડબીને બદલે એક ભયંકર સાપ ઊછળી આવ્યો. આયા મૂઠીઓ વાળીને નાસવા લાગી. બાળક ટ્રોટસ્કી સાપને સમીપથી પસાર થતાં જોઈ રહ્યો.

પાંચેક વર્ષની વયે તે એક વખતે ગાડી પર ચડી બેઠો ને હાંકનાર આવી પહોંચે તે પહેલાં જ હાથમાં લગામ લીધી. તેજીલા ઘોડા પૂર ઝડપે દોડયા. પણ ટ્રોટસ્કી શાંતિથી ગાડીને ચોંટીજ રહ્યો. પાછળ ગાડીવાન, માતપિતા વગેરે બીજી ગાડીમાં આવી પહોંચ્યા ને મુશ્કેલીએ પહેલી ગાડી પર કાબૂ મેળવ્યો.

કેટલીક વખત આપણે––માણસોએ સંજોગોનાં ગુલામ બનવું પડે છે. આપણી આસપાસની પરિસ્થિતિ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં આપણે મીટાવી શકતાં નથી. એવે સમયે સામાન્ય માણસોને પોતાનું જીવન ભારરૂપ–ત્રાસરૂપ અને દુ:ખપૂર્ણ જણાય છે. પરંતુ એવી નિરાશા, એવી બલહીનતા સામાન્ય માનવીમાં જ ચલાવી શકાય. આપણે તો સામાન્યતાથી પર ગયા વિના છૂટકોજ નથી.

ખાધું, પીધું ને રાજ કીધું–એટલા ખાતર જીવનારાં આપણે નથી: આપણે તો જીવનમાં અમુક ધ્યેય રાખેલ છે અને એ ધ્યેય અનુસાર જીવવા આપણો સતત પ્રયત્ન હોય છે. સામાન્યતાથી આપણે ઘણાં ઊંચાં હોઈએ છીએ. આપણે તો આપણા જીવન દ્વારા ઈશ્વર આપણી મારફત કંઇ કરાવવા માગે છે એમ માન્યા વિના છૂટકોજ નથી. જીવન અને મરણ એ તો આપણા જ્ઞાનથી પર એવી વાતો છે. પરંતુ આપણી મારફત ઈશ્વર કંઈ કરાવવા માગે છે એટલી વાતની પ્રતીતિ તો આપણને થઇ હોવી જ જોઇએ.

હું પોતે ચાર વર્ષ સુધી માંદો રહ્યો છું. એક તબક્કે તો મને ક્ષય લાગુ પડવાની ભીતિ પણ મનમાં પેઠેલ. પણ એવે વખતેજ મારા મનમાં વિચાર આવ્યો કે, "મારા દિલમાં આ કાયરતા–ભીરુતા કયાંથી પેઠી ? મરવાનું હશે તો મરશું જ. પણ ઇશ્વર આપણી મારફત કંઇ કરાવવા ધારે છે તે પૂર્ણ કર્યા વિના તો મરવાનું કેમ જ બને !" અને તે દિવસથી મારી તબિયત સુધરતી ચાલી. તબિયત સુધરવાની શરૂઆત થઇ તે વખતે તારી ભાભીને ક્ષય લાગુ પડયો. મને સૂચવવામાં આવ્યું કે મારે તેનાથી દૂર રહેવું. મેં તો તેવું કાંઈ ન કર્યું અને આજે તો ઉલ્ટાનો હતો તેથી ય સારો થઈ રહ્યો છું.

આ બધી વાત પરથી હું ખાસ તો એ દેખાડવા માગું છું કે જો આપણે આપણા મન સાથે આપણાં જીવન કંઇ હેતુસર છે એ વાતની ખાત્રી કરી લઇને આગળ વધીએ તો રોગ આપણાથી દૂર નાસે છે.

બેન ! હું માંદો રહેતો ત્યારે મારૂં દવાનું ખર્ચ મહિને રૂ. ૪૦ ઉપર જતું. છતાં હું સુધરી ન શકયો. પણ જે પળે મેં મનમાં જીવવાનો–જીવવાનો એટલે કે ઇશ્વરના સાધન તરીકે જીવવાનો–નિર્ણય કરી લીધો તે જ પળથી રોગ મારી પાસેથી દૂર ગયેલ છે.

તું આ અખતરો ન અજમાવે ? તેને માટે તારી દવાઓ ચાલતી હોય તે બંધ કરવાની જરૂર નથી. એ દવાઓ લેવી જ. પણ તેને માટે એ વાત તો જરૂરી છે જ કે તારે તારૂં મન એવી ઊંચી ભૂમિકા પર લઇ જવું પડશે કે કોઈનાંય મેણાં, કોઈનીય ધમકી, કે કોઈનીય અવહેલના તને અસર ન કરી શકે. આ બની શકે તેવું છે. તેમાં જે કંઇ મુશ્કેલી જણાય તે બાબત મને કાન્તિભાઈ મારફત જણાવતી રહીશ તો જરૂર હું માર્ગદર્શન કરીશ.

જીવનમાં નિરાશા લઇ ફરનારને બધે દુ:ખજ દેખાય છે. આશાનું જોમ હૃદયમાં રાખી વિચરનારને દુ:ખમાંથીય માર્ગ કાઢવાનું બહુ સરળ બની જાય છે.

બહુ લાંબો લાંબો કાગળ લખી નાંખ્યો, કાં ? કંટાળતી નહિ હોં ! જરા વિચારીશ તો તને આમાંથી જીવનનું–તાજગીભર્યા જીવનનું ભાથું સાંપડી રહેશે.

સી૦ ઈ. ન. ના આશિષ.

આ અરસામાં તેણે પોતાના પિતાની નોકરો અને શ્રમજીવીઓ પ્રત્યેની કડક વલણ નિહાળી; ખેડૂતોને અને મજૂરોને કનડતા, લૂટતા ને મારતા ઝારના સિપાઇ જોયા. તેનો આત્મા કકળી ઊઠયો. પ્રસંગ મળતાં તે વચ્ચે પડવા લાગ્યો ને ગરીબોને બદલો આપવા લાગ્યો. પરિણામે પિતા સાથે તેને અણબનાવ થયો ને તેને ઘર તજવું પડ્યું. આ પ્રસંગો સંબંધમાં તે કહે છે, "તેના પ્રત્યાઘાત મારા સમસ્ત જીવનમાં વણાઈ ગયા છે." ને એ પ્રત્યાઘાતના પરિણામે જ જગતવ્યાપી ક્રાન્તિના સિદ્ધાંતનો તેનો આગ્રહ અંત સુધી અચળ રહ્યો.

ઘર છોડવાથી તે સ્વતંત્ર બન્યો. તેણે ક્રાન્તિકારીઓનું એક મંડળ જમાવ્યું તે વિદ્યાર્થીઓને શિક્ષણ આપીને તે જીવનનિર્વાહ ચલાવવા લાગ્યો. ક્રાંતિનો સાર્વત્રિક પ્રચાર કરવાને તેણે મંડળમાં એક પગારદાર મંત્રી રોકયો પણ મંત્રી ઝારનો જાસૂસ નીકળ્યો ને તે બધુંજ ક્રાંતિકારી સાહિત્ય ઉપાડી ગયો. ટ્રોટસ્કીએ પોતાના મિત્ર સાથે મળીને એક નાટક લખેલું તેની હસ્તપ્રત પણ ઊપડી ગઈ.

૧૮૯૬ માં રશિયામાં હડતાળો ફાટી નીકળી ને બળવાના તણખા આમતેમ ઊડવા લાગ્યા. ૧૮૯૭ ના ફેબ્રુઆરીમાં સેંટ પીટર–પોલના કિલ્લામાં વેટ્રોવા નામે એક ક્રાન્તિકારી વિદ્યાર્થીની જીવતી સળગી મરી. આ પ્રસંગને ઝડપી લઈ ટ્રોટસ્કીએ પોતાના મંડળને વિસ્તૃત બનાવ્યું. તેણે મજૂરોનું દળ જમાવી ક્રાન્તિની ઘોષણા ગજવવા માંડી. તરત જ તેની ને તેના મંડળની ધરપકડ કરવામાં આવી

કેદખાનામાં ટ્રોટસ્કી આનંદથી જીવન વીતાવતો. સૂકા રોટલા ખાવતાં તે કવિતાઓ બનાવતો ને ગાતો. મોસ્કોની કેદમાં તેણે પોતાને ક્રાન્તિની હીલચાલમાં મદદ કરનાર તેજસ્વી રમણી અલેકઝાંડ્રા લ્વોના સાથે લગ્ન કર્યાં. સમય જતાં બંનેને દેશનિકાલ કરવામાં આવ્યાં.

લીના નદીના કાંઠાળ પ્રદેશમાં ટ્રોટસ્કીએ પોતાનું થાણું જમાવ્યું. ત્યાં તેણે વર્તમાનપત્રોમાં 'એન્ટીડ ઓરો'ના તખલ્લુસથી લેખો લખવા માંડયા. તે લેખો કીર્તિવર્ધક નીવડયા. ટ્રોટસ્કીને બમણો ભાવ મળવા લાગ્યો. આ લોકપ્રિયતાથી ઉત્તેજાઇ ટ્રોટસ્કીએ લ્વોવ નામ ધારણ કરી મજૂરોનું એક મંડળ જમાવ્યું ને ક્રાન્તિનો પ્રચાર કરવા માંડ્યો. પણ તરત જ તેને તેની પત્ની અને તરતમાં જન્મેલી નાની પુત્રી સાથે સાઈબીરિયા મોકલી દેવામાં આવ્યો.

સાઈબીરિયામાં ટ્રોટસ્કીની લેખનપ્રવૃત્તિ ચાલુ રહી; ઉપરાંતમાં ત્યાં તેની વાંચન પ્રવૃત્તિને વેગ મળ્યો. એ અરસામાં, રશિયાના સાર્વત્રિક વિકાસ અંગે લેનીને લખેલું–'શું કરવું જોઈએ?'–એ પુસ્તક તેના વાંચવામાં આવ્યું. તેમાં દર્શાવવામાં આવેલા તેજસ્વી ક્રાન્તિવાદી વિચારો અને તેના માર્ગદર્શને ટ્રોટસ્કીને આંજી નાંખ્યો. તેણે લેનીનના પક્ષમાં ભળી રશિયન ક્રાન્તિને સફળ બનાવવાનો નિર્ધાર કર્યો.

લેનીન તે સમયની રશિયન પ્રજાનો પ્રાણ હતો. તેનું મૂળ નામ વ્લેડીમીર ઈલીચ ઉલ્યેનોવ હતું. પણ જાહેરમાં તે નીકોલો લેનીનના ઉપનામથી ઓળખાતો. તે માકર્સના આર્થિક તત્ત્વજ્ઞાનનો અભ્યાસી અને પ્રશંસક હતો અને તે તત્ત્વજ્ઞાનના ધોરણે રશિયામાં ક્રાન્તિ કરી રશિયાને સ્વર્ગ બનાવવાનાં તે સ્વપ્નાં સેવતો હતો. તેની પત્ની નાડેઝા કોન્સ્ટેન્ટીનોના ક્રૂપ્સ્કયા એક વિદુષી સન્નારી હતી. તેમણે ઝારના લોખંડી શાસન સામે પોકાર ઉઠાવેલો ને પરિણામે દેશપાર થઈ બંને યુરોપના જુદા જુદા દેશોમાં ફરતાં હતાં અને જ્યાં ત્યાં રશિયન ક્રાન્તિને સફળ બનાવવાનાં મૂળ રોપતાં હતાં. તેમણે ઇસ્ક્રા નામે એક મંડળ

સ્થાપેલું અને તે જ નામનું તેઓ એક વર્તમાનપત્ર ચલાવતાં હતાં. ટ્રોટસ્કીએ જ્યારે લેની-નના પક્ષમાં ભળવાનો નિર્ણય કર્યો ત્યારે-૧૯૦૧-૨ માં તેમનું મુખ્ય થાણું લંડન હતું.

ટ્રોટસ્કી લેનીનને મળવાને તત્પર તો બન્યો પણ તે સાઈબીરિયામાં દેશવટે હતો, લેનીન હજારો માઈલ દૂર લંડનમાં બેઠો હતો. તેને પત્ની ને પુત્રી તો હતાં જ ને હમણાં બીજી પુત્રી જન્મી હતી. સાઇબીરિયાથી ભાગી છૂટવું જ અસંભવિત હતું પણ તેમાં પણ પત્ની ને પુત્રીઓને પાછળ મૂકી ભાગી છૂટવું એ કંઈક અમાનુષિક પણ હતું. પણ આ સ્થિતિમાં તેની પત્ની તેને સહાયક નીવડી. તેણે પતિને તેની ફરજ સમજાવી ને પુત્રીઓની જવાબદારી તેણે પોતાને માથે ઉપાડી લીધી ટ્રોટસ્કી તરતજ વાળ ખંખેરી ઊભો થયો.

તેણે બનાવટી નામ નીચે પાસપોર્ટ કઢાવરાવ્યો ને સાઈબીરિયાથી ભાગી છૂટી તે સમારા જઈ પહોંચ્યો. ત્યાં સ્થાનિક ઈસ્ક્રાદળમાં તેણે પોતાનું નામ નોંધાવ્યું ને તેજસ્વી લેખો ને જ્વલંત ભાષણોથી તેણે 'પીરો' નું ઉપમાન મેળવ્યું. ત્યાંથી તે ચાલતી ટ્રેને ચડીને ભાગી છૂટયો ને હજારો મુશ્કેલીઓ વેઠીને તે, વિયેના ને ઝયુરીચ થઇ, ૧૯૦૨ ના ઓકટોબરમાં લંડન જઈ પહોંચ્યો; ને લેનીનને મળવાની પોતાની ઉમેદ પાર ઉતારી. લેનીને તેને સન્માનપૂર્વક વધાવી લીધો.

લંડનમાં ટ્રોટસ્કીને વિકાસની સંપૂર્ણ તક મળી. લેનીનના જ્ઞાને ને ઈસ્ક્રામાં પ્રકટ થતા લેખોએ તેને અફર દૃષ્ટિબિંદુઓ આપ્યાં. સૂક્ષ્મ અભ્યાસમાં લેનીનને પણ ટપી જતા માર્ટોવનો તેને સહચાર મળ્યો. લેનીનના ઉત્તેજનથી તે પોતે પણ ઈસ્ક્રાનો એક મુખ્ય લેખક બની ગયો. ને લેનીનની સૂચનાથી તેણે પેરીસ, જીનીવા, બ્રસેલ્સ વગેરે સ્થળે પ્રેરક ભાષણો આપી આખા યુરોપમાં પોતાની કીર્તિ વિસ્તારી.

ઈસ્ક્રાના તંત્રીમંડળમાં લેનીન, ક્રૂપ્સ્કયા વગેરે ૭ સભ્યો હતાં. સાતમા તરીકે ટ્રોટસ્કીની નિમણૂક કરવામાં આવી. આ પછી ઈસ્ક્રાના મધ્યસ્થ તંત્રને લંડનમાંથી ફેરવીને જીનીવા લઇ જવામાં આવ્યું.

આ અરસામાં તેણે નાટાલિયા ઇવાનોના સેડોવા નામે એક તેજસ્વી રમણી સાથે પુનર્લગ્ન કર્યું. લેનીનની અને તેની મિત્રાચારી પણ વધતી ચાલી. એક વખતે તે, લેનીન, માર્ટોવ, ક્રૂપ્સ્કયા, સેડોવા વગેરે નાટક જોવાને ગયાં. તે દિવસે લેનીને જોડા તદ્દન નવા લીધેલા ને તે કંઈક કઠણ હોઈ ખટકતા હતા. તેને ધીમે ચાલતો જોઇ ટ્રોટસ્કીએ હસીને ટોળ કરી થિયેટરમાં ટ્રોટસ્કીને ખુલ્લા પગે જોઇ લેનીને તેને પોતાના જોડા ભેટ ધરી દીધા. ટ્રોટસ્કીને તે માફક આવી ગયા. પણ વળતાં જ્યારે એ જોડાએ ટ્રોટસ્કીના પગ છોલી નાખ્યા ને તે ધીમે ચાલવા લાગ્યો, ત્યારે લેનીને તેની ટકોરો હસીને વ્યાજ સાથે પાછી વાળી. આ પછી એ બંને મિત્રો અને મહાપુરુષોનું જીવન પણ હસીને એકમેકની ટકોર કરવામાં, રીસાવામાં અને અંતમાં મનાઈ જવામાં વીત્યું છે.

આ વર્ષમાં બ્રસેલ્સમાં ક્રાન્તિકારીઓની ગુપ્ત પરિષદ ગોઠવવામાં આવી. ટ્રોટસ્કીએ લેનીનના ભાઈ સાથે એક નાના સ્ટેશનેથી બ્રસેલ્સ જતી ગાડીમાં ચડી બેસવાની યોજના ઘડી. પણ તેઓ ડબામાં ગોઠવાઈ શકે તે પહેલાં ગાડી ઉપડી ગઇ ને બંને બફર પર લટકી રહ્યા. ગાડીને અટકાવવામાં આવી ને દંડની ધમકી સાથે બંનેને ડબામાં લેવામાં આવ્યા.

બ્રસેલ્સની પોલીસને પરિષદના સમાચાર મળી ચૂકેલા હોઈ દરેક સ્થળે જાસૂસો ગોઠવાઈ ગયા હતા. પરિણામે, ક્રાંતિકારીઓને એકત્ર થવામાં ઘણી જ મુશ્કેલી નડી, ને

પરિષદને લંડનમાં ફેરવવામાં આવી. આ પરિષદમાં, લેનીનના ઉગ્રવાદ ને માર્ટોવના વિનીત-વાદ વચ્ચે વર્ષોથી ચાલ્યો આવતો ગુપ્ત વિરોધ ખુલ્લો પડી ગયો. બંને આગેવાનો છૂટા પડયા. ત્યારથી લેનીનનો પક્ષ બોલ્શેવિકના નામે, ને માર્ટોવનો પક્ષ મેન્શેવીકના નામે ઓળખાયો. ટ્રોટસ્કી માર્ટોવના પક્ષમાં ભળ્યો. પણ કંઈ સમય જતાં તેણે તે પક્ષમાંથી પણ રાજીનામું આપ્યું. અને તે સ્વતંત્ર ક્રાંતિકારી તરીકે વિહરવા લાગ્યો.

એક પ્રસંગે જીનીવામાં ભાષણ આપતાં તેને સમાચાર મળ્યા કે, રશિયામાં કામદારોએ પોતાનાં દુ:ખદર્દની અરજી આપવાને ઝારના મહેલ પ્રતિ ધસારો કર્યો છે ને ઝારનું લશ્કર તેમના પર ગોળીઓ ચલાવી રહ્યું છે. તેણે તરતંજ આ તકનો લાભ લેવાનો નિર્ણય કર્યો ને તે પોતાની પત્ની સાથે રશિયાને માર્ગે ચાલ્યો. રસ્તે મ્યુનીચમાં તે માર્ક્સવાદના જગ-વિખ્યાત અભ્યાસી પાર્વસ–કે જે પાછળથી પૈસાના લોભે માર્ક્સવાદને તજીને શાહીવાદી બની ગયો–નો મહેમાન બન્યો ને તેની પત્ની પાસપોર્ટ વગેરેની વ્યવસ્થા કરવાને આગળ વધી.

બનાવટી પાસપોર્ટની મદદથી બંને કિયેવ પહોંચ્યાં. ત્યાંના સ્થાનિક ક્રાંતિદળમાં તેમણે અપૂર્વ ચેતન રેડયું. ભોંયરામાં ગોઠવેલાં પ્રેસોની મદદથી તેણે અદ્‌ભુત પ્રચારપત્રિકાઓ છપાવવા માંડી ને તે રશિયામાં ઘેર ઘેર પહોંચાડી. આ અરસામાં તેણે લખેલી પત્રિકાઓમાં એવું પ્રબળ ચૈતન્ય છે કે જે વાંચીને બર્નાર્ડ શૉએ પાછળથી ટ્રોટસ્કીને 'પ્રીન્સ ઓફ પેમ્ફ્લેટિયર્સ'નું ઉપનામ આપ્યું.

કિયેવથી તે સૅંટપીટર્સબર્ગ પહોંચ્યો. ત્યાંનાં ક્રાંતિદળોમાં તે પીટર પેટ્રોવીચના નામે જાણીતો થયો. પણ તે દળમાં ઘૂસી ગયેલ એક જાસૂસ તેને પારખી ગયો. ટ્રોટસ્કી તરતજ નાસી છૂટયો ને ફીન્લેંડમાં જઇ ભરાયો, પણ તેની પત્ની પોલીસના હાથમાં ઝડપાઇ ગઈ.

૧૯૦૫ માં રશિયામાં ભયંકર હડતાળો ફાટી નીકળી ને ટ્રોટસ્કી તરત જ સેન્ટ પીટર્સબર્ગ આવી પહોંચ્યો. ત્યાં તેણે ત્રણ પત્રોમાં તેજસ્વી લેખો લખવા માંડ્યા ને તે પત્રોની ખપત લાખોની વધી ગઈ. ક્રાન્તિકારોએ સેન્ટપીટર્સબર્ગ કબજે કર્યું ને ત્યાં સોવિયેટ રાજતંત્રની સ્થાપના કરી. ટ્રોટસ્કી તે તંત્રનો પ્રમુખ બન્યો. ને તેણે પોતાની રાજનીતિ જાહેર કરતો ઢંઢેરો બહાર પાડયો.

પણ ઝારના સૈન્યે તે નગરને તરત જ ઘેરી લીધું ને ક્રાન્તિકારીઓની ધરપકડ કરી. ટ્રોટસ્કીને મોસ્કોની કેદમાં લઈ જવામાં આવ્યો અને ત્યાં વકીલો અને મુલાકાતે આવતી પત્નીની મદદથી તે પોતાના લેખો છપાવવા લાગ્યો. કેટલીક વખતે તો કેદખાનાના અમલદારો પણ તેને આ પ્રવૃત્તિમાં મદદગાર થઈ પડતા.

કેસ ચાલતાં પોતાની ઝારવિરોધી ભાવનાઓ ટ્રોટસ્કીએ ખુલ્લા દિલે જાહેર કરી. છતાં જ્યારે તેને દેશનિકાલની જ સજા થઈ ત્યારે તે પ્રસંગને અનુલક્ષીને ટ્રોટસ્કી લખે છે; 'ક્રાન્તિની સંફળતાનું એક મુખ્ય કારણ બળવાખોરો પ્રત્યેની ઝારની નરમ નીતિ પણ હતું.'

પૂરતા જાપ્તા નીચે તેને સાઇબીરિયા રવાના કરવામાં આવ્યો. પણ અજબ યુક્તિ લડાવીને તે અધવચથી જ ભાગી છૂટયો ને સેંટપીટર્સબર્ગમાં રહેતાં પોતાના પુત્ર–પત્નીને લઇ તે ફીન્લૅન્ડ પહોંચ્યો. તે સમયે ત્યાં વસતા લેનીન ને માર્ટોવ સાથે તેણે સહચાર સાધ્યો; ને ક્રાન્તિના વિકાસને લગતું એક પુસ્તક લખ્યું. તે પુસ્તકના બદલામાં મળેલ પૈસાથી તેણે પુત્ર–પત્નીને રશિયા મોકલાવી દીધાં ને તે પોતે યુરોપની મુસાફરીએ ઊપડયો.

[ અપૂર્ણ ]

# વેતન

નર્મદાશંકર હ. વ્યાસ

**વેતન** માનવીના જીવનનો આધાર છે; તેના સ્થૂળ દેહનું તે પોષક પ્રાણ છે. અર્થશાસ્ત્રના અન્ય કોઇ પણ પ્રશ્ન કરતાં વેતનનો પ્રશ્ન માનવીના જીવન સાથે વિશિષ્ટ પ્રકારે ગૂંથાયેલો છે. વેતનના પ્રશ્નના ઉકેલમાં અર્થશાસ્ત્રની કસોટી રહેલી છે. અર્થશાસ્ત્ર એટલે માત્ર અર્થનું જ શાસ્ત્ર નહિ, પણ માનવજીવનમાં આર્થિક સંપત્તિની ન્યાયપુરઃસર વહેંચણી કરી આપતું, માનવીના આર્થિક જીવનને સરળ, સમાન અને શોષણરહિત કરતું શાસ્ત્ર. અર્થશાસ્ત્રને આવું માનવભોગ્ય સંપત્તિશાસ્ત્ર ત્યારે જ કહી શકાય કે જ્યારે વેતનનો પ્રશ્ન માનવસમુદાયના મોટા ભાગને આર્થિક શોષણમાંથી મુક્ત કરી આર્થિક સમાનતા તરફ લઇ જતો હોય પ્રથમથી તે આજસુધી પ્રત્યેક અર્થશાસ્ત્રીનું ધ્યાન આ પ્રશ્ન ઉપર ખાસ એકાગ્ર થયેલું જણાય છે, અને આજસુધીમાં એ પ્રશ્નનું જે કંઈ નિરાકરણ થઈ શક્યું છે, તેમાં ક્રમશઃ આર્થિક વિચારણાનો, માનવતાની ભાવના તરફ વિકાસ થતો માલુમ પડે છે. માનવી સંપત્તિ માટે નથી પણ સંપત્તિ માનવી માટે છે, તેમજ માનવી ઉત્પાદન અર્થે નથી પણ ઉત્પાદન માનવીને અર્થે છે એ ભાવનાનો આવિર્ભાવ વેતનના કોયડાના ઉકેલમાં થતો જણાય છે વાસ્તવિક રીતે તો, હજુ આજે પણ એ કોયડો સંપૂર્ણ તથા સંતોષભરી રીતે તો અણઉકેલાયેલો જ છે વેતનની આદર્શ ભાવનાનો મૂર્તિમંત આવિર્ભાવ માત્ર સ્વપ્નવત્ છે. અથવા જો એ શક્ય બને તો સંસાર ખરેખર સ્વર્ગમય બની જાય! એ ઘટનામાં ગરીબાઈ, અસમાનતા અને શોષણની ઝાંખી પણ ન હોય. કેટલી મનોરમ કલ્પના! આજની આર્થિક વાસ્તવિકતાઓ અનુભવતો માનવી માત્ર તેને કલ્પના જ માની શકે, પણ માનવજીવન ખરેખર પ્રગતિશીલ અને વિકાસને પથે હોય, તો સારાયે જગતનું અર્થકારણ અને રાજકારણ જ્યારે એકરૂપતા અનુભવતું થયું હશે ત્યારે આ કલ્પના પણ મૂર્તિમંત થયેલી હશે

શરૂઆતમાં વેતનનો વિચાર માત્ર આર્થિક ધોરણે જ કરવામાં આવતો. વેતન એટલે માત્ર માનવીના શ્રમની કિંમત, અને જેમ અન્ય કોઈ પદાર્થની કિંમત આર્થિક દૃષ્ટિથી નક્કી કરવામાં આવે તેમ જ માનવીના શ્રમની કિંમત આંકવામાં આવતી. તેમાં માનવતાનો જરા પણ વિચાર કરવામાં આવતો નહિ. વેતનના પ્રથમ સિદ્ધાન્તમાં લોહની* નક્કરતા જ હતી. માનવતાની કુમાશ વેતનના સિદ્ધાન્તમાં ત્યારે અસ્થાને ગણાતી. એ યુગ ઉત્પાદનલક્ષી, સંપત્તિલક્ષી હતો. માનવીના જીવનનું મૂલ્યાંકન ત્યારે ન થતું; માત્ર વસ્તુઓનું મૂલ્યાંકન કરવામાં માનવી જીવનની સફળતા અનુભવતો. એ સિદ્ધાન્ત પ્રમાણે શ્રમજીવીઓને તેમનું જીવન ટકાવી રાખવા માટે જેટલી જરૂર હોય તેટલું જ વેતન મળવું જોઈએ—bear

* Iron law of wages.

subisistence. આ નિયમ એટલો બધો કડક, અન્યાયી અને નિષ્ઠુર હતો કે જેને પરિણામે કામદારવર્ગનો કોઈ દિવસ ઉદ્ધાર કે ઉન્નતિ સંભવી શકે જ નહિ. શ્રમજીવી પોતાનું જીવન ટકાવી રાખવા માટે જેટલું જરૂરનું હોય તેના કરતાં વિશેષની આશા રાખી શકતો નથી, વિશેષ મેળવી શકતો નથી. જો વિશેષ આપવામાં આવે તો મજૂરોનું જીવનધોરણ ઊંચું જાય, તેમનું કુટુંબ વિસ્તૃત બને અને પરિણામે બેકારી અને ભૂખમરો અનુભવવો પડે. જો જીવન નિર્વાહ કરતાં ઓછું આપવામાં આવે તો મજૂરોની સંખ્યા ઓછી થઈ જાય, અને જીવન-નિર્વાહ પૂરતી મજૂરી આપવી જ પડે. આ સિદ્ધાન્ત ઉપર કડક ટીકાઓ થયેલ છે, અને આ સિદ્ધાન્તને વ્યાવહારિક રીતે પણ સ્થાન મળી શકતું નથી. જરૂરિયાત પ્રમાણે વેતન મળવાનો અર્થ, જીવનના આર્થિક ધોરણ પ્રમાણે મજૂરી મળવી જોઈએ, તેવો કરવામાં આવે તો, એ વેતનનો લોહસમ સિદ્ધાન્ત સુવર્ણમય બની જાય! પણ સંસારમાં શ્રમજીવીઓને જીવનધોરણ પ્રમાણે કદી વેતન મળતું નથી, વેતન જેટલું મળે છે તેવું જીવનધોરણ ઘડવું પડે છે, નક્કી કરવું પડે છે.

જીવનની જરૂરિયાત કરતાં મજૂરોને વેતન વધારે આપવામાં આવે તો તેમનાં કુટુંબ વધારે વિસ્તૃત થઈ જાય, એ ભીતિ કાલ્પનિક છે; કારણકે વેતન વધારે મળવાથી જીવનનું આર્થિક ધોરણ ઊંચું જાય છે, અને એક વખત ઊંચું ગયેલું આર્થિક જીવનધોરણ ટકાવી રાખવા માટે કુટુંબ મર્યાદિત કરવાની ફરજ પડે છે.

વેતનના આ સિદ્ધાન્ત વિરુદ્ધ મીલ નામના અર્થશાસ્ત્રીએ જબરદસ્ત વિરોધ ઉઠાવ્યો. એ વિરોધ પાછળ વેતનની ભાવના વિકસાવી માનવતાના ધોરણ ઉપર લઈ જવાનો હેતુ નહોતો. એ તો માત્ર સિદ્ધાન્તભેદનો જ વિરોધ હતો. મીલનું કહેવું એમ હતું કે વેતનના દરનો આધાર મૂડીદાર પાસે વેતન અર્થે મૂડીનું જે ભંડોળ[1] હોય તેના ઉપર છે. આ વિચારણા પણ લાંબો વખત ટકી શકે તેવી નહોતી. મૂડીદાર મૂડીના ભંડોળ પ્રમાણે વેતનનો દર નક્કી નથી કરતો, તેમજ મજૂરોની સંખ્યા પ્રમાણે પણ નહિ. એ તો માત્ર એની મૂડીમાંથી કેટલા પ્રમાણમાં ઉત્પાદન થઈ શકે તેમ છે તેનો જ વિચાર કરે છે, અને શ્રમની ઉત્પાદકતાના પ્રમાણમાં વેતનનો દર નક્કી કરે છે. આ વિચારણાને[2] વેતનના નક્કર સિદ્ધાન્ત પ્રમાણે સ્વીકારવામાં આવી.

આ સિદ્ધાન્ત પ્રમાણે મહત્ત્વનો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કઈ અને કેવા પ્રકારની ઉત્પાદક શક્તિથી વેતનનો દર નક્કી થાય છે? કુલ ઉત્પાદક શક્તિ અથવા તો ઊંચામાં ઊંચા પ્રકારની ઉત્પાદક શક્તિથી મજૂરીના દર નક્કી થાય એ સંભવિત નથી. પણ સાધારણ રીતે વેતનનો દર સરેરાશ ઉત્પાદક શક્તિ ઉપરથી નક્કી થાય છે. અને પ્રત્યેક દેશમાં વેતનના દરની મર્યાદા ત્યાંના આર્થિક જીવનધોરણથી નક્કી થાય છે. એટલા માટે જ અમેરિકામાં યુરોપ કરતાં અને યુરોપમાં હિન્દ અને જાપાન કરતાં મજૂરીના દર વિશેષ છે.

વેતનના દરનો એક સર્વસાધારણ નિયમ હજુ સુધી જોવામાં આવતો નથી, અને તેનું મુખ્ય કારણ સમાજની અંદર લોકોના જુદા જુદા થર છે, તેમજ મજૂરીના પ્રકારની પ્રચુરતા છે. શ્રમજીવી માટે સમાજના એક થરમાંથી બીજા થરમાં જવું, તેમજ મજૂરીના એક પ્રકારમાંથી અન્ય પ્રકારમાં પ્રવેશવું એકદમ શક્ય અને સુલભ નથી. દાખલા તરીકે ઘણા

---

1 Wages fund theory. ૨ Procdivity theory of Wages.

ઊંચા પ્રકારનો માનસિક શ્રમ કરવાવાળા વર્ગની અંદર મધ્યમ કક્ષાના માનસિક શ્રમવાળા માટે આવવુ ઘણુ કઠિન છે, અને તેવી જ રીતે શારીરિક શ્રમ કરવાવાળા વર્ગ માટે મધ્યમ કક્ષાના માનસિક શ્રમવાળા વર્ગમા પ્રવેશવુ કઠિન છે આનું કારણ મુખ્યત્વે વર્ગભેદ અને વેતનભેદ છે વેતન પ્રમાણે આર્થિક જીવનધોરણ નક્કી થાય છે, આર્થિક જીવનધોરણ પ્રમાણે માનવીની શારીરિક અને માનસિક શક્તિઓ ખીલે છે તેની ઉત્પાદક શક્તિ ઊંચા કે નીચા પ્રકારની સંભવે છે શારીરિક શ્રમની કક્ષામાંથી માનસિક શ્રમની કક્ષામા આવવા માટે ઘણા વર્ષો લાગે, કારણ કે જીવનની પ્રત્યેક બાજુને ઊંચા ધોરણ ઉપર લઈ જવાની હોય છે શ્રમજીવીઓ માટે આ શકય નહિ હોવાથી, શ્રમજીવીઓને તેમના જીવનની વિવિધ બાજુઓ ખીલવવાની, વિકસાવવાની તક મળતી નહિ હોવાથી સમાજની અંદર વર્ગભેદની તીવ્રતા માલુમ પડે છે સમાજનુ બંધારણ જ્યાસુધી વ્યક્તિગત હકુમત ઉપર રચાયેલુ છે ત્યાસુધી વેતનના દરમાં તીવ્ર ભેદ રહેવાનો જ છે જ્યાસુધી પ્રત્યેક માનવીને પોતાના વ્યક્તિત્વને વિકસાવવાની સંપૂર્ણ સવલતો, તેમ જ તક આપવામાં ન આવે ત્યાસુધી વર્ગભેદ, વેતનભેદ અને પરિણામે વર્ગવિગ્રહ ચાલુ રહેવાના જ છે

વેતનનો દર ઊંચો હોય કે નીચો હોય તે ખાસ મહત્ત્વનું નથી, પણ જે વેતન મળે છે તે વાસ્તવિક રીતે કેટલું ખરૂ છે અને કેટલું માત્ર નામનું જ છે, * તે નક્કી કરવુ ખાસ જરૂરનું છે માનવીના હાથમા શ્રમને પરિણામે જે કંઇ રોકડ નાણુ આવે છે તે તેનું ખરૂં વેતન નથી, પણ એ નાણાની જે ખરીદશક્તિ છે, જીવનની જરૂરિયાતો પૂરી પાડવાની જે શક્તિ છે, તે ખરૂં વેતન છે ઘણી વખત એમ બને છે કે રોકડ નાણામા મળતુ વેતન ખરૂં વેતન નથી હોતું પણ માત્ર વેતનનો આભાસ હોય છે આ સમજવા માટે આપણે એક દાખલો લેઇએ એક વ્યક્તિને માસિક રૂા ૧૦૦/નુ વેતન મળે છે અને તેમાથી અનેક પ્રકારની કપાતો થતા થતા (જેવી કે—સ્મારક—ફંડ, વોર—ગીફ્ટ ફંડ, ઘરભાડું આપત્તરોની કપાત પાણીની કપાત, સ્વચ્છતાની કપાત વગેરે વગેરે અનેક) તેના હાથમા માત્ર સાઠેક રૂપિયા આવે છે જ્યારે બીજી વ્યક્તિને માત્ર રૂ ૫૦ માસિક વેતન હોવા છતા, રહેવાનું મકાન મફત મળે છે, પાણીની, સ્વચ્છતાની અને તબીબી સગવડતા મફત મળે છે, કપડાંઓ મફત મળે છે, તેમજ કોઇ જાતની કપાત તેના વેતનમાથી થતી નથી હવે આના ઉપરથી સ્પષ્ટ થશે કે રૂ ૧૦૦/- માસિક વેતન એ માત્ર મોટા વેતનનો આભાસ છે, જ્યારે માસિક રૂ ૫૦) ખરા વેતનની દૃષ્ટિએ રૂ ૧૦૦) કરતા વધારે છે એટલે મહત્ત્વની વસ્તુ વેતનનો દર નથી પણ વેતનની સાતત્યતા છે બીજી વાત, કોઇ દેશમા વેતનના દર વિશેષ હોય પણ આર્થિક જીવનધોરણ ઊંચું હોય અને મોંઘવારી હોય, જ્યારે બીજા દેશમા વેતનના દર ભલે નીચા હોય પણ આર્થિક જીવનધોરણ સાધારણ પ્રકારનું હોય અને સોંઘવારી હોય, તો વાસ્તવિક રીતે જે દર નીચા છે તે ખરા છે જ્યારે ઊંચા દેખાતા માત્ર નામનાજ છે

વેતન આપવાની જુદી જુદી ઘણી પદ્ધતિઓ છે પણ ખાસ કરીને સમયના ધોરણ ઉપર અને કામના ધોરણ ઉપર એમ બે રીતે વેતન આપવામા આવે છે નિશ્ચિત વેતન ઉપરાંત પણ ઘણી જગ્યાએ વાર્ષિક પારિતોષિક—Bonus—આપવાનો, તેમજ નફામાંથી અમુક ટકા આપવાનો અને સારા કામ બદલ અથવા પ્રસંગોપાત ઈનામો આપવાનો રિવાજ

* Real wages and nominal wages.

પણ હોય છે. છતાં આ પદ્ધતિઓને ભાગ્યેજ સંતોષકારક કહી શકાય. મજૂરોને જે કંઈ મળે એ હક્કની રૂએ, માનવતાની રૂએ મળવું જોઇએ, નહિ કે મહેરબાનીને રાહે કે દાનની ખાતર. અને તેટલા માટે જગતભરમાં મજૂરસંઘો સ્થપાયા છે.

મજૂરસંઘોની પ્રવૃત્તિ મુખ્યત્વે કરીને શ્રમજીવીઓ અને કામદારવર્ગની ઉન્નતિ કરવાની હોય છે. વર્ષો સુધી શોષાયેલો, રગદોળાયેલો શ્રમજીવી આજે મજૂરસંઘમાં સંગઠ્ઠન બળ પ્રાપ્ત કરે છે અને સંપત્તિની અન્યાયી અને અસમાન વ્હેંચણી સામે માથું ઊંચું કરે છે. મજૂરસંઘોની સ્થાપના પછી મજૂરોની સ્થિતિમાં ઘણો સુધારો થયો છે. મજૂરને માત્ર ઉત્પાદનના સાધન તરીકે જ લેખવામાં આવતો તેને બદલે માણસ તરીકે ગણવામાં આવે છે. તેના વેતનનાં દરમાં સુધારો થયો છે, તેના રહેવાનાં મકાનોમાં સુધારો થયો છે, તેનાં બાળકો માટે કેળવણીની સવલતો ફરજિયાત કરવામાં આવેલ છે, તેની સ્ત્રીઓ માટે તબીબી મદદ પૂરી પાડવામાં આવે છે, તેની વૃદ્ધાવસ્થા માટે વ્યવસ્થા કરવી પડે છે, તેને અકસ્માતને પ્રસંગે સાંચવી લેવો પડે છે, વગેરે અનેક રીતે શ્રમજીવીના જીવન માટે દરકાર સેવવી પડે છે. પણ મજૂરસંઘોની પ્રવૃતિ માત્ર આટલેથી જ અટકતી નથી; તેઓ તો સતત, આર્થિક સમાનતા માટે લડી રહેલ છે, અને જ્યાંસુધી સંપત્તિની વહેંચણી ન્યાયના ધોરણે, સમાનતાના ધોરણે નહિ સંભવે ત્યાંસુધી આ વર્ગવિગ્રહ કદાપિ શાન્ત થવાનો નથી. સમયનો પ્રવાહ આ જગતવ્યાપી જાગૃતિ અને ક્રાંતિને અજબ વેગ આપી રહેલ છે. અને તેને જગતની કોઈ પણ મૂડીદાર સંસ્થા રોકી શકે તેમ નથી, ખાળી શકે તેમ નથી. કુહાડો એ ક્રાંતિનું પ્રતીક છે, હડતાલ એ ક્રાંતિનું હથિયાર છે.

જગતની મૂડીદાર સંસ્થાઓ હજુ સમાન + વેતનનો દર સ્વીકારવા તૈયાર નથી, પણ છેલ્લી પચીશી દરમ્યાન લગભગ દરેક રાષ્ટ્રોમાં જુદા જુદા ઉદ્યોગો માટે વેતનના દરની મર્યાદા નક્કી થઇ ગયેલ છે—minimum Scale of wages. આ નક્કી થયેલ વેતનના દર કરતાં ઓછો દર આપી શકાતો નથી. આવા minimum wages act થી મજૂરસંઘોને સંતોષ નથી. તેમની લડત તો Living wages માટે, just and equitable wages માટે છે.

સામ્યવાદના સિદ્ધાંત પ્રમાણે વસ્તુની કિંમત તેની પાછળ કરવા પડેલા શ્રમથી જ નક્કી થાય છે, અને તેટલા માટે ઉત્પાદનનું સમગ્ર વળતર વેતન સ્વરૂપે જ શ્રમજીવીઓને મળવું જોઇએ. આ સિદ્ધાન્ત સંપૂર્ણ રીતે શક્ય નથી કારણ કે ઉત્પાદનમાં મૂડી, જમીન અને વ્યવસ્થાનું સ્થાન નિઃશંક છે, અને પરિણામે ઉત્પાદનનું વળતર ઉત્પાદનના પ્રત્યેક અંગને મળવું જ જોઇએ. અલબત તે ન્યાયપૂર્વક અને સમાન હોવું જોઇએ.

---

+ Standard wages.

પ્રમુખની સમક્ષ આ ઠરાવો રજૂ કરવામાં આવ્યા હોત તો તેણે આ ઠરાવોને 'અધિકારની બહાર' ગણી કાઢ્યા હોત અને જે તે ઠરાવ લાવ્યા હોત તેને કાનૂનબહાર ગણવામાં આવત. અને તેથી તે તેની જીવનભરની ટેવો પણ સુધારી લેત. જો તે ચુપચુપ બેસી રહ્યો હોત તો તે વધારે સુખી હોત.

બાનુઓ અને ગૃહસ્થો, હું તેમજ કરવા માગું છું. હું એક પણ સારો ઠરાવ લાવીશ નહિ. પણ હું મનુષ્યજાતિને આજ્ઞા કરવાની દરખાસ્ત કરતો નથી. આ વિશાળ પ્રેક્ષકસમૂહમાં ઘણા એવા હશે કે જેઓએ તેમના ધૂમ્રપાન તથા દારૂના ખર્ચમાં ઘટાડો કર્યો હશે. તેમની પાસે નકામી સીગારેટ અથવા દારૂની બાટલીઓ હોય તો ભાષણકર્તાને તેનો ઉપયોગ કરવાનું આમંત્રણ આપવાનો સભાનો ઠરાવ હું ખુશીથી સ્વીકારીશ. ×

---

# પંખીઓ

દેવજી રા. મોઢા

ગમે છે નેત્રોને નમણી તમ કાયા નીરખવી,
તમારા ટહોકાઓ શ્રવણ ભરતા નિત્ય ગમતા;
ચહે એ પીંછાની મૃદુ કલગીનો સ્પર્શ કર આ,
અને હૈયું વાંછે નિજ મહીં સમાવા સકલને!

ગમે છે ચાલો તે ડગુમગુ ઉપાડી પગ તમે,
અને બેસો વૃક્ષે વિટપ ગ્રહી એ ઓછું ન ગમે;
પરન્તુ જે ઊડો નભ મહીં ઊંચે તે નવ ગમે,
અસૂયાથી આંધું મુજ થકી ખસાતું નવ કદમે!

"તમે તો ભૈ સૌ છો સમરથ જગે, જ્યાંસુધી દયા
તમારી ત્યાંસુધી જીવિત અમ; ને ખોફ ઊતર્યે
અમે ધારી પ્રાણો પણ ન શકીએ; તો ય અમથો
અમારા કાજે શો તમ દિલ મહીં દ્વેષ જ વસ્યો?
અમારા શીર્ષે જ્યાં પલપલ ઝઝૂમે ભય-ઘનો,
મળ્યું એ સાટામાં ગગન ઊડવું, એ ય ન સહો?"

---

× મૂળ લેખક: ઓસ્ટિન બાર્કર—'London Opinion.'

# જીવન ઝરણ

પ્રભા

**મહાન** વિક્રમની સભામાં, એક પ્રસંગે, સામુદ્રિકશાસ્ત્રમાં પારંગત કોઇ જોશી આવ્યો ને રાજાના શરીર સામે જોઇ તેણે ખેદથી મસ્તક ધુણાવ્યું.

"કેમ, જોશીરાજ! ચમક્યા શું જોઇને?" વિક્રમે હસીને પૂછ્યું.

"દેવ," જોશી શાંતિથી બોલ્યો, "વિરલ સામ્રાજ્યના તમે સ્વામી છો; પ્રજાના પ્રેમના પ્રતીક છો. આવા દેવી પુરુષના અંગ પર મેં અલૌકિક સામુદ્રિક લક્ષણો જોવાની આશા રાખેલી, પણ તમારા અંગ પર એવું એકે અસામાન્ય લક્ષણ નથી જણાતું."

"એમ!" વિક્રમે સહેજ સ્મિતપૂર્વક આશ્ચર્યભાવ દર્શાવ્યો; ને પછી પોતાની છાતી નજીક કટારી લઇ જતાં હસીને કહ્યું, "મારાં સાચાં લક્ષણ તો હનુમાનની જેમ અંતરમાં-છાતીમાં છુપાયાં છે. તમારે તે તપાસી જવાં ઘટે."

પણ કટારી છાતીને સ્પર્શી પણ શકે તે પહેલાં જ જોશીએ તે પકડી લીધી ને સંતોષપૂર્વક તે બોલ્યો, "આ જ સાચું લક્ષણ છે."

"શું?" વિક્રમે પૂછ્યું.

"સાહસ. સર્વ લક્ષણોનું શિરોમણિ."

× × ×

એક વેપારી પાસે દરિદ્રનારાયણની એક લોખંડની મૂર્તિ હતી. વેપારીને વહેમ હતો કે પોતાનાં દુઃખદર્દ એ મૂર્તિને આભારી છે. પણ મૂર્તિ ફેંકી દેવાની તેની હિંમત નહોતી ને એ મૂર્તિને પોતાને ત્યાં પધરાવવાને કોઇ તૈયાર નહોતું.

વેપારીએ રાજવી વિક્રમને પોતાની આ પીડા જણાવી. ને પ્રજાને દુઃખમુક્ત કરવાની ફરજને સમજતા વિક્રમે એ મૂર્તિ પોતે સ્વીકારી લીધી.

તે જ રાત્રે અર્ધમીચ્યાં નયને નિદ્રાને અનુભવતા વિક્રમે જોયું કે પોતાની સમીપ કોઈ તેજથી ઝળહળતી રમણી ઊભેલી છે.

"કોણ છો?" વિક્રમે સહેજ ચમકીને પૂછ્યું.

"હું લક્ષ્મી."

"અત્યારે અહીં કેમ?"

"વિદાય માગવાને." લક્ષ્મીએ કંઈક ખેદપૂર્વક ઉત્તર આપ્યો.

"અવકૃપાનું કંઇ કારણ?"

"તેં તારા ઘરમાં દરિદ્રનારાયણને આમંત્રેલ છે. મારાથી અહીં એક પળ પણ ન રહેવાય."

"જેવી ઇચ્છા," વિક્રમે લક્ષ્મીને માનપૂર્વક વિદાય આપી.

બીજી પળે રાજ્યશ્રી આવી. તેને પણ વિક્રમે એ જ ક્રમે શાંતિથી વિદાય આપી.

છેલ્લે તેની નજર સામે એક તેજસ્વી પુરુષાકૃતિ આવી ઊભી.

એટલામાં અંગ્રેજોની તોપમાંથી છૂટેલો એક ગોળો સમીપમાં જ આવીને પછડાયો ને જમીનમાં ખાડો પાડી તેણે ધૂળ–ઢેફાં ઉડાડયાં.

"શાબાશ છે અંગ્રેજોની આવી પરોપકારવૃત્તિને" જ્યુનોટ હસીને બોલ્યો, "મારૂં બ્લોટીંગ ને રેતીનો ખડિયો બંને કોઈ ચોરી ગયું છે. પણ મારા આ દિલોજાન મિત્રોએ દૂર દૂર રહ્યાં પણ તે જાણી લીધું ને મારી મૂંઝવણ દૂર કરવાને તેમણે તરત જ તોપની મદદથી મારા અહેવાલ પર રેતી પાથરી દીધી. મારો એક પણ નોકર આટલો સમયસૂચક નથી."

× × ×

નેપોલિયનને જ્યારે દેશનિકાલની સજા થઇ ત્યારે એલ્બા જતાં તે રસ્તે પોતાની બહેન પોલાઈનને મળવાને ગયો. પોલાઇન તેને જોતાં જ રડી પડી ને ભાઇને ભેટવાને સમીપ દોડી આવી. પણ તે જ ક્ષણે તેની નજર નેપોલિયનના ઑસ્ટ્રિયન પહેરવેશ પર પડી ને તે ચમકીને બોલી: "આમ કેમ? ફ્રેંચ પહેરવેશ ક્યાં ગયો?"

"બહેન," નેપોલિયને હસીને કહ્યું, "તું મને જીવતો તો વાંછે છે ને!"

"કેમ નહિ!"

"તો પછી" નેપોલિયન બહેનને સમજાવતાં બોલ્યો: "ફ્રેન્ચ પહેરવેશમાં મારા ઓળખાઈ જવાનો ને ખૂની હુમલાનો સંભવ છે. માટે મેં ઑસ્ટ્રિયન પહેરવેશ પહેર્યો છે. તેમાં આટલી ચમક છે કેમ?"

"તે તમે જાણો" પોલાઇને વ્યથાપૂર્વક કહ્યું, "પણ મારા ભાઈ વિષે મારો ખ્યાલ તો એવો હતો કે તે કોઈ પણ પ્રકારની ભીતિ કે લાલચથી પોતાનો ફ્રેન્ચ પહેરવેશ ન તજે. પરદેશી પહેરવેશમાં તો હું તેને ઓળખી પણ નથી શકતી."

નેપોલિયન બહેનની ભાવનાને તરત પારખી ગયો. ને તેણે પાછા ફરી બારણે ઊભેલા એક ફ્રેન્ચ અંગરક્ષકને પોતાનો પહેરવેશ આપી દઈ તેનો ફ્રેન્ચ પહેરવેશ પોતે પહેરી લીધો. ને તે બહેનની સમીપ પાછો ફર્યો.

પોલાઈન તરત આંસુઝરતાં નયને પોતાના જગવિખ્યાત ભાઇને ભેટી પડી.

× × ×

પ્રીન્સ બીસ્માર્ક એક ભીષણ ખૂની હુમલામાંથી બચી ગયો. તે પ્રસંગે તેને અભિનંદન આપવાને મળેલી સભામાં તેનાં પત્નીએ કહ્યું, "જો હું સ્વર્ગમાં હોઉં ને એ હુમલાખોર નરકની નીસરણી પર ઊભેલો મારી નજરે ચડે તો તેને ધક્કો મારતાં હું જરા પણ આંચકો ન ખાઉં."

"દેવી" બીસ્માર્કે હસીને કહ્યું, "પણ આવા વિચારો સાથે તો તમે કોઇ પણ દિવસે સ્વર્ગમાં જઇ જ ન શકો તો."

× × ×

મીસીસ કાગલનના પ્રમુખપદે ભરાયલી એક સભામાં રમાબાઇ રાનડેને માથે આમંત્રિત અંગ્રેજ મહેમાનોને ફૂલહાર પહેરાવવાની જવાબદારી આવી પડી. રમાબાઈ એ મીસીસ કાગલન ને તેમનાં બહેન ને માતાને ફૂલહાર પહેરાવ્યા પણ મી. કાગલનને પહેરાવવાનો હાર તેમણે થાળીમાં જ છાંડી મૂક્યો.

તેમના પતિ ન્યાયમૂર્તિ રાનડેએ ઘેર આવી જ્યારે એ વર્તનનો ખુલાસો માગ્યો ત્યારે તે બોલ્યાં, "હું હિંદુ સ્ત્રી છું."

# તેજયાત્રા*

બાલચન્દ્ર

દીપક સજ્જ છે:
એને પ્રગટાવવા, બાંધવો,
લઈ આવો ત્હમારી આત્મજ્યોતિ.
અન્ધાર ઓળંગી
અરુણોદયને મંદિરે સંચરતા તારકયાત્રીઓ સહ
સંયુક્ત થવા આવાહન અર્પતો
દૂરથી પુનઃ સ્વર આવે છે ત્હમારા પ્રતિ.
એક દિન હતો,
જ્યારે ત્હમારી પુલકિત તેજયાત્રાએ
ત્હમે પરવાર્યા; અને આશાનો ધ્રુવતારલો,
ત્હમારા ધ્વજને આલિંગતો,
આકાશમાં ટમટમી રહ્યો.
પરંતુ સન્ધ્યા જેમ જેમ ગાઢ બની,
ત્હમે તેમ તેમ પાછળ પડયા
ત્હમારી યાત્રા કુચમાં, ને બુઝાયેલા દીપકો સહ,
અંતે નિદ્રાલીન થયા-જ્યારે ત્હમારાં સ્વપ્ન,
નિશા પંખીઓના અમંગલ શોર શાં,
વિસંવાદી બન્યાં.
અત્યારે અગર જે અન્ધકાર છે,
અને અરણ્યમાં વાયુ
પ્રેતના વિલાપશો વાય છે,
છતાં, પુરાતન કાળથી
યુગયુગને પ્રતિઘોષ ઝીલાવતાં સંચરતી
આ પ્રાર્થનાનો નિઃશ્વાસ
શું નથી સ્પર્શી ચૂક્યો હજી ત્હમારાં લલાટે?—
"ઊંડા અન્ધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઇ જા."
ઊઠો, ઓ નિદ્રાધીનો!
અન્ધારમય પ્રલયની ત્હમારી આ મહામૂર્છામાંથી,
ને પુનઃ એક વાર જાણી લ્યો—
ત્હમે પ્રકાશનાં બાલ છો.

* કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે અધાર વિદ્યાપીઠ પર મોકલાવેલા 'The pilgrimage of Light' નામે સંદેશ-કાવ્ય પરથી.

જવાય છે ને ઘરનાં જાણે કરડી ખાય છે ? અહીં આવે પાંચ મહિના થયા, કોઈ દિવસ ઘરની બહાર કાઢી છે ? આ ચંપાગુનનો વર તો ક્યારનાએ કહે છે પણ આમને તો ગગનમાં ગાજે છે. મારા મનને કે સાંબ થઈ કેવું એ સુખ આપશે,' અને ઢીલી થઈ રાધા આંખમાંથી આંસુ સારતી. જ્યારે ને ત્યારે રાધા તેનો ઉકળાટ કાઢતી અને મને પણ ક્યારેક તો તેના પર ક્રોધ ચડતો. પણ હું શું કરું ? છોકરા સામે નજર નહોતી કરી એ પણ ખોટું કેમ કહેવાય ? તે ઊઠે તે પહેલાં તો ટયુશન આપવા ઊપડતો. આવી–જમીને હાઈસ્કૂલમાં જતો. અને સાંજે છૂટી આવતો ત્યારે મોટે ભાગે તો તે ઊંઘતો જ હોય. મેં પણ છેવટનો નિર્ણય કરી લીધો હતો કે રવિવારે તો ફરવા જવાની ના પાડી દેવી. અને સમજો કે એમાંથી ટયુશન તૂટી ગયું તો ? એ વિચારે જ કંપારી છૂટતી. ઘેરથી બાપાના બે પત્રો આવ્યા હતા. તે વારંવાર એકની એક વાત લખતા:

'આગળ–પાછળનો વિચાર કરી ખર્ચ કરજો. હજુ સુધી તો તારી પાસેથી પૈસોએ ભાળ્યો નથી. તારી બાએ કહેવરાવ્યું છે કે બૈરાં માણસનું સાંભળી ખર્ચ ન કરવો. ગમે તેવી તોએ તે તો પારકી જણી કહેવાય. વાઘોટી ભરવા પૈસા જોઈએ છે તો મોકલજે.' અને રાધાનો કકળાટ છતાં દસ રૂપિયા સારૂ શેઠાણીની આજ્ઞા માથે ચડાવવી પડતી.

હું ભણાવવા જતો તે ટાઈમે તો મનુભાઈ અને કનુભાઈ ઘસઘસાટ નિદ્રામાં પોઢયા જ હોય. તેમને ઉઠાડવાનું કામ પણ શેઠાણીએ મને સોંપ્યું હતું. કારણ કે ગમે તેવો તોએ હું તેમનો વિશ્વાસુ માણુસ તો ખરો જને ? અને પાએક કલાકના કાલાવાલા પછી ફણીધર આળસ મરડી ઊંચી ડોક કરે તેમ આ મારા મનુભાઈ અને કનુભાઈ ગોદડામાંથી બહાર ડોકિયું કાઢે. એ બાળ–દેવોને રીઝવવા માટે પ્રભાતિયાં, ગીતો, કે આલાપો છોડવા પડતા. અને મારી આટલી કાકલૂદી પછી એ બાળદેવો પથારીમાં ધ્યાન ધરી, શીશ ધુણાવતા ધુણાવતા કોઈ ઈષ્ટદેવનું સ્તવન કરતા હોય તેમ બેસી રહેતા. અને હું તેમનો પૂજારી પાદુકા ઢંઢોળતો તેમની કૃપાદૃષ્ટિ માટે અનિમેષ નેત્રે તેમની સામે જોઈ રહેતો. એ બાળદેવો માત્ર સ્તુતિ સ્તવનથી રીઝે તેવા ન હતા. તેમને માટે ખાસ બનાવેલી ચા લઈ હું બંને હાથમાં એક એક કપ લઈ ઊભા પગે ઉપાસના કરતો ને તેમને આ પ્રભાતના પ્રસાદને આરોગવા વીનવતો:

'અરે મનુભાઈ, જુઓ ચા ઠંડી થઈ ગઈ. કનુભાઈ બગીચામાં તમારો વાવેલો છોડ ઊગ્યો છે હો; જુઓ કેવો મઝાનો તડકો નીકળ્યો છે, પેલાં ફૂલ કેવાં હસી રહ્યાં છે, લ્યો ચા પી લ્યો.'

'ઊંઘ આવે છે.' મોટા બાળદેવ બોલ્યા.

'તમે ચા પીશો એટલે ઊંઘ તો ક્યાંય ઊડી જશે. જુઓ કેવો મસાલો નાંખીને બનાવી છે. એની સુગંધ તો લ્યો.' મારાં શેઠાણીએ મારામાં વિશ્વાસ મૂકી ચાની સુગંધ લેવાની તો મને રજા આપી હતી.

આવી ઘણી વિનંતિ પછી એ બાળદેવો મોટે ભાગે તો આંખો બંધ જ રાખી પ્રસાદ આરોગતા અને પછી તેમની આંખડી ઉઘાડતા. તેમને ભણવા કરતાં બગીચામાં ફરવાનો, નવા છોડ વાવવાનો ઘણો શોખ હતો. હું તેમને સમજાવી પટાવીને ભણવા બેસાડું તોએ તે બેસે જ નહિ.

'માસ્તર, પેલો છોડ ઊગ્યો છે હો. મનુ કરતાં એ મારો મોગરો સારો છે. ચાલો દેખાડું.'' કનુભાઈ કહેતા.

'અરે તારા કરતાં તો મારા મોગરાને ઘણાં ફૂલ આવે છે. ચાલો માસ્તર પાણી પાઈએ.' મનુભાઈ કહેતા.

અને હું, આ છોકરાંનો માસ્તર સા'બ બગીચામાં મનુભાઇની આજ્ઞાથી ઝારી લઈ પાણી પાતો તો કનુભાઇની આજ્ઞા માથે ચડાવી નવું વાવેતર કરવા હાથમાં કોદાળી લઈ જમીન ખોદી દેતો.

મોટે ભાગે તો મારે શેઠાણી સાથેજ વ્યવહાર હતો. શેઠ બનતાં સુધી વચ્ચે માથું મારતા એ નહિ. એક દિવસે શેઠે મને બોલાવ્યો.

'જુઓ માસ્તર' ચશ્માંમાંથી ધારીધારીને જોઈ એ બોલ્યા 'મનુ કનુનો અભ્યાસ નબળો પડતો જાય છે. બરાબર ધ્યાન દઈ ભણાવો સમજ્યા.'

'હા જી.'

'હવે પરીક્ષા નજીક આવે છે. તેના શિક્ષકનો ઠપકો છે કે બંને જણા ગણિતમાં ખૂબજ કાચા છે. ત્યારે તમે શીખવો છો શું?'

'એ ભણવા બેસતા જ નથી. હું શું કરું?'

'કેમ ન બેસે?'

'વારે ઘડીએ બગીચામાં નાસી જાય છે. મારું કહ્યું માનતા જ નથી.'

'ન શું માને! બરાબર કામ લ્યો સમજ્યા? લેસન કરાવીને જ જવું. કેટલું બેસો છો?'

'દોઢ કલાક.'

'તો બે કલાક બેસો. સમજ્યા?'

'પણ સાહેબ...'

'શું પગારનું કહો છો ને! એ તો મનુ કનુની પરીક્ષા પછી રાજી કરીશું. જાઓ તમે તમારે ભણાવવાનું ધ્યાન આપો ને?'

'રાજી કરીશું' મનમાં ગોખતો ગોખતો હું તે દિવસે તો ઘેર ગયો. અને બીજા દિવસથી અભ્યાસ તરફ બરાબર ધ્યાન આપવા માંડયું કનુભાઈ અને મનુભાઈને તો ભણવાનું કડવા માંડયું. તેમનો જીવ તો અભ્યાસમાં ચોટેજ નહિ ને! પણ 'રાજી કરીશું' યાદ આવતાં જરા કડક બની, કોઇ વાર આંખ કાઢી તેમને બેસાડી રાખતો. પાછો ઘેર જતાં જતાં—

'જુઓ, આ પાંચ દાખલા કાલે ગણી રાખવા'. એમ કહેતો જતો.

પણ બે દિવસ પછીની સવારે તો શેઠાણીએ મને પાણીચું પકડાવ્યું.

'માસ્તર,' કાલથી આવશો નહિ, લ્યો તમારો પગાર!' હું તો આંખો ફાડી જોઇ રહ્યો.

'કેમ કંઇ કારણ?'

'કારણ શું? છોકરા ના પાડે છે. કનુ તો તમારું નામ સાંભળીને ત્રાસ પામે છે. એમ ભણાવાતું હશે?'

'પણ મેં શું કહ્યું છે તે?'

'એ તો એ જાણે, પણ એ હવે તમારી જોડે બેસવાની ના પાડે છે.'

'તમે જરા કારણ તો પૂછી જુઓ.'

'એ તો કહે છે કે ખૂબ લેસન આપે છે ને ધમકાવે છે.' હું ચૂપચાપ ત્યાં ઊભો રહ્યો.

એમજ કહીને ત્યાં થીજી જ ગયો. મારી નજર બંગીચામાં આંટા મારતા શેઠ પર પડી. હું તેમની પાસે જઈ ઊભો રહ્યો.

'કેમ માસ્તર!'—'મને ના પાડી.'

'શાની?'—'ભણાવવા આવવાની. કહે છે કે કનુભાઈ બેસવાની ના પાડે છે.'

'કેમ ના પાડે છે?'

'તમારા કહેવા પ્રમાણે મેં બરાબર લેસન લેવા માડયું. એમને તે ગમ્યું નથી અને કહે છે કે ત્રાસ થાય છે.'

'એતો માસ્તર ભણાવવાનીએ કળા છે ને? ભણતાને તો સૌ ભણાવે. આવાને ભણાવો ત્યારે ખરાને!' અને શેઠ હસી પડયા.

'તો મારે શું કરવું?'

'શું કરવું કેમ? છોકરા ન બેસે તો પછી શું થાય?' અને ધીમે પગલે, નીચું મો રાખી હું ઘર ભણી વળ્યો. રાધા તેની ટેવ પ્રમાણે પીરસતાં પીરસતાં બબડે જતી હતીઃ

'ગમે તેમ કહો, પણ આ રવિવારે તો ફરવા જવું જ છે. કેટલોક સામાન પણ ખરીદવાનો છે. આ છોકરાને માટે મોર્જાએ લાવવાનાં છે. કોક દા'ડો તો એને તેડીને ફરો.'

સવારે ટેવ પ્રમાણે ઊઠી તો જવાયું પણ આંખો દાબી પડી રહ્યો. થોડીવાર રહી રાધા ઉઠાડવા લાગી.

'ઊઠોને, વખત થઈ ગયો. ભણાવવા જવું છે કે નહિ?'

'નથી જવું.' બેઠાં થઈ મેં કહ્યું.

'કારણ?'

'તું રોજ કહ્યા કરે છે કે બચુને રમાડતા નથી તે આજે રમાડવા રહ્યો છું.'

'તે અત્યારમાં શું છે? ભણાવીને આવીને રમાડજોને.'

'પછી વખત મળતો નથી ને? તને ફરવા લઇ જવી છે ને!'

'વારુ આમ કેમ બોલો છો? અત્યારમાં આ શું ગાંડાયાં કરો છો!'

'ખરું કહું છું.'

'શું રાખ ખરું કહો છો? લ્યો છાનામાના દાતણ કરી નાહી લ્યો. હું ચા બનાવી દઉં.' હું બોલ્યા વિના નાહીને તૈયાર થયો પણ ક્યાંય જવાનું હતું નહિ.

'મોડું થાય છે ને કેમ જતા નથી.'—'નથી જવાનું.'

'કારણ?'—'કારણ શું, નથી જવું એ!' એક કૃત્રિમ હાસ્ય કરી મેં કહ્યું.

'પણ કેમ નથી જવું?'—'રજા આપી દીધી.'

'હેં!' આંખો ફાડી રાધા જોઇ રહી.—'હા.'

'કારણ?'

'શેઠના કહેવા પ્રમાણે ધ્યાન દઈ ભણાવ્યું તેમાં.' રાધાને કંઇ સમજાયું ન હોય તેમ મૂંગી મોઢે તે મારી સામે તાકી રહી. તે એટલું જ બોલી:

'સાચું કહો છો?'

'હા.' ટૂંકોજ જવાબ આપી હું ઊભો થઇ બીજા ઓરડામાં ગયો. મને સમજાયું નહિ કે ટ્યુશન બાબતમાં જ તકરાર કરતી રાધા ટ્યુશન બંધ થતાં કેમ ઢીલી થઇ ગઇ! રાધા આખો દિવસ ગમગીન જ રહી.

# અહિંસા : સંસ્કૃતિમાં તેનું સ્થાન

—રમણલાલ વસંતલાલ દેસાઈ

જીવનનાં ત્રણે મર્મસ્થાનોને હિંસા સ્પર્શ કરી રહી છે. હજી માનવજીવન એ સ્પર્શથી મુક્ત થયું નથી. પરન્તુ એટલું તો ખરૂં કે જ્યાં હિંસા પોતાના જબરજસ્ત પંજામાં માનવ જીવનને જકડી રહી હતી, ત્યાં હાલ તેની પકડ ઘણી ઢીલી થઈ ગઈ છે, અને તેમાંથી મનુષ્ય ધારે તે ક્ષણે છૂટો થઇ શકે એમ છે. હિંસા એ મોટે ભાગે હવે આવશ્યકતા મટી ટેવ અગર શોખના મૃદુ રૂપમાં આજ આપણી સમક્ષ ઊભેલી દેખાય છે. આવશ્યકતામાંથી ટેવ, અને ટેવમાંથી શોખ એ ક્રમે ક્રમે પાતળાં પડતાં જતાં તેનાં સ્વરૂપો તેના છેવટના વિલયની આગાહી આપે છે.

આ ત્રણ મર્મસ્થાનો તે ક્યાં?—પોષણ, રક્ષણ, અને ઉત્પત્તિ. પ્રગતિનાં બાહ્ય સ્વરૂપોની અતિશય ખીલવણીમાં આ ત્રણ મહાતત્ત્વો વીસરાઇ જવાનો સંભવ છે, પરન્તુ તેથી તેમનું મહત્ત્વ જરા પણ ઘટતું નથી. સર્વ સંસ્કાર અને સર્વ સુધારાના પાયારૂપે આપણે તેમને સ્વીકાર્યા શિવાય ચાલે એમ નથી, અને જીવનમાં વાણા તાણા તરીકે આ તત્ત્વો એવાં વણાઈ ગયેલાં હોય છે, કે તેમનું મૂળ સ્વરૂપ આપણે વિસારે નાખીએ છીએ.

વળી એ ત્રણે તત્ત્વો પરસ્પરનાં સહાયક બની એકબીજાને એવો આશ્રય આપે છે કે પરિણામે પોષણ એ રક્ષણ બને છે અને રક્ષણ એ ઉત્પત્તિ બની જાય છે. મનુષ્યજીવનની ભાવનાઓ અને શાસનતંત્રોનાં પૃથક્કરણ કરવા બેસીએ, તો આપણે છેવટે પોષણ, રક્ષણ અને ઉત્પત્તિનાં તત્ત્વો આગળ આવીને અટકીએ છીએ. પશુસૃષ્ટિ અને માનવજાતનું અહીં સામ્ય છે. પરન્તુ એ તત્ત્વોનો ઉપયોગ કરી આગળ વધવાની શક્તિમાં મનુષ્યની કાંઈક એવી વિશિષ્ટતા રહેલી છે, કે તે તેને બીજાં પ્રાણીઓથી નિરાળો પાડી દે છે.

પોષણ, રક્ષણ અને ઉત્પત્તિ એ ત્રણે પરસ્પરથી છૂટાં ન પડી શકે એવાં જીવનનાં આવશ્યક તત્ત્વોને હિંસાથી ક્રમશઃ દૂર કરવામાં મનુષ્ય કેવી રીતે સફળ થયો, અને એ સફળતાના પ્રમાણમાં તે અન્ય પશુઓથી શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કરી ઉન્નતિના ઉચ્ચ શિખર ઉપર આજે કેવી રીતે સ્થાપિત થયો એનો વિચાર કરવો જરૂરનો છે. અન્ય પ્રાણીઓ જ્યારે perpetuation of species—જાતીય આવૃત્તિની ભૂમિકાથી આગળ વધતાં નથી, ત્યારે મનુષ્યે તે ભૂમિકા પ્રાપ્ત કરી પ્રગતિનો માર્ગ ઝાલ્યો છે. પશુઓની માફક જાતીય સંરક્ષણને માટે આવૃત્તિ નહીં, પરન્તુ જાતીય ઉન્નતિને માટે આવૃત્તિનો સ્વીકાર મનુષ્યે માન્યો છે. આ ઉન્નતિનો માર્ગ વટાવતાં માનવજાત વિવિધ ભૂમિકાઓમાંથી પસાર થઈ છે, અને વિવિધ ભૂમિકાઓએ પહોચતાં હિંસાનું મહત્ત્વ કેવી રીતે ઘટતું ગયું, તે સમજવા માટે પોષણ, રક્ષણ અને ઉત્પત્તિને છૂટાં પાડવાથી તેમનો અને હિંસાનો સંબંધ વિચારવો સહેલ થઈ પડશે.

પ્રથમ આપણે પોષણ અને હિંસાના સંબંધનો વિચાર કરીએ.

મનુષ્યજાતનો મોટો ભાગ હજી માંસાહારી છે એ ભૂલવાનું નથી. પોષણના તત્ત્વમ માંસાહાર એ અલબત્ત હિંસાનો પ્રકાર છે. પરાપૂર્વથી હિંસા દ્વારા પોષણ મેળવવાની આપણી ટેવ હજી ગઈ નથી. પરન્તુ મનુષ્યજીવનના પ્રભાતકાળે માંસ સિવાય બીજો આહાર જે જડી શકતો નહોતો, તે મનુષ્ય આજે માંસ વિના બીજી અનેક વસ્તુઓથી પોષણ મેળવી શકે છે.

પ્રાથમિક કાળમાં રક્ષણનું કામ એટલું મુશ્કેલ હતું, કે મનુષ્ય જે મળે તેનું ભક્ષણ કરી લેતો. તેને ખોરાક વિષે સારાસાર વિચાર કરવાની ફુરસદ મળતી નહીં. અન્ય પશુ પ્રાણીઓ સાથે લઢતાં વઢતાં જેને તે મારતો તે જ તેનો ખોરાક બની જતું. પોતાનું સંરક્ષણ થયાના ઉત્સાહમાં તે મરનાર જાનવરને કાચું ખાઈ જતો, અને અખંડ પરિશ્રમ ભરેલી જિંદગી ગાળતાં તે આવાં પ્રાણીઓને હજમ પણ કરી શકતો.

જીવનની આવી અવ્યવસ્થિત રચનામાં પણ કુદરતે હિંસા ઉપર એક અંકુશ રાખેલો હતો. સ્વજાતિનાં બીજાં મનુષ્યોને મારી ખાઈ જવાનાં દૃષ્ટાંતો હજી ઑસ્ટ્રેલિયાની ભયંકર ઝાડીઓમાં અગર મધ્ય આફ્રિકાનાં અભેદ્ય જંગલોમાં વસતી રાક્ષસી માનવજાતિઓમાંથી મળી આવે છે, છતાં ખાસ ખોરાકને માટે મનુષ્ય ભાગ્યે બીજા મનુષ્યની હિંસામાં પ્રવૃત્ત થાય છે. સ્વજાતિસંરક્ષણનો એક અદ્ભુત નિયમ સમગ્ર જીવંત સૃષ્ટિમાં પ્રવર્તે છે. આથી સિંહ અને વરૂ જેવા લોહીતરસી જાતો ટોળાબંધ રહી શકે છે. અલબત્ત સિંહ સિંહને અને વરૂ વરૂને મારતાં નહીં હોય એમ નથી. પરન્તુ ભક્ષ માટેની હિંસક વૃત્તિઓમાંથી કુદરત સ્વજાતિને અવશ્ય મુક્ત રાખે છે. મનુષ્ય બીજા મનુષ્યને મારતો હશે તો તે તેનું ભક્ષણ કરવા માટે નહીં. પોષણને અંગે હિંસા ઉપર આ પ્રથમ અંકુશ. આ કુદરતી અહિંસાના બળથી મનુષ્ય ટોળાબંધ રહી શક્યો.

ખોરાક માટે જાનવરોનો ઉપયોગ કરતાં મનુષ્યને એક બીજી મહત્ત્વની વાત જડી આવી છે. જાનવરનું માંસ જ નહીં, પરન્તુ તેનું દૂધ પણ પોષણમાં ઉપયોગી ફાળો આપી શકે છે. જ્યાંસુધી આમ દૂધ આપવાની જાનવરની શક્તિ કાયમ રહી હોય, ત્યાંસુધી પોષણ અર્થે તેને જીવતું રાખવામાં મનુષ્યનો સ્વાર્થ રહેલો છે. જંગલી વનચરની સ્થિતિમાં જે સત્ય તેને જડ્યું નહોતું. તે સત્ય પ્રાપ્ત થતાં તેણે જાનવર પાળવા માંડયાં, અને આમ મનુષ્યજાત Pastorel stage—ગોપજીવનની ભૂમિકાએ આવી પહોંચી. ગોપજીવનના પ્રભાવે સંસ્કૃતિમાં મનુષ્ય ઘણો આગળ વધ્યો. પશુઓમાં મિલકતનો ભાસ થવા માંડ્યો, ટોળાબંધ મિલકતના સંરક્ષણ માટે પ્રયત્નો શરૂ થયા. ટોળાની વ્યવસ્થામાંથી કુટુંબ અને રાજ્યશાસનની ઝાંખી ભાવનાઓ ઉદ્ભવી, ઘાસચારાનાં મેદાનોની શોધમાં વ્યવસ્થિત રીતે મુસાફરીઓ કરવાની પ્રથા નીકળી, અને માનવજાત પોતાનો ઇતિહાસ ઘડવા માટે લાયક થઈ. માનવજાતનો ખરો ઇતિહાસ ગોપ ભૂમિકામાંથી શરૂ થયો.

મનુષ્ય ઉપર સ્વજાતિની હિંસા માટે કુદરતે જ પ્રથમ અંકુશ મૂક્યો હતો; પશુઓની હિંસા ઉપર બીજો અંકુશ મૂકાતાં તે ગોપસંસ્કૃતિ પામી શક્યો. પશુઓનો નાશ કરવા કરતાં તેને સ્વાર્થ માટે પણ જીવતું રાખવામાં લાભ માનતાં મનુષ્યજીવન કેટલું ઉન્નત થયું તે આપણે જોઈ શકીએ છીએ. એ ગોપજીવનના સુંદર સંસ્કારોની અસરો હજી આપણે

સાચવી રાખી છે; આપણી રમતોમાં, આપણા રિવાજોમાં, આપણી કવિતાઓમાં ગોપજીવનના ભણકારા હજી વાગી રહ્યા છે. વાંસના ટુકડામાંથી મધુર નાદ ઉપજાવી મોહ પમાડનાર ગોપેશ્વર કૃષ્ણનું બાલજીવન પ્રત્યેક હિન્દુને વંદનીય છે.

હિંસાનો આ પ્રમાણે કેટલોક અંશ બાજુએ મૂકી ગોપજીવનની ભૂમિકાને પ્રાપ્ત થયેલો મનુષ્ય અહિંસાનો બીજો વિજયધ્વજ છે.

સંસ્કૃતિને માર્ગે ચઢેલો મનુષ્ય સર્વદા ઉન્નત થતો ચાલ્યો આવે છે. ગોપજીવનમાંથી આગળ વધતાં, કુદરતનાં તત્ત્વોનો ઉપયોગ વિચારતાં તેને સ્પષ્ટ જણાયું, કે જે ભૂમિ પશુઓ માટે આહાર ઉત્પન્ન કરે છે, તે ભૂમિ મનુષ્ય માગશે તો તેને આહાર આપવાની ના પાડશે નહીં. ભૂમિની ફળદ્રૂપતા તેના ધ્યાનમાં આવી, અને ધીમે ધીમે તેને સ્પષ્ટ સમજાયું કે માત્ર અનિયમિત જંગલો અને ઘાસનાં બીડો ઉત્પન્ન કરી બેસી રહેવા માટે જમીન સર્જાયલી નથી. તે તો પોતાની પોષકશક્તિઓ માનવજાતને ચરણે ધરવા એક માતાના વાત્સલ્યથી તૈયાર થઈ બેઠેલી છે. મનુષ્યે પ્રયત્ન આદર્યો, અને અતિ ઉન્નત કૃષિજીવન પ્રાપ્ત કર્યું.

કૃષિજીવનની ભૂમિકામાં એટલું સ્પષ્ટ સાબિત થયું કે પોષણ અર્થે હિંસા કરવી એ નિરર્થક છે. આવડત અને મહેનતના પ્રમાણમાં મનુષ્યજાતનો ખોરાક પૂરો પાડવા જમીન બંધાયલી છે. માટી અને રેતી પાસે માગતાં મનમાન્યું પામનાર મનુષ્યે એટલું સિદ્ધ કરી આપેલું છે કે જાનવરો સિવાય અન્ય ખોરાકનાં અગણિત સાધનો તેની મૂઠીમાં સમાયલાં છે, અને એ સાધનો એટલા પૂરતા જથ્થામાં અને એટલાં પૂરતાં પોષક તત્ત્વોવાળાં છે, કે તેને પશુ–પક્ષીઓમાં જીવ ઘાલવાની બિલકુલ જરૂર રહી નથી. કૃષિજીવને ખોરાક માટે મનુષ્યજાતને અત્યંત સુલભ અહિંસાના માર્ગમાં મૂકી છે, અને પોષણના મર્મસ્થાન માટે હિંસાને તદ્દન અનાવશ્યક બનાવી દીધી છે.

ખેતી માટે કેટલાક પ્રદેશો નિરુપયોગી છે પશુઓનો ખોરાક માટે ઉપયોગ નહીં થાય તો તેમની વસ્તી વધી જઈ મનુષ્યને રહેવા માટે સ્થાન નહીં મળે; વનસ્પતિમાં પણ જીવન છે: આવા આવા કેટલાક પ્રશ્નો અહિંસાની સામે રજૂ કરવામાં આવે છે. કૃષિજીવન વિકસિત કરી વર્તમાન ઔદ્યોગિક જીવનની શરૂઆત કરતી માનવજાત આ પ્રશ્નો સહેલાઈથી ઉકેલી શકે એમ છે.

ખેતી માટે નિરુપયોગી ગણાતી પથરીલી, રેતાળ કે બરફવાળી જમીન ઉપર નિવાસ કરનાર મનુષ્યો માટે કૃષિજીવન શક્ય નથી, અને માંસાહાર તેમને જરૂરનો છે એમ કહેતાં પહેલાં જગતમાં ઉત્પન્ન થતું અનાજનું પ્રમાણ, મનુષ્યને જિંદગી ટકાવી રાખવા માટે જરૂરનું પોષણ પ્રમાણ, અને અનાજ લઈ જવા લાવવાની ચાલુ જમાનાની સગવડો એ સર્વનો વિચાર અવશ્ય થવો જોઈએ. મનુષ્યને જીવન ટકાવી રાખવા માટે જરૂરના ખોરાકનું પ્રમાણ એટલું મર્યાદિત છે કે જગતમાં ઉત્પન્ન થતા અનાજનો વિશાળ જથ્થો તેને પૂરતો થઈ પડે એમ છે; અને જ્યાં પ્રત્યક્ષ ખેતી થઈ શકે એવી નથી એમ માનવામાં આવે છે, ત્યાં અન્ય સ્થાનોએ પાકતું અનાજ લઈ જવા માટે હાલ એટલાં સાધનો ઉપલબ્ધ છે કે તેમનો યથાર્થ ઉપયોગ કરવામાં આવે તો જગતના કોઈ પણ ભાગને દુકાળ લાગવાનું પ્રયોજન નથી. અનાજ એક હાથે (corner) કરી જગતને ભૂખે મારવાના પ્રયત્નમાં ધનાઢ્ય થતા જબરજસ્ત વેપારીઓની લોભવૃત્તિને દાબમાં રાખવા હાલની સરકારો પ્રયત્નશીલ થાય, તો હિંસાની તરફેણમાં રજૂ કરવામાં આવતી આ દલીલ ઊભી રહેવા પામે એમ નથી. [ક્રમશ:]

ફેરવી, જોઇતા અક્ષરો અગર ચિહ્નો રોડ ઉપર મુકિરત જગ્યાએ લાવી શકાય છે. છાપવાના બીબા (Type)ને સહી લગાડવાની વ્યવસ્થા, એક ચક્ર ઉપર મૂકેલી સહીવાળી ગાદીથી થાય છે. એક લાઇન પૂરી થયા પછી રોલર ફેરવીને બીજી લાઇન શરૂ કરાય છે. એકંદરે આ યંત્રથી કામ કરવામાં ઘણોજ વખત લાગે છે. આ યંત્રની નવીનતામાં નવા અક્ષર માટે નાની બટન-ચાંપ દાબી રોલર આગળ ખસેડી શકાય છે. એ યોજના હવે પછીનાં બધાં યંત્રોમાં થોડા ઘણા ફેરફારમાં દેખાશે.

ઈ. સ. ૧૮૪૫ માં એ યન્ત્રને લગતો ફરી બીજો પ્રયત્ન થયો. તે પ્રયત્ન આંધળાઓ માટે ઉઠાવદાર અક્ષરની ચોપડીઓ તૈયાર કરવાના ઉદ્દેશથી થયો હતો. પણ તે નિષ્ફળ નીવડયો.

ઈ. સ. ૧૮૪૯ માં મી. પિયારી ફોસાલ્ટ નામના અંધ ગૃહસ્થે આવું એક યન્ત્ર બનાવ્યું. તે ગૃહસ્થ આંધળાઓની નિશાળમાં શિક્ષક હતો, ને આ યંત્ર તેણે ખાસ કરીને આંધળાઓ માટે જ બનાવ્યું હતું. એ યંત્રથી ઘણા જ ઉઠાવદાર અક્ષરો પડતા. પરિણામે એ યંત્ર આંધળાઓની નિશાળમાં ઘણું જ ઉપયોગી નીવડયું. તે અંગે ઈ. સ. ૧૮૫૧માં લંડનના પ્રદર્શનમાં મી. ફોસાલ્ટને એક સુવર્ણચન્દ્રક અપાયો.

ઇ. સ. ૧૮૫૦માં ઓલીવર ટી. એકી નામે બાલ્ટીમોરના એક સંશોધકે આવાજ પ્રકારનું એક યંત્ર બનાવ્યું હતું. પણ તે સંશોધકનો બધો આધાર સરકારી મદદ ઉપર હતો ને એ મદદ મળી ન શકી. પરિણામે તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો. પણ તે જ સાલમાં જે. બી. ફેરબેન્કસ નામના એક બીજા સંશોધકે ને ૧૮૫૨માં જે. એમ જોન્સ નામે ત્રીજા યાંત્રિકે તેવાં યંત્રો સંબંધમાં ભિન્ન ભિન્ન અગ્રહક્ક મેળવ્યા.

આ પછી 'સાયન્ટીફિક અમેરિકન' નામના પ્રખ્યાત માસિકના તંત્રી મી. બીચે આવાં યંત્ર બનાવવાનો પ્રયત્ન કર્યો. ઇ. સ. ૧૮૫૬ માં તેણે તેવા એક યંત્ર અંગે અગ્ર હક્ક પણ મેળવ્યો. પણ આ યંત્ર તેણે દુર્દૈવી અને નેત્રવિહીનો માટે જ બનાવ્યું હતું. આ યન્ત્રની મદદથી સાધારણ અર્ધા ઇંચ પહોળા કાગળની રીબન ઉપર ઉઠાવદાર અક્ષરો છાપી શકાતા.

તેમાં, પ્રોજનની રીત પ્રમાણે ટાઇપનાં બીબાં ગોળાકારમાં ગોઠવ્યાં હતાં. બટન દાબતાં છાપ વર્તુળના મધ્યોવસ્થ પડતા. ઘણા જ સારા ઉઠાવદાર અક્ષરો ( Bold Type ) પાડવા માટે દરેક અક્ષર અથવા ચિહ્ન માટે એક ઉઠાવદાર અને એક ઊંડું એવાં બે બીબાં રખાતાં. જોઇતા અક્ષરનું બટન દાબવાથી, ચીપિયાના બે છેડા જેમ પાસે આવે છે, તેમ ઉઠાવદાર અને ઊંડું બીબું પાસે આવી કાગળને એ બેની વચમાં બરાબર દાબી દેતાં અને એ રીતે ઉઠાવદાર અક્ષરો મળી રહેતા.

આજનાં બધાં જ ટંક-યન્ત્રોમાં અક્ષરોનો અને ચિન્હોનો બટન-તકતો ( Key-Board ) ટંકણ-આરાના સહેજ સામે હોય છે. આ વસ્તુ પહેલાં બીચે શોધી કાઢી. આજે એ પદ્ધતિ વિશ્વમાન્ય થયેલી છે.

ઈ. સ. ૧૮૫૭ માં ડૉ. ફ્રાન્સીસ નામના એક શ્રીમન્ત વૈદ્યને આવું યન્ત્ર બનાવવાની લહેર લાગી. આ યન્ત્રમાં અક્ષરોનો બટન-તકતો તેણે પિયાનોના સૂરની જેમ ગોઠવેલો.



[જુઓ ચિત્ર નં. ૨] આવી રીતે બટન-તકતો ગોઠવવાનો હેતુ એ હતો કે જેમ પિયાનો બંને હાથનાં આંગળાંથી વગાડી શકાય છે તેમ ટાઈપ પણ જલદી કરી શકાય. પણ ફ્રાન્સીસ મહાશયનું યન્ત્ર ઘણું જ મોઘું હતું એટલે એને કંઇ ફાયદો થયો નહિ.

[ચિત્ર નં ૨]

ઈ. સ. ૧૮૬૬ માં ઇંગ્લાંડમાં પ્રાટ નામના માણસે 'ટેરો ટાઈપ' નામનું ટંક-ચક્ર જેવું યન્ત્ર બનાવ્યું. આનાં બીબાં પક્ષીની માફક વળાંક લઈને પડતા, એટલે એણે પોતાના યન્ત્રને 'પંખી-ટંક' (ટેરો ટાઈપ) એવું નામ આપ્યું હતુ.

આ રીતે ૧૫૨ વર્ષ પર્યન્ત 'ટક-યન્ત્ર' અંગે જુદા જુદા પ્રયાસો થયા. પણ આ પ્રયાસોમાંના ઘણાખરા તો દષ્ટિવિહીન માણસો તેમજ અર્ધાંગ વાયુથી પછડાયાથી જેમની આંગળીઓ કમજોર થઈ હોય તેઓ માટે હતા એમ કહી શકાય. ૧૮૫૭ થી ૧૮૬૬ દરમિયાન જ આ યન્ત્ર બીજાંઓને ઉપયોગી થાય એ સંબંધમાં કંઇક પ્રગતિ થઇ તે વિષયમાં મી. બીચે પોતાના પત્રમાં એક લેખમાળા લખીને સારી જાગૃતિ કરેલી. એ લેખમાળા, લેખક પોતે શોધક તેમજ અમદદ લેવા ઇચ્છનારાઓને સલાહકાર હોવાથી, ઘણી જ મહત્ત્વની નીવડી.

મી. બીચની આ બાબતમાં એવી કલ્પના હતી કે, 'કેટલાંક વર્ષો પછી નાનાં છોકરાં છોકરીઓને અક્ષરો ઘૂંટવા નહિ પડે, ફક્ત પોતાની સહી જ ઘૂંટવી પડશે.' એમણે પોતાના યન્ત્ર માટે 'સાહિત્ય-પિયાનો' નામ સૂચવેલું. તેમના લેખો તેમજ યન્ત્રથી 'ટક-યન્ત્રની શોધમાં ઘણો જ ઉત્સાહ આવ્યો અને બધા શોધકોનું ધ્યાન એ તરફ આકર્ષાયું. તેમની પદ્ધતિને અનુસરી બીજાં પણ યુરોપીય-અમેરિકન છાપાઓએ પોતપોતાના શોધકોને જાગૃત થવાની ઘોષણા કરી અને પરિણામે કીર્તિ અને દ્રવ્ય મેળવવાને આ વિષયમાં સજ્જડ હરીફાઈ જાગી-અને પ્રજાને સારા યન્ત્ર મેળવવાનો ફાયદો થયો. [ચાલુ]

---

# કેમ જાણું ?

રમણ વ્યાસ

હું માનવી જો અહીં આંસુ માગું,
હસું સદા,—જીવન એમ માણું;
રુદન તણી એક પળે ય ના તો,
કહો સુખનો સ્વાદ જ કેમ જાણું ?

# તાજ !

નરસિંહ

**કુદરતની** ગતિ અકુળ છે. આજે તે જેમને ફૂલની માળથી વધાવે છે તેમને જ આવતીકાલે તે પગની ઠોકરે ચડાવી શકે છે; જેમના મસ્તકે આજે તે હસીને તાજ મૂકે છે તેમની જ છાતીમાં આવતીકાલે તે શૂળો ભોંકી શકે છે.

ગઇકાલની ફ્રેંચ સલ્તનતના શિરોમણિઓ—આજે તેઓ લશ્કરી અદાલત સમક્ષ ગુન્હેગાર તરીકે ઊભા છે. ગઈકાલનાં આન્દ્રે મોર્વા જેવાં સાહિત્યરત્નો કે મેડમ ટીબોઈ જેવી જગનામાંકિત વિદુષીઓ—આજે તેમને વસવાને શાંતિ કે સલામતિભર્યું સ્થળ નથી.

ને કુદરતની આ લીલા આજની નથી. તે સૃજનજૂની ’ને હમેશની છે.

તેના પ્રમાણ માટે. પોતાના જ રાજભવનમાં ખૂનનો ભોગ બનતા મહાન સીઝરથી માંડીને કુહાડીથી મસ્તક કપાવના ચાર્લ્સ ને લુઈ કે સેન્ટહેલીનાની કેદમાં દુઃખદ મૃત્યુ પામતા નેપોલિયન સુધીના ઇતિહાસનાં હજારો પાનાં ખુલ્લાં છે. ને ઇતિહાસને દૂર રાખીએ તોય કુદરતની એવી લીલાનાં ભોગ બનેલાંની વર્તમાન સંખ્યા પણ ઓછી નથી.

સ્પેનના સાર્વભૌમ રાજાની દુર્દશા હજી દશકા પહેલાંની જ વાત છે. એજ રીતે હિન્દની બ્રિટિશ સલ્તનત પર આક્રમણ કરવાનાં સ્વપ્ન સેવતા અફઘાન-પતિ અમાનુલ્લાહને ગાદી તજીને ભાગી જવું પડયું-ઇટલીમાં આશરો શોધવો પડયો એ પ્રસંગ પણ એટલો જ તાજો છે.

૧૯૧૪ ના જગતયુદ્ધનો સ્થપતિ કૈસર જ્યારે પોતાની શહેનશાહત તજી ગયો, ને હોલાંડના ગ્રામનિવાસમાં તેણે લાકડાં કાપવાનો વ્યવસાય સ્વીકાર્યો ત્યારે તેના કરોડો ભક્તોમાંથી કોઇ તેનો સાથી ન બન્યો.

૧૯૩૨ ની જર્મન ચૂંટણીમાં જેણે કેવળ હીન્ડનબર્ગ ને હીટલરથી જ ત્રીજે નંબરે ઊભી જર્મન પ્રજામાંથી ૫૦ લાખ મત મેળવ્યા તે થલ્મન આજે હીટલરની કેદમાં સડે છે. ને બ્રિટિશ પાર્લામેન્ટ, ફ્રેન્ચ વકીલસમુદાય ને ખુદ સ્ટેલીને એને છોડાવવાને કરેલા પ્રયાસો નિષ્ફળ નીવડયા છે.

થોડા જ સમય પૂર્વે સિયામમાં, એબીસીનિયામાં, આલ્બેનિયામાં, રૂમાનિયામાં ને નોર્વેમાં જે પ્રભુની સમાન લેખાતા એવા તે તે દેશના પરદેશવાસી રાજવીઓને આજે પોતાનાં કુટુંબો પણ ભારરૂપ થઇ પડયાં છે. એ જ રીતે ઝેકોસ્લોવેકિયાનો પ્રમુખ ને બેલ્જિયમનો શહેનશાહ-એક આજે અમેરિકામાં પંગુજીવન છે, બીજો પોતાના જ ઘરમાં હીટલરનો મહેમાન બન્યો છે.

જગતની વધુમાં વધુ ઐશ્વર્યસંપન્ન, સુંદર ને સાદી એવી હોલેન્ડની રાણી વીલ્હેલ્મીના આજે દેશવટો ભોગવી રહી છે. એક દિવસે પોર્ટુગલમાં જેની આજ્ઞા શિરોવંદ્ય મનાતી એવી મહારાણી એમીલી આજે પતિને ગુમાવીને ફ્રાંસના ગામડામાં વસે છે.

પેરૂમાં પંદર વર્ષ પર્યન્ત અબાધિત સત્તા ચલાવનાર ઑગસ્ટ લીગીયા થોડા જ

મહિના પૂર્વે કેદની ભીષણ યાતનાઓથી મરણ પામ્યો. તેનો બાલપુત્ર હજી કેદમાં જ સડે છે.

એક દિવસે હંગરીનો તાજ વિનાનો શહેનશાહ લેખાતો મહામંત્રી બેલાકુન સાઈબીરિયામાં દેશવટે દખાડે છે. ને પોલાંડમાં એટલી જ અબાધિત સત્તા ધરાવનાર પરદેશમંત્રી કર્નલ બેક હીટલરના હાથમાં ઝડપાયો છે.

યુગોસ્લેવિયામાં આજે પીટર રાજ્ય કરે છે. પણ ત્યાંનો ખરો રાજા ને પીટરનો કાકો પ્રીન્સ જ્યોર્જ બાલ્ટીક–ભૂમિ પર આવેલા લોખંડી રીશ કિલ્લામાં પશુની જેમ પુરાઈને પોતાના દિવસ ગણી રહ્યો છે.

એક દિવસે મોરોક્કોનો નેપોલિયન ગણાતો અબ્દુલ કરીમ આજે માડાગાસ્કાર સમીપના બેટમાં પાંજરાના સિંહની જેમ આંટા મારે છે.

એબીસીનિયાના શહેનશાહ તરીકે હેલ સીલાસીને જગત ઓળખે છે. પણ એક દિવસે 'જુડાનો વિજયી સિંહ' લેખાતા લીજ યસુનો એ જ સિંહાસને રાજ્યાભિષેક થયેલો. દેશમાં ફાટી નીકળેલ બળવાએ તેને સિંહાસનેથી ગબડાવીને કેદમાં પૂર્યો. પંદર વર્ષનો કારાવાસ ભોગવીને તે બિચારો સ્ત્રીવેશે ૧૯૩૨ માં જ્યારે કેદમાંથી નાસી છૂટ્યો ત્યારે તેને પકડવાને ૩૦૦૦૦નું લશ્કર દોડાવાયલું.

અલેક્ઝાંડર ડુમાએ જેને પોતાની મનોરમ્ય નવલકથામાં અમર કરેલ છે એવા સેવોયના વીર ડ્યુક ને ગેરીબાલ્ડી પણ જેની આજ્ઞાને શિરોવદ્ય માનતો એવા ઇટલીના નરપતિ ને ઉદ્ધારક વીકટર ઇમેન્યુઅલનો વારસ આજે પોતાના જ પ્રધાન મુસોલિનીના તાબેદાર જેવો બની ગયો છે. વિજ્ઞાનવીર આઇન્સ્ટીન કે સાહિત્યશિરોમણિ લુડવીગને આજે પોતાની માતૃભૂમિ પર પગ મૂકવાનું સ્થાન પણ નથી.

સ્ટેલીનને જ્યારે કોઈ પિછાનતું પણ નહોતું ત્યારે લેનીનના મિત્ર ને સાથી તરીકે યુદ્ધો જીતનાર ને રશિયાનું તંત્ર ચલાવનાર ટ્રોટસ્કીનું વર્ષોના દેશવટા પછી રેડાયલું લોહી હજી તો ઠર્યું પણ નથી. ઑસ્ટ્રિયાના ડોલફ્સ ને શુશ્નીગના લોહી પણ હજી એટલાં જ તાજાં છે.

મુસોલીનીના ઇટલીમાં, સ્ટેલીનના રશિયામાં હીટલરના જર્મનીમાં કે ફ્રાંકોના સ્પેનમાં –ઉદય પૂર્વે તે તે દેશના ભૂષણરૂપ લેખાતા સેંકડો અમીરો, અગ્રણીઓ કે મંત્રીઓ આજે કેદખાનાઓમાં સબડે છે.

કુદરતને મન તાજની કિંમત આટલી અને આવી છે. છતાં માનવીને જો એમાંની એકાદ પાંખડી પણ હાથ ચડી જાય તો તે ભાન પણ ગુમાવી બેસે છે. ગણિકાનાં પ્રસન્ન નયનોમાં ભાન ભૂલેલા ધનિકને જેમ આવતીકાલે- ગરીબ બનતાં તે કેવી લાતો લગાવશે તેનું ભાન નથી રહેતું, તેમ કુદરતનાં પ્રસન્ન નયનોમાં અંજાયલા ભાગ્યશાળીને આવતીકાલે ભાગ્ય પરવારી જતાં કેવી ઠોકરે ચડવું પડશે તેની સાન નથી રહેતી.

કોઈક પ્રસંગે માનવી તાજની વાસ્તવિક કિંમત સમજી જાય છે ને પછી કાં તો તે તેને અનાસક્ત ભાવે ધારણ કરે છે ને નહિતર તજી દે છે.

આર્યાવર્તમાં અનાસક્તભાવે તાજ ધારણ કરનારાઓ કે તેને તજનારાઓ હજારોની સંખ્યામાં થયા છે. ને બ્રિટનપતિ એડવર્ડ આઠમાએ પ્રેમને ખાતર સિંહાસન તજી દીધું એ પ્રસંગ હજી એવો ને એવો જ તાજો છે.

# હાસ્ય બિન્દુ

**ઓલિયા જોશી**

[ ૧ ]

એક રોજ એક માસિકના તંત્રી સાગરસ્નાન કરવા દરિયાકિનારે ગયા. દરિયાની અંદર ડૂબકી દેતાં તંત્રીરાજ ગોથાં ખાવા લાગ્યા ને ભરતી વિશેષ હોવાથી બે-ચારવાર ખાઈ પાણી પણ પી ગયા. એક શિખાઉ છોકરો કે જે 'રોલી ફ્લેક્સ' કેમેરાવતી પાણીનાં મોજાંમાં ગડથોલાં ખાતા તંત્રીરાજના ડૂબતી વેળાના જુદા જુદા પોઝ લઇ રહ્યો હતો તે વેળા છોકરા પ્રતિ હાંક મારી તંત્રીરાજ બોલ્યા—'ઓ છોકરા! તું આ વખતે ફોટા ન લે.! તારો કેમેરા એક બાજુ મૂકીને મને બચાવ!'

- ફોટોગ્રાફી શીખતા પેલા છોકરાએ તંત્રીરાજને પાણીમાંથી બહાર ખેંચી કાઢયા. છોકરાનો ઉપકાર માનતા તંત્રીરાજ બોલ્યા–'માગ! ઓ છોકરા માગ! તેં મને જીવતદાન આપ્યું છે, માટે તારે જે જોઇએ તે માગ!'

છોકરો—'તમે જ્યારે મારા પર બહુ જ પ્રસન્ન છો ત્યારે બસ એટલું જ માગું છું કે મારા લીધેલા દરેકે દરેક ફોટાઓ દર મહિને આપના સુપ્રસિદ્ધ માસિકમાં પ્રગટ થતા રહે એવો પ્રબંધ કરો! તમે જાણો છો કે હું શિખાઉ ફોટોગ્રાફર છું. મને ઉત્તેજન આપવું તે આપનું કામ છે.'

તંત્રીરાજ—'અરે છોકરા! તેં બહુ જ ખરાબ માગણી કરી છે! તારી એ માંગણી હું કબૂલ કરી શકતો નથી. એના બદલામાં તું મને પાછો દરિયામાં ધકેલી દે!'

[ ૨ ]

એક મિત્ર—[ ઘણા દિવસોની મુલાકાત પછી ] ઓહો! તમે ક્યાં હતા? કેમ દેખાતા નહોતા! મઝામાં છો ને!

---

રશિયાના અલેક્ઝાંડર પહેલાને લાગેલું કે તાજ એ સોનાનો નહિ પણ કાંટાનો મુગટ છે. પણ તે છોડવાની ઇચ્છા છતાં તેને પ્રસંગ ન સાંપડયો. ને તેણે જીવતાં જ પોતાનું મૃત્યુ જાહેર કરાવી પોતાની સ્મશાનયાત્રા કઢાવી ને ઉત્તરાધિકારી ગાદીએ બેઠા પછી તે શાંતિ મેળવવાને સાઇબીરિયાના રણમાં ચાલ્યો ગયો. સ્વીડનપતિ ક્રીસ્ટીના ને પ્રશિયનપતિ ચાર્લ્સ પાંચમાએ પણ એ જ ઉદ્દેશથી ગુપ્ત રીતે પોતાની ગાદીઓ તજી દીધેલી.

રોમન સેનેટર સીમીલસ ૬૯ વર્ષની વયે પોતાનું સેનેટર પદ છોડી ગામડામાં ચાલ્યો ગયેલો. સાત વર્ષ પછી તે અવસાન પામ્યો. તેણે પોતાની કબર પર લખાવ્યું: "સીમીલસ —જે જગતમાં રહ્યો ૭૬ વર્ષ; પણ જીવ્યો સાત વર્ષ."

બીજો મિત્ર—હું કાશ્મીર દેશનાં દર્શને ગયો હતો.

પહેલો મિત્ર—ત્યારે તો તમે તમારા કાશ્મીર દેશના પ્રવાસ દરમ્યાન કેમેરા સાથેજ રાખ્યો હશે?

બીજો મિત્ર—હા, દોસ્ત! મેં શ્રીનગર જોયું, દાલ સરોવર નીરખ્યું. કાશ્મીર દેશના અપ્રતિમ કુદરતી સૌંદર્યનાં દર્શન કરવાની બહુજ લિજ્જત આવી! વાહ! શું સુંદર દૃશ્યોની હારમાળા!

પહેલો મિત્ર-ત્યારે તો તમે તે સુંદર દૃશ્યોના ફોટાઓ તમારા કેમેરામાં ઝડપી લીધા હશે?

બીજો મિત્ર—અરે યાર! કાશ્મીરમાં એટલું બધું ધુમ્મસ પડે છે કે હું કાંઇ પણ નજરે જોઇ ન શક્યો, તો ફોટાઓ તો કેમ લઈ શકું? મને લાગે છે કે કાશ્મીર દેશમાં બહુજ ધુમ્મસ પડતુ હોવાથી કોઇ પણ માણસ ત્યાંનાં સુંદર દૃશ્યોના ફોટાઓ લઇ શકતું નથી.

[ ૩ ]

એક માસિકના તંત્રી— તમારા તમામ ફોટાઓ જોયા પછી હું સમજી શકું છું કે તમારૂં કામ વિશેષ તો હાસ્યરસના માસિક કે અઠવાડિક માટેજ છે તમારા ફોટાઓ તેવા માસિકને શોભે એવા છે.

ફોટોગ્રાફર— હા. આપ કહો છો તે બરાબર છે.

તંત્રી—ત્યારે અત્યારસુધીમા કોઇ પણ પત્રમાં તમારો એક પણ હાસ્યરસિક ફોટો કેમ જોવામાં આવ્યો નથી?

ફોટોગ્રાફર—હા, પણ મારા ફોટાઓ કોઇ પણ પત્રમાં કોઈ દિવસ પ્રસિદ્ધિ પામતા જ નથી?

તંત્રી—તેનું કારણ શું? શું તમારા ફોટાઓ ખરાબ હોય છે?

ફોટોગ્રાફર—ના મારા ફોટાઓ જ્યારે તંત્રી પાછા મોકલે છે ત્યારે જવાબમાં જણાવે છે કે-તમારા ફોટોગ્રાફથી અમે એટલા બધા હસ્યા છીએ કે હવે અમારે અમારા વાંચક વર્ગને હસાવવાની જરૂર લાગતી નથી.

તંત્રી—ત્યારે મારૂં માસિક તો સામાજિક પ્રશ્નો ચર્ચે છે, એટલે કોઈ હાસ્યરસના માસિક માટે ટ્રાય કરો!

[ ૪ ]

ટપાલી—સાહેબ! દિવાળીની સલામી!

ફોટોગ્રાફર—દિવાળીના પવિત્ર તહેવારોમાં હું તમને સલામી તરીકે આ બે રૂપિયા આપું છું.

ટપાલી—[સલામી સ્વીકારતા] ઉપકાર થયો સાહેબ!

ફોટોગ્રાફર—ત્યારે એમ કર! આવતીકાલે ટપાલ લઈ સ્ટુડિયો પર આવે ત્યારે મારા માટે ટપાલની થોડીક ટીકીટો લઈ આવજે!

ટપાલી—ત્યારે દિવાળીની ખુશાલીમાં મારા માટે એક સુંદર પોઝ પણ પાડી આપજો! સમજ્યાને!

[ ૫ ]

ફોટોગ્રાફરનો નોકર—[મનુના બાપને] મનુભાઇ ઘરમાં છે કે?

બાપા—કેમ શું કામ છે?

નોકર—આ બીલ આપવું છે.

બાપા—વળી શાનું બીલ છે? મનુભાઈ તો [illegible]

નોકર—મનુભાઈએ મારા શેઠ પાસે એક ફોટો પડાવ્યો હતો. તે ફોટો, તથા તેનું બીલ દેવા આવ્યો છું. બીલ આ રહ્યું...પૈસા અત્યારે આપો છો?

બાપા—શું મનુભાઈને આ છબી ગમી છે?

નોકર—હા. પણ હજુ તેના પૈસા આપવા બાકી છે.

બાપા—હું ધારું છું કે તે પણ મનુભાઈને આબાદ ગમી ગયું છે!

[ ૬ ]

કેટલાક જુવાનિયા મ્યુઝિયમ જોવા ગયા. ટોળામાંના એક વિદ્યાર્થિને એક ચિત્ર જોતાં ૨૦થી ૨૫ મીનીટ લાગતી હતી. જેથી બધા વિદ્યાર્થીઓ તે કલાકાર વિદ્યાર્થી પર ગુસ્સે થતાં બોલ્યા—'અરે! એક ચિત્ર જોવા પાછળ આટલો બધો સમય વ્યતીત કરે છે! હજુ તો ઘણું જોવાનું બાકી છે, તો પછી આટલું બધું થોડા સમયમાં શી રીતે જોઇ શકીશ?'

કલાકાર વિદ્યાર્થી—'હા બરાબર છે. મને એક ચિત્ર જોતાં લગભગ ૨૦થી ૨૫ મિનિટ થાય છે. તેટલીજવાર તમને બધાયને એક ચિત્ર પાસેથી બીજા ચિત્ર પાસે જતાં થાય છે.

[ આ સાંભળી બધા ચૂપ થઈ ગયા ને પાછા ચિત્ર જોવામાં તલ્લીન બની ગયા. ]

[ ૭ ]

ફોટોગ્રાફર—[ફોટો પડાવવા આવેલી બાનુને] તમને વધારે કયો પોઝ પસંદ છે?

બાનુ—હાથમાં છત્રી લઇને ફોટો પડાવવાનું મને બહુ ગમે છે.

ફોટોગ્રાફર—એમ કેમ વારૂ! તેનું કારણ શું?

બાનુ—હું અને મારો ધણી ઘણાં જ ભૂલકણાં સ્વભાવનાં માણસ છીએ. એ જ્યારે બહાર જાય છે ત્યારે ઘરની છત્રી ક્યાંક ભૂલતા આવે છે, ને ઘણીવાર એ જ્યારે બહારથી આવે છે ત્યારે ભૂલથી કોઇની છત્રી લેતા આવે છે. આ બાબત ઉપર હું રોજ તેમને યાદી આપતાં ભૂલી જાઉં છું. એટલે મારો એક ફોટો છત્રી સાથે પાડી આપો, જેથી એ ફોટો જ્યારે જોઇએ ત્યારે અમને બંનેને છત્રી વિષે યાદ રહે!

[ ૮ ]

ફોટોગ્રાફરની સ્ત્રી—ઘણો જ સરસ ફોટો પાડયો છે. જાણે આબેહૂબ કુદરતી દૃશ્યનો નમૂનો! પણ હું ધારું છું કે તમે ફોટામાં જે ઘેટાંનું જૂથ બતાવ્યું છે તે તો જોનારને આકાશ માંહેના વાદળાં જેવું દેખાય છે!

ફોટોગ્રાફર—કોણ કહે છે કે તે દૃશ્ય ઘેટાંના જૂથનું છે! અલબત્ત જે દેખાય છે તે આકાશ માંહેનાં વાદળાં જ છે.

---

## લેખક-લેખિકાઓને—

**આગામી** ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના મંત્રીઓ તરફથી, 'શરતચૂકથી કોઈ ને આમંત્રણ મોકલાવાં રહી ગયાં હોય તો, તેવાં લેખક-લેખિકાઓને પણ, પોતાના નિબંધો, ૨૦ મી નવેમ્બર સુધીમાં, 'મંત્રીઓ—ગુ. સા. પ. સં. ભારતીય વિદ્યાભવન, અંધેરી, મુંબઇ' એ શરનામે મોકલી આપવાનું જાહેર નિમંત્રણ પ્રગટ કરવા વિનંતિ થઈ છે. ગુજરાતી ભાઇ-બહેનોને આ વિષયમાં પૂરતો સહકાર આપવા આગ્રહભર્યું ઇજન છે. તેમાં ભાગ લેવા ઉત્સુક ભાઇબહેનો નિબંધનું સંક્ષેપ-રૂપ ને તેનું મથાળું પંદરમી નવેમ્બર પહેલાં મોકલાવી આપે એ ઇચ્છનીય છે.

# છૂટાં ફૂલ

શાન્તિના દૂત લેખાતા મી. જ્યોર્જ લેન્સબરીએ મૃત્યુ પછી વચાયલા તેમના વીલમાં જાહેર કર્યું છે કે—

“મારા શરીરને બાળીને તેની રાખ દૂર દૂરના સાગરો ને ભૂમિ પર ઉડાડી દેજો.— ઇગ્લાંડને હું ખૂબ ચાહું છુ તેને જગતનુ એક નંદનવન માનુ છુ. છતાં હુ આંતરરાષ્ટ્રીયવાદી છું. મને એમ માનવું ગમે છે કે હુ એવી વિશ્વવ્યાપી જિંદગીનો એક અણુ છુ કે જે કોઈક દિવસે જાતિનાં, ભાષાના ને અર્થના બધનો તોડી માનવજાતને જીવન અને મૃત્યુમાં એકતાન બનાવશે.”

× × ×

સર રાધાકૃષ્ણ અમદાવાદની તેમની વ્યાખ્યાનમાળામા જણાવે છે—‘આજે યુદ્ધ ચાલી રહ્યું છે અને એને આપણે અનિષ્ટ સમજીએ છીએ. પણ તે સાવ નિરુપયોગી નથી જગતને શુભતર બનાવવાની એ તો એક શસ્ત્રક્રિયા છે આપણે જૂઠી સલામતીનાં ઘેનમાં પડી રહ્યાં છીએ; પણ જીવનની યાત્રાનો પથ નિશ્ચિત નથી. આ યુદ્ધે એ શીખવાડી દીધું છે કે જે સંસ્કૃતિ આર્થિક સરક્ષણ ને ભૌતિક શ્રેષ્ઠતા બક્ષવાની હતી તે નિષ્ફળ નીવડી છે, કેમકે તે પોલી હતી. એની પોકળતાએ આ યુદ્ધ સર્જાવ્યુ છે, અને યુદ્ધને અંતે દુનિયાનું સ્વરૂપ ફરી ગયું હશે. એ દુનિયાને મગલમય બનાવવાને આત્માનું ગૌરવ આંકતાં શીખવું પડશે.’

× × ×

ઑગસ્ટ મહિનામા જેનું ખૂન થયુ, ને આ અંકમાં જેની જીવનરેખા પ્રગટ થઈ છે, તે જગવિખ્યાત ક્રાંતિકારી ટ્રોટસ્કીની ખોપરીમાથી મગજ કાઢી લેતાં તેનું વજન ૩·૪૪ પાઉન્ડ થયું છે. આ જ રીતે પૂર્વે પણ નામાંકિત અગ્રણીઓના મગજ કાઢી લઇ તે જાળવી રખાયાં છે. તેમાં તુર્ગેનેવના મગજનુ વજન ૪·૪૩૫ પાઉન્ડ, બાયરનનું ૩·૯૮ પાઉન્ડ, કાન્ટનું ૩·૫ પાઉન્ડ, શીલરનુ ૩·૪૮, ડાન્ટેનું ૩·૧૪ પાઉન્ડ ને આનાતોલ ફ્રાન્સનું ૨·૨૪ પાઉન્ડ વજન થયુ છે.

ટ્રોટસ્કીનું હૃદય કાઢતા તેનું વજન ૧·૧૩ પાઉન્ડ થયુ છે.

× × ×

તાજેતરમાં હોલીવુડની નામાંકિત નટીઓનો, તેમને કેવો પતિ પસંદ છે તે સંબધમાં મત પુછાયેલો. તેમાં કુલ ૧૮ મતમાંથી દશ મત વીર પુરુષને ફાળે ગયા. ને તે પછી વધારાના રહેતા આઠ મતો અનુક્રમે સુંદર, ધનિક, બુદ્ધિમાન, પ્રેમી ને હસમુખાને ફાળે આવ્યા. શાંત પુરુષને એક પણ મત ન મળ્યો.

× × ×

ક્રીસ્ટોફર સ્મીથનાં માતપિતા તેને સાત વર્ષની વયનો મૂકીને મરી ગયેલ. મરતી વખતે તેઓ અમેરિકાની અનાથ-કોર્ટને પુત્રના લાલન-પાલન માટે સિત્તેર લાખ ડોલર સોંપતાં ગયેલ. તે પ્રસગને ત્રણ વર્ષ વીત્યા છે ને તે ત્રણ વર્ષમાં તે કોર્ટે તે કુમારના ઉછેર પાછળ ૧૭૦૧૬૪૦ ડોલર ખર્ચી નાખ્યા છે.

# સુવાસ

વર્ષ ૩ : અંક ૯
સળંગ અંક : ૩૩

ફેબ્રુઆરી : ૧૯૪૧



સંચાલક
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી
ચીમનલાલ અમુલખ સંઘવી

# અનુક્રમણિકા

પુ. ૩ — ફેબ્રુઆરી : ૧૯૪૧ — અંક ૯



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | કવર પેજ નં. ૩ | દોઢા ભાવ |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૩-૨-૪૧

સુવાસ કાર્યાલય,
રાવપુરા; વડોદરા

# નિયમો–યોજના

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પાંચમી તારીખે પ્રગટ થાય છે. [ગતાંકની જેમ આ અંક પણ, અનિવાર્ય મુશ્કેલીઓમા, એક અઠવાડિયુ મોડો થયો છે.]

ગમે તે મહિનાથી 'સુવાસ'નાં ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમા સ્થાન અપાશે. અભ્યાસ પૂર્ણની સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાચ નકલ ને 'સુવાસ'નો ચાલુ અંક મોકલાય છે.

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ રુચ્યું છે. પણ આર્થિક અગવડતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમત સાહિત્ય–પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એકેક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એકેક રૂપિયો ઓછો લઈશુ. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા રૂપિયામાં 'સુવાસ' મળી રહેશે.

'સુવાસ'ના પ્રચારમા મદદ કરી શકે તેવા સાહિત્યપ્રેમી મિત્રોમાથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુદર–સુશોભિત પોકેટ–ડાયરી, બે ગ્રાહક મેળવી આપે તેમને 'આખ અને ચશ્મા' (કાચુ પૂઠુ)નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તેજ પુસ્તક (પાકુ પૂઠુ), ચાર ગ્રાહક મેળવી આપનારને ડાયરી ને પુસ્તક બને; પાંચ ગ્રાહક મેળવી આપનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે, અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે, પણ 'સુવાસ'માં એટલી વિશેષ સગવડતા છે કે તેમા તેવા મિત્ર–પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજા કોઈ પ્રકારની જવાબદારી નથી તેઓ ફક્ત નામ સૂચવે અને અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોધાય.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય ાીવડે તો પાછો મેળવવાને, જરૂરી ટિકિટ બીડવી જોઇએ. અને પોતાના પત્ર પર કે ાુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટ ચોડવી જોઇએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ ાવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦ ] અને ત્યારપછી બીજા એક વર્ષને ાટે પોણા લવાજમે [ ૨-૮-૦ ] 'સુવાસ' મળી શકશે.

સુવાસના કેટલાક ચાલુ ગ્રાહકોનાં ત્રીજા વર્ષનાં લવાજમ, નવ મહિના ાીતવા છતાં, હજી સુધી નથી મળ્યાં.

તે ગ્રાહકોને આગ્રહભરી વિનંતિ છે કે-આ અંક મળતાં તરત જ ાવાજમ મોકલી આપો.

હવે પછી ચાલુ ન રહેવું હોવ તો હજી પણ રૂા. ૨-૮-૦ મોકલાવી ાાપી ના લખો.

×

'સુવાસ'નું લવાજમ ભરવા માટે અમદાવાદ-મુંબઈના એજન્ટોનાં નામ—

| | | |
|---|---|---|
| શિષ્ટ સાહિત્યભંડાર, | પ્રીન્સેસ સ્ટ્રીટ, | મુંબઈ |
| એન. એમ. ત્રિપાઠી, | " " | " |
| એન. એમ. ઠક્કર, | " " | " |
| મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે, | ત્રણ દરવાજા, | અમદાવાદ |
| ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, | ગાંધી રોડ, | " |
| શ્રી નાગરદાસ આગજીભાઈ, | દોશીવાડાની પોળને નાકે, | " |
| શેઠ મોહનલાલ ડોસાભાઈ, | બુકસેલર્સ, | રાજકોટ |
| વલ્લભદાસ નાનજી સુચદે, | ૨૨૩, પ્રાર્થના સમાજ રોડ, | કરાંચી |

ોઇએ છે—

'પ્રાચીન ભારતવર્ષ,' 'Ancient India' અને 'સુવાસ'નો ફેલાવો વધારવાને પ્રચારકોઃ રૂઓ પોતાના પ્રદેશમાં રહીને કે મુસાફરીમાં તે કામ કરી શકે; અથવા કમીશન અને પગારના ાારણે ચાલુ કેન્વાસર તરીકે રોકાઇ શકે. શરતો અને લાયકાત સાથે નીચેના સરનામે તરત ાખાવો—

શશિકાન્ત એન્ડ કું.—રાવપુરા; વડોદરા.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| પુસ્તક | કિંમત |
|---|---|
| ૧ વખ્યા | ૦-૪ |
| ૨ કાકી | ૦-૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાંયણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ ફોઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધુરા ( વાર્તા ) | ૦-૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ ભૂતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમૂજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રૈઝા (કાળુ ગુલામ) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમૂજી) | ૧-૮ |
| ૨૫ "જરા ચાહ મૂકજે" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦-૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦-૮ |
| ૩૪ રટવનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ સંતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમૂજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૪ માદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦-૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૧ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાનાં ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ ડેમીડા | ૦-૧૨ |
| ૬૨ મામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનદમઠ | ૧-૦ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચાં સહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજેજ વસાવો. કુલ ૭૦ પુસ્તકો બહાર પડયાં છે. તે રૂ. ૩૨માં મળે છે. પુસ્તકો છૂટાં પણ મળી શકશે. નૂર જુદું.

લખોઃ સ્ત્રીશક્તિ, કેળાપીઠ, સુરત

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી-ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલો છે.

—અરદેશર ફ્રામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે.... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધા સામયિકોવાળા સ્વીકાર કરે તો ?-અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમા પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારા ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી-દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિત્વાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

અમારૂં આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ'જ આપે છે.

—હિ. ઓલિયા જોશી

વિચાર અને સાહિત્યસમૃદ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર-સામગ્રી પીરસાય છે.

—જ્ઞાનવિશ્વ જગત



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ] ફેબ્રુઆરી : ૧૯૪૨ [ અંક ૯

# જગત

ચ.

કાદવના પુંજમાંથી કમળ પ્રગટે, ઉષાના પાલવમાંથી સૂર્ય પ્રકાશે, નારીની કાયામાંથી સંતાન જન્મે—કંઈક એવીજ પ્રકૃતિની લીલામાંથી જગત જન્મ્યું.

કમળ પ્રગટે છે—સુવાસ ફેલાવીને કરમાઈ જવાને, કરમાઈને કાદવ બની ફરી કમળ રૂપે પ્રગટવાને; સૂર્ય પ્રકાશે છે—પૃથ્વીને તેજવતી કરી સંધ્યાએ અસ્ત થવાને, અસ્ત થઈને ફરી પ્રકાશવાને; સંતાન જન્મે છે—જીવનલીલાથી જગતને સજીવ રાખવાને, જીવનસત્ત્વથી માનવવંશને કાયમ કરવાને, મરવાને અને મરીને ફરી જન્મવાને કે મુક્ત બનવાને. એમ જગત જન્મે છે—આત્માઓના વિકાસક્રમનું ક્ષેત્ર બનવાને; યુગોના ગાળે, આથમતા સૂર્ય, કરમાતા કમળ કે મરતા માનવીની જેમ નષ્ટ થવાને ને નષ્ટ થઈને ફરી પ્રગટવાને.

કાયા, કમળ, સૂર્ય, ચંદ્ર, જગત એ સાધનો છે, આત્મા સાધક છે. આત્મા પ્રતિપળે તિમિરમાંથી તેજમાં જવાને, અણુમાંથી વિરાટ બનવાને, અલ્પમાંથી પરમ થવાને તલસાટ અનુભવે છે. સાધનો એને એ સિદ્ધિમાં મદદગાર થાય છે પરન્તુ સાગરમાંથી અમૃત કાઢવાને સાગરનાં જળ વલોવાય અને એ વલોણામાંથી અમૃત પહેલાં જેમ આકર્ષણો અને વિષ પ્રગટે એમ આત્મા મુક્ત થતા પહેલાં સુખના ઉન્માદ અનુભવે છે, દુઃખના ઉદ્વેગ અનુભવે છે. સાધનો એને ચક્કી બનીને તલની જેમ પીસે છે, અગ્નિ બનીને ધૂપની જેમ જલાવે છે, સાગર બનીને છાશની જેમ વલોવે છે, તવો બનીને માખણની જેમ તાવે છે. અને એ દરેકમાંથી આત્મા જો સત્ત્વ જાળવીને, સુગંધ ફેલાવીને, પસાર થાય તો તેને અમૃત મળે છે, પ્રકાશ મળે છે, તે મુક્ત બને છે, વિરાટ બને છે, પરમાત્મા બને છે. સાધનો પળે પળે, સમયે સમયે, યુગે યુગે બદલાવા છતાં અચળ અને અનંત રહે છે. અને અગણિત આત્માઓને એ રીતે મુક્ત બનવામાં મદદગાર થાય છે.

આત્માઓના વિકાસમાં આ રીતે મદદગાર બનતાં સાધનોને જન્મથી મૃત્યુ પર્યંતનો જીવનક્રમ હોય છે, મૃત્યુ પછીનું અગમ્ય સ્વરૂપ હોય છે; એ સ્વરૂપમાંથી પુનર્જન્મ હોય છે.

સૂર્ય પ્રભાતમાં શાંત ને મનોહર હોય છે; ધીમે ધીમે તે મધ્યાન્હમાં પ્રવેશે છે, તપે છે, જળે છે, આગ વર્ષાવે છે, થાકે છે, નમે છે, આથમે છે, અદશ્ય થાય છે; ફરી બીજી પ્રભાતે મનોહર રૂપ લે છે–ને એ ક્રમ ચાલ્યા જ કરે છે. માનવી જન્મે છે, માધુર્ય દાખવે છે; તેનામાં પ્રેરણા હોય છે, નિર્દોષતા હોય છે, વૈરીઓનાં પણ દિલ રીઝવવાની શક્તિ હોય છે; ધીમે ધીમે તે યુવાવસ્થામાં પ્રવેશે છે; તેનામાં દાવો ખીલે છે, વૈરીઓનાં દિલને રીઝવવાને બદલે તે તેમની છાતીઓ વીંધી નાંખવાની શક્તિ કેળવે છે, પોતાના ભલાને માટે તે બીજાનાં હિત જોખમાવે છે; તેના હાસ્યની પાછળ ઉદ્દેશ હોય છે; ઇંદ્રિયોના તનમનાટથી તે પ્રકાશે છે પણ તે તનમનાટનો ગુલામ બની તે થાકે છે; તે વૃદ્ધાવસ્થામાં પ્રવેશે છે, બાલપણના ચાલા કરે છે, અન્યને ઉપદેશ આપવા દોડે છે, અંતે મરે છે ને ફરી જન્મે છે. જગતને—પ્રજાઓને પણ આવોજ જીવનક્રમ હોય છે.

નવસર્જન સમયે જગત અને એની પ્રજા બાળકના જેવાં નિર્દોષ હોય છે. એને નથી હોતાં નિયમન, નથી હોતું બંધન, નથી હોતી એનામાં બીજાનું ઝૂંટવી લેવાની ભાવના. એને બીજા કરતાં વિશેષ ભોગવવાની ઇચ્છા ન હોવાથી કશાની ત્રુટી નથી રહેતી.

ધીમે ધીમે જગત યુવાવસ્થા પ્રતિ પગલીઓ પાડે છે. અને યુવાનની જેમ પ્રજાઓમાં પણ લાલસા અને તલસાટ જાગે છે. વિશેષ ભોગવવાની ભાવનામાંથી માલિકીહક જન્મે છે; ઝૂંટવી લેવાની ઇચ્છામાંથી નિયમન ઘડાય છે; નિયમનના પાલન માટે મુરબ્બીવટ ને નાયકપદ જન્મે છે; ને મુરબ્બી અને નાયકની મર્યાદા ઓળંગાતાં રાજસત્તા અને એ સત્તાના ટકાવ માટે લશ્કર આવે છે.

રાજસત્તા માલિકીહકનો સ્વીકાર કરે છે અને જીવનવ્યવહાર જાળવવાને, વિનિમય પદ્ધતિ સ્થાપે છે. બુદ્ધિ કે બળના પ્રભાવે અમુક વ્યક્તિ જે સામગ્રી કુદરત પાસેથી મેળવી શકે કે તૈયાર કરી શકે તેની બીજાને જરૂર હોય તો બીજાએ જરૂરના પ્રમાણમાં પોતાની ઉપજ પ્રથમને આપવી. ખેતી કરનાર દાણા આપીને વણકર પાસેથી કાપડ મેળવે, સુથાર ખેડૂતને હળ આપીને દાણા મેળવે. એ બધાના સંરક્ષણ માટે રાજસત્તા જમીન વાપરનાર પાસેથી નજરાણા કર લે.

તે પછી એ સત્તા સદ્‌ગુણીઓને સુખ અને પાપીઓને દંડ દેવાને કાયદા ઘડે છે. પ્રજાની વધતી સંખ્યા અને ધંધાઓની વ્યવસ્થા જાળવવાને ને આત્માઓનો વિકાસક્રમ ખુલ્લો રાખવાને પ્રજાના વર્ગો અને આશ્રમો ઘડાય છેઃ

પ્રથમ સંસ્કારપ્રધાન બ્રાહ્મણવર્ગ—સદ્‌ગુણી અને મહાન માનવોને જ તે વર્ગમાં સ્થાન અપાય છે; તે વર્ગને સ્વૈચ્છિક ગરીબાઇનો આદર્શ શિખવવામાં આવે છે; જીવન ટકાવી રાખવાને લોટની ચપટી કે રોટલાના ટુકડાના બદલામાં તેને પોતાની અને પ્રજાની સંસ્કારશુદ્ધિ જાળવવાની હોય છે. બીજો બળપ્રધાન ક્ષત્રિયવર્ગ-વીરતા ખીલવવાને ને જીવન ટકાવવાને જરૂરી સાધનોના બદલામાં તે પ્રજાનું સંરક્ષણ કરે છે. ત્રીજો વ્યાપારપ્રધાન વણિકવર્ગ–તે પ્રજાઓના ટકાવ માટેનાં આર્થિક સાધનો અને વ્યાપાર પર પ્રભુત્વ ભોગવે છે. ચોથો શ્રમપ્રધાન શૂદ્રવર્ગ–તે સેવા કરીને જીવનનાં જરૂરી સાધનો મેળવી લે છે.

[ અનુસંધાન પૃ. ૪૨૨]

# બધાંયને ?

'હિમદૂત'

(ઈન્દ્રવજ્રા)

ક્રીડા કરન્તાં દિન એક મારી
ઓચિંતી ઊંચી દગ ફેંકી વ્હાલી
બેની વદી હાથ ઊંચો કરીને
ધૂમે ભરેલો, સ્મિતને ધરીને:
"ભાઈ! નભે જો ધનુ ઈન્દ્ર કેરું
આ સપ્તરંગી રમણીય કેવું!
સંગાથ એની રમવું ગમે છે;
નાંખી ખભાપે ભમવું ગમે છે.
જા, દોડ, કૂદી ઊડ વ્યોમ માર્ગે
બંને રમીશું પછી એહ સંગે."
મેં કીધું: "કેવી રીતથી બને એ
પાંખો વિના પ્હોંચવું વ્યોમ-અંકે?"
ત્યાં તો વદી બાળકી એહ ભોળી
કિલ્લોલતી કૂજત કોકિલા શી:
"ના, ના, મને તો ધનુ લાવી દે એ;
એના વિના હું ન રહીશ કેમે."

અદૃશ્ય ત્યાં તો નભની ગુહામાં
કોઈ અજાણી ધનુ એહ થાતાં;
આક્રંદ એવાં ઉર ઓગળાવી
દેતાં કર્યાં કે મુજ આંખમાંથી
ભીંજાવતી ઓષ્ઠ કપોલ ધારા
અદ્યાપિ એના સ્મરણે વહે છે;
ને માનવી-અલ્પપણું મુંઝાવી
કોરી સદા અંતરને રહે છે.

પાપો તણા પુંજ વિષે ફસાયાં
તેથી કદી તેં પ્રભુ! અલ્પતાનાં
સીંચ્યાં હશે વારિ મનુષ્ય કેરાં
આત્મા-ઉરે, અંગ વિષે ય આખા;
રે કિન્તુ નિષ્પાપ-ઉરે રહેલી
કાં કામના તું કરતો ન પૂરી?
કે પાપી-નિષ્પાપી-બધાંયને શું
પાવાં ગમે છે પય ઝાંઝવાનાં?

# તારી વીણા

સુરેશ ગાંધી

: મિશ્ર :

તારી વીણા જો કદી સાંભળે ના
ઉસ્તાદની ચંચલ ગીત વેદના
ધીમા સૂરો આથડી આથડીને
ભેદી શકે ના લઘુ છીદ્ર એના
કોલાહલોનું ચિર વિશ્વ આવીને
ઘેરી રહે દિવસ રેન તારાં.

મૂર્તિ સમો બેસી રહે તું જ્યારે;
પંગુ બધાં દીન દરિદ્ર લોકના
સમૂહ વચ્ચે હળવેથી મૂકજે
તારી વીણાને, ઉર ભેદી એનું
વાઈ રહેશે સ્વર એ મૃદુમૃદુ
અસીમ અનંત કેરા.

# નાગયજ્ઞ

પંકજ

૧

'આ ભયંકર વનમાં આપ ભૂલા પડ્યા લાગો છો ?'

'હા, મારા સાથીઓ ક્યાંક છૂટા પડી ગયા છે, અને હવે તેઓ ક્યાં હશે તે હું કહી શકતો નથી.'

'મારી કુટિરમાં આપ વિશ્રામ કરો; હું આપના સાથીઓની શોધ કરું છું.'

'ધન્યવાદ, પરન્તુ મારે આજે સંધ્યા સમયે ઇન્દ્રપ્રસ્થ પહોંચી જવું જોઈએ.'

'દેવ, તમે તો ઇન્દ્રપ્રસ્થથી લગભગ ત્રીસ કોસ દૂર નીકળી આવ્યા છો, સંધ્યા સમયે કેવી રીતે પહોંચી શકશો?'

ઘોડેસ્વાર ક્ષણિક મૌન સેવી બોલ્યો, 'સમ્રાટનો આદેશ હતો કે સંધ્યા સમયે ઇન્દ્રપ્રસ્થમાં અવશ્ય આવી રહેવું, એટલે હું આ વનમાં રાત્રી વ્યતીત કરું એ બની શકે તેમ નથી. તપસ્વી, તમે મને ત્યાં પહોંચવાનો ટૂંકો રસ્તો બતાવી શકો છો?'

કંઇક વિચાર કરીને તપસ્વી બોલ્યો, 'દેવ, હું તમને ટૂંકો રસ્તો બતાવી શકું છું પરન્તુ તે રસ્તે જતાં તમારે કદાચ નાગસેનાના શિબિરો પસાર કરવા પડે તેમ છે.'

ઘોડેસ્વાર બોલ્યો, 'મારે જવું તો પડશે જ. અને નાગસેના વટાવવી પડે તો પણ શું? ભગવાન કૃષ્ણનો ઉપદેશ હજુ તાજો જ છે. તપસ્વી કૃપા કરી તમે મને પથ શીઘ્ર બતાવો.'

તપસ્વી મુંગે મોઢે ચાલવા લાગ્યો અને એક ઘટિકા ચાલ્યા પછી એક સ્થાને આવી ઉત્તર દિશા તરફ અંગુલિનિર્દેશ કરી બોલ્યો, 'જુઓ, આ તરફ જાઓ. પરન્તુ પેલી બાજુ નાગસેનાનો કોલાહલ પણ ધ્યાનમા રાખશો.'

'ધન્યવાદ' ઘોડેસ્વાર આગળ વધ્યો.

૨

મહાભારતના વિખ્યાત યુદ્ધ પછી ભારતવર્ષના ક્ષત્રિયો નિર્બળ થઇ ગયા હતા. પાંડવોના સ્વર્ગારોહણ પછી અને ભગવાન કૃષ્ણની અંતિમ સમાધિ પછી ભારતમાં નાગોનું પ્રાબલ્ય વધવા લાગ્યું. નાગોની સેનાનો પ્રવાહ ભારત-સમ્રાટ પરીક્ષિત અટકાવી શક્યો નહીં અને યુદ્ધમાં પરીક્ષિતનું મૃત્યુ થયું. પરીક્ષિતના બાલકપુત્ર જનમેજયને પ્રજાજનોએ ઋષિઓની મદદથી બચાવી લીધો અને એ જનમેજયે આર્યોનું પુનઃ સંગઠન કીધું અને નાગો પર આક્રમણ કરવાની ચેષ્ટા કરવા માંડી.

૩

'સમ્રાટ, આપણા સેનાપતિ શૂરસેન મૃગયા રમવા માટે ગયા હતા પણ અત્યારસુધી આવ્યા નથી!'

'પરંતુ શૂરસેનને સંધ્યા સમયે પાછા ફરવાનો સ્પષ્ટ આદેશ આપ્યો હતો છતાં કેમ આવ્યા નહિ?'

'સમ્રાટની આજ્ઞા હોય તો તપાસ કરીએ!'

'અવશ્ય!'

૪

'શૂરસેન, નાગોની સેનાને વટાવી કોઈ પણ યોદ્ધો ઇંદ્રપ્રસ્થ જાય એ તો અમારે મન પરમ ગ્લાનિની વસ્તુ છે.'

'હશે, પરંતુ નાગોના રાજા તક્ષકને પણ એક વાતની જાણ થવી જોઈએ કે ઇંદ્રપ્રસ્થમાં હવે પરીક્ષિતને બદલે જનમેજય રાજ્ય કરે છે.'

'એટલે તમે શું કહેવા માગો છો?'

'સમ્રાટ જનમેજય પિતૃઘાતકોની હસ્તી જગતમાંથી દૂર કરવા માગે છે અને તે પ્રતિજ્ઞામાં સમસ્ત આર્યાવર્તનો સહકાર છે.'

'શું તમે નાગોની અસીનો સ્વાદ આટલો શીઘ્ર ભૂલી ગયા?'

'સમ્રાટનું કહેવું છે કે ઘાયલ સિંહને શૃગાલ કોઈક વખત ડરાવી જાય પરંતુ યુવાન સિંહને તો ડરાવવા જતાં મદોન્મત્ત ગજરાજ પણ વિચાર કરે છે.'

'વારુ, તમે તો અમારા બંદી છો અને બંદીગૃહમાં આનંદ કરો. કુરુરાજનો સેનાપતિ નાગોને ત્યાં બંદી છે એ જ વાકય કુરુસેનાને ગભરાવવા માટે યથેષ્ટ થશે.'

'જોજે ભૂલતા! એક સેનાપતિની જગ્યા બીજો લેશે પરંતુ નાગોની હસ્તી આર્યાવર્તમાંથી અવશ્ય દૂર થશે.'

૫

'સમ્રાટ, શૂરસેન નાગોના બંદી થયા છે.'

'શું કહે છે?'

'હા, સમ્રાટ, અને નાગોની સેના હસ્તિનાપુર અને ઇંદ્રપ્રસ્થની વચ્ચે આવી પહોંચી છે.'

'વારુ, તું ઉપસેનાપતિ ભદ્રસેનને કહે કે આક્રમણની તૈયારી કરે; પ્રજાજનોને કહે કે સર્વે અસ્ત્રશસ્ત્રથી સજ્જ રહેશો. આજે આર્યાવર્ત નરબલિ માગે છે અને નરમેધ યજ્ઞ કર્યા વગર આપણી સ્વતંત્રતા ચિરસ્થાયી થવાની નથી.'

૬

'પ્રહરી, શું નાગરાજે મારા શરીર પર આવા ભયંકર પ્રહારો કરવાનો આદેશ આપ્યો છે?'

'ચૂપ રહે, વધારે બોલશે તો એ જ પ્રહારોના વ્રણો પર મીઠું નાંખવાનું પણ કહ્યું છે.'

'ઓહ, હું ખરેખર મૂર્ખ હતો અને સમ્રાટને દૂભવવાની મૂર્ખતા પુનઃ કરીશ નહીં.'

પ્રહરી કંઇક ચમકી બોલ્યો, 'શું કહે છે? તું જીવતો રહેશે તો મૂર્ખતા કરશે ને!'

'હું જીવું કે ન જીવું પરંતુ હું એ જ પ્રાર્થના સાથે મરીશ કે સમ્રાટનો નાગયજ્ઞ અવશ્ય પૂર્ણ થાઓ.'

'શું? નાગયજ્ઞ!'

'હા, સમ્રાટે જ્યારે તમારી ક્રૂરતાનું વર્ણન પ્રજાજનો પાસે સાંભળ્યું ત્યારે એના પ્રતિકાર રૂપે જ નાગયજ્ઞ કરવાની પ્રતિજ્ઞા લીધી. ઓહ, શી વેદના થાય છે!'

પ્રહરી કંઇક બોલવા જતો હતો ત્યાં તો પુષ્કળ કોલાહલ થવા લાગ્યો. એક બીજો પ્રહરી આવીને બોલ્યો, 'અરે, જીવ બચાવવો હોય તો નાસ, જનમેજયની સેના આવી રહી છે. આપણો સેનાપતિ જનમેજયની સામે દ્વંદ્વયુદ્ધમાં માર્યો ગયો.'

'પણ આ પાપીનું શું ?'

'એને પૂરો જ કરતા જઇએ !'

પ્રહરીએ ખડ્ગ ખેંચી શૂરસેન પર પ્રહાર કરવા ચેષ્ટા કીધી. પરંતુ એક બાણ...સ...સ... કરતું આવી પ્રહરીનાં ગળામાં પેસી ગયું. બીજો પ્રહરી ભાગ્યો. નાગોની સેના છિન્નભિન્ન થઇ ગઇ. નાગોની સેના પાછળ રહેલી નાગરમણીઓ નાસભાગ કરી રહી હતી. એકાએક તેમાંની એકની દૃષ્ટિ હાથપગ બાંધેલા અને મૂર્છિત શૂરસેન પર પડી. તેણે પાસે આવી શૂરસેનના હાથપગ છોડી નાંખ્યા અને બોલી, 'બંદી, જ્યારે મૃત્યુની વેદી પર સર્વેએ જવાનું છે તો તું શું કામ બંદી અવસ્થામાં મરશે ?'

શૂરસેન ક્ષીણ સ્વરે બોલ્યો, 'દેવી, આ દાનવોમાંથી એક આપના જેવી દેવીએ મને પુનર્જીવન આપ્યુ હતું એ વાત હું ભૂલીશ નહીં.'

પુષ્કળ કોલાહલ અને નાસભાગમાં શૂરસેનના પાછલા શબ્દો સમાઇ ગયા.

૭

'સમ્રાટ, સમસ્ત નાગસેનાને આપણે છિન્નભિન્ન કરી બંદી બનાવી છે પરંતુ નાગરાજ તક્ષક પલાયન કરી ગયો છે અને હિમાચલના પાર્વતીય પ્રદેશમાં રાજા ઇંદ્રને ત્યાં સંતાઈ ગયો છે.'

'તો શું શૂરસેન, નાગયજ્ઞ અપૂર્ણ જ રહેવાનો ?'

'સમ્રાટ, નાગયજ્ઞ અપૂર્ણ રહેશે નહિ. અમે બ્રાહ્મણો ક્વચિત જ શસ્ત્ર ગ્રહણ કરીએ છીએ, અને જ્યારે અમે શસ્ત્ર ઉપાડીએ છીએ ત્યારે કાર્યને અપૂર્ણ રાખતા નથી. તક્ષકને ઇંદ્ર પાસેથી બંદી બનાવવાનું કામ અમે કરશુ' બ્રાહ્મણસેનાનો સેનાપતિ શંકરભટ્ટ બોલ્યો.

'ધન્ય છો તમે બ્રાહ્મણો ! આજે સમસ્ત આર્યાવર્ત એ નાગયજ્ઞની આહુતિ જોવા માટે ઉત્સુક છે. શંકરભટ્ટ તમે તક્ષકને પકડી લાવો !'

'જેવી આજ્ઞા સમ્રાટ, આ સંહાર પછી નિરાંતે તપ કરવા જવું છે.'

૮

'નાગરાજ, હું તમને વધુ વખત સુધી આશ્રય આપી શકું એમ નથી !'

'આ શબ્દો દેવ, તમારે મુખે શોભતા નથી !'

'ના નાગરાજ, બ્રાહ્મણોની સામે થવાની મારી શક્તિ નથી. એઓના તપોબળ આગળ બધા દેવો નમે છે. હું પરશુરામની પુનરાવૃત્તિ જોવા નથી માગતો.'

'તો શું મારે આ સ્થાનને છોડી જવું ?'

'અવશ્ય ! અન્યથા સમસ્ત આર્યાવર્તના અપમાનની કલંક–કાલિમા મારા મસ્તકે આવશે. નાગરાજ તમે શરણાગત તરીકે આવ્યા માટે જ અત્યારસુધી જીવિત છો, નહીં તો તમારાં કર્મોની ખ્યાતિ સાંભળી તમને યમધામ મોકલવાનું સત્કાર્ય હું જ કરતે !'

૯

'સમ્રાટ, કળિયુગ આવ્યો પરંતુ હજુ પણ અમે બ્રાહ્મણોએ અમારૂં તેજ ગુમાવ્યું

નથી. આ રહ્યો બંદી નાગરાજ તક્ષક તમારી સામે! સમ્રાટ, પિતૃહત્યાનો બદલો લેવામાં હવે ઢીલ શાની?'

'હા, શંકરભટ્ટ તમે નાગયજ્ઞની પૂર્ણ વ્યવસ્થા કરો.'

'સમ્રાટ, તમારો વિજય ઇતિહાસમાં અદ્વિતીય રહેશે. પરંતુ કૃપા કરીને એ યજ્ઞ હવે અહીંથી જ અટકાવો તો સારૂં.' એક વૃદ્ધ ઋષિ બોલ્યા.

'દેવ, એ પાપીઓના અત્યાચારને જોતાં તો એ યજ્ઞ કંઈ પણ પ્રતિકાર ન કહેવાય.' એક પ્રજાજન બોલ્યો.

'નાગયજ્ઞ અવશ્ય પૂર્ણ થવો જોઈએ'ની બૂમોએ સભાને ગજાવી નાંખી. વૃદ્ધ ઋષિની વાણી તેમાં સમાઇ ગઈ.

૧૦

ઇંદ્રપ્રસ્થના ભવ્ય ચોગાનમાં આજે નાગરાજને દેહાંતદંડ–અગ્નિમાં હોમીને–અપાવાનો હતો. સમસ્ત આર્યાવર્તને ત્રાસ આપનાર નાગોનું નિકંદન થવાથી સમ્રાટ જનમેજયની ઘોષ ભારતવર્ષને ખૂણેખૂણે સંભળાતી હતી. નાગરાજને માટે કોઈને લાગણી હતી નહીં. બંદી નાગરમણીઓને પણ નાગરાજનાં અંતિમ દર્શન કરવાની છૂટ મળી હતી. આર્યાવર્ત આજે ઉત્સવમય હતું.

૧૧

'નાગરાજ, વિધિની ગતિ પણ ન્યારી છે. એક સમયે હું તમારી આગળ બંદી અવસ્થામાં ઊભો હતો, અને આજે તમે મારી સામે બંદી અવસ્થામાં ઊભા છો.' શૂરસેન બોલ્યો.

'શૂરસેન, જ્યારે દૈવ રૂઠે છે ત્યારે કંઈ પણ બુદ્ધિ કામ નથી આવતી. મેં જનમેજયને બાલ્યાવસ્થામાં જીવિત રાખવાની મૂર્ખતા કીધી હતી ત્યારે આજે આ પરિણામ આવ્યું!'

'ના નાગાધિરાજ, તમારી ક્રૂરતાને લીધે સમ્રાટ જનમેજય તો શું પણ ભારતનો એકે એક ક્ષત્રિય નાગયજ્ઞ કરવા તત્પર થઈ રહ્યો હતો. તમારે ત્યાં બંદી અવસ્થામાં ખમેલા પ્રહારોના વ્રણો હજુ પણ પ્રતિહિંસાની યાચનામાં પાછી પાની નથી કરતા. વારૂ, તમારા દર્શન માટે બંદી નાગરમણીઓ તમારી સમક્ષ આવી રહી છે. હું જાઉં છું.'

'શૂરસેન, શું મારા બલિદાનથી તમારો નાગયજ્ઞ પૂર્ણ થઈ જશે?'

'પૂર્ણ થાય કે ન થાય તેની ચિંતા નાગરાજ તક્ષકને કરવાની નથી. જગતમાં કેટલાયે અપૂર્ણ યજ્ઞો પૂર્ણ યજ્ઞો કરતાં વધારે ખ્યાતિ પામ્યા છે.'

૧૨

નાગરાજને વધસ્થાન તરફ દોરી જતા શૂરસેનને જોઈ બંદી નાગરમણીઓમાંથી એક ચીસ સંભળાઈ અને માનવમેદનીને ભેદીને એક નાગરમણી શૂરસેનની સામે આવી ઊભી રહી. શૂરસેન ચમક્યો, 'કોણ તમે?'

'બંદી, શું તું મારો ઉપકાર ભૂલી ગયો?'

'ના, હું યુદ્ધમાં વ્યસ્ત હતો, અને તમારી આ અવસ્થાની કલ્પના પણ કરી શક્યો નથી.'

'શું મારા ઉપકારને બદલે નાગરાજના પ્રાણની ભિક્ષા માંગી શકું?'

'દેવી, એ અસંભવિત છે. સમ્રાટની આજ્ઞા છે કે નાગરાજની આહુતિ અવશ્ય અપાવી જોઈએ.'

'બંદી, જ્યારે બંદી અવસ્થામાં તું ઘાયલ અને મૂર્છિત હતો ત્યારે મેં મારા સમ્રાટ નાગરાજની આજ્ઞાની અવગણના કરી તને મુક્ત કીધો હતો એ તારે ધ્યાનમાં રાખવું જોઇએ.'

'દેવી, હું સમ્રાટની પાસે નાગરાજના પ્રાણની રક્ષા માટે યાચના કરી શકું છું, પરંતુ એમની રક્ષાનું વચન આપી શકતો નથી.'

'જા, જઈને સમ્રાટને કહેજે કે આ વિજય એક નારીની દુર્બળતાથી તેમને મળ્યો છે, નહિ તો એમનો સેનાપતિ શોધવો પણ કઠિન હતો.'

શૂરસેન ચૂપચાપ સમ્રાટ પાસે આવી બોલ્યો, 'સમ્રાટ, એક યાચના કરું છું!'

'શું?'

'સમ્રાટ, મને ઘાયલ અને બંદી અવસ્થામાં પ્રાણદાન આપનાર નાગરમણી તેના બદલામાં મારી પાસે નાગરાજનું જીવનદાન માંગે છે.'

'શું કહે છે?'

'દેવ, એના ઉપકારવશ હું આપની પાસે એ યાચના કરવા આવ્યો છું. એકલો નાગરાજ સમ્રાટ જનમેજયની શક્તિને તોડવા અસમર્થ છે. આપ એને ક્ષમા કરી દો તો આર્યાવર્તમાં ઉત્પાત થશે નહીં.'

સમ્રાટ ચૂપ હતા. એક તરફ બેઠેલું ઋષિમંડળ આ સાંભળી એક અવાજે બોલી ઊઠયું, 'સમ્રાટ, અમે પણ કહીએ છીએ કે નાગરાજને જીવનદાન આપો. આપની કીર્તિ અક્ષુણ્ણ રહેશે. નાગોના નામનિશાન તરીકે નાગરાજને જીવવા દો. એને એ જ યાતના ભયંકર લાગશે અને એ શિક્ષા વધારે સારી થશે.'

સમ્રાટ કંઇક વિચારી બોલ્યા, 'શું તો નાગયજ્ઞ અપૂર્ણ રહેશે?'

'સમ્રાટ, આ અપૂર્ણ યજ્ઞનો મહિમા અનેક પૂર્ણ યજ્ઞો કરતાં યે વધારે છે. આજે સમસ્ત ભારતવર્ષ આપના એ કૃત્યને પ્રશંસાથી જોઈ એક ઉલ્લાસમય જયજયકાર ફેલાવશે.'

કંઈક વિચારી સમ્રાટ બોલ્યા. 'વારુ, શૂરસેન નાગરાજને જીવનદાન આપવાની આજ્ઞા જનતાને સંભળાવ.'

શૂરસેન નાગરાજ પાસે આવ્યો અને જનતાને નાગરાજને સમ્રાટે આપેલી ક્ષમા કહી સંભળાવી.

નાગરમણીઓના વૃંદમાંથી પુનઃ દોડતી તે નાગરમણી શૂરસેન પાસે આવી બોલી, 'બંદી, તારો ઉપકાર હું જન્મજન્માંતર સુધી નહીં ભૂલું. તેં મારા માતુલને જીવનદાન આપ્યું છે તે વાત મારા સ્મૃતિપટ પરથી નહીં ભૂંસાય.'

'શૂરસેન' નાગરાજ તક્ષક બોલ્યો, 'તેં કહ્યું હતું કે કેટલાયે અપૂર્ણ યજ્ઞોનું ફળ પૂર્ણ યજ્ઞો કરતાં પણ ઘણું મહત્ત્વનું હોય છે, તે યથાર્થ છે. હું આજથી સમ્રાટ જનમેજયની સેવામાં મારું જીવન અર્પિત કરું છું.'

'ધન્ય, નાગરાજ ધન્ય!' શૂરસેન બોલ્યો. શૂરસેને નાગરાજનાં બંધન ખોલી નાખ્યાં.

જનતામાં સમ્રાટની જયનો ઘોષ ઉપરાચાપરી થતો હતો. વિખેરાતી જનતાને જોતી નાગરમણી બોલી, 'બંદી શૂરસેન, તેં નાગરાજનાં બંધન ખોલી નાંખ્યાં છે પરંતુ તેં મને હંમેશની બંદીની બનાવી દીધી છે.'

શૂરસેન કંઈક હસી બોલ્યો, 'જગતનો ક્રમ બંધનના ઉપર જ નિર્ભર છે.'

નાગરમણી શરમાઈ સ્ત્રીઓના ઝુંડમાં મુખ સંતાડવા પલાયન કરી ગઇ અને નાગરાજ અને શૂરસેન તેને જતી જોઇ રહ્યા.

# છાયા

મગનલાલ પરીખ

## [ એકાંકી નાટક ]

પાત્રો:—મગધસમ્રાટ ચંદ્રગુપ્ત, ચાણક્ય, મલ્યદેશની રાજપુત્રી છાયા.

સ્થળ:—રાજમહેલની અંદરનો એક ભાગ.

( આરસપહાણના એક મયૂરાકાર સિંહાસન પર મગધસમ્રાટ ચંદ્રગુપ્ત બેઠો છે. તેનું મુખ ચિંતાગ્રસ્ત જણાય છે, અને તે વારંવાર રોફ ધુણાવે છે.

થોડીવાર પછી છાયા પ્રવેશ કરે છે. તેણે સામાન્ય સ્ત્રી કરતાં કંઈક વધારે ઊંચી જાતનાં કપડાં પહેરેલાં છે. દ્વાર પાસે થોડીવાર ઊભી રહી ચંદ્રગુપ્ત સામું જોયા કરે છે. પછી ધીમે ધીમે તેની પાછળ જઈ ઊભી રહે છે, અને ધીમે રહીને ચંદ્રગુપ્તની આંખો દાબે છે. ચંદ્રગુપ્ત ચમકે છે અને હાથ દૂર કરવા પ્રયત્ન કરે છે.)

ચંદ્રગુપ્ત—છોડને! જાણું છું, તું છે.

છાયા—હું એટલે કોણ? ઉંહું......કહો, પછી છોડું.

ચંદ્રગુપ્ત—બીજું કોણ? (હસીને) છાયા.

(છાયા હાથ ઢીલા કરે છે. ચંદ્રગુપ્ત છાયાના હાથ પોતાના હાથમાં લઇ ઊભો થાય છે.)

ચંદ્રગુપ્ત—(છાયા સામે જોઈ—હસતાં) આ તોફાન કોણે શિખવાડ્યું? હમેશનું ગાંભીર્ય ક્યાં ગયું?

છાયા—(નીચું જોઇ ત્રાંસી આંખે ચંદ્રગુપ્ત તરફ જોતાં) કોણે? બીજા કોણે? તમેજ.

( થોડીવાર બન્ને એક-બીજાના હસ્તમિલન તરફ જોયા કરે છે. પછી ઊંચુ જોતાં બન્નેની આંખો હસી પડે છે.)

ચંદ્રગુપ્ત—હવે આ બાજુ અવાશે?

છાયા—(હાથ છોડાવી) જેવી આજ્ઞા, મહારાજ!

ચંદ્રગુપ્ત—(આશ્ચર્યથી) આજ્ઞા?

છાયા—હા.

( તે સિંહાસનની આગળ આવે છે. ચંદ્રગુપ્ત તેને હાથ પકડી સિંહાસન પર બેસાડે છે. પછી પોતે પાસે બેસે છે. છાયા નજર ઊંચી કરે છે અને બન્નેની નજર એક થતાં બન્નેના મુખ પર હાસ્ય પથરાય છે.)

ચંદ્રગુપ્ત—કેમ હસે છે? છાયા!

છાયા—તમે કેમ હસો છો?

ચંદ્રગુપ્ત—મને ખબર નથી......તું હસે છે માટે. (આંખો મીંચી દે છે.)

છાયા—તો હું પણ એટલા માટેજ હસું છું. (સામું જોઈ ફરી હસે છે) હાં, પણ તમે શાના વિચાર કરતા હતા?

ચંદ્રગુપ્ત—(ગંભીર બની જઇ) છાયા! (અટકી જાય છે.)

છાયા—(અધીરાઇથી સામું જોઈ) અટકી કેમ ગયા?

ચંદ્રગુપ્ત—(છાયાના ખભા પર હાથ મૂકીને) છાયા! હું......મારા હૃદયમાં શોક શમતો નથી.

છાયા—( આશ્ચર્યથી ) શું થયું? શોક શાનો?

ચદ્રગુપ્ત—ચદ્રગુપ્તની છાયાનો [ભાઇ] ચદ્રકેતુ મૃત્યુ પામે અને ચદ્રગુપ્ત હસી શકે? છાયા! ( છાયાનો ખભો હલાવી ) કેમ બોલતી નથી? છાયા!

છાયા—(મુખ પરના ભાવો ફરી જાય છે ) શોક શાને? (ચન્દ્રગુપ્ત સામુ જોઈ) મૃત્યુ કોને ખાતર હતું? મહારાજ! દેશને ખાતરને? એ મોટા સંતોષની વાત નથી?

ચદ્રગુપ્ત—પણ મારા લીધે ને? ( ડોકુ ધુણાવી ) હું એમ મન મનાવી શકું એમ નથી

છાયા—( નિઃશ્વાસ મૂકી ) જવા દો એ વાત. (આખો ફરી જાય છે.) પણ દેશ ખાતર મૃત્યુ એજ જીવનની સાર્થકતા છે.

( છાયાના મુખ પર શોક અને ચિંતાની છાંટ જોઈ ચંદ્રગુપ્ત વાત ફેરવે છે. )

ચદ્રગુપ્ત—( છાયાના બને હાથ પોતાના હાથમા લઈ રમાડતાં. ) છાયા! ( છાયા સામુ જુએ છે ) પેલુ ગીત ગા તો ( છાયા બોલતી નથી. )

ચંદ્રગુપ્ત—( લાગણીભર્યા સ્વરે ) નહિ ગાય?

છાયા—( પરાણે હસીને ) કેમ નહિ ગાઉં? ગાઈશ. (સ્વસ્થ થવાનો પ્રયત્ન કરે છે. પછી ધીમે રહી ગીત ઉપાડે છે. )

તુમ મૈં, મૈં તુમ, કૈસે જીવનગીત ગાઉ,
પ્રત્યેક સ્પન્દે તુજ મૂર્તિ, કૈસે ગીત સજાઉ.
તુમ મૈં, મૈં તુમ, કૈસે જીવનગીત ગાઉ.

( છાયાનો અવાજ ગાતા થરડાય છે. ચંદ્રગુપ્ત તેના હૃદયની વિકલતા પારખે છે. )

ચદ્રગુપ્ત—છાયા! ( છાયા ગાતી અટકી જાય છે અને સામુ તાકી રહે છે. ) છાયા!

( ત્યાં દ્વારપાળ પ્રવેશ કરે છે. )

દ્વારપાળ—મહારાજ! મહામત્રી પધારે છે.

ચદ્રગુપ્ત—આવવા દે. ( નમન કરી દ્વારપાળ જાય છે )

( છાયા એકદમ ઊભી થઈ જાય છે, સાથે ચદ્રગુપ્ત પણ ઉભો થાય છે. )

છાયા—હું જાઉં છુ

ચંદ્રગુપ્ત—( બીજી બાજુ નજર ફેરવી ) ઠીક. ( છાયા સામું જોઈ ) પણ છાયા! આજે તુ માળા ન લાવી? ( હસે છે. )

છાયા—મહારાજ! ચાણક્ય પ્રભુને આપે બોલાવ્યા છે?

ચદ્રગુપ્ત—હા. મારે કંઈક પૂછવું છે. ઠીક, જા, પણ તરતજ પાછી ફરજે. ( નયન સાથે નયન મેળવી ) આવીશને? માળા ભૂલતી નહિ

છાયા—જરૂર, હમણાં જ આવી. ( હસીને જાય છે. )

ચન્દ્રગુપ્ત—(સ્વગત) કેટલું ભોળપણ! કેટલી નિર્દોષતા! જાણે...

( ચાણક્યનું આગમન તેને વધુ બોલતો અટકાવે છે. ચાણક્ય ઊંચો અને પ્રતિભાશાળી-વિશાટ-મૂર્તિ સમો ભાસે છે. એની આખોમા સખ્તાઈ અને મુત્સદ્દીગીરી ચોકખી તરી આવે છે. )

ચાણક્ય—( સહેજ નમીને ) મહારાજ! આપે બોલાવ્યો છે મને?

ચદ્રગુપ્ત—નમસ્તે મહામન્ત્રી! ( મુખ પરના ભાવ ફરી જાય છે, કઇક સખ્તાઈ અને અભિમાનના ચિન્હો મુખ પર પથરાય છે. ચાણક્ય નિશ્ચલ દ્રષ્ટિએ-બેદરકારીભરી રીતે એ નોંધ કરે છે )

ચંદ્રગુપ્ત—( સખ્તાઈથી ) મહામન્ત્રી! ભારતનો મમ્રાટ કોણ?

ચાણક્ય—( ઠંડે કલેજે ) મહારાજ ચન્દ્રગુપ્ત.

ચંદ્રગુપ્ત—( કરડાકીથી ) અને તેથીજ એના હુકમનું આવું સારૂં પાલન થાય છે!

ચાણક્ય—( ચંદ્રગુપ્ત સામે જોઇ ) જરૂર. ક્યારે નથી થતું? ભારત–સમ્રાટનો અનાદર કરનાર છે કોણ?

ચંદ્રગુપ્ત—કોણ? ( ભાર દઈ ) તમે.

ચાણક્ય—( આશ્ચર્યથી ) હું ?

ચન્દ્રગુપ્ત—હા, મારી આજ્ઞાનો ભંગ કરી નંદનો વધ કરાવનાર કોણ? તમેજને?

ચાણક્ય—હા. પણ એની પાછળ હેતુ હતો. ગ્રીક લોકો હિંદ પર ચડી આવ્યા છે. નંદ જીવતો હોત તો તેમની સાથે ભળી જઇ ક્યારનું આપનું રાજ્ય છિન્નભિન્ન કરી શક્યો હોત. મહારાજ! ચાણક્યનું ચાતુર્ય દશે દિશાને ચમકાવશે. ( ચંદ્રગુપ્ત નીચું મુખ કરી ઊભો રહે છે. ચાણક્ય જુસ્સાથી બોલ્યા કરે છે. ) હિંદી સામ્રાજ્ય સ્થાપનાર હું છું, અને એ સામ્રાજ્યનું રક્ષણ કરવાનું કાર્ય પણ મારૂં છે.

( થોડીવાર શાન્તિ પ્રસરી રહે છે. ચંદ્રગુપ્ત નીચું મુખ કરી ઊભો રહે છે. ચાણક્ય થોડીવાર તેમને એમ જોયા કરે છે. પછી એક પત્ર કાઢે છે. )

ચાણક્ય—લો વાંચો. (પત્ર આપે છે. ચન્દ્રગુપ્ત વાંચે છે. ચાણક્ય ચંદ્રગુપ્ત સામે તાકી એના મુખ પર થતા ફેરફારોનું નિરીક્ષણ કરે છે.)

ચંદ્રગુપ્ત—(હસીને) પરવા નહિ. એક વખતની હારથી એને સંતોષ નથી લાગતો.

ચાણક્ય—પણ સમ્રાટ! તમે છાયાને નહિ પરણી શકો.

ચંદ્રગુપ્ત— (ગુસ્સાથી) કોણ રોકનાર છે?

ચાણક્ય—(ગંભીરતાથી) આપનું કર્તવ્ય. સમ્રાટ! દેશ તમારા પ્રેમનું બલિદાન માગે છે.

ચંદ્રગુપ્ત—બલિદાન! (વિચારમાં હોય તેમ) દેશ અમારા પ્રેમનું બલિદાન માગે છે. ( ઉશ્કેરાઈ ) એ નહિ બને. હું ગ્રીક–કન્યાને નહિ પરણું.

ચાણક્ય—હું ગ્રીકકન્યાને પરણવાનું નથી કહેતો. સમ્રાટ!

ચંદ્રગુપ્ત—(ડોકું ધુણાવી) હું છાયાને ત્યજી નહિ શકું. મહામંત્રી! આપનું–ચાણક્યનું મુત્સદ્દીપણું, છાયાની પ્રેરણા અને એના ભાઈ ચંદ્રકેતુનું શૌર્ય એટલે જ મારૂં સામ્રાજ્ય. મત્સ્યદેશના એ બે ચંદ્રોનું સ્થાન મારા જીવનમાં ઓછું નથી. એકને મેં ગુમાવ્યો, બીજાને નહિ ગુમાવું.

ચાણક્ય—હું જાણું છું. પણ દેશ ખાતર સર્વસ્વ ત્યજવું પડે. આ તો ફક્ત એક સ્ત્રીની જ વાત છે!

ચંદ્રગુપ્ત—પણ તે સામાન્ય સ્ત્રી નથી. મત્સ્યદેશની રાજપુત્રી અને ભારતસમ્રાટ ચન્દ્ર-ગુપ્તની પ્રેરણાદેવીની વાત છે. એ નહિ બને.

ચાણક્ય—છૂટકો નથી. રાજન્! (સામું જોઈ) અત્યારસુધી તમે મારા પર વિશ્વાસ મૂક્યો છે.

ચંદ્રગુપ્ત—અને એટલે જ એનો દુરુપયોગ થાય છે. મહામન્ત્રી! લગ્નની તૈયારી થઈ ગઈ છે, હું નહિ અટકાવી શકું. (તરવાર સામે જોઈ) આની સાથે હજુ ખેલતાં આવડે છે, હું જાઉં છું (જવા માંડે છે.)

ચાણક્ય—સમ્રાટ ! જાવ. પણ મારી વાત ભૂલતા નહિ. છાયાને તમે નહિ પરણી શકો.

ચંદ્રગુપ્ત—(જતાં જતાં) જોઈશું. (જાય છે.)

ચાણક્ય—(સ્વગત) ચંદ્રગુપ્ત નહિ જ માને. બાળપણથી જ એને ઓળખું છું. બહુ જક્કી...ગ્રીકરાજા સેલ્યુકસ જાતે આજે સંબંધ બાંધવા આવ્યો છે. આવો સુંદર અવસર શા માટે ખોવો ? ગ્રીકપ્રજા તો વિરૂદ્ધ છે અને અપમાનિત થવાથી ગ્રીકરાજા વિરૂદ્ધ થાય તો ! ફરી પાછું યુદ્ધ. (થોડીવાર વિચાર કરી ડોકું ધુણાવે છે) ઠીક, હમણાં છાયા આવવાની છે. તેને સમજાવીશ. (અટકી) પણ નહિ સમજે તો ? (આંખો ફાટી જાય છે.) તો (થોડીવાર વિચાર કરી) એનું મૃત્યુ. એ સમજે તો પણ ચન્દ્રગુપ્ત કંઈ ઓછો જ જક છોડવાનો છે !

(થોડીવાર શાન્તિ. ચાણક્ય દાઢી પર હાથ મૂકી વિચારમગ્ન ઉભો રહે છે. ત્યાં છાયા હાથમાં માળા સાથે પ્રવેશ કરે છે.)

છાયા—(ચારે તરફ જોતાં) મહારાજ ક્યાં ગયા ?

(ચાણક્યને જોઇ નમન કરી જવા માટે છે. ચાણક્ય ધીમે રહી ઊંચી દષ્ટિ કરે છે અને તેને જતી અટકાવે છે.)

ચાણક્ય—અહીં આવ, છાયા ! (છાયા પાસે આવી નીચુ મુખ કરી ઊભી રહે છે.) મને બહુ દુઃખ થાય છે. ચન્દ્રકેતુનું મૃત્યુ એટલે ભારતના શૌર્યનું મૃત્યુ. મારે તો એ પુત્ર સમાન હતો.

છાયા—એમાં દુઃખ શાને ? દેશ ખાતર મૃત્યુ એટલે જ જીવનનું સાફલ્ય.

ચાણક્ય—(હર્ષ બતાવી) શાબાશ, પુત્રી ! શાબાશ...હં. પણ અહીં તું કેમ આવી છું ? (માળા સામે જોઈ) અને આ માળા શાની ?

છાયા—(લજ્જાથી હસીને) મહારાજ ચંદ્રગુપ્ત માટે.

ચાણક્ય—સમજ્યો (ડોકું ધુણાવી) છાયા ! એ નહિ બને.

છાયા—(આશ્ચર્યથી ચાણક્ય સામે તાકી) શું ? કેમ ?

ચાણક્ય—દેશ તારા પ્રેમનું બલિદાન માગે છે.

(છાયાને એકદમ આંચકો લાગે છે. એના હાથમાંથી માળા પડી જાય છે. બાવા જેવી તાકી રહે છે.)

ચાણક્ય—ગ્રીક લોકો હિંદ પર ચડી આવ્યા છે. ગ્રીક-રાજા પોતાની કન્યાનું માગું લાવ્યો છે. છાયા ! તું નહિ પરણી શકે.

છાયા—(કંઈક આશાથી) મહારાજ ચંદ્રગુપ્ત શું કહે છે !

ચાણક્ય—(સખ્તાઈથી) એને શું કહેવાનું છે ? એ જક્કી છે, તને નહિ છોડી શકે. ત્યાંજ તેની નિર્બળતાનું પ્રતિબિંબ છે. અને તને પરણશે એટલે ? ગ્રીકલોકો સાથે જીવનભરનું વેર. (વિચારમાં હોય તેમ) હું એમ નહિ થવા દઉં. (છાયા સામું જોઇ) છાયા દેશ બલિદાન માગે છે.

છાયા—(નિશ્વાસ નાંખી) કબૂલ છે. પણ મહારાજ માનશે ? હું તો સર્વસ્વ અર્પવા તૈયાર છું. (દઢતાથી) હું પણ ક્ષત્રિયકન્યા છું.

ચાણક્ય—શાબાશ. (ધીમેથી) તેં બધું અર્પણ કર્યું—જાઈ, આત્મા, દેહ અને સુખ. છાયા ! (લાગણીભર્યા સ્વરે) એક વસ્તુ બાકી છે. દેશ એ માગે છે.

છાયા—કઈ? (તાકી રહે છે.)

ચાણક્ય—જીવન-તારૂં જીવન. (છાયા ચમકે છે. ચાણક્ય સામું તાકી રહે છે. મુખ પર દુઃખ અને નિરાશાનાં ચિન્હો અંકિત થાય છે.) છૂટકો નથી. હિન્દ અને ગ્રીસ વચ્ચે હું સંબંધ બાંધવા માગું છું. તું હોય ત્યાંસુધી એ શક્ય નથી. (થોડીવાર ઊભો રહે છે. છાયા કંઇ બોલતી નથી એટલે જવા માંડે છે.)

ચાણક્ય—(જતાં જતાં) તું ક્ષત્રિયકન્યા છું એ ન ભૂલતી. (જાય છે.)

(છાયા થોડીવાર વિચારમાં એમને એમ ઊભી રહે છે. પછી આમતેમ આંટા મારે છે. નેપથ્યમાં એના હૃદયમાં થતાં વમળોને સમજાવતું કરુણ સંગીત શરૂ થાય છે.)

છાયા—(ઊભાં રહી) આશા! કેટલો મધુરો શબ્દ! હાય! પણ એનું જીવન પણ ઝાકળ સમાન ક્ષણિકજ? (થોડીવાર ઊભી રહે છે; પછી કંઇક યાદ આવતાં આંગળી પરની વીંટી સામે જોઇ રહે છે અને ફીકું હસે છે.) 'પરણ'ની નિશાની રૂપ હીરા! હવે તું 'મરણ'ની નિશાની રૂપ બનીશ. (ક્ષણેકવાર હીરા સામે તાકી રહે છે. પછી ધીમેથી મુખ તરફ હાથ લઇ જાય છે અને જોરથી હીરો ચૂસવા માંડે છે. નેપથ્ય-સંગીત વધુ કરુણ બને છે.)

છાયા—(આંખમાં આંસુ સાથે) મહારાજ ચન્દ્રગુપ્ત! હું તમને ન મળી શકી. માફ કરજો, પણ મળી હોત તો મારૂં કર્તવ્ય હું ચૂકત.

(એટલામાં ચંદ્રગુપ્ત પ્રવેશ કરે છે. છાયા પાલવ વડે આંસુ લૂછી નાખે છે અને માળા લઈ સામી જાય છે, નેપથ્ય-સંગીત બંધ થાય છે.)

છાયા—(હસીને) કેટલી રાહ જોવરાવી? (ચંદ્રગુપ્ત હસે છે. છાયા માળા પહેરાવે છે અને ગીત શરૂ કરે છે.)

તુમ મૈં, મૈં તુમ, કૈસે જીવનગીત ગાઉં,
હરેક હૃદયકણ તુમમય...મય...મૈં......

(છાયા લથડિયું ખાય છે. ચંદ્રગુપ્ત ગભરાય છે અને એકદમ તેને ઝાલી લઇ સિંહાસન પર બેસાડે છે અને પોતે બેસે છે.)

ચન્દ્રગુપ્ત—(ગભરાઈ જઇ) શું થયું? છાયા!

છાયા—(અચકાતાં અચકાતાં) કઈ નહિ.

(છાયાની આંખો ફરી જાય છે. નેપથ્યમાં કરુણ સંગીત ચાલુ થાય છે. ચંદ્રગુપ્ત વિચારમાં ને વિચારમાં છાયા સામે તાકી રહે છે.)

ચંદ્રગુપ્ત—(સ્વગત) સમજ્યો. ચાણક્ય! તારી ચાલબાજી. તને દયા પણ ન આવી?

છાયા—(હાથ લંબાવી) મહારાજ ચન્દ્રગુપ્ત!

(ચંદ્રગુપ્ત તેના દેહને બાથમાં લઇ ઊભો થઈ જાય છે. છાયા ચંદ્રગુપ્તને ટેકે ઘોડે સુધી ચાલતી આવે છે. પછી અટકી જાય છે. ચંદ્રગુપ્ત તેના મુખ સામું જુએ છે. આંખો મીંચાયેલી હોય છે અને મુખ પર શાશ્વત સ્મિત પ્રસરેલું હોય છે. ચંદ્રગુપ્ત થોડીવાર એમ ને એમ તાકી રહે છે.)

(નેપથ્યમાં ચંદ્રગુપ્તને ભણકારા વાગતા હોય તેમ)

તુમ મૈં, મૈં તુમ, કૈસે જીવનગીત ગાઉં.

(ગીત સંભળાતું જ હોય છે ને પડદો પડે છે.) *

---

* આ નાટકનાં પાત્રો ઐતિહાસિક છે, પરંતુ સંકલનામાં ઇતિહાસને ગૌણ સ્થાન અપાયું છે. વાસ્તવિક રીતે તો મૌર્ય-સમ્રાટ ચન્દ્રગુપ્તનો સમય અલેક્ઝાંડર ને સેલ્યુકસની પૂર્વેનો છેઃ [પ્રાચીન ભારતવર્ષ ભાગ-બીજો, ત્રિ. લ. શાહ; Indian Antiquary Vol. XXXII, (P. C. Mookerji)] તં.

# ભારતીય કાલગણના અને

# ‘સંવત્સરો’

ચીમનલાલ સંઘવી

**ઈ. સ.** ૧૯૯૩ ના ફેબ્રુઆરીમા સર વીલિયમ જોન્સે મેગેસ્થીનીસે નોંધેલા પાલી બોથાને પાટલીપુત્ર કહ્યું અને અલેકઝાંડરના સમકાલીન સેન્ડ્રેકોટસને મૌર્ય ચન્દ્રગુપ્ત તરીકે ઓળખાવ્યો ત્યારથી ભારતીય ઇતિહાસની કાલગણનાએ એક નિશ્ચિત સ્વરૂપ પકડી લીધેલુ મનાય છે પરન્તુ એ માન્યતા સ્વતંત્ર ભારતીય ઇતિહાસની જુદી જુદી કાલગણનાઓ સાથે કેટલી અસંગત છે અને જૈન બૌદ્ધ, વૈદિક તેમજ બીજા સાહિત્યક ગ્રન્થો અને શિલાલેખોના આધારે એકમતે ઊતરતી સાચી ભારતીય કાલગણના શુ હોઇ શકે તે દર્શાવવાનો અને સાથોસાથ ભારતીય સંવત્સરોનો પણ પરિચય કરાવવાનો આ લેખનો હેતુ છે

ભારતીય ઐતિહાસિક કાલગણનાની પ્રમાણભૂત શરૂઆત મહાભારતના યુદ્ધથી શરૂ થાય છે એટલે તે યુગ પર આછો દૃષ્ટિપાત નાખી આપણે બુદ્ધ-મહાવીરયુગ, મૌર્યયુગ અને વિક્રમ-શાલિવાહનના સુવર્ણયુગમા પ્રવેશીશુ

પ્રાચીન સંવત્સરોમા વ્યવસ્થિત ઉલ્લેખ કલિયુગ-સંવત્સરનો[1] મળે છે તે સંવત્સરની શરૂઆતનો સમય ઈ સ પૂર્વે ૩૧૦૨ ના ફેબ્રુઆરીની ૧૮ મી તારીખની પ્રભાતથી[2] લગભગ નિશ્ચિત છે તે સંવત્સર તે જ વર્ષમા શરૂ થયો હોવાના સંખ્યાબંધ પ્રાચીન પ્રમાણો પણ મળી આવે છે

વિક્રમસંવત્સરની શરૂઆત કલિયુગના ૩૦૪૪ વર્ષ વીતતા થયેલી છે[3] તેની અનેક નોંધો મળી આવે છે અને પરંપરાનુક્રમે તૈયાર થતા પંચાગોમા પણ કલિયુગ-સંવત્સર ને વિક્રમ સંવત્સર વચ્ચે ૩૦૪૪ વર્ષનુ ને કલિયુગ-સંવત ને શાલિવાહન-શક-સંવત્સરની વચ્ચે ૩૧૭૯ વર્ષનું અંતર લખવામા આવે છે જે ઇ. સ પૂર્વ ૩૧૦૨ ની સમાંતર છે

આર્યભટ્ટે ઈ સ ૪૯૯ મા લખેલા પોતાના ખગોળ-વિષયક ગ્રન્થમા કલિયુગ-સંવત્સર ૩૬૦૦ લખેલ છે—જે તેની શરૂઆતના સમય તરીકે ઇ સ પૂર્વે ૩૧૦૧-૨ સૂચવે છે

---

૧ કલિયુગ-સંવત્સર ઉપરાંત પ્રાચીન હિન્દમા સપ્તર્ષિ-સંવત પણ વપરાતો તેની શરૂઆત પણ કલિયુગની શરૂઆતમા જ થયેલી છે તેને લૌકિક, શાસ્ત્ર, પહાડી કે કચ્ચા સંવત્સર તરીકે પણ ઓળખાવવામા આવે છે પરંતુ આ સંવત્સર ઐતિહાસિક મેળનો નહિ પણ ખગોળવિષયક છે સપ્તર્ષિ નામે સાત તારા અશ્વિનીથી રેવતી પર્યન્તના ૨૭ નક્ષત્રોમા, દરેક નક્ષત્રમા સો સો વર્ષ ફરતા આવતા રહે છે, એ રીતે ૨૭૦૦ વર્ષનુ એક કાળચક્ર બને છે એ તારાઓ તે તે નક્ષત્રમા પ્રવેશ્યાને જેટલા વર્ષ વીત્યા હોય તેટલામા વર્ષને અનુસરીને સંવત્સર નોંધાય છે કાશ્મીરના પહાડી પ્રદેશો અને જ્યોતિષ ક્ષેત્રમા આ સંવત્સરનો વપરાશ વિશેષ પ્રમાણમા જણાય છે

૨ भारतीय प्राचीन लिपिमाला

૩ भारतीय प्राचीन लिपिमाला

ઇ. સ. ૫૨૨માં નેપાળની ગાદીએ બેસનાર રાજવી વીરદેવ કલિયુગ સંવત્સરના ૩૬૨૩ મા વરસે ગાદીપતિ થયો હોવાનું લખેલ છે.[૪] જે કલિયુગ-સંવત ને ઇસ્વીસન વચ્ચે ૩૧૦૧-૨ વર્ષનું અંતર દર્શાવે છે.

ઇસ્વીસનની તેરમી સદીના ગોવાના કદંબવંશી રાજા શિવચિત્તના દાનપત્રમાં કલિયુગ સંવત્સરનો કરેલો ઉલ્લેખ[૫] ઇસ્વીસન ને કલિયુગ-સંવત્સર વચ્ચે ૩૧૦૨ વર્ષનું અંતર દર્શાવે છે.

કલિયુગ-સંવત્સર પછી મહાભારતયુદ્ધ-સંવત્સર અને યુધિષ્ઠિર-સંવત્સર આવે છે, પણ તે બંને સંબંધમાં કંઈક મતભેદ હોઇ તેનું નિરાકરણ આવશ્યક છે.

મહાભારત-યુદ્ધના સમય સંબંધમાં કેટલાક સાહિત્યિક[૬] તેમજ શિલાલેખીય[૭] ઉલ્લેખો પરથી એમ તારવી શકાય છે કે મહાભારત યુદ્ધના પ્રસંગેજ દ્વાપરયુગની પૂર્ણાહુતી થઇ કલિયુગ બેઠો. પુરાણો એમ કહે છે કે ભગવાન કૃષ્ણના અવસાન સમયે[૮] કલિયુગ બેઠો. અને 'રાજતરંગિણી'કાર કલ્હણનું પોતાનું એમ કહેવું છે કે કલિયુગનાં ૬૫૩ વર્ષ ગયા પછી કૌરવ પાંડવો થયા.[૯] હવે આ ત્રણે મતનું અવલોકન કરીએ.

મહાભારત યુદ્ધના પ્રસંગે તેર દિવસનું પખવાડિયું હતું અને તે પછી છત્રીશ વર્ષે બીજી વખત તેર દિવસનું પખવાડિયું આવતાં યુધિષ્ઠિર અને શ્રી કૃષ્ણને કોઇ ભયંકર આપત્તિની શંકા થઈ.[૧૦] તે ઉપરાંત મહાભારત-યુદ્ધ પ્રસંગે ગાંધારીએ શ્રી કૃષ્ણને, તે અને તેમનો વંશ પણ ૩૬ વર્ષમાં આંતરવિગ્રહથી નાશ પામે એવો શ્રાપ આપેલો.[૧૧] આ જોતાં મહાભારત યુદ્ધ અને શ્રીકૃષ્ણના વૈકુંઠવાસ વચ્ચે ૩૬ વર્ષનું અંતર નિશ્ચિત થાય છે; જે

---

૪ નેપાળની રાજવંશાવલી.

૫ अष्टाचत्वारिंशदधिक त्रिशतो (त्त)रेषु चतुः सहस्रेषु कलियुग संवत्सरेषु परावृत्तेषु सत्सु ।

૬. કાશ્મીરના ઇતિહાસકાર અને 'રાજતરંગિણી'ના કર્તા કલ્હણના કહેવા પ્રમાણે મહાભારત-યુદ્ધને દ્વાપરયુગની પૂર્ણાહુતિ અને કલિયુગની શરૂઆતમાં માનનાર વિદ્વાનોનો એક વિશાળ સમુદાય હતો.

૭ દક્ષિણના ચાલુક્યવંશી સમ્રાટ પુલકેશી બીજાના સમયના જૈન મંદિર પર 'મહાભારત યુદ્ધ સંવત્સર ૩૭૩૫ અને શક સંવત્સર ૫૫૬'નો લેખ છે જેનાથી મહાભારત-યુદ્ધ શકસંવત પૂર્વે ૩૧૭૯=ઇ. સ. પૂર્વે ૩૧૦૧-૨=કલિયુગ-સંવત્સરની શરૂઆતમાં મુકાય છે. તે લેખ—

त्रिंशत्सु त्रिसहस्रेषु भारतादाहवादितः । सप्ताब्दशत युक्तेषु श (ग) तेष्वब्देषु पञ्चसु ॥
पञ्चाशत्सु कलौ काले षट्सु पञ्चशतासु च । समासु समतीतासु शकानामपि भूभुजाम् ॥

૮ यदैव भगवद्विष्णोरंशो यातो दिवं द्विज ।
वसुदेवकुलोद्भूत स्तदैव कलिरागतः ॥ विष्णुपुराण-४-२४-५५

'भागवत' માં પણ આવો જ ઉલ્લેખ મળે છે.

૯ शतेषु षट्सु सार्धेषु त्र्यधिकेषु च भूतले । कलिर्गतेषु वर्षाणामभूवन् कुरुपाण्डवाः ॥
राजतरंगिणी १-५१

૧૦ षट्त्रिंशे त्वथ संप्राप्ते वर्षे कौरवनन्दनः । ददर्श विपरीतानि निमित्तानि युधिष्ठिर ॥
महाभारत-मुशलपर्व-१.१.

एवं पश्यन् हृषीकेशः संप्राप्तं कालपर्य्ययम् । चतुर्दश्याममावास्यां तान् दृष्ट्वा प्राब्रवीदिदम् ॥
चतुर्दशी पंचदशी कृतियं राहुणा पुनः । प्राप्ते वै भारते युद्धे प्राप्ताचाद्य क्षयाय नः ॥
महा० मुशलपर्व २-१८-१८

૧૧ त्वमप्युपस्थिते वर्षे षट्त्रिंशे मधुसूदन । हतज्ञातिर्हतामात्यो हतपुत्रो वनेचरः ।
कुत्सितेनाभ्युपायेन निधनं समवाप्स्यसि ॥ म. भा. २५-४४

લાંબી કાલગણનામાં બહુ મહત્ત્વનું નથી. ઉપરાંતમાં શ્રીકૃષ્ણની કીર્તિ વધારવાને પુરાણકારોએ તેમના મૃત્યુથીજ કલિયુગની ગણના કરી હોય, પરંતુ એક પણ પુરાણકાર કલિયુગ સ્થાપનાને મહાભારત યુદ્ધની પૂર્વે કે એ યુદ્ધની ખૂબજ મોડે નથી દર્શાવતો.

કલિયુગની સ્થાપનાને મહાભારતની પૂર્વે ફેરવનાર કલ્હણ એકજ છે. તે કહે છે કે, 'દ્વાપરના અંતમાં મહાભારત યુદ્ધ થયું એવી દંતકથાઓથી વિમોહિત બનીને ઘણાય વિદ્વાનોએ ખોટી કાલગણનાઓ કરી છે.'[૧૨] તે પોતે કલિયુગનાં ૬૫૩ વર્ષ ગયા પછી ભારતયુદ્ધ માને છે ને યુધિષ્ઠિર-સંવત ને શકસંવત વચ્ચે ૨૫૨૬ વર્ષનું અંતર આંકે છે.[૧૩] પરન્તુ તેની આ માન્યતા એક ગભીર ભૂલનું પરિણામ જણાય છે.

'बृहत्संहिता'ના નામાંકિત કર્તા વરાહમિહિરે યુધિષ્ઠિર-સંવત ને કલિયુગસંવત્સર વચ્ચે ૨૫૨૬ વર્ષનું અંતર જણાવ્યું છે.[૧૪] આ શકસંવત્સરને કલ્હણે શાલિવાહન-શકસંવત્સર માની લીધો. અને મહાભારતયુદ્ધના અંતથી યુધિષ્ઠિર સંવતની શરૂઆત માની તેણે કલિયુગ સંવત્સર ને શાલિવાહન શકસંવત્સર વચ્ચેનાં ૩૧૭૯ વર્ષમાંથી ૨૫૨૬ વર્ષ બાદ કરી કલિયુગ સંવત્સર ને મહાભારત વચ્ચે ૬૫૩ વર્ષનું અંતર લખી દીધું. પણ વરાહમિહિરે ઉલ્લેખેલો ઉપરોક્ત શકસંવત્સર કોઇ પણ સંયોગોમાં ઇ. સ. ૭૮માં શરૂ થયેલો બીજો શકસંવત્સર નથી જ. કેમકે વરાહમિહિરનો સમય તે સંવત્સરની શરૂઆતની પણ પૂર્વેનો છે. તે માટે અનેક પ્રમાણો છેઃ

વરાહમિહિરે પોતાના 'पंचसिद्धान्तिका' ગ્રન્થમાં તે શકસંવત્સર ૪૨૭ ના ચૈત્ર સુદમાં રચ્યો હોવાનો ઉલ્લેખ કર્યો છે,[૧૫] તેમજ આમ રાજાના ખંડખાદ્યના લેખમાં વરાહમિહિર શકસંવત્સર ૫૦૯ માં સ્વર્ગવાસી થયો હોવાનું જણાવ્યું છે.[૧૬] આ શકસંવત્સરને જો ઇ. સ. ૭૮ માં શરૂ થયેલો શાલિવાહન શકસંવત્સર માની લઇએ તો ગ્રન્થ ઇ. સ. ૫૦૫ =કલિયુગ સંવત્સર ૩૬૦૭ માં રચેલો ગણવો જોઇએ. અને વરાહમિહિરનો સ્વર્ગવાસ ઇ. સ. ૫૮૮=કલિયુગ સંવત્સર ૩૬૯૦માં થયો મનાય. જ્યારે વરાહમિહિર ઇ. સ. પૂર્વે ૫૬માં થયેલા મહાન વિક્રમનો સમકાલીન હતો.[૧૭] અને કલિયુગ-સંવત્સર ૩૦૬૮ [ઈ. સ. પૂર્વે ૩૪= વિ. સં. ૧૨ ]માં[૧૮] કાલિદાસે લખેલા 'ज्योतिर्विदाभरण' ગ્રન્થમાં તેનો ઉલ્લેખ મળે છે. જૈન ગ્રન્થોમાં પણ તેને અતિ પ્રાચીન જૈનાચાર્યોનો સમકાલીન જણાવેલ છે.

હિન્દમાં શકસંવત્સર બે વપરાયા છેઃ એક ઈ. સ. પૂર્વે ૫૫૦માં ઇરાનપતિ શક સાયરસે શરૂ કર્યો તે અને બીજો વિક્રમના વારસોને હરાવી શકોએ ઈ. સ. ૭૮ માં શરૂ કર્યો તે.

---

૧૨ भारतं द्वापरान्तेऽभूद्वार्तयेति विमोहिताः । केचिदेतां मृषा तेषां कालसंख्यां प्रचक्रिरे ॥
राजतरंगिणी-૧-૪૬

૧૩ જુઓ ફ.નો. ૯.

૧૪ आसन् मघासु मुनयः शासति पृथ्वीं युधिष्ठिरे नृपतौ ।
षड्द्विक पंच द्वि युतः शककालस्तस्य राज्ञश्च ॥ बृहत्संहिता-૧૩-૩

૧૫ सप्ताश्वि वेद संख्यं शककालमपास्य चैत्र शुक्लादौ— ૧. ૮.

૧૬ नवाधिक पंचशत संख्य शाके वराहमिहिराचार्यो दिवं गतः ।

૧૭ धन्वन्तरि क्षपणकोऽमरसिंह शंकु वेतालभट्ट घटखर्पर कालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥ ज्योतिर्विदाभरण

૧૮ वर्षे सिन्धुरदर्शनाम्बर गुणैर्याते कलौ सम्मिते । ज्योतिर्विदा॰ ।

એ બંને શક-સંવત્સર વચ્ચે ગોટાળો પેદા થતાં બીજા શકસંવત્સરની સાથે શાલિવાહન નામ જોડવામાં આવ્યું.[૧૯] વરાહમિહિરે જે શકસંવત્સરનો ઉલ્લેખ કર્યો છે તે સાયરસનો શક-સંવત્સર હોવા પૂરતો સંભવ છે. તે અનુસાર તેનો 'पंचसिद्धांतिका' ગ્રન્થ ઈ. સ. પૂર્વે ૧૨૩માં રચાયો ગણાય અને તેનું મૃત્યુ ઇ. સ. પૂર્વે ૪૧ માં ઠરે. જે ધોરણથી કાલિદાસ અને વિક્રમ સાથેની તેની સમકાલીનતા જળવાઈ રહે છે અને કલિયુગ-સંવત્સર ૩૦૬૮ (ઇ. સ. પૂર્વે ૩૪) ના ગ્રન્થ (ज्योतिर्विदाभरण)માં થયેલ તેના ઉલ્લેખનો ઉકેલ પણ મળી રહે છે.

વરાહમિહિર ઉપરાંત બીજા પણ કેટલાક વિદ્વાનોએ સાયરસના સંવત્સરનો ઉપયોગ કર્યો છે. ભાસ્કરાચાર્યે પોતાના પ્રસિદ્ધ ગ્રન્થ 'सिद्धांत शिरोमणि'ની રચના શકસંવત્સર ૧૦૩૬માં જણાવી છે. તે શકસંવત્સરને બીજો-ઈ. સ. ૭૮માં શરૂ થયેલો-શક-સંવત્સર માની લઈએ તો તે ગ્રન્થ ઇ. સ. ૧૧૧૪માં રચાયો ગણાય. પણ ઈ. સ. ૧૦૩૦માં ભારતની યાત્રાએ આવેલા આલ્બેરૂનીએ ભાસ્કરાચાર્યનો તેમજ તેમના ગ્રન્થોનો ઉલ્લેખ કર્યો છે. એટલે ૧૦૩૬ તે સાયરસનો સંવત્સર હોવા પૂરતો સંભવ રહે છે.

વરાહમિહિરે વાપરેલ શકસંવત્સર સાયરસનો હોવા સંબંધી બીજી પણ એક દલીલ છે. વરાહમિહિર યુધિષ્ઠિર-સંવત્સરની હદજ ૨૫૨૬ વર્ષની આંકે છે અને પછી બીજા એટલે શકસંવત્સરની શરૂઆત લેખે છે. જો આ શકસંવત્સર ઇ. સ. ૭૮ માં શરૂ થયેલો શક-સંવત્સર હોય તો તે પહેલાં તો સાયરસ સંવત્સર, મહાવીર સંવત્સર, બુદ્ધ સંવત, સેલ્યુકિડિ સંવત, મૌર્ય સંવત, કૃતસંવત, વિક્રમ સંવત વગેરે અનેક સંવત્સરો શરૂ થઇ ગયેલા છે. પરન્તુ ઉપર પ્રમાણે વરાહમિહિરે ઉલ્લેખેલ શકસંવત્સરને ઈ. સ. પૂર્વે ૫૫૦ માં શરૂ થયેલો સાયરસનો શકસંવત્સર માનીએ તો તેની અને યુધિષ્ઠિર સંવતની વચ્ચે બીજો એક પણ સંવત્સર શરૂ થયો નથી એટલે તેને યુધિષ્ઠિર-સંવત્સરની હદ ગણવી વ્યાજબી લેખાય.

આ પ્રમાણે વરાહમિહિરે ઉલ્લેખેલ શકસંવત્સર ઈ. સ. પૂર્વે ૫૫૦ માં શરૂ થયેલો સાયરસનો શકસંવત્સર છે. તે ધોરણે યુધિષ્ઠિર સંવત ૨૫૨૬+૫૫૦=ઈ. સ. પૂર્વે ૩૦૭૬ માં શરૂ થયો ગણાય. કલિયુગની શરૂઆત ને મહાભારત યુદ્ધ ઇ. સ. પૂર્વે ૩૧૦૨ માં છે. તે પછી પાંડવોએ પંદર વર્ષ સુધી ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે શાસન ચલાવ્યું છે. પછીથી ધૃતરાષ્ટ્ર નિવૃત્ત થતાં, યુધિષ્ઠિરે સ્વતંત્ર રાજવીપદ અખત્યાર કરી, સમય જતાં રાજસૂય યજ્ઞ કરી, પોતાનો સંવત્સર શરૂ કરેલો. એટલે મહાભારત યુદ્ધ અને યુધિષ્ઠિર સંવત વચ્ચેનું ૨૬ વર્ષનું અંતર સસ્થાને છે.

આ પ્રમાણે ઈ. સ. પૂર્વે ૩૧૦૨ માં મહાભારતયુદ્ધ ને કલિયુગ-સંવત્સરની સ્થાપના, ઇ. સ. પૂર્વે ૩૦૭૬ માં યુધિષ્ઠિર સંવત્સરની શરૂઆત અને ઈ. સ. પૂર્વે ૩૦૬૬ માં ભગવાન કૃષ્ણનો વૈકુંઠવાસ ગણી શકાય.

---

૧૯ શાલિવાહન વિક્રમની પછી તરતજ પ્રકાશમાં આવેલો. તેની રાજધાની પ્રતિષ્ઠાનપુર હતી. તેણે તાપીતીર પર્યન્ત પૃથ્વી જીતીને અને દક્ષિણદેશની પ્રજાનાં ઋણ ફેડીને [तापीतीरपर्यन्तं चोत्तरापथं साधयित्वा-दक्षिणापथमनृणं विधाय (विविधतीर्थकल्प)] મહાવીર સંવત ૪૯૬ [वीर वंशावली] (ઇ. સ. પૂર્વે ૪૦)માં, પોતાનો સંવત્સર પ્રવર્તાવેલો [स्वकीय संवत्सरं प्रावीवृतत् (विविध तीर्थकल्प)]. તે પછી અવંતી સામે પુનઃ વિજયી નીવડેલા શકોએ ઇ. સ. ૭૮માં શકસંવત પ્રવર્તાવતાં શાલિવાહન સંવત વપરાશમાંથી ધીમે ધીમે દૂર થયો અને નવા શકસંવતને સાયરસના શકસંવતથી જુદો પાડવાને (તે શાલિવાહનના યુગ પછી તરતમાં પ્રવર્તેલો હોઇ) તેની સાથે શાલિવાહન નામ જોડાયું.

# એકલતાના ડામ

આનંદેશ

નોંધ:—પ્રાચીન સિંધના વ્યાપાર-વાણિજ્યનું મુખ્ય કેન્દ્ર કેટી બંદર હતું. અત્યારે તો એ કોઇ ગત શાહેનશાહતના પાટનગર સરખું ભાંગેલું પડ્યું છે. પવનની સાથે સંભળાતા ખારવાઓના અવાજોની વચ્ચે કાંઠે ઊભેલ માનવીને અહીંતહીં વીખરાયેલ હોડકાંઓ, ધરતીના કિનારાને ઘસતાં કાળના લોઢ જેવાં ઊછળતાં મોજાંઓ, તેની પાછળ ભૂત-વૈભવનાં સ્વપ્નો જગાડતાં ખંડિયેરો અને તેની આસપાસ વૃક્ષઝુંડ જેવાં ઝૂંપડાંઓ દેખાશે.

'ભૂપદાની' 'અભિષેક' વગેરે વાર્તાસંગ્રહોના કર્તાએ આ વાર્તાની વસ્તુ કેટી બંદરના ખારવાઓના જીવનમાંથી લીધી છે.

અહર્નિશ બારણાને અઢેલીને અનિમિષ નેત્રે કોઈની રાહ નીરખતી શિલ્પીની કલ્પનામૂર્તિ જેવી ક્લાંત મેઘલ, અન્યને હૃદય સોંપીને વરેલી પરીક્ષિતાને પોતાની કરવા મથામણ કરતો ભગ્ન હૃદયી છબલ, અને એ બંનેની વચ્ચે સુદૂર રહ્યે સાન્નિધ્યમાં ભાસતી કોઇ આકૃતિના પડછાયા જેવો શોભન આ વાર્તાનાં કરુણ પાત્રો છે.

પાત્રોના ઘડતરનું કાર્ય કઠીન બનતાં વાર્તાકારો સાપેક્ષ વા પરોક્ષ રીતે તેમને મૃત્યુના શરણાગત રાખે છે અને એ રીતે વાચકના દિલાસાની ઓથમાં કલાક્ષતિને પોષે છે. શ્રી. આનંદેશ પણ એજ પેઢીના છે ને? છબલનું યે એમ થયું.

પરંતુ વાર્તાક્ષેત્રે હમણાં હમણાં વાયેલા અંધ "નવતા પ્રેમ" ના શ્રી. આનંદેશ આરાધક બનતા નથી, અને તેથીજ એ વાસ્તવિક ભૂમિકાની સીમાઓ લોપતા નથી કે સામાજિક બંધનોની મર્યાદાઓ ઉવેખતા નથી. આર્ય સંસ્કૃતિના સંરક્ષક તરીકે એ શીલતિને ગૌરવાન્વિત, સૌજન્યસભર. નારી ધર્મ વત્સલા અને બધી ખોડખાંપણો સહિત છે એવી વાસ્તવિક ચીતરે છે.

આયોજન, ભાવસંકલન અને સંવાદોની પ્રવાહીતામાં આ વાર્તા અનુપમ બની છે. ઉપરાંત વસ્તુને અનુરૂપ શૈલી, માનસાભ્યાસ અને માનવતાદર્શન એ શ્રી. આનંદેશની અન્ય લાક્ષણિકતાઓયે આ વાર્તામાં સપ્રમાણ વિકસી છે એમ કહેવું અહીં ઉચિત લેખાશે.

પ્રભુલાલ શુકલ

કેટી બંદરના કિનારા પરનાં માછીમારોનાં ઝૂંપડાંઓમાંનાં એક ઝૂંપડાને દરવાજે, બારસાખને હાથ ટેકવી મેઘલ ઊભી રહેતી. એનો ઘનશ્યામ વાન અને એની ભભક મોહક હતાં. એની પાસેથી પસાર થનાર માનવી એના દેહનું લાવણ્ય જોઇ આકર્ષાતો. મેઘલ કિશોરી અને મદભરી હતી. એની પાતળી શરીરવેલ સોટા જેવી લાંબી પરંતુ મજબૂત અને ઘાટીલી હતી. એ જ્યારે કમાડને અઢેલી ઊભી રહેતી ત્યારે એના ચહેરા પર કરડાઇ તરી વળતી અને જોનારને લાગે કે એના જીવનની આડયમાં દુઃખની કડવાશ છુપાયેલી હશે. એની વાંકી ભમ્મરો મોહક હતી. એના હોઠ દૃઢતાથી, દાઝથી, ક્રોધથી બીડાયેલા રહેતા. પગથી માથા સુધી મેઘલ કડપવાળી, ગુમાની અને તુંડમિજાજી દેખાતી.

મેઘલના પાડોશીઓ કહેતા કે એ નાનપણથી જ ફૂટડી અને રૂવાબવાળી હતી. એના તુમાખીભર્યા ચહેરાનો બધાને ડર લાગતો. એની જીભ બરછટ હતી અને દોરદમામથી એના પરિચયમાં આવનારને એ આંજી શકતી. આસપાસનાં ખેતરોમાં, નાના ટેકરાઓની ખીણમાં અને દરિયાકિનારાની રેતીમાં એ એકલી ફરતી—એ સ્વભાવે નિડર હતી.

મેઘલે જીવનમાં કોઇની પરવા કરી ન્હોતી. માવતર વિહોણી બની ત્યારે પોતાના ખેતરમાંથી પોતાના જેટલું આજીવિકાનું સાધન મેળવી શકતી અને કોઇનાં ઓશિયાળાં ન બનવાના ગર્વવાળી, રંગમાની મેઘલ કોઇનું તલ જેટલુંયે પાડોશણું માથે ચડાવતી નહિ. એને કોઇ કંઇ પૂછવાની હામ જ કરતું નહિ, અને એ કોઇને દાદ દે તેવી પણ નહોતી.

કોઈવાર સંજોગવશાત્ કોઈના સહવાસમાં આવતી તો મેઘલના ગર્વિષ્ટ સ્વભાવની દાઝે એવું સ્વમાનભંગ થાય એવું અતડું વર્તન કરવા ગામના લોકો ભૂલતા નહિ, પરન્તુ એ અપમાનનો બદલો મેઘલ એવી રીતે લેતી કે સામા માનવીને માનહાનિથી ભોંમાં સમાઇ જવાનું મન થતું.

ને જેમ મેઘલ ગામના માણસોથી એકલવાયી અને અતડી રહેતી તેમ લોકો પણ એનાથી છેટા રહેવામાં પોતાનું માન સમજતા. જેમ જેમ એકલતા મેઘલના જીવનમાં વણાતી ગઇ તેમ તેમ એ સહિષ્ણુ અને મક્કમ બનતી ગઇ. જેમ જેમ એ ઉમ્મરે વધતી ગઈ તેમ તેમ એનું દેહલાલિત્ય મારકણું બનતું ગયું. ગામના ફાંકડા, શોખીન નવયુવકો મેઘલને જોવા, એની સાથે એકાદ ક્ષણ પણ વાત કરવા હમેશાં તલપાપડ રહેતા પરન્તુ મેઘલ એ રૂપકડા યુવાનોની રૂપજાળમાં દબાઈ જાય એવી નિર્બળ નહોતી.

ગમે તેવો વંઠેલ જુવાન પણ મેઘલના રૂઆબ અને વટ આગળ દબાઈ જતો અને એની છેડતી કરી શકતો નહિ. મેઘલના સાનિધ્યમાં તો એ નરમ ઘેંસ જેવો બની જતો.

પરન્તુ ગામના યુવકોમાંથી અનોખો તરી વળતો શોભન મેઘલને ગમી ગયો. પહેલાં તો એને પણ મેઘલે માનભંગ કર્યો, દૂભ્યો, દૂભવ્યો પરન્તુ શોભનનું ચારિત્ર્ય, એનું કામદેવ જેવું રૂપ, એનો પુષ્પધન્વાના ટંકાર જેવો મર્દાનગીભર્યો સાદ, એની અજાનબાહુ જેવી શારીરિક શક્તિ અને એનો મનવાણી પરનો કાબૂ જોઈ મેઘલને લાગ્યું કે શોભનના વિશ્વાસમાં, એના સહવાસમાં, એના પ્રત્યેનો પ્રીતમાં પોતે સુરક્ષિત રહેશે.

પરન્તુ થોડા વખત પછી એકાએક શોભન પરદેશ ચાલ્યો ગયો—અને એના અણુ-ચિંતવ્યા આઘાતે મેઘલ અધમૂર્છ જેવી બની ગઇ. દિવસો સુધી એ ઘરની બહાર નહોતી નીકળી. શોભન એને મળ્યા વગરજ ચાલ્યો ગયો એ વાતમાં એને ભારે વસવસો રહી ગયો.

શોભનનાં માવતરને, મેઘલ જેવી નિરાધાર, ગરીબ અને ગામની આંગળીચીંધ–રઝળુ છોકરી સાથે પોતાના શોભન જેવો, ગામના નગરશેઠ અને ખાનદાન કુટુંબનો પુત્ર પરણે એ રુચતું નહોતું; અને માબાપનો લાડકવાયો, આજ્ઞાંકિત શોભન કુળની આબરૂને ખાતર, હૃદયને ગૂંગળાવી નાંખી મેઘલને મળ્યા વગરજ ઊપડી ગયો. શોભન જાણતો હતો કે મેઘલની આંખ સાથે આંખ મળતાં એના માવતરની ધારણા કોઈ કાળે પણ ફળવાની નહોતી.

ને શોભનને ગયા ત્રણેક માસ વીત્યા હશે ત્યાં બધાની અજાયબી વચ્ચે મેઘલ છેલબટાઉ ગુણાતા—મુકાદમનું કામ કરતા રખડેલ યુવક છબલને પરણી ગઇ.

—આમ તો મેઘલે છબલને કેટલીયેવાર તરછોડયો હતો; ફટકારીને તગડી મૂકયો હતો.

એકવાર મેઘલ રસોડામાં બેઠી હતી ત્યાં છબલ આવ્યો, ને વાતોના તડાકા મારવા લાગ્યો. લાગ જોઈ એણે મેઘલની કળાઇ પરની આંગળી પર પોતાની આંગળી ફેરવી, ને છંછેડાયલ નાગણ જેવી મેઘલ ચમકીને હઠી ગઈ.

"કેમ ?" છબલ છોભીલો પડયો.

"મને આવી વાતો અને ચાળા નથી ગમતા."

"ઓલ્યો શોભન ગમે છે કાં ?"

મોચડો ખાય પણ મેણું ન ખાય એવી ખારના કટકા જેવી મેઘલનું અભિમાન જાગી ઊઠયું. એણે ધડાક દઈ છબલના ગાલ પર તમાચો ચોડી દીધો.

બંને હથેલીઓ ભીંસીને મસળી નાખી. બંને લમણાંઓને હથેલીઓથી દબાવ્યાં. દાંત ભીંસતો ઊઠયો—ને ખાધાપીધા વગર જ, વગર કપડે અસ્પષ્ટ બડબડાટ કરતો બહાર ચાલ્યો ગયો.

તે દિવસે મેઘલનું રાંધ્યું ધાન અણબોટ જ રહ્યું.

મેઘલે બાલપણ માણ્યું હતું, પરન્તુ એની બહુ યાદ નહોતી રહી. એ મુગ્ધાવસ્થા અને કિશોરવયમાંથી કચરાતી ચાલી—એને સગાં, સંબંધી, દાઇ દુશ્મન કોઇએ હૈયારી નહોતી આપી. કોઇએ 'મારી' કહી છાતીએ નહોતી વળગાડી. ને શોભનમલની છત્રછાયા નીચે રહી સુખનાં સોનેરી સ્વપ્નાંઓ સાચાં ઠેરવવાની એની કલ્પનાઓ માત્ર ચિંતનમાંજ રહી. શોભનના સ્નેહાળ સહવાસનાં શમણાં અને એના નામની સ્મૃતિ પર જ હવે એ જીવતી હતી.

શોભનના ગયા પછી ગામના માણસોએ અનેક હૂલકા ઉડાડયા, પરન્તુ મેઘલ ગામને મોઢે ગરણું બાંધવા ન નીકળી. શોભન ચાલ્યો ગયો ત્યારે એના માવતરને "તમારા શોભન વિના મેઘલ કુંવારી નહી મરે" એમ કહેવા ન ગઇ પણ છબલને પરણી ગઇ. એ જાણતી હતી કે છબલની સાથે એના મનનો મેળ એક ક્ષણેય મળવાનો નહોતો. ત્હોયે સ્વમાનને સુરક્ષિત રાખવા હૃદયને સળગાવવાનું એણે પસંદ કર્યું.

સાંજે છબલ જ્યારે ઘેર આવ્યો ત્યારે મેઘલ તો એની હમેશની જગાએ ઊભી હતી.

"એઇ! સાંભળ્યું?" છડથી બોલતો છબલ અંદર ગયો.

મેઘલે માત્ર આંખો જ છબલ તરફ ફેરવી.

"તારો ઓલો શોભનો પરદેશથી આવ્યો છે."

મેઘલના મોં પર, તપતી તાવડી પર છાંટો પડી ઊડી જાય તેમ એક હાસ્ય ફરક્યું ને અલોપ થઇ ગયું અને તે પહેલાં તો એણે મોઢું ફેરવી લીધું.

છબલને ક્રોધ તો ચડયો હતો ને મેઘલની બેદરકારીથી તે ખેવડાયો.

"જો હું તને કહી દઉં છું, ખબરદાર જો એની સાથે વાત કરી છે તો."

"એમ!" મેઘલે બે શબ્દો ઉચ્ચાર્યા પણ છબલને તો તે તીર જેવા લાગ્યા.

"હા એમ. એમ કહેતાં શરમાતી નથી? ગામ તો અટાણથી જ ફાટયે ડાચે વાતો કરે છે."

મેઘલ તિરસ્કારભર્યું હસી.

"ગામનેય કાંઇ ધંધો નથી લાગતો—જેની વાંસે પડે એનું કાસળ જ કાઢી નાખે. ગામ થોડુંજ ખવરાવવા આવે છે."

"પણ હું તો ખવરાવું છું ને?" રોફબંધ છબલ બોલ્યો.

"જાણે પાં'ડ કરતો હોઇશ?" દાંતની દોઢય વાળતી મેઘલ એટલું બોલી, અંદર ગઇ.

મેઘલ વિચાર-તરંગે ચડી. એને શોભનનાં સ્વપ્નાં આવતાં હતાં. એને લાગ્યું કે એની હૃદયતિતિક્ષા, તપશ્ચર્યા એળે નહોતાં ગયાં. શોભન, એનોજ શોભન, જેના વિરહે, વિયોગે, એણે લોહીપાણી એક કર્યાં હતાં, એ શોભન આવ્યો હતો, પરન્તુ પોતાથી એની જોડે વાતેય નહિ કરી શકાય. એ આવ્યો તે પણ હવે એ ન આવ્યા જેવો હતો. શોભન જ્યારે જાણશે કે ગામના ઉતાર જેવા છબલની પોતે સ્ત્રી બની છે ત્યારે તે શું કહેશે? એને કેટલો આઘાત લાગશે! ભલેને લાગે? હં, મને મરવા વાંકે જીવવા જેવી કરી મૂકી એનું કાંઇ નહિ!

મેઘલ રહું રહું થઇ રહી હતી. એને પેટ ભરીને રોવાનું મન થતું હતું પણ રડાયું નહિ. મેઘલ છબલની સામે આવી ઊભી રહી.

"અને મળું તો?" મેઘલનો સાદ ધીરો પડી ગયો—એનું કાળજું વલોવાતું હોય તેમ એનો હાથ હૈયા પર પડ્યો.

"તો ચોટલો ઝાલીને બહાર ન કાઢું?" કહેવાનું છબલને મન થયું પણ સદા સર્વદા મેઘલથી એ દબાતો આવ્યો હતો—ને અત્યારેય એના એક 'તો' થી ડઘાઇ ગયો.

એને લાગ્યું કે મેઘલ ગમે તેવી છે પણ એક વાતે યે પરાયા પુરુષનો પાછાયો પણ ઝીલે એવી નથી; એને ખબર હતી કે મેઘલ ઝેરનો કટકો છે. એ જાણતો હતો કે મેઘલની સામે આંખ ઉલાળી શકે એવા પુરુષને તો ગામમાં એની જનેતાએ જણ્યો નહોતો—પરન્તુ પોતાની જ પરણેતર એના એક વખતના પ્રેમીને મળે એ એનાથી સહવાતું નહોતું

"તો, બીજું કાંઈ હું ન સમજું ચોખી દીવા જેવી વાત. મારે મારું ઘર ભાંગવું નથી."

મેઘલ મનમાં ને મનમાં હસવા જતી હતી ત્હોય એનાથી વધારે હસી જવાયું અને એના હસવાથી છબલના કોપાગ્નિમાં ઘી હોમાયું.

"તારા વેતા તો જો! આ તે કાંઇ ઘર હલવવાનાં લખણ છે?"

ફરીથી મેઘલ હસી.

"જો ઘર ભાંગવું હોત તો માંડવા બોલાવત શું કામ?" ધગતા અંગારા જેવી આંખોએ તાકી રહેલી મેઘલ બોલી.

"બોલાવ્યો!" કહી છબલે દાંત કાઢ્યા, "મારા વિના બીજું કોણ હાથ ઝાલત? સાવળીગા છો ઈ તો કયાં કોઈથી અજાણ્યું હતું!"

—અને મેઘલ સળાંગ ઊભી થઇ ગઇ. એની ભમ્મરો ખેંચાણી ને કંઇક નિર્ણય કર્યો હોય તેમ એણે હાથની મૂઠી વાળીઃ

"તઇ આ ઘરમાં કાં હું નહિ ને કાં તું નહિ."

છબલનાં હાજાં ગગડી ગયાં. એના શરીરમાંથી દૈવત ચાલ્યું જતું હોય તેમ આખું અંગ પાણી પાણી થવા માંડયું. આખે શરીરે પરસેવો વછૂટયો—એ ઊઠ્યો અને દરવાજા આડે ઊભો રહી બોલ્યોઃ

"માટીનું હાંડલું નથી સમજી? ભૂંડી! કાંઇક તો વિચાર કર!"

"કરી લીધો."

"મારું કપાળ કરી લીધો. તારામાં માણસાઇ હોય તો તું આવી નાખી દીધા જેવી વાત ન કરે. કોઇને નથી જાવું. ગામમાં શું મોઢું લંઈ ને રહેવું? લોક શું કહેશે?"

"લોક પડયા ચૂલામાં. હું તો આ ચાલી." કહી મેઘલે એકું પગલું આગળ ભર્યું.

"ના, હું નહિ જાવા દઉં."

"જોઉં તો ખરી મને કોણ રોકે છે? બાયડી રાખી નથી રહેતી સમજ્યો!"

પરન્તુ છબલ પહાડ જેવો બની દરવાજામાં ઊભો રહ્યો.

"તું રહે, હુંજ જાઉં છું. આ ઘર તારું છે, તારો બોલાવ્યો હું આવ્યો હતો......" તે પહેરેલે લૂગડે બહાર ગયો. આંગણે પડેલ મોગરાના કૂંડામાંથી બેચાર કળીઓ તોડી ગુંજામાં નાંખી ને ચેતનશૂન્ય પગલે ચાલતો થયો. ભીની આંખે શિલા જેવી મેઘલ તેને જોઇ

રહી ને જ્યારે રાત્રીના કાળા ઓળાએ ભયાનક બનતા વાતાવરણમાં પડખેનાં ઝૂંપડાં પાસેથી કૂતરાએ ભસવું ને રડવું શરૂ કર્યું ત્યારે સ્થંભી ગયેલી મેઘલને ભાન આવ્યું. આજે એને દીવો પ્રગટાવવો ગમ્યો નહિ. અસ્તવ્યસ્ત પડેલા પાથરણા પર આંખો મીંચી સૂતી.

દિગ્મૂઢ બનેલો, આંધળિયું કરી ઘર,–ઘરબાર છોડી નીકળેલો છબલ, વહાણ પર ગયો ને તૂતક પર ઢગલો થઈ ઊંધમુંધ પડયો.

એને થયું કે જે કર્યું તે ફરવાનું નથી. મેઘલનું ધાર્યું ફેરવવાની બહામાંયે ત્રેવડ નહોતી. એને ખાત્રી હતી કે વેરઝેરને વિસારે પાડે એવી સ્ત્રી મેઘલ નહોતી. મેઘલના હૃદયમાં સ્ત્રી હૃદયની કૂણપ અને મમતાનો અભાવ એણે અનુભવ્યો હતો. એને મેઘલ નિર્દય અને હૈયા–સૂની લાગી. મેઘલને સુખી કરવાના એના મનોરથો તો હતા, પણ એ પૂરા ન થયા. ગમે તેવો પોતે એનો પતિ હતો, અને પતિ પર પત્ની સત્તા ચલાવે એ એનાથી સહ્યું જતું નહોતું. એને લાગ્યું કે એની સાથે પરણીને પણ મેઘલે એના સ્વભાવને, એના હૃદયને એક ક્ષણવાર પણ અર્પણ કર્યું નહોતું. એ વાસનાતૃપ્તિનું સાધન બની હશે, પણ મેઘલે એને આત્મા કાં સમર્પણ ન કર્યો એનો એને મોટો ઓરતો રહી ગયો.

એકલો એકલો છબલ બબડયો:

"મારૂં મોત કાં તો ટૂંકડું આવ્યું લાગે છે! આટલા વરસ ચોરના માયાની જેમ રઝળ્યો, કોઈએ ચોખા ન ચોડયા ને સિંહણ જેવી મેઘલે મારો હાથ ઝાલ્યો. એ જેવી હતી તેવી–ન હોત તો વાંઢો મરત પણ ઘર બંધાત નહીં."

પડયા પડયા છબલે હાથ પાસે પડેલા રાંઢવાના છેડામાંથી તાગડા તોડવા માંડયા.

"ઊંચે સાદે આટલા મહિનામાં આજ બોલી. મારી આબરૂ ને ઘર ઢાંકીને બેઠી હતી. એનું ગામ હતું ને શોભન આવ્યો એમાં કોઈની પરણેતરને શું? મારોયે સ્વભાવ છે કાંઈ! નાહકનું હું ભાણું સળગાવી બેઠો. હવે? હવે ઇ વાદીલી, વટનો કટકો, હું મરી જાઉં તોયે ઘરમાં ન સંઘરે."

ને વિચાર વમળે ગોથાં ખાતાં છબલને ક્યારે નિંદ્રા આવી એનું એને ભાન રહ્યું નહિ.

સવારે મજૂરો, માણસો, કામે આવ્યા ત્યારે ય છબલ ઊંઘતો જ હતો. એક મુકાદમે એને ઢંઢોળી ઉઠાડયો.

"કેમ ભાઈ! આજે રાત વહાણ પર કાઢવી પડી! ભાભી સાહેબે કાઢી મૂકયા કે શું?"

છબલ ચમકયો, ને પેલા મુકાદમ સામે જોઈ રહ્યો–એને થયું કે ત્રિકાળજ્ઞાની મુકાદમ એના હૈયાની વાત બોલે છે.

બીજા મુકાદમો અને બંદર પર કામ કરતા ગુમાસ્તાઓ છબલને, મેઘલ જેવી, ચમરબંધીનો યે ચોટલી ઝાલી ઘા કરે એવી, સ્ત્રી મેળવવા માટે ભાગ્યશાળી સમજતા હતા. કોઈકવાર છબલની મીઠી મશ્કરી પણ કરતા. અને કોઈ નજીકનો સ્નેહી ચીડવતો પણ ખરો.

"નકામી અટાણમાં પંચાત નહિ. ચાલો, માલભર્યાં વહાણમાં, આજે બપોર પહેલાં તો હંકારવું છે." ગંભીર મોંએ છબલે બોલનારને દાબી દીધો–ને જોરજોર–દોડાદોડી અને હાહોકારાથી કામ શરૂ કર્યું.

છબલ વહાણને છેડે ઊભો ઊભો પોતાના ઝૂંપડા સુધી નજર નાખી મેઘલના જ વિચાર કરી રહ્યો હતો—"મેઘલ શું કરતી હશે? શિરામણી માટે મારી વાટ જોશે ખરી!"

આગલે દિવસે ચોવીસ કલાકમાં અન્નનો દાણોએ છબલના મોઢામાં નહોતો ગયો–એનું આખુ અંગ તૂટી પડતું હતું. પગમાં ગોટલાં ચડતાં હતાં. આંખે અંધારાં આવતાં હતાં. ત્યાં પડખેથી ખીચોખીચ માલ ભરેલ વહાણ નીકળ્યું–એ તરફ છબલની નજર ગઈ.

"એલા કોણ છો?–નાખવા! આંધળો છો? ભટકાશે તો ભાંગી પડશે." પડખેથી ઘસાઇને વહાણ જતું હોય તેમ છબલને લાગ્યું–એ બોલ્યો ને એને આંખે તમ્મર આવ્યાં ને એનું શરીર લથડ્યું—સમતોલપણું જળવાયું નહિ અને એ બે વહાણની વચ્ચે ખાબક્યો. બીજું વહાણ છબલના શરીરને છોલતું–છેકતું–ભીંસતું ચાલ્યું ગયું ને છબલ પાણીમાં પડયો.

બંને વહાણમાં બેઠેલાંના મોમાંથી અરેરાટી નીકળી ગઈ. માણસો દોડયાં. પહેરેલ લૂગડે બે–ચાર સમુદ્રમાં ત્રાટકયા. ને વાંભે પાણી કાપતાં, ડૂબકીઓ ખાતાં, મહામહેનતે બેભાન અને લોહી નીકળતા શરીરવાળા છબલને તૂતક પર લઈ આવ્યા. લોકોએ તાત્કાળિક થઇ શકે તેટલા ઉપાયો લીધા અને છબલે આંખ ખોલી.

"સાળા આંધળા થઇને હાંકે છે?" એક ખારવાએ છબલને સારૂં લગાડવા પેલા વહાણના નાખુદાને ગાળ દીધી.

છબલે નાક પર આંગળી મૂકી એને ચૂપ રહેવાની સંજ્ઞા કરી.

પડયાં પડયાં છબલે જેમ તેમ કરી ચીમળાઈ ગએલી મોગરાની કળીઓ કબજાના ખીસામાંથી કાઢી અને આંખે, હોઠે અને મોં પર ફેરવી.

"અન્વર!" છબલનો સાદ ધીમો પડતો હતો, "તુ ઘેર જા, અને જલદી બોલાવી લાવ" કહેતાં અસહ્ય પીડા થતી હોય તેમ છબલે દર્દની ચીચિયારી નાખી. "મોં મેળા નથી થાતા લાગતા" હળવેકથી છબલ બોલ્યો.

ઘેરો વળીને બધા ઊભા હતા. કોઈએ એને ઘેર લઈ જવાની સૂચના કરી, પણ છબલે ના પાડી.

ને જ્યારે અન્વર પાંચેક ડગલાં વહાણથી દૂર ગયો હશે ત્યાં છબલના પ્રાણે ખોળિયાને તજ્યું.

અન્વર જ્યારે મેઘલ પાસે પહોંચ્યો ત્યારે મેઘલ ઝૂંપડી બહાર લોહીના ટશિયા ફૂટે એટલા જોશથી હોઠ ડંસતી લાકડાની પેટી પર, પગપર પગ ચડાવી બેઠી હતી.

"કેમ?" મેઘલે પૂછ્યું.

અન્વરને મેઘલનો ડર લાગ્યો.

"મા! શેઠ લોહીલુહાણ થઈ પડયા છે, તમને બોલાવવા મોકલ્યો છે."

મેઘલ આંખો ફાડીને અન્વરને સાંભળી રહી હતી—અન્વરથી એની આંખોનો તાપ જીરવાતો ન હતો.

"સાનમાં છે!" મેઘલે ધીમેથી પૂછ્યું.

"પહેલાં ન્હોતા, હવે છું."

મેઘલને પળવાર વિચાર થયો, પરંતુ બીજી ક્ષણે એની ભમ્મર વાંકી થઇ.

"અન્વર! જા, એને અંહી લઇ આવો–મારાથી નહીં અવાય."

આટલું બોલી મેઘલ ઊઠીને અંદર ગઈ—જતાં જતાં દરવાજો બંધ કરતી ગઈ.

મેઘલના વર્તનથી, દિંગ થઈ જતાં મોંમાં આંગળી નાખી ઊભેલા અન્વરથી આંગળી કચરાઈ ગઈ–મેઘલને ટાઢા હિમાળા જેવા સાદે બોલતી જોઈ ને, કે, એણે આવવાની ના કહી એટલે, એ કળવું મુશ્કેલ હતું.

મહિનાઓ પછી એક દિવસ એ જ મોગરાના છોડ પાસે મેઘલ–પાષાણની પ્રતિમા જેવી મેઘલ બેઠી હતી. ત્યાં શોભન આવ્યો.

“ મેઘલ ! ”

મેઘલે સાદ ઓળખ્યો–જાણ્યું કે શોભન આવ્યો છે, પણ એણે ઊંચું જોવાની ખેવના કરી નહીં.

“ મેઘલ ! હું શોભન આવ્યો છું, બોલતી કાં નથી ? ”

મેઘલે બન્ને હાથ કાન આડા ધર્યા ને સામે જોયા વગર જ ઊભી થતી બોલી:

“ મારે કોઈની જરૂર નથી. મારે કોઈની પાઘડીનું મોળિયું બનવું નથી. મને એકલી મરવા દો. મારે તો હવે ભગવાન હેઠે ઊતરી આવે તો એનું યે કામ નથી. એક ગયો— મેઘલના નામ પર બીજાની ગાળ ન હોય. શોભન તું જા, રાંડયાંને ન રંજાળ.”

પાછું વાળીને જોયા વગર મેઘલ અંદર જતી રહી ને હળવેથી ઝૂંપડાંનું બારણું વાસી દીધું.

જમીન ફાટે તો સમાઈ જવાની વેતરણ કરતા શોભનને જમીન ફાટી નહીં એટલે ઊભનું મોં ભારે થઈ પડ્યું.



## ઓરતા ના લડયાના

દેવજી રા. મોઢા

રે ધાર્યાથી ઊલટી નીકળી વાટ સીધી જ દોર,
ને ધાર્યાથી રજની વીતી વ્હેલી, થઈ વ્હેલી ભોર;
ને ધીકન્તો રવિ પણ સદાનો રહે છે પ્રકાશી
આજે ધીમે, મુજ ભણી વહે ઈશ્વરી મ્હેર-રાશિ!
રસ્તે ભેટે સફર પથિકો, ખૂબ ઉત્સાહ આપે,
મીઠી વાતો કરી, દિલ હરી, થાક આંખો ઉથાપે;
ને મારે તો સરળ ગૃહના વાસથી યે પ્રવાસઃ
ના ઠંડી, ને વળી ન તડકો, વિઘ્ન એકે ન ખાસ!

તો યે મારા અધીર ઉરને ફાવતી આ ન વાત,
એને વ્હાલી વધુ સુખ થકી આફતોની જમાત:
પાદો ચાહે પથ પર ફુડા કંટકોની પથારી,
ને આ કાયા પણ ચહી રહે યુદ્ધ સાથે જ યારી!
હારું તેની લગીર પણ હૈયું કરે છે તમા ના,
ના રહેવાશે પણ ઉર થકી ઓરતા ના લડયાના!

# સાહિત્યકારની નોંધપોથી

કિશોરલાલ ઓલિયા જોશી

એક કવિએ પોતાના મિત્રને 'કાવ્યકુંજ' નામક કવિતાસંગ્રહ ભેટ મોકલ્યો. એક પ્રસંગે કવિ તેમના મિત્રને મળવા ગયા ત્યારે 'કાવ્યકુંજ'નાં વખાણ કરતાં તે બોલ્યાઃ

"હું ધારું છું કે 'કાવ્યકુંજ'નો પ્રથમ ખંડ તો તમે વાંચી ગયા હશો."

મિત્રઃ હા, તમારું એ પુસ્તક હું સૂક્ષ્મ મંથનપૂર્વક વાંચી ગયો છું. એમાંનાં કેટલાંક કાવ્ય તો મને એટલાં બધાં ગમ્યાં છે કે મેં એ ફરીફરીને વાંચ્યાં છે. પુસ્તક એટલું દિલહર છે કે આખું વાંચ્યા વિના તો તે હાથમાંથી હેઠે મૂકવાનું મન જ ન થાય. વાહ ! શું સુંદર પ્રયાસ ! ગુજરાતને ચરણે આવાં જ કાવ્યો ધરવાની જરૂર છે.

કવિઃ 'કાવ્યકુંજ'માં 'કવિનો કલશોર' નામે એક કાવ્ય આવે છે. એ મારું અમરગીત છે. તમે એ કાવ્યનો ગૂઢ અર્થ સમજ્યા છો ? ન સમજ્યા હો તો 'કાવ્યકુંજ' જરા અહીં લાવોને ! હું જ તમને એ કાવ્યનો ગૂઢાર્થ સમજાવું.

મિત્રઃ અરરર. શું મારાં કમભાગ્ય ! કેટલાય દિવસથી એ પુસ્તક ગૂમ થઇ ગયું છે. શોધી શોધીને નાકે દમ આવ્યો, પણ, પુસ્તક હાથ જ નથી ચડતું. હવે શું કરવું ?

[ મિત્રના મોં પર દિલગીરીની છાયા પથરાય છે. પિતાની એ સ્થિતિ જોઇ પાસે બેઠેલો નાનો બાબુ બોલી ઊઠયો—]

'બાપા, જે દિવસે તે ચોપડી તમને ટપાલમાં મળી તે જ દિવસે તમે તે ટેબલના એક ભાંગેલા પાયા નીચે ટેકણ તરીકે મૂકી છે. એટલીવારમાં ભૂલી ગયા ?'

× × ×

પોતાના બે નાના પુત્રો સાથે એક શ્રીમન્ત લેખિકા બીજા વર્ગના એક ડબ્બામાં મુસાફરી કરી રહ્યાં હતાં. લેખિકા પોતાનું તાજેતરમાં બહાર પડેલું 'બાલ ઉછેર' નામક પુસ્તક વાંચવામાં તલ્લીન હતાં. કંઈક કારણસર મોટો બાબુ ઊંચો—નીચો થવા લાગ્યો એટલે લેખિકા બોલ્યાંઃ

"કેમ શું થાય છે ? સરખો બેસ."

બાબુઃ બા, હમણાં જે છેલ્લું સ્ટેશન ગયું, તેનું નામ શું હતું ?

લેખિકાઃ તારે તેનું શું કામ છે ? હું એવા નાના સ્ટેશનનું નામ જાણતી નથી. મારું માથું ન ખા. તું જાણે છે કે અત્યારે હું કેવા પવિત્ર કાર્યમાં મશગૂલ છું.

બાબુઃ પણ હવે ચશે શું ?

લેખિકાઃ ચૂપ થા ! માથું ન ખા ! તોફાન ન કર ! સરખો બેસ.

બાબુઃ બા, ત્યારે મજા કર. તું તે સ્ટેશનનું નામ નથી જાણતી તેથી મને તો તારી દયા આવે છે.

લેખિકાઃ શું કહ્યું ? મારી દયા ! નાની જીભે મોટી વાતો ? ચાલ, ચૂપ થા ! સરખો બેસ. મને આવી ખબર હોત તો તને સાથે પણ ન લેત.

બાણુઃ એ બધું ઠીક છે. પણ હું સાથે છઉં તો જ તને કહું છું કે નાનો બચુ તે સ્ટેશને ડબાનું બારણું ઉઘાડીને નીચે ઊતરી ગયો છે.

× × ×

કાશ્મીરના નંદનવનની એક વિખ્યાત આંગ્લ હોટેલમાં એક કવિ મહાશયે નિવાસ કર્યો. થોડાક દિવસ તે હોટેલમાં ગાળીને જન્મભૂમિ તરફ પ્રયાણ કરતાં કવિશ્રી બીલ ચૂકવવાને ગયા. ત્યાં હોટેલના માલિક પાસે એક કોયલની પ્રશંસા કરતાં કવિવર બોલ્યા, 'ઉષાનાં સોનેરી કિરણો પૃથ્વી પર પથરાય તે પહેલાં એક સુંદર કોયલ આમ્રવૃક્ષની ઝૂમઝૂમતી ડાળે બેસીને આરોહ–અવરોહના તાનપલટા સાથે મધુર સંગીત લલકારતી હતી. શું એ કોયલનો મધુર રણકાર? મને તો પથારીમાં પડયાં પડયાં જ કવિતા બનાવવાની ઊર્મિ થઇ આવી.'

હોટેલ–માલિકે બીલમાં 'સંગીત–શ્રવણ'ના પાંચ રૂપિયા ઉમેરતાં કહ્યું :' બરાબર છે. આધુનિક યુગનો યંત્રવાદ અમને પસંદ નથી, એટલે 'રેડિયો' જેવા ઘોંઘાટવાળા વાજિંત્રને બદલે કુદરતકૃત 'કોયલ'ના મધુર સંગીતને ઉત્તેજન આપવાને અમે એક કોયલ પાળી છે. તે કોયલ પ્રભાતમાં ભૈરવીના મધુર સરોદો સંભળાવી અમારા માનવંત ગ્રાહકોનું મનરંજન કરે છે. બદલામાં અમે ગ્રાહકો પાસેથી ફક્ત પાંચ જ રૂપિયા લઇએ છીએ.'

કવિ: નહિ, નહિ. કંઈક ભૂલ થાય છે. મને લાગે છે કે તમારા બગીચામાં એક ગધેડો ભૂંકી રહ્યો હતો. તેના ભૂંકારવથી હું જાગી ઊઠયો, અને મારી મીઠી નિદ્રા અને મારાં મધુરાં સ્વપ્ન અદૃશ્ય થઈ ગયાં. એ બદલ તમારે નુકશાનીના પાંચ રૂપિયા આપવા જોઈએ.

* * *

મધ્યરાત્રિના સમયે એક લેખક મહાશય નવલકથાનાં છેલ્લાં પ્રકરણો આલેખી રહ્યા હતા. તે પ્રસંગે એક બદમાશ અચાનક તેમના વાંચનાલયમાં ચોરી કરવાના આશયથી ઘુસી ગયો અને લેખક સામે પીસ્તોલ તાકીને બોલ્યો, "બોલો તમને શું ગમે છે? તમારી દોલત કે તમારું જીવન? જો તમારે તમારું જીવન બચાવવું હોય તો અહીં તમારી તમામ દોલત મારે ચરણે ધરી દો."

લેખક મહાશય કાગળમાંથી માથું ઊંચું કરતાં ધીમેથી બોલ્યા, "ઓ નરદેવ! તમારે શું 'મારું જીવન' જોઈએ છે? ધન્યવાદ. એ જન્મ્યું ત્યારથી આજ લગી એનો ખરીદનાર કોઈ જ નથી નીકળ્યો. મજબૂત પૂઠાં તથા રેશમી કપડાથી તેને સુશોભિત કરવામાં આવ્યું છે. આપ જેવા એક ચિત્રકારે તેમાં રંગના વિવિધ સાથિયા પૂર્યા છે. તમારા ધંધાની જાહેરાતનું પણ તે એક ઉત્તમ સાધન છે. વળી મારી દોલત પણ 'મારું જીવન' જ છે. તેની કિંમત ફક્ત રૂા. દોઢ જ છે. તે લઇ જાઓ, ખરીદી જાઓ."

* * *

તંત્રી—હવેથી તમારે તમારાં કાવ્યો "ટાઈપરાઇટર' પર ટાઈપ કરી મોકલાવવાં કે જેથી કંપોઝીટરોની મુશ્કેલીના પ્રશ્નનો ઉકેલ આણી શકાય.

કવિ—વાત સાચી છે, પણ તમે શું એમ ધારો છો કે જો હું ટાઇપરાઈટીંગ જાણતો હોઉં તો કાવ્યો લખવાની કડાકૂટમાં પડું? કોઈ ઓફીસમાં ટાઈપીસ્ટ તરીકે નોકરી જ ન શોધી લઉં!

# કર–પદ્ધતિ

નર્મદાશંકર હ. વ્યાસ

પ્રત્યેક માનવીને સીધી કે આડકતરી રીતે રાજ્યને કરના સ્વરૂપમાં કંઈક આપવું પડે છે. કરની આવક ઉપર રાજ્યની હસ્તી શક્ય બને છે. પ્રજાના રક્ષણ માટે રાજ્ય અને રાજ્યશાસન; બદલામાં રાજ્ય અને રાજ્યશાસનના નિભાવ અર્થે, પ્રજાને આપવી પડતી કિંમત, તે કર. દરેક માણસ રાજ્યનો સભાસદ છે, ફરજિયાત સભાસદ છે. રાષ્ટ્રની અંદર વિચરતું પ્રત્યેક પ્રાણી રાજ્યનું અંગ છે રાજ્યસંસ્થાના સભાસદપણા માટે આપવી પડતી કિંમત, આપવું પડતું લવાજમ, તે કર. આ સભાસદપણું ફરજિયાત હોઈને એના લવાજમમાંથી કોઈ મુક્ત રહી શકતું નથી. રાજ્યશાસનનો સમગ્ર ખર્ચ રાજ્યના પ્રત્યેક પ્રજાજનને કરના સ્વરૂપમાં વેઠવો પડે છે. રાજ્ય પ્રજાની પાસેથી કેવી રીતે અને કેટલા પ્રમાણમાં કર ઉઘરાવે છે તે ખાસ સમજવા જેવું છે. રાજ્યશાસનની કળા જેમ જેમ વિકાસ પામતી ગઈ તેમ તેમ કરનું સ્વરૂપ વધારે ચોકખુ, નિશ્ચિત અને ન્યાયપૂર્ણ બનતું ગયું; કરને અંગે અમુક સિદ્ધાન્તો નક્કી કરવામાં આવ્યા.

સૌથી પ્રથમ એડમ સ્મીથે કરની બાબતમાં ચાર સિદ્ધાન્તોનુ પ્રતિપાદન કર્યું. (૧) પ્રત્યેક માનવીએ પોતાની શક્તિ પ્રમાણે રાજ્યની હસ્તી માટે પોતાનો ફાળો આપવો જોઇએ; રાજ્ય પ્રત્યેક પ્રજાજન પાસેથી જે ફાળો કરના સ્વરૂપમાં ઉઘરાવે છે તે પ્રજાજનની શક્તિના પ્રમાણમાં હોવો જોઇએ, નિશ્ચિત હોવો જોઇએ. (૨) કયે વખતે, કેવી રીતે અને કેટલા પ્રમાણમાં પ્રજાજન રાજ્યને કરના સ્વરૂપમાં પોતાનો ફાળો આપી રહેલ છે તેનું ભાન પ્રજાજનને સંપૂર્ણ રીતે થવું જોઈએ, હોવું જોઇએ. માટે કરનું સ્વરૂપ એકદમ નિશ્ચિત અને ચોકખું હોવું જોઇએ. (૩) રાજ્યથી ઉઘરાવવામાં આવતો પ્રત્યેક કર, કર ભરનાર માટે સગવડતાવાળો હોવો જોઇએ. એટલે કે કર આપવાનો સમય તથા કરનું પ્રમાણ એવાં હોવાં જોઇએ કે જેનાથી આપનારને અગવડતા ઊભી ન થતી હોય. કર ભરવાનો સમય અને પ્રમાણ ભરનારની સગવડના પ્રમાણે નક્કી થવાં જોઈએ. (૪) કર ઉઘરાવવાની પદ્ધતિ વ્યવહારૂ અને કરકસરવાળી હોવી જોઇએ. પ્રજા પાસેથી જે કર ઉઘરાવવામાં આવે તેનો મોટો ભાગ કર ઉઘરાવવાના ખર્ચરૂપે જ ચાલ્યો જાય તો તે રાજ્ય અને પ્રજા બન્ને માટે નિરર્થક છે.

કરને અંગેના આ ચાર સિદ્ધાન્તો ઉપરાંત અત્યારની કર–પદ્ધતિમાં સમાનતાનું તત્ત્વ ખાસ ઉમેરાયું છે. જોકે એડમ સ્મીથના પ્રથમ સિદ્ધાન્તમાં સમાનતાના તત્ત્વનો ધ્વનિ તો રહેલો જ હતો, માત્ર તેને વધારે વ્યાપક અને વ્યવહારૂ બનાવવામાં આવ્યો છે.

દુનિયાનાં લગભગ બધાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં કરની પદ્ધતિ આ સિદ્ધાન્તો પ્રમાણે નક્કી કરવામાં આવે છે. રાજ્યના અંદાજપત્રકની અંદર રાજ્યશાસનના ખર્ચને પહોંચી વળવા પૂરતી કરની આવક નક્કી કરવામાં આવે છે. કોઇ પણ રાષ્ટ્રની કર–પદ્ધતિમાં કરનું પ્રમાણ નક્કી કરવું ખાસ મહત્ત્વનું ગણાય છે. રાજ્યના ખર્ચ અને આવકના આંકડાઓ સામસામા મળી જવા જોઇએ. રાજ્યખર્ચને પહોંચી વળાય તેમ કરનું પ્રમાણ નક્કી ન થઈ શક્યું હોય તો કોઈ પણ વખતે વધારાના કર નાખવા પડે અથવા તો રાજ્યને કરજ કરવું પડે. લડાઈના

વેલા સીધી રીતના કરનું ધોરણ નક્કી કરવામાં આવે છે. જેમકે રૂ. ૨૦૦૦)ની વાર્ષિક આવકવાળા પાસેથી ૧½% પ્રમાણે આયપતવેરો, રૂ. ૫૦૦૦)વાળા પાસેથી ૨½% પ્રમાણે, રૂ. ૧૦૦૦૦)ની આવકવાળા પાસેથી ૪½% પ્રમાણે અને એ પ્રમાણે ઉત્તરોત્તર વધતા પ્રમાણથી જ કરનું ધોરણ નક્કી થતું જાય. ઉપરાંત અમુક પ્રમાણથી વધારે આવક ઉપર આયપતવેરા સાથે અસાધારણ કર-Super-tax-લેવામાં આવે છે. મૃત્યુવેરો, લગ્નવેરો કે વારસાઇ વેરો પણ તે જ પ્રમાણે હોય છે. પાંચ હજારની મિલકત વારસામાં મેળવવા માટે મિલકતના ૫% રાજ્યને આપવા પડે, દશ હજારની મિલકત માટે ૧૦%, પચાસ હજારની માટે ૨૫% અને એવી રીતે ઉત્તરોત્તર ચડતા ધોરણે, રાજ્યને, વારસામાં મળવાની મિલકતનો હિસ્સો આપવો પડે છે. સીધી રીતના કરનો બોજો બીજા ઉપર નાંખી શકાતો નથી પણ કર ભરનારને જ તે ઉઠાવવો પડે છે.

આડકતરી રીતના કરનો બોજો બીજા ઉપર નાંખી શકાય છે. કર ભરનાર એ કરનો બોજો ભાગ્યે જ ઉઠાવે છે. અને વાસ્તવમાં આવા પ્રકારનો બોજો કોણ કેટલા પ્રમાણમાં ઉઠાવે છે તે નક્કી કરવું જ ઘણું મુશ્કેલ છે. જેમકે આયાત થતા માલ ઉપરની જકાતનો બોજો જકાત ભરનાર વેપારી નથી ઉઠાવતો પણ માલનો ઉપભોગ કરનાર પ્રત્યેક માનવીને ઉઠાવવો પડે છે. કારણકે જકાતનો બોજો વસ્તુના ભાવ ઉપર લાદવામાં આવે છે અને પરિણામે વસ્તુના ભાવ ઊંચા જાય છે. આ પ્રમાણે આડકતરી રીતના દરેક કરની બાબતમાં કરનો બોજો કર આપનાર નથી ઉઠાવતો પણ બીજાઓની ઉપર લાદી દે છે. આડકતરી રીતના કરનો બોજો પ્રજાના પ્રત્યેક માણસને ભોગવવો પડે છે. ગમે તેટલો ગરીબ હોય પણ એ કરમાંથી કોઈ મુક્ત રહી શકતું નથી,—જ્યારે કર જરૂરિયાતની વસ્તુઓ ઉપર નાખવામાં આવ્યો હોય ત્યારે. અને ઘણું ખરૂં જરૂરિયાતની વસ્તુઓ ઉપરજ વિશેષ કર નાખવામાં આવે છે જેથી કરની આવક નિશ્ચિત બને છે, અને ભાવના વધવા કે ઘટવાની અસર વસ્તુની માંગ કે પૂરતી ઉપર થતી નથી. મોજશોખની વસ્તુઓ ઉપર પણ વિશેષ રીતે કર નાખવામાં આવે છે કારણ કે તેની પણ માંગ અને પૂરતીનો આધાર ભાવના પ્રમાણ ઉપર નથી. માત્ર સગવડતાઓની વસ્તુઓ ઉપર કરનો બોજો લાદતાં વિચાર કરવો પડે છે કારણ કે આવી વસ્તુઓના ભાવ ઊંચા જતાં માંગ ઓછી થઈ જાય છે.

પ્રત્યેક રાષ્ટ્રની કર-પદ્ધતિમાં સીધી રીતના કર તેમજ આડકતરી રીતના કર બંનેને સ્થાન મળે છે. પણ સ્વતંત્ર રાષ્ટ્રમાં સીધી રીતના કર ઉપર વધારે જોર લગાવવામાં આવે છે; જ્યારે પરતંત્ર રાષ્ટ્રોમાં આડકતરી જાતના કરો ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે; અને તેમાં પણ ખાસ કરીને ખૂબજ જરૂરિયાતની વસ્તુઓ ઉપર—જેવી કે મીઠું, દીવાસળી વગેરે.

જો જગત ખરેખર આર્થિક સમાનતાના ધોરણ ઉપર જવાનું હશે તો ભવિષ્યમાં માત્ર સીધી રીતના કરનેજ કર-પદ્ધતિમાં સ્થાન રહેશે. અત્યારે પણ સીધી રીતના કરનોજ ખાસ વિશેષ રીતે આશ્રય લેવામાં આવે છે. રાજ્યની આર્થિક ફરજો દિનપ્રતિદિન વધારે વ્યાપક બનતી જાય છે અને તેથી સીધી રીતના કરનો ઉપયોગ, રાજ્ય, પ્રજાની અંદર સંપત્તિની સમાન વ્હેંચણી માટે કરી રહેલ છે.

અહીં આપણે માત્ર કર-પદ્ધતિનું જ નિરૂપણ કરેલ છે, કરના પ્રત્યેક પ્રકારને છણવો સ્થળની મર્યાદાને લીધે શક્ય નથી. છતાં મૂળભૂત સિદ્ધાન્ત સમજાઈ ગયા પછી કરના જુદા જુદા પ્રકારો સમજવાનું બહુ સહેલું થઈ પડે છે.

---

# પ્રેમનું મૌન !

ચિરંતન

રાત્રિના ઘોર અંધકારમાંયે કોઈ મશ્કરી કરી રહ્યું હોય તેમ શારદાને લાગ્યું.

—અને આકાશ તરફ નજર ઊંચી કરતાં જ તેને લાગ્યું કે આકાશમાં છૂટાછવાયા વેરાયેલા આ તારકના ઝુંડ–ખરેખર દાઝ્યા ઉપર ડામ દઈ રહ્યા છે!

જીવનમાં આજે પહેલી જ વાર તેણે ખરેખર નિરાશા અનુભવી! જીવનની સમસ્ત ઉત્તેજના, ઊર્મિઓ અને આવેગો શાંત બની ગયા.

ગિરીશના પત્રે તેને ઊંડાણમાં–જીવનની અગાધ ઊંડાઈમાં હડસેલી દીધી.

જીવનનું સુખ, સુખની ઊર્મિઓને—આવેગને મોકળો વહેવા દેવામાં છે કે તેને નિયંત્રણમાં રાખવામાં?

ગિરીશના જીવન સાથે તેને મેળ મળતો લાગ્યો નહીં. ગિરીશની અતિ સહિષ્ણુતા અને મૂંડાપણાએ તેને મૂંઝવી, મૂંઝવી એટલું જ નહીં પરંતુ ધીમે ધીમે તેના પ્રત્યેનું આકર્ષણ તે ગુમાવી બેઠી.

ગિરીશને માટે પોતે યોગ્ય નહોતી, એ પરણ્યા પછી તેણે અનુભવ્યું અને પોતાને કંઈક પાંખ આવતાં ગિરીશ પોતા માટે યોગ્ય નહોતો તેમ તેને લાગ્યું.

અને એ માનસિક વિશૃંખલાએ, એ ઊર્મિના અતિ આવેગે એક દિવસે તેના હૃદયમાં હોળી સળગાવી.

અને અચાનક કોઈ અશુભ ક્ષણે દીનબંધુ તેના જીવન વચ્ચે આવી ઊભો!

દીનબંધુએ તેની વાણીને, તેના વિચારને, જીવનને અસ્તવ્યસ્ત કરી નાંખ્યું!

સમાજવાદી આ નવજુવાને અજાણતાં આ અબુદ્ધ સ્ત્રીના હૃદયમાં આકર્ષણ જન્માવ્યું અને બંને પ્રેમલગ્નના, સમાનતાના, સહચારના, આત્માના અવાજના ગેબી ધ્વનિથી સમાજનાં બંધનો તોડવાને કટિબદ્ધ થયાં.

પહેલરૂપે શારદાએ પોતાના ભાવી પગલાંની ભૂમિકા બાંધતો એક પત્ર ગિરીશને લખ્યો, અને એ પત્રનો જવાબ વાંચી શારદા સ્તબ્ધ બની ગઈ!

આજે એકાએક તેને આંખો આવી. દીનબંધુને આજે લલિતા સાથે ફરવા જવા દઈ, અગાસીમાં પોતાની ઓરડી ઉપર આવી, ટેબલ ઉપર ઝાંખા બળી રહેલા લેમ્પને જરા સતેજ કરી, તે કાગળ વાંચવા બેઠી.

સાફ, સ્વચ્છ અને સ્વરચનાપૂર્વક લખેલો ગિરીશનો પત્ર નીચે મુજબ હતો:

શારદા,

તારો પત્ર બે દિવસ પહેલાં મળ્યો. તારા પત્રથી મને હસવું આવ્યું!

પતિ તરીકેનો મારો કશોયે અધિકાર તારા ઉપર ક્યારેય હતો, અથવા હોવો જોઈએ, અથવા તો આજે છે એવું હું ક્યારેય માનતો નહોતો; અને આજે પણ માનતો પણ નથી.

માનવી–માનવીના અધિકારની વસ્તુ બની શકે ખરી ? સ્ત્રીપુરુષના જીવનની ભાગીદારી કે સમાનતાનો મને ખ્યાલ સુદ્ધાં નથી.–એવાં યંત્રવત્ સૈદ્ધાંતિક જીવન માનવી જીવી શકતો હશે કે કેમ; અથવા તો એવું જીવન સુખરૂપ હશે કે કેમ એ તો જીવનની કસોટી ઉપરથી જ કહી શકાય.

પરંતુ મારે જે પ્રામાણિક રીતે કહેવાનું છે, એ તો એટલું જ કે તારી માનસિક સ્થિતિને સંપૂર્ણ અનુરૂપ હું બની શકયો નથી. એમ બનવું જ જોઈએ એવી મારી માન્યતા પણ નથી. છતાંયે તારા જીવનના વિકાસમાં મદદરૂપ થવાની મેં હમેશાં કોશિશ કરી છે.

ઊર્મિ—અતિ લાગણીવશતાનો પરિચય હું તને નથી આપી શકયો, એ સાચી વસ્તુ છે.

પરંતુ પ્રેમ સ્વતઃ બોલતો નથી. એને બોલવાપણું હોતું નથી. એને પ્રદર્શિત કરવાપણું કશું યે હોતું નથી.

ચાહ કે પ્રેમઃ એ લેવાદેવાની વસ્તુ નથી; એને માટે ફરિયાદ કરવાની હોતી નથી.

'હું તને ચાહું છું' એમ વારંવાર બોલવા છતાં એ વાણીની ચાહના ખરી ચાહના હોતી નથી.

માત્ર બોલવાથી યા લાગણીના આવેશથીજ પ્રદર્શિત થતી ભાવનાઓ પ્રેમનું સાચું સ્વરૂપ હોઈ શકે એવી મારી માન્યતા નથી.

ખેર! તને જીવનમાં સુખ અને શાંતિ મળે એવી મારી ખાયેશ છે. અને તારા ઈચ્છિત માર્ગે તું એ મેળવ એમાં મને કશીયે હરકત નથી.

તારે જ્યારે આવવાની ઈચ્છા હોય ત્યારે ઘર તારા માટે ખુલ્લું જ છે.

તારા જીવનના વિકાસમાં હું તને કોઇ રીતે ઉપયોગી નીવડી શકું તેમ હોઉં તો તું મને ખુશીથી લખજે.

માનવીને–જીવનને લગતા બધા પ્રયોગો કરી જોવાનો હક્ક છે. અને એ હક્ક આનંદપૂર્વક હું તને આપું છું.

આપવા જેવું જો કે મારે કશુંયે નથી. કારણ કે તું મારી માલિકીની કોઇ વસ્તુ નથી. છતાં તારા મનના સમાધાન માટે મારે આટલું લખવું પડે છે.

પ્રેમને બંધનો નથી. પરંતુ પ્રેમની અનુભૂતિ મેળવ્યા પછી અમુક મર્યાદા અવશ્ય સ્વીકારવી પડે છે.

મારે મન પ્રેમ એ જ્ઞાનપૂર્વકનું સ્વાર્પણ છે. એ સ્વાર્પણમાં માનવીએ સામી વ્યક્તિ પાસેથી કશી આશા રાખ્યા વિના પોતે 'ત્યાગ' ને માટે તૈયાર રહેવાનું હોય છે.

સ્ત્રી–પુરુષ એ ભાવનાને સમજે તો જ લગ્નજીવન સુખરૂપ બની શકે.

પ્રેમ એ સ્વેચ્છાએ સ્વીકારેલ દૃઢ પ્રતિજ્ઞા છે. જે પ્રતિજ્ઞા પળે પળે ત્યાગ માંગે છે. એ સિવાય પ્રેમ જેવી બીજી વસ્તુનું સ્થાપીત્વ હું સ્વીકારી શકતો નથી.

અને સ્વેચ્છાએ સ્વીકારેલું પ્રેમનું સ્વાર્પણ એ સ્વપ્રેરિત વસ્તુજ હોઈ શકે. એ બંધનોથી પર હોઈ શકે.

આપણાં લગ્ન સ્વપ્રેરિત નહીં પરન્તુ પરપ્રેરિત હતાં. એ લગ્ન પછી પ્રેમ જેવી વસ્તુનો તને અનુભવ ન થયો હોય તો, સ્વેચ્છાએ તું જેને ચાહતી હો, તેનાથી વિમુખ કરવાનો કોઈને પણ હક્ક હોય તેમ હું માનતો નથી.

તમને બંનેને સાચા પ્રેમપૂર્વક જીવન જીવતાં જોઈ હું ખુશી થઇશ. એટલુંજ નહીં પરન્તુ માણસ તરીકેની મેં મારી ફરજ બજાવી છે એમ સમજીશ. એજ વિશેષ શું લખું?

લી. ગિરીશ.

શારદાએ બે વખત, ત્રણ વખત, ફરીફરીને પત્ર વાંચ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. પોતે શા માટે અત્રે આવી? દીનબંધુ સાચો પ્રેમ કરતો હતો અને ગિરીશ નહીં?

ગિરીશ સાથે માનસિક મેળ નહોતો એ સાચી વાત. તો દીનબંધુ સાથે શું સંપૂર્ણ મેળ હતો?

અને શું માત્ર માનસિક મેળથીજ સુખી થઈ શકાય છે? છેલ્લા દશ મહિનાના દીનબંધુ સાથેના માનસિક મેળથી–મેળવ્યું શું? રોજના વિચાર–કલહ, નાની નાની વાતો માટે કલાકો સુધી પિષ્ટપેષણ અને મનોવ્યથા.

અને દીનબંધુનું લલિતા પ્રત્યેનું આકર્ષણ......શારદા રોઈ પડી.

તેના હૃદયમાં શૂળ ભોંકાતું હતું—વીંછીના ડંખથી જાણયે ત્રોફાતી હતી!

ગિરીશની મૂર્તિ તેની આંખ સામી આવી. બહુબોલો નહિ. મુંગો છતાંયે રસિક. દરેક વાતે સંમત નહિ છતાંયે ક્યારેય પોતાના જ મતનો આગ્રહી નહિ.

પળે પળે શારીરિક સંભાળ રાખવાનું સૂચવતો, સારી વસ્તુ હમેશાં તેની ખાતર સંઘરતો ગિરીશ: પ્રેમનું મૌન સ્વરૂપ!

ખરેખર, પ્રેમ બોલતો નથી. ફરજ બજાવવામાં, પોતાના સ્વાર્થનો ભોગ આપવામાંજ એ પોતાનું અસ્તિત્વ સ્વીકારે છે!

'પ્રેમનું મૌન' મને આજે સમજાય છે! અને મેં તેને બદલામાં આપ્યું શું? ઘરને વળગી રહેવા સિવાય મેં તેની શી સેવા કરી? હું અંધ બની, જીવનનો માર્ગ ભૂલી. બહારના દંભથી છેતરાણી!

પ્રેમનું બાહ્ય સ્વરૂપ. જે માત્ર બોલે છે–જે માત્ર ગાજે છે, તેમાં હું મોહાઈ પડી. પરમાત્મા! મને પ્રકાશ આપ!

હવે હું શું કરૂં? ગિરીશના આવા જવાબની મેં આશા નહોતી રાખી.

માણસ આટલો ઉદાર હોઈ શકે?

અને—ફરી તે જોરથી રોવા લાગી.

---

## અજ્ઞાન

—જયાનંદ દવે

( અનુષ્ટુપ )

નિશાના ગાઢ અન્ધારે રજ્જુને દેખતાં જયમ
માનવી ભયથી કંપે, માનીને સર્પ એહને;
તેમ અજ્ઞાન, માયા ને મોહથી આવર્યો જગે
માનવી વિશ્વસ્રષ્ટાના ઓળખે ના સ્વરૂપને.

[ અનુસંધાન પૃ. ૩૮૬ ]

બ્રાહ્મણ પર સંસ્કાર ને પવિત્રતાની જોખમદારી છે; ક્ષત્રિય પર સંરક્ષણની જવાબદારી છે, વણિક પર આર્થિક જોખમદારી છે, શુદ્ર પર સેવાની જવાબદારી છે. તે તે વર્ગમાંથી જે વ્યક્તિ સ્વધર્મપાલનમાં શિથિલ બને તે સજાને પાત્ર થાય છે.

આશ્રમવ્યવસ્થા માનવવૃત્તિઓનું સ્વાભાવિક નિયમન કરે છે: નિર્દોષ બાલવયમાં અભ્યાસ, તેજભરી યુવાવસ્થામાં ઉપભોગ, આધેડવયે વાનપ્રસ્થાવસ્થા ને પકવવયે સંન્યાસ.

એ વ્યવસ્થાની આદિમાં રાજસત્તાનું સંચાલન વીર ક્ષત્રિયોને હસ્તક રહે છે પરંતુ તેનો સાચો કાબૂ તો નિઃસ્વાર્થ સંન્યાસીઓ ને બ્રાહ્મણોના હાથમાં રહે છે. બ્રહ્મર્ષિ સમા રાજગુરુઓની સલાહ પ્રમાણે રાજા પ્રજાનાં હિતો વિચારે છે, તેનું પાલન કરે છે. તે યુગના પ્રતિનિધિ સમા શ્રીરામ રાજગુરુ વશિષ્ઠના રાજવી નહિ, શિષ્ય સમા બની રહે છે. દરેક વિષયમાં બ્રહ્મનિષ્ઠ ઋષિવરોએ લખેલાં શાસ્ત્રનાં વચન માન્ય કરવામાં આવે છે.

આ અરસામાં સુંવાળા માર્ગે ચડેલી પ્રજાઓને આર્થિક ક્ષેત્રમાં વિનિમય-પદ્ધતિ ખૂબ જ અગવડકર્તા જણાવા લાગી. પરિણામે રાજસત્તાએ નાણાની સ્થાપના કરી. વિનિમય-પદ્ધતિથી કોઈને વિશેષ સંગ્રહ કરવાનું પરવડી ન શકતું. પણ હવે નાણાએ એ સવલત આપી. પ્રજાઓમાંના લોભી ને મહત્ત્વાકાંક્ષી વર્ગે સંગ્રહ આદર્યો. નિર્બળો દબાવા લાગ્યા.

જગત યુવાનીમાં પ્રવેશી ચૂક્યું હતું. ને પોતાને જગતની સૂત્રધાર માનતી રાજસત્તાઓ યુવાનીના મદે ચડી. પ્રજાઓના આંતરિક કલહે તેમની સત્તાને વિસ્તૃત બનાવી. તેમનામાં વિજયની લાલસા જન્મી. લશ્કરો સંરક્ષણનાં સાધન મટી આક્રમણનાં સોગઠાં બન્યાં. આર્થિક ક્ષેત્રમાં દલાલપદે ચડેલું નાણું રાજસત્તાઓના ચરણે રમી તેમના મદને વિસ્તારવા લાગ્યું.

સંસ્કારનું અને ત્યાગીઓનું મહત્ત્વ ઘટ્યું. કેવલ રાજસત્તા અને તલવારનાં જ પૂજન ચાલ્યાં. ખીજવેલ બ્રાહ્મણશ્રેષ્ઠ પરશુરામે ક્ષત્રિયોનો સંહાર કરી સંસ્કાર-પ્રભુત્વની ફરી સ્થાપના કરી.

પરંતુ ઉન્માદે ચડેલા યુવાન જગતને કશાં બંધન ન નડ્યાં. બ્રાહ્મણવર્ગમાં પણ જવાબદારી પ્રત્યેની શિથિલતા પ્રવેશી. ને જગત પર બળનું પ્રભુત્વ સ્થપાયું. બ્રાહ્મણોના હાથમાંથી સત્તા સરકવા લાગી. તે યુગના પ્રતિનિધિ સમા દ્રોણ અને પાંડવો વશિષ્ઠ-રામની જેમ ગુરુ શિષ્ય નથી, સમાન યોદ્ધાઓ છે.

એ યુગમાં જગત જો કે ઉન્માદે ચડ્યું હતું, છતાં તેનામાં યુવાનીનું સત્ત્વ હતું. જોમ હતું, પ્રતિભા હતી, કર્તવ્યનિષ્ઠા હતી, સત્યપ્રીતિ હતી. તેણે સંયોગને વશ બની વીરતા સ્થાપી હતી, શાસ્ત્રને ઉખેડી તલવાર રોપી હતી છતાં તેને સંસ્કાર, શાસ્ત્ર ને બ્રાહ્મણ પ્રત્યે સન્માન હતું. પોતાની વૃત્તિઓ સંતોષવાને તે પ્રજા અન્યનાં માથાં વધેરતી પણ ચારિત્રને ખાતર, વચનને ખાતર પોતાનું માથું આપતાં પણ પળની યે તે ઢીલ ન કરતી.

યુવાનીના કાળમાં જગતે અનેક ભૂલો કરી, પણ તે ભૂલોની પાછળ ઘમંડ નહોતો. પ્રજાઓ પોતે જેવી હતી તેવી દેખાવામાં સંતોષ અનુભવતી.

પરંતુ ધીમે ધીમે યુવાની ઓસરવા લાગી. જગત આધેડવયમાં પ્રવેશ્યું. ને એનામાં આધેડવયનો ઘમંડ પેસવા લાગ્યો. સંસ્કાર ઓસરી ગયા હતા. હવે વીરતા પણ ઓસરવા લાગી. મૂડીનું પ્રભુત્વ સ્થપાયું. રાજતંત્ર વેપારીઓના હાથમાં ચાલ્યાં ગયાં. વિદ્વાનો અને વીરો દ્રવ્યના ગુલામ બન્યા.

આજનું જગત એ આધેડવયના પણ ઓસરતા યુગમાં પ્રવેશ્યું છે. વૃદ્ધત્વ એને બારણે ઊભું છે. વ્યક્તિઓ પોતાના વૃદ્ધત્વને ખાળવા મથે છે, પણ પ્રજાઓને જગતના વૃદ્ધત્વની નથી પડી. રાજતંત્રોની સત્તા અમર્યાદિત થઈ રહી છે. નાણાંની સ્થાપના પછી રાજસત્તાઓ વૈભવી બનેલી, છતાં નાણામાં સમાન કિંમતી ધાતુના બળે તેનો અંતિમ કાબૂ તો કુદરતને, પ્રજાઓને, ઉત્પાદક વર્ગને અને તલવારને આધીન હતો. પરંતુ વર્તમાન સત્તાઓએ સમાન–કિંમતી ધાતુનો સિદ્ધાંત-સોનાનું ધોરણ તજી દેતાં નાણું એ રાજસત્તાનું રમકડું બન્યું છે. તેના બળે એ સત્તાઓ તાંડવનૃત્ય ખેલી રહી છે. શ્રમવાદ ને શૂદ્રપ્રભુત્વ પ્રગતિ સાધી રહ્યાં છે. શાસ્ત્રનું સ્થાન તલવારે લીધું, તલવારનું સ્થાન નાણાંની કોથળીએ લીધું, એ કોથળીનું સ્થાન હળ અને દાતરડું લેશે. પ્રથમ ક્રાન્તિએ ક્ષત્રિયોનું લોહી રેડાયું; બીજી ક્રાન્તિમાં લાખો પ્રજાજનોએ જાન ખોયા; ત્રીજી ક્રાંતિમાં કરોડો હોમાઇ રહ્યા છે; ચોથી ક્રાન્તિ–શૂદ્રવાદને ઉખેડી સંસ્કારવાદની પુનઃ સ્થાપના માટે–પ્રજાત્માનો સંહાર માગશે. એ જગતનું મૃત્યુ નીવડશે. ને ફરીથી જગત નિર્દોષ બાળકની જેમ પુનર્જન્મ લેશે.

જગતનું આ સ્વરૂપ એટલું નિશ્ચિત છે કે પ્રલયનાં પૂરમાંથી બચવા માગતી જગતની ચાલાક મૂડીવાદી સત્તાઓ પણ આડકતરી રીતે તો એ જ પ્રલયને આમંત્રી રહી છે. જગતમાં આજે મૂડીવાદી યુરોપીય પ્રજા પ્રભુત્વ ભોગવે છે. એ પ્રજા દેખીતી રીતે શૂદ્રવાદ ને મજૂરપ્રભુત્વનો વિરોધ કરે છે. પણ તે પ્રજા જ્યાં જ્યાં રાજ્ય જમાવે છે ત્યાં ત્યાં પરાજિત પ્રજાઓમાં સ્થાયી ગુલામી વિકસાવવાને, શિક્ષણના માર્ગે તે પ્રજાઓના સંસ્કારી-બ્રાહ્મણ–ઋષિવર્ગને કચરી નાંખે છે અથવા તેને મૂડીનો ગુલામ બનાવે છે; નિર્વીર્ય સિદ્ધાંતો કે નિઃસત્વ ધર્મોને આડકતરાં ઉત્તેજન આપી તે પ્રજાઓને નિઃક્ષત્રિય બનાવે છે; વ્યાપારનું તંત્ર પોતાને હસ્તક રાખી તે પ્રજાઓના વણિકવર્ગને ખલાસ કરે છે; પરિણામે સંસ્કાર, ચારિત્ર, વીરતા અને નાણાંના અભાવે આખી પ્રજા શૂદ્ર–મજૂર સ્વરૂપમાં ચાલી જાય છે. યુરોપીય મૂડીવાદે ગુલામ બનાવેલાં રાષ્ટ્રોમાં આજે સંસ્કારહિન, ચારિત્રહિન, પ્રતિકાર–બળહિન, સંપત્તિહિન વાતોડિયાઓ, મજૂરો કે શૂદ્રોનુંજ સ્થાન છે. ગુલામ રાષ્ટ્રોમાં ખીલેલા આ શૂદ્રત્વને ભવિષ્યમાં કોઈ સ્વતંત્ર રાષ્ટ્રના લશ્કરી બળનો આશ્રય મળતાં જ જગત પર શૂદ્ર–સામ્રાજ્ય સ્થપાશે ને આત્માઓના હિતને ખાતર એ સામ્રાજ્યને ઉખેડવાને જગતવ્યાપી પ્રલય અનિવાર્ય બનશે.

પ્રજાઓના વિકાસક્રમ માટે આ જ કુદરતી ક્રમ છે. પરન્તુ માનવી જેમ આયુષ્ય વધારવા અને યુવાની ને તંદુરસ્તી જાળવવા મથે છે એમ પ્રજાઓએ પણ જગતને સુખી, પવિત્ર અને દીર્ઘાયુષી રાખવા મથવું ઘટે છે.

× × ×

નારીને મન જેમ પોતાનું જ બાળક સર્વસુંદર હોય તેમ પ્રજાઓને મન જે સંસ્કૃતિ પોતે જન્માવી હોય કે અપનાવી હોય તે જ સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ લાગે છે. આ અહં જગતના વિકાસક્રમ કે પતનમાર્ગમાં ખૂબ જ મદદગાર નીવડે છે. આજના જગતને તેના નાશમાર્ગે દોરવામાં એ અહં કેવો ભાગ ભજવી રહેલ છે તે પણ સંસ્કૃતિના વિવિધ અંગો પર નજર નાંખી અવલોકી જઈએ.

જગતની આદિ પ્રજાઓએ સંસ્કાર, નિયમન ને વિકાસ માટે ધર્મની સ્થાપના કરી. પોતાને પ્રગતિસાધક માનતી પ્રજાઓએ ધીમે ધીમે એ ધર્મો જ જગતની અશાંતિનું મૂળ છે માની તે તજવા માંડયા. ધર્મો જતાં જ વાદ વિકસ્યા. ને રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર,

# છૂટાં ફૂલ

નામાંકિત અમેરિકન લેખક અપ્ટન સીંકલેરની તાજેતરમાં બહાર પડેલી 'World's End' નામક નવલકથામાં એક સ્થળે રાણી મેરીને કર્નલના વિશિષ્ટ પ્રકારના પોષાકમાં વર્ણવવામાં આવી છે. એ નવલકથાનું અવલોકન લખતાં એક સ્કોટીશ પત્રે ઉપરોક્ત વર્ણનને કાલ્પનિક અને બિનપાયાદાર ઠેરવી તે પર સખત ટીકા કરી. તે સંબંધમાં અવલોકનકારને પત્ર લખી સીંકલેરે તે વર્ણનના પ્રમાણ તરીકે 'London—Sphere' નાં અવતરણો મોકલાવ્યાં અને વિશેષમાં ઉમેર્યું, " મહાશય, આપે પણ આપનાં પ્રમાણો વિષે સાવધ રહેવું જોઈએ. તમારા અવલોકનમાં તમે મને મીસ ડોરોથી થોમ્પસન નામે નારીરત્નના પતિ તરીકે ઓળખાવ્યો છે પણ મારે કહેવું જોઇએ કે એ નામની સ્ત્રીને મેં આ જન્મમાં તો શું, કોઈ પાછલા જન્મમાંય નજરે પણ દીઠી હોવાનું ખ્યાલમાં નથી."

× × ×

'Life and Letters To-day' માં શ્રી. દત્તના 'India To-day' અને સીતરંકરના 'The problem of India'નું અવલોકન લખતાં અવલોકનકાર કહે છે-

'પશ્ચિમ યુરોપની સ્વતંત્રતા જે સમયે ભયમાં આવી પડી છે તે સમયે પશ્ચિમ યુરોપના પંજામાં જેઓ ગુલામી વેઠે છે તેમને પણ સ્વતંત્રતા કેટલી મીઠી લાગતી હશે તે સમજતાં પશ્ચિમ યુરોપે વાર ન લગાડવી જોઈએ.'

હિંદી સરકારે 'India To-day', એનો કોઈ પણ ભાગ કે એના અનુવાદને હિંદમાં લાવવાની સખત મનાઇ ફરમાવી છે.

× × ×

જર્મન બોમ્બમારાથી લંડન વિદ્યાપીઠનાં એક લાખ પુસ્તકોનો નાશ થઇ ગયો. પણ

---

આર્થિક નીતિ ઘટતાં બેંકો આવી; રાજસત્તાઓએ પોતાની ફરજ તજતાં વીમા કંપનીઓ નીકળી; મંદિરો આથમી થિયેટરો આવ્યાં; આરોગ્ય ઘટી દવાખાનાં આવ્યાં; પ્રજાને એકત્ર કરતું બળ ને તેને સુખી રાખતી સમૃદ્ધિ જઈ તેનામાં વિખવાદ જગાડતી તર્કપ્રધાન બુદ્ધિ આવી. આથમતાં બળોની સરખામણીમાં પ્રજાઓને આ ઊગતાં બળો રુચી જાય છે પણ એ બળોનું આથમતું સ્વરૂપ કલ્પવાની તેમને ફુરસદ નથી.

આજની ઘણીખરી પ્રજાઓએ જગતનું અને માનવજીવનનું સાચું દર્શન ગુમાવ્યું છે. ધર્મ, નીતિ અને મર્યાદાઓના અભાવે કેટલીક પ્રજાઓ દાનવ બની છે; માનવબળના અભાવે કેટલીક પ્રજાઓ દેવ હોવાનો ઢોંગ કરે છે: એકમાં માનવજીવનનો હ્રાસ છે, બીજામાં ઘમંડ છે. બંને જગતની વૃદ્ધતાનાં ચિન્હ છે. એ વૃદ્ધત્વને ખાળી પ્રજાઓ જો તેમમયું માનવજીવન નહિ કેળવી શકે તો જગતનું મૃત્યુ-પ્રલય ખૂબ ઝડપી બનશે.

---

વિનાશના એ ઢગં વચ્ચેથી 'A History of German Culture' નામે ગ્રન્થ અખંડ સ્થિતિમાં મળી આવ્યો છે.

મહાસભાના આશયોને સમજાવતા પંડિત જવાહરલાલ નહેરૂના નિબંધો અને તેમનાં પ્રવચનોના સંગ્રહરૂપે 'The Unity of India' નામક ગ્રન્થ ઈંગ્લાંડમાં પ્રગટ થયો છે.

× × ×

રેન્ડોલ્ફ લે નામે એક નામાંકિત અમેરિકન લેખક તાજેતરમાં બહાર પડેલા પોતાના 'Conscript Europe' નામે ગ્રન્થમાં જણાવે છે કે—

'ભારતવર્ષનું ઊંડામાં ઊંડું શોષણું તો ગત મહાયુદ્ધ દ્વારા કરવામાં આવ્યું છે. સાચા ભારતને તે પ્રસંગે કશો અધિકાર નહિ. ને પોતે ઊભી કરેલી હિંદી સરકારના નામે ઇંગ્લાંડે એ યુદ્ધમાં પચાસ અબજ ડોલરનો ફાળો નોંધાવ્યો, ચાર લાખનું દેશી સૈન્ય મોકલ્યું. એ ચાર લાખમાંથી પંચોતેર હજારે તો, ઇંગ્લાંડને માટે જર્મનીનાં આફ્રિકન સંસ્થાનો છીની લેવામાં અને એશિયા માઇનોરમાં તુર્કીના તેલનો ખજાનો પડાવી લેવામાં પોતાના પ્રાણ આપ્યા. છતાં એ જ ભારતવાસીઓને બ્રિટિશ વાવટા તળેના કેટલાય આફ્રિકન વિસ્તારોમાં પગ મૂકવાનો પણ અધિકાર નથી.'

× × ×

તાજમહાલ અને દેલવાડા વચ્ચેનો તફાવત આંકતાં કાકા કાલેલકર કહે છેઃ

'તાજમહાલની અનેક રીતે મેં કદર કરી છે. પણ એની પાછળની વેઠ અને જબરજસ્તીની સામ્રાજ્યસત્તા હું ભૂલી શકતો નથી. જ્યારે દેલવાડાના સાંઘિક કામ પાછળ ધાર્મિક ભાવના અથવા ધર્મપ્રેમ સ્પષ્ટ જણાય છે. તાજમહાલમાં અમીરી સાદગી છે, જ્યારે દેલવાડામાં ધર્મપરાયણ સંઘની બંધુભાવના અને સહકાર સાથે સ્વાત્માર્પણ–આત્મનિવેદનનો ઉમળકો વિશેષ છે. તાજમહાલ પાછળ કોઈ એક સમર્થ કલાધરની અદ્ભુત સર્જનશક્તિ છે, જ્યારે દેલવાડામાં અનેક કલાધરોનો મધમાખોના જેવો એકરાગ પ્રતીત થાય છે.'

× × ×

મીસ મેયોને અંજલિ આપતાં, અમેરિકન પત્રો 'Mother India' નો ઉલ્લેખ કરે છે ને તે અંગે મહાત્મા ગાંધીનો અભિપ્રાય ટાંકતાં લખે છે—

'A book...every Indian can read with...Profit. We may repudiate the charge...but...not the substance.'

—અભિપ્રાયોને...મૂકીને મનગમતી રીતે ફેરવવાની આધુનિક કળાનો આ એક નમૂનો છે.

× × ×

પ્રેમ, મસ્તી, રોમાંચ વગેરે વિષયો પર જગતમાં અસંખ્ય પુસ્તકો પ્રગટ થયાં છે. પણ તેમાં રૂ. ૩૦૦ ની કિંમતે બાર ભાગમાં પ્રગટ થયેલ 'The Memoirs of Casanova'નું સ્થાન અપ્રતિમ છે. એ સ્મૃતિ–ગ્રન્થમાં વાંઢા કેસેનોવાની ૧૭૭૪ થી ૧૭૯૬ સુધીની રસિક જિંદગીનો રોમાંચક હેવાલ છે. પ્રસ્તાવનામાં લેખક ગ્રન્થની અને પોતાની અનીતિ કબૂલે છે. અને નીતિપ્રેમીઓને એ પુસ્તક ન વાંચવાની સૂચના કરે છે.

× × ×

મીસ માર્ગરેટ મીચેલની જગવિખ્યાત નવલકથા 'Gone with the Wind'મા

એક અંગ્રેજ અમીર પ્રેસીડેન્ટ ક્રુગરને મળવાને ગયા ત્યારે પ્રેસીડેન્ટ પર પોતાની છાપ પાડવાને તેમણે પોતાના પૂર્વજો કેટલા મહાન હતા તેનો ઇતિહાસ વર્ણવવા માંડ્યો.

"મહાશય," પ્રેસીડેન્ટે શાંતિથી કહ્યું, "ત્યારે તો તમે કોઇ ભળતાજ સ્થાને આવી ભરાયા લાગો છો. કેમકે મારા બાપદાદા તો ભરવાડ હતા."

× × ×

બ્રિટનપતિ હેન્રીએ પોતાના મંત્રી સર થોમસ મૂરને ફ્રાંસના રાજા પર પોતાનો એક કડક સંદેશો લઈ જવાનું કામ સોંપ્યું.

"પણ રાજન્! આ સંદેશો વાંચતાં જ તે મિજાજી રાજા મારૂં માથું ઉતારી લેશે તો?"

"જો તે તેમ કરશે," હેન્રીએ ગુસ્સો દર્શાવતાં કહ્યું, 'તો હું લંડનમાં વસતા બધાજ ફ્રેન્ચોનાં માથાં ઉતારી લઈશ."

"તે તો તમે કરશોજ" સર થોમસ શાંતિથી બોલ્યો, "પણ વાંધો એ છે કે, એ બધાં ફ્રેન્ચ માથાંમાંથી એક પણ માથું મારા ધડ પર બેસતું નહિ આવે!"

× × ×

જનરલ લીની ઓફીસમાં એક જવાબદાર હોદ્દો ખાલી પડતાં લીના મિત્રોએ તેના પુત્રને તે સ્થાન આપવા સલાહ આપી. પણ લીએ પોતાના પુત્રને બદલે એક બીજા જ લાયક ઓફીસરને તે પદ સોંપ્યું.

મિત્રોએ આ નિમણૂકનો વિરોધ કરતાં કહ્યું, "પણ તે ઓફીસર તો આપની વિરૂદ્ધ બોલે છે."

"ભાઇઓ" લીએ હસીને કહ્યું, "એ નિમણૂકનો આધાર, તે જગ્યાએ નીમાનાર મારા વિશે કેવો અભિપ્રાય ધરાવે છે તે પર નહિ, પરંતુ હું તેના વિશે કેવો અભિપ્રાય ધરાવું છું તે પર છે."

× × ×

એક સમયે હેન્રી ચોથો પોતાના રાજમંદિરમાં સંતાનો સાથે રમત કરી રહ્યો હતો. તે પ્રસંગે એક પુત્રે પિતાને ઘોડો બનાવવાની હઠ લીધી. હેન્રી તરતજ ઘોડો બન્યો ને પુત્ર, હાથમાં ચાબુક સાથે પિતાની પીઠ પર ચડ્યો. તે જ અવસરે પરદેશનો એક એલચી અચાનક ત્યાં આવી ચડ્યો. હેન્રી તેને જોઈ પ્રથમ તો શરમાયો પણ પછી હાથ ખંખેરી ઊભો થતાં બોલ્યો, "તમે બાળકના પિતા છો? જો તેમ હોય તો મારે મારા આ વર્તનનો ખુલાસો આપવાની જરૂર નહિ રહે."

× × ×

બ્રિટિશ-મંત્રી શેરિડન પાર્લામેન્ટમાં સ્પેનીશ યુદ્ધ પર ભાષણ કરતો હતો ત્યારે થોડેજ છેટેના એક મકાનને આગ લાગી અને પાર્લામેન્ટના વિશાળ ભવનની બારીઓમાંથી તેના ભડકા જણાવા લાગ્યા. વધારે ધ્યાનથી જોતાં જણાયું કે આગમાં ઝડપાયલું મકાન શેરિડન-નીજ માલિકીનું થિયેટર હતું.

પાર્લામેન્ટનાં કેટલાક સભ્યો આગ ઓલવવાને દોડ્યા. પરન્તુ શેરિડને શાંતિથી કહ્યું, "અત્યારે આપણે જાહેર સલામતીનો પ્રશ્ન વિચારી રહ્યા છીએ. તે પ્રસંગે ખાનગી આસામીનાં હિતોનો વિચાર ન કરાય."

ને પોતાના આખા થિયેટરને તે શાંતિપૂર્વક આગથી ખાખ થતું જોઈ રહ્યો.

---



**કલા-સાહિત્ય**—સ્વ. શ્રીમન્ત સયાજીરાવના સ્મરણમાં, ગાયકવાડ નરેશ શ્રીમંત પ્રતાપસિંહરાવે, ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસના વિષયમાં, એક આચાર્યપદ અને તે અંગેની પ્રવૃત્તિ ચલાવવાને, બનારસ હિંદુ વિદ્યાપીઠને, વાર્ષિક રૂ. ૧૫૦૦૦ આપવાનું ઠેરવ્યું છે. અમદાવાદમાં શ્રીમતી સરલાદેવીના પ્રમુખપદે ભરાયલ પુસ્તકાલય સંમેલનમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવાનું વિચારવામાં આવ્યું છે. 'વંદે માતરમ'નૂં રાષ્ટ્રીય ગીત ગાવા અંગે પ્રીન્સીપાલ સાથે મતભેદના કારણે ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ સેવેલો ઉગ્ર હડતાળ. મુંબઈની કૉલેજોનાં ગુજરાતી સાહિત્યમંડળોના આશ્રયે કવિવર ન્હાનાલાલને, કુરુક્ષેત્ર મહાકાવ્યની પૂર્ણાહુતિ અંગે, અપાયલ અભિનંદન અને માનપત્રના મેળાવડામાં કવિશ્રીએ, 'ગુજરાતની સંસ્કારલક્ષ્મી' એ વિષય પર ગુજરાતી ઇતિહાસનાં સુવર્ણપૃષ્ઠોને ઉકેલતું રસઝરતું વ્યાખ્યાન આપ્યું હતું. વડોદરામાં સાહિત્યસભાના આશ્રયે ઊજવાયલ કાલિદાસ–જયંતી અને સંસ્કાર મંડળના આશ્રયે શ્રી કીસનસિંહ ચાવડાએ 'પ્રેમત્રિમૂર્તિ'–એ વિષય પર આપેલું વ્યાખ્યાન. આગ્રા અને અલ્હાબાદની વિદ્યાપીઠોએ ફરજિયાત લશ્કરી તાલિમનો ઠરાવ પસાર કર્યો છે. દિલ્હી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ સર મોરીસ ગ્વાયરની ઠાઠડી કાઢેલી તે અંગે વિદ્યાપીઠ વિદ્યાર્થીઓ સામે પગલાં લેશે. બલુચિસ્તાનમાં વિદ્યાર્થીઓ માટે કૉલેજ અને વિદ્યાર્થીનીઓ માટે હાઈસ્કૂલની થનારી સ્થાપના. ના. આગાખાનના સુવર્ણ–મહોત્સવ પ્રસંગે તેમની સુવર્ણ–તુલા કરવામાં આવેલી; હવે મણિ–મહોત્સવમાં મણિ–તુલા થવાની છેઃ [દુનિયા ઝૂકતી હૈ ઝૂકાનેવાલા ચૈયે–એ વાક્યના બનાવનારને નોબેલ–પ્રાઈઝ અપાવું જોઈએ.] હસરાજ વાયરલેસે પોતે શોધેલા નવા રેડિયાના હક્ક દિલ્હીની એક વેપારી પેઢીને રૂ. ૨૫૦૦૦માં વેચ્યા છે.

**દેશ**—શ્રી. સુભાષ બોઝ તેમના ગૃહમંદિરમાંથી અલોપ થઈ ગયા છેઃ [ભારતવર્ષમાં આજે ગૃહસ્થ તરીકેનું સ્વમાનભર્યું જીવન સંભવિત નથી એટલે સંન્યસ્ત, પ્રભુશરણ કે સ્વતંત્ર રાષ્ટ્રમાં વિહાર–એ ત્રણ જ માર્ગ બાકી રહે છે.] દેશભરમાં ઊજવાયલો સ્વાતંત્ર્ય દિન. ઠેર ઠેર વિસ્તરતો સત્યાગ્રહનો જુવાળ અને સંખ્યાબંધ ધરપકડો. નવા સ્વાતંત્ર્યયુદ્ધના પ્રથમ સેનાની શ્રી વિનોબા ભાવનો છૂટકારો અને ફરી ધરપકડ. સ્વ. લોકમાન્ય બાલગંગાધર તિલકના પુત્ર રામભાઉ તિલકે પિતાના વીલ સંબંધમાં ટ્રસ્ટીઓ સાથે મતભેદના કારણે આદરેલ ઉપવાસ અને સરદાર પટેલની બાંહેધરીથી કરેલું પારણુંઃ [શસ્ત્ર એ એવું સાધન છે, જેમાં બેમાંથી એક પક્ષ ઘા ખાઈને મરે છે. ઉપવાસ એ એવું સાધન છે, જેમાં એક પક્ષ ભૂખથી મરી જાય છે, બીજાનું જીવન મૃત્યુ કરતાં પણ વિશેષ ભયંકર બની રહે છે.] ના. વાઈસરોય રાજકોટમાં શિકારની સહેલગાહે; ખાણાનો મેળાવડો; તે મેળાવડામાં હાજર રહેવાની કે તેમાં ફાળો નોંધાવવાની ગોંડલ–નરેશની ના. ગોંડલ–નરેશે મકર–સંક્રાન્તિએ હજારો માણસોને સ્વહસ્તે દીધેલું અન્ન-વસ્ત્ર દાન. સુરતની મ્યુનિસિપલ ચૂંટણીમાં ૫૦માંથી

૩૫ બેઠકો મહાસભાપક્ષે કબજે કરી છે. કલકત્તાના વડાન્યાયાધીશ કહે છે, '૧૯૪૧માં નગ્ન સ્ત્રીનાં ચિત્રો બતાવવાં એ ગુન્હો નથી. યુરોપમાં નગ્ન નૃત્ય થાય છે': [સામાજિક અવનતિમાં યુરોપનો દાખલો ટાંકનાર ન્યાયાધીશ રાજકીય ઉન્નતિમાં યુરોપના અનુકરણની છૂટ આપી શકશે?] પોરબંદરનાં મહારાણીનો વેશ સજીને એક ચાલાક સ્ત્રીએ દિલ્હીના એક બેરીસ્ટર પાસેથી હજારો રૂપિયા પડાવ્યા છે: [નારીના હાથે બની જવાને ખાતર ઉદ્દામ સ્ત્રી–સંસ્થાઓએ એ બેરીસ્ટર સાહેબને અભિનંદન આપવાં જોઇએ.] પોષ્ટખાતાએ ૧૯૩૯–૪૦ના વર્ષમાં ૮૯૫૯૦૦૦નો નફો કર્યો છે: [હિંદમાં હિંદીઓ સિવાય સર્વ કોઇ નફો કરે છે] મી. ઝીણા મુસ્લીમ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કહે છે: 'તમે પહેલાં મુસલમાન છો, પછી હિંદી છો' [તેઓ માનવી છે કે કેમ?—અને છે તો કયારે અને કેટલામા નંબરે તેનો વિચાર ભવિષ્યમાં થશે] ખાંટવાંમાં મુસલમાનોએ હિંદુઓ પર ગુજારેલ અત્યાચાર. સિંધના પ્રધાનમંડળમાં ફેરફાર. કરાંચી અને લાહોરની જેલોમાં તોફાન. હિંદમાં ઠેરઠેર દેખાયલ ધૂમકેતુ: [પ્રલય પાસે જ આવ્યો છે.] સાલેમમાં ભયંકર આગ. ૩૮૦૦૦ ઇટાલિયન કેદીઓને હિંદમાં રાખવાની જોગવાઇ [કેદીઓ કેદખાનામાં જ શોભે.]

પરદેશ—હિંદી વજીર કહે છે કે, તેઓ હિંદ સંબંધમાં વિશેષ કંઇજ કરી શકે તેમ નથી: [હિંદી વજીર ભારતવાસી નથી, એ સત્ય છે, અને પરિણામે એમનું એ કથન સ્વાભાવિક છે.] જાપાનમાં એક કરોડ વિદ્યાર્થીઓની કામદાર વિભાગમાં થનારી ફરજિયાત ભરતી. વસતી વધારવાને માટે જાપાને બાલલગ્નોને ઉત્તેજન આપવાનો અને વાંઢાઓ પર કર નાખવાનો નિર્ણય કર્યો છે. ચીન સાથેના યુદ્ધમાં જાપાને કરેલો ૧૭૫૦ કરોડ યેનનો ધુમાડો. પૂર્વ એશિયાની પચાસ કરોડની પ્રજાને સ્વતંત્ર કરવાના ધ્યેય સાથે જાપાનમાં સ્થપાયેલું એક મંડળ. સિયામ અને ફ્રેન્ચ હિંદી ચીન વચ્ચે જામેલો સંગ્રામ અને જાપાનની લવાદીથી સ્થપાયેલી શાંતિ. [શાંતિ એ એવો મંત્ર છે કે જેના નામે શક્તિશાળી આધિપત્યનો ધ્વજ રોપી શકે છે]. જાપાન અને અમેરિકા વચ્ચે વધતો ખટરાગ. અમેરિકાની પરદેશ સમિતિ સમક્ષ જુબાની આપતાં બ્રિટનમાંના માજી અમેરિકન એલચી કેનેડી કહે છે કે બ્રિટનના યુદ્ધહેતુઓ વિષે તેમને કશી માહિતી નથી: [બ્રિટનમાં વર્ષો બગાડવાને બદલે મી. કેનેડીએ એમ. એન. રોયની મુલાકાત લીધી હોત તો તેમને બ્રિટનના તો શું, બ્રિટન અને જર્મની બંનેના યુદ્ધહેતુઓ સમજાઇ જાત.] અમેરિકા દર મહિને ૧૫૦૦ વિમાન બનાવશે. પ્રમુખ રૂઝવેલ્ટના હરીફ મી. વેન્ડેલ વીલ્કી ઇંગ્લાંડની મુલાકાતે. યુદ્ધને આગળ ધપાવવાને પાર્લામેન્ટ પાસે વિશેષ એક અબજ પાઉંડ માગવામાં આવશે. મી. ચર્ચીલ, હીટલર વગેરેનાં પ્રોત્સાહક ભાષણો. મી. ચર્ચીલ કહે છે 'બ્રિટનના રક્ષણ માટે ૪૦ લાખ સૈનિકો તૈયાર છે.' હીટલર વસંતઋતુમાં નવું આક્રમણ કરવાની જાહેરાત સાથે અમેરિકાને યુદ્ધથી અલગ રહેવાની ચેતવણી આપે છે. અઢાર વર્ષના અંગ્રેજ જુવાનોને લશ્કરમાં અને અંગ્રેજ નારીઓને કારખાનામાં જોડાવું પડશે. હીટલર–મુસોલિની મુલાકાત. ઇટલીને આફ્રિકન મોરચા પર ખમવો પડેલો સખત પરાજય. એબીસીનિયાના માજી રાજા હેલ સેલાસીએ અંગ્રેજ સૈન્યની સાથે એબીસીનિયન સરહદમાં કરેલો પ્રવેશ. રૂમાનિયામાં સખત અંધાધૂંધી, કતલ, લશ્કરી કાયદો અને પરિણામે શાંતિ. પોલાંડમાં જર્મનીએ કરેલી ૭૦૦ ખ્રિસ્તી પાદરીઓની કતલ. જર્મની જાપાન અને રશિયાને માર્ગે અમેરિકાનો માલ મેળવે છે. સ્કાઉટ–પ્રણેતા લોર્ડ પોવેલ, મુંબઇના માજી ગવર્નર લોર્ડ લોઇડ, ગ્રીસના મહામંત્રી, હંગેરીના પરદેશમંત્રી અને બ્રિટનના તેલના રાજા લેખાતા લોર્ડ વેકફીલ્ડનાં અવસાન.

---

# સુવાસ



વર્ષ ૩ · અંક ૧૧
સળંગ અંક · ૩૫

એપ્રિલ ૧૯૪૨

સંચાલક
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી
ચીમનલાલ અમુલખ મઘવી

# અનુક્રમણિકા

પુ. ૩ — એપ્રિલ : ૧૯૪૧ — અંક ૧૧



---

## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં. ૩ | દોઢો ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ .. | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ .. | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

---

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૫-૪-૪૧

**સુવાસ કાર્યાલય,**
રાવપુરા; વડોદરા

# જરૂરી

'સુવાસ'નું ત્રીજું વર્ષ પૂરું થાય છે.

ચાલુ વર્ષે પ્રજાએ અને સામયિક-જગતે 'સુવાસ' પ્રત્યે જે આદર દર્શાવ્યો છે તે માટે 'સુવાસ' તે બંનેનો આભાર માને છે. ને સહર્ષ ચોથા વર્ષમાં પ્રવેશે છે.

મુશ્કેલીઓ ઘણી છે, પણ પ્રજામાંથી હજી અમે આશા નથી ગુમાવી. અમારા જીવનને પ્રજા ટકાવશે જ એવી મહેચ્છા સાથે ચોથા વર્ષમાં પ્રવેશીશું.

જે ગ્રાહકોનાં ત્રીજા વર્ષનાં લવાજમો બાકી છે, તેઓ હજી પણ અમને વી. પી ની મુશ્કેલીમાં ન ઉતારે. એક પખવાડિયા સુધી અમે બાકી લવાજમોની રાહ જોઈશું. છતાં જેઓ લક્ષ નહિ જ આપે તેમને અને અમારે બંનેને ટપાલખર્ચમાં ઊતરવું પડશે. લવાજમ આપવાનાં જ છે તો પછી ઢીલ શા માટે?

તમારી નોંધ તપાસી જુઓ. 'સુવાસ'નું ત્રીજા વર્ષનું લવાજમ ભરાયું છે કે નહિ? **ભરાયું હોય તો ચોથા વર્ષના લવાજમની જોગવાઈ કરો. ન ભરાયું હોય તો ત્રીજા-ચોથા બંને વર્ષનાં લવાજમ સાથે મોકલાવી આપો.** અથવા પાછળ જણાવેલા એજન્ટમાંથી અનુકૂળ હોય ત્યાં ભરો. ત્રીજા વર્ષનાં લવાજમ જેણે કાળજી રાખીને ભરી દીધાં છે તેઓ તો ચોથા વર્ષે પણ ગ્રાહક તરીકે ચાલુ રહેશે જ એવી આશા છે. પણ જેમનાં લવાજમ હજી બાકી છે તેમને જો ના જણાવવી હોય તો ત્રીજા વર્ષના લવાજમ પેટે રૂા. ૩-૪-૦ મોકલાવતાં સાથે ચોથા વર્ષ માટે ના જણાવે.

×

સૌ કે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણની સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રંગિક લેખોને પ્રથમ પસંદગી મળશે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલ ને 'સુવાસ'ના ચાલુ અંક મોકલાય છે.'

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ રુચ્યું છે. પણ આર્થિક અગવડતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોંચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમંત સાહિત્ય-પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એકેક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એકેક રૂપિયો ઓછો લઈશું. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા રૂપિયામાં 'સુવાસ' મળી રહેશે.

માનવી 'કુટુંબમાંથી આગળ વધી જ્ઞાતિસંસ્થા સુધી વિકાસ' પામતો જાય તેમાં કે રાજ્ય, કાયદા, શાસનતંત્ર, કાર્ય-વહેંચણીનાં સ્વરૂપ જેવાં સામાજિક ઘડતરો વિકસાવતો જાય છે દરમિયાન જ્ઞાતિની ભૂમિમર્યાદાઓ સ્થિર થાય છે; જીવનમાં સ્વાસ્થ્ય આવે છે; કલા, તત્ત્વજ્ઞાન અને કાવ્યનો વિકાસ થાય છે; રહેણીકરણીના નિયમો–લિખિત અલિખિત-સ્પર્શાઈ સંસ્કાર અને શિષ્ટતાનો ઉદ્‌ભવ થાય છે; અને અમુક ભૂમિમર્યાદા કે શાસનમર્યાદાની અંદર માનવહિંસા અદૃશ્ય બની જાય છે. રક્ષણ અર્થે ભેગા થતા વિસ્તૃત અને વિશાળ માનવસમુદાયને રક્ષણાર્થે દોરેલા ગોળકમાં એકજ શર્તે રક્ષણ મળી શકે. બાહ્ય આક્રમણથી એ ગોળકનું રક્ષણ કરવું અને ગોળકની અંદરના વિસ્તાર માટે હિંસાને ટાળી કાઢવી. ભૂમિમર્યાદિત કે શાસનમર્યાદિત પ્રદેશમાં સમાયલી જનતાએ પરસ્પર કેવા વ્યવહાર રાખી સંગઠન કરવું એની નિયમાવલી પ્રગટ થાય છે, અને પરસ્પરના વર્તનમાંથી મનસ્વીપણું ચાલ્યું જઈ નિયમપ્રિયતા પ્રવેશ પામે છે. ખાનગી મિલકત અને સામાજિક હક્ક વચ્ચેનાં ઘર્ષણ પણ અહિંસાપદ્ધતિથીજ સમાવાય છે.

આખો દીવાની-ફોજદારી કાયદો અહિંસાનું પ્રતીક છે. એક નાગરિક બીજા નાગરિકને ગાળ દે તો તે ગુન્હેગાર બને છે. એને ગમે તે માણસ સજા કરી શકતો નથી. ગાળ ખાનારે પણ સ્થાપિત ધોરણે અદાલતમાં જઈ ગુન્હો સાબિત કરવો પડે છે. શિક્ષામાં હિંસા છે કે અહિંસા એ પ્રશ્નની ચર્ચા આ સ્થળે ઉપયોગની નથી. પ્રશ્ન એક જ છે: ગાળ દેનારને ગાળ ખાનારથી સજા થઈ શકતી નથી. સમાજે સ્થાપેલાં ન્યાયમંદિરો અને ન્યાયાધીશો જ ગુન્હાનો નિર્ણય કરે છે. વ્યક્તિગત હિંસા તેમજ સામાજિક હિંસા ઉપર ખૂબ મર્યાદાઓ મુકાય છે. શિક્ષામાં હિંસાનો અંશ રહ્યો હોય તોપણ તે અતિસૂક્ષ્મ બની જાય છે, અને હિંસામાં પણ અનેકાનેક સૂક્ષ્મ કક્ષાઓ અને પ્રમાણસરતા પ્રવેશ પામી હિંસાને નહીંવત બનાવી દે છે. દીવાની-ફોજદારી ન્યાયાધીશોનો ઉદ્દેશજ એ છે કે સમાજમાં સંતાયલી હિંસાને શોધી તપાસી તેને નિર્મૂળ કરવી.

મનુષ્ય પોતાની હિંસકવૃત્તિને શોધી પોતાની જાત પ્રત્યે બંધુભાવના વિકસાવી શક્યો ન હોત તો કુટુંબ તથા ગોત્રની માફક જાતિભાવના વિકસી શકી ન જ હોત. પોતપોતાના હક્ક સ્થાપન કરવા માટે, પોતપોતાના ન્યાય ચૂકવવા માટે પ્રત્યેક મનુષ્યને ભાલા તલવાર વાપરવાની છૂટ હોત તો સમાજનું આજનું બંધારણ પણ શક્ય ન હોત. પરંતુ મનુષ્યની માનવતાએ હિંસાને અળગી કરી અને તે સંસ્કાર પામ્યો. સંસ્કાર-સંસ્કૃતિના મધ્યબિંદુ તરીકે રહેલી અહિંસાએ પ્રથમ કુટુંબ, પછી ગોત્ર, અને પછી જાતને પોતાની મર્યાદામાં લાવી મૂકી.

અહિંસાનો વિજય સર્વદા શાન્ત અને સૌમ્ય છતાં ચિરસ્થાયી અને વ્યાપક હોય છે. હિંસાના વિજયની માફક તેના વિજયમાં રુધિરની રેલાશ નથી, મૃત્યુનો આર્તનાદ નથી, અને નશાબાજનો ઉદ્ધત આનંદ નથી. ઢોલ વગાડીને કે ઢંઢેરો પીટાવીને અહિંસા પોતાનો વિજય કદી જાહેર કરતી નથી. વ્યક્તિ સમાજમાં ગોઠવાય એ જ એનો મહાવિજય. વિનાશને પણ કાવ્ય, શાસ્ત્ર, પ્રેરણા કે સંસ્કાર બનાવી તેમાંથી નવસર્જન અહિંસા કરે છે. અને પ્રત્યેક સર્જને વિનાશકારી હિંસાની નિરર્થકતા સાબિત કર્યે જાય છે. વિજયચિન્હ તરીકે અહિંસા વગર બોલ્યે કુટુંબ સરખી સંસ્થા ખીલવે છે, ક્રાઈસ્ટ કે બુદ્ધ સરખા મહામાનવોને આપણી વચ્ચે મૂકી દે છે, રામાયણ સરખું કાવ્ય ગાય છે, વીણા સરખું વાદ્ય જગતની આંગળીએ ચઢાવે છે, ગીતા સરખા તત્ત્વજ્ઞાનની ઘોષણા કરે છે, અજંતા કે એલોરાના સરખી કલા-ગુફાઓ કોતરી તેમાં સજીવન કલા પૂરે છે, અને વરાળ-વિજળીની મૈત્રી સાધી કુદરતનાં અનન્ય બળ સાથે એકતા બાંધે છે. [ચાલુ]

સુવાસ કાર્યાલય,
રાવપુરા; વડોદરા

# જરૂરી

'સુવાસ'નું ત્રીજું વર્ષ પૂરું થાય છે.

ચાલુ વર્ષે પ્રજાએ અને સામયિક-જગતે 'સુવાસ' પ્રત્યે જે આદર દર્શાવ્યો છે તે માટે 'સુવાસ' તે બંનેનો આભાર માને છે. ને સહર્ષ ચોથા વર્ષમાં પ્રવેશે છે.

મુશ્કેલીઓ ઘણી છે, પણ પ્રજામાંથી હજી અમે આશા નથી ગુમાવી. અમારા જીવનને પ્રજા ટકાવશે જ એવી મહેચ્છા સાથે ચોથા વર્ષમા પ્રવેશીશું.

જે ગ્રાહકોનાં ત્રીજા વર્ષનાં લવાજમો બાકી છે, તેઓ હજી પણ અમને વી. પી ની મુશ્કેલીમાં ન ઉતારે. એક પખવાડિયા સુધી અમે બાકી લવાજમોની રાહ જોઈશું. છતાં જેઓ લક્ષ નહિ જ આપે તેમને અને અમારે બનેને ટપાલખર્ચમાં ઊતરવુ પડશે. લવાજમ આપવાનાં જ છે તો પછી ઢીલ શા માટે ?

તમારી નોંધ તપાસી જુઓ. 'સુવાસ'નું ત્રીજા વર્ષનું લવાજમ ભરાયું છે કે નહિ ! ભરાયું હોય તો ચોથા વર્ષના લવાજમની જોગવાઈ કરો. ન ભરાયું હોય તો ત્રીજા-ચોથા બંને વર્ષનાં લવાજમ સાથે મોકલાવી આપો. અથવા પાછળ જણાવેલા એજન્ટમાંથી અનુકૂળ હોય ત્યાં ભરો. ત્રીજા વર્ષનાં લવાજમ જેણે કાળજી રાખીને ભરી દીધાં છે તેઓ તો ચોથા વર્ષે પણ ગ્રાહક તરીકે ચાલુ રહેશે જ એવી આશા છે. પણ જેમના લવાજમ હજી બાકી છે તેમને જો ના જણાવવી હોય તો ત્રીજા વર્ષના લવાજમ પેટે રૂ. ૩-૪-૦ મોકલાવતાં સાથે ચોથા વર્ષ માટે ના જણાવે.

×

ગમે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમાં સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણની સાથોસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલ ને 'સુવાસ'ના ચાલુ અંક મોકલાય છે.

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ રુચ્યું છે. પણ આર્થિક અશક્તતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોંચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમંત સાહિત્ય-પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એક રૂપિયો ઓછો લઈશું. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા રૂપિયામા 'સુવાસ' મળી રહેશે.

'સુવાસ'ના પ્રચારમાં મદદ કરી શકે તેવા સાહિત્યપ્રેમી મિત્રોમાંથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર-સુશોભિત પોકેટ-ડાયરી; બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' (કાચું પૂઠું)નું પુસ્તક; ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તેજ પુસ્તક (પાકું પૂઠું); ચાર ગ્રાહક મેળવી આપનારને ડાયરી ને પુસ્તક બંને; પાંચ ગ્રાહક મેળવી આપનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે; અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે, પણ 'સુવાસ'માં એટલી વિશેષ સગવડતા છે કે તેમાં તેવા મિત્ર-પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજી કોઈ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફક્ત નામ સૂચવે અને અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઈએ. અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઈએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઈ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦] અને ત્યારપછી બીજા એક વર્ષને માટે પોણા લવાજમે [૨-૮-૦] 'સુવાસ' મળી શકશે.

×

'સુવાસ'નું લવાજમ ભરવા માટે અમદાવાદ, મુંબઈ, રાજકોટ અને કરાંચીના એજન્ટોનાં નામ—

| | | | |
|---|---|---|---|
| શિષ્ટ સાહિત્યભંડાર, | પ્રીન્સેસ | સ્ટ્રીટ, | મુંબાઈ |
| એન. એમ. ત્રિપાઠી, | ,, | ,, | ,, |
| એન. એમ. ઠક્કર, | ,, | ,, | ,, |
| મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે, | ત્રણ દરવાજા, | | અમદાવાદ |
| ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, | ગાંધી રોડ, | | ,, |
| શ્રી. નાગરદાસ પ્રાગજીભાઈ, | દોશીવાડાની પોળને નાકે, | | ,, |
| શેઠ મોહનલાલ દોસાભાઈ, | બુકસેલર્સ, | | રાજકોટ |
| શ્રીવલ્લભદાસ નાનજી સચદે, | ૨૨૩, પ્રાર્થના સમાજ રોડ, | | કરાંચી |

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારું માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—સુવર્ણ

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલી ઉત્તમ કલાપૂર્વક નરી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો !–અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધ જાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા 'સાહિત્ય' માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી–દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—અ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

— મિત્રપ્રિય

અમારું આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કિ. ઓલિયા જોશી

વિચાર અને સાહિત્યસમૃદ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિધવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર–સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જગત



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ] એપ્રિલ : ૧૯૪૧ [ અંક ૧૧

# અહિંસા:

## સંસ્કૃતિમાં તેનું સ્થાન

[૪]

રમણલાલ વસંતલાલ દેસાઈ

**એના** એ જ હિંસાવર્જનનો ક્રમ ગોત્રમાંથી clan–જ્ઞાતિમાં, જ્ઞાતિમાંથી tribe–જાતિસમૂહમાં અને જાતિસમૂહમાંથી race–જાતિમંડળમાં જતાં ગોઠવાઈ જાય છે. માનવપ્રાણીને જ્યાં માર્ગ દેખાતો નથી ત્યાં તે તલવારથી ગ્રંથી કાપવાની પશુતા વાપરે છે. વ્યક્તિ કે ટોળાંને સમજ ન પડે ત્યાં તે લડી ઊઠે! બાળકોની તકરાર કે મહારાષ્ટ્રોના વ્યવસ્થિત યુદ્ધની પાછળ એ જ માનસ રહેલું છે. પરસ્પર પહોંચતાં ન આવડે, કે પરસ્પરને સમજવામાં ભૂલ થાય એટલે તરત ઝઘડાથી તેની પતાવટ કરવાનું પશુત્વ માનવજાતને પોતાના પાશવ વારસામાં મળ્યું છે. પરંતુ માનવી પાશવ વારસાને ઘટાડતો ઘટાડતો જ માનવી બન્યો છે. વિવિધ ગોત્રો પરસ્પર લડી ઝઘડી થાકી જાય છે; બળથી નિર્ણય ઉપર આવવાની અશક્તિ તેમને સમજાય છે, અને ગોત્ર સમસ્તના સ્વાર્થમાં હિંસાનું નિરુપયોગીપણું સમજતાં એક ગોત્ર બીજાની સાથે ભળી, સ્વાર્થ, ઐક્ય સાધી હિંસાને પોતાના વ્યવહારમાંથી દૂર કરી, ગોત્રોમાંથી જાતિ–ઘડતર ઘડે છે.

ઈતિહાસ–દર્શનમાં એક મોટી ભૂલ આપણે કરીએ છીએ. વ્યક્તિ સમાજનું અંગ કેવી રીતે બની જાય છે તેનો ક્રમ આપણને બહુ જ અધૂરો શીખવવામાં આવે છે–લગભગ નહીં જેવો. સમાજની પ્રત્યેક રચના કે ઘટનાનું પ્રગતિશીલપણું અહિંસાના વ્યાપકપણા ઉપર જ અવલંબન રાખે છે. જાતિસમૂહ કે જાતિમંડળના બંધારણમાં પણ કુટુંબ અને ગોત્ર સરખો જ અહિંસાનો સ્વીકાર સમાયલો હોય છે. એના અભાવમાં કશું જ બંધારણ બાંધી શકાતું નથી. જેમ કુટુંબમાંથી અને ગોત્રમાંથી હિંસાને ગાળી કાઢવી પડે છે તેમ જાતિસમૂહમાં પણ એ જ તત્ત્વ સ્વીકારી લેવું પડે છે. ગોત્ર વિસ્તૃત બની જાતિ થાય એનો અર્થ એટલો જ કે આખી જાતિ કે જાતસમૂહ હિંસાની ગેરહાજરી. પરાયા આક્રમણ સામે પણ, રક્ષાર્થે પરાયાની હિંસા કરવી એ વસ્તુસ્થિતિ ચાલુ રહેતાં છતાં સ્વજાતિની કોઈપણ વ્યક્તિની હિંસા જરૂર અપરાધ બની જાય છે.

માનવી કુટુંબમાંથી આગળ વધી જાતિસંસ્થા સુધી વિકાસ પામતો જાય તેમાં તે રાજ્ય, કાયદા, શાસનતંત્ર, કાર્ય-વહેંચણીનાં સ્વરૂપ જેવાં સામાજિક ઘડતરો વિકસાવતો જાય છે. દરમિયાન જાતિની ભૂમિમર્યાદાઓ સ્થિર થાય છે; જીવનમાં સ્વાસ્થ્ય આવે છે; કલા, તત્ત્વજ્ઞાન અને કાવ્યનો વિકાસ થાય છે; રહેણીકરણીના નિયમો—લિખિત અલિખિત-સ્થપાઈ સંસ્કાર અને શિષ્ટતાનો ઉદ્ભવ થાય છે; અને અમુક ભૂમિમર્યાદા કે શાસનમર્યાદાની અંદર માનવહિંસા અદૃશ્ય બની જાય છે. રક્ષણ અર્થે ભેગા થતા વિસ્તૃત અને વિશાળ માનવસમુદાયને રક્ષણાર્થે દોરેલા ગોલકમાં એકજ શર્તે રક્ષણ મળી શકે. બાહ્ય આક્રમણથી એ ગોલકનું રક્ષણ કરવું અને ગોલકની અંદરના વિસ્તાર માટે હિંસાને ટાળી કાઢવી. ભૂમિમર્યાદિત કે શાસનમર્યાદિત પ્રદેશમાં સમાયલી જનતાએ પરસ્પર કેવા વ્યવહાર રાખી સંગઠન કરવું એની નિયમાવલી પ્રગટ થાય છે, અને પરસ્પરના વર્તનમાંથી મનસ્વીપણું ચાલ્યું જઈ નિયમપ્રિયતા પ્રવેશ પામે છે. ખાનગી મિલકત અને સામાજિક હક્ક વચ્ચેનાં ઘર્ષણ પણ અહિંસાપદ્ધતિથીજ સમાવાય છે.

આખો દીવાની-ફોજદારી કાયદો અહિંસાનું પ્રતીક છે. એક નાગરિક બીજા નાગરિકને ગાળ દે તો તે ગુન્હેગાર બને છે. એને ગમે તે માણસ સજા કરી શકતો નથી. ગાળ ખાનારે પણ સ્થાપિત ધોરણે અદાલતમાં જઈ ગુન્હો સાબિત કરવો પડે છે. શિક્ષામાં હિંસા છે કે અહિંસા એ પ્રશ્નની ચર્ચા આ સ્થળે ઉપયોગની નથી. પ્રશ્ન એક જ છેઃ ગાળ દેનારને ગાળ ખાનારથી સજા થઈ શકતી નથી. સમાજે સ્થાપેલાં ન્યાયમંદિરો અને ન્યાયાધીશો જ ગુન્હાનો નિર્ણય કરે છે. વ્યક્તિગત હિંસા તેમજ સામાજિક હિંસા ઉપર ખૂબ મર્યાદાઓ મુકાય છે. શિક્ષામાં હિંસાનો અંશ રહ્યો હોય તોપણ તે અતિસૂક્ષ્મ બની જાય છે, અને હિંસામાં પણ અનેકાનેક સૂક્ષ્મ કક્ષાઓ અને પ્રમાણસરતા પ્રવેશ પામી હિંસાને નહીંવત બનાવી દે છે. દીવાની-ફોજદારી ન્યાયાધીશીઓનો ઉદ્દેશજ એ છે કે સમાજમાં સંતાયલી હિંસાને શોધી તપાસી તેને નિર્મૂળ કરવી.

મનુષ્ય પોતાની હિંસકવૃત્તિને શોધી પોતાની જાત પ્રત્યે બંધુભાવના વિકસાવી શક્યો ન હોત તો કુટુંબ તથા ગોત્રની માફક જાતિભાવના વિકસી શકી ન જ હોત. પોતપોતાના હક્ક સ્થાપન કરવા માટે, પોતપોતાના ન્યાય ચૂકવવા માટે પ્રત્યેક મનુષ્યને ભાલા તલવાર વાપરવાની છૂટ હોત તો સમાજનું આજનું બંધારણ પણ શક્ય ન હોત. પરંતુ મનુષ્યની માનવતાએ હિંસાને અળગી કરી અને તે સંસ્કાર પામ્યો. સંસ્કાર-સંસ્કૃતિના મધ્યબિંદુ તરીકે રહેલી અહિંસાએ પ્રથમ કુટુંબ, પછી ગોત્ર, અને પછી જાતને પોતાની મર્યાદામાં લાવી મૂકી.

અહિંસાનો વિજય સર્વદા શાન્ત અને સૌમ્ય છતાં ચિરસ્થાયી અને વ્યાપક હોય છે. હિંસાના વિજયની માફક તેના વિજયમાં રુધિરની રતાશ નથી, મૃત્યુનો આર્તનાદ નથી, અને નશાબાજનો ઉદ્ધત આનંદ નથી. ઢોલ વગડાવીને કે ઢંઢેરો પીટાવીને અહિંસા પોતાનો વિજય કદી જાહેર કરતી નથી. વ્યક્તિ સમાજમાં ગોઠવાય એ જ એનો મહાવિજય. વિનાશને પણ કાવ્ય, શાસ્ત્ર, પ્રેરણા કે સંસ્કાર બનાવી તેમાંથી નવસર્જન અહિંસા કરે છે અને પ્રત્યેક સર્જને વિનાશકારી હિંસાની નિરર્થકતા સાબિત કર્યે જાય છે. વિજયચિન્હ તરીકે અહિંસા વગર બોલ્યે કુટુંબ સરખી સંસ્થા ખીલવે છે, ક્રાઈસ્ટ કે બુદ્ધ સરખા મહામાનવોને આપણી વચ્ચે મૂકી દે છે, રામાયણ સરખું કાવ્ય ગાય છે, વીણા સરખું વાદ્ય જગતની અંગુલીએ ચઢાવે છે, ગીતા સરખા તત્ત્વજ્ઞાનની ઘોષણા કરે છે, અજંતા કે એલીફન્ટા સરખી પહાડ-ગુફાઓ કોતરી તેમાં સજીવન કલા પૂરે છે, અગર વરાળ-વિજળીની મૈત્રી સાધી કુદરતનાં અવનવાં બળ સાથે સંબંધ બાંધી દે

[ચાલુ.

ભારતીય વિજ્ઞાન-મંદિરનો જ્યોતિર્ધર—

# સર વ્યંકટ રામન

વિદ્યાર્થી

ગયા મહિને ગુજરાતના પ્રવાસે આવેલા જગમશહૂર વૈજ્ઞાનિક શ્રી ચન્દ્રશેખર વ્યંકટ રામનનું નામ આજે તો ગુજરાતની સાંસ્કારિક પ્રજાને મોઢે રમી રહ્યું છે. તે પ્રવાસ પછી ફીલાડેલ્ફીયા (અમેરિકા)ના ફ્રેન્કલીન ઈન્સ્ટીટ્યુટે ચાલુ વર્ષનો ફ્રેન્કલીન ચન્દ્રક તેમને આપવાનું જાહેર કરતાં તે નામ વર્તમાનપત્રોના પાને વિશેષ પ્રકાશ્યું. અને પાશ્ચાત્ય ભૂમિ અને સાગરો જ્યારે માનવલોહીની તરસ છીપાવી રહ્યા છે ત્યારે પણ જે વૈજ્ઞાનિક આવતા મહિને ઉપરોક્ત ચન્દ્રકનો સ્વહસ્તે સ્વીકાર કરવાને અમેરિકા પહોંચવાને તત્પર બન્યો છે તેના જીવન-પ્રસંગો જાણવાની જિજ્ઞાસા વર્તમાન પ્રજામાં સહજ ઊઠે એવી છે.

૧૮૮૮ના નવેંબરની સાતમી તારીખે ટ્રીચીનાપલીમાં એક સામાન્ય સ્થિતિના બ્રાહ્મણ-કુટુંબમાં તેમનો જન્મ થયો. બાળપણમાજ તેમની બુદ્ધિએ અલૌકિક તેજસ્વિતા દાખવવા માંડી. દશ વર્ષની વયે તેમણે મેટ્રીકની ને બાર વર્ષની વયે ઈન્ટરની પરીક્ષાઓ પસાર કરી. એટલી નાની વયે પણ વિજ્ઞાન-દેવીએ તેમના પર કામણ કર્યું ભૌતિક-વિજ્ઞાનની શોધો સાથે તે એકતાન બની ગયા. પણ તેની સાથોસાથ એની બેસન્ટનાં ભાષણો સાંભળીને તેઓ ધર્મ પ્રત્યે પણ આકર્ષાયા. તેમણે હિંદુ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો; પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું ગૌરવ નિહાળ્યું. મદ્રાસ પ્રેસીડેન્સી કૉલેજની ઈનામી નિબંધની હરીફાઈમાં 'આર્ય વીર રસ' પર નિબંધ લખી તેમણે પ્રથમ ઇનામ મેળવ્યું.

કૉલેજમાં એક પ્રસંગે તેમના સહાધ્યાયી અપ્પારાવે પ્રો. જ્હોન્સને શબ્દશાસ્ત્રના વિષયમાં પોતાની કેટલીક શંકાઓના ખુલાસા પૂછ્યા. પણ પ્રો. જ્હોન્સ તેનો ઉત્તર ન આપી શક્યા. શ્રી રામને તરતજ તે શંકાઓ નોંધી લીધી. ઘેર જઇ તે રેલેનું શબ્દશાસ્ત્ર પરનું વિવેચન વાંચી ગયા, ને બીજે દિવસે તેમણે રેલેના સિદ્ધાંત પર અપ્પારાવની શંકાઓનું સમાધાન કર્યું. આ પ્રસંગ જાહેર થતાં લૉર્ડ રેલે જાતે એ સમાધાન વાંચી ગયો. ને શ્રી રામનની બુદ્ધિ પર મુગ્ધ બની તેમને અભિનંદન-પત્ર લખ્યો.

કૉલેજના અભ્યાસ દરમિયાન શ્રી રામને પોતાની વૈજ્ઞાનિક શોધોને વ્યક્ત કરતો એક લેખ લખ્યો અને તે પ્રો. જ્હોન્સને જોવાને આપ્યો. છ મહિના વીતવા છતાં પ્રોફેસર સાહેબને એ લેખ જોઈ જવાનો અવકાશ ન મળ્યો. ઉત્સાહી શોધક શ્રી રામને થાકીને તે લેખ લંડનના પ્રખ્યાત માસિક 'ફીલોસોફીકલ મેગેઝીન' પર મોકલાવી આપ્યો. એ લેખ તરત પ્રગટ થયો ને પ્રો. જ્હોન્સ શિષ્યની મહત્તાને તીખી નજરે જોઇ રહ્યા. એ જ અરસામાં જે વિષયે તેમને પાછળથી જગમશહૂર બનાવ્યા તે, 'પ્રકાશ' વિષય પરનો તેમનો એક લેખ લંડનના 'નેચર' માસિકમાં પ્રગટ થયો.

સોળ વર્ષની વયે તેમણે મદ્રાસ-વિદ્યાપીઠની એમ. એ. ની પરીક્ષા, ભૌતિકશાસ્ત્રના

વિષય સાથે પ્રથમ વર્ગ અને પ્રથમ નંબરે પસાર કરી મદ્રાસ-વિદ્યાપીઠના ઇતિહાસમાં તો તે વિષયમાં એમ. એ. માં પ્રથમ વર્ગ જીતી જનાર તે પહેલા જ વિદ્યાર્થી હતા. તે પરીક્ષાની સાથોસાથ તેમણે હિંદી સરકારની હિસાબી ખાતાની ઉચ્ચ પરીક્ષા પણ પસાર કરી ને સત્તર વર્ષની વયે—કે જે વયે મોટા ભાગના વિદ્યાર્થીઓ મેટ્રીકની ગાઇડો જ ગોખી રહ્યા હોય છે—તે કલકત્તામાં ડેપ્યુટી એકાઉન્ટન્ટ જનરલ તરીકે નીમાયા. જગતમાં આટલી વયે પુરુષાર્થથી આવા વિજય મેળવનાર વ્યક્તિઓ જવલ્લે જ પાકે છે ને હિંદના નોકરશાહી ઇતિહાસમાં તો આ વયે આવા ઉચ્ચ હોદ્દે આવનાર હિંદી તરીકે તો તે પહેલા જ હતા.

આ અરસામાં તેમણે લોકસુંદરી નામે એક વિદુષી યુવતી સાથે સ્નેહલગ્ન કર્યાં.

કલકત્તામાં નોકરી હિસાબી ખાતામાં બજાવવાની છતાં તે વિજ્ઞાનદેવીનું આરાધન ચૂક્યા નહોતા. સમય મળતાં જ તે નવા નવા વૈજ્ઞાનિક પ્રયોગો કરવામાં લીન થઈ જતા. ત્યાં તેઓ કલકત્તા વિદ્યાપીઠના ઉપકુલપતિ આશુતોષ મુકરજીના સમાગમમાં આવ્યા, ને 'વિજ્ઞાન વિકાસ મંડળ'ના સભાસદ બન્યા. એ મંડળ તરફથી તેમને વૈજ્ઞાનિક પ્રવૃત્તિમાં ખૂબ જ ટેકો મળવા લાગ્યો.

કલકત્તાથી તેમની બદલી રંગુન થઈ. ત્યાંની નોકરીમાં પણ તેમણે મોંઘી કીર્તિ મેળવી પરંતુ પિતાનું અવસાન થતાં તે રજા લઈ મદ્રાસ ગયા. પછી નાગપુર બદલી થતાં તેમણે ત્યાંનું ગૂંચવાયેલું તંત્ર સંભાળ્યું.

નાગપુરમાં એવી પ્રથા પડી ગયેલી હતી કે ડેપ્યુટી એકાઉન્ટન્ટ જનરલને હોદ્દે નિમ ાય ભલે હિંદીની થાય પણ એ હોદ્દાનો અમલ તો તેના હાથ નીચેના અંગ્રેજ અમલદારો જ કરે. આ પ્રથાને દબાવી દઈ શ્રી રામને બધો જ વહીવટ જાતે સંભાળી લીધો. તે સામે પોકાર પાડતા હિંદી સરકારના વડા એકાઉન્ટન્ટ જનરલે ત્યાંનું દફતર જાતે તપાસી જોયું ને વહીવટ સુધારવા માટે સંતોષ દાખવી શ્રી રામનને અભિનંદન આપ્યું.

નાગપુરથી તેમની બદલી કલકત્તે થઈ. આ સમયે તેઓ પોસ્ટ અને તારખાતાના એકાઉન્ટન્ટ જનરલને હોદ્દે પહોંચ્યા હતા. અર્થ અને સત્તાની ગણતરીએ તેમની સામે ઉજ્જવળ ભવિષ્ય હતું, પણ તેમનું હૃદય વિજ્ઞાન-દેવીએ હરી લીધું હતું. એટલે કલકત્તાની વિદ્યાપીઠે તેમની કેટલીક માગણીઓ સંતોષતાં તેમણે હજારોના પગારની સરકારી નોકરી તજી દઈને સામાન્ય પગારે વિદ્યાપીઠની સર રાશબિહારી ઘોષ ને સર તારકનાથ પાલિતની બાદશાહી મદદોથી નિર્મેલી, 'કોલેજ ઓફ સાયન્સ'માં ભૌતિકશાસ્ત્રના અધ્યાપકનું પદ સ્વીકાર્યું. આ પદે નીમાનાર ઇંગ્લાંડ જઈ આવેલ જ હોવો જોઈએ એવી સર તારકનાથના વીલમાં એક શરત હતી. તે શરતને સ્વતંત્ર ભારતીય શક્તિનું અપમાન ગણી શ્રી રામને તે પદે નીમાવા માટે ઇંગ્લાંડ જવાની ચોખ્ખી ના પાડેલી. ને સર આશુતોષે શ્રી રામનની એ ભાવનાને માન આપી ઇંગ્લાંડ જવાની એ શરતને બાજુએ મૂક્યા પછી જ રામને તે પદનો સહર્ષ સ્વીકાર કરેલો.

અધ્યાપકના પદે રહીને શ્રી રામને કરેલી વિજ્ઞાનની સેવાઓ અમૂલ્ય છે. તેમણે અનેક નવી શોધો કરી, સંખ્યાબંધ વિદ્યાર્થીઓને જગનામાંકિત વૈજ્ઞાનિકો બનવાની વિદ્યા, પ્રેરણા અને તક આપી. તેમની આ પ્રવૃત્તિમાં વૈજ્ઞાનિક જગતે ખૂબ રસ દાખવવા માંડ્યો. તેમની સેવાઓની કદર તરીકે વિદ્યાપીઠે તેમને ૧૯૨૧ માં 'ડોક્ટર ઓફ સાયન્સ'ની પદવી

આપી. ૧૯૨૪ માં તે યુરોપ-અમેરિકાની મુસાફરીએ ચાલ્યા. તે ખંડોના સરકારી અને વૈજ્ઞાનિક જગતમાં તેમનું નામ તો મશહૂર બની ચૂક્યું હતું. પરિણામે તેમને બધે ભાવભર્યો આવકાર મળ્યો. લંડનની રૉયલ સોસાયટીએ તેમને પોતાના ફેલો તરીકે ચૂંટી કાઢ્યા. અમેરિકામાં તેઓ જગવિખ્યાત વૈજ્ઞાનિકોના સંસર્ગમાં આવ્યા. ત્યાં તેમને અપૂર્વ વિજ્ઞાન-મંદિરો અને અદ્યતન સાધનસામગ્રી નિહાળવાની તક મળી.

તે પછી ભારત પાછા ફરીને તેમણે પોતાની વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ આદરી અને તેમાં 'રામન ઇફેક્ટ'ના નામે પ્રખ્યાત બનેલી પ્રકાશ પરની તેમની શોધે તેમને જગતવ્યાપી સન્માન અપાવ્યું.

૧૯૨૯નું વર્ષ તેમને માટે ઘણુંજ ભાગ્યશાળી નીવડ્યું. તે વર્ષના પહેલા મહિનામાં તેમની 'મદ્રાસ સાયન્સ પરિષદ'ના પ્રમુખ તરીકે વરણી થઈ. છઠ્ઠા મહિનામાં સરકારે તેમને સર બનાવ્યા. ને સાતમાં મહિનામાં ઇટલીએ તેમને વિજ્ઞાનક્ષેત્રે ક્રાંતિપ્રદ લેખાનો 'મેટ્યુસી સુવર્ણચન્દ્રક' અર્પણ કર્યો.

તે પછીના વર્ષે નોબેલ પ્રાઇઝે તેમની કીર્તિ પર સુવર્ણકળશ ચડાવ્યો. સાહિત્યક્ષેત્રે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની જેમ વિજ્ઞાનના વિષયમાં શ્રી રામને નોબેલ પ્રાઇઝના ઇતિહાસમાં ભારતનું નામ નોંધાવ્યું.

તે પછીની તેમની વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ ઘણી જાણીતી છે.

---

## 'વિમાન'ને—

પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

પૃથ્વી.

કરાળ, વિકરાળ ત્રાડ દઈ ગર્વથી ગાજતું,  
ચડી ગગન-શૃંગજે જન-મનો ભયે ડારતું,  
અમાપ સ્થળ-કાળનાં અકળ અંતરો આવરે;  
ગિરિ, મહલ ને મિનાર ધડકી જુવે તે તને.  
ધ્રૂજે, ધમધમે ધરા, વિપદ-વાદળાં જામતાં,  
સરે સતત 'હાય'કાર તુજને જનો દેખતાં.  
હલે શપિત સૌ દિશા, અગન રોમરોમે હલે,  
થલે વિકળ અંગઅંગ, ધુરકાટ ભર્યે જલે.  
રહણે પુનિત પંખીડું અરવ ઊડતું આભમેં  
પ્રસારી મૃદુ પાંખ, શાંતિ ભરતું ક્ષણે ને ક્ષણે;  
જનો સુભગ દેહને અટલ મીટ માંડી જુવે,  
ખુવે ત્રિવિધ તાપને ઉડણ એહવું જોઈને.  
હશે સફળ એહવી સફર તાહરીયે સદા,  
થશે ઉડણ ધન્ય, ધન્ય અવતાર તારો તદા!

# પ્રજાજીવન અને રાજનીતિ

નરસિંહ

'જગતની બધી જ ધાર્મિક, સાંસ્કારિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું મૂળ રાજનીતિ છે, અને રાજનીતિનું મૂળ પોતાની પ્રજાનો ભૌતિક વિકાસ છે.'

કૈસર

પ્રીન્સ બીસ્માર્કને હાથે કેળવાયલા, યુગોના ઇતિહાસનો અનુભવ ધરાવતા, જગતની એક શક્તિશાળી પ્રજાના પ્રતિભાશાળી શાસક તરીકે યશસ્વી નીવડેલા અને જગતમાં ચાલી ગયેલાં કે ચાલતાં અનેક રાજતંત્રોનાં ગુપ્ત રહસ્યોના જાણકાર પુરુષના ઉપરોક્ત વચનો ખૂબ જ સૂચક છે. राजा कालस्य कारणम् ના ભારતીય સૂત્રનો તે વિશિષ્ટાર્થ સમજાવે છે. તેના પ્રકાશથી અનેક પ્રકારની ધાર્મિક, સામાજિક, સાંસ્કૃતિક અને રાજકીય પ્રવૃત્તિઓનાં યોગ્ય મૂલ્ય આંકી શકાય તેમ છે

જગતમા અનેક ધર્મો, અવનવા સંસ્કારો ને વિવિધ સાંસ્કૃતિક ઝરણો અહોનિશ વહેતાં જ રહે છે, અને પ્રજાઓની વૃત્તિઓ પર તે ભિન્ન ભિન્ન માર્ગે પ્રભુત્વ ભોગવે છે. જે પ્રજા જે વખતે જે ધર્મ કે સંસ્કૃતિના જળ પી રહી હોય તેને જ તે જીવનનું સર્વસ્વ અને મુક્તિદાયક અમૃત માની બેસે છે પણ એ અમૃતની પાછળ રાજનીતિનાં જે ગુપ્ત બળો કામ કરી રહ્યાં હોય છે ત્યાં તેની દૃષ્ટિ ક્વચિત્ જ પહોંચે છે.

રાજનીતિ હંમેશા બે પ્રકારે ઘડાય છે. એક પ્રજાને પોતાની માનીને, બીજી તેને પારકી માનીને રાજકર્તા અને પ્રજાનાં હિતો જ્યારે એક જ પ્રદેશમા સંકળાયલાં હોય છે ત્યારે પ્રથમ પ્રકારની રાજનીતિ અમલમાં મુકાય છે અને બન્નેનાં હિતો જ્યારે ભિન્નભિન્ન પ્રદેશમાં સંકળાયા હોય ત્યારે રાજનીતિનો બીજો પ્રકાર રમાય છે.

પહેલા પ્રકારની રાજનીતિમાં પ્રજાની દરેક પ્રકારની શક્તિઓને ખીલવવામાં આવે છે. ઐશ્વર્ય અને ઉન્નતિ માટે સ્વતંત્રતા જરૂરી છે. અને સ્વતંત્રતાને ટકાવવાને કે મેળવવાને માટે યુદ્ધશક્તિ એ એક અમોઘ સાધન છે. યુદ્ધશક્તિમાં સ્વાર્પણની ભાવના ધરાવતું તંદુરસ્ત મન, સામે આવનારને કચરી નાંખવાનું સામર્થ્ય ધરાવતું શરીર અને બચાવપક્ષે કિલ્લેબંધી ને આક્રમણ માટે લશ્કરી સરંજામ વગેરે અગત્યનાં સાધનો છે. આવાં સાધનોને સુદૃઢ બનાવતાં સામાજિક કે સાંસ્કૃતિક વહેણોને રાજનીતિ સીધાં કે આડકતરાં ઉત્તેજન આપે છે.

બીજા પ્રકારની રાજનીતિમાં પ્રજાની દરેક પ્રકારની શક્તિઓને કચરી નાંખવાની હોય છે. ગુલામી તોડવાને યુદ્ધવિષયક શક્તિ જોઈએ. તે શક્તિને જ જો નિર્બળ કરવામાં આવે તો પ્રજા સદાની ગુલામ બની રહે છે. તે શક્તિ તોડવામાં સ્વાર્થપરાયણ, સ્વચ્છંદી અને યુદ્ધ સામે સૂગ ધરાવતું મન, નિર્બળ શરીર અને લશ્કરી સરંજામનો અભાવ એ મદદના ઉપાય છે. આ ઉપાયને માર્ગ આપનાં ધાર્મિક કે સાંસ્કૃતિક વહેણોને આડકતરી રીતે ખીલવા દેવામાં આવે છે આ નીતિમાં સરંજામને વધારવાનો તો હોય જ નહિ પણ પ્રજાપક્ષે બચાવરૂપ થઈ પડે એવા દેશી કિલ્લાઓનો પણ નાશ કરવામાં આવે છે; પ્રજાના હાથમાંથી જ નહિ, પરંતુ તેના મનમાંથી પણ શસ્ત્રો દૂર કરવામાં આવે છે; ચિન્તા અને

બેકારી ફેલાવી તેને મૂંઝવી દેવામાં આવે છે; રચનાત્મક કાર્યક્રમોને રદ કરી તેને આળસુ, સ્વાર્થી, નિષ્ક્રિય અને નિર્બળ બનાવી દેવામાં આવે છે; વ્યક્તિસ્વાતંત્ર્ય અને પ્રજામતના નામે સ્વચ્છંદ અને નીતિહિનતા ફેલાવી તેને રોગીષ્ટ બનાવવામાં આવે છે; જગતનું નિયામકબળ જે શક્તિ છે તેના પ્રત્યે અવિશ્વાસ કેળવી પ્રજાના મનને નિર્બળ સિદ્ધાંતો અને નિરર્થક ઘેલછાઓને માર્ગે વાળી દેવામાં આવે છે. આ કાર્યક્રમને અનુકૂળ નીવડતાં સાંસ્કૃતિક વહેણોને આડકતરી રીતે ઉત્તેજવામાં આવે છે. પરિણામે ગુલામી તોડવાના બધા જ માર્ગો ભાગી પડે છે ને પ્રજા સ્થાયી પરાધીનતામાં ફસાય છે.

જ્યાં શિક્ષણને માર્ગે ગુલામીનું ઝેર ફેલાવી દેવામાં આવ્યું હોય ત્યાં આ વિચારશ્રેણિ સમજવાનું ખૂબજ મુશ્કેલ થઈ પડે છે. તે સ્થિતિમાં આપણે માટે તે સમજવાનો ઉપાય એક જ છે. ભારતવર્ષના સ્વતંત્ર યુગમાં ઘડાયલી જે નીતિરીતિઓને, ધાર્મિક ઘેલછા કે સામાજિક અન્યાયના નામે આપણે એડી તળે કચરી રહ્યા છીએ તેની પાછળ ભૌતિક ઉન્નતિના કયા અંકુરો રહેલા છે; અને નવા પ્રકાશના નામે—વાસ્તવિક રીતે તો ગુલામીના ફળરૂપે—આપણે જે નવાં રીતરસમો કે સાંસ્કૃતિક આદર્શો ઘડી રહ્યા છીએ તેની પાછળ ભારતીય પ્રજાની સ્થાયી ગુલામી ને તેના ભૌતિક પતનના અને રાજકર્તા પ્રજાના સદૈવ વિજયના કયા કયા અંકુરો છૂપાયા છે તેનું વિષયવાર અવલોકન કરી જવું.

આ અવલોકન પહેલાં એક વસ્તુ સ્પષ્ટ કરવી જરૂરી છે. આજની પ્રજા પાસે એક એ દલીલ છે કે જો પ્રાચીન રીતરસમો ન્યાયભરી અને વ્યાજબી હોય તો હિંદ પરાધીન કેમ થયું? પણ ચડતી–પડતીનો ક્રમ માણસોની જેમ રાષ્ટ્રોના ભાગ્યે પણ નિર્માયો છે. હજારો વર્ષનો સુવર્ણ–ઇતિહાસ ધરાવતી સંસ્કૃતિ થાકે; તેનો ગેરલાભ ઉઠાવનારાઓએ ઉભેરેલી વિકૃતિથી તે કચરાઇ જાય; કાળ, પ્રદેશ અને પ્રસંગાનુસાર રૂપાંતરોથી તેને અદ્યતન સ્વરૂપ આપી શકનાર નિયામક બળોને નષ્ટ કરી દેવામાં આવે—ત્યારે દુષણની જવાબદારી કેવળ મૂળ સંસ્કૃતિને માથે ન ઓઢાડાય. આરોગ્યના વિષયમાં આપણે તંદુરસ્ત અને દીર્ઘાયુષી માણસને અનુસરીએ તેનો અર્થ એ નહિ કે તે માણસ અમર હોવો જોઈએ. દરેક વસ્તુની કિંમત તેનામાં રહેલા ગુણની સાથોસાથ તેને સમાંતર બીજી વસ્તુની કિંમત સાથે સાપેક્ષ સ્વરૂપમાં જ આંકવી જોઈએ.

ઉદ્યોગ અને વિજ્ઞાનના વિકાસ માટે ધંધાઓની વહેંચણી (*Distribution of Labour*) અનિવાર્ય રીતે જરૂરી છે તે તો દરેક માણસ સમજી શકે છે. એ વહેંચણી ઓછામાં ઓછી ચાર વિભાગમાં થઇ શકે. પહેલો સેવા અથવા શ્રમ, બીજો ધન અથવા અર્થ, ત્રીજો બળ અથવા સંરક્ષણવૃત્તિ અને છેવટે જ્ઞાન અથવા મુક્તિ. આર્ય સંસ્કૃતિએ આ ચારે વિભાગ યોગ્ય યોગ્ય માણસોને વહેંચી આપ્યા ને તેમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એવા ચાર વર્ગ ખીલ્યા. આ વર્ગોમાં જેમ સ્થાન ઊંચું તેમ જવાબદારી, ભોગ આપવાની ફરજ અને ફરજના ભંગમાં શિક્ષાનું પ્રમાણ પણ ઊંચું. ચારે વર્ગમાં બ્રાહ્મણ ઊંચો ખરો પણ તેણે સ્વૈચ્છિક ગરીબાઈ સેવવી જોઇએ ને નીતિનો ભંગ થતાં ચારે વર્ગમાં વધુમાં વધુ સજા તેને થાય. આ આર્યવ્યવસ્થાથી જીવન–ધોરણના ચડ–ઊતર પ્રમાણની પણ એવી સુંદર વહેંચણી થઈ જાય કે આજની યુરોપીય પ્રજાઓને પોતાનું ઉન્નત જીવનધોરણ ટકાવવાને જેમ કરોડોની કાળી પ્રજાને ગુલામ ને કંગાલ રાખવી પડે છે તે રીતે વર્ણવ્યવસ્થા ધરાવનારને ગુલામોની કે બીજી પ્રજાઓને કંગાલ બનાવવાની જરૂર નથી પડતી.

વર્ણવ્યવસ્થાની કિંમત દરેક સમજી શકે તેવી છે. પણ તેમાં પ્રશ્ન એક રહે છે કે આ

વ્યવસ્થા ગુણ પ્રમાણે રાખવી કે વંશપરંપરાગત. જો ગુણ પ્રમાણે રાખવામાં આવે તો દરેક વર્ગમાં સંખ્યાનું યોગ્ય પ્રમાણ જાળવવું મુશ્કેલ થઈ પડે; વ્યવસ્થાનો બોજો વધી જાય. બ્રાહ્મણના છોકરાને જેટલી સહેલાઈથી બ્રાહ્મણ બનાવાય, વૈશ્યના છોકરાને જેટલી સહેલાઈથી વૈશ્ય બનાવાય કે ક્ષત્રિયના છોકરાને જેટલી સહેલાઈથી અને જેટલા પ્રમાણમાં વીર બનાવાય તેટલી સહેલાઈથી અને તેટલા પ્રમાણમાં એકબીજા વર્ગોની પ્રજાને જુદા જુદા વર્ગોમાં ગોઠવવાનું અને ટકાવવાનું મુશ્કેલ થઈ પડે. રાજાનો છોકરો રાજા બને તો બ્રાહ્મણનો છોકરો બ્રાહ્મણ કેમ ન બની શકે? ઉપરાંત આ વ્યવસ્થામાં શિક્ષણની જવાબદારી માનપિતાએ બજાવવાની હોઇ ઊગતી પ્રજા વધુમાં વધુ દૃઢ અને કુશળ બની શકે અને દુશ્મનોનો ઝેરી પ્રચાર તેના કાન સુધી પહોંચી જ ન શકે.

આશ્રમવ્યવસ્થાનું મહત્ત્વ પણ સમજી શકાય તેવું છે બાલપણમાં વિદ્યા અને બ્રહ્મચર્ય, યુવાનીમાં ગૃહસ્થાશ્રમ અને સાંસારિક ફરજ, આધેડવયે વાનપ્રસ્થાશ્રમી શાંત જીવન અને વૃદ્ધ વયે સંન્યસ્ત એ માનવપ્રકૃતિને અનુકૂળ જીવન-વહેંચણી છે. તેમાંથી કૌટુમ્બિક આનંદ, માનસિક શાંતિને અનુકૂળ પવિત્રતાની ભાવના અને ઊગતી પ્રજા માટેનું પ્રેરક બળ જન્મે છે.

પ્રજાના વિકાસ સાથે સંકળાયલી ઉપરોક્ત અને વિચારશ્રેણિમાંથી વર્ણાશ્રમ વ્યવસ્થા જન્મી.

આ વર્ણવ્યવસ્થાની પાછળ કોઇ ધાર્મિક ઘેલછા નહોતી, તેમ લૂંટની ભાવના નહોતી. તેને ઘડનાર શુષ્ક ઋષિઓ નહોતા, તેમ સ્વાર્થી વકીલો નહોતા. મનુ, રામ અને શ્રીકૃષ્ણ સમા રાજર્ષિ પુરુષોત્તમોએ તેની રચના કરી હતી. તેનો આશય સાધુની જેમ કેવળ ઇશ્વર-ભજન કરવાનો નહોતો. શૂદ્ર શમ્બુક જ્યારે શ્રમ કરવાનો તેનો ધર્મ વીસરી બ્રાહ્મણની જેમ ઇશ્વરપૂજન અને તપ કરવા ઇચ્છે છે ત્યારે શ્રીરામ તેનો વધ કરે છે; અર્જુન જ્યારે યુદ્ધ કરવાનો ક્ષત્રિય-ધર્મ વીસરી સાધુની જેમ લાગણીવશ બને છે ત્યારે શ્રીકૃષ્ણ તેને ક્ષાત્ર માર્ગે વાળે છે; ને બ્રાહ્મણોએ જ્યારે શૂદ્ર સમાં આચરણ કરવાનો પ્રયાસ કર્યો છે ત્યારે તેમને સખત સજાઓ થઇ છે. આમ વર્ણવ્યવસ્થા એ કોઈ ઇશ્વરી ઘેલછા કે નિષ્ક્રિય આદર્શવાદ નથી પરન્તુ પ્રજાના આત્મિક વિકાસક્રમ અને શાંતિ માટે રાજનીતિજ્ઞોએ ઘડેલાં પગથિયાં છે.

હિંદુ પ્રજાને ધર્મઘેલાનું ઉપનામ આપી દેવાયું છે. પણ રાજનીતિએ ઘડેલી ફરજ એ જ હિંદુ પ્રજાનો ધર્મ છે. સ્વે સ્વે કર્મણ્યભિરતઃ સંસિદ્ધિં લભતે નરઃ કે સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ એ સૂત્રો ધર્મ-કર્મ-ફરજને અનુલક્ષીને છે. એ સૂત્રોનો ઉચ્ચારનાર ક્ષત્રિય અર્જુનને હિંસક યુદ્ધનો ધર્મ સમજાવે છે, રાજા યુધિષ્ઠિરને તે અસત્ય બોલવાની ફરજ પાડે છે. એ કોઇ બુદ્ધ કે ઇશુની જેમ લાગણીથી ભીંજાયેલા નિર્બળ હૃદયનો માનવી નથી. તે ઇશ્વર છે: નિર્ગુણ-ત્રિગુણાતીત છે. એ માનવીનું અને જગતનું સાચું સ્વરૂપ સમજે છે. તે જાણે છે કે રાજનીતિને ક્યાં બંધન ન હોય સર્વ સફળ રાજનીતિઓની જેમ તેની રાજનીતિ પણ નિર્ગુણ છે. પ્રજાઓની વ્યવસ્થા અને તેમનો વિકાસ એ જ તેનો આદર્શ છે. એ આદર્શને તે ધર્મની ભાવનામાં કેન્દ્રિત કરે છે.

જગતમાં પ્રવર્તતી જુદી જુદી રાજનીતિઓ શક્તિનેજ સર્વસ્વ માને છે. પણ હિંદી પ્રજાની રાજનીતિમાં એક વિશિષ્ટતા છે. તેનો માર્ગ તો જો કે શક્તિનો જ છે. ઇશ્વરને પણ તે શક્તિના પુત્ર તરીકે લેખે છે વેદોના સમયથી નાયમાત્મા બલહીનેન લભ્ય નું સૂત્ર ગવાતું આવ્યું છે. પણ શક્તિના માર્ગની મર્યાદામાં હિન્દુ રાજનીતિ ઉદ્દેશ તરીકે સંસ્કારને સ્વીકારે છે જગતના બીજા વિભાગોમાં કેવળ ઉઘાડા બળને જ સર્વસ્વ ગણવામાં આવે છે. પરન્તુ

# ચંપા

ચીમનલાલ સંઘવી

એક બાજુએ જાપાન અને સિયામની લાલ આંખ, અને બીજી બાજુએ ફ્રાંસનું આધિપત્ય—એમ બંને પક્ષથી કચરાતા ફ્રેન્ચ હિંદી ચીનનું નામ આજે જગમશહૂર બન્યું છે. પરન્તુ ભારતવર્ષે પ્રગટાવેલી જ્યોત અને ભારતપુત્રોના સતત સિંચનથી ઝગમગતા એ પ્રદેશના ઇતિહાસ પર હજી જોઈએ તેટલું લક્ષ નથી અપાયું. આ પ્રસંગે તે પર પ્રકાશ ફેંકવો કંઈક સમયોચિત નીવડશે.

આર્ય સંસ્કૃતિ એ જગતની આદ્ય જ્યોત છે. તે જ્યોત ભારતવર્ષની પવિત્ર ભૂમિ પર જન્મી. ભારતભૂમિએ એને રક્ષી અને પોષી. પણ તે જ્યોત ભારતમાંજ ગોંધાઇ નથી રહી. ભારતપુત્રોએ તેને જગતના ખૂણેખૂણામાં ફેલાવી છે. લંકા, મલયદ્વીપ, સિયામ, લાઓસ (સિયામ અને ચીનની વચ્ચેનો પ્રદેશ), યુનાન (બ્રહ્મદેશ ને ચીન વચ્ચેનો પ્રદેશ), તિબેટ, અનામ (ફ્રેન્ચ હિંદી ચીનનો પૂર્વ-ઉત્તર ભાગ), ચંપા (ફ્રેન્ચ હિંદી ચીનનો પૂર્વ-દક્ષિણ ભાગ), જાવા, સુમાત્રા, કંબોજ (કેમ્બોડિયા—સિયામ અને ફ્રેન્ચ હિંદી ચીનની દક્ષિણનો પ્રદેશ), બોર્નિયો, બાલી, ફીલીપાઈન્સ, સેલીબીસ, ચીન, અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન, બેબીલોન, મીસર, મધ્ય આફ્રિકા, રોમ, ગ્રીસ, સ્પેન, સ્કેન્ડીનેવિયા, જર્મની, રશિયા, અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરે સ્થળોએ તે જ્યોતે જીવનપ્રકાશ પાથરેલો. આજે ભલે ત્યાં એ જ્યોત અને પ્રકાશ નામશેષ બન્યાં હોય, ભુલાઇ ગયાં હોય—પરંતુ તેનાં સ્મૃતિચિન્હો ઇતિહાસનાં અણજાણ પૃષ્ઠો પર અને શિલ્પસ્થાપત્યનાં અવશેષોમાં મોજૂદ છે. તેનું સ્વરૂપ ભારતપુત્રોને ફરી સજીવ બનીને ભારતખંડમાંજ નહિ, પણ જગતભરમાં નવી જ્યોતિ જગાવવા પ્રેરે એવું ગૌરવભર્યું છે.

લંકાને સુવ્યવસ્થિત રાજતંત્ર બક્ષી તેને દેવભૂમિ બનાવનાર અને ત્યાં પ્રજાપ્રિય આર્ય રાજવંશની સ્થાપના કરનાર વિજય મગધનો રાજકુમાર હતો. તે ઈ. સ. પૂર્વે ૫૪૩ માં લંકાના સિંહાસને વિરાજેલો.

અશોકના એક વંશજને મગધથી ભાગવું પડયું. તેનું વહાણ મલયદ્વીપના કાંઠે તૂટી પડયું. તેણે ત્યાંરથી મલયનેજ પોતાનો દેશ લેખ્યો. ત્યાં તેણે વ્યવસ્થિત રાજવંશની સ્થાપના કરી, સંસ્કૃતિની ખીલવણી કરી. ત્યારથી છેક ઓગણીસમી સદી સુધી તે ભારત સાથે સંકળાયલો હતો તે તે દેશના પાટનગર સીંગાપોરના રેડિયો—મથકેથી થોડાજ દિવસ અગાઉ જાહેર થયું છે. અત્યારે તે દેશમાં હિંદુ સંસ્કૃતિના અવશેષો ઠેર ઠેર વેરાયલા પડયા છે.

લાઓસને ભારતવાસીઓએ માળવાનું ઉપનામ આપેલું. માળવાના પૂર્વ ભાગની જેમ લાઓસના પૂર્વભાગને પણ દશાર્ણ નામ અપાયલું. ઈ. સ. ની બીજી સદીમાં થયેલા ટાલેમીએ પણ તેને દશાર્ણ તરીકે ઓળખાવેલ છે.

અશોકના ત્રીજા પુત્રને નવ પૌત્રો હતા તેઓ સંસ્કૃતિનો ફેલાવો કરવાને દૂર દૂર નીકળી પડેલા ને તેમણે યુનાન, સિયામ તિમેર, અનામ વગેરે દેશોમા સુવ્યવસ્થિત રાજતંત્રની સ્થાપના કરેલી યુનાનમા નવમી સદીમા થઇ ગયેલા ચંદ્રગુપ્ત નામે બૌદ્ધ ભિક્ષુકને હજી પણ ત્યાંની પ્રજા ભાવપૂર્વક પૂજે છે.

ઇ સ ૭૫ મા ગુજરાતના એક રાજકુમારે જાવા પર પ્રભુત્વ મેળવેલુ, તેમજ ઈ સ ની પંદરમી સદી સુધી ત્યા આર્ય સંસ્કૃતિ પથરાયેલી હતી તેના અવશેષો હજી મોજૂદ છે [ જાવા–સુમાત્રાને લગતો વિગતવાર લેખ ગતાંકમા પ્રગટ થઇ ચૂકેલો છે ]

કમ્બોજ તો મહાભારતના સમયની પણ પૂર્વે ભારતવર્ષનું એક અંગ બની ગયેલું તેના સબંધમા કમ્બોજના સાહિત્ય તેમજ દંત કથાઓમા અને ચંપાના બે શિલાલેખોમાં નીચે પ્રમાણે હકીકત મળે છે

ઇંદ્રપ્રસ્થના આદિત્યવંશ રાજાએ પોતાના એક પુત્રને દેશપાર કર્યો તે પુત્ર પૂર્વ-પ્રદેશોમા ચાલ્યો ગયો ત્યા એક રાત્રે તે સાગરમાર્ગે સૂતેલે તે પ્રસંગે ફરવાને નીકળેલી નાગકન્યા તેના પર મોહી પડી અનેએ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો નાગરાજે એ નિશ્ચયને વધાવી લીધો તેણે સાગરના જળ ચૂસી લઇ તે પ્રદેશને દક્ષિણે ખૂબ વિસ્તાર્યો અને તેને કમ્બોજનું નામ આપી પોતાના નવા જમાઇને ત્યાનો નૃપતિ બનાવ્યો

મહાભારતના સમયમા ત્યા સોમા નામે નાગરાણી શાસન ચલાવતી હતી દ્રોણપુત્ર અશ્વત્થામાનો કૌન્ડીન્ય નામે એક મિત્ર ત્યાં જઇ પહોંચ્યો અને સોમા સાથે તેના લગ્ન થતા કમ્બોજમા નવો ભારતીય રાજવંશ સ્થપાયો કૌન્ડીન્ય પાસે અશ્વત્થામાએ તેને આપેલો એક ભાલો હતો તે ત્યાના પાટનગરમા સૈકાઓ સુધી જળવાઇ રહેલો

બોર્નિયો બાલી ફીલીપાઇન્સ અને સેલીબીસમા હજી પણ હિંદુ મંદિરોના અવશેષો નજરે ચડે છે

ચીનમા ભારતીય સંસ્કૃતિનો ફેલાવો કેવળ ફાહિયાન કે હુએનસંગ સમા ચીની મુસાફરોનેજ આભારી નથી ફાહિયાન અને હુએનસંગ તો પાંચમી અને સાતમી સદીમાં અહીં આવ્યા પણ તે પૂર્વે અને તે પછી પણ સંખ્યાબંધ ભારતપુત્રોએ ચીનની મુસાફરી ખેડી છે અશોક અને સંપ્રતિના પ્રચારકો આર્યસંસ્કૃતિની માળા સાથે જગતભરમા ફરી વળેલા અને ચીનમા તો તેમણે મહત્વની કામગીરી બજાવેલી ને પછીના પ્રચારકોમાં ઇ સ ૬૪ મા માતંગ અને દિવાકર, ૨૨૪ મા વિઘ્ન ૩૧૦ મા રાજકુમાર શ્રીમિત્ર તે જ અરસામા કપિલવસ્તુનો રાજકુમાર બુદ્ધભદ્ર, ૪૦૧ મા કુમારજીવ ૪૧૦ મા ધર્મક્ષેમ, ૪૨૬ મા ગુણભદ્ર, ૪૩૨ મા કાશ્મીરનો રાજકુમાર ગુણવર્મા, ૫૨૦ મા બોધિધર્મ, ૫૫૭ મા જિન-ભદ્ર–જિનયશ–જિનગુપ્ત, ૬૨૬ મા પ્રભાકરમિત્ર ૬૫૩ મા પુણ્યોપાય, ૬૭૬ માં દિવાકર, ૬૯૨ માં બોધિરુચિ વગેરે બૌદ્ધ સ્થવિરો ખાસ ધ્યાન ખેંચે છે આ સ્થવિરોએ કેવળ ચીનમાંજ નહિ, પણ પૂર્વ અને મધ્ય એશિયાના મોટા ભાગમા ભારતીય સંસ્કૃતિનો વિજય-ધ્વજ રોપ્યો છે તેમાંના ઘણાખરા પર ચીનના શહેનશાહની કૃપા વરસેલી અને તેમાના કેટલાક તો રાજગુરુપદ પણ પામેલા ચીનનુ કેટલુંક મહત્વનું ધાર્મિક અને સાંસ્કૃતિક સાહિત્ય તેમના સતત શ્રમ અને અગાધ વિદ્વત્તાને આભારી છે

અફઘાનિસ્તાન અને સરહદી પ્રાંતો તરીકે ઓળખાતો આજનો પ્રદેશ એક સમયે ગાંધારના નામે ભારતનું અગત્યનું અંગ લેખાતો કૌરવોની માતા ગાંધારી તે પ્રદેશની

રાજપુત્રી હતી. ત્યાં પુષ્કલાવતી અને પુરુષપુર સમાં ઐતિહાસિક નગરો હતાં. પુરુષપુર આજે પેશાવરના નામે ને પુષ્કલાવતી ચરસદ્દા નામે ઓળખાય છે.

ઈરાનપતિ સાયરસે ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીમાં સિંધ પર આક્રમણ કર્યું, પણ સિંધપતિ ઉદયનના હાથે તે હારી જતાં તેણે ઉદયનને પોતાનો મિત્ર બનાવ્યો. તે પછી સાયરસે એશિયા, આફ્રિકા ને યુરોપમાં મેળવેલા વિજયોમાં ઉદયનની ભારતીય સેનાએ મહત્ત્વનો ભાગ નોંધાવેલો છે. તે સેના પોતાની સાથે સંસ્કૃતિની જ્યોત પણ લેતી ગયેલી. પ્રાચીન ઇરાની ભાષા સંસ્કૃતમાંથી જન્મેલી. ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં કાલકસૂરિએ પણ ઈરાનમાં ભારતીય-જૈન સંસ્કૃતિને ખીલવેલી. તે સમયે તે પ્રદેશ પારસ અથવા શકદ્વીપ તરીકે ઓળખાતો. હજી પણ ત્યાં ભગવાન્ પાર્શ્વનાથના નામ અને પ્રસંગોને લગતાં સ્મૃતિ-ચિન્હો નજરે ચડે છે.

અરબસ્તાનના એક ખૂણામાં હજુ પણ હિન્દુઓનો એક ભાગ વસે છે. તે શિવ અને ગણેશની પૂજા કરે છે. ત્યાં મંદિરો છે અને નિત્યસંધ્યાએ આરતી ઊતરે છે.

બેબીલોનની શહેનશાહત જગવિખ્યાત છે. અતિ પ્રાચીન કાળમાં તેનું મુખ્ય બંદર અને પાટનગર ઈર્દુ ( Irdue ) હોવાથી પ્રાચીન હિન્દમાં તે શહેનશાહત 'આર્દ્ર'ના નામે વિખ્યાત બનેલી. ઈ. સ. પૂ. છઠ્ઠી સદીમાં ત્યાં નેબુખાનેઝાર રાજા શાસન ચલાવતો હતો. મગધપતિ બિંબિસારની સાથે તેને મિત્રતા હતી અને બંને એકબીજાને ભેટ-સોગાદો મોકલાવતા. બિંબિસારના મંત્રી અને યુવરાજ અભયકુમારે બેબીલોનમાં આર્ય-જૈન સંસ્કૃતિનાં મૂળ રોપેલાં. નેબુખાનેઝારનો પુત્ર આર્દ્રકુમાર જૈન દીક્ષા લઈ ભગવાન મહાવીરનો શિષ્ય બનેલો. નેબુખાનેઝાર પુત્રની પાછળ હિંદ આવેલો અને જુનાગઢમાં તેણે ભગવાન નેમનાથનું મંદિર સમરાવેલું તેમજ સોપારામાં મંદિર બંધાવરાવેલું.

બેબીલોનમાં અતિ પ્રાચીન કાળથી મર્ડુક નામે દેવની હિંસાભરી પૂજા થતી આવતી હતી. પણ નેબુખાનેઝારે તે બંધ કરી ભારતીય મૂર્તિપૂજા શરૂ કરેલી અને બળિદાનો આપવાં બંધ કરેલાં. બેબીલોનમાં તેણે બંધાવરાવેલા રાજમંદિરમાંની બે મુખ્ય મૂર્તિઓમાં એક ભગવાન પાર્શ્વનાથની અને બીજી ભગવાન મહાવીરની હતી.* આ ઉપરાંત તેણે બેબીલોનમાં નેવું ફૂટ ઊંચી અને નવ ફૂટ પહોળી એવી એક નક્કર સુવર્ણની ભવ્ય પ્રતિમા સ્થાપન કરેલી. ભરૂચ, ખંભાત ને સોપારાને માર્ગે ભારતવર્ષ બેબીલોન સાથે ધમધોકાર વ્યાપાર પણ ચલાવતું હતું.

મીસરમાં તો ભારતીય સંસ્કૃતિના અવશેષો ઢેર ઢેર વેરાયલા પડ્યા છે. પ્રાચીન સમયે ત્યાં પણ ભારતની જેમ ગોપૂજન થતાં. મીસરની પ્રાચીન ચિત્રલિપિ હિંદને આભારી છે. ત્યાંનો મૂળ રાજવી ભારતનો રાજકુમાર—ઘણું કરીને સગર ચક્રવર્તીનોજ પુત્ર-હતો. મધ્ય આફ્રિકામાં ઝીમ્બાબ્વેનાં ખંડિયેરો ભારતીય કલાએ ત્યાં સાધેલા વિકાસનાં દર્શન કરાવે છે.

મેગેસ્થીનીસ હીરેકલીસને હરિ-કૃષ્ણ તરીકે ઓળખાવે છે. તે ઓળખાણ જો સાચી હોય તો મહાભારતના સમયે રોમને પણ ભારતનું સંસ્થાન ગણી શકાય.

ગ્રીસનો આદિ મહાપુરુષ રાનીપેલાસગો હિંદમાં જન્મેલો. અને ગ્રીસની જગવિખ્યાત પ્રાચીન સંસ્કૃતિ પર ભારતીય સંસ્કારની અસર હતી.

---

* આ વિધાન ઇતિહાસકારોએ હજી સત્તાવાર રીતે સ્વીકાર્યું નથી, પરંતુ નેબુખાનેઝારની ધાર્મિક વલણ અને બને મૂર્તિઓ પરનાં અનુક્રમે સર્પ અને સિંહના લંછનો જોતાં આ અનુમાન સદ્ધર કરવા યોગ્ય માન્યું છે.

સ્પેનનું રાષ્ટ્રિય મહાકાવ્ય ભારતીય જનહોજલાલીથી ભરેલું છે ને સ્કેન્ડીનેવિયાના મહાકાવ્ય 'એડા' માં ઈ. સ. પૂર્વે ૫૦૦ માં ત્યાં ગયેલા ભારતીય યાત્રીનો ઉલ્લેખ છે. એ યાત્રિકનું નામ નથી મળતું પણ તેણે ત્યાં આર્ય સંસ્કૃતિનો પ્રચાર કરેલો અને તેના મુખ્ય શિષ્યનું નામ ગૌતમ જણાવાય છે.

જર્મન પ્રજા હજી પણ પોતાના પૂર્વજો તરીકે સપ્તસિંધુના આર્યોને ઓળખાવે છે અને આર્યોના માંગલિક વિજયચિન્હ સ્વસ્તિકને રાષ્ટ્રચિન્હ તરીકે સ્વીકારતાં ગૌરવ અનુભવે છે.

રશિયામાં મહાભારત સમયનાં અને સંવત ૧૮૬૬ નાં શૈવમંદિરો હજી પણ જળવાઇ રહ્યાં છે.

અમેરિકા—ખંડ મૂળ ભારતવાસીઓએ શોધેલો અને મધ્ય અમેરિકામાં તેમણે આર્ય સંસ્કૃતિનો ધ્વજ રોપેલો, તેમજ ત્યાં હજી પણ એ સંસ્કૃતિના અવશેષો નજરે ચડે છે તે વિષે તાજેતરમાં ઘણુંજ લખાઇ ગયું છે.

ઑસ્ટ્રેલિયામાં વપરાતાં બોમરંગ હથિયાર ત્યાં આર્યોના શાસનની સાક્ષી પૂરે છે.

આ રીતે પૃથ્વીના પટ પર એવો કોઇ પ્રદેશ નથી, જ્યાં ભારતવાસીઓએ સંસ્કૃતિની જ્યોત ન જગવી હોય. જ્યાં જ્યાં આર્યો વિચર્યા ત્યાં ત્યાં તેમની પાછળ સંસ્કૃત ભાષા અનુસરી; ભારતીય સાહિત્ય અનુસર્યું; ભારતીય કલા અને શિલ્પ-સ્થાપત્ય અનુસર્યાં; વૈદિક બૌદ્ધ ને જૈનની બનેલી ભારતીય ધર્મત્રિપુટી અનુસરી. તે તે દેશોમાં વર્ણાશ્રમ પ્રધાન સમાજવ્યવસ્થા સ્થપાણી; સતીપ્રથા ચાલુ થઇ; દેશ, નગર, પ્રદેશો કે વ્યક્તિઓને અયોધ્યા, કૌશાંબી, શ્રીક્ષેત્ર, ચંપા, દ્વારાવતી, મથુરા, કલીંગ, કમ્બોજ, ગાંધાર, રાજપુર, વીરપુર, ઇન્દ્રપુર, અમરાવતી, ચંદ્રગુપ્ત, શ્રીમિત્ર, ગંગરાજ, સગર, હરિવર્મ, ઇન્દ્રવર્મ સમાં ભારતીય નામો મળ્યાં. પરન્તુ તે બધાં ક્ષેત્રોને વિસ્તારથી સ્પર્શવાનું અહીં શક્ય નથી. એટલે તે પર કેવળ ઊડતી જ નજર નાંખવામાં આવી છે. અને તેમ કરતાં પણ નિર્દિષ્ટ ક્ષેત્ર ચંપા તો દૂર જ રહી ગયું. હવે તેને અવલોકીએ.

ફ્રેન્ચ હિંદી ચીનનો પૂર્વભાગ આજે અનામના નામે ઓળખાય છે. પણ પૂર્વે તે પ્રદેશ બે સ્વતંત્ર રાજ્યોમાં વ્હેંચાયલો હતો. ઉત્તરનો ભાગ અનામ તરીકે ઓળખાતો; દક્ષિણ ચંપાના નામે જાણીતો હતો.

ચંપાનું રાજ્ય ત્રણ પ્રાન્તોમાં વ્હેંચાયલું હતું. ઉત્તરે અમરાવતી, મધ્યમાં વિજય, દક્ષિણે પાંડુરંગ. અમરાવતી પ્રાન્તમાં ચંપાપુરી અને ઇન્દ્રપુર, વિજય પ્રાન્તમાં વિજયનગર અને શ્રીવિનય બંદર અને પાંડુરંગ પ્રાન્તમાં વીરપુર અથવા રાજપુર સમાં મહત્ત્વનાં નગરો આવેલાં હતાં. પ્રાચીન કાળથી પાટનગર તરીકે ચંપાપુરી ચાલ્યું આવતું હતું.

ચંપાપુરી સાગરકાંઠેથી સાડા ૮ માઇલ છેટે આવેલું હતું. તેની દક્ષિણપશ્ચિમે પર્વતોની હારમાળા હતી. અને પર્વતમાળાની લગોલગ ઉત્તરે અને દક્ષિણે વહેતી બે નદીઓ નગરના પૂર્વભાગમાં સંગમ પામતી. નગરની આસપાસ દોઢ માઇલની દીવાલ હતી.

ઉત્તર ભારતવર્ષમાં પણ એ સમયે ચંપાનું મહારાજ્ય હતું. ત્યા બારમા જૈન તીર્થંકર વાસુપૂજ્યનો જન્મ થયેલો અને મહાભારતના સમયે દુર્યોધને કર્ણને એ રાજ્યની ભેટ ધરેલી. યુગો પૂર્વે આ ચંપાના વાસીઓ જ પૂર્વપ્રદેશોમાં જઇ ચડેલા અને ત્યાં તેમણે વસાવેલા સંસ્થાન અને તેના પાટનગરને પણ ચંપાનું નામ આપેલું.

ચંપાની દંતકથાઓમાં જણાવ્યા પ્રમાણે ચંપાની મૂળ પ્રજા અયોધ્યા અને તેની આસપાસના પ્રદેશ [ભારતીય ચંપા વગેરે]માંથી ઊતરી આવેલી. સમય જતાં તે ચીનની પ્રજા સાથે સંપર્કમાં આવી. બંને પ્રજાઓ લોહીથી સંકળાઈ ગઇ ને તેમના મિશ્રણમાંથી નવી–ચામ પ્રજા જન્મી. તે બંને પ્રજાઓએ મળીને ઈ. સ. ૧૩૭ માં ચીનની શહેનશાહતને પણ ધ્રૂજાવેલી. આમ પ્રજા તરીકે કેટલેક અંશે સ્વતંત્ર બનવા છતાં ભારતીય સંસ્કારની સતત અસરથી ચંપા ભારતનું જ એક સંસ્થાન બની રહ્યું.

ચંપાની આબોહવા ભેજભરી ગણાય. ત્યાં ઉનાળો અને ચોમાસું બે જ ઋતુ. આમ છતાં ત્યાંની વિપુલ સમૃદ્ધિએ પ્રજાઓને આકર્ષી. ત્યાં વસતીનું સરેરાશ પ્રમાણ ૨૦ થી ૨૫ લાખનું રહ્યું છે.

ચંપાની ભૌગોલિક સ્થિતિ કઢંગી હતી: ઉત્તરે ચીનનું વિશાળ સામ્રાજ્ય; લગોલગ ઉત્તરે અનામનું મહારાજ્ય; દક્ષિણે જાવા–સુમાત્રા–મલય; લગોલગ દક્ષિણે કંબોજ; પૂર્વે સિયામ. આ બધાં રાજ્યો ચીનને ખંડણી ભરે, પણ તેઓ અંદરોઅંદર જ્યારે વિગ્રહ ખેલે ત્યારે ચીનપતિ મોટે ભાગે દૂર રહીને જોયા જ કરે. આ સ્થિતિમાં ચંપાને હંમેશાં બચાવ અને આક્રમણ માટે સજ્જ રહેવું પડતું. એક નાનકડું રાજ્ય છતાં તેનું લશ્કરી બળ જમીન પર ૫૦ થી ૭૫ હજારની ખડી સેના ને સાગરમાં સો નૌકાઓ જેટલું રહેતું.

ચંપાના આદિ નૃપતિ તરીકે મહેશપુત્ર ઉરોજાનું નામ મળે છે; ને ઉરોજાની પછી ધર્મરાજે ત્યાં રાજ્ય કર્યાનો ઉલ્લેખ છે. દ્વાપર યુગના ૫૯૧૧ મા (ઈ. સ. પૂર્વે ૧૭૭૯૩૫૯૦) વર્ષે ત્યાં વિચિત્રસગર* નામે રાજા રાજ્ય કરતો હતો. [સંભવિત છે કે આ વિચિત્રસગર સગર ચક્રવર્તીનો જ કોઇ વારસ હોય.] પ્રાચીન યુગના આટલા શિલાલેખીય ઉલ્લેખો પછી ચંપાના ઇતિહાસ પર પડદો પડે છે અને તે ઈ. સ. ની પહેલી સદીમાં ઊંચકાય છે.

પહેલી સદીમાં ત્યાં શ્રીમાર નામે યશસ્વી રાજાનું શાસન ચાલતું હતું.

ઇ. સ. ૩૩૬ માં વેન નામે એક સેનાપતિએ રાજકુમારોને મારીને ચંપાનું સિંહાસન ઝૂંટવી લીધું ને ચીન સાથે તેણે વિગ્રહ આદર્યો. એ વિગ્રહે તેનો ભોગ લીધો. તેના વારસોએ પણ ચીન સાથેનો સંગ્રામ ચાલુ રાખ્યો ને વિજય–પરાજયની ઘટમાળ ચાલ્યા કરી. ચોથી સદીના અંતમાં સિંહાસને આવેલો ભદ્રવર્મન કંઇક વિશેષ પ્રકાશ્યો. તેણે ચીનને હાર ખવરાવી. ચંપામાં તેણે એક અદ્‌ભુત મંદિર બનાવરાવી તેમાં ભદ્રેશ્વરસ્વામી નામે શિવલિંગની સ્થાપના કરી. તે રાજા ચારે વેદોનો નામાંકિત અભ્યાસી હતો.

ભદ્રવર્મનનો પુત્ર ગંગરાજ. તે સિંહાસન તજી સાધુ બન્યો ને ભારતવર્ષમાં ચાલ્યો આવ્યો. તેની પાછળ ચંપામાં આંતરવિગ્રહ સળગ્યો. ચીન સાથેના સંગ્રામે પણ ભયાનક રૂપ લીધું. એ સંગ્રામમાં ચંપાપતિએ હજારો હાથીઓનો ઉપયોગ કરી ચીનને સખત પરાજય આપવા કમર કસી પણ ચીનાઈ સેનાપતિએ વાંસ, કાગળ અને ચીંથરાના સિંહ બનાવી તેમને આગળ ધર્યા ને એ સિંહોના ભયથી ભાગવા માંડેલા ચંપાપતિના હાથીઓએ પોતાના જ સૈન્યનો ઘાણ કાઢી નાંખ્યો. ચીને આ વિગ્રહમાં ચંપાને સંપૂર્ણ પરાજય આપ્યો. ચીનાઇ સેનાપતિએ પંદર વર્ષ ઉપરાંતના મોટા ભાગના પુરુષોની કતલ કરાવીને કરોડોની લૂટ કરી.

---

* पञ्चसहस्र नवशतैकादश विगत कलिकलङ्क द्वापरवर्षे श्री विचित्रसगर—

—વિક્રાન્તવર્મન બીજા (ઈ. સ. ૭૧૦ થી ૭૩૦) ના પો નગરનો શિલાલેખ

ચંપાપુરીની બધી જ સુવર્ણમૂર્તિઓ તેણે ગળાવી નાંખી ને તેમાંથી તેને અઢી હજાર મણ સોનું મળ્યું.

પાંચમી સદીના છેલ્લા દશકામાં કંબોજપતિ જયવર્મને પોતાના એક પુત્રને દેશપાર કરેલો. તે પુત્રે ચંપા પર કાબૂ જમાવ્યો. પિતાએ તેને ચંપામાંથી હાંકી કાઢવા માટે ચીનના શહેનશાહ ઉપર પત્ર લખ્યો પણ ચંપા તરફથી નિયમિત ખંડણી ચાલુ હોઇ ચીનપતિ તેમાં સંમત ન થયો. તેણે કંબોજના બળવાખોર રાજપુત્રને ચંપાપતિ તરીકે કબૂલી લીધો.

તે પછી ચંપામાં ફરી આંતરવિગ્રહ સળગ્યો, અને વર્મનોએ ચંપાનું સિંહાસન કબજે કર્યું. અનુક્રમે દેવવર્મન, વિજયવર્મન, રૂદ્રવર્મન ને શંભુવર્મને ચંપાનું શાસન ચલાવ્યું. શંભુવર્મન કંઈક તેજસ્વી નીવડ્યો. તેણે રૂદ્રવર્મનના સમયમાં બળી ગયેલ ભદ્રેશ્વર–મંદિર સમરાવ્યું ને તેને શંભુ–ભદ્રેશ્વર નામ આપ્યું. પણ તેણે ચીનની ધૂંસરી ફગાવી દેવાને ખંડણી બંધ કરી. પરિણામે ચીને ફરી આક્રમણ કર્યું ને ચંપાને સખત હાર આપી લૂંટ ચલાવી. શંભુવર્મને છેવટે ગુલામી કબૂલી અને તે ચીનનો ખંડિયો બની રહ્યો.

તેની પછી તેનો પુત્ર કંદર્પવર્મન ચંપાના સિંહાસને આવ્યો (ઇ. સ. ૬૨૯). તે પણ ગુણવાન નીવડ્યો. પરંતુ તેના અવસાન પછી ચંપામાં ફરી આંતરવિગ્રહ સળગ્યો ને તેનો પુત્ર પ્રભાસધર્મ તેમાં હોમાઇ ગયો. તે પછી વિક્રાન્તવર્મન, નરવાહનવર્મન, વિક્રાન્તવર્મન બીજો, રૂદ્રવર્મન, પૃથ્વીન્દ્રવર્મન, સત્યવર્મન, ઇન્દ્રવર્મન, હરિવર્મન, વિક્રાન્તવર્મન ત્રીજો, ઇન્દ્રવર્મન બીજો, જયસિંહવર્મન, જયશક્તિવર્મન, ભદ્રવર્મન ત્રીજો, ઇન્દ્રવર્મન ત્રીજો–ચોથો, હરિવર્મન બીજો વગેરેએ અનુક્રમે શાસન ચલાવ્યું. તેમના સમયમાં અનામે પણ ચંપા સાથે દુશ્મનાવટ ખીલવવા માંડી ને જાવાના ચાંચિયાઓ ચંપાનાં વહાણોને રંજાડવા લાગ્યા. આ બધાથી કંટાળી હરિવર્મને પાટનગર તરીકે ચંપાને તિલાંજલિ આપી દેશના મધ્યભાગમાં આવેલા સહીસલામતીભર્યા વિજયનગરને પસંદગી આપી.

આ અરસાના શિલાલેખોથી જણાય છે કે ચંપામાં શૈવની સાથોસાથ બૌદ્ધ અને જૈન ધર્મ[1] પણ પ્રચલિત હતા. ભદ્રવર્મન અને ઇન્દ્રવર્મન બીજાએ બૌદ્ધધર્મ અપનાવેલો. ઇન્દ્રવર્મ બીજાએ પોતાના ગુરુ તરીકે નાગપુષ્પ નામે બૌદ્ધ સ્થવિરને સ્વીકારેલ અને તેના ઉપદેશથી અનેક બૌદ્ધ મઠો અને વિહારો બંધાવરાવેલા.

ઇન્દ્રવર્મન ત્રીજો રાજકર્તાને આવશ્યક ગુણો ઉપરાંત વ્યાકરણ અને ષડ્દર્શનનો પણ સંપૂર્ણ અભ્યાસી[2] હતો.

ઈ. સ. ૧૦૩૦ માં વિક્રાન્તવર્મન ચોથો ચંપાના સિંહાસને બેઠો. તેના સમયમાં આંતરવિગ્રહ અને અનામના હુમલાઓએ ચંપાને નિર્બળ બનાવ્યું. ૧૦૧૮ માં રૂદ્રવર્મન ચોથો સિંહાસને આવ્યો. તેના સમયમાં અનામપતિએ ચંપાને સખત હાર આપી લૂંટ અને કતલ

---

૧ विहारौ स्वकुले द्वौ द्वे जिनशङ्कर[illegible] । राजनार्थं [illegible] प्रसन्न[illegible] ॥
[illegible] संगविनस्तु [illegible] [illegible] दत्तमन्ताद्वे ।
परत्र [illegible] भोगमार्गं प्रासाज्जिनार्गेन मनसुभेन ॥

—શક સંવત ૭૯૧ નો બાકુલનો શિલાલેખ

૨ [illegible] जिनेन्द्रमुनि[illegible] [illegible] ।
[illegible] [illegible] पटिष्ट [illegible] [illegible] ॥

શક સંવત ૮૪૦ નો પો નગરનો શિલાલેખ

ચંલાવી. રૂદ્રવર્મનને તેણે પોતાના રથ સાથે બાંધ્યો. આ રીતે ચંપાએ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનું ગૌરવ ગુમાવ્યું.

પરંતુ રૂદ્રવર્મનનો વારસ હરિવર્મ ચોથો મહા તેજસ્વી નૃપતિ નીવડયો. તેણે અનામ અને કંબોજનાં સૈન્યોને સખત હાર આપી અને આંતરવિગ્રહને સખત હાથે દબાવી દીધો. ભાગી પડેલી ચંપા તેણે ફરી વસાવી, અને હજારો નવાં દેવમંદિરો બનાવરાવ્યાં. આ રીતે રાજધર્મનું પાલન કરી વૃદ્ધાવસ્થામાં તે સંન્યાસી બન્યો. તે મરણ પામતાં (ઇ. સ. ૧૦૮૧) તેની ચૌદે રાણીઓ તેની પાછળ સતી બની.

આર્ય માતપિતાનાં સંતાન પણ આર્ય જ નીવડે છે. હરિવર્મના મરણ પછી તેનો બાલપુત્ર જયઇન્દ્રવર્મન ચંપાના સિંહાસને આવ્યો. પરંતુ તેને જણાયું કે શાસન ચલાવવા માટેની પૂરતી યોગ્યતા તે હજી નથી કેળવી શકયો. તેણે તરત જ સિંહાસન તજવાનો નિર્ણય કર્યો અને પ્રજાની સાથે મળીને તેણે પોતાના કાકા પરમ બોધિસત્ત્વને ગાદી સ્વીકારવા વિનંતિ કરી. તે વિનંતિનો સ્વીકાર થતાં જયઇન્દ્રવર્મને શાંતિથી વિકાસ સાધ્યો અને રાજકર્તાને યોગ્ય ગુણો ખીલવ્યા. તે પછી તેને સિંહાસન પાછું સોંપાતાં તેણે લોકોત્તર નૃપતિ સમું શાસન ચલાવ્યું.

તેના વંશજોએ કંબોજની સાથે મળીને અનામને હરાવવા નિર્ણય કર્યો. પરંતુ અનામે કંબોજ-ચંપા બંનેને હરાવ્યાં. ચંપાએ છેવટે નમતું તોળ્યું. આ વિશ્વાસઘાતથી કંબોજપતિ ખીજાયો ને તેણે ચંપાપર આક્રમણ કરી તેને હરાવ્યું ને લૂટયું.

પરંતુ ૧૧૪૭માં ચંપાના સિંહાસને આવેલો જયહરિવર્મન મહા તેજસ્વી વીર નીવડયો. તેણે અનામને અપાતી ખંડણી બંધ કરી. અનામની સેના ચંપા પર ચડી આવતાં તેને તેણે સખત હાર આપી. ખીજાયલા અનામરાજે ચંપામાં આંતરવિગ્રહ જગવ્યો પણ હરિવર્મને તે લોખંડી હાથે દાબી દીધો. તેણે ચંપાને સુવ્યવસ્થા બક્ષી ને સૈંકડો મંદિરો બંધાવરાવ્યાં. તેની પછી આવેલા જયઇંદ્રવર્મ સાતમાએ કંબોજને હરાવ્યું પરંતુ એ હારનો બદલો વાળવાને કંબોજે જયઇન્દ્રવર્મન આઠમાના સમયમાં ભયંકર આક્રમણ કર્યું ને ચંપાને સંપૂર્ણ હાર આપી તેને બે વિભાગમાં વ્હેંચી નાંખ્યું, ને શાસક તરીકે પોતાના સરદારો નીમ્યા. પરંતુ સરદારો સ્વતંત્ર થઈ પડતાં ફરી વિગ્રહ સળગ્યો અને કંબોજે પોતાના ઢીંગલા સમા ધનપતિને ચંપાનો રાજા બનાવ્યો, પણ અનામને કંબોજની આ રમત ન રુચતાં અંતે મૂળ રાજવંશનો પરમેશ્વરવર્મન નામે વારસ ૧૨૨૬ માં ચંપાના સિંહાસને આવ્યો.

આ અરસામાં જંગીઝખાનના મોંગોલ વારસોએ ચીનને જીતી લતાં કુબ્લાઇખાન ચીનનો શહેનશાહ બન્યો. તેણે ચંપાના શાસન પર દેખરેખ રાખવા બે સુબા નીમ્યા. ચંપાપતિ જયઇન્દ્રવર્મન અગ્યારમાએ તો તે સુબાને માન્ય રાખ્યા પણ યુવરાજ હરિજિતે તેમને સતાવીને હાંકી કાઢયા. કુબ્લાઈખાને સેના મોકલી પણ ઇન્દ્રવર્મન–હરિજિતે સૈન્યને તોબા પોકરાવી. ખાને આ કાર્યમાં અનામની મદદ માગી પણ તે ન મળતાં તે કંટાળ્યો. છેવટે જયઇન્દ્રવર્મને તેને ભેટ-સોગાદો મોકલી મનાવી લીધો.

તે પછી હરિજિત જયસિંહવર્મન ચોથાનું નામ ધારણ કરીને ચંપાના સિંહાસને આવ્યો. તેણે ચીનને અપાતી ખંડણી બંધ કરી. અને જાવા જતી મોંગોલ સેના જો ચંપાના કિનારા પર પગ મૂકે તો તેના સાથે વિગ્રહ ખેલવા પણ તે તૈયાર થઈ ગયો. તેણે મન્દિરો સમરાવ્યાં

ને રાજ્યમાં સુવ્યવસ્થા સ્થાપી. તે પછી તેણે અનામને અપાતી ખંડણી પણ બંધ કરી. પરંતુ અનામના વૃદ્ધ રાજવી દેવાધિદેવ ચંપાનાં દેવમંદિરોની જાત્રાએ આવતાં તેણે તેની એટલી આગતાસ્વાગતા કરી કે દેવાધિદેવે તેને પોતાની પુત્રી પરમેશ્વરી પરણાવી. આમ એશિયામાં ચંપા ફરી એક વખત પ્રકાશી ઊઠયું.'

પરંતુ જયસિંહવર્મનના વારસો અનામ સાથે વધારે ઉગ્ર બનવા જતાં અનામે ભયંકર આક્રમણ કરી ચંપા જીતી લીધું ને ત્યાં પોતાનો સૂબો નીમ્યો. તેમાંથી આનન નામે એક સૂબો સ્વતંત્ર બની ગયો ને તેણે ચીન અને અનામ બંનેને ખંડણી આપવી બંધ કરી. ચંપાને તેણે ઉન્નતિના આસને મૂકયું.

ઇ. સ. ૧૩૬૮ માં ચીને મોંગોલોને હરાવ્યા ને હોંગ વુ ચીનનો સમ્રાટ બન્યો. તેણે સામ્રાજ્યને વ્યવસ્થિત બનાવ્યું, ચંપા અને અનામને તેણે સંપથી રહેવા શિખામણ આપી. પણ ઉગ્ર ચંપાપતિઓ અનામ ને કંબોજ પર આક્રમણ કરતા રહ્યા ને અંતે ૧૪૭૧ માં અનામપતિએ દોઢ લાખના ભૂદળ અને એક લાખના નૌકાદળ સાથે ચંપાપર આક્રમણ કર્યું ને ચંપાને સખત શિકસ્ત આપી. ૬૦૦૦૦ ચંપાવાસીઓની કતલ કરી તેણે ચંપાને લૂટયું ને તેનો મોટો ભાગ અનામમાં મેળવી દીધો.

આ પ્રસંગે ચંપાના કેટલાક રાજકુમારો દક્ષિણમાં નાઠા અને ત્યાં તેમણે ચંપાનું નાનું રાજ્ય સ્થાપ્યું. અનામે એ ચલાવી લીધું. પણ ઉત્તરના પ્રાન્તો પાછા મેળવવાને તે રાજકુમારોએ આક્રમણ કરતાં અનામે ભયાનક આક્રમણપૂર્વક તેમનું બધું બળ તોડી નાંખ્યું. છેવટે ૧૮૮૨ માં છેલ્લો રાજા કંટાળીને કંબોજ ચાલ્યો ગયો ને ચંપા અનામમાં ભળી ગયું.

આ રીતે યુગો પૂર્વે અસ્તિત્વમાં આવેલું ભારતનું સમૃદ્ધિશાળી સંસ્થાન ફ્રેન્ચ હિંદી ચીનનો એક ભાગ બની ગયું.

ચંપાની સમગ્ર વ્યવસ્થા જોતાં તેને ભારતના એક અંગ તરીકેજ ઓળખાવી શકાય. ભારતીય પ્રથા પ્રમાણે ત્યાં રાજ્યની આવક મુખ્યત્વે જમીન–મહેસૂલ પર આધાર રાખતી. સારા વર્ષે મહેસૂલનું પ્રમાણ ઉપજના ⅖ તે સામાન્ય વર્ષે ⅙ ભાગ જેટલું રહેતું. મનુ, ભાર્ગવ ને નારદની સ્મૃતિ અને કામન્દકીય નીતિશાસ્ત્ર પ્રમાણે ત્યાં ન્યાય ચૂકવાતો. વર્ણાશ્રમ વ્યવસ્થા અને સતીપ્રથા પ્રચલિત હતા વર્ણાન્તર લગ્નો પર પ્રતિબંધ મુકાયેલો, પરંતુ કેટલાક પ્રસંગોમાં બ્રાહ્મણ–ક્ષત્રિય લગ્ન થઈ જતાં તેમાંથી બ્રાહ્મણ–ક્ષત્રિય નામે નવી જાતિ સ્થાપવામાં આવી છૂટાછેડા પર પ્રતિબંધ હતો, પણ શૂદ્ર વર્ગમાં તેવા પ્રસંગો ચલાવી લેવાતા. કલા, શિલ્પ, સ્થાપત્ય પર ભારતવર્ષની સંપૂર્ણ છાયા હતી સાહિત્ય, કોશ, વ્યાકરણ, કાવ્ય, ન્યાય ને ધર્મશાસ્ત્રના અગણ્ય પ્રાચીન ભારતીય ગ્રન્થો ત્યાં પ્રચલિત હતા. શિવપૂજન ત્યાં વિશેષ પ્રમાણમાં થતું પણ સાથોસાથ વિષ્ણુ બ્રહ્મા, બુદ્ધ, જિન વગેરેને પણ સ્થાન હતું. જ્યોતિષ પર રાજા–પ્રજાને શ્રદ્ધા હતી. પૂર્વજન્મ અને કર્મનાં ફળ એ બંને સંસ્કૃતિનાં મૂળભૂત તત્ત્વો હતાં. ઇન્દ્ર, યમ, સૂર્ય, ચંદ્ર, કુબેર, અગ્નિ, વાસુકી, સરસ્વતી, વનાન્તેશ્વર, સ્કંદ, પ્રભુવેશ્વર વગેરે દેવો પ્રત્યે પણ ભક્તિ દર્શાવાતી. સિદ્ધ, સુર, વિદ્યાધર, ચારણ, યક્ષ, ગાંધર્વ, અપ્સરા વગેરે ઉચ્ચ કક્ષાની અને અસુર, દાનવ, દૈત્ય, રાક્ષસ, પ્રેત, પિશાચ વગેરે નીચી કોટિની દેવજાતિઓ ગણાતી. સ્વર્ગનાં નામોમાં રુદ્રલોક, ઇશ્વરલોક, બુદ્ધપદ વગેરે વપરાતાં જ્યારે નરકનાં નામોમાં રૌદ્ર, મહારૌરવ, અવીચી વગેરે પ્રચલિત હતાં.

# જ્યોતિષી કે કર્મયોગી?

પંકજ

'મહારાજ, આ લગ્નમાં જન્મેલું બાળક પૂર્ણ રાજયોગ લઈને જન્મે છે અને એક ચક્રવર્તી સમ્રાટ થવાની આશા આપે છે.' રાજ-જ્યોતિષી વિદ્યાનંદ બોલ્યા.

'શું કહો છો વિદ્યાનંદ!'

'હા મહારાજ, કર્ક લગ્નમાં ચંદ્ર અને ગુરુની સુંદર યુતિ અને તુલાનો ઉચ્ચનો શનિ શું ઓછો પ્રબળ હોય છે!'

કંઈક વિચારી મહારાજ બોલ્યા, 'પરંતુ આ લગ્નમાં જન્મનાર બાળક જો દરિદ્રને ત્યાં જન્મ્યું હોય તો પણ ચક્રવર્તી સમ્રાટ ભવિષ્યમાં થશે એમ કહેવાની હિંમત તમે કરી શકો છો વિદ્યાનંદ?'

'હા મહારાજ. પરન્તુ એ ચક્રવર્તી થઈ પછી રાજપદનો ત્યાગ સ્વેચ્છાએ કરે તો તે બીજી વાત છે.'

'વારુ, પ્રધાન અમાત્ય, રાજ્યમાં સર્વ જગાએ આજે પ્રાતઃકાળમાં જન્મેલું બાળક કોણ છે તેની તપાસ કરાવો.'

'વારુ, મહારાજ, પરંતુ જો એ બાળક ભવિષ્યમાં ચક્રવર્તી સમ્રાટ ન થાય તો વિદ્યાનંદ શું ખુલાસો આપશે તેની કલ્પના અત્યારે હું કરી શકતો નથી.'

વિદ્યાનંદ કાંઈક ઉત્તેજિત થઈ બોલ્યા, 'મહારાજ, વિદ્યાનંદ જ્યોતિષી હોવા ઉપરાંત બ્રાહ્મણનો પુત્ર છે એ ધ્યાનમાં રાખજો અને અસત્ય ભાષણમાં તે આનંદ માનતો નથી એ વાતને વધારે સ્પષ્ટ કરવાની આવશ્યકતા નથી.'

સભા વિસર્જન થયા પછી નગરમાં એ બાબતની ચર્ચા ફેલાઈ ગઈ.

૨

'મહારાજ, સમસ્ત રાજ્યમાં તપાસ કરતાં પણ, એ લગ્નમાં જન્મેલું બાળક મળ્યું નથી.'

'એ મહાન આશ્ચર્યની વાત છે.'

'ના મહારાજ, આશ્ચર્યની વાત નથી. તમે એ બાબતમાં બીજા રાજ્યોમાં પણ તપાસ કરાવી શકો છો.'

'તેમાં લાભ શું થશે?'

કંઈક થંભીને વિદ્યાનંદ બોલ્યા, 'હા મહારાજ, ચક્રવર્તી સમ્રાટ તો જગતમાં આપોઆપ જાહેર થઈ જશે અને એમાં આપણી તપાસનો કંઈ અર્થ નથી.'

૩

પંચનંદ પ્રદેશમાં મહારાજ પુરુના પિતાના દરબારમાં થયેલો આ સંવાદ કંઈક અંશે ભાવિની આગાહી આપતો હતો. કેટલાયે સભાજનોએ એ બાબત પર પોતાની બુદ્ધિ અને તર્ક દોડાવ્યાં. પરંતુ કોઈ પણ એમ કલ્પી ન શક્યો કે ચક્રવર્તી સમ્રાટનો જન્મ ક્યાં અને

કયે સ્થળે થયો હતો. એ વાતને વર્ષો વીતી ગયાં અને એક દિવસ સભામાં મહારાજ પુરુ (જેઓએ પિતાના મૃત્યુ પછી રાજપદ લીધું હતું) બોલ્યા, 'વિદ્યાનંદ, તમારી કહેલી આગાહીનાં કંઈ પણ લક્ષણો જણાતાં નથી. મહારાજ મગધરાજ કંઈ અશ્વમેધ કરે એવું લાગતું નથી.'

વિદ્યાનંદ કંઈક હસીને બોલ્યા, 'મહારાજ, હવે કેવળ ત્રણ માસની અવધિ છે. તમને પ્રત્યક્ષ થશે એ ચક્રવર્તી પુરુષ!' વિદ્યાનંદનું વાક્ય પૂરું ન થયું ત્યાં તો એક ગુપ્તચર આવીને બોલ્યો, 'મહારાજ, યવનોની વિકટવાહિનીએ પારસ દેશને પદદલિત કર્યો છે અને ગાંધારરાજ પણ શરણે થયા છે.'

'શું કહે છે?'

'હા મહારાજ, પશ્ચિમોત્તર પ્રદેશના ગણતંત્રો સ્વદેશની રક્ષા માટે એક પછી એક પોતાનુ બલિદાન આપતાં જાય છે. પરતુ એ સેનાપ્રવાહને અટકાવવાનું સામર્થ્ય ગણતંત્રોમાં ક્યાંથી હોઈ શકે?'

સમસ્ત સભામાં શાંતિ પ્રસરી ગઇ. થોડી વારે મહારાજ પુરુ બોલ્યા, 'વિદ્યાનંદ, શું આ ભય ભારતવર્ષ પર પણ આવી રહ્યો છે?'

'હા મહારાજ, પરંતુ યવનસમ્રાટ ચંદ્રભાગાને ઓળંગી શકશે નહીં!'

'તો શું વિતસ્તાને ઓળંગી આપણા રાજ્ય પર આક્રમણ કરી મફળતાં પામશે!'

'હા મહારાજ!'

'તો પછી એ આક્રમણનો પ્રતિકાર કરવો વ્યર્થ છે!'

'શું કહો છો મહારાજ! પ્રતિકાર તો અવશ્ય કરવો જોઇએ. ક્ષત્રિય રાજાના રાજ્યમાંથી યવનાધિપ વગર યુદ્ધે જાય એ તો લજ્જાજનક કહેવાશે. ભવિષ્યની પ્રજામાં એ કલંક કાલિમા મહારાજ પુરુ અને વિદ્યાનંદના લલાટે ગવાવી ન જોઈએ!'

'હા મહારાજ,' ક્ષત્રિયોનો સમુદાય બોલી ઊઠયો, 'ધન્ય વિદ્યાનંદ!'

૪

'મહારાજ, તક્ષશિલા—નરેશ આંભિએ યવનાધિપનું આધિપત્ય સ્વીકાર્યું છે. અને યવનસેના ભીમવેગથી વિતસ્તાના કાંઠા તરફ જઈ રહી છે.'

'સેનાપતિ, આપણી સમસ્ત સેનાને તૈયાર રહેવાની વ્યવસ્થા કરજો. હું પોતે પણ સેના શિબિરમાં આવું છું.'

'વાહ મહારાજ, આપણા ક્ષત્રિયો યુદ્ધને માટે ખરા જ આતુર છે.'

મહારાજ પુરુ રથમાં બેસી સેનાની તરફ જવા નીકળ્યા. એક ઘોડેસ્વાર યુદ્ધના વેશમાં સજ્જ સામો મળ્યો. મહારાજ તેને પ્રથમ ઓળખી ન શક્યા. જ્યારે તે પાસે આવ્યો ત્યારે મહારાજ ચમક્યા અને બોલ્યા, 'વિદ્યાનંદ, શું તમે આ વેશમાં!'

'હા મહારાજ, વિદ્યાનંદ બ્રાહ્મણનો પુત્ર છે પરંતુ માતાની રક્ષા કરવા માટે પ્રત્યેક પુત્રે પ્રયત્ન કરવો જોઇએ. પરાજય ભલે થાય, પરંતુ વિદ્યાનંદના મૃત દેહ પરથી જ યવનોના અશ્વો જઈ શકશે. મારા સર્વે બ્રાહ્મણ મિત્રો તમને સેનામાં શસ્ત્રોથી સજ્જ મળશે.'

મહારાજ કંઇંક હસી બોલ્યા, 'વિદ્યાનંદ, આ યુદ્ધમાં ભલે પરાજય થાય, પરન્તુ ત્યાર પછી ભારતભૂમિનું શું?'

'મહારાજ, ચિંતા ન કરો. એક બ્રાહ્મણના પરાક્રમથી એ યવનસામ્રાજ્ય જોતજોતામાં છિન્નભિન્ન થઇ જશે. મહારાજ, એક ચક્રવર્તી પછી બીજો ચક્રવર્તી થશે કે નહીં એ તો આપે પૂછવાની ચેષ્ટા કીધી ન હતી.'

વિદ્યાનંદે એક હાસ્ય કીધું અને મહારાજ પુરુ એ હાસ્યનો મર્મ ઉકેલી ન શકયા.

૫

યુદ્ધમાં યવન-સમ્રાટની કૂટનીતિ અને યુદ્ધકુશળતાએ ભારતીય સેનાની વીરતાને ઝાંખી પાડી અને મહારાજ પુરુ બંદી થઇ યવનાધિપનો આદર પામ્યા. યવનસેના આગળ વધવા લાગી. વિદ્યાનંદનું શું થયું તે બાબત પર મહારાજે તપાસ કરાવી. ખબર પડી કે એક કુટિરમાં વિદ્યાનન્દ ઘાયલ અવસ્થામાં પડયા હતા. મહારાજ સત્વર ત્યાં ગયા. મહારાજને જોઇ વિદ્યાનન્દે પોતાની આંખો ઢાંકી દીધી.

'વિદ્યાનંદ !'

'યવનાધિપના સામંત પુરુ, હું એક યવનના ભૃત્યનું મુખ જોવા નથી માંગતો !'

'પણ સાંભળો તો ખરા !'

'શું સાંભળું ? યવનોના હાથે રક્તરંજિત મહારાજ પુરુનો મૃતદેહ મારે માટે વધારે ગૌરવનો વિષય થતે. પરંતુ ઓહ ! આ તો સહન થતું નથી !'

'પણ તમે આ પરાજયનું ભવિષ્ય ભાખ્યું હતું પછી એમાં ગ્લાનિ શાની ?'

'ગ્લાનિ ! પરાજિત પુરુ ! વિદ્યાનંદે પરાજય ભાખ્યો હતો પરંતુ તને અકર્મણ્ય રહેવા કહ્યું ન હતું. યુદ્ધમાં જય-પરાજયની સમસ્યા કરતાં તારા પાછલા વર્તનથી મને ગ્લાનિ ઉત્પન્ન થઇ છે. શું યવનરાજને સહાયતા આપી વધારે નીચતા બતાવવાની બુદ્ધિ તને વિદ્યાનંદે આપી હતી ?'

મહારાજ ચૂપ હતા. વિદ્યાનંદ આવેશમાં બેઠા થઇ જવાથી એમના વ્રણોના ટાંકા તૂટી ગયા અને રક્ત વહેવા લાગ્યું. વૈદ્યોએ ઉપચાર કરવા માંડયા. પરંતુ વિદ્યાનંદ બોલ્યા, 'રહેવા દો એ ઉપચારને ! હવે આ ભૂમિ પર મારું કર્તવ્ય પૂરું થઇ ગયું છે. પર્વતેશ્વર પુરુ, હજુ પણ પાપનું પ્રાયશ્ચિત કરવું હોય તો સત્વર મારી દૃષ્ટિથી દૂર થા.'

મહારાજ ચૂપચાપ ચાલી નીકળ્યા. યવનાધિપને આગળ વધતાં જોઇ ભારતના બીજા નૃપો ખળભળી ઊઠયા. પરન્તુ યવનસેનામાં વિદ્રોહનાં ચિન્હો જણાવાથી યવનસમ્રાટને ચંદ્રભાગાને તીરેથી પાછા ફરવું પડયું.

વિદ્યાનંદના મૃત્યુએ સમસ્ત પંચનદ પ્રદેશમાં શોક ફેલાવી દીધો. મહારાજ પુરુ વિક્ષિપ્ત થઇ ગયા અને બે ત્રણ વખત આત્મહત્યાની ચેષ્ટા પણ કીધી. મહારાજના ઉન્માદમાં એકજ વાતનો ઉપયોગ હતો, 'શું વિદ્યાનન્દે મારી શ્રી ખૂંચવી લીધી ? ના, ના, હું યવનાધિપને બતાવી આપીશ કે પુરુ કાયર નથી અને મરતાં જાણે છે !'

મહારાજે એક રાત્રિના અંધકારમાં દૂરથી અવાજ સાંભળ્યો.

'હું આવ્યો વિદ્યાનન્દ દેવ' બોલતા પર્વતેશ્વર પુરુ ક્યાં ગયા તેનો ઉકેલ હજુ પણ થયો નથી.

---

# બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન

૩

## બિન-ગોરું સામ્રાજ્ય

પ્રાણશંકર જોશી

અમેરિકાના સ્વાતંત્ર્ય—યુદ્ધ બાદ બ્રિટિશ માનસમાં એક પલટો થયો અને જવાબદાર રાજતંત્ર જન્મ પામ્યું કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ અને દક્ષિણ આફ્રિકાને સ્વરાજ્ય બક્ષવામાં આવ્યું તે પછી બીજો પલટો ૧૯૧૪ના મહાયુદ્ધ બાદ આવ્યો અને તેમાંથી પ્રજાસંઘનું સર્જન થયું આમ છતાંયે આજે સામ્રાજ્યનો ૪/૫ ભાગ તો બ્રિટિશ સામ્રાજ્ય જ છે, કેવળ ૧/૫ ભાગ બ્રિટિશ પ્રજાસંઘ છે

આજે પશ્ચિમની સંસ્કૃતિને વરેલા સંસ્થાનો અને બ્રિટિશ ગોરા રક્તવાળી સમુદ્રપાર વસતી પ્રજાઓ યુનિયન જેક હેઠળ સ્વાતંત્ર્ય માણે છે પણ રંગભેદની દીવાલે અન્ય પ્રજાઓને તો સ્વાધીનતા વંચિત જ રાખેલ છે બ્રિટિશ માનસ સફેદ સંસ્થાનોનો વિચાર કરતાં એક દિશાએ નજર કરે છે ત્યારે બિન-ગોરા રંગો પ્રત્યે દૃષ્ટિ દોડતાં તે જુદી જ દિશાએ વહે છે સૌ પ્રત્યેની નીતિ નોખી નોખી છે એકનું અમૃત બીજાને માટે અનૃત લેખાય છે, એકને માટે સ્વાધીનતા પ્રાણવાયુરૂપ લેખાય છે, તો બીજાને માટે ગુલામી આવશ્યક ગણવામાં આવે છે

પાશ્ચાત્ય સંસ્કૃતિ ગ્રેટબ્રિટન, કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ અને દક્ષિણ આફ્રિકાના ગોરાઓને ભારે અગત્ય આપે છે જ્યારે હિંદ, આફ્રિકા અને અમેરિકાની વિવિધવર્ણી પ્રજાઓને ચૂસવા-નિચોવવા છતાં, તેઓને અંગે સમૃદ્ધ થવા છતાં ગૌણ સ્થાન આપે છે એ સંસ્કૃતિ બિન-ગોરા સામ્રાજ્યમાં થતી કતલેઆમો અને નોકરશાહીના અન્યાયી ચારાનો માટે જવાબદાર છે એક સદી પહેલાં ગુલામીનો કાયદો રદ થયો છે પણ તેનો ખરો લાભ ગોરાઓને જ મળ્યો છે બિન-ગોરી પરાધીન પ્રજાઓમાં—બ્રિટિશ સામ્રાજ્યની ભૂરી, કાળી, પીળી, રાતી પ્રજાઓમાં ગુલામોના લિલામ તો નથી થતા પણ સંસ્કૃતિને નામે રાજદ્વારી ગુલામી તો નગ્ન નાચ કરી રહી છે

ગોરી પ્રભુતાએ અભિમાન, અસહિષ્ણુતા અને અનીતિ વડે બિનગોરી પ્રજાઓને કોઈ સ્થળે નષ્ટ કરી છે, કોઈ સ્થળે તેઓને અભડાવી છે, તો કોઈ સ્થળે નિર્વીર્ય અને નિસ્તેજ બનાવી છે બ્રિટિશ બિન-ગોરા સામ્રાજ્યનો આ ઇતિહાસ ગૌરવભર્યો નથી એ તો ચોરી, લુચ્ચાઈ, છળકપટ, ઠગી, ક્રૂરતા, સ્વાર્થશાહી અને અમાનવતાના દુષ્કૃત્યોથી પૃષ્ઠે પૃષ્ઠે કલુષિત થએલો કાળો ઇતિહાસ છે અંગ્રેજ ઇતિહાસકારોથી પણ આ નિર્વિવાદ સત્યનો અસ્વીકાર થઈ શકતો નથી

સોળમી સદીમાં મેસેચ્યુસેટ્સ ને કોલોની સ્થાપનાર અંગ્રેજ પીલગ્રીમો રેડ ઇન્ડિયનોની કતલ કરવામાં હૃદયનો જરાએ ક્ષોભ ન અનુભવતા દરેક નાસ્તિકોને સફાચટ કરવા પ્રભુએ તેઓને આદેશ આપ્યો છે એમ તેઓ લેખતા 'મેસેચ્યુસેટ્સ હીસ્ટોરીકલ સોસાયટી' તરફથી

સંશોધન કરનાર મી. અંડરહીલ લખે છે કે, "તેઓ રેડ ઇન્ડિયનોનાં થાણાં બાળી નાખીને, છોકરાંઓનાં ખૂન કરીને અને ભયંકર કાપાકાપી ચલાવીને, 'અમોને આ કાર્ય માટે પ્રભુ-વાણીમાંથી સંપૂર્ણ પ્રકાશ મળ્યો છે,' એમ ભક્તિભર્યા સૂરે ઉચ્ચારતા."

ધર્મના બલી તરીકે હોમાયલ રેડ ઇન્ડિયનોની હીચકારી કત્લેઆમ ભારે ત્રાસજનક હતી; પરન્તુ પ્રભુના પનોતા અંગ્રેજો તો એ જ ઠંડી અમાનુષતાને પ્રભુકાર્ય ગણી આનંદ માણતા હતા. નામાંકિત ઇતિહાસકાર મી. બ્રેડફર્ડ લખે છેઃ 'તેઓ (રેડ ઇન્ડિયનો) આગમાં શેકાતાં, તેમના શરીરમાંથી નીકળેલા રક્તના ધોધ વડે એજ આગ ઓલવાતાં તેમાંથી પ્રસરતી ભયાનક દુર્ગંધ–એ દ્રશ્ય હૃદયને કકળાવે એવું હતું. પણ આ વિજય એક મીઠો યજ્ઞ લેખાતો અને તે માટે તેઓ (અંગ્રેજો) પ્રભુસ્તુતિ કરતા.' કત્લેઆમની એ વાત સાંભળી એક મશહૂર ખ્રિસ્તી પ્રચારક રેવ. મેથરે "૬૦૦ જંગલી આત્માઓને તે દિને નરકમાં પહોંચાડવા માટે" પ્રભુનો આભાર માન્યો હતો.

આ ખ્રિસ્તી–અંગ્રેજ વસાહતીઓએ ઉપરોક્ત માનસ છેક અઢારમી સદીના અંત સુધી ટકાવી રાખ્યું હતું. તેઓ મૂળ વસતીનું નિકંદન કાઢવાની એકે તક જવા ન દેતા. ઇંગ્લાંડના રાજાને 'પ્રભુ અને સ્વામી' તરીકે સ્વીકારનાર દેશી પ્રજાઓ પ્રત્યે કેવું વર્તન રાખવું તે સંબંધમાં એક અમલદારને સૂચના આપતાં જનરલ જેફ્રી આમ્હર્સ્ટે લખેલું, "શિતળાના દરદીઓની કામળો વડે ઇન્ડિયનોને તું રોગગ્રસ્ત કરે તો ઘણું સારું. આ શ્રાપરૂપ કોમનું નિકંદન કાઢવાની તું ફાવે તે રીત અજમાવજે. તેમને કૂતરાઓના શિકાર બનાવવાની તારી યોજના અમલમાં આવે તો હું બહુ રાજી થઇશ."

પહેલાં બસો વર્ષમાં બ્રિટિશ પ્રજાએ રેડ ઇન્ડિયનોનો જીવન–શિકાર કરાવ્યો હતો. બાકીનાં બસો વર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યવાદ, બ્રિટનની વેપારી નીતિ અને અર્થશાસ્ત્રે રેડ ઇન્ડિયનો, બાન્ટુ, મેઓરી અને બીજી મૂળ પ્રજાઓનાં જીવન–લિલામ કર્યાં, કુટુંબો છિન્ન-ભિન્ન કર્યાં, જમીનો લૂંટી અને દારૂણ શોષણ કર્યું. ગુલામીયુગ પૂરો થયાને એક સદી વીતી ગયા છતાંયે આ લોકોની દશા ગુલામ જેવી જ રહેવા દેવામાં આવી છે. ગોરાવાદે વાલી-પણાના દાવા હેઠળ દાવપેચ રમ્યા છે. શોષણની ભાવનાએ રક્ષણ આપ્યું છે, અને વેપારની ઇચ્છાએ સંસ્કૃતિનો પ્રચાર કર્યો છે. મૂળ પ્રજાઓ આજે અસહાય–અશક્ત નિસ્તેજ બની છે અને તેઓ ઘણે સ્થળે તો રક્તહિન હાડ–ચામડાનું માળખું બની ગએલ છે.

કેનેડામાં ઇન્ડિયનો અને એસ્કીમો મળી આશરે સવા લાખની સંખ્યા છે. ત્રણસો વર્ષના ગોરા શાસન છતાં અને પોણોસો વર્ષના સાંસ્થાનિક સ્વરાજ્ય છતાં ઇન્ડિયનો હજુ રાજદ્વારી દૃષ્ટિએ સગીર બાળક જ રહ્યા છે. તેઓને માટે વસવાટ–વ્યાપારનાં ગોરા લોકોથી દૂર વિવિધ 'રીઝર્વ્સ' રખાયાં છે; તેઓ પ્રતિદિન સપાટાભેર ઘસાતા જાય છે. આજની પરિસ્થિતિ જોતાં તે પ્રજાઓનું કેનેડામાં લાંબું આયુષ્ય કે સમાન નાગરિક તરીકેનું ભાવિ સંશયશીલ છે. કેનેડાની કુલ એક કરોડ ઉપરાંતની વસતીમાં તેઓ સોમા ભાગના રહ્યા છે.

ઓસ્ટ્રેલિયાનો ઇતિહાસ તો ગોરાઓની પાશવતાનો કુટિલ ઇતિહાસ છે. દેશી પ્રજાની ભૂમિ અને રહેઠાણ લૂંટી લેવાતાં લાખો દેશીઓ સ્વર્ગે સિધાવ્યા છે, જેઓ બાકી રહ્યા તેઓના મોટા ભાગને ગોરાઓનાં દર્દોએ આ પૃથ્વી પરથી અદશ્ય કર્યા છે. આજે ત્રીસ લાખ ચોરસ માઇલના પ્રચંડ વિસ્તારવાળા ખંડમાં જવલ્લેજ કોઇ દેશી નજરે ચડે છે.

ટાસ્માનિયાનો છેલ્લો દેશી પચાશ વર્ષ પૂર્વે અવસાન પામ્યો. વીક્ટોરિયા અને ન્યુ સાઉથ વેલ્સમાં ૨૦૦૦ થીયે ઓછા દેશીઓ રહ્યા છે. બીજાં સ્ટેટોમાં નજીવી મૂળ પ્રજાઓ નિર્જન ઝાડીઓમાં પશુની જેમ ભટકે છે, પણ ગોરા સંસ્થાનના વિસ્તાર સાથે તેઓ પણ મરણને શરણ થશે. આ ખંડની કુલ ૬૫ લાખની વસતીમાં આજે દેશીઓ વીશ હજાર કરતાં પણ ઓછા છે, અને તેમાં પણ સંપૂર્ણ દેશી રક્તવાળા લોકો તો ભાગ્યેજ નજરે ચઢે છે. ઑસ્ટ્રેલિયાના દેશીઓના શાંતિપ્રિય સ્વભાવે ગોરાઓના સામ્રાજ્યનો વિકાસ કરાવ્યો. ગોરાવાદે તે પ્રજાને નક્ષત્રી કરી. આજના સફેદ ઑસ્ટ્રેલિયાએ શેષ રહેલા દેશીઓને પણ ગુલામ રાખ્યા છે. તેઓ પણ કેનેડાના ઇન્ડિયનોની જેમ અનામત 'રીઝર્વ્સ' માં રહે છે. આવતાં વીશ વર્ષોમાં જમીનના મૂળ માલિકોની આ સંતતિ ખંડના દૂર દૂરના ભાગમાંજ માત્ર નજીવી જોવામાં આવશે.

ન્યુઝીલાંડના મેઓરી લોકોનો ઇતિહાસ ઑસ્ટ્રેલિયાના દેશીઓ જેટલો કરુણ નથી. આમ છતાં તેઓની વસતી તો ઘટીજ રહી છે. દેશના કુલ એક લાખ ચોરસમાઇલના ક્ષેત્રફળમાં અને સાડા ચઉદ લાખની વસતીમાં મેઓરી લોકો લગભગ ૭૦૦૦૦ છે. મેઓરી લોકોએ ભૂતકાળમાં ગોરા આક્રમણકારો સામે યુદ્ધો ખેલ્યાં છે. પણ પછીથી આ પ્રજા કાયદાપ્રેમી અને ખ્રિસ્તી બની ગઇ. પરિણામે આ પ્રજા ઑસ્ટ્રેલિયાના દેશીઓની જેમ હમેશને માટે ભૂંસાઇ તો નહિ જાય એમ મનાય છે. આ પ્રજાએ પોતાનાં બુદ્ધિબળથી ઘણી પ્રગતિ કરી છે. તેણે પોતાની શક્તિથી રાજદ્વારી વિકાસ પણ સાધ્યો છે. ન્યુઝીલાંડની પાર્લામેન્ટમાં તેમના ચાર ચૂંટેલા સભાસદો બેસે છે અને તેમાંથી પ્રધાનમંડળમાં પણ એક સભ્યને સ્થાન અપાય છે.

બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય માણતાં ચારે સંસ્થાનોમાં દક્ષિણ આફ્રિકાનો કિસ્સો અનોખો છે. કેનેડા, ઑસ્ટ્રેલિયા કે ન્યુઝીલાંડની જેમ અહીંની સર્વે દેશી પ્રજા ઘટીને શાશ્વત અવસાનની આફતમાં નથી ઘેરાઇ. પાશ્ચાત્ય સંસ્કૃતિના કાળા પંજાએ જો કે દ. આફ્રિકાની બુશમેન અને હોટેન્ટોટ પ્રજાઓને કચરી નાંખી છે પણ બાન્ટુ પ્રજા પર એ પંજો એટલો નિકંદનકર્તા નથી નીવડી શક્યો.

દક્ષિણ–આફ્રિકાના ૫૭૧૬૧૭ ચોરસમાઇલના ક્ષેત્રફળમાં ને કુલ ૯૬ લાખની વસતીમાં આજે એકલી દેશી (બાન્ટુ) વસતીજ ૬૬ લાખની છે. ગોરાઓનાં દળો સામે અને પાશ્ચાત્ય સુધારાના વેગ સામે એ પ્રજા ટકી શકી છે અને વસતીના બળે વધી શકી છે. પરન્તુ વસતીની એ વિપુલતાના પરિણામે, પહેલાં ત્રણ સંસ્થાનોમાં કાળા કે રાતા દેશીઓના ઘટાડાને અંગે રંગભેદનો પ્રશ્ન બન્યા કરતો નથી, ત્યારે દ. આફ્રિકામાં સફેદ સરકારે રંગભેદનો મહાન કિલ્લો ચણ્યો છે.

આ રંગભેદ ગુલામી યુગનો ગોરી પ્રજાએ સાચવી રાખેલો વારસો છે, ગુલામી પ્રથાની સુધરેલી આવૃત્તિ છે. એણે ગોરા અને કાળા વચ્ચેનો સંબંધ શેઠ અને ગુલામ જેવોજ રચ્યો છે. તેણે કાળાનાં શ્રમનાં મૂલ્ય તણખલાની કિંમત જેવાં નિર્મેલાં છે, તેણે કાળાઓને કેવળ કઠિયારા અને પખાલીની દશામાંજ રાખવાનો નિર્ધાર કર્યો છે.

દક્ષિણ આફ્રિકાના દેશીઓનો ઇતિહાસ એ ગોરાઓએ કરેલ અસંખ્ય સિતમો અને અવર્ણનીય અન્યાયોની પારાયણ છે. તે નબળા પર સબળે ગુજારેલા અકથ્ય અત્યાચારોનું

મહાભારત છે. દ. આફ્રિકાના દેશીઓ એટલે ન્યાતભ્રષ્ટ-અછૂત કોમ. તેઓને કશા માનુષિક હકો નથી. તેઓ શહેરમાં ગોરાઓના નોકર તરીકેજ રહી શકે. તેઓને જંગલમાં 'રીઝર્વ'માં રહેવું પડે છે અથવા તો શહેર બહાર 'ઢેડવાડાઓ'-લોકેશનોમાં રહેવાનું હોય છે. બાગ-બગીચા, આનંદનાં સ્થળો, અજાયબખાનાં, પુસ્તકાલયો, મ્યુનીસીપલ વાહનો, સરકારી ઓફીસો, આગગાડીઓ દરેક સ્થળે તેમના પર રંગભેદપોષક અંકુશ મુકાયલો છે. તેઓ રાત્રે, રવિવારે કે તહેવારના દિવસે શેઠના લેખિત 'પાસ' વગર શહેરમાં જઇ શકતા નથી. તેઓ કંગાલ હોવા છતાં અસહ્ય કરવેરાની ચક્કીમાં પિસાય છે. તેઓની સાઠ ટકા વસતીને પેટપૂર ખાવાનું પણ મળતું નથી.

દક્ષિણ આફ્રિકાના ચાર પ્રાંતોમાંથી એક કેપ પ્રાંતમાં દેશીઓને મતાધિકાર હતો. તે પણ છેલ્લાં ચાર વર્ષથી ઝૂંટવાયો છે. એક કરોડની વસતીવાળા દેશમાં ૬૬ લાખ દેશીઓના પ્રતિનિધિઓ તરીકે ત્રણ ગોરા એમ. પી. અને ચાર ગોરા સેનેટરો દ. આફ્રિકાની પાર્લામેન્ટોમાં બેસે છે, જ્યારે ૧૯ લાખ ગોરાઓના ૧૧૦ એમ પી. અને ૪૦ સેનેટરો છે. એકંદરે દક્ષિણ આફ્રિકાની ચાલુ રાજનીતિ દેશીઓને સદૈવ પરાધીન અને ગુલામ રાખવાની છે.

બ્રિટિશ સામ્રાજ્યવાદનો, બ્રિટિશ સ્વાધીન સંસ્થાનોનો ઇતિહાસ મૂળ પ્રજાઓ પરના અત્યાચાર, નિકંદન, ગુલામી કે રંગભેદથી કલંકિત થયેલો છે. તો બીજાં કોલોનીઓ, પ્રોટેક્ટરેટો અને ડીપેન્ડન્સીઓમાં તે ન્યાય અને નીતિથી પુનિત થયો છે. પરંતુ એ ઇતિહાસ પણ રંગભેદનું નફ્ફટ ગાન કરે છે. એ ઇતિહાસ બિન-ગોરી પ્રજાઓ પર થયેલા અન્યાયો અને સિતમોની કરુણ કથા સૂચવે છે.

આફ્રિકામાં યુગાંડા અને ટાંગાનિકાને બાદ કરતાં, બ્રિટિશ ધ્વજ હેઠળના દરેક પ્રદેશોમાં દેશી પ્રજાઓનો મોટો સમૂહ અલ્પ-હકો અને જંગી બોજવાળું, પગાર-ગુલામીનું જીવન ગુજારે છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ દેશીઓના હક્કોનું રણશિંગું ફૂંકે છે પણ વસ્તુતઃ તે ગોરાઓનું હિત લક્ષમાં રાખે છે. આ પ્રદેશોનું બ્રિટિશ શાસન એટલે દેશી પ્રજાના હિતને નામે જગતને ઠગવાનો કેવળ પાપી દંભ છે.

બ્રિટિશ સામ્રાજ્યવાદની આ પક્ષપાતી નીતિને અંગે અંગ્રેજની પ્રતિષ્ઠા, અંગ્રેજ ચારિત્ર્યની પ્રતિષ્ઠા, અંગ્રેજ શબ્દની પ્રતિષ્ઠા ઘટી ગઇ છે. તેની રંગભેદનીતિ સામ્રાજ્ય સંગઠનના માર્ગમાં એક મોટો કાંટો છે.

કેટલાક લેખકો દાવો કરે છે કે સ્થાપિત બ્રિટિશ સિદ્ધાંત કોમી ભેદ વગરની સંપૂર્ણ સમાનતાનો છે અને દરેક બ્રિટિશ પ્રજાજન રંગ, કોમ કે જાતના ભેદ વગર સમાન અધિકારોનો હકદાર છે એવો સિદ્ધાંત શાહી સરકાર તરફથી અનેકવાર જાહેર થયો છે. ઘણા કાયદાઓ આ સમાનતાને આંચ ન આવે એવી ચતુરાઇથી અને સાવધપણે ઘડાય છે, આમ છતાં તેઓને એ તો સ્વીકારવુંજ પડશે કે વ્યવહાર રીતે તો રંગભેદની નીતિજ બ્રિટિશ શાસનમાં કામ કરી રહી છે. અને આંતરરાષ્ટ્રીય રાજદ્વારે પણ ગ્રેટબ્રિટન ગોરી અને બિન-ગોરી કોમોની સમાનતાનું હિમાયતી નથી એ સત્ય વસ્તુસ્થિતિ રાષ્ટ્રસંઘના ઇતિહાસેજ પ્રગટ કરી છે. આ પ્રસંગે બ્રિટિશ પોલ બહાર પડી ગઇ છે અને દરેક બ્રિટિશ વસતીની સમાનતાનો દાવો કેટલો દાંભિક છે એ જાહેર થઇ ચૂક્યું છે.

૧૯૧૮ માં મહાયુદ્ધની સમાપ્તિ બાદ રાષ્ટ્રસંઘનું બંધારણ પ્રેસીડન્ટ વીલ્સનના પ્રમુખપદે ઘડાતું હતું ત્યારે જાપાની પ્રતિનિધિમંડળે આંતરરાષ્ટ્રિય સમાજમાં દરેક કોમોની સમાનતાનો સિદ્ધાંત સ્વીકાર કરનારૂં એક વાક્ય બંધારણના પ્રાસ્તાવિક વિભાગમાં દાખલ કરવાની ઈચ્છા દર્શાવી હતી. જાપાનની આ માગણી પર મત લેવાતાં બહુમતીએ તેનો સ્વીકાર થયો. પરન્તુ તેનો સબળ સામનો કરનાર અને તેની વિરૂદ્ધમાં મત નોંધાવનાર એકજ બ્રિટિશ પ્રતિનિધિમંડળ હતું. પ્રમુખે કહ્યું કે આવા ફેરફારો માટે એકમતે પસાર થયેલો ઠરાવ જોઈએ. બ્રિટિશ પ્રતિનિધિમંડળે પોતાનું રંગભેદપૂજક અને ગોરી સર્વોપરિતાનું ઉપાસક માનસ ન બદલ્યું. પરિણામ એ આવ્યું કે પ્રેસીડન્ટ વીલ્સને જાપાની ઠરાવને ઊડી ગયેલો જાહેર કર્યો.

આ પ્રસંગ બ્રિટિશ સમાનતાની દાંભિકતાનો જ્વલંત પુરાવો છે. જગતનાં રાષ્ટ્રોમાં બ્રિટિશ શાસનજ એવું છે કે જે વ્યવહારૂ રીતે બિન-ગોરી પ્રજાઓને સમાન દરજ્જો, સમાન હક્ક અને સમાન તક આપવાની ના પાડે છે, એ સત્ય આ વસ્તુથી સંપૂર્ણ પ્રકાશમાં આવે છે.

કેટલાક બ્રિટિશ વિચારકો સામ્રાજ્યની છિન્નભિન્નતા અટકાવવાનો રામબાણ ઈલાજ કોમી સમાનતાનો વ્યવહારૂ આચાર છે એમ માનવા લાગ્યા છે, પણ રાજદ્વારીઓ એ દિશાએ સંચરવા તૈયાર નથી. સ્વરાજ ભોગવતાં સંસ્થાનો, બ્રિટિશ કોલોનીઓ, પ્રોટેક્ટરેટો અને ડીપેન્ડન્સીઓ—પ્રત્યેક સ્થળે રંગભેદનું તાંડવ ચાલી રહ્યું છે. આ પરિસ્થિતિએ બિન-ગોરા સામ્રાજ્યને ડોલાવ્યું છે. દબાયલી પ્રજાઓ ધૂંધવાઈ રહી છે; તેઓ ગ્રેટબ્રિટનનું છત્ર દૂર કરવા મથી રહી છે.

---

## શૈશવ

'હિમસુત'

(અંજની)

મારું શૈશવ રક્ષે કોણ ?
નિશદિન રક્ષે કોણ ?
વન ભમ્યો, ગિરિવર ભમ્યો ને
ભમ્યો દેશ વિદેશ;
પાતાળ-પેટે હું યે ગયો ને
આશ ન ભાળું લેશ.
મારું શૈશવ રક્ષે કોણ ?
જીવન-સરિતા થંભાવીને
પાછી વાળવી સાવ;
ખારાં જળમાં બળી જઈને
કરશે મુજને રાવ.
મારું શૈશવ રક્ષે કોણ ?

શિશુતા મારી અખંડ રાખે
કરમાવે ન જરીય:
એવું કોણ હશે બ્રહ્માંડે ?
કોઈ નહીં ! કોઈ નહીં !
મારું શૈશવ રક્ષે કોણ ?
શુચિતાની સુરભિથી ભરેલું,
ભોળાં હાસે રાચી રહેતું;
અધખીલ્યાં કિસલય શું કૂણું !
કાલું ઘેલું લ્હોયે ન્હાલું:
શૈશવ રક્ષે કોણ ?
કોઈ નહીં ! કોઈ નહીં !

# પભલો હજામ

(એક રેખાચિત્ર)

'સૌજન્ય'

પભલો હજામ મૂળ તો પાટણવાડાનો, પણ તેના જીવનમાં એક જબરદસ્ત ધરતીકંપ થવાથી તે અમદાવાદમાં આવ્યો. તે આવ્યો તેના કરતાં તો તેનાથી અવાઈ ગયું એમ કહેવું તે વધારે સાચું છે. પહેલાં તો તે દિલ્હી દરવાજા બહાર આંબલી નીચે બેસતો હતો, પણ હાલમાં તો તે વિક્ટોરિયા બાગની સામે આવેલા લીંબડા નીચે બેસે છે. તેના ચીપીચીપીને ઓળેલા વાળ, તેલને લીધે સૂર્યના કિરણોથી ઝગારા મારતું માથું તેને ઓળખવામાં મદદ કરશે. કોણી સુધી ચઢાવેલી ઝભ્ભાની બાંયો, જમણા હાથે બાંધેલો કાળો દોરો અને માલીશને લીધે તગતગ થઈ રહેલા હાથ પભલાની વિશિષ્ટતામાં વધારો કરે છે. તેનું શરીર એકવડુંયે ન કહેવાય તેમ ભરાવદાર પણ ન કહેવાય છતાં પણ કસાયેલું તો લાગે જ છે. તેની મુખાકૃતિ જોઈને મોહી પડાય તેટલી આકર્ષક તો નથી જ છતાં ચમકતી બે આંખોને લીધે અને ઘાટીલા નાકને લીધે તે જેવી ગમે તેવી તો છે જ. ચોમાસામાં સૂર્ય જેમ વાદળામાં ઘડીકમાં સંતાય ને ઘડીકમાં ઝગારા મારે તેમ એ મુખાકૃતિ પર ઘડીકમાં મીઠું હાસ્ય દેખાય છે તો પાછું વિષાદના વાદળમાં સંતાઇ જાય છે. પેલી બે ચમકતી આંખો પાછળ કારુણ્યની ઘેરી છાયા અને છલકાતી વેદના ક્યારેક દેખાઇ આવે છે.

તે એક કોથળો પાથરે છે. અડધા ભાગમાં તે બેસે છે ને અડધો ભાગ ઘરાકને માટે રાખે છે. કહેવું પડશે કે ઝપ તો પભલાના બાપની. તેના કોથળા પરથી તમને એક વાળ શોધ્યો જડે નહિ. જેમ તે પોતાના શરીરને તેમ વાળને કાળજીપૂર્વક સજાવીને તગતગતા રાખે છે, તેમ પોતાનાં ઓજારોને તગતગતાં જ રાખે છે. જમણે હાથ ઓજારોની પેટી મૂકે છે. એ પેટી પર હજામતનાં ઓજારો મૂકે છે. ઝગારા મારતો આયનો, સાબુની વાટકી, સંચો, કાતર અને કાંસકાને ગળી જતો હોય તેમ બ્રશ કાંસકાના દાંતાને મોંમાં લઈ પડેલો દેખાશે. પેટીની બાજુમાં પાણીનો શીશો મૂકેલો હોય છે. આટલી વસ્તુઓ તો દરેક હજામ પાસે હોય, પણ પભલા પાસે તો એક અચરજ પમાડે તેવી જીવતી, જાગતી ને પંચમહાભૂતની બનેલી વસ્તુ છે. અને પભલાને માટે તો આ જગતની મોંઘામાં મોંઘી અને પ્રાણથીયે પ્યારી વસ્તુ છે. તે વસ્તુ તે એક સોહામણું, પીંજરમાં સળવળ સળવળ થતું તેતર. તેતર ! તેતર તો બાવા પાળે. ગુજરાતી, અને તેય વળી હજામ પાસે તેતર ! હા, ભાઈ હા, પભલા પાસે તેતર છે; અને એની પાછળ તો પભલાના સારાયે જીવનનું રહસ્ય છુપાયેલું છે.

પભલો દેશમાં રહેતો હતો ત્યારે તો ઘરાકવટી કરતો હતો. મુઓ પાછો જીભનો મીઠો, એટલે પછી પૂછવું જ શું ? ગામના મુખીનો માનીતો. રાત્રે તેમની પગચંપી કરવા જાય. એના હાથમાં એવો તો જાદુ છે કે ગમે તેટલા થાકેલા હો, પણ તેના હાથ ફર્યા એટલે બસ ખલાસ. પ્રકાશ આવતાં જેમ અંધકાર અદૃશ્ય થઈ જાય છે તેમ તેના હાથનો સ્પર્શ

જ્યારે ઘરાકી ન હોય ત્યારે પભલો બેઠો બેઠો સીનેમા અને નાટકનાં ગાયનો ગાય. મુંઆનો કંઠે જબરો હો. બાજુમાં બેસતા બીજા હજામ પણ તેનું ગાયન સાંભળી તેના પર આફરીન રહેતા. જ્યારે પભલો—'મીઠા લાગે છે મને આજના ઉજાગરા......' ગાતો ત્યારે તો રસ્તે જનાર અલેલટપ્પુએ ડોકી ધુણાવી દેતો. અને 'પિયુજી પહેલી પેસેન્જરમાં આવજો...' ગાતો ત્યારે પેલા હજામો 'માર ડાલા...' બોલ્યા વગર રહી શકતાએ નહિ. પભલો ગાતાં ગાતાં આંખની પાંપણો નચાવે ત્યારે તો ઓર રંગ રહે છે. થોડીવાર થાય ને પાછો તેતર સાથે સીસોટીઓથી વાતો કરે. જાણે તેતર પણ બધું સમજતું હોય તેમ પાંખો ફફડાવીને કે ડોકી ધુણાવીને પભલાને જવાબ વાળતું. એમની આ રહસ્યયુક્ત વાતચીત માત્ર એ બેજ જીવ સમજી શકતા. પભલાએ એ તેતરનું નામ મણિ રાખ્યું છે. ક્યારેક ઉતાવળેથી તે કહે છે: "મણિ આમ જોજે, મણિ આ લેજે...મણિ આજે શું ખાવું છે?" પભલાના જીવનનો આનંદ માત્ર આ તેતર જ છે. કમાવું, ખાવું ને તેતરને ખવરાવવું અને તેની સાથે ગેલ કરવી એ પભલાનો નિત્ય ક્રમ.

દિલ્હી દરવાજા કરતાં તેને વિક્ટોરિયા ગાર્ડન આગળ ઠીક પડ્યું. બપોરે જ્યારે ઘરાકી ન હોય ત્યારે બે ઘડી તેની 'મણિ' ને લઈને બાગમાં ફરી આવે છે. હરિયાળી જમીન પર 'મણિ' કંઈ ગેલ કરે કંઈ ગેલ કરે. પભલો તો 'મણિ' ને આમ ગેલ કરતી જોઈને ગાંડોઘેલો થઇ જાય છે. 'મણિ' ખાતર તે દિલ્હી દરવાજાની થયેલી ઘરાકી તોડીને અહીં આવ્યો છે. મણિથી શું વધ્યું?

'મણિ' સાથે સીસોટીથી વાતચીત કરતો પભલાને જોવો તે એક સુંદર અને અદ્ભુત પ્રસંગ છે. કવિને તો તેમાં નરી કવિતાજ દેખાય. ચિત્રકારને માટે તો તે ચિત્રનો એક સુંદર વિષય છે. આંખમાંથી નીતરતો નિર્મળ પ્રેમ, આખાએ દેહમાં દેખાતો મણિ માટેનો તરવરાટ, સીસોટીમાંથી સંભળાતું પ્રેમગાન એ સર્વ એકત્ર થઇને કોઇ અજબ દૃશ્ય જગાવે છે. જાણે એ દૃશ્ય જોયા જ કરીએ. અને મનમાં એમજ થઈ જાય—આવાં દૃશ્યો અખંડિત રહેતાં હોય તો?

પભલાની જીભ જેવી ફોરી છે તેવોજ તેનો હાથ પણ ફોરો છે. તે દાઢી કરે ને તમને ઊંઘ આવી જાય. એની સામે ફુટપાથ પર બેસતાં તમારા જેવા ચિપ્પિલો શરમાય છે એજ દુઃખ છે ને? નહિ તો મને જરૂર ખાત્રી છે કે એકજ વખત, ફક્ત એકજ વખત તમે એના હાથની હજામત કરાવો તો પછી બીજા પાસે નહિંજ જાઓ. એનામાં તો એવો જાદુ છે કે એક વખતે જે તેને ત્યાં જઈ ચડ્યો તે સદાનો તેનો ઘરાક થઇ જવાનો.

વાતોના વહેણમાં તમને તાણતો જાય ને બાલ કાપતો જાય. બાલ કાપીને તેલ નાખે તે પણ કેવું! માથું ચડ્યું હોય તો તે એ ઊતરી જાય. અને બૈરી સાથે લડ્યા પછી મગજ તપી ગયું હોય તો એ ઠંડુ હીમ થઈ જાય. અને પૈસાની બાબતમાં પણ રકઝક નહિ. વાજબી પૈસા આપો એટલે તે બોલે પણ નહિ. વિદાય આપતો હોય તેમ તમને ઊઠતાં જોઈ તે 'સાહેબજી' કહેશે.

તમે તેની પાસે જાઓ ત્યારે 'મેરી દિલકી ખબરિયાં મૂછે યે નહિ' ગવરાવજો. તમારું દિલ ડોલાવશે. એના કંઠની હલક આગળ તમારો પ્રિય સાયગલ પણ પાણી ભરતો દેખાશે.

એનો ઘા હમણા કંઈક રુઝાયો છે 'મણિ'ની સાથેની મસ્તી તેને દુખ ભુલાવી દે છે.

એ છે તો નિખાનસ હ્રદયનો એકાદ વાર દાઢી કરાવો પછી કોઈકવાર નિરાંતે વાલ કપાવવા બેસજો તમને તેના દિલની વાત કહેશે જાણે દાવાનળમાથી વરાળ ન નીકળતી હોય, તેમ તેના ભડભડતા હ્રદયમાથી નિશ્વાસ નીકળશે

"ભાઈ, અમારી તો કાઇ જિન્દગી છે ઠીક આ તો ખોળિયુ લઈને આયા એટલે કાઈ છૂટકો છે' અહીંથી શરૂ કરી ધીમે ધીમે મુદ્દાના મનાલ પર આવી જશે ભૂતકાળમાં મન પરોવીને કહેશે

'હતું તાણુ તો મારેજ હતું હો શી તમને વાત કરુ મારુ બૈરુ એટલે બસ ખનામ. ગામમા આડો આક આ તમારી ભલભલી ગેડાણીઓએ તેનો આગળ પાણી ભરે અને કેવો રૂપાળો એનો સ્વભાવ એવી તો લાખે એક થાય, પણ શા ગમનું?" થોડીવાર થભીને નિશ્વાસ મૂકશે અને પાછો તમારો હુમરો સાભળી શરૂ કરશે

"પણ એયે ખરી હો? ભગવાને લઈ લીધી તો તેતર થઈને પાછી આઇ મારા વના તે એ અ્યમ કરીને જીવે" કહેતો તે તેતરને મીસોટીથી બોલાવતો બોલાવતો, જેનથી પથરી પર અસ્તરો ઘસશે જાણે મણિની સ્મૃતિ તીક્ષ્ણ કરતો ન હોય?

એ પચમહાભૂતનો બનેલો મનુષ્યદેહ રહેશે ત્યાસુધી તો પભનો વિક્ટોરિયા ગાર્ડન આગળ બેસશે અને હજામત કર્યે જશે

ભઈલા! આ સેવકનું માનતા હો તો એકજ વાર, ફક્ત એકજવાર તમે પભવાની મુલાકાત લઇ જુઓ તે તમને તેની મણિની વાત કહેશે અને ગાયનો ગાઈ ખુશ કરશે અને હજામતની બાબતમાં કઇ કહેવુ પડે તો તેનો જામીન હું!

---

# સનાતન ન્યાય

જેઠાલાલ ત્રિવેદી

ઊંચાઈની આશ સાથે પતનનો પણ ખ્યાલ  
રાખે નહિ તેવા ઉચ્ચ પદથી ઠગાય,  
કુસુમ ચડે છે દેવ—શિર તેને ગટરમા  
ફેંકાવાનું ઘડી પછી, સનાતન ન્યાય



ઘણાખરા ગયેલા છે ને બાકીના બળદિયા છે. તેમને બિચારાઓને આ રવિવારે જ હું તમારા પક્ષરૂપી ખાડામાંથી બચાવી લેવા માગું છું."

× × ×

રશિયન રાજકુમાર અલેકસીઝ નૌકાધીશના હાથ નીચે નાવિક તરીકે તાલિમ લેતો હતો. એક સમયે તેમનું વહાણ ડેન્માર્કના કિનારા નજીક ખડક સાથે અથડાઈને ભાગી પડ્યું. નૌકાધીશે તરતજ હોડીઓ બોલાવી ને અલેકસીઝને પહેલી જ હોડીમાં નાવિક તરીકે ઊતરવાની સૂચના કરી. પણ અલેકસીઝે એ સૂચનાનો સવિનય અસ્વીકાર કરતાં કહ્યું; "વહાણ ડૂબતું હોય ત્યારે સૌની પહેલાં હોડીમાં કૂદી પડવું એ રશિયન શહેનશાહના પુત્રને ન છાજે."

"તમારા ઉપરી તરીકે હું તમને આજ્ઞા કરું છું." નૌકાધીશે પ્રભાવભર્યા શબ્દોમાં કહ્યું, "એ આજ્ઞાનો ભંગ થશે તો આ વિકટ સંયોગોમાંથી પાર ઊતરતાંજ હું તમને કેદ કરીશ."

"હું આજ્ઞાભંગ નથી ઇચ્છતો" અલેકસીઝે શાંતિથી કહ્યું, "પણ આવા ભયાનક સંયોગોમાં હું રાજકુમાર છું એ મારાથી ન વીસરાય."

ને ડૂબતા વહાણ પર ઊભો રહીને રાજકુમાર વહાણ પરનાં માણસોને બચાવમાં મદદ કરવા લાગ્યો. લગભગ બધાં જ માણસો હોડીઓમાં સહીસલામત પસાર થયા પછી તે નૌકાધીશની સાથે છેલ્લો હોડીમાં ઊતર્યો.

ડેન્માર્કને કિનારે પહોંચતાં નૌકાધીશે રાજકુમારને કેદ કર્યો. ડેન્માર્કમાંના રશિયન મંત્રીએ શહેનશાહને તારથી એ સમાચાર પહોંચાડ્યા. તરતજ વળતા તારમાં શહેનશાહે જણાવ્યું:

"આજ્ઞાનો ભંગ કરનાર નાવિકને કેદ કરવામાં હું નૌકાધીશ સાથે સંપૂર્ણ મળતો થાઉં છું. ને એવી આજ્ઞાનો ભંગ કરવા માટે મારા પુત્રને હું ચુંબન ને આશિર્વાદ પાઠવું છું."

× × ×

વકીલ માર્શલે એક સમયે ન્યાયમંદિરમાં પોતાના ખૂની અસીલના બચાવ માટે પોતાની બધી જ શક્તિ વાપર્યા છતાં જ્યારે ખૂનીને ફાંસીની સજા થઈ ત્યારે માર્શલ એકાએક બોલી ઊઠ્યો, "ઇશુખ્રિસ્તને આવા જ ગુન્હાસર દેહાંતદંડની સજા થઈ હતી."

ન્યાયાધીશ લરકે માર્શલની આ ગેરવ્યાજબી ટીકાથી ખીજવાઈને તેનો દશ ડોલર દંડ કર્યો.

"પોન્ટીયસ પાયલેટ (ઇશુખ્રિસ્તને દેહાંતદંડની સજા કરનાર સુબો)ની વિરૂદ્ધ બોલવા માટે જગતમાં પહેલવહેલો હું જ દંડાઉં છું." માર્શલે કંઇક હસીને કહ્યું.

ન્યાયાધીશે વધુ ખીજવાઈને તેને બીજા વીશ ડોલરના દંડની સજા કરી.

"નામદાર," માર્શલે ન્યાયાધીશ પ્રતિ હાથ લંબાવતાં કહ્યું; "અત્યારે મારું ખીસું સાવ ખાલી છે; અને ન્યાયના આ મંદિરમાં મારે આપના જેવો બીજો કોઇ મિત્ર નથી. એટલે મહેરબાની કરીને આપ જ મને ત્રીશ ડોલર ઉછીના આપો, જેથી હું તત્કાળ દંડ ભરી શકું."

ન્યાયાધીશે કારકુનને માર્શલનો દંડ માફ કરવાની સૂચના કરતાં કહ્યું. "મારા કરતાં રાજ્યને ત્રીશ ડોલર ગુમાવવા વિશેષ પરવડે તેમ છે."

× × ×

ચીનનો સેનાપતિ બોન અક્ષરજ્ઞાનમાં કેવળ પોતાની સહી જ કરી જાણતો. એક પ્રસંગે તે દુશ્મનોની મોટી સંખ્યાથી એક કિલ્લામાં ઘેરાઈ ગયો. પોતાના મંત્રીને તેણે તરતજ ચીનના શહેનશાહ પર તાકીદની મદદ મોકલવા માટેનો પત્ર લખવા સૂચના કરી.

એક ઘડી વીતવા છતાં મંત્રી પત્ર ન લખી રહ્યો. સેનાપતિ ધૂંવાંફૂંવાં થઈ મંત્રીના ટેબલ આગળ જઈ પહોંચ્યો તો મંત્રી મહાશય વિધિપૂર્વકનો લાંબો પત્ર લખવામાં રોકાયલા હતા.

"મૂર્ખ!" સેનાપતિ મંત્રીને ઊધડો લેતાં તાડૂક્યો, "એક પત્ર લખતાં આટલી વાર? ઊભો થા અહીંથી. હું જાતેજ લખી નાંખીશ."

મંત્રી અભણ સેનાપતિના આ ગુમાન પર હસી રહ્યો. પણ સેનાપતિએ તો એક મિનિટમાંજ પત્રમાં કંઈક લખી નાંખ્યું ને બીજીજ મિનિટે તે પત્ર રવાના પણ કરી દેવામાં આવ્યો.

બીજે દિવસે મદદ આવી પહોંચતાં મંત્રી આભો બન્યો. અભણ સેનાપતિએ લખેલા પત્રમાંની વિગત વાંચવા તે ઉત્સુક થઈ ગયો. સેનાપતિએ તેને તે વિગત સમજાવતાં કહ્યું કે, 'બોન' શબ્દ લખી તેની આસપાસ તેણે ઘેરાની સ્થિતિ સૂચવતાં સેંકડો ટપકાં કરી નાંખેલાં.

× × ×

નૂરજહાંનું એક હીરાજડિત કિંમતી દર્પણ પોતાના હાથે તૂટી જતાં દાસી રડવા લાગી. નૂરજહાં બોલી, "ગાંડી એમાં રડે છે શાની? રૂપનું ગુમાન નિહાળવાનું એક સાધન ઓછું થયું."

× × ×

શહેનશાહ અલેકઝાંડરે માંદગીમાં દવા લેવાની ચોકખી ના પાડી. વૈદ્ય સર જેમ્સ વીલીએ કહ્યું: "નામદાર આપ ઘણીજ ગંભીર સ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છો. દવા વિના તેમાંથી બચવું લગભગ અસંભવિત છે."

"દવાએ જગતમાં કોઈને બચાવ્યાનું એક દૃષ્ટાંત આજસુધીના ઇતિહાસમાં નોંધાયું નથી." શહેનશાહે સ્મિત ફરકાવતાં કહ્યું, "ને હવે નોંધાવાનો સંભવ પણ નથી. પ્રભુને જો મારૂં મરણ જ પસંદ હોય તો બચવાની લાલસા સેવવી એ પ્રભુનો દ્રોહ છે."

ને દવાને દૂરજ રાખીને એ શહેનશાહે શાંતિથી પ્રાણ તજ્યા.

× × ×

ન્યુયોર્કનો એક બ્યાપારી સંખ્યાબંધ વહાણો બાંધવા માગતો હતો, અને તે કાર્યમાં રાજ્ય પાસેથી પૂરતી મદદ મેળવવાને તે કાવાદાવા રમી રહ્યો હતો. પોતાના એ ઉદ્દેશને સિદ્ધ કરવાને તેણે પાટનગર વોશિંગ્ટનમાં એક એજન્ટ નીમેલો. એ એજન્ટ જુદા જુદા સેનેટરોને એક યા બીજા પ્રકારની લાલચથી પોતાના પક્ષમાં વાળી રહ્યો હતો. તેમ કરતાં એક વખતે તે સેનેટર બેન્ટનની મુલાકાતે ગયો ને ઉપરોક્ત કાર્યમાં તેના ટેકાની માગણી કરી.

"હું તો એક શરતે ટેકો આપી શકું." બેન્ટન શાંતિથી બોલ્યો.

"ઘણુંજ સુંદર" એજન્ટે હસીને કહ્યું, "આપ શરત જણાવો. મારા શેઠ આપને મેં માગ્યું ધન આપી શકે તેમ છે."

"મારી શરત એ છે" બેન્ટને શાંતિથી કહ્યું, "કે એ વહાણો બંધાય ત્યારે સૌથી પ્રથમ તો તેમાં તમારા જેવા બદમાશોને પકડીને દેશપાર મોકલાવી આપવા."

# આપણી સંખ્યા

નર્મદાશંકર હ. વ્યાસ

હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યના આગમન પછી, ઈ. સ. ૧૮૭૨ થી પ્રત્યેક દશ વર્ષે હિન્દની વસતી–ગણત્રી થાય છે. આ સાલમાં પણ એવી વસતી–ગણત્રી થઈ છે અને જુદાં જુદાં શહેરોમાં વસતી વધી ગયાના આંકડા બહાર પડવા લાગ્યા છે. આવા સમયે આપણી સંખ્યાની સમસ્યા સમજવાની ખાસ જરૂર છે. હિંદની જનસંખ્યાનો પ્રશ્ન ઘણોજ મહત્ત્વનો છે. એ પ્રશ્નને આપણી સમક્ષ આજસુધી એવી રીતે રજૂ કરવામાં આવ્યો છે કે આપણે આપણી સંખ્યાને શાપરૂપ માનતા થયા છીએ અને સંખ્યા મર્યાદિત કરવાને નીતિનાશને માર્ગે વળેલા છીએ. આ પ્રશ્નને મૌલિક બુદ્ધિથી અને તટસ્થતાથી વિચારવાની ખાસ જરૂર છે.

એક વસ્તુ સ્પષ્ટ રીતે સમજાઈ જવી જોઈએ, કે પરદેશી સત્તાથી યોજવામાં આવતા કોઈ પણ આર્થિક કાર્યક્રમની પાછળ પરોક્ષ રીતે કે અપરોક્ષ રીતે શોષણની જ ભૂમિકા હોય છે. દેશની વસતી–ગણત્રી એ રાષ્ટ્રના આર્થિક કાર્યક્રમનો એક ભાગ છે. હિંદના પ્રત્યેક રાષ્ટ્રિય આર્થિક કાર્યક્રમની પાછળ પરદેશી સામ્રાજ્યવાદની વ્યવસ્થિત શોષણની યોજના હોય છે. જનસંખ્યાના પ્રશ્નને અંગે પ્રત્યક્ષ રીતે આર્થિક શોષણ ખાસ કળી શકાય તેવું નથી પણ સહજ ગંભીરતાથી અને ઊંડાણથી વિચાર કરતાં તેની પાછળ રહેલું આર્થિક શોષણ અને તેથી પણ વિશેષ મહત્ત્વનું સામાજિક, નૈતિક અને જાતીય–Racial–શોષણ જે થઈ રહ્યું છે તે સ્પષ્ટતાથી સમજી શકાય તેમ છે.

ઈ. સ. ૧૮૭૨ થી ૧૯૪૧ સુધી હિંદની અંદર પ્રત્યેક દશ વર્ષે વસતીનો વધારો નીચે પ્રમાણે બતાવવામાં આવે છેઃ

| વર્ષ | જનસંખ્યા | ટકામાં વધારો | વર્ષ | જનસંખ્યા | ટકામાં વધારો |
|---|---|---|---|---|---|
| ૧૮૭૨ | ૨૦,૬૦,૧૬૦૦૦ | ૦ | ૧૯૧૧ | ૩૧,૫૦,૧૫૦૦૦ | ૭.૧ |
| ૧૮૮૧ | ૨૫,૩૦,૭૬૦૦૦ | ૨૩.૨ | ૧૯૨૧ | ૩૧,૮૯,૪૨૪૮૦ | ૧.૨ |
| ૧૮૯૧ | ૨૮,૭૦,૩૧૦૦૦ | ૧૩.૨ | ૧૯૩૧ | ૩૫,૨૮,૩૭૭૭૮ | ૧૦.૬ |
| ૧૯૦૧ | ૨૯,૪૦,૨૧૦૦૦ | ૨.૫ | ૧૯૪૧ | આશરે ૪૦,૦૦,૦૦,૦૦૦ | ૧૪ |

જનસંખ્યાનો પ્રશ્ન સામ્રાજ્યવાદે એવી કુનેહથી રજૂ કરેલો છે અને એવી સુંદર આંકડાઓની જાળ પાથરેલી છે કે જેના ઉપરથી બહુ સહેલાઈથી હિંદની ગરીબાઈનું કારણ જનસંખ્યાના વધારા ઉપર આરોપી શકાય. ઉપર જોએલા જનસંખ્યાના વધારાના આંકડાઓમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી શકાય તેમ નથી. ૧૮૭૨માં હિંદની અંદર માત્ર ૨૦ કરોડની જ વસતી હતી તેવું સામ્રાજ્યવાદ સમજાવવા માગે છે અને ૨૦ કરોડમાંથી ૧૯૪૧માં લગભગ ૪૦ કરોડ જનસંખ્યાનો આંકડો પહોંચ્યો; આ વધારાને લીધે જ હિંદ ગરીબ છે, કંગાલ છે, બેકાર છે એમ એ સત્તા આપણને સમજાવે છે. ખરૂં મહત્ત્વનો પ્રશ્ન તો એ છે કે જે આંકડા

જનસંખ્યાનો ૧૮૭૨નો આપવામાં આવ્યો છે તે કેટલે અંશે સાચો છે? ત્યારે હિંદમાં માત્ર વીશ કરોડનીજ વસતી હતી તે માનવાને પ્રમાણભૂત કારણ તો એક પણ નથી. પ્રાચીન યુગમાં મગધ અને વૈશાલી પાસે અકેક કરોડની સેના, મોળમી મદીમાં એક ખંભાત પાસેજ સવાપાંચ લાખનું સૈન્ય, ગુજરાતના એક નગર ચાંપાનેરમાં અઢાર લાખ ઘરની વસતી, અનેક પરદેશી પ્રવાસીઓએ હિંદના પ્રાંતેપ્રાંત વસતીથી ભરચક હોવાની કરેલી નોંધો જોતાં ૧૮૭૨માં હિંદની વસતી વીસ કરોડની હોય એ ન માની શકાય તેવું વિધાન છે.

તે વખતે વિનિમયનાં સાધનો નહોતાં, પરિણામે જે વસતી–ગણત્રી થયેલી તે વસતી ગણત્રીમાં હિંદના પ્રત્યેક ગામડાનો સમાવેશ થયો હશે તે શકાવાળું છે; આજે વસતી ગણત્રીની પદ્ધતિ જેટલી વિકાસ પામેલી છે તેટલી તે સમયે વિકાસ પામેલી ન હોય. તે સ્વાભાવિક છે; તે જમાનામાં લોકોનું માનસ પણ એવા પ્રકારનું હતું કે તેઓ કુટુંબનાં બધાં માણસોની નોંધ–સ્ત્રીઓ તેમજ બાળકો સબંધી–આપવા તૈયાર નહોતા; જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ વસતી–ગણત્રી વધારે પદ્ધતિસર થવા લાગી અને પ્રત્યેક દશ વર્ષે ઉપર જોયા પ્રમાણે અમુક ટકાનો વધારો માલુમ પડવા લાગ્યો. આજે પણ વસતી ગણત્રી સંપૂર્ણ ચોક્કસપણે થાય છે તેમ તો નજ કહી શકાય. ૧૯૩૧ના આંકડાઓમાં પણ બહુ વિશ્વાસ રાખવા જેવું નથી, કારણ કે અસહકારની ચળવળને લીધે સરકારી વસતી ગણત્રીનો સહકાર ન કરવો તેવો પણ મહાસભાનો કાર્યક્રમ હતો. પરિણામે ઘણા લોકોએ વિરોધની ખાતર સાચાં માહિતીપત્રકો ભરેલાંજ નહિ. એટલે ૧૮૭૨થી ૧૯૪૧ સુધીમાં ક્રમશઃ જે વસતીનો વધારો દેખાડવામાં આવેલો છે તે માત્ર આકડાઓની જાળ છે. આટલા વિવેચન પછી એક મુદ્દો સ્પષ્ટ રીતે જોઈ શકાય તેમ છે અને તે એ કે આધુનિક હિંદની વસતી પ્રાચીન હિંદ કરતાં અનેકગણી વધી ગયેલી નથી. ગરીબાઈનું કારણ જનસંખ્યાનો વધારો નથી પણ સામ્રાજ્યવાદની શોષણલીલા છે.

જનસંખ્યાનું પ્રમાણ વધારે છે કે ઓછું છે તે નક્કી કરવા–Optimum theory of population–ના સિદ્ધાન્ત પ્રમાણે આખાયે પ્રશ્નને ચર્ચવો જોઈએ. હિંદુસ્તાનની અંદર જનસંખ્યાનું પ્રમાણ હિંદુસ્તાનની ઉત્પાદકતા, હિંદની સંપત્તિ, અને પ્રાકૃતિક અનુકૂળતાઓ કરતાં વધારે છે કે નહિ તે આ સિદ્ધાન્ત પ્રમાણે નક્કી થવું જોઈએ. હિંદની સંપત્તિ અગાધ છે, પ્રાકૃતિક અનુકૂળતા ન કલ્પી શકાય તેટલી છે. હિંદને પરદેશીઓ કાચું સોનું કહે છે, એટલે એ તો નિર્વિવાદ છે કે આજે હિંદની ભૂમી ઉપર જેટલી જનસંખ્યા નભે છે તેના કરતાં પણ વધારે જનસખ્યાને હિંદ નભાવી શકે એવી શક્યતાઓ એ ભૂમીની અંદર રહેલી છે.

વસતીના પ્રમાણનો આધાર આબોહવા, જાનમાલની સહીસલામતી, આર્થિક જીવન ધોરણ, પ્રાકૃતિક અનુકૂળતાઓ અને આર્થિક પ્રગતિ ઉપર રહે છે. જો પ્રાકૃતિક સંપત્તિ પુષ્કળ હોય અને તેની સાથે સમાજ અને રાજ્યની સુવ્યવસ્થા હોય તો વસતીનું પ્રમાણ ગમે તેટલું હોય તોપણ રાષ્ટ્રને વાંધો આવતો નથી. પ્રજા જ્યાંસુધી આળસુ ન બનતાં કામ કરવાને તૈયાર હોય છે ત્યાંસુધી તે રાષ્ટ્રને જરાયે ભારકર્તા નથી નીવડતી. નવાં

રચનાત્મક કાર્યો દ્વારા ઉદ્યોગો સજીવ રાખવા જોઇએ; ને એ કામ રાજસત્તાનું છે. અને પ્રજા જો આળસુ બને તો એ ભૂલ પણ છેવટ તો કેળવણીખાતાની અને રાજસત્તાનીજ છે.

જગતનાં અન્ય રાષ્ટ્રો કેટલી વસતીને પોષી રહ્યાં છે તેના પ્રમાણનો ખ્યાલ આવે તેટલા માટે આપણે અમુક દેશોના આંકડાઓ જોઈએ:

| દેશ | એક ચોરસમાઇલે જનસંખ્યા | દેશ | એક ચોરસ માઇલે જનસંખ્યા |
|---|---|---|---|
| ૧ ઇંગ્લાંડ | ૬૮૫ | ૭ ઑસ્ટ્રિયા | ૧૯૯ |
| ૨ બેલ્જિયમ | ૬૫૪ | ૮ હિંદુસ્તાન | ૧૯૫ |
| ૩ નેધરલેન્ડસ | ૫૮૪ | ૯ ફ્રાંસ | ૧૮૪ |
| ૪ જર્મની | ૩૩૨ | ૧૦ સ્પેઇન | ૧૦૭ |
| ૫ જાપાન | ૨૧૫ | ૧૧ અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૪૧ |
| ૬ ચીન | ૨૦૦ | ૧૨ ઇજીપ્ત | ૩૪ |

ઉપરના દેશોના આંકડા અને તે તે પ્રજાઓની સ્થિતિ જોતાં સહેજે સમજી શકાય તેમ છે કે પ્રજાની ઉન્નતિનો આધાર વસતીના પ્રમાણ પર નહિ પણ રાજસત્તા પર છે. ઇંગ્લાંડમાં વસતીનું પ્રમાણ વધુમાં વધુ અને અમેરિકામાં ઘણું ઓછું છતાં બંને રાષ્ટ્રોની પ્રજાઓ વધુમાં વધુ વૈભવી છે.

હિંદુસ્તાનની અંદર વસતીના પ્રમાણનો આધાર વર્ષાદ અને નદીઓના પ્રવાહ ઉપર મુખ્યત્વે કરીને છે, કારણ કે કૃષિપ્રધાન દેશ હોઈને જ્યાં પાણીની સગવડતા ઠીક ત્યાંજ લોકો વસવાટ કરે. એ પ્રમાણે બંગાળ અને સંયુક્ત પ્રાંતોમાં વસતીનું પ્રમાણ સૌથી વધારે જોવામાં આવે છે. હિંદમાં પ્રાંતવાર વસતીનું પ્રમાણ નીચે પ્રમાણે છે:

| પ્રાંત | એક ચો. મા. જનસંખ્યા | ૧૦૦૦ પુરુષે સ્ત્રીઓની સંખ્યા | પ્રાંત | એક ચો. મા. જનસંખ્યા | ૧૦૦૦ પુરુષે સ્ત્રીઓની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧ દિલ્હી | ૧૧૧૦ | ૭૨૨ | ૧૩ મુંબઇ ઇલાકો | ૧૭૭ | ૯૦૧ |
| ૨ કોચીનનું રાજ્ય | ૮૧૪ | ૧૦૪૩ | ૧૪ હૈદ્રાબાદનું રાજ્ય | ૧૭૫ | ૯૫૯ |
| ૩ ત્રાવણકોરનું રાજ્ય | ૬૬૮ | ૯૮૭ | ૧૫ આસામ | ૧૫૭ | ૯૦૯ |
| ૪ બંગાળ | ૬૪૬ | ૯૨૮ | ૧૬ મધ્યપ્રાંતો અને બરાર | ૧૫૫ | ૯૯૮ |
| ૫ સંયુક્ત પ્રાંતો | ૪૫૬ | ૯૦૨ | ૧૭ ગ્વાલિયરનું રાજ્ય | ૧૩૪ | ૮૮૭ |
| ૬ બિહાર અને ઓરિસ્સા | ૪૫૪ | ૧૦૦૫ | ૧૮ કુર્ગ | ૧૦૩ | ૮૦૩ |
| ૭ મદ્રાસ | ૩૨૮ | ૧૦૨૫ | ૧૯ બર્મા | ૬૩ | ૯૫૮ |
| ૮ વડોદરા રાજ્ય | ૨૯૯ | ૯૪૨ | ૨૦ જમ્મુ અને કાશ્મીરનું રાજ્ય | ૪૩ | ૮૮૧ |
| ૯ પંજાબ | ૨૩૯ | ૮૩૧ | ૨૧ બલુચીસ્તાન | ૬ | ૭૧૭ |
| ૧૦ મૈસુરનું રાજ્ય | ૨૨૫ | ૯૯૫ | ૨૨ આન્દામાન અને નીકોબાર | ૯ | ૪૯૫ |
| ૧૧ અજમેર-મારવાડ | ૨૦૭ | ૮૯૨ | | | |
| ૧૨ ઉત્તર-પશ્ચિમ સરહદના પ્રાંતો | ૧૭૯ | ૮૪૩ | | | |

મુંબઈ ઈલાકો, બર્મા અને આસામમાં વસતીનું પ્રમાણ ઘણું ઓછું છે. મુંબઈ ઇલાકામાં વર્ષાદની અચોક્કસતા અને અનિયમિતતા; અને બર્મા અને આસામમાં જંગલો અને આબોહવાની પ્રતિકૂળતાને પરિણામે વસતીનું પ્રમાણ ઓછું છે."

હિંદુસ્તાનનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. વસતીના ૭૧ ટકા તેમાં રોકાયેલા છે. અને સાડાદશ ટકા અન્ય ઉદ્યોગોમાં રોકાયેલા છે. આ સાડાદશ ટકામાંથી માત્ર ૧.૫ ટકા યાંત્રિક ઉદ્યોગો કે કારખાનાંઓમાં રોકાયેલા છે અને સવા ટકા સરકારી નોકરીમાં રોકાયેલા છે. બાકીના ઘરકામમાં અને અનુત્પાદક ધંધાઓમાં રોકાયેલા છે. દુનિયાનાં સુધરેલાં રાષ્ટ્રોમાં હિંદની અંદર ખેતી ઉપર નભનારો વર્ગ સૌથી વધારે છે અને ઉદ્યોગો ઉપર નભનારો વર્ગ બધા દેશો કરતાં ઓછો છે. ઇંગ્લાંડની અંદર ૫૮ ટકા ઉદ્યોગો ઉપર જીવનનિર્વાહ ચલાવે છે અને માત્ર ૮ ટકા ખેતીમાં રોકાયેલો છે.

કુદરતી રીતે જ હિંદ ગામડાઓમાં વસેલું છે, કારણ કે વસતીનો પોણો ભાગ ખેતી ઉપર અને બીજા ૧૦ ટકા પણ ગૃહઉદ્યોગો પર નભનારા છે. નીચેનો કોઠો જોવાથી શહેરોમાં અને ગામડાઓમાં કેટલા પ્રમાણમાં વસતી વહેંચાયેલી છે તેનો ખ્યાલ સુંદર રીતે આવે છે:

| | પ્રજાનું પ્રમાણ | શહેર–સંખ્યા | કુલ જન સંખ્યા |
|---|---|---|---|
| ૧ | ૧૦૦૦૦૦ ની ઉપરાંત | ૩૮ | ૯૬૭૪૦૩૨ |
| ૨ | ૫૦૦૦૦ થી ૧૦૦૦૦૦ | ૬૫ | ૪૫૭૨૧૧૩ |
| ૩ | ૨૦૦૦૦ થી ૫૦૦૦૦ | ૨૬૮ | ૮૦૯૧૨૮૮ |
| ૪ | ૧૦૦૦૦ થી ૨૦૦૦૦ | ૫૪૩ | ૭૪૪૯૪૦૨ |
| ૫ | ૫૦૦૦ થી ૧૦૦૦૦ | ૯૮૭ | ૬૯૯૨૮૩૨ |
| ૬ | ૫૦૦૦ થી નીચેનાં | ૬૭૪ | ૨૨૦૫૭૬૦ |
| | ગામડાંઓ | ૬૯૬૮૩૧ | ૩૧૩૮૫૨૩૫૧ |

ઉપરના આંકડાઓ જોતાં માલુમ પડે છે કે ૨૦ થી ૫૦ હજારની અંદરનાં શહેરોનો વિકાસ વધારે પડતો થયો છે. મોટાં ઔદ્યોગિક શહેરો ૧૦ હજારની વસતીવાળાં નાનાં શહેરોને ભોગે વધેલા છે. હિન્દની અંદર વસતીના ૧૧ ટકા શહેરોની અંદર વસેલા છે. જ્યારે ફ્રાંસમાં ૪૯ ટકા; આયર્લેન્ડમાં ૫૦ ટકા; કેનેડામાં ૫૩ ટકા; અમેરીકાનાં સંયુક્ત રાજ્યોમાં ૫૬ ટકા અને ઇંગ્લાંડમાં ૮૦ ટકા શહેરોમાં વસેલાં છે. યુરોપમાં ૧૦મી સદીમાં ઔદ્યોગિક પ્રગતિને પરિણામે શહેરોનું પ્રમાણ અસાધારણ રીતે વધી ગયેલું છે. હિંદની અંદર શહેરોના વિકાસને માટે ઔદ્યોગિક પ્રગતિની આવશ્યકતા છે. પણ હિંદને એ માર્ગે વાળતાં પહેલાં ખૂબજ વિચાર કરવાની જરૂર છે. શહેરો અને યાંત્રિક ઉત્પાદન પાછળ પ્રજાના જીવનની જે ખુવારી રહેલી છે તે જોતાં હિંદને માટે ગ્રામ-પુનર્ઘટના અને ગ્રામોદ્ધારની યોજના વધારે શ્રેયસ્કર છે. હિંદનાં ગામડાંઓ ભાંગી શહેરો વસાવવાની ઘેલછા કેવળ સામ્રાજ્યવાદની ભાડી અસરને પરિણામેજ જન્મેલી છે. વાસ્તવમાં હિંદ ગામડાઓમાં વસેલુ છે. જ્યાંસુધી હિન્દનું ગ્રામજીવન સાબૂત છે ત્યાંસુધી હિંદની સંસ્કૃતિ સુરક્ષિત છે. પરદેશી સત્તાની હિંદને નિર્બળ બનાવવાની ચોનગરી નીતિમાં હિંદના ગ્રામજીવનનો નાશ કરવો એ પણ એક

# સંશોધનના ડાઘ

## [ ચર્ચાપત્ર ]

આધુનિક હિંદમાં સંશોધન વિષયક સાહિત્ય પ્રગટ તો ઘણા મોટા પ્રમાણમાં થાય છે, પણ તેમાં ભૂલો એ પ્રમાણ કરતાં પણ વધારે મોટી રહી જાય છે. આવી ભૂલો મુખ્યત્વે ત્રણ કારણોને આભારી હોય છે. એક તો શોધકની અણઆવડત અથવા તેનું અધૂરું જ્ઞાન; બીજું યુરોપીય લેખકોની હિંદ વિષયક કૃતિઓમાંથી અવતરણો કે અનુવાદો કરતાં મૂળ શબ્દો પ્રત્યે લક્ષ રાખવાની બેપરવાઈ; ત્રીજું જુદા જુદા અર્થોમાંથી તાણી તૂસીને પણ અમુક જ અર્થ ખેંચવાની વૃત્તિ. જ્યારે ઊગતા કે સામાન્ય શોધકો આવી ભૂલો કરે છે ત્યારે તો વાચકો અને વિવેચકોનું ધ્યાન બનતાં સુધી તેમના પ્રત્યે ખેંચાય છે પણ જ્યારે એવી કૃતિઓ મોટા નામે પ્રગટ થાય છે ત્યારે તેના ઊંડાણમાં ભાગ્યેજ કોઈ ઊતરે છે અને પરિણામે એ કૃતિઓ, 'રાસમાળા'ની જેમ, ભયંકર દોષોની પરંપરાનું મૂળ બની જાય છે. અહીં મોટાં નામ નીચે સંતાઇ ગયેલી એવી થોડીક ભૂલોને રજૂ કરવાની રજા લઉં છું.

તાજેતરમાં ગાયકવાડ પુરાતત્ત્વ ગ્રન્થમાળા [ Gaekwad's Archaeological Series ] ના ત્રીજા મણકારૂપે 'The ruins of Dabhoi or Darbhavati' નામે વિસ્તૃત કદનો અને ૪૯ પૃષ્ઠનો ગ્રન્થ પ્રગટ થયો છે. તેની કિંમત રૂ. ૫-૮-૦ છે. તેના સંપાદક મહાશય હિંદી સરકારના નિવૃત્ત એપીગ્રાફીસ્ટ અને વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાના અધિષ્ઠાતા જ્ઞાનરત્ન હીરાનંદ શાસ્ત્રી એમ. એ., એમ. ઓ. એલ., ડી. લીટ. છે. ગ્રન્થમાંનાં ચિત્રો અને પ્રશસ્તિઓ તેમજ એકંદર સંપાદન જોતાં તેની પાછળ શ્રમ ઠીક લેવાયો હશે અને ખર્ચ પણ સારા પ્રમાણમાં થયું હશે એમ લાગે. પણ તેમાં રહી જવા પામેલી ભૂલો કોઈ ઊગતા કે સામાન્ય સંશોધકની કીર્તિને તો મૂળમાં જ ડાંભી દે એવી છે.

તે ગ્રન્થના પૃ. ૪ પર લખાયું છે કે–

'The Vastupālcharita is an interesting work written by Jinaharshagaṇi in the Vikrama year 1365 ( = 1308 A. D)'

'વસ્તુપાલચરિત' જિનહર્ષગણિએ રચ્યું એ વાત સાચી, પણ તેના રચનાકાળ વિષે કોઈ પણ પ્રકારના પ્રમાણ વિના રજૂ થયેલું સંપાદકશ્રીનું મંતવ્ય દશકા જ નહિ પણ સૈકાઓ કુદાવે છે.

---

મુખ્ય મુદ્દો હતો. હિંદના ગ્રામજીવન પાછળ હજારો વર્ષોનો ઇતિહાસ અને પુરાણી સંસ્કૃતિ સંઘરાયેલાં છે. રાજધાનીનાં મથકો ઉપર થતાં આક્રમણોની અસર અને રાજકર્તાઓમાં તથા શહેનશાહતોમાં થતા ફેરફારની અસર ગ્રામજીવન ઉપર લગભગ નહોતી થતી. પ્રત્યેક ગામડું એક સ્વતંત્ર 'યુનીટ' તરીકે સ્વતંત્રતા ભોગવતું હતું. એવું સંતોષપૂર્વકનું સુખ અને શાન્તિવાળું ગ્રામજીવન બ્રિટનની શહેનશાહતે શોષણની સોનેરી જાળ પાથરી ગૂંગળાવી નાંખ્યું છે; છિન્નભિન્ન કરી નાંખ્યું છે. પરદેશી સત્તાને માટે સામ્રાજ્યનો પાયો સંગીન બનાવવાનો એજ માર્ગ હોઈ શકે.

શ્રી જિનહર્ષગણિ પંદરમી સદીના પૂર્વાર્દ્ધમાં થયેલા તપગચ્છના પ્રસિદ્ધ આચાર્ય શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય જયચન્દ્રસૂરિના શિષ્ય હતા અને 'વસ્તુપાલચરિત્ર' તેમણે વિ. સં. ૧૪૯૭માં રચ્યું તે નીચેની પ્રશસ્તિથી જણાઈ આવશેઃ

विक्रमार्कान्मिते वर्षे विश्वनंदर्षिसंख्यया ।
चित्रकूटे पुरे पुण्ये श्रीजिनेश्वरसद्मनि ॥ ११
जिनहर्षगणिः शिष्यः श्रीजयचन्द्रसद्गुरोः ।
जिनेन्द्रदासश्रीसत्यहेतु वृत्तमिदं व्यधात् ॥ १२

એ જ પૃષ્ઠ ૫૨ આગળ વધતાં સંપાદકશ્રી ડભોઈના કિલ્લા પરની સોમેશ્વરની પ્રશસ્તિને અનુલક્ષીને લખે છે કે—

"Jinharshagaṇi could not comprehend its contents although it was only about fifty years old !"

આ રીતે જિનહર્ષગણિની ઉણપ દાખવવામાં તો સંપાદક આશ્ચર્યચિન્દને પણ ઉપયોગમાં લઈ લે છે પણ તેમણે જાણવું જોઈતું હતું કે એ પ્રશસ્તિ વિ. સં. ૧૩૧૧મા કોતરવામાં આવી હતી અને જિનહર્ષગણિએ 'વસ્તુપાલચરિત્ર' તો ૧૪૯૭માં રચ્યું છે. ૧૮૬ વર્ષના એ ગાળામાં મુસ્લીમ આક્રમણકર્તાઓએ ગુજરાતને છિન્નભિન્ન કરી નાખ્યું હતું અને એ સ્થિતિમાં ઉપરોક્ત પ્રશસ્તિ નોંધપાત્ર દશામાં રહી હોવાનુ કોઈ પ્રમાણ નથી.

માલવપતિ સુભટવર્મા ડભોઈના વૈદ્યનાથ-મંદિરના સુવર્ણકળશો લૂંટી ગયેલો તે વસ્તુપાળે પાછા મંદિર પર ચડાવ્યા તે સંબંધમાં સંપાદકશ્રી નીચેના અવતરણ ટાંકે છેઃ

श्रीवैद्यनाथसदनाखिल मालवेशो ।
दर्भावतीभुवि जहार सुवर्णकुम्भान् ॥
श्रीकेलिवेश्मसचिवस्तु स भूमिपाल ।
स्तस्मिन् दधौ दिनपतिप्रतिमत्विषस्तान् ॥ १
श्रीवैद्यनाथवरवेश्मनि दम्भवत्यां
यान् दुर्मदो सुभटवर्मनृपो जहार ।

ઉપરનાં બે અવતરણોમાં પહેલું સુકૃત સંકીર્તન'માંથી છે. બીજું 'વસ્તુપાલ પ્રશસ્તિ'-માંથી. બંને અવતરણોમાં ભૂલો રહી જવા પામી છે. પહેલામાં 'ભૂમિપાલ'ને ઠેકાણે 'વસ્તુપાલ' જોઈએ; બીજામાં 'दुर्मदो' ને સ્થળે 'दुर्मद.' અથવા 'दुर्मदो' જોઈએ. 'स'ની પહેલાં વિસર્ગનો લો૫ ન થાય તે તો માર્ગોપદેશિકાનો વિદ્યાર્થી પણ સમજી શકે એવી વસ્તુ છે.

ને સંપાદક મહાશય અવતરણમાં જ ભૂલ કરીને નથી અટક્યા. તેમણે તે અવતરણોના જે અર્થ આપ્યા છે તેમાં પહેલા અવતરણનો અર્થ સાચા શ્લોકની મણતરીએ તો ખોટો છે જ પણ સાથે જ તે તેમણે અવતરણમાં જે ભૂલ કરી છે તે ભૂલની ગણતરીએ પણ ખોટો છે. તે અર્થ—

'The gold pitchers were removed from the Temple of Vaidyanātha by the ruler of Mālwa, but Vastupāl "the Minister for the house of sportiveness' (sports or revels) put them there again and they had the lusture of the sun.'

આમાં ત્રીજી પંક્તિનો અર્થ શાસ્ત્રીજી, શ્રી શબ્દને ઉડાડી મૂકી, 'ક્રીડામંદિરના પ્રધાન વસ્તુપાળ' એવો કરે છે. પણ તેનો સાચો અર્થ તો 'લક્ષ્મીદેવીને ક્રીડા કરવાના મંદિરરૂપ

મંત્રીશ્વર વસ્તુપાળ' છે. અને મૂળ શ્લોકમાં તેઓ ભૂમિપાલ શબ્દ વાપરે છે તેનું રૂપાંતર અર્થમાં વસ્તુપાળ થી રીતે થઇ શકે તે પણ એક ગહન પ્રશ્ન છે.

અવતરણશુદ્ધિ કે અર્થની દૃષ્ટિએ ઉપરની ભૂલને બાજુએ રાખીએ તો પણ તેમાં વણાયલી ઐતિહાસિક સ્ખલના પણ ક્ષમ્ય નથી. ગુજરાતના ઇતિહાસના પ્રશ્નપત્રમાં કોઈ વિદ્યાર્થી પણ વસ્તુપાળને જો 'ક્રીડામંદિરના પ્રધાન' તરીકે ઓળખાવે તો પરીક્ષક તેને માટે એકાદ વિશેષણ વાપરી તેને એ પ્રશ્નમાં નાપાસજ જાહેર કરે. અને ક્રીડામંદિરના ઉપરી માટે સચિવનો હોદ્દો એ પણ એક નવીજ શોધ છે. કેમકે કોઇ પણ રાજ્યતંત્રમાં સચિવનો ઇલ્કાબ ક્રીડા-મંદિરના ઉપરીને અપાયો હોય એમ હજી સુધી જાણ્યું નથી.

અહીં ગ્રન્થનું અવલોકન લખવાનો મારો આશય નથી એટલે તેની ઉણપો કે ઝીણી સ્ખલનાઓના વિવેચનમાં ન ઊતરતાં મોટાં નામ નીચે કેવી ગંભીર ક્ષતિઓ છુપાઈ જાય છે તેનાં થોડાંક દૃષ્ટાંત જ રજૂ કર્યાં છે. આવી ભૂલો સંશોધનક્ષેત્રમાં ડાઘ સમી નીવડે છે અને તે અનુગામી સંશોધકોને મુશ્કેલીમાં ઉતારે છે અથવા તો અવળે માર્ગે દોરે છે. તે ગમે તે રીતે પણ અટકવી જોઈએ.

હવે અંગ્રેજી પરથી થતા અનુવાદોમાં કે અર્થની ખેંચતાણમાં નામાંકિત પુરુષો પણ કેવો ગોટાળો કરી નાંખે છે તેનાં થોડાંક દૃષ્ટાંત ટાંકી વિરમીશ.

બ્રહ્મચારી શીતળપ્રસાદજી જૈન દિગંબર જૈન સમાજના એક મહાન પુરુષ છે. તેમણે "मुंबई प्रान्तके प्राचीन जैन स्मारक" નામે એક ગ્રન્થ પ્રગટ કર્યો છે. તેની રચના અંગ્રેજી કૃતિઓના આધારે જ થએલી લાગે છે.

ગોડી પાર્શ્વનાથ, શંખેશ્વર પાર્શ્વનાથ, પંચાસર પાર્શ્વનાથ વગેરે તીર્થો કે મંદિરો જૈન સમાજમાં ખૂબજ જાણીતાં છે. પણ રોમન લિપિના અનિશ્ચિત ઉચ્ચારોને અનુસરીને આ ગ્રન્થકારે તેમનો પરિચય ગોરી પાર્શ્વનાથ, સંકેશ્વર પાર્શ્વનાથ, પંચાસુર પાર્શ્વનાથ વગેરે નામે કરાવ્યો છે. જાણીતા 'માતર' તીર્થને તેમણે 'મતાર'ના નામે ઓળખાવ્યું છે.

અર્થની ખેંચતાણમાં શ્રી. ગૌરીશંકર ઓઝાએ પણ મેવાડના ઇતિહાસમાં એવી એક સ્ખલના કરી નાંખી છે. એ સ્ખલના જો કે કર્તાની અશક્તિનું પરિણામ નથી છતાં અર્થની ખેંચતાણ કરવાની વૃત્તિ પ્રાચીન યુગની સામાજિક દશાને અઘટિત સ્વરૂપમાં રજૂ કરે છે.

દશમી સદીમાં કનોજમાં થઇ ગયેલા નામાંકિત બ્રાહ્મણ રાજકવિ રાજશેખરની પત્ની અવંતિસુંદરી બ્રાહ્મણકુલની હતી. રાજશેખરે રચેલા कर्पूरमंजरी સટ્ટકની એક ગાથામાં તેનો ઉલ્લેખ આવે છે:

चाह्वाणकुलमोलिमालिआ राजसेहरकइन्दगेहिणी ।
भत्तुणो किदिमवन्तिसुंदरी सा पउजइदुमेदमिच्छति ॥

ઉપરની ગાથામાં તો અવંતિસુંદરી રાજગુરુ રાજશેખરની પત્ની કોઈ ગુરુપત્ની તરીકે તે પણ ચૌહાણ રાજકુટુંબનાં મસ્તકોથી પૂજાતી હતી તેનું સૂચન છે. પણ શ્રી. ઓઝાજીએ એ શ્લોકની પહેલી પંક્તિના પૂર્વ ભાગનો એવો અર્થ કર્યો કે, 'ચઉહાણ કુલમાં મુગટની માળારૂપ'-એટલે કે ચઉહાણ કુલમાં જન્મેલી અને એ કુલની શોભારૂપ. અને એવો અવાસ્તવિક અર્થ ખેંચીને તેમણે વર્ણાન્તર લગ્નપ્રથા પ્રાચીન યુગમાં પણ પ્રચલિત હતી એમ દર્શાવવા પ્રયાસ કર્યો છે. ૫.

[અનુસંધાન પૃ. ૪૮૮]

અહીં લડાયક વર્ગની સાથે સંસ્કારી વર્ગને પણ સ્થાન છે. પરિણામે હિંદુ બળમાં સંસ્કારનું સિંચન થાય છે. બીજા દેશોમાં હજારોના પગાર આપી સૈનિકોને ફરજનું વારંવાર ભાન કરાવવું પડે છે છતાં એ જ સૈનિકો હજારોની સંખ્યામાં કેદ પકડાય છે, જ્યારે હિન્દુ સૈનિકને માટે યુદ્ધ એ જ ધર્મ છે અને યુદ્ધમાંથી હારીને પાછા ફરેલ પતિનું તેની પત્ની મોં સુદ્ધાં પણ નથી જોતી. આ રીતે વર્ણવ્યવસ્થાથી રાજનીતિ વધારે સફળ બને છે.

પણ હિન્દ પર ચડી આવેલા પરદેશી આક્રમણકારોને શિક્ષણ દ્વારા પ્રજામાં ઝેર સિંચવાને તે પ્રજાને પોતાના ધોરણે કેળવવાની હતી. તેને નિર્બળ, કંગાલ, ગુલામ, અશાંત અને આનંદહિન બનાવવાને તેની સામાજિક વ્યવસ્થા પર કાતર ચલાવવાની હતી. પરિણામે તેણે વર્ણવ્યવસ્થાને ઘેલછા ગણાવી તેના સામે જોરશોરથી પ્રચાર આદર્યો. આક્રમણકર્તાઓ હમેશાં એ જ માર્ગને અનુસરતા આવ્યા છે. જે પ્રજાને જીતે તે પ્રજાના પૂર્વજો કેવા મૂર્ખ હતા તેનું તે પ્રજાને તેઓ તરત ભાન કરાવે છે અને પછી પ્રજાને પોતાને ખીલે બાંધે છે. આ પરિવર્તનમાં 'ભદ્રંભદ્ર' જેવાં અનેક પુસ્તકો મદદગાર થયા. પરિણામ એ આવ્યું કે આખી પ્રજા શિક્ષણના નામે અંગ્રેજોના તબૂમાં પ્રવેશવા લાગી. એ તંબૂમાં સ્વૈચ્છિક ગરીબાઈ અને પ્રભુતાનો આદર્શ ધરાવતું બ્રાહ્મણત્વ, અન્યાયી માત્રને વીંધી નાખવાનું સામર્થ્ય ધરાવતું ક્ષત્રિયત્વ, જગતની સંપત્તિને ન્યાયમાર્ગે વરી લાવવાના સક્રિય કોડ સેવતું વૈશ્યત્વ તેમજ હિંદુઓની સ્વતંત્ર ભાવના અને સ્વતન્ત્ર રાજનીતિ પર છીણી મૂકી દેવામાં આવી. પ્રજા કેવળ શૂદ્ર ધોરણ, પર ચાલી ગઈ. ને આજે શૂદ્ર બનવા છતાં, આંખો અને આરોગ્ય ગુમાવવા છતાં, અને વર્ષો સુધી કુટુંબના પૈસાનું પાણી કરવા છતાં શિક્ષણના તંબૂઓમાંથી કેદીની જેમ બહાર આવતી પ્રજાને વ્યવહારનું જ્ઞાન નથી હોતું; હિંદુ સંસ્કૃતિનાં મૂળભૂત તત્ત્વોને સમજવાની શક્તિ નથી હોતી; સમજ્યા વિના એનું પાલન કરવાની શ્રદ્ધા નથી હોતી; અને આટલા ભોગે પણ એને પેટનો ખાડો પૂરવા જેટલું નીતિમય દ્રવ્ય નથી મળતું.

જેમ રાષ્ટ્રિય ઉદ્યોગોની વ્હેંચણી વર્ણવ્યવસ્થા દ્વારા કરવામાં આવી તેમ કૌટુમ્બિક કાર્યોની વ્હેંચણી સ્ત્રી અને પુરુષનાં નૈસર્ગિક લક્ષણોનો વિચાર કરી તેમના વચ્ચે કરવામાં આવી. એની પાછળ કોઇ ધાર્મિક ઘેલછા નથી, પણ ભૌતિક પ્રગતિનો આશય છે. જો જન્મતી પ્રજાને પ્રબળ અને ગુણવાન બનાવવી હોય તો માતપિતામાં પરસ્પર પ્રત્યેનો અતૂટ પ્રેમ અને તાદાત્મ્યભાવ જોઇએ. પ્રજાને ઉછેરવાને માટે સ્ત્રીને સંપૂર્ણ શાંતિ મળવી જોઈએ. અને એકલા દેહપ્રેમથી જ માનવીની ભૂખ નથી ભાગતી. તેનું હૃદય અનેક પ્રકારના પ્રેમની ઝંખના સેવતું હોય છે દેહપ્રેમ, રસપ્રેમ, સમર્પણ પ્રેમ, ઊર્મિલ પ્રેમ, લલિત પ્રેમ, પૂજ્ય પ્રેમ, નિર્મળ પ્રેમ, વાત્સલ્ય પ્રેમ–પ્રેમનાં આ બધાં સ્વરૂપોને સજીવ રાખવાને, રાષ્ટ્રિય શક્તિનો દુર્વ્યય થતો અટકાવવાને અને નિર્બળો, અપંગો કે અનાથોને માટે આશ્રયનું સ્થાન ખુલ્લું રાખવાને કૌટુમ્બિક વ્યવસ્થાઓ ઘડવામાં આવી.

હિંદુ નીતિમાં બ્રાહ્મણનું અને શૂદ્રનું કાર્ય સ્ત્રીને સોંપાયું છે; ક્ષત્રિય અને વૈશ્યનું કામ પુરુષને સોંપાયું છે. લજ્જા, સંતાન, કલા વગેરે સ્ત્રીને ગૃહપ્રધાન બનાવે છે; આક્રમણવૃત્તિ, કરકસર, બળ વગેરે પુરુષને બાહ્ય જગતને યોગ્ય બનાવે છે. એમ કહેવું કે હિંદુ સ્ત્રી આર્થિક દૃષ્ટિએ કંગાલ છે, એ હિન્દુ જાતિની ભયંકર મશ્કરી છે. સ્ત્રીને આર્થિક વિષયમાં પિતા, ભાઈ, પતિ, કે પુત્રનું સદૈવ સંરક્ષણ મળ્યા જ કરે છે; જ્યારે પુરુષોના નેવું ટકા વર્ગને આર્થિક ચિંતા સતત કોરી રહી છે. એમ છતાં જેને એમ લાગે કે સ્ત્રીને અન્યાય થયો છે

તેઓ કાર્યોની વ્હેંચણીમાં ફેરફાર કરી તેનાં પરિણામ નિહાળી શકે છે. પણ જે અંગો એકમેકનાં પૂરક છે તેને અલગ અને સ્વાયત્ત બનાવવાથી રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ જાય.

'પતિ મારો પ્રભુ છે' કે 'પત્ની મારી સહધર્મચારિણી છે' એમ બોલતાં પ્રાચીન સ્ત્રી-પુરુષ કે 'પુરુષે સ્ત્રીને કચરી નાંખી છે' અને 'સ્ત્રી એ દેહભૂખ ભાગવાનું મોહક સાધન છે' એમ બોલતાં વર્તમાન સ્ત્રી—પુરુષ વચ્ચે સ્વતંત્ર સ્વરૂપે તો કશો તફાવત નથી. બંને ભિન્ન ભિન્ન રાજનીતિજ્ઞોનાં રમકડાં છે. પ્રથમ સ્ત્રી—પુરુષ ઋષિજનોએ શીખવેલાં વચન બોલતાં હતાં; આજનાં સ્ત્રી-પુરુષ વિજેતાવર્ગે શીખવેલાં વચનો બોલે છે. પહેલાં સ્ત્રી-પુરુષ રાષ્ટ્રહિતને ખાતર એકમેકની ઉણપો પૂરતાં; આજે પરદેશીઓના હિતને ખાતર એ ઉણપોને જગજાહેર કરી આંતરિક જીવનમાં વિગ્રહ ઊભો કરવામાં આવે છે અને જન્મનાર પ્રજાના ઉત્પાદનક્ષેત્ર અને ઉત્પાદક વચ્ચેના સંઘર્ષણમાંથી પ્રગટેલી આગ આવતી કાલની પ્રજાનું હીર મૂળમાંથી ચૂસી લે છે.

સંયમની પાછળ પણ ભૌતિક ઉન્નતિનો આશય છે. સ્ત્રી—પુરુષ જો સ્વેચ્છાચાર ચલાવે તો નવી પ્રજા વર્ણશંકર નીવડે અને તેના સાચા પિતાની ઓળખ અસંભવિત બની જાય. પરિણામ એ આવે કે સાચી ઓળખના અભાવમાં ભાઈ-બ્હેન, પિતા-પુત્રી કે માતા-પુત્ર જ ભવિષ્યમાં પતિ-પત્ની બની જાય. અને એકલોહીનાં લગ્ન પ્રજાને ઘાતક નીવડે છે તે તો વિજ્ઞાન પણ કબૂલે છે. એવાં લગ્નો અટકાવવાને ખાતર પિતાની સાચી ઓળખ જરૂરી છે અને એ ઓળખ, આરોગ્ય, શાંતિ, અને કાંતિને માટે સંયમ જરૂરી છે. સંયમહિન પ્રજાની પાસે ગમે તેટલા વિપુલ પ્રમાણમાં બાહ્ય સાધનો મૂકવામાં આવે તો પણ તે પ્રજા વર્ણશંકર બનેલી હોઇ ફ્રેન્ચોની જેમ છિન્નભિન્ન થઈ જશે.

જેને ખાતર હિંદુઓને ખૂબ વગોવવામાં આવે છે એ જ્ઞાતિવ્યવસ્થા, સતીપ્રથા અને બહુપત્નીત્વની પાછળ પણ ભૌતિક ઉન્નતિમૂલક અને રાષ્ટ્રીય હિતોને વિચારતી રાજનીતિ રહેલી છે.

રાષ્ટ્રની સરહદ પર રક્ષણ કરનાર સૈન્ય હોવા છતાં જેમ રાષ્ટ્રના આંતરિક વિભાગમાં પણ કિલ્લાઓ બાંધવામાં આવે છે, નગરે નગરે કોટ બાંધવામાં આવે છે અને એવાં નગરોમાં પોળે પોળે પણ દરવાજા મૂકવામાં આવે છે એમ યવનો અને બીજા આક્રમણકર્તાઓ સામે પોતાનું સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય જાળવવાને સમગ્ર હિન્દુ જાતિ એક છતાં તેણે છેવટ સુધી લડવાનો નિર્ણય કરી સંસ્કૃતિનાં ચાર તત્ત્વો—લોહીનો સંબંધ, ભોજન, સામાજિક નિયમન અને પોશાકમાં તેણે કિલ્લેબંધીને અતૂટ રાખવાને તેની અંદરોઅંદર પણ વ્યવસ્થા કરી લીધી. ૮૦૦ વર્ષ સુધીના ભયાનક આક્રમણ સામે હજી સુધી હિન્દુ પ્રજાનો મોટો ભાગ સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય જાળવી રહ્યો છે તે તેની ઝીણવટભરી સાંસ્કારિક કિલ્લેબંધીને આભારી છે. નહિતર તે જગતની બીજી રંગીન પ્રજાઓની જેમ સો સો વર્ષના ગાળામાં જ નષ્ટ થઈ ગઈ હોત.

ભારતમાં સતીપ્રથા કાળજૂની છે. સીસેરો સમા રોમન રાજનીતિજ્ઞે પણ એનું મહત્ત્વ સ્વીકાર્યું છે. પતિના મરણ પછી યુવાન સ્ત્રીએ જીવન સમાપ્ત કરવું કે નવું લગ્ન કરવું એમાંથી એકેનેજ પસંદગી આપવાની હોઈ શકે. વિધવાવ્રત તો કદાચ વૃદ્ધા પાળી શકે. યુવાન સ્ત્રી પણ વિધવાવ્રત પાળી શકે છે એમ તો વિવાજરો કે જેમનાં લોહી મરી કે ઠરી ગયાં હોય એવાં માણસો જ કહી શકે.

હિંદુ સંસ્કૃતિ પુનર્જન્મમાં માનનારી અને બલિદાન-પ્રધાન છે. તે વ્યક્તિગત હિતને ખાતર સામાજિક કે રાષ્ટ્રિય હિતને કે પ્રજાની જીવનશુદ્ધિના ધોરણને જરા પણ નુકસાન પહોંચાડવાને તૈયાર નથી. સંરક્ષણ અને બાહ્ય શુદ્ધિ પર આક્રમણનો સંભવ જણાતાં તે

જેમ પુરુષ પાસે લોહી માગે છે તેમ સંસ્કાર અને અંતરંગ સંરક્ષણમાં ક્ષતિનો સંભવ જણાતાં સ્ત્રી પાસે લોહી માગે છે. સ્ત્રીના પુનર્લગ્નમાંથી એવી કેટલીક ક્ષતિઓ પરિણમે તે તો સહુ કોઈ સમજી શકે છે અને પરિણામે જ હિંદુ જાતિએ સતીપ્રથા સ્વીકારી. સંસ્કૃતિ જ્યારે ભ્રષ્ટ થઇ ચૂકી હોય, ત્યારે એ પ્રથા ભલે બિનજરૂરી બને પણ તેનો અર્થ એ પ્રથાનું મૂળતત્ત્વ જ જંગલી છે એમ ન હોઈ શકે.

બહુપત્નીત્વ એ સાહસપ્રેમી, પત્નીવ્રતધારી અને સ્વતંત્ર યુગની પ્રથા છે. સ્વચ્છંદી અને ગુલામ યુગમાં તેની જરૂર ન હોઈ શકે તેમ તે યુગ તેની કિંમત આંકી પણ ન શકે. સાહસપ્રધાન અને યુદ્ધપ્રેમી પ્રજામાં પુરુષસંખ્યા હમેશાં વધારે રહે છે. તે પ્રજામાં સંખ્યાબંધ પુરુષો એવા પણ હોય છે જેઓ એક સ્ત્રીથી ન સંતોષાતા હોય. એવા પુરુષો પાસે જો શક્તિ અને સમૃદ્ધિ હોય અને તેમની પ્રથમ પત્નીઓ અનુમતી આપી શકતી હોય તો તેવા પુરુષોને વિશેષ પત્નીઓની જવાબદારી ઉઠાવવા દેવી અને એ રીતે વધેલી સ્ત્રી સંખ્યાનો ઉકેલ આણવો તથા તેવી સ્ત્રીઓથી જન્મનાર ભાવિ પ્રજાને શક્તિશાળી પિતૃત્વ અને આર્થિક સંરક્ષણનું ક્ષેત્ર બક્ષવું એ રાષ્ટ્રિય હિતમાંજ પરિણમે. જેમ જેમ આ પ્રથાનો ગેરલાભ લેવાતો ગયો તેમ તેમ તે પ્રથા ભ્રષ્ટ બની. પણ તેની પાછળનો આશય ભ્રષ્ટતાભર્યો નહોતો. પુરુષના ધ્યાનને જ્યારે તેની પોતાની જ પત્નીમાં કેન્દ્રિત બનાવવું હોય ત્યારે એક સ્ત્રીથી ન સંતોષાતો પુરુષવર્ગ અને સ્ત્રીઓની વધેલી સંખ્યા એ બંનેનો સંયુક્ત ઉકેલ બહુપત્નીત્વમાં જ હોઈ શકે.

ગૃહસ્થને પુત્ર હોવો જ જોઈએ એવી ધર્મનીતિના અભાવમાં હિંદુઓની સંખ્યા આજે બાવીશ કરોડને બદલે બાવીશ લાખની પણ ન હોત.

આ રીતે હિંદુ સંસ્કૃતિના દરેક સ્વરૂપની પાછળ પ્રજાની ભૌતિક પ્રગતિ અને આત્મ-શાંતિને વાછતી ભવ્ય રાજનીતિ રહેલી છે. તે નીતિને વધારે સફળ બનાવવાને તેને ધર્મ-નીતિનું નામ અપાયું એટલે તેને ધાર્મિક ઘેલછા માની લેવી તે વ્યાજબી નથી.

જગતની કોઈ પણ રાજનીતિ પોતાની પ્રજાના વિકાસથી ભિન્ન અર્થમાં ધર્મ, ઈશ્વર સંસ્કાર કે સંસ્કૃતિનો સ્વીકાર કરતી જ નથી. કેટલીક વખતે તે તેમ કરતી દેખાય છે પરંતુ તેની પાછળનો ઉદ્દેશ ગુપ્ત રહેવાથી પ્રજાઓ તે સમજી શકતી નથી.

ગોરી રાજનીતિ આજે રંગીન પ્રજાઓમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરે છે, એનો અર્થ એ નથી કે તે રાજનીતિને ઈશુખ્રિસ્ત કે ખ્રિસ્તી ધર્મની પડી છે ગોરી પ્રજાના જીવનમાંથી તો ઇશુખ્રિસ્તને દેશવટો જ દેવાયો છે અને તેમના દેશમાં ઇશુખ્રિસ્ત નવેસરથી જન્મે તે શાંતિ કે યુદ્ધવિરોધનો ઉપદેશ આપવા જાય તો આજે પણ તેઓ તેને ઊંડા ભોંયરામાં જ પુરી દે; અથવા તો તેને રંગીન પ્રજાઓમાં શાંતિનો પ્રચાર કરવાને મોકલાવી આપે. તેમનો આશય તો રંગીન પ્રજાઓને સદાનો ગુલામ રાખવાને તેમને શાંત, નિઃશસ્ત્ર, નિઃક્ષત્રિય, પ્રતિકારબળહિન અને કહ્યાગરી બનાવવાનો છે. તેમાં ઈશુખ્રિસ્ત, ખ્રિસ્તી ધર્મ કે જે કોઈ વ્યક્તિ કે સંસ્કૃતિ મદદગાર બનવા તૈયાર હોય તેમને તેઓ ધર્મ, નીતિ અને માનવતાના નામે આડકતરો ટેકો પ્રતિદિન આપ્યા જ કરવાના.

એ વર્ષ પર હિંદમાં સ્થપાયલાં હિંદી પ્રધાનમંડળોએ દારૂબંધીની નીતિ હાથ ધરી. ગોરી રાજનીતિએ તેને ધર્મ અને નીતિના નામે મદદાર આપ્યો. પણ તેની પાછળ તેનો આશય તો પોતાની પ્રજાની આર્થિક ખીલવણીનો હતો. અને એક વર્ષના અંતે દારૂબંધીને તોડી પાડીને, દેશી દારૂનો ઉદ્યોગ ખલાસ કરીને, પરદેશી દારૂનું બજાર ખોલીને અને દારૂબંધીના નામે મુકાયલ કરવેરા કાયમ રાખીને તેણે એ ઉદ્દેશ સિદ્ધ પણ કર્યો છે.

# છૂટાં ફૂલ

પોતાની કૃતિઓની નામાંકિત પુરુષો પાસે પ્રસ્તાવના લખાવવી અને નામાંકિત પુરુષોએ ઊગતા લેખકોની કૃતિઓને એવી પ્રસ્તાવનાઓ લખી આપવી એ પ્રવૃત્તિ ગુજરાતમાં વધી ગયેલી માનવામાં આવે છે. ને શ્રી. રમણલાલ વ. દેસાઈ, શ્રી. રામનારાયણ પાઠક, કાકા કાલેલકર વગેરે સામે તેઓ વિશેષ પ્રમાણમાં પ્રસ્તાવનાઓ લખતા હોવાની ફરિયાદ પણ કરવામાં આવે છે.

પણ પ્રસ્તાવના એ ઘણી પ્રાચીન પ્રથા છે. ચીનની સામ્રાજ્ઞી વુસેટીને (ઈ. સ. ૬૮૨થી ૭૦૪) દિવાકરે કરેલા 'લલિતવિસ્તરા'ના ભાષાંતરની પ્રસ્તાવના લખી અને પછી તો પ્રસ્તાવનાઓની પરંપરા ચાલી. તેની બીજી ખાસ નોંધપાત્ર પ્રસ્તાવના શિક્ષાનંદ કૃત 'લંકાવતાર'ના ભાષાન્તર પરની હતી.

× × ×

'Indian Review'ના માર્ચના અંકમાં શ્રી જતીન્દ્રમોહન દત્તનો 'Manipulation of Census' નામે એક લેખ પ્રગટ થયો છે. તેમાં લેખકે વસતી-ગણત્રી એ એક રાજરમત છે અને તેમાં બનાવટ જ થાય છે એમ દર્શાવવા પ્રયાસ કર્યો છે. તે લેખમાં આંકડાઓ કેટલી હદે સાચા ગણાય તે સંબંધમાં લેખકે કેટલાક દાખલાઓ રજૂ કર્યા છે. ૧૯૨૧માં બંગાળમાં ૨૦ થી ૨૫ વર્ષની વય વચ્ચેના મુસ્લીમ યુવાનોની વસતી ૯૬૭૦૦૦૦ની હતી. ૧૯૨૧થી ૧૯૩૧ વચ્ચે બંગાળમાં બહારથી મુસ્લીમોની ખાસ આયાત થઈ નથી. છતાં ૧૯૩૧ માં ૩૦ થી ૩૫ વર્ષની વયના મુસ્લીમોની વસ્તી ૧૧૪૭૦૦૦૦ બતાવવામાં આવે છે. આ રીતે દશ વર્ષના ગાળામાં એક પણ મુસ્લીમ યુવાનને મરેલો ન ગણીએ તો પણ તેમાં ૧૮૦૦૦૦ નો વધારો થઈ જાય છે.

× × ×

જગતમાં સૌથી પ્રથમ છપાવાનું માન બૌદ્ધ ધર્મગ્રન્થ 'ત્રિપિટક'ને ફાળે જાય છે. તે ઈ. સ. ૯૭૨માં છપાયેલો. તેનું છાપકામ કાષ્ટ-છાપના સ્વરૂપમાં થયેલું. ૧૩૦૦૦૦ લાકડાના કકડાઓ ઉપર આખા ગ્રન્થને કોતરી તે પછી તેને છાપવામાં આવેલો.

× × ×

'Reader's Digest' નામે અમેરિકન માસિકની ૪૧૦૦૦૦૦ નકલો નીકળે છે.

× × ×

કેટલીક કન્યાઓ જન્મથી જ ભાગ્યશાળી હોય છે. માર્સેલ્સના એક વેપારીની પુત્રી ડસેરીનું સગપણ પ્રથમ જોસેફ વેરે થયેલું, તે તૂટીને નેપોલિયન વેરે થયું, તે તૂટીને ડુરોટ વેરે થયું, તે તૂટીને જુનોટ વેરે થયું, તે તૂટીને મારમોન્ટ વેરે થયું અને છેવટે તે બર્નાડોટ વેરે પરણી. ડસેરી સાથે સગપણના પ્રસંગે આ બધા સાધારણ સૈનિકો હતા. પણ એક વખતે તેની સાથે જોડાયા પછી બધાનાં જ ભાગ્ય ફરી ગયાં: જોસેફ નેપલ્સ ને સ્પેનનો રાજા બન્યો; નેપોલિયન ફ્રાંસનો સમ્રાટ બન્યો; ડુરોટ, જુનોટ ને મારમોન્ટ ડયુક બન્યા, ને બર્નાડોટ સ્વીડનનો રાજા અને ફ્રાંસનો સેનાધિપતિ બન્યો.

# નવાં ચિત્રો

કલાપ્રેમી

| પ્રભાત | ન્યુથિયેટર્સ | બોમ્બેટોકીઝ | નેશનલ | નવયુગ |
|---|---|---|---|---|
| પડોશી | નર્તકી | પુનર્મિલન | રાધિકા | લગ્ન પહેલાં ને પછી |

'કલાને શિક્ષણ આપવાનો હક્ક છે, પણ તે નયન નચવતી કે ફૂલ વેરતી પ્રિયતમા તરીકે, દિવેલનું પાન કરી આવેલા કે હબસીનિવાની મુલાકાતે જઈ આવેલા શિક્ષક તરીકે નહિ'

કલાની ઉપરોક્ત વ્યાખ્યાને જો માન્ય રાખીએ તો ૧૯૪૦ સુધી હિંદી ફીલ્મક્ષેત્રમા પોતાનું સર્વશ્રેષ્ઠ સ્થાન જાળવી રાખનાર 'પ્રભાત' 'પડોશી'મા સહેજ મંદ બને છે

'પડોશી'ની પાછળ ઉદ્દેશ હિંદુ–મુસ્લીમ ઐક્યનુ દર્શન કરાવવાનો છે પણ અમુક ઉદ્દેશ હોવાના કારણે દિગ્દર્શકને ચિત્રમાથી રસ કે આકર્ષણના તત્ત્વોને કમી કરવાનો અધિકાર નથી મળતો રસોમા શિરોમણિ એવા અદ્‌ભુત, હાસ્ય, વીર કે ભક્તિરસની આ ચિત્રમાં ઉણપ છે અને શૃંગાર પણ કંઇક શિથિલ છે એમ સહેજે કહી શકાય નરી વાસ્તવિકતા એ કલા કહેવાઇ શકતી હશે પણ તે મનરંજક નીવડી ન શકે કલાને જો વાસ્તવિકતા ગમતી હોય તો તેણે વિષય કે ક્ષેત્ર અદ્‌ભુત પસંદ કરવાં જોઇએ ને શુષ્ક વિષય કે ક્ષેત્ર પસંદ કરવા હોય તો પછી તેમા અદ્‌ભુતતા ઉમેરવી જોઇએ 'બોમ્બે ટોકીઝ'ની 'દુર્ગા'ની જેમ 'પ્રભાત'ના 'પડોશી'મા પણ એ સત્ય વીસરી જવાયુ લાગે છે

આપણે ત્યા અત્યાર અગાઉ સખ્યાબધ પ્રચારચિત્રો પણ રજૂ થયા છે 'હંસ'નું 'બ્રાન્ડી ની બોટલ,' 'બોમ્બે ટોકીઝ'નુ 'અછૂત કન્યા,' 'ન્યુથિયેટર્સ'નુ 'દુશ્મન' વગેરે પણ તેમા પ્રચાર કે વાસ્તવિકતાને ખાતર રસક્ષતિ નથી પોષાણી 'પ્રભાત'ના જ 'દુનિયા ન માને' કે 'આદમી'ની પાછળ પણ ઉદ્દેશ હતો પણ તે બને ચિત્રો રસથી છલકાતા ને સર્વાંગસુંદર હતા, અને 'પ્રભાત' તેમજ શાન્તારામને માટે કીર્તિવર્ધક હતા પણ તે બને સામાજિક ચિત્રોના તેમજ વીરરચિત અમર કૃતિ 'અમર જ્યોતિ'ના દિગ્દર્શક શ્રી શાન્તારામ અને તે ચિત્રો ઉપરાત 'તુકારામ' અને 'જ્ઞાનેશ્વર' જેવા સપૂર્ણ ચિત્રો આપનાર 'પ્રભાત' 'પડોશી'મા, દિગ્દર્શન ગણતરીએ પ્રગતિ સાધવા છતા, રસગણતરીએ પહેલા જેવો આનદ નથી ખીલવી શકતા

જેમ 'અછૂત'ની પાછળ પ્રજાને પ્રિય વિષય રહેલો હતો એટલે પ્રજાએ તે ચિત્ર વધાવી લીધું તેમ 'પડોશી'ની પાછળ પણ એવો વિષય હોઇને, આ ચિત્ર સફળ અને પ્રજાપ્રિય નીવડશે, પણ તે સફળતા 'પ્રભાત' સામેની રસક્ષતિની ફરિયાદને નહિ ઢાંકી શકે.

'પ્રભાત'ને અને શાન્તારામને ન્યાય આપવાને ખાતર એટલુ કહેવુ જોઈએ કે 'પડોશી'માની રસક્ષતિ મોટે ભાગે તો વાર્તાસ્વરૂપને આભારી છે આ વાર્તા પર રચાયલા ચિત્રે બીજી કપનીને દબાવી દીધી હોત, જ્યારે 'પ્રભાત' અને શાન્તારામ તેને સજીવતા બક્ષી શકેલ છે પણ સાહિત્યમા જેમ ઋતુસહારે બીજા કર્તાને મહાકવિની પદવી અપાવી હોત પણ 'મેઘદૂત'ના કર્તાને માટે તે વિશેષ કીર્તિપ્રદ નથી તેમ આકર્ષક દશ્યો અને પાત્રોના

સુઘટિત વર્તાવને લીધે 'પડોશી' બીજી કંપનીને માટે કીર્તિદાયક નીવડત પણ 'અમર જ્યોતિ', 'દુનિયા ન માને' કે 'આદમી' આપનારને માટે તે તેવું નીવડવાનો સંભવ ઘણો ઓછો છે.

'નર્તકી' ચિત્ર પૂરતો લોકાદર નથી પામ્યું. દિગ્દર્શક દેવકી બોઝનું ભાવનાબળ સમજવામાં પ્રજાનો બહોળો વર્ગ મોટે ભાગે નિષ્ફળ જ જાય છે. 'સપેરા' સમા સજીવ ચિત્રને વખોડનાર કે 'વિદ્યાપતિ' સમી રસકૃતિને દમ વિનાની કહેનારાઓ મળી આવે છે. એજ રીતે 'નર્તકી' સંબંધમાં પણ ભિન્ન ભિન્ન મતો સેવાય છે. એ સાચું છે કે 'નર્તકી'માં આકર્ષણનું બધું તત્ત્વ એક જ વ્યક્તિમાં કેન્દ્રિત કરવામાં આવ્યું છે, સૂક્ષ્મ કટાક્ષો કરનાર જગદીશ શેઠ્ઠી તરીકે બંધબેસતો નથી નીવડતો, હાસ્યરસ જન્માવવાને કૃત્રિમતાનો આશ્રય સેવાયો છે અને એ ચિત્રમાંથી લીલા દેસાઇને જો બાદ કરીએ તો તેમાં કશું જ નથી રહેતું છતાં પણ ચિત્રમાં અંત સુધી જળવાતું ભાવનાનું ઓજસ્વી બળ અને લીલા દેસાઇનું મદભર્યું વ્યક્તિત્વ તેને એક કલાકૃતિ તરીકે સજીવ બનાવે છે. 'પુરણ ભક્ત' કે 'વિદ્યાપતિ'ની જોડમાં ન મૂકીએ તો પણ દેવકી બોઝની કીર્તિને તે જાળવી રાખે છે તેમ કહેવામાં જરીકે વાંધો નથી.

'પુનર્મિલન'માં તેની પૂર્વેના 'બંધન' ચિત્ર સમો સુસંગત મધ્યસ્થ ભાવ નથી તેમજ પછીના [હમણાં જ પડદા પર આવેલા] 'નયા સંસાર' સમું ભવ્ય અને રસભર્યું વાસ્તવદર્શન નથી. દારૂડિયા પિતાએ કરેલા ખૂનનો આરોપ પોતાના પર ઓઢી લઇને ભાગી નીકળતો પુત્ર એક નાચનારી ભિખારણના સંસર્ગમાં આવે છે અને તે ભિખારણ દ્વારા તે પોતાની બહેન સાથે પુનર્મિલન પામે છે તેમજ ન્યાયાધિકારી સમક્ષ તેના પિતાએ કરી દીધેલી અંતિમ કબૂલાતથી તે બચી જાય છે એ કથાનો સાર. પરંતુ આ વાર્તા સ્વાભાવિકતાને બદલે અમુક સુંદર દશ્યો, પ્રસંગો, સંગીત, નૃત્ય અને પાત્રોને સંકલિત કરવાને ઘડી કાઢવામાં આવી હોય એવી અસર નીપજાવે છે. પ્રસંગો, સંગીત, નૃત્ય વગેરે સુંદર છે પણ વાર્તાનો વિકાસક્રમ મનહર કે સપ્રાણ નથી.

'નેશનલ'નું 'રાધિકા' ચિત્ર એક સજીવ કૃતિ છે, 'ઔરત' સમું સર્વાંગસુંદર ચિત્ર આપ્યા પછી 'સંસ્કાર' અને 'પૂજા'માં નેશનલ ધીમે ધીમે નીચે નમી રહ્યું હતું પણ 'રાધિકા'એ તેને બચાવી લીધેલ છે. 'રાધિકા'નું કલાદર્શન પૂરતું ઓજસ્વી નથી તેમજ રસોત્પાદક બળ કંઇક શિથિલ છે પણ તેની પાછળ દેવદાસીના સ્વરૂપને સમજાવવાનો ઉદ્દેશ અને એ ઉદ્દેશની સાથે જોડાયલ કલા, નૃત્ય, ભાવદર્શન અને વાર્તાનો વિકાસક્રમ ચિત્રને જીવન્ત બનાવે છે.

'નવયુગ'નું 'લગ્ન પહેલાં ઔર બાદ' એ મોહક રસકૃતિ છે. એનાં એકએક પાત્રના મુખ પર હાસ્ય છે અને એ હાસ્યની પાછળ આશય હોવા છતાં તે હાસ્યને ક્ષતિ નથી પહોંચાડતો. એમાં અતિશયતા છે પણ હાસ્યરસનો વિકાસ જ અતિશયતાને આમંત્રે છે, એટલે એ અતિશયતા દોષરૂપ નથી જણાતી. આ ચિત્રમાં કન્યાવિક્રયના વિષયમાં એક કાઠિયાવાડી પિતાપુત્રી રજૂ થવાથી ગુજરાત-કાઠિયાવાડની પ્રજાએ તે પ્રત્યે અણગમો દર્શાવ્યો છે પણ તે અણગમો ચિત્ર તૈયાર કરનાર મહારાષ્ટ્રીઓ છે એના આધારે જ જન્મ્યો જણાય છે. નહિતર પિતા-પુત્રીનું કાઠિયાવાડી સ્વરૂપ જ હાસ્યની ખીલવણીમાં મદદગાર થાય છે તે પ્રત્યે અને પુત્રવધૂને પૈસા મેળવવાનું સાધન માનનાર અને સ્ત્રીને લાલસા સંતોષવાનું રમકડું સમજનાર પાત્રો મહારાષ્ટ્રીય છે તે પ્રત્યે પણ પ્રજાનું ધ્યાન ખેંચાયું હોત.




**કલા-સાહિત્ય**—બનારસ વિદ્યાપીઠમાં હિંદુ સંસ્કારિતા ને સંસ્કૃતિના નવા ખોલાયેલ વિભાગનું અધ્યક્ષપદ લેવાને સર રાધાકૃષ્ણ કલકત્તા વિદ્યાપીઠમાંથી રાજીનામું આપે છે. ફીલાડેલ્ફીયાના ફ્રેન્કલીન ઇન્સ્ટીટ્યુટે ચાલુ વર્ષનો ફ્રેન્કલીન ચન્દ્રક સર સી. વી. રમણને આપવાનું ઠેરવ્યું છે. ચાલુ મહિનામાં કલકત્તા વિદ્યાપીઠ કવિવર ટાગોરની એંશીમી જયંતી ઉજવશે. શાંતિનિકેતને માણેલો ગુર્જર કવિ મેઘાણીનો લોકસાહિત્ય-રસોત્સવ. મુંબઈ વિદ્યાપીઠના વાઈસ ચાન્સેલર તરીકે શ્રી મસાણીની પુનઃ વરણી. મુંબઈમાં આંતરરાષ્ટ્રિય સાંસ્કૃતિક પરિષદ, દિલ્હીમાં વ્યાપારી પરિષદ, કલોલમાં વડોદરારાજ્ય માધ્યમિક શિક્ષક પરિષદ, અને કાંગડામાં પ્રાન્તિક વૈદ્ય પરિષદ ભરાઈ ચૂકી અને હવે પછી વડોદરારાજ્ય વિદ્યાર્થી પરિષદ, મુંબઈમાં સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ, નાગપુરમાં હિંદુ મહાસભા, દિલ્હીમાં અખિલ હિંદ યુનાની વૈદક તબીબી પરિષદ વ. ભરાશે: [હિંદી પ્રજાના બધા કર્તવ્યો વાતો સાથે જ સંકળાયેલ છે.] રણોલી (વડોદરા રાજ્ય)માં એકી સાથે શ્રીમંત પ્રતાપસિંહરાવ અને ના. દીવાનની પ્રતિમાની અનાવરણવિધિ અને અંગ્રેજી શાળા અને વોટર-વર્કસની ઉદ્ઘાટન-ક્રિયા. પેટલાદ તાલુકાના પીજ ગામે ખોદકામમાં મળી આવેલી કલામય પ્રાચીન જૈન મૂર્તિઓ. મ્હૈસુર રાજ્યમાંથી ખોદકામમાં મળી આવેલા બે હજાર વર્ષ જૂના અવશેષો. આવતા વર્ષની મેટ્રિકની પરીક્ષા માર્ચ મહિનામાં લેવાશે. અફઘાનીસ્તાનમાં રાષ્ટ્રભાષા તરીકે પુશ્તુને પસંદગી અપાય છે. મુંબઈમાં 'સરદાર પૃથ્વીસિંહના પ્રયાસથી અખિલ હિંદ વ્યાયામ પ્રસારક સભાની સ્થાપના. શ્રી વાલચંદ હીરાચંદના પ્રયાસથી મ્હૈસુરમાં ખૂલનારૂં મોટરનું કારખાનું. હિંદની ભાષાઓના જાણીતા અભ્યાસી સર જ્યોર્જ ગ્રિયર્સન અને ગુજરાતના યુવાન કવિ વિઠ્ઠલરાય આવસત્થીના અવસાન

**દેશ**—મુંબઈમાં બિનપક્ષી નેતાઓની પરિષદ: તેમાં સર સપ્રુ સત્યાગ્રહ અને સરકારની નીતિ-બન્ને પ્રત્યે નાપસંદગી દર્શાવી માનભર્યો ઉકેલ માગે છે, અને અખિલ પરિષદ સરકાર પાસે સાંસ્થાનિક સ્વરાજ્યની જાહેરાત માગે છે. [સારૂં છે કે અંગ્રેજ સરકાર હજી માગનારાઓ પ્રત્યે શક્તિશાળી શ્રીમન્તો જેવો વર્તાવ રાખે છે તેવો વર્તાવ રાખવાને નથી ટેવાણી.] હિંદભરમાં ઠેર ઠેર વધતો સત્યાગ્રહનો જુવાળ અને ધરપકડો; હવે પછી સત્યાગ્રહ વધારે વિસ્તૃત સ્વરૂપમાં પ્રવેશશે. રાષ્ટ્રિય સપ્તાહે દેશભરમાં આણેલું ચેતન. મુંબઈ પ્રાંતના નવા અંદાજપત્રકમાં નફો અને મિલકત-વેરામાં ઘટાડો: [આંકડાની જાળ હમેશા ચમત્કારિક જ હોય છે.] સગોત્ર લગ્નની છૂટ આપતું શ્રી દેશમુખનું બિલ અભિપ્રાયાર્થે બહાર મુકાયું છે: [હિંદી ધારાસભામાં જેટલું રજૂ ન થાય એટલું ઓછું.] ના. વાઈસરોય સર સપ્રુને મુલાકાતે બોલાવે છે. સિંધના પ્રધાનો ને પ્રમુખના પગારો વધારાય છે: [સેવાધર્મ હમેશાં ગહન હોય છે.] આવકવેરામાં ગોટાળા અંગે મુંબઈના એક શ્રીમંત ગોવિંદરાય સેકસરિયા સામે સરકારે દાખવેલી લાલ આંખ. માંદગીના કારણે શ્રી કનૈયાલાલ મુનશીને અને તેમની સેવા

માટે શ્રીમતી લીલાવતી મુનશીને મળેલી જેલમુક્તિ. સીલોન હિંદીઓ સામે પ્રતિબંધનો કાયદો ઘડે છે, બ્રહ્મદેશ પોતાનો નવો ધ્વજ ફરકાવે છે: [એ બંને એ ભૂલી જાય કે તેઓ એક વખતે ભારતવર્ષનાં અંગ હતાં. તેમાં જ ગોરી રાજનીતિની સફળતા સમાયલી છે.] મી. ઝીણાને પાકીસ્તાન જોઈએ છે, તેમ ડૉ. આંબેડકરને દલીતસ્થાન જોઈએ છે: [પ્રાન્તોને છૂટા પાડીને ધીમે ધીમે 'સ્થાન' બનાવાય. કોમોની 'સ્તાન'ની માગણીને ઉત્તેજાય–ને ત્યારે જ હિંદ મૃત્યુ પામે.] નાથદ્વારનો ખજાનો ખોલવાની ઉદેપુર રાજ્યની તમન્ના અને બળપૂર્વક એ તમન્નાને અમલમાં મૂકવામાં આવે છે. આણંદ નજીક એક મુસલીમે ટ્રેઈનમાં મુસાફરી કરતાં બ્રાહ્મણ દંપતીના ત્રણ વર્ષનાં પુત્રને ઉપાડીને ટ્રેઈનની બહાર ફેંકી દીધો. બંગાળમાં ઠેર ઠેર કોમી હુલ્લડો. ઢાકામાં આગ અને ખૂનરેજી. હિંદુઓ પર જુલમ. લાહોરમાં હિંદુ સરઘસ પર મુસલીમોનો હલ્લો. અમદાવાદમાં એક મુસલીમ ગુંડા ટોળીએ એક શિખ પર ગુજારેલો કેર. અમદાવાદના સ્ટેશનમાં અને રાજકોટનાં થિયેટરમાં લાગેલી આગ.

પરદેશ—જાપાનનો પરદેશમંત્રી મોસ્કો, બર્લિન ને રોમની મુલાકાત લઈ સ્વદેશ પાછો ફરે છે. અમેરિકાએ બ્રિટનને આપવા માંડેલી સક્રિય મદદ. એ મદદને ઇંગ્લાંડ પહોંચતી અટકાવવા જર્મનીએ આટલાંટિક મહાસાગરમાં આદરેલું ભયંકર સાગરયુદ્ધ. લોર્ડ હેલીફાક્સ અમેરિકામાં એક ભાષણમાં સમૃદ્ધિની ન્યાયભરી વહેંચણીનો આદર્શ સમજાવે છે: [વચન-યુગમાં બધું વચનથી જ ચાલે છે.] બ્રિટનને મદદ કરવાને અમેરિકા સાત અબજ ડોલર મંજૂર કરે છે. બ્રિટને અમેરિકાને ૨૦૭ અબજ ડોલરના શસ્ત્ર-સરંજામની વરદી આપી છે. બ્રિટન યુદ્ધની પાછળ પ્રતિદિન દોઢ અબજ પૌંડ ખર્ચે છે. અમેરિકન કારખાનાંઓમાં પ્રસરેલો હડતાળનો પવન. દક્ષિણ અમેરિકામાં ધરી રાજ્યોએ પાથરેલી જાળ. અમેરિકાએ ધરી રાજ્યો સામે કડક પગલાં લઈ અમેરિકન બંદરોમાંનાં તેમનાં વહાણો કબજે લીધાં છે. જાપાન બ્રિટિશ વહાણોમાંનો માલ કબજે કરે છે. ફ્રેન્ચોએ બ્રિટિશ વહાણો પર ગલાવેલો તોપમારો. આયર્લૅન્ડમાં ખાધાખોરાકની તંગી. સ્પેનમાં ૪૦૦૦૦ રાજદ્વારી કેદીઓનો છૂટકારો. જીતેલા મુલકો પાસેથી જર્મની વાર્ષિક ૧૧૫ કરોડ પાઉંડ પડાવે છે. ફ્રાંસની બેંકનું એક અબજનું સોનું વેસ્ટ ઇંડીઝના માર્ટીનીક ટાપુમાં જળવાવાને પહોંચી ગયું છે. ફ્રાંસમાં સાઠ વરસ ઉપરાંતના દરેક વૃદ્ધને સરકાર વાજબી પેન્શન આપશે. આફ્રિકામાં બ્રિટિશ સૈન્યને મળેલો ઉપરાઉપરી વિજય. એબીસીનીઆમાં બ્રિટિશ સૈન્યનો પ્રવેશ. જર્મન-ઇટાલિયન સૈન્યના સંયુક્ત આક્રમણથી બેન ગાઝી બ્રિટિશ સૈન્યને ખાલી કરવું પડે છે. તૂર્કીમાં, બલ્ગેરિયાના માંહે બ્રિટિશ એલચીના નિવાસસ્થાને અને કેટલીક અમેરિકન ટપાલોમાં બોંબના ધડાકા: [યુરોપ-અમેરિકાએ બોંબનો ઇજારો રાખ્યો છે.] યુગોસ્લેવિયા ત્રિપક્ષી કરારમાં ઝંપલાવી ધરી રાજ્યોનું રક્ષિત બને છે; પણ આંતરિક બળવો ફાટી નીકળે છે ને નવો રાજા પ્રીન્સ પીટર ધરી-ગુલામીને ફગાવી દે છે. પરિણામે જર્મની યુગોસ્લેવિયા અને ગ્રીસ પર આક્રમણ કરે છે. રશિયા પ્રથમ તૂર્કી સાથે અને પછી યુગોસ્લેવિયા સાથે બિન-આક્રમણના કરાર કરે છે. મી. ચર્ચીલ યુગોસ્લેવિયાની સ્વતંત્રતાના બચાવને ટેકો આપે છે: [એનો અર્થ એ નથી કે દરેક સ્થળે એવો ટેકો આપી શકાય.] હંગરીના વડા પ્રધાને કરેલો આપઘાત: [યુરોપને માટે શાંતિનો અને મુક્તિનો એ એક જ માર્ગ છે.] જર્મની અને ઇંગ્લાંડ પરસ્પર પર ભયાનક રીતે બોંબ વરસાવે છે.

# સુવાસ



વર્ષ ૩ : અંક ૧૦
સળંગ અંક : ૩૪

માર્ચ : ૧૯૪૧

સ્થાપક
ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

તંત્રી
ચીમનલાલ અમુલખ સંઘવી

# અનુક્રમણિકા

પુ. ૩ | માર્ચ: ૧૯૪૨ | અંક ૧૦



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં. ૩ | રોકડ ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ „ | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ „ | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૫-૩-૪૨

સુવાસ કાર્યાલય,
રાવપુરા; વડોદરા

# નિયમો–યોજના

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પાંચમી તારીખે પ્રગટ થાય છે. [ ગતાંકની જેમ આ અંક પણ, અનિવાર્ય મુશ્કેલીઓમાં, એક અઠવાડિયું મોડો થયો છે. ]

ગમે તે મહિનાથી 'સુવાસ'નાં ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'નો ઉદ્દેશ પ્રજાની સાર્વત્રિક ઉન્નતિમાં દરેક રીતે મદદકર્તા બનવાનો છે. તે ઉદ્દેશને અનુકૂળ થઈ પડે એવા વિવિધ પ્રકારના લેખોને તેમા સ્થાન અપાશે. અભ્યાસપૂર્ણતી સાથેસાથ જોડણીશુદ્ધ, સરળ, મૌલિક ને રસિક લેખોને પ્રથમ પસંદગી મળશે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાચ નકલ ને 'સુવાસ'ના ચાલુ અંક મોકલાય છે.

કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓને 'સુવાસ' ખૂબ જ રુચ્યું છે. પણ આર્થિક અગવડતાના કારણે તેઓ ઘણા જ ઓછા લવાજમે તેની માગણી કરે છે. આ માગણીને પહોચી વળવું અમારે માટે મુશ્કેલ હોય છે. આ બાબત શ્રીમત સાહિત્ય–પ્રેમીઓએ વિચારવા જેવી છે. તેવા સજ્જનો એ પ્રકારના જેટલા ગ્રાહકોને માટે ગ્રાહક દીઠ એકેક રૂપિયો આપવાને તૈયાર થશે, એટલા ગ્રાહકો પાસેથી અમે પણ લવાજમમાં એકેક રૂપિયો ઓછો લઈશું. પરિણામે એવા સેંકડો ઉત્સુક ગ્રાહકોને સવા રૂપિયામાં 'સુવાસ' મળી રહેશે.

'સુવાસ'ના પ્રચારમાં મદદ કરી શકે તેવા સાહિત્યપ્રેમી મિત્રોમાથી જેઓ એક ગ્રાહક મેળવી આપે તેમને સુંદર–સુશોભિત પોકેટ–ડાયરી, બે ગ્રાહક મેળવી આપે તેમને 'આંખ અને ચશ્મા' ( કાચુ પૂઠુ )નું પુસ્તક, ત્રણ ગ્રાહક મેળવી આપે તેમને તે જ પુસ્તક ( પાકું પૂઠુ ), ચાર ગ્રાહક મેળવી આપનારને ડાયરી ને પુસ્તક બને; પાચ ગ્રાહક મેળવી આપનારને વિના લવાજમે 'સુવાસ' મોકલાય છે, અને તે ઉપરાંત વિશેષ ગ્રાહકો મેળવી લાવનારને ભિન્ન ભિન્ન પ્રકારે પુરસ્કાર અપાય છે. સાહિત્યના પ્રચારકોને આ પ્રકારના લાભ બીજે પણ કદાચ મળી શકતા હશે, પણ 'સુવાસ'માં એટલી વિશેષ સગવડતા છે કે તેમાં તેવા મિત્ર–પ્રચારકો પર લવાજમ ઉઘરાવવાની કે બીજી કોઈ પ્રકારની જવાબદારી નથી. તેઓ ફક્ત નામ સૂચવે અને અમે પ્રયાસ કરીએ. તે પ્રયાસમાં જેટલી સફળતા મળે તેનો યશ અને લાભ નામ સૂચવનારને ફાળે નોંધાય

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમા જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટ બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ: અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦] અને ત્યારપછી બીજા એક વર્ષ માટે પોણા લવાજમે [૨-૮-૦] 'સુવાસ' મળી શકશે.

સુવાસના કેટલાક ચાલુ ગ્રાહકોનાં ત્રીજા વર્ષનાં લવાજમ, નવ મહિના વીતવા છતાં, હજી સુધી નથી મળ્યાં.

**તે ગ્રાહકોને આગ્રહભરી વિનંતિ છે કે-આ અંક મળતાં તરત જ લવાજમ મોકલી આપો.**

હવે પછી ચાલુ ન રહેવું હોય તો હજી પણ રૂા. ૨-૮-૦ મોકલાવી આપી ના લખો.

×

'સુવાસ'નું લવાજમ ભરવા માટે અમદાવાદ-મુંબઈના એજન્ટોનાં નામ—

| | | |
|---|---|---|
| શિષ્ટ સાહિત્યભંડાર, | પ્રીન્સેસ સ્ટ્રીટ, | મુંબઈ |
| એન. એમ. ત્રિપાઠી, | ,, ,, | ,, |
| એન. એમ. ઠક્કર, | ,, ,, | ,, |
| મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે, | ત્રણ દરવાજા, | અમદાવાદ |
| ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, | ગાંધી રોડ, | ,, |
| શ્રી. નાગરદાસ પ્રાગજીભાઈ, | દોશીવાડાની પોળને નાકે, | ,, |
| શેઠ મોહનલાલ ડોસાભાઈ, | બુકસેલર્સ, | રાજકોટ |
| વલ્લભદાસ નાનજી સચદે, | ૨૨૩, પ્રાર્થના સમાજ રોડ, | કરાંચી |

## જોઇએ છે—

'પ્રાચીન ભારતવર્ષ,' 'Ancient India' અને 'સુવાસ'નો ફેલાવો વધારવાને પ્રચારકો: જેઓ પોતાના પ્રદેશમાં રહીને કે મુસાફરીમાં તે કામ કરી શકે; અથવા કમીશન અને પગારના ધોરણે ચાલુ કેન્વાસર તરીકે રોકાઇ શકે. શરતો અને લાયકાત સાથે નીચેના સરનામે તરત જણાવો— શશિકાન્ત એન્ડ કું.—રાવપુરા; વડોદરા.

અંગ-અભિનય ને એવી અનેક ચેષ્ટાઓ, જે મોહમાં કૃત્રિમ હોય છે, તે પ્રેમસૃષ્ટિમાં—એની એજ હોવા છતાં—પવિત્ર, દૈવી અને વાત્સલ્યયુક્ત ગણાય છે. માતાબાળક કે ગુરુશિષ્યના પ્રેમદર્શનની પેઠે, સાચાં પ્રેમીઓની ચેષ્ટા પવિત્ર ભાવથી પ્રેરિત હોય છે. તેથી જ નિર્દોષ આનંદ કે અરસપરસ ઓતપ્રોત થવાની ભાવ-તલ્લીનતા કે પરસ્પર સંમીલન-માધુર્ય સિવાય કોઈ ખાસ ઇચ્છા કે કામના પ્રેમમાં હોતી જ નથી; તેથી પ્રેમ નિષ્કામ છે, નિષ્પાપ છે. મોહમાં સ્વભાવસિદ્ધતા ન હોવાથી, પ્રયત્નશીલતા પ્રકટ હોય છે. વિવિધ સાધનોદ્વારા મોહસિદ્ધિ હસ્તગત કરવાની હોઈ, મોહ સકામ છે, સહેતુક છે. મોહમાં અંત હોય છે, ફળની અપેક્ષા હોય છે. તે પ્રયોજન પાર પડતાં, મોહની હદ પૂરી થાય છે. આથી જ મોહ મર્યાદિત છે, પ્રેમ અસીમ છે. પદાર્થ કે વ્યક્તિની પ્રાપ્તિ, આશ્લેષ, ઉપભોગ, મૈથુન (જો શરીરવિષયક મોહ હોય તો), સુખ-તૃપ્તિ એ મોહનાં હદનિશાન છે. પ્રેમમાં નિરાસક્તિ હોય છે, મોહમાં આસક્તિ હોય છે.

ઉપર કહ્યું તે જ કારણને લઈને, પ્રેમ નિર્બન્ધ છે, સ્વાધીન છે; મોહ પરાધીન છે. પ્રેમમાં આલંબન કે વિકૃતિ નથી. પ્રેમ અન્યોન્ય છે, અનન્ય છે. પ્રેમ પરાવલંબી નથી તેથી અન્ય સાધન, અવાન્તર ઇત્યાદિ પ્રેમીઓના માર્ગમાં સહાયભૂત હોવાં અનિવાર્ય નથી. પ્રેમી પોતાના પ્રેમી જોડે-પ્રભુ સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવે છે. તે સર્વદા તેને પ્રકટ અને નિકટ અનુભવે છે. મોહ અન્યોન્ય કે અનન્ય નથી; બાહ્ય રૂપરંગ, આકાર-અંગાદિ ચેષ્ટાવલંબી છે. મોહનો સંબંધ સાપેક્ષ-પરોક્ષ છે. ઇંદ્રિયો મોહમાર્ગમાં મધ્ય હોય છે; તેથી તેમાં પ્રેમની પવિત્રતા, દિવ્યતા, નિકટતા, કે સાતત્ય હોતાં નથી. અને મોહમાં અ[illegible] હોય છે તેથી અણુ-મહત્ કે લઘુ-ગુરનો પરિમાણભાવ મો[illegible] મર્યાદા નથી તેમ પરિમાણ પણ નથી; તે[illegible] સમતાપ્રધાન છે; મોહ સવિકારી [illegible] -પ્રમોદ પ્રેમમાં પ્રફુલ્લ[illegible] પ્રમોદને બદલે ઉલ્લાસને

[illegible] —ક્ષા[illegible]

—પુર[illegible]

[illegible] વાંચણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ[illegible] [illegible] ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

[illegible]વન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજી[illegible]

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી-[illegible]

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયેલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—અ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય

અમારૂં આખું કુટુંબ 'સુવાસ' ખૂબ વાંચે છે. અમારે ત્યાં ગુજરાતનાં ઘણાં પત્રો આવે છે, પણ તેમાં શિષ્ટ સાહિત્ય તો 'સુવાસ' જ આપે છે.

—કિ. ઓલિયા જોશી

વિચાર અને સાહિત્યસમૃદ્ધ સુંદર માસિક...પ્રત્યેક માસે અવનવી, વિવિધ અને દરેકની સુરુચિ સંતોષાય એવી સાહિત્ય અને વિચાર-સામગ્રી પીરસાય છે.

—અનાવિલ જગત

વહેતો રાખે છે. પ્રેમ પ્રેમસ્મૃતિ, કર્તવ્ય-સ્મૃતિ, સ્વધર્મ-સ્મૃતિ સમર્પે છે. પ્રેમ આવશ્યક તત્ત્વોની (સ્વાર્થ સિવાય) વિસ્મૃતિ નથી અર્પતો. પ્રેમ માનવીને દૌર્બલ્ય કે આત્મઘાત પ્રતિ નથી પ્રેરતો. એમ હોય તો તે પ્રેમ સાચો પ્રેમ નથી, તે પ્રેમમાં પ્રપૂર્ણતા નથી પણ ન્યૂનતા છે. પ્રેમ કોઈને ધર્મ કે ફરજથી વિમુખ નથી બનાવતો, બલ્કે દુર્બળને સબળ, નિષ્પ્રાણને સજીવ, જડને ચેતન અને નિષ્ક્રિયને કર્તવ્યપરાયણ બનાવે છે. પ્રેમમાં વિનાશ સંભવે જ નહિ. હા ! ભોગ-સમર્પણ સંભવે, પણ તે વિચારપૂર્ણ અને પ્રેમ જે પળે પ્રેરણા કરે ત્યારે જ. કાંઈ નિષ્ફળતા કે નિરાશાના કારણે જીવન જતું કરવું એટલે કે કર્તવ્યના યજ્ઞમા જરૂર પડે જીવનનું સ્વાર્પણ કરવાને બદલે કર્તવ્યનો, યજ્ઞનો જ ધ્વંસ કરવો-એ ભોગ ન કહેવાય, એ સમર્પણ કે સ્વાર્પણ ન કહેવાય. એ પ્રેમનો-પૂર્ણાંશ પ્રેમનો પરિણામ ન હોય. એ પ્રેમનુ પુરપાતન નહિ પરંતુ પ્રકૃતિવશ માનવીની નિર્બળતા, હૃદયદૌર્બલ્ય કે ક્ષણિક પ્રેમાવેશનો આભાસ કહેવાય અને પ્રેમ પ્રકટ અને નિરંતર હોય ત્યાં નિષ્ફળતા-સફળતા જેવા ભેદ જ પ્રતીત ક્યાંથી થાય ?

પ્રેમ પૂજ્ય છે, પ્રેરક છે; પ્રેમ પ્રેમને પૂજે છે, પ્રેમ પ્રેમને પ્રેરે છે. પ્રેમનું પરિણામ પ્રેમ-પ્રેમનો આનંદ-જ હોઈ શકે. તત્ત્વદૃષ્ટિથી જોઈશું તો પ્રેમ સહુનો પારિભાષિક (શબ્દ) લાગશે. મોહ વ્યામોહ (અધિક મોહ) માટે મથે છે, ત્યાં આધળે બહેરે કુટાય છે. વાસના, કામના, તૃપ્તિ, તરંગ, લંપટતા, લાલચ, લાલસા વગેરે વિકારો મોહમંથનનાં પરિણામ છે. આત્મ-સુખ પ્રેમની પરિણતિ છે તેથી તે ઇન્દ્રિયોને ઉત્થાનના માર્ગે વહાવે છે. ઇન્દ્રિયસુખ, વાસના તૃપ્તિ, મન મનાવવું એ મોહનું કર્તવ્ય હોઈ, તે વાસનાની વિકારખીણમાંથી માનવીને વ્યભિ-ચાર-દુરાચાર અને અધઃપતનની ઊંડી ખાડીમા હડસેલી દે છે. મોહ માણસને બંધન આપે છે, પ્રેમ મુક્તિ આપે છે; મોહ તેને નીચે પાડે છે, પ્રેમ ઊંચે ચઢાવે છે.

પ્રેમ-પયોદધિમાં પંકજની સુકુમાર રસિકતા હોય, મોહવારિએ ખદબદતા છીછરા ખાબોચિયામાં પથ્થરની શુષ્કતા હોય. પ્રેમમા વિરાગની વિમલ ભાવના હોય; મોહમા વિલાસ અને વિહારની ઉત્કટ સંભાવના હોય. પ્રેમપથે પળનારની પૂર્વ તૈયારી સંપૂર્ણ ત્યાગ એટલે કે પરાર્થ-પરમાર્થ અને સર્વોદય-સહકાર માટેની હોય છે; મોહમાર્ગે વિહરનારની કટિબદ્ધતા પોતાના સુખ-આનંદનાં યોગક્ષેમ અને કેવલ સ્વાર્થ કે સહચાર માટેની હોય છે.

પ્રેમી પંખીડાનાં ઉડ્ડયનો ઉર્ધ્વગામી હોય છે. વિકાસ અને પ્રગતિની પગથીએ ચડી, આત્મોન્નતિના સર્વોચ્ચ શૃંગે સ્થિર થવાં તેમનાં મંથનો હોય છે. મોહના રંગે રંગાએલા જીવાત્માઓમાં ઉત્થાન અને ઉન્નતિ દૂધના ઊભરા જેવી ક્ષણિક પ્રાપ્તિઓ હોય છે, અથવા તો અશક્યતાઓ છે.

પ્રેમમાં પ્રજ્ઞાની આંખ હોય છે, જ્ઞાન અને ડહાપણ વસે છે, જિજ્ઞાસા અને આનંદ-વૃત્તિ હોય છે. મોહમાં અજ્ઞાન અને ભોગ-ઉપભોગ, મૂર્ખતા અને રસલોલુપતા હોય છે. પ્રેમમાં અખૂટ ધૈર્ય, અડગ શ્રદ્ધા, અને વિચારપૂર્ણ સાહસવૃત્તિ રહેલાં છે. મોહમાં અધીરાઈ, ઉતાવળ, તનમનાટ, શ્રદ્ધાનો અભાવ કે અંધશ્રદ્ધા, અને વિવેકહિન સાહસ રહેલાં છે. 'પ્રેમનો પંથ-ભક્તિનો માર્ગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને' એ સત્ય ન્યાયે પ્રેમમાં શૂરવીરતા, ક્ષમા અને ઔદાર્ય રહેલાં છે; તેથી પ્રેમી પ્રતિકૂળતામાં નિરોધ-ચિત્તનિરોધ, વૃત્તિનિરોધ-કરે છે. મોહઘેલો મનુષ્ય પ્રતિ પળે વિરોધ કરવા પ્રેરાય છે-પ્રયત્ન પણ કરે છે. પ્રેમમાં મન નિર્મલ અને મતિ પરિપક્વ બનતાં-પ્રેમી નિશ્ચયાત્મા હોય છે; મોહમાં મન ચંચલ તથા નિર્બળ, અને બુદ્ધિ અસ્થિર બનતાં, મોહયુક્ત માનવી સંશયાત્મા હોય છે. संशयात्मा विनश्यति

એ ગીતાનો સિદ્ધાન્ત સર્વમાન્ય સુવિદિત છે. પ્રેમી સઘળું પ્રેમનજરથી નિહાળે છે, એટલે પ્રેમપાત્રનાં (તે પ્રેમપાત્ર પછી પ્રભુ હોય, ધ્યેય, શ્રેય, પૂજ્ય ગમે તે પ્રેમનું પ્રતીક હોય) વિરોધી વચન, વલણ કે અસંમતિ યા અસહકારને પણ તે તેના ઉપર મહાન અનુગ્રહ થયો માને છે. વિરોધને મોહયુક્ત મનુષ્ય મહાન નિગ્રહ માની તેનો પ્રતિરોધ કરવા પ્રેરાય છે. આથી પ્રેમીમાં અપૂર્વ સહનશીલતા–તિતિક્ષાનું તપોબળ હોય છે; સંયમનું તેજ હોય છે. મોહવશ માનવીમાં અસંયમનો અંધકાર અને દૌર્બલ્યનો તાપ હોય છે.

પ્રેમમાં સાત્ત્વિક સર્જન હોય છે, મોહમાં તામસી સર્જન અથવા તો સર્જનનું વિસર્જન હોય છે. પ્રેમની પાવક જ્વાળાઓ પ્રેમીઓને દિલે દાહ દેતી નથી, પરંતુ પ્રોજ્જ્વલ પ્રકાશ વડે જીવનપટને સૌમ્ય રેખાઓથી અંકિત કરે છે, એટલું જ નહિ પણ અન્યમાં લુપ્ત રહેલાં પ્રેમના પાવક અંશને પ્રોત્સાહન–પવન અર્પી નવજ્યોતિનાં સર્જન કરે છે. મોહમુગ્ધ જીવાત્માઓ ઉરનાં અંધારાં ઉલેચી પ્રકાશ પામવાને બદલે, અવનત અધિક અંધારથી ઘેરાએલા પ્રદેશોમાં પટકાઈ, ફસાઈ પડી અટવાય છે–કે જે વિષમ પરિસ્થિતિમાંથી પછી મુક્ત થવું મહામુશ્કેલ થઈ પડે છે. આ મોહમાં નથી સૃજન કે પ્રેમલ પ્રોત્સાહન. બીજ–અંકુરનું પરિપાલન કરી, વૃક્ષઉછેર કરવાની પ્રેમની પ્રબળ શક્તિ મોહ–આંધીમાં નથી. બૌદ્ધમતના શૂન્યવાદમાં અને વેદાન્તના બ્રહ્મવાદમાં જેવો અને જેટલો ભેદ પ્રવર્તે છે તેવો–તેટલો ભેદ મોહ અને પ્રેમ વચ્ચે રહેલો છે. આર્દ્ર ઈંધન સમ મોહસૃષ્ટિમાં ન કાષ્ટ, ન જ્યોતિ. પ્રેમના જ્યોતિર્જનક બળને મોહ ઓળખી શકતો નથી. મોહાનલ ધૂંધવાતા કાષ્ટ સરખો છે, પ્રેમ પ્રદીપ વિશુદ્ધ જ્યોત જેવો છે. તેથી જ મોહ મલિન ધૂમને પ્રેરે છે, નયન સોંસરો જઈ આંખમાં ખૂચે છે; એ વાસનાનાં વિષ આંખોમાં આંજી સર્વત્ર વિકારદૃષ્ટિ પ્રેરે છે. વખત વહેતાં હૃદયમાં પણ એ જ હલાહલ રેલાય છે.

પ્રેમ એ પ્રભુનું બીજું નામ છે અને પ્રેમથી જ પ્રભુને મેળવી શકાય છે. પ્રેમમાં પ્રભુતા છે અને પ્રેમ–સંપૂર્ણપ્રેમ–પ્રભુતાને પ્રકટ કરી શકે છે. યોગીશ્વર શ્રીકૃષ્ણની પ્રેમભરી મધુ–બંસરીએ પ્રભુતા પ્રકટાવી અને ગોપગોપીનાં વૃંદ ઘેલાં બન્યાં; પ્રેમલક્ષણા ભક્તિને વશ થઈ પ્રભુએ અનેક પ્રેમી ભક્તોનાં અર્થ સાર્યા, દુઃખ વિદાર્યાં અને દાસત્વ પણ સ્વીકાર્યાં. એ સઘળા કપોલકલ્પિત ચમત્કાર નથી, પરંતુ વિશુદ્ધ પ્રેમની પ્રભુતાનાં ઉદાહરણો છે. મનુષ્યમાં આત્મા છે અને એ આત્મા પરમાત્માથી ભિન્ન નથી. એ આત્માનો આવિષ્કાર કરવો એ મનુષ્યનો આત્મધર્મ છે. આનો અર્થ એ જ કે મનુષ્યે પોતાનામાં રહેલાં પ્રભુનાં લક્ષણોને પ્રકટ કરવાં; સચ્ચિદાનંદ પ્રેમસ્વરૂપ પ્રભુના સત, ચિત, આનંદ અને પ્રેમધર્મમાં રહેલી પ્રભુતાને પ્રકટ કરવી એ મનુષ્ય ધર્મ છે, એ જ કલાકારનો ધર્મ છે, એજ જીવનસેવાના સાચા સૈનિકનો ધર્મ છે, એ જ આત્માનો ધર્મ છે. અને સર્વધર્મના સિંહાસને વિરાજનાર અલૌકિક તત્ત્વ પ્રેમ જ છે.

પ્રેમમાં વિભાગ ન હોય છતાં સમજુતી સારૂ પ્રેમનાં સ્વરૂપો હોઇ શકે, તે માત્ર દુનિયાની દૃષ્ટિમાં. તેમાંનું એક સ્વરૂપ તો અખિલ વિશ્વનો આધાર થઇ બેઠું છે. તે અન્વયે પ્રેમ અનાદિ અને અનંત છે, મોહ સાદિ અને સાન્ત છે. પ્રેમથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ હોઇ પ્રેમતત્ત્વમાં જ અન્તે વિશ્વનો પ્રલય થનાર છે. પ્રેમ સનાતન છે.

જ્યાં પ્રેમ છે ત્યાં વિજય છે. જ્યાં પ્રેમનો આભાસ છે–મોહ છે ત્યાં પરાજય છે. જ્યાં પ્રેમ છે ત્યાં પ્રભુતા પ્રકટે છે, પ્રભુતા પ્રેરાય છે અને પ્રભુમય થવાય છે.

# મૃત્યુભયં

સુરેશ ગાંધી

: મિશ્ર :

મને નથી મૃત્યુ તણો કદી ભયઃ
ભલે પણે વૃક્ષની દીર્ઘછાંયમાં
ધુખાવીને ધૂણુ કંઇક બાવા
વૈરાગીઓ સાધુ મુમુક્ષુલોકની
જમાવીને મંડળીઓ પ્રબોધતા
'રે આખરે વાગતી મૃત્યુકિંકિણી
સૌની; અરે ભાઈ અહીં જ છોડીને
ધનધાન્ય કોઠાર ભર્યાભર્યા, અને
ભૂલોકનાં આભૂષણશાં સુભુવનો
ચાલ્યાજવું; કાર્ય કરોજ પુણ્યનાં':
લગીર ના મૃત્યુતણો મને ભય
સંસારની સૌ રમણીયતામા

જે શૂન્યની કલ્પતા ભરી દે
સમેટીને મોહક વેશલીલા
હસી રહે ક્રૂર અતીતરૂપે;
મને રહ્યો એ ભય એટલો કે
હું ઓથ લૈ જીવનદીપ તેજનો
જ્યારે કરૂ પૂરણુ કાર્ય મારાં
ધીમેપદે કો'ક અશાંત રાત્રિએ
એ આવીને હોલવશે પ્રદીપઃ
અને મને ભોળવીને લઈ જશે
અંધારના કો'ક અગમ્ય મારગે
ત્યારે મને દુખ હશે ઉરેઉરે
મારાં બધા કાર્ય અપૂર્ણ કેરાં.



# મને જો ચાહો તો—

દેવજી રા. મોઢા

મને જો ચાહો તો દિલથી ચહી રહો, આમ અમથા
કરો ના દેખાવો, ગભરુ શિશુ હું છેક નથી કે
તમારા શબ્દો ને અભિનય તણી જાળ મહીંથી
તમારૂં છૂપેલું અસલ રૂપ ન્યાળી નવ શકું!

મને જો ચાહો તો તવ કપટ, દંભો સહુ પરાં
મૂકી દો, ને હુંથી વિમળ મણિ શા નિર્મળ બનો;
તુમારી વાણીમાં હૃદય સહ ઓગે જહીં લગી
મળેલા દેખું ના તહીં લગી તમે વર્જ્ય જ મને!

મને જો ચાહો તો ઉર ઉર વચે જે જવનિકા
રહી છે તેને તો પ્રથમ ઝટકે ભોંયભર દો
કરી, સમ્બન્ધો સૌ પછીથી રચીએ, ને અટકીએ
વળી પેલા આત્મા-સહ ઠગ તણા દાવ રમતા!



# ધર્મજાળ*

રમણલાલ વસંતલાલ દેસાઈ

ઇસ્વીસનની બીજી સદીનો સમય છે.

ભારતવર્ષની એકતા તૂટી ગઈ છે. પાંચાલ, માળવા ને આંધ્ર સમા યશસ્વી પ્રદેશોના નૃપતિઓ અંગત હિતોને જ મહત્ત્વ આપે છે. આ સ્થિતિમાં, ભરતખંડ પર પોતાનો ગરુડધ્વજ ફરકાવવા ઇચ્છતા રોમક શાહેનશાહના મનોરથ વધારે સક્રિય બને છે. તે, કામાંધ માળવપતિ યુવનાશ્વ પર રોમક સુંદરીઓની ભેટ મોકલાવી તેને જાળમાં ખેંચે છે, આંધ્ર અને પાંચાલના લોભને વ્યાપારી લાભથી સંતોષે છે, અને અંતિમ વિજયની ભૂમિકા સર્જવાને ને આક્રમણ માટેનો જળમાર્ગ શોધવાને તે, કલા અને વ્યાપારના નામે, ક્ષમા નામની એક ચપળ ને મહત્ત્વાકાંક્ષી સુંદરીની આગેવાની નીચે એક નૌકાયૂથ રવાના કરે છે.

પણ બે ભારતવીરો રોમપતિની આ મહત્ત્વાકાંક્ષાની આડે આવે છે: સુબાહુ અને સુકેતુ. બંને ભાઈ—સુબાહુ રાજયોગી સમો અનાસક્ત કર્મવીર, સુકેતુ પ્રબળ સેનાપતિઓનાં પણ માન મુકાવતો તેજસ્વી નાયક. બંનેએ પરભૂમિના પાણી માપ્યાં છે; સદ્‌ગુરુના ચરણે જ્ઞાન મેળવ્યું છે, મહેચ્છાઓ કેળવી છે. ભારતને બચાવવાના, ભારતનો વિજયધ્વજ ક્ષિતિજ પર રોપવાના તેમને કોડ છે. ભારતને વીંટળાઈ વળતા સાગરનાં જળ પર તેમણે પ્રભુત્વ મેળવ્યું છે. તેમની અનુમતિ વિના એક પણ વહાણ ભારતમાં પ્રવેશી ન શકે, ન ભારતનું બંદર છોડી શકે. સુબાહુના ભાવના નીતરતા કૌશલ્યે વાંધાટવીની નાગપ્રજા સાથે મૈત્રી મેળવી છે એટલું જ નહિ, એ નાગપ્રજાની સંઘપતિ ઉલૂપીએ સુબાહુને ચરણે પોતાનું હૃદય ધરી દીધું છે. એ નાગોની મદદથી બંને ભાઈઓએ, રોમપતિની સૂચનાથી તેમના પર ધસી આવતા પાંચાલ, માળવા અને આંધ્રનાં નૌકાસૈન્યોને શિકસ્ત આપેલી. ને હવે, રોમક નૌકાયૂથ સાથે ભારતવિજયે નીકળેલી ક્ષમાને તેઓ હરાવે છે, કેદ કરે છે. ક્ષમા નાસી છૂટવા ફાંફાં મારે છે, નાસે છે, સુબાહુ તેની પાછળ પડે છે ને બંને નાગપ્રદેશમાં પહોંચે છે.

નાગપ્રજાની અલૌકિક શક્તિઓ ક્ષમાને મૂંઝવી નાંખે છે. અંતે તે ઉલૂપીના હાથમાં જઈ પડે છે. ઉલૂપી તેને પોતાના સેનાપતિ ઉત્તુંગના હાથમાં સોંપે છે. ઉત્તુંગ ને સુબાહુ બાળપણના મિત્રો છે. સુબાહુ નાગોને આર્યોમાં ભેળવવા મથે છે; ઉલૂપીને ચાહતો ઉત્તુંગ સ્વાર્થને વિચારી નાગોનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઇચ્છે છે. બંને વચ્ચે ચકમક ઝરે છે. એટલામાં ક્ષમા ઉત્તુંગની કેદમાંથી નાસી છૂટે છે. ઉત્તુંગને તેની શોધમાં જવું પડે છે. પાછળથી સુબાહુ પણ બંનેની શોધમાં નીકળે છે. ને ત્રણે સુવર્ણ-ગઢ નામના પર્વત-દુર્ગમાં ફસાય છે.

માળવપતિ યુવનાશ્વને સુંદરીઓનો સમાગમ ગમતો; વિષકન્યાઓ તૈયાર કરી તેમના મોહક ઝેરથી દુશ્મનોને મારવાનું ગમતું. એક બૌદ્ધતાન્ત્રિક તેને આ કાર્યમાં મદદગાર થયો. તે તાન્ત્રિકે પોતાના ઝેરી પ્રયોગો માટે યુવનાશ્વ પાસેથી સુવર્ણગઢ મેળવી લીધો છે. તે તાન્ત્રિક દેવી ત્રિપુરસુંદરીનો ઉપાસક છે ને શક્તિ સાધી બને તે ઉપાયે આખા જગતને બૌદ્ધ બનાવવાના તેને કોડ છે. કોઈ રાજાને ફસાવવાની અજુતરીએ તે ક્ષમાને વિષકન્યા બનાવવા ધારે છે, પણ યુવનાશ્વ ક્ષમાને પોતાના ઉપયોગ માટે ઇચ્છે છે. તે દુર્ગમાં ફસાયેલ સુબાહુ વિષકન્યાના પંજામાંથી તો છૂટે છે પણ યુવનાશ્વ ને તાન્ત્રિક તેને બેહોશ બનાવી અવંતી લઈ જાય છે. ત્યાં તેને મોહજાળમાં લપેટી તેઓ તેને પોતાનો મિત્ર બનાવવા

---

* 'ભારેલો અગ્નિ' પછી આપણા લોકપ્રિય વાર્તાકારની બીજી ઐતિહાસિક નવલકથા 'ક્ષિતિજ' તેનો પહેલો ભાગ પ્રગટ થઈ ચૂક્યો છે; બીજો પ્રગટ થવાની તૈયારીમાં છે. આ પ્રકરણ પ્રગટ થનાર બીજા ભાગમાંથી લેવામાં આવ્યું છે. શરૂઆતમાં તે પ્રકરણ પૂર્વેનો કથાસાર આપવામાં આવ્યો છે. તંત્રી

ઇચ્છે છે, પણ સુબાહુ ફસાતો નથી એટલામા સુબાહુ ગુમ થવાના સમાચારથી, 'યુવનાશ્વ પર વહેમ જતા, સુકેતુ અને ઉલુપી અવતીને ઘેરી લે છે, સૈન્યને કેદ કરે છે અને અન્તે માળવપતિને હરાવી તેઓ સુબાહુ ક્ષમા ને ઉત્તુગને મુક્ત કરે છે

ક્ષમાને નાગવનમા લઇ જઈ તેની સાથે લગ્ન કરી નાખવાની સૂચના સાથે ઉલુપી ઉત્તુગને રવાના કરે છે તે પછી સુબાહુ છૂટે તે આરાએ માનેલી માનતાને પૂરી કરવાને તે મહાકાલેશ્વરના મન્દિરમા જાય છે પાછળથી યુવનાશ્વ પણ ત્યા આવે છે ને ઉલુપી પાસે પ્રેમની ભિક્ષા માગતા તિરસ્કાર પામી, પરાજયથી કટાળી તે આપઘાત કરે છે બૌદ્ધ તાત્રિક નાસીને હીંગળાજ તરફ ચાલ્યો જાય છે સુબાહુ પરાજિત માળવાની મૈત્રી માગી યુવનાશ્વના પુત્રને પ્રજાપ્રિય રાજા બનવાની શિખામણ આપે છે ને યુવરાજ, પ્રજાને હાથે પોતાની ચૂટણી થાય તો જ રાજા બનવાનો નિર્ણય કરી, ભૂમાર્ગે ધસ્યા આવતા રોમક સૈન્ય સામે પારસીકોને મદદ આપવા જતા સુકેતુની સાથે જોડાય છે

ક્ષમા ઉત્તુગને ભોળવી રોમક વેપારીઓને મળે છે ને તેમની મદદથી તે ઉત્તુગને કેદ કરી તેને લઇ, વહાણમા નાસી છૂટે છે પ્રથમ તો તે પોતાની યોજનાઓમા ઉત્તુગનો ઉપયોગ કરવા માગે છે પણ પછી તેને દુ ખ દે છે, ગુલામ તરીકે આકરા કામ સોપે છે ઉત્તુગ ગુલામોમા બળવો જગાવી રોમક પુરુષોની કતલ કરે છે રમણીઓના શિયળ લૂટે–લૂટાવે છે એટલામા તેની શોધમા નીકળેલ સુબાહુ–ઉલુપી ત્યા આવી પહોચે છે ઉત્તુગ તેમના પ્રત્યે ખીજવાઈ દરિયામા પડતુ મૂકે છે સુબાહુ ક્ષમાને કેદ કરી તેને ઉલુપીને સોપે છે ને ઉલુપીને આધો સામે જવાનુ કહી તે ઉત્તરે સુકેતુની મદદે જાય છે

સુકેતુને ફસાવવાને પૂર્વપરિચિત બૌદ્ધ તાત્રિકે નદીઓના જળમા ઝેર ભેળવ્યું છે હીંગળાજ પ્રદેશમા તે તાત્રિક વિશ્વઘોષ જગતકીર્તિના નામે ભયાનક શક્તિધારી થઈ પડયો છે સુકેતુને પગલે પગલે તે તાત્રિકે પાથરેલી જાળનો સામનો કરવો પડે છે—

**થનગનતા** ૭ અશ્વો આવ્યા સુકેતુ, યુવરાજ અને બીજા ચાર અંગરક્ષકોએ અશ્વારોહણ કર્યું, અને તેમણે ધીમે ધીમે ઘોડાની ચાલ વધારી સિંધુના પાણીમાથી પસાર થતા ઘોડાના મુખ લગામથી તગ રાખ્યા, અને આછુ પણ પાણી તેમના મુખમા ન જાય એવી કાળજી તેમણે લીધી સિંધુ પસાર કરી ટેકરે ચડી સહુએ ઘોડાને ઊભા રાખ્યા

ઘોડા બહુ આજ્ઞાધારી ' યુવરાજે કહ્યુ

"આર્યાવર્તના માનવીઓ પશુ જેટલી પણ આજ્ઞા પાળતા હોત તો આર્યતાનો જગતભરમા વિજય થાત" સુકેતુએ કહ્યુ

હજી સુધી તો આપણો વિજય છે જ સિંધુરાજ આપણી વિરૂદ્ધ નથી"

"એના પ્રદેશમાથી જ આપણે ઝેર જોતા બન્યા હીંગળાજથી એ ઝેર ફેલાયુ પેલી પાસ કેટકેટલે દૂર એ પહોચ્યુ હશે ?'

ઘોડાને સુકેતુએ એડી મારી, અને તેણે વીજળીનો વેગ ધારણ કર્યો ઝેરની અસર ઘોડાના દેહ ઉપર દેખાઈ નહિ એની જ જોડે બીજા પાચે ઘોડાઓએ શર્ત માડી રેતીના મેદાન અને સપાટ પ્રદેશ પૂરો થયો અને ટેકરાઓ શરૂ થયા સૂર્ય ઊંચે આવી ગયો હતો ટેકરા પાસે એક ગામ હતું દોડતે ઘોડે આવેલા સ્વારોને જોવા થોડા બાળકો અને સ્ત્રી–પુરુષો ઘર બહાર ડોકિયા કરતા હતા મધ્ય પ્રદેશથી ઊપડેલુ એક મોટુ સૈન્ય ગાન્ધાર પ્રદેશમાથી પસાર થાય છે એવી વાત લોકોમા ક્યારનીય ફેલાઈ હતી પરતુ બે ત્રણ દિવસથી તો સિંધુ પ્રદેશમા એ સૈન્ય આવવાના ભણકારા પણ વાગી રહ્યા હતા ધાડપાડુ કે લૂટારાઓ સામે થવા માટે ગ્રામજનતા તૈયાર હતી, પરતુ સૈન્યની સામે થવા માટે તો રાજસૈન્ય જ જોઇએ

આવનાર સૈન્ય દુશ્મનોનું ન હતું એવી પણ ખબર લોકોમાં થઈ ગઈ હતી. છતાં સૈન્યની જવરઅવર એ બહુ ગમતો પ્રસંગ તો પ્રજાને ન જ લાગે. ખેતરોનાં ભેલાણ, વેઠ, આછી લૂંટ એ સર્વ અગર એવા પ્રકારના એકાદ જુલમનો પ્રકાર તો ગામડાંમાં લશ્કર આવ્યે બનવાનો જ, એટલે દોડતા આવી અટકેલા ઘોડેસ્વારો પ્રત્યે અણગમતા કુતૂહલથી લોકોએ નજર કરવા માંડી.

"ગામનો મુખી કોણ છે?" સુકેતુએ એકાદ ઘર પાસે આવી પૂછ્યું. માટીનાં અને પથ્થરનાં આ પ્રદેશનાં મકાનો રોનકનાં નહિ પણ ગરીબીનાં સૂચક હતાં. લશ્કરને માટે કોઈ પણ સરંજામ પૂરો પાડવાની આવા ગામની શક્તિ ન જ હોય.

કોઈએ જવાબ ન આપ્યો.

"હીંગળાજ માતા તરફનો રસ્તો બતાવશો?" સુકેતુએ પૂછ્યું.

"આથમણે સીધા જ ચાલ્યા જાઓ." એક મોટા વાળવાળા યુવાન ગામડિયાએ જવાબ આપ્યો.

"ગામમાં મઠ, મંદિર કે ધર્મશાળા ખરાં કે નહિ?" સુકેતુએ પૂછ્યું.

"હા, છે. જરા આગળ જાઓ. પેલી ટેકરી ઉપર એક શ્રેષ્ઠીનો સંઘ ચાલે છે."

"અમને ઊતરવા દેશે?"—"એ માટે તો ભીખ્ખુને ત્યાં રોકયો છે."

ઘોડેસ્વારો આગળ ચાલ્યા. એક નાનકડા ટેકરા ઉપર ઈંટથી બાંધેલું એક નાનકડું મકાન હતું ત્યાં તેઓ આવી પહોંચ્યા. પીળા વસ્ત્રમાં ઢંકાયલો એક યુવાન સાધુ એક તાડપત્રનું પુસ્તક લેઈ બેઠો હતો. તેણે ઘોડેસ્વારો આવીને ઊતર્યા છતાં તેમના તરફ નજર સરખી પણ કરી નહિ.

"संघं शरणं गच्छामि" સુકેતુએ કહ્યું.

"धम्मं शरणं गच्छामि" સાધુએ સામો જવાબ આપ્યો અને પોતાની પાસે આવવાની નિશાની કરી.

નાનાં ઝાડ જોડે ઘોડા બાંધી છયે જણ મઠની ઓસરીમાં આવી સાધુને નમસ્કાર કરી સામે બેઠા.

"બપોરનો વાસ જોઈએ." સુકેતુએ કહ્યું.

"સુખે રહો. ભોજન અને આરામ બંને મળી શકશે."

સુકેતુ અને તેની જોડેના સૈનિકો કોણ છે, ક્યાંથી આવે છે, ક્યાં જાય છે, શા માટે જાય છે એની કશી જ હકીકત સાધુએ પૂછી નહિ. પાસે બેસાડી તેણે પાછું પોતાનું અધ્યયન શરૂ કર્યું.

"શાનું પઠન ચાલે છે?"

"સહજ. એક ચર્ચા જાગી છે. બુદ્ધ ભગવાનની મૂર્તિ હોય કે નહિ એ વિષે અમારા સાધુઓમાં વાદ ચાલે છે. મારા ગુરુનું એ ચર્ચા સંબંધી પુસ્તક હું વાંચું છું."

"આપના ગુરુ કોણ?"—"ભિક્ષુરાજ જગતકીર્તિ."

"પેલો તાંત્રિક?"—"બુદ્ધના પરમ ભક્ત અને તંત્રને આપ તિરસ્કારો છો!"

"હા. તંત્ર એ વામ માર્ગ છે. પાપભર્યો માર્ગ છે. મારે તાંત્રિકો પણ મને ગમતા નથી."

"હં." કરી સાધુએ પાછી પુસ્તક તરફ દૃષ્ટિ કરી અને ધીમેથી ઉચ્ચાર કર્યો: 'बुद्धं शरणं गच्छामि.'

થોડીવાર સહુ કોઇ શાન્ત રહ્યા. સાદું ભોજન અંદરથી એક બે ગ્રામ્ય ભિક્ષુ સરખા સાધુઓએ લાવીને સહુને આપ્યું. પરંતુ છ એ સૈનિકોમાંથી કોઇ તેને અડયું નહિ. ભીખ્ખુએ એમ કરવાનું કારણ પણ ન પૂછયું.

બપોર થવા આવ્યા અને ડુંગરો તપવા લાગ્યા. છ યે સૈનિકો સજ્જ થઇ ગયા અને ભીખ્ખુને નમન કરી જવા લાગ્યા. ઘોડા પાસે જઇ સહુએ સવારી કરી. પરંતુ સુકેતુ નીચે ઊતર્યો અને એકલો સાધુ પાસે ગયો.

" ભીખ્ખુ, આપનું નામ ?" સુકેતુએ પૂછયું.

" વિશ્વઘોષનો હું વિદ્યાર્થી. નામ હજી હવે પડશે."

" આપે અમને કાંઇ જ પૂછયું નહિ. અમે કોણ છીએ એ જાણુશોને ?"

" હું જાણું છું સુકેતુ હો કે સુકેતુના માનીતા સૈનિક હો."

" આપના ગુરુને મારે મળવું છે."—" આપ ત્યાં જ જાઓ છો."

" આર્યાવર્તને ભય છે રોમનોનો. એ રોમનોને અટકાવવા જતા આર્યોને આપ સહુ શા માટે અટકાવો છો ?"

" બુદ્ધને આર્યાવર્તની મર્યાદા હોય ? મેં મારૂં નાનકડું શક રાજ્ય છોડયું અને હું વિશ્વવ્યાપી બની ગયો છું. બૌદ્ધ બનો, અને જગતને તમારૂં બનાવો."

" જગતને આર્ય બનાવીએ તો ? બુદ્ધ ભગવાન પણ આર્ય જ હતા ને ?"

" ગુરુને મળો."—" ગુરુ તો અમને ઝેર પાય છે."

" જરૂર હોય તો ઝેર પણ પીવું-પાવું પડે."

" ભગવાનની બોધેલી અહિંસા વિરૂદ્ધ ?"—" એની જ સ્થાપના અર્થે."

" બહુ નવાઇ જેવું"

" તંત્ર ત્યારે જ સમજાય. એક વિષપ્રયોગ યુદ્ધ કરતાં હજાર ગણો અહિંસક."

" મને નથી સમજાતું."—" બૌદ્ધ દીક્ષા લો. તત્કાળ સમજાશે."

" રસ્તામાં કયાં કયાં ઝેર પાથર્યાં છે ?"

" બૌદ્ધ વિરોધીઓ માટે સ્થળે સ્થળે ઝેર પથરાયલું છે."

" અમારા ખોરાકમાં પણ ?"

સાધુએ ફરી જવાબ ન આપ્યો અને તેણે પુસ્તક વાંચવું શરૂ કરી દીધું.

સુકેતુ પણ નીચે ઊતર્યો અને ઘોડા ઉપર બેસી ગયો. ઘોડા આગળ વધ્યા. સાધુએ તેમના ભણી નજર પણ ન કરી. સુકેતુને આ સાધુ ઉપર તિરસ્કાર આવ્યો, અને ક્રોધ પણ ચડયો. તેની નિસ્પૃહ દઢતા અને ગુરુશ્રદ્ધા સુકેતુને પરાજિત બનાવતાં હોય એમ લાગ્યું.

થોડો ડુંગરો ચડયા ન ચડયા અને તેમણે દૂર જતા એ મઠમાંથી ઘંટનાદ થતો સાંભળ્યો. આખો દિવસ તેમણે મુસાફરી કરી. વનસ્પતિને બાળી દેતી ઉષ્મા ભરેલા પહાડમાંથી નીચે ઊતરતાં સંધ્યા વીતી ગઇ.

પહાડના એક નાના શિખર માર્ગે સૈનિકો નીચે ઊતરતા હતા, અને તેમણે પર્વતમાંજ પચાસેક બૌદ્ધ સાધુઓનું ટોળું બેઠેલું નિહાળ્યું.

સુકેતુએ તે પાસ જવા માંડયું. કેટલાક સાધુઓ બેસી રહ્યા અને કેટલાકે ઊંડી પર્વતમાં કોરેલી ગુફાઓમાં જવા માંડયું.

ગુફાસમૂહ એક સૈન્યને આશ્રય આપે એવડો વિશાળ હતો.

સુકેતુએ રાતવાસો ત્યાં જ કરવાની પરવાનગી સંઘશ્રેષ્ઠી પાસેથી લઈ લીધી. એક ગુફામાં તેમને સ્થાન મળ્યું. એ ગુફામાં એક વિશાળ બુદ્ધમૂર્તિ પર્વતમાંથી જ કોતરી કાઢેલી હતી. એની આસપાસ અધૂરી સ્ત્રી-પુરુષની મૂર્તિઓ પણ રચના પામતી હોય એમ દેખાતું હતું. સુકેતુને અને યુવરાજને નિદ્રા ન હતી. તેમણે ગુફામાં ફરવા માંડયું.

"આ તે મંદિર કે શસ્ત્રાગાર ?" યુવરાજ એકાએક બોલી ઊઠયો.

"કેમ ?" સુકેતુએ પૂછયું.

"અહીં ગુપ્ત દ્વાર જણાય છે." આછા અજવાળાને આધારે યુવરાજે તાકીને કહ્યું.

ખરે, ત્યાં એક નાનકડું ગુપ્ત દ્વાર પણ હતું. અધૂરી એ મૂર્તિઓની વચમાં આવેલા એક ગોખમાં એક માણસ પ્રવેશ પામે એટલો માર્ગ દેખાયો. સુકેતુએ તત્કાળ તેમાં પ્રવેશ કર્યો. યુવરાજ તેની પાછળ ગયો. એક અંધારી બીજી ગુફાના ઊંડાણમાં અંતે જણા ઊતર્યા. ગુફામાં દીપક ન હતો, છતાં અંદર માણસો હતા એવો ભાસ થતો હતો.

"પારદને ટાંકામાં ભરી રાખો." એક અવાજ સંભળાયો.

"પ્રયોગ આ વખતે સફળ થવો જ જોઈએ" બીજો અવાજ સંભળાયો.

"સફળ થાય તો ત્રિપુરસુંદરી આપોઆપ દર્શન આપે."

"આ વખતે હજાર મસ્તક માગ્યાં છે."

"દેવીએ મનુષ્ય-આકાર ધારણ કર્યો કહે છે."—"મને પણ ઝાંખી થઈ હતી."

"મંદિરમાં ?"—"ના. વિશ્વઘોષના આશ્રમમાં."

"કોણે કહ્યું કે એ આકાર દેવીનો છે ?"—"એણે જ. પણ મને શંકા છે."

"શા ઉપરથી ?"

"શક રાજવીએ પોતાના પુત્ર અને પુત્રી બંનેને દીક્ષિત બનાવ્યાં છે. એ પુત્રી દેવીસ્વરૂપ કેમ ન હોય ? મને એક સમયે એનો મોહ હતો."

"માનવ આકૃતિમાં દેવી એમ જ ઊતરે."

"પેલા સૈનિકોને કયાં રોકવાના છે ?"—"અહીં નહિ. આગળ ગમે ત્યાં રોકાઈ જશે."

સુકેતુ અને યુવરાજ પાછા પોતાની ગુફામાં આવી ગયા. મધરાત્રે જ તેમણે એ સ્થળ છોડયું. ઘોડા હણહણ્યા. છતાં સાધુઓમાંથી કોઈ જાગ્યું નહિ. એક બે સાધુઓ જાગતા ફરતા હતા તેમણે પૂછયું પણ નહિ કે એ સૈનિકો કયાં શા માટે મધરાતે ચાલ્યા જાય છે.

વિશ્વઘોષની જ સર્વ યોજના ! રાજનીતિજ્ઞો કરતાં ધર્મનીતિજ્ઞોની યોજના ઓછી આંટીઘૂંટીવાળી હોતી નથી. સુકેતુને વિચાર આવ્યો.

પણ શા માટે આવી ઊંડી અને સ્થિર યોજના ?

ધર્મમાં પણ મમત્વ પ્રવેશ કરે ત્યારે, ધર્મમાં પણ વ્યક્તિગત મહત્ત્વ પ્રવેશ કરે ત્યારે ધર્મ પણ મુક્તિનો માર્ગ મટી જઈ બંધન બને છે !

મુક્તિ કે નિર્વાણ શોધતા ધર્મમાં પણ ગુલામી !

ઘોડાના ડાબલા રાતની શાન્તિમાં ઉગેરો કરતા હતા.

કયી ધર્મજાળમાં એ સૈનિકો ફસાતા હતા !

---

# જાવા—સુમાત્રા

કિશોરલાલ ઓલિયા જોશી

અમેરિકા ખંડ ક્રિસ્ટોફર કોલંબસે નહીં પણ પ્રાચીન આર્યલોકોએ શોધી કાઢી ત્યાં રાજ્ય સ્થાપ્યું હતું એ સમજાવવાના પ્રયાસમાં આજે ગતિમાન બન્યા છે, પણ એક વખત એવો હતો કે દુનિયાના સર્વ દેશોપર આર્ય સંસ્કૃતિનો વિજયધ્વજ ફરકતો હતો એમાં હવે કાંઇ શંકા રહી નથી હિંદુસ્તાનના પ્રાચીન સંસ્થાન જાવા અને સુમાત્રા પણ એમાંથી મુક્ત નથીજ હાલની ભૌગોલિક સ્થિતિ પ્રમાણે તેજાનાના દ્વિપો કે જે મલય-દ્વિપસમૂહની દક્ષિણે આવેલા છે તેમાં જાવા સુમાત્રા બોર્નિયો અને સેલીબીસ મુખ્ય છે ઈ સ ના ચોથા સૈકામાં યુરોપવાસીઓની જાણમાં એ ફળદ્રુપ દ્વિપો હતા એમ પેરીપ્લસ' પોતાના એક લેખમાં જણાવી ગયો છે પણ એ સમયના યુરોપવાસીઓ હિંદી વહાણવટા આગળ ઉતરતી પંક્તિના હોવાથી એ દ્વિપોમાં પ્રવેશી શકતા ન હતા 'ટોલેમી' [Ptolemy] સુમાત્રાને સંસ્કૃત શબ્દ મલયુ' તરીકે ઓળખાવે છે આરબ ખગોળશાસ્ત્રી 'એડ્રિસિ' તેના લખાણમાં લખી ગયો છે કે-'ઈ સ ૧૧૫૦માં અરબસ્તાન અને મલયદ્વિપો વચ્ચે તેજાનાનો વેપાર ધમધોકાર ચાલતો હતો એ વેપાર માં મુખ્ય હાથ હિંદુસ્તાનના હિંદુલોકોનો હતો આફ્રિકાના મૂર કે અરબસ્તાનના આરબ વ્યાપારીઓ જાવા-સુમાત્રામાં આવી તેજાના મસાલાની પુષ્કળ ખરીદી કરી ઈરાન ઇજીપ્ત અને ફ્રેંચ શ્રીસમાં વેચતા હતા ગ્રીસ મારફતે એ માલ આખા યુરોપમાં પ્રસરી જતો હતો' પ્રસિદ્ધ ચીની બૌદ્ધ યાત્રાળુ ફાહિયાન પોતાના એક ગ્રંથમાં લખી ગયો છે કે- હિંદુસ્તાનની પવિત્ર ભૂમિનું પર્યટન પૂરૂં કરીને હિંદુ-બ્રાહ્મણોથી ભરેલા એક વહાણમાં બેસીને સીલોન [સિંહલદ્વીપ]થી સ્વદેશ જતા ઈ સ ૪૧૨-૧૩માં જાવા-સુમાત્રાના બૌદ્ધ મંદિરો નીરખવા થોડા દિવસો ત્યાં રહ્યો હતો એ વખતે જાવા-સુમાત્રામાં હિંદુ તથા બૌદ્ધ ધર્મની સંસ્કૃતિના પાયા ઊંડા નખાયા હતા હિંદુ-રાજા સુખસંપથી રાજ્ય કરતા હતા બૌદ્ધ તથા હિંદુ બન્ને ધર્મ પર જાવાના રાજ્યકર્તાઓની અપાર મમતા હતી બન્ને ધર્મો સુખસંપથી ચાલતા હતા હિંદુ રાજાઓએ બૌદ્ધ મંદિરો બંધાવીને જે માયા દાખવી હતી તે બૌદ્ધધર્મના વડાધર્મગુરુઓથી ભૂલી શકાય એવું નહોતું અસંખ્ય પ્રમાણમાં હિંદુલોકો હિંદમાંથી આહીં વસીને વ્યાપાર કરતા હતા.'

આજે જાવા-સુમાત્રામાંના બ્રાહ્મણ તથા બૌદ્ધ દેવળોમાંના ઘણાક ખંડિત હાલતમાં જોવામાં આવે છે, તોપણ પ્રાચીન અવશેષો પરથી જાવા-સુમાત્રાનો જૂનો ઈતિહાસ શોધી કાઢવામાં તે ડચ તથા અન્ય યુરોપીય લેખકોને બહુજ ઉપયોગી થયા છે જાવા દેશની ભૂગોળવિદ્યા તથા ઈતિહાસને લગતા સંખ્યાબંધ પુસ્તકો ડચ તેમજ અંગ્રેજી ભાષામાં પ્રગટ થયા છે એ પુસ્તકો આજે આપણને તે દેશનો ઈતિહાસ, દંતકથા લોકસાહિત્ય ધર્મસાહિત્ય, તથા બીજી રસમય હકીકતો પૂરી પાડે છે

જાવા-સુમાત્રામાં પ્રાચીન કાળમાં મંદિર કે દેવળને ચંદી' કહેતા હતા એ ચંદીમાં રામાયણ તથા મહાભારતકાળના ચિત્રો દોરેલાં હતા જે આજે પણ જોનારની નજરે પડયા

વગર રહેતાં નથી. ચંદીશિવ, ચંદીવિષ્ણુ, ચંદીબુદ્ધ, ચંદીજલયુંડ, ચંદીપુત્રીવવ, ચંદીઓરોબદર, ચંદીસીંગસરી, ચંદીપવન, ચંદીસરી[સૂર્ય] વગેરે નામનાં બૌદ્ધ તથા હિંદુધર્મના મંદિરો આજે ખંડિત હાલતમાં જોવામાં આવે છે. 'બોરોબદર'ના મંદિરનું શિલ્પ તથા નકશીકામ અજન્તા તથા ઈલોરાની ગુફાઓ સાથે મળતું આવે છે. દક્ષિણહિંદના દ્રાવિડિયન કારીગરોથી બંધાયેલા એ 'બોરોબદર'ના મંદિરે જાવા-સુમાત્રામાં પ્રાચીન ભારતીય કલાનું ગૌરવ જાળવ્યું છે. શાકે ૮૬૬ અને ૯૯૬ની વચ્ચે એ ગુફાને મળતાં આવતાં મંદિરો બંધાયાં હોવાનું અનુમાન થાય છે. એ વખતે ત્યાં શૈવધર્મનું બહુ જ જોર હતું. ચાલુક્ય કારીગરોથી બંધાયલાં મંદિરો પણ આજે જોવામાં આવે છે. જાવા-સુમાત્રાના પ્રાચીન શિલાલેખો પરથી પણ એ સમયના લોકોની પરિસ્થિતિ તથા કલા-હુન્નર પર વિશેષ પ્રકાશ પડે છે. શાકે ૩૯૬ના જેઠ માસના શુક્રવારે આલેખાયેલો એક લેખ થોડા વખત પહેલાં અંગ્રેજ પ્રવાસીઓને પ્રાપ્ત થયો હતો. એ શિલાલેખપરથી એ સમયના રાજા-પ્રજાના ધર્મો પર ઠીક પ્રકાશ પડે છે. દ્રૌપદી, ચિત્રાવતી, તથા ચિતાદેવીનો એ લેખમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. શાકે ૬૭૪નો ચંગલપેટનો એક લેખ જાવા-સુમાત્રામાં થઇ ગયેલી મહારાણી સીમાની હકીકત પૂરી પાડે છે. શાકે ૬૫૪માં શૈવરાજાએ બંધાવેલાં મંદિરો વિષે પણ એક લેખ છે. શાકે ૭૦૦માં એક બૌદ્ધમંદિર બંધાયાનું એક બીજો લેખ જણાવે છે. આઠમા સૈકાનો એક લેખ ત્યાંના વિષ્ણુ ધર્મની વાત કહે છે. તે વખતે ત્યાં સંજય રાજા રાજ્ય કરતો હતો. શાકે ૮૫૦નો એક વંગી શિલાલેખ એ સમયની સ્થિતિનું વર્ણન કરે છે. શાકે ૧૩૫૧ના 'સિનાગસરી' શહેરના એક તળાવપરના લેખ પરથી જણાય છે કે મહારાણી જયશ્રી વિષ્ણુવર્ધિનીના મુખ્ય પ્રધાન ગજમદે બૌદ્ધો અને શૈવો માટે ત્યાં સ્મશાન બંધાવી આપ્યું હતું.

ઈ. સ. પૂર્વે ૧૭ની સાલમાં 'કલિંગ'[1] દેશમાંથી કેટલાક હિંદુઓ પ્રથમ વહાણમાં બેસીને જાવા-સુમાત્રાને કિનારે ઉતર્યા હતા, એવો જાવા-સુમાત્રાના પ્રાચીન ઈતિહાસમાં ઉલ્લેખ છે. ઇ. સ.ના પ્રથમ સૈકામાં દક્ષિણ હિન્દુસ્તાનમાં આંધ્ર રાજ્ય પૂર્ણ કીર્તિના શિખરે બિરાજતું હતું. એ વખતના આંધ્રરાજાઓ પોતાના પ્રદેશો ઉપરાંત ઠેઠ મગધદેશ પર પણ અમલ ચલાવતા હતા. મલયદ્વિપોની ફળદ્રુપ અને મૂલ્યવાન તેજનાની ભૂમિ તરફ આંધ્રદેશના હિંદુરાજાઓનું મન આકર્ષાતાં, તેમણે જાવા-સુમાત્રાથી પાછા ફરેલા કલિંગ દેશના હિંદુઓ પાસેથી તે દેશની વિશેષ હકીકત મેળવી, અને કેટલાક હિંદુવ્યાપારીઓથી ભરેલું એક વહાણ તે દેશ તરફ મોકલાવ્યું. આંધ્રદેશના કુશળ વ્યાપારીઓ જાવા-સુમાત્રાની મૂલ્યવાન ભૂમિ ખૂંદી વળ્યા, અને ત્યાંના જંગલી અવસ્થા ભોગવતા મૂળવતનીઓપર વિજય મેળવી પાછા સ્વદેશ આવ્યા. આંધ્રરાજાને મલયદ્વિપોમાં મળેલી કીર્તિ તથા વિજય તરફ આકર્ષાઇને ગુર્જરપ્રાંત તથા સિંધુનદીના કાંઠાપર રહેતા બૌદ્ધ લોકોએ પણ ધર્મપ્રચારાર્થે એક ટોળી તે પ્રદેશ તરફ મોકલી. તેને પણ ત્યાં સારો આવકાર તથા આશ્રય મળ્યાં. બીજી પ્રજાઓનો જાવા-સુમાત્રામાં વિજય નિહાળીને કૃષ્ણા નદીના મુખપાસેથી તથા તૈલંગણ[2]માંથી બ્રાહ્મણો

---

૧. કલિંગ—કલિંગ દેશ એ તૈલંગણનો ઉત્તર ભાગ છે. પ્રાચીન શ્રીકાકોલમ કૃષ્ણાનદીના મુખ આગળ બંદર હતું. તે આંધ્રદેશના તાબામાં હતું, અને તે બંદરેથી હિંદુઓ જાવા-સુમાત્રા જઈ વસ્યા હતા. જૂની મલયાનીસ ભાષામાં એલાનો ક્લિંગ (Cling) શબ્દ 'કલિંગ' શબ્દ ઉપરથી બન્યો છે. અને તે શબ્દને કલિંગમાંથી ગયેલા લોકોએ વપરાશમાં આણ્યો હતો.

૨. સંસ્કૃત ત્રિલિંગ શબ્દ ઉપરથી તૈલંગણ શબ્દ બન્યો છે. દક્ષિણનાં ત્રણ શિવલિંગ (મહેશ મંદિર) જે દેશના ત્રણ ખૂણાપર આવેલાં છે, તે દેશનું નામ તૈલંગણ.

પણ જાવા–સુમાત્રા ગયા હતા તેમણે ત્યાંના મૂળવતનીઓને હરાવીને પ્રથમ સત્તા જમાવી હતી આદિત્ય[1] સંવતની પહેલાં દક્ષિણ હિંદુસ્તાનનો 'સુમિત્ર' નામનો એક હિંદુ રાજા 'સુમાત્રા' ગયો હતો તેણે ત્યાંના મૂળ વતનીઓને હરાવીને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું 'સુમિત્ર' રાજાના નામપરથી એ દ્વિપનું નામ 'સુમાત્રા' પડ્યું સુમિત્ર રાજાનો વિજય નીરખીને આદિત્યધર્મ રાજાની આગેવાની હેઠળ એક હિંદુ ટોળી જાવાના બેટ પર ઊતરી પડી એ રીતે ઈ સ ૭૫માં સુમાત્રામાં સુમિત્ર રાજાની અને ઈ સ ૭૮માં જાવામાં આદિત્યધર્મ રાજાના રાજ્યની સ્થાપના થઈ આ પ્રમાણે ધીમેધીમે જાવા–સુમાત્રા હિંદુસ્તાનનું એક સંસ્થાન બની ગયું જાવા–સુમાત્રામાં થઈ ગયેલા તમામ રાજ્યકર્તાઓનો ઈતિહાસ મળતો નથી પણ શિલાલેખો તથા મંદિરો પરથી ત્યાં કયા કયા રાજવીઓ ક્યારે ક્યારે થઈ ગયા તે પર પ્રકાશ પડે છે

ઉપર કહી ગયા તે પ્રમાણે ઈ સ ૭૮માં જાવામાં આદિત્યધર્મ નામે રાજા રાજ્ય કરતો હતો તે બ્રાહ્મણ ધર્મ પાળતો હતો પૂર્ણવર્મા નામક એક વિષ્ણુભક્ત રાજા ઈ સ ના પાંચમા સૈકામાં રાજ્ય કરતો હતો ઈ સ ૬૭૪માં સીમાંવી નામની મહારાણીએ પણ જાવામાં રાજ ચલાવ્યું હતું ઈ સ ૭૦૨માં બૌદ્ધધર્મી રાજા વિજયધર્મે શિવરાજ રાજાને હરાવીને થોડો વખત સુધી પોતાની સત્તા જમાવી હતી સંજયરાજા ઈ સ ૭૩૨માં રાજ્યકર્તા થઈ ગયો તેના વખતમાં કલા–સાહિત્ય–સંગીત તથા વ્યાપાર હુન્નરની સારી વૃદ્ધિ થઈ હતી ઈ સ ૮૨૫માં ભિક્ષુક નામે એક રાજા થઈ ગયો તેણે 'ચંદીધર્મ' નામે એક મંદિર બંધાવ્યું હતું ઈ સ ૧૦૨૦માં પૂર્ણપ્રભુ નામે રાજા થઈ ગયો સુમાત્રાની પ્રજા એને મહારાજા રતીદેવતા તરીકે પણ ઓળખતી હતી સુમાત્રાના દાણ પ્રાંતમાં ઈ સ ૧૦૩૦થી ૧૦૬૦ની વચ્ચે જયભર નામે રાજવી થઈ ગયો તે સંસ્કૃતભાષાનો પ્રખર પંડિત હતો તેના વખતમાં જાવા–સુમાત્રામાં કેળવણી તથા હુન્નર ઉન્નતિના શિખરે પહોંચ્યા હતા ઈ સ ૧૧૮૨માં સીંગરતરીમાં અંગરક્ષરાજા થયો, પણ તેનું મૃત્યુ તેના પુત્ર અનરપતિથી થતાં અનરપતિ ગાદીએ આવ્યો ઈ સ ૧૨૯૨માં કીર્તિનગર નામે રાજવી થઈ ગયો રાજા કીર્તિનગરને રદનવિજય નામે એક સેનાપતિ હતો તે લુપેલની રાણીને પરણ્યો હતો એ રાણી ચીનના મહારાજા સાથે પરણવાને વચનથી બંધાયેલી હતી છતાં રદનવિજય એ રાણીને પરાણે પરણી બેઠો પરિણામે રદનવિજય તથા ચીનના મહારાજા વચ્ચે મહાયુદ્ધ થતાં છેવટે રદનવિજયને જીત મળતા, તેણે કીર્તિરાજેશ નામ ધારણ કરી રાજ્યસિંહાસન પચાવી પાડ્યું હતું કીર્તિરાજેશે કેટલાક શૈવ તથા બૌદ્ધધર્મના મંદિરો બંધાવ્યા હતા ત્યાર પછી રાણી જયશ્રી વિષ્ણુવર્ધિનીનું નામ બહાર આવ્યું જયશ્રીનું લોકપ્રિય નામ રાજુકન્યકા હતું જયશ્રીએ પોતાના આયુષ્યનો બધો ભાગ કુમારાવસ્થામાં ગાળ્યો હતો. રાણી જયશ્રી એ જાવાની બીજી મહારાણી હતી ઈ સ ૧૩૫૮થી ૧૩૮૯ સુધીમાં હયવર્ધન નામક રાજાએ રાજ્ય ભોગવ્યું હતું તેણે બોર્નિયો [ભરણી] અને મલવા [મલાવ] જીતી લઈને પોતાના રાજ્ય સાથે જોડી દીધા હતા આ સિવાય અભવિજય, ઉદાયન, ગજમદ અને અંકવિજય વગેરે હિંદુરાજાઓ થઈ ગયા હતા છેલ્લા બે રાજાઓના પુત્રોએ ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરવાથી તેમણે અનુક્રમે સુલતાન સેપુ અને સુલતાન અનામ નામ ધારણ કરીને રાજ કર્યું હતું ઈ સ ના ૧૩મા સૈકામાં હિન્દુસ્તાનમાં મુસલમાનોએ પોતાના રાજ્યના પાયા ઊંડા નાખ્યા હતા પરિણામે કેટલાક મુસલમાનો રાજસત્તાના બળે હિંદુલોકોના વહાણોમાં બેસીને ઠેઠ જાવા–

---

1 આદિત્ય અથવા અજ સંવત જાવામાં હાલપણ પ્રચલિત છે ઈ સ ૭૮માં જાવામાં આદિત્યધર્મ નામે રાજા રાજ્ય કરતો હતો, તેના નામ ઉપરથી તે સંવત સ્થપાયો છે.

સુમાત્રામાં પહોંચી ગયા. ઇ. સ. ૧૫૦૦ની શરૂઆતમાં આ પ્રમાણે ઇસ્લામ ધર્મ જાવા-સુમાત્રાને કિનારે ઊતરવાથી તરત જ હિંદુધર્મની પડતી થઈ ગઈ. જાવા-સુમાત્રામાં ઇસ્લામ ધર્મનો ખૂબ પ્રચાર થતાં હિંદુ રાજ્યસત્તા જડમૂળથી ઊખડી ગઈ. મુસલમાન બાદશાહોના સમયમાં કેટલાક આરબ તથા મુસલમાન વ્યાપારીઓ મલબારથી સીલોન રસ્તે થઈને જાવા ગયેલા. તેઓએ પાછળથી-ઇ. સ. ૧૫૦૦ પછી તેઓનાનો વ્યાપાર હાથ કરીને મલયદ્વિપના એક હિંદુરાજાને મુસલમાની ધર્મમાં આણી તેનું નામ 'મહમદશાહ' પાડયું હતું. ઈ. સ. ૧૫૯૬માં ડચલોકોએ જાવા-સુમાત્રાનો કિનારો પાવન કર્યો. હિંદુ તથા ઇસ્લામી રાજાઓને બળના જોરે નમાવીને ડચ લોકોએ ઇ. સ. ૧૬૪૬માં પોતાનું રાજ્ય જાવામાં સ્થાપ્યું હતું. ઇ. સ. ૧૮૧૨થી ૧૮૧૬ સુધી અંગ્રેજોએ પણ ત્યાં રાજ્ય કર્યું હતું. પરંતુ ૧૮૧૪ના લંડનના તહનામા મુજબ એ મુલક ડચલોકોને પાછો સ્વાધીન કરવામાં આવ્યો હતો.

સંસ્કૃત શબ્દ યવ ઉપરથી અપભ્રંશ થઈને 'જાવા' નામ બન્યું છે. સુમાત્રા, સેલીબીસ, અને બોર્નિયોની સરખામણીમાં જાવાદ્વિપ જોકે ઉઠ નાનો છે, તોપણ સંપત્તિમાં તે સૌથી ચડિયાતો છે. હિંદુ, ચીના, મુસ્લીમ, ડચ, અંગ્રેજ અને સમગ્ર યુરોપની પ્રજાઓને આકર્ષનાર જાવાટાપુ ૬૨૨ માઈલ લાંબો અને ૧૨૧ માઈલ પહોળો છે. 'મધુરાદ્વિપ' સહિત તેનું ક્ષેત્રફળ ૫૦૫૫૪ ચોરસ માઈલ એટલે કે મદ્રાસ ઇલાકાના ત્રીજા ભાગ જેવડું છે. ઇ. સ. ૧૮૭૮માં જાવાની વસતી ૧૯૦૬૭૮૨૯ માણસોની હતી. સને ૧૯૦૧ની વસતી-ગણત્રી પ્રમાણે તે વધીને ૨૯૦૦૦૦૦૦ માણસોની થઈ. જાવાનો ફળદ્રુપ પ્રદેશ સહેલાઇથી ગુજરાન ચલાવી શકાય તેવો હોવાથી આજે તેની વસતી ઘણી વધી ગઈ છે. જાવામાં પર્વતોની લાંબી હારો આવેલી છે. તેમાંના કેટલાક જ્વાલામુખી પણ છે. અર્જુન, રાવણ, સુમેરુ, ગંતુર વગેરે નામો ધરાવનારા પર્વતો લાંબી હારોમાં પથરાયેલા છે. ઇ. સ. ૧૮૪૩માં જ્વાલામુખી 'ગંતુર' ફાટતાં ભારે નુકસાન થયું હતું. સુરકર્તા, ભગવંતા, સરયુ, વંતા, તેજુરૂ વગેરે નદીઓની નહેરો જાવાની ભૂમિને રસાળ તથા ફળદ્રુપ બનાવે છે. જાવામાં 'રસમાલા' નામનું એક ઝાડ ૧૦૦ ફીટ ઊંચું હોય છે. હાલમાં જાવામાં ઊંચા વર્ગની ભાષા 'ક્રોમો' [Crome] છે, જ્યારે હલકાવર્ગની ભાષા 'ગોકો' [Ngoko] છે. સંસ્કૃતભાષા તથા હાલની જાવાનીસ ભાષાના શબ્દોનું બંધારણ લગભગ સરખું છે. જાવા-સુમાત્રાના પ્રાચીન કવિરાજોએ આર્યાવર્તની ગંગા અને જાવાના નદીઓના સુંદર પ્રદેશોનું રસમય વર્ણન કરીને સંસ્કૃત ભાષાના શબ્દો વધારે પ્રચલિત કર્યા હતા. 'બ્રતયુદ' [ભારતયુદ્ધ], રામાયણ, ઘટોત્કચાશ્રય, પંચતંત્ર, કરસનાયન વગેરે ગ્રંથોની જૂની ભાષા સંસ્કૃત જણાય છે. શેરીભુમ [શ્રીભૂમિ], પેકાલિંગમ [પદ્મલિંગમ], સુરબય [સુરભય], પસુરવમ [પશુરવં], પ્રોબોલિંગો [પ્રભુલિંગમ], જોગજોકર્ત [યોગીકર્તા], મેદાન [મેદિનિ], કેદીરી [કેદારિ], મદુરા વગેરે પ્રાંતોનાં નામો મૂળ સંસ્કૃતભાષામાં પ્રચલિત થયાં હતાં, જ્યારે આજે જાવાનીસ ભાષામાં લય પામી ગયાં છે.

જાવા-સુમાત્રાના મલયદ્વિપોમાં આજથી બે હજાર વર્ષો પહેલાં દક્ષિણહિંદના રાજ્યકર્તાઓએ પોતાનાં સંસ્થાનો સ્થાપીને, લગભગ દોઢહજાર વર્ષો સુધી એકધારું રાજ્ય ભોગવીને જાવા-સુમાત્રાને પોતાની જન્મભૂમિ બનાવી હતી. જાવા-સુમાત્રા સાથેનો આપણો પ્રાચીન ગાઢસંબંધ આપણે જેમ વીસરી ગયા છીએ તેમ બે હજાર વર્ષો પહેલાં હિન્દુસ્તાનમાંથી જાવા-સુમાત્રા ગયેલા આપણા દેશબાંધવો સ્વદેશને સાવ ભૂલી ગયા છે.*

---

* "The Commonweal"માંના "The Ancient Hindu Colonies" નામક અંગ્રેજી સાહિત્ય પરથી.

ઇટલીનો હૃદયદેવ—

# વીકટર ઇમેન્યુઅલ

ચીમનલાલ

'સેવૉય રાજવંશનો મુગટ જ્યાંલગી મારા મસ્તકે મુકાય છે, ત્યાંલગી ઇટલી ફ્રાંસ સામે શસ્ત્રો ધારણ નહિ કરે'–૧૯૩૮ના સપ્ટેમ્બરમાં ઇટલીના તાજધારી વીકટર ઇમેન્યુઅલ ત્રીજાના મુખમાંથી સરેલા આ શબ્દો યુરોપીય ઇતિહાસ, ઇટાલિયન પરિસ્થિતિ અને ચાલુ મહાયુદ્ધનાં અનેક સ્વરૂપો પર પ્રકાશ ફેંકે છે.

સમ્રાટ રૂડોલ્ફની સેનામાં હમ્બર્ટ નામે એક સરદાર હતો. તેની સેવાથી ખુશ થઈ સમ્રાટે તેને સેવૉય પરગણાનો જાગીરદાર (કાઉન્ટ) બનાવ્યો (ઇ. સ. ૧૦૨૭). તે પ્રસંગે સેવૉય–રાજવંશનાં મૂળ નંખાયાં.

હમ્બર્ટના વારસોએ ઉત્તરોત્તર પ્રગતિ સાધવા માડી. સમરભૂમિ પર તેજસ્વિતા દાખવી તેઓ આસપાસનો પ્રદેશ કબજે કરવા લાગ્યા. ૧૪૧૬માં પીડમોન્ટ પરગણાને સેવૉયમાં ભેળવી દઈ તેમણે એક નાનકડું રાજ્ય બનાવ્યું. પાટનગર તરીકે તેમણે ટયુરીન (પીડમોંટ)ને પસંદગી આપી. તેઓ હવે જાગીરદારને બદલે ઠાકોર (ડયુક) તરીકે ઓળખાવા લાગ્યા.

પણ સેવૉયનું ભૌગોલિક સ્વરૂપ ઘણું જ કઢંગુ હતું. સ્પેન, ફ્રાંસ ને ઑસ્ટ્રિયન શહેનશાહતોના વચગાળે આવેલું હોઈ તેની સ્થિતિ સિંહ, વાઘ ને વરુ વચ્ચે ઘેરાયલા ઘેટા જેવી થઇ પડતી. એકની સાથે મીઠાશ જાળવે તો બીજો વીફરે, ને બીજાને પંપાળે તો ત્રીજાની આંખોમાં લાલાશ ઊભરાય. ત્રણે શહેનશાહતો સાથે સેવૉયના ઠાકોરો સગપણથી જોડાયા પણ પરિસ્થિતિમાં તલપૂર પણ સુધારો ન થયો. ઠાકોર ચાર્લ્સ ત્રીજાએ ઑસ્ટ્રિયા સાથે મૈત્રી કેળવવાનો પ્રયાસ કરતાં જ તે ફ્રાંસની હમદર્દી ગુમાવી બેઠો. ને ઈ. સ. ૧૫૩૬માં ફ્રાંસે પાટનગર ટયુરીન સાથે સેવૉયનો પ્રદેશ જીતી લીધો. ન્યાયી તરીકે યશસ્વી બનેલ ચાર્લ્સ ત્રીજાને પોતાની જાગીર પણ તજવી પડી.

પરંતુ ચાર્લ્સનો પુત્ર ઇમેન્યુઅલ ફીલ્બર્ટ[1] એક તેજસ્વી સેનાપતિ અને કુશળ રાજનીતિજ્ઞ નીવડયો. તેણે સ્પેનની હમદર્દી મેળવી એટલું જ નહિ, સ્પેનના સમ્રાટનો તે માનીતો બન્યો. સેંટ ક્વેન્ટીનના યુદ્ધમાં ફ્રેન્ચો પરના વિજયે તેને સમસ્ત યુરોપના મહાનમાં મહાન સેનાપતિ તરીકેની કીર્તિ અપાવી. ફ્રેન્ચ સમ્રાટે તેને પોતાના પુત્ર સમાન લેખ્યો; મદભરી ફ્રેન્ચ રાજકુમારી માર્ગરેટનો તે પ્રિયતમ બન્યો.

તેનો પુત્ર ચાર્લ્સ ઇમેન્યુઅલ પણ તેના જેટલો જ પરાક્રમી નીવડયો. પોતાની યુદ્ધ નિપુણતાથી તેણે ફ્રાન્સ અને સ્પેનના રાજવીઓને ધ્રુજાવ્યા. ત્યારથી, અસ્તવ્યસ્ત થઈ ગયેલી ઇટાલિયન પ્રજાએ સેવૉયના રાજવંશ પર આશાની મીટ માંડી.

---

૧ આ નરવીરની રોમાંચક જીવનકથાને જગવિખ્યાત વાર્તાકાર ડૂમાએ પોતાની 'Page of the Duke of Savoy' નામે રસિક નવલકથામાં અમર બનાવી છે.

પણ સેવોયના કમનશીબે ફ્રાંસના મહામંત્રી તરીકે કાર્ડીનલ રીશલ્યુ[1] નીમાયો. તેણે પોતાની અજબ કુનેહ અને અજેય લશ્કરી પ્રતિભાથી સેવોયને ફરી જીતી લીધું. એ આઘાતથી ચાર્લ્સ ઇમેન્યુઅલ મૃત્યુ પામ્યો (૧૬૩૦). પરંતુ રીશલ્યુના ઉત્તરાધિકારી મેઝેરીને[2] પોતાની ભત્રીજીને સેવોયના રાજવંશમાં પરણાવવાને ટયુરીનમાંથી ફ્રેન્ચ સેનાને પાછી બોલાવી લીધી (૧૬૫૭). ને સેવોયનો સિતારો ફરી ચમકવા લાગ્યો.

અઢારમી સદીના અંતભાગમાં ઇટલીની સમરભૂમિ પર ઑસ્ટ્રિયા અને ફ્રાંસ વચ્ચે ભયંકર યુદ્ધો ખેલાયાં. ને અંતમાં સમસ્ત ઇટલી નેપોલિયનની છત્રછાયા નીચે આવ્યું ગયું. નેપોલિયનના શાસને ઇટાલિયન પ્રજામાં એકતા અને સ્વતંત્રતાની તમન્ના જગવી. તે પ્રજા સજીવ પ્રજા તરીકે પ્રકાશવા લાગી. પણ નેપોલિયનનું પતન થતાં જ ઇટલી પુનઃ વિભક્ત થઈ ગયું. તેનો ઘણોખરો ભાગ ઑસ્ટ્રિયન શહેનશાહના કાબૂ નીચે ચાલ્યો ગયો. બાકીનું ઇટલી પોપ, નાના નાના ઠાકોરો અને અમીર-ઉમરાવો વચ્ચે વહેંચાઈ ગયું.

આ સંયોગોમાં તરુણ ઇટાલિયન પ્રજા ઉદ્દામ માર્ગે ચાલી ગઇ. તે હવે પરદેશીઓની ધૂંસરીમાંથીજ નહિ, સ્વદેશી રાજાઓના પ્રભુત્વમાંથી પણ આઝાદી ઝંખવા લાગી. ઇટલીના જુદા જુદા પ્રાન્તોમાં બળવા થયા. પરન્તુ એમાંના ઘણાખરા બળવાઓને ઑસ્ટ્રિયન શહેનશાહની મદદથી દાબી દેવામાં આવ્યા.

સેવોય-પીડમોન્ટની પ્રજાએ પણ પ્રજાતંત્ર મેળવવાને એવો બળવો જગવ્યો ને બળવાખોરોએ પાટનગર ટયુરીન પર ધસારો કર્યો. સેવોયમાં એ પ્રસંગે વીક્ટર ઇમેન્યુઅલ પહેલાનું શાસન ચાલતું હતું. તે ઠાકોર મટીને રાજા બન્યો હતો. તેના હાથમાં સેવોય, પીડમોંટ, સાર્ડીનિયા, જીનોઆ અને નાઇસ જેવા ઇટલીના મહત્ત્વના પ્રાન્તો હતા. એક કુશળ સેનાપતિ તરીકે તેના પાસે સુસજ્જ સેના હતી. તેણે ધાર્યું હોત તો ઑસ્ટ્રિયન શહેનશાહની મદદ વિના કેવળ પોતાનીજ સેનાથી તે બળવાખોરોને કચરી નાંખી શકત; પણ લશ્કરના એવા આગ્રહ છતાં તેણે પ્રજા પર ગોળી ચલાવવાની ના કહી. તેમજ બળવાખોરો આગળ નમતું મૂકવાનું પણ તેના રાજવંશી સ્વભાવને ન રુચ્યું. ને એ બંને મુશ્કેલીઓમાંથી બચી જવાને તેણે રાજકર્તા તરીકે રાજીનામું આપ્યું.

તેના ગાદીત્યાગ પછી તેનો નાનો ભાઈ ચાર્લ્સ ફેલીક્સ સેવોયની ગાદીએ આવ્યો. તેણે બળવાખોરો સામે કડક લશ્કરી પગલાં લઈ તેમને કચરવા માંડ્યા. વીક્ટર ઇમેન્યુઅલે તેને પ્રજાના દરેક વર્ગ પ્રત્યે સહિષ્ણુ બનવાની ભલામણ કરતાં તેણે કહ્યું, "જાઓ, જોઈએ તો આપને આપની ગાદી પાછી સોંપવાને તૈયાર છું. પણ જ્યાંસુધી હું રાજા છું ત્યાંસુધી રાજદ્રોહીઓને નહિ નભાવી લઉં."

ફેલીક્સના મરણ પછી તેનો પિત્રાઈ ચાર્લ્સ આલ્બર્ટ સેવોયની ગાદીએ આવ્યો (૧૮૩૧). તે વીક્ટર ઇમેન્યુઅલનો પૂજક, પ્રશંસક ને સત્તાવાર વારસ હતો. તેમજ પ્રજાની લાગણીઓ પ્રત્યે માન ધરાવતો હોઈ તે પ્રજાપ્રિય પણ હતો. તે ગાદીએ આવતાં પ્રજામાં નવી આશા જન્મી. ઇટલીના રાષ્ટ્રવીર મેઝીનીએ તેને એક ખુલ્લો પત્ર લખી સમસ્ત ઇટાલિયન પ્રજાના સરદાર બનવાની અને ઇટલીને મુક્ત અને સજીવ બનાવવાની વિનંતિ કરી.

---

૧, ૨. આ બંને મહામંત્રીઓની વિરલ પ્રતિભા, તેમનું રોમાંચક જીવન અને તેમનાં કુટિલ કારસ્તાનોએ વાર્તાકાર ડૂમાને, Three Musketeers, Twenty years after અને Vicomte de Bragelonne જેવી અમર નવલકથાઓ લખવાની પ્રેરણા આપેલી.

પરંતુ ચાર્લ્સ આલ્બર્ટ તો ગાદીએ આવતાં પહેલાંજ ઑસ્ટ્રિયન શહેનશાહને ઇટાલિયન પ્રજાની આઝાદીની તમન્નાને દાબી દેવાનુ વચન આપી ચૂક્યો હતો. એ વચન આપ્યા વિના તેને માટે ગાદીપતિ બનવુ સંભવિત પણ નહોતુ પરિણામે તેની સ્થિતિ કઢંગી બની ગઈ. અંતરની ઇચ્છા ન છતા, ગાદીને ખાતર તેને પ્રજાતંત્રવાદીઓ સામે ઉગ્ર બનવું પડ્યુ મેઝીનીને તેણે દેશનિકાલની અને પછી તે પોતાની હદમા પ્રવેશે તો દેહાંતની સજા ફરમાવી.

આ અરસામાં ઑસ્ટ્રિયામા બળવા થયા અને લોખંડી ઑસ્ટ્રિયન શહેનશાહ ફર્ડીનાન્ડને ગાદી તજવી પડી. આ તકનો લાભ લઈ ઑસ્ટ્રિયન આધિપત્ય નીચેની ઇટાલિયન પ્રજાએ આઝાદીની ઘોષણા જગવી અને પોતાના એ પવિત્ર કાર્યમા તેમણે ઇટલીના જુદા જુદા રાજાઓની મદદ માગી ચાર્લ્સ આલ્બર્ટ પોતાના અંતરાત્માને અનુસરી તરતજ તે પ્રજાની મદદે આવ્યો. તેણે ઇટાલિયન પ્રજાની ભાવનાને ઝીલી લીધી; ક્રાન્તિકારીઓના ત્રિરંગી (લાલ, લીલો, સફેદ) ધ્વજને પોતાનો બનાવ્યો પણ ઑસ્ટ્રિયા સામેના આ યુદ્ધમા તે બન્ને વખત હારી ગયો અને છેવટ તેણે યુદ્ધભૂમિ પર જ, પોતાના પુત્ર અને પ્રજાના હિતને ખાતર, ભગ્ન હૃદયે, રાજકર્તા તરીકે રાજીનામુ આપ્યું

તેની પછી તેના પુત્ર વીકટર ઇમેન્યુઅલ બીજાને માથે સેવોયનો મુગટ મુકાયો (૧૮૪૯). જો તે પ્રજાપક્ષ અને ત્રિરંગી ધ્વજને તજી દે તો તેને અનેક રીતે લાભ કરી આપવાની ઑસ્ટ્રિયન સેનાપતિએ તત્પરતા બતાવી. પણ તેણે પિતાના પવિત્ર કાર્યને તજવાની ચોકખી ના સુણાવી, અને પરાજયની કડક અને કડવી શરતો સ્વીકારી લીધી. તે જ દિવસે ઇટાલિયન પ્રજાના હૃદય-સિંહાસને સેવોયના રાજવંશે અમર સ્થાન મેળવ્યુ.

આ સમયે ઇટલીના જુદા જુદા પ્રાન્તોમા બળવા ચાલુજ હતા, અને રોમની પ્રજા પોપને નસાડી મૂકી પ્રજાતંત્ર સ્થાપવામા સફળ પણ નીવડેલી. મેઝીની રોમના શાસકપદે આવેલો ને ગેરીબાલ્ડી સરખો તેજસ્વી વીર તે પ્રદેશનુ રક્ષણ કરતો હતો પણ પોપે ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, સ્પેન ને ઇટલીના જુદા જુદા રાજાઓની મદદ સાથે રોમ પર ભયંકર આક્રમણ કર્યું ને શત્રુપક્ષના પીઢ રાજનીતિજ્ઞોના કાવાદાવાથી રોમન પ્રજાસત્તાક તૂટી પડ્યુ. ફ્રેન્ચ સેનાના રક્ષણ નીચે પોપને ફરી રોમના નૃપતિ તરીકે જાહેર કરવામા આવ્યો મેઝીની અને ગેરીબાલ્ડીને નાસી જવુ પડ્યુ આ જ રીતે ઇટલીના બીજા પ્રાન્તોમા પણ બળવા ક્ષણિક વિજયી નીવડી અંતમા નિષ્ફળ ગયા.

પણ સેવોયમા ઇટલીનુ ભાગ્ય ખીલી રહ્યુ હતુ વીકટર ઇમેન્યુઅલે પોતાના મહામંત્રી તરીકે ચૂંટેલો કાવુર પ્રજાપ્રિય ધુરંધર, કુશળ રાજનીતિજ્ઞ અને અડગ વીર હતો તેણે ક્રીમિયન વિગ્રહમા રશિયા સામે તૂર્કી-ઇગ્લાંડ-ફ્રાંસને મદદ કરીને અને ઇંગ્લાંડ-ફ્રાંસના સ્વાતંત્ર્યપ્રેમી વર્ગમા ઇટલીના દાવાનો પ્રચાર કરીને તે રાષ્ટ્રોમાં પોતાનો પક્ષ જમાવ્યો.

આ પછી વીકટર ઇમેન્યુઅલ અને કાવુરે સમસ્ત ઇટલીને સ્વતંત્ર બનાવવાની પોતાની મહેચ્છા જાહેર કરી. ઇટલીદ્વારા ઑસ્ટ્રિયાને દબાવવા માગતા ફ્રેન્ચ સમ્રાટ નેપોલિયન ત્રીજાએ આ કાર્યમા તેને શરૂઆતમા તો પૂરતી મદદ આપી, પરતુ અસ્થિર મનના એ સમ્રાટે અધવચમાજ ઑસ્ટ્રિયા સાથે સંધિ કરી લીધી અને વીકટર ઇમેન્યુઅલને કેટલાક પ્રાન્તો અપાવ્યાના બદલામા તેણે તેના પાસેથી સેવોય ને નાઇસ લઈ લીધા.

આમ છતા વીકટર ઇમેન્યુઅલે ઇટલીને સંયુક્ત અને સ્વતંત્ર બનાવવાની પોતાની

પણ સેવોયના કમનશીબે ફ્રાંસના મહામંત્રી તરીકે કાર્ડીનલ રીશ્લ્યું[1] નીમાયો. તેણે પોતાની અજબ કુનેહ અને અજેય લશ્કરી પ્રતિભાથી સેવોયને ફરી જીતી લીધું. એ આઘાતથી ચાર્લ્સ ઇમેન્યુઅલ મૃત્યુ પામ્યો (૧૬૩૦). પરંતુ રીશ્લ્યુના ઉત્તરાધિકારી મેઝેરીને[2] પોતાની ભત્રીજીને સેવોયના રાજવંશમાં પરણાવવાને ટયુરીનમાંથી ફ્રેન્ચ સેનાને પાછી બોલાવી લીધી (૧૬૫૭). ને સેવોયનો સિતારો ફરી ચમકવા લાગ્યો.

અઢારમી સદીના અંતભાગમાં ઇટલીની સમરભૂમિ પર ઑસ્ટ્રિયા અને ફ્રાંસ વચ્ચે ભયંકર યુદ્ધો ખેલાયાં. ને અંતમાં સમસ્ત ઇટલી નેપોલિયનની છત્રછાયા નીચે આવ્યું ગયું. નેપોલિયનના શાસને ઇટાલિયન પ્રજામાં એકતા અને સ્વતંત્રતાની તમન્ના જગવી. તે પ્રજા સજીવ પ્રજા તરીકે પ્રકાશવા લાગી. પણ નેપોલિયનનું પતન થતાં જ ઇટલી પુનઃ વિભક્ત થઈ ગયું. તેનો ઘણોખરો ભાગ ઑસ્ટ્રિયન શહેનશાહના કાબૂ નીચે ચાલ્યો ગયો. બાકીનું ઇટલી પોપ, નાના નાના ઠાકોરો અને અમીર-ઉમરાવો વચ્ચે વહેંચાઈ ગયું.

આ સંયોગોમાં તરુણ ઇટાલિયન પ્રજા ઉદ્દામ માર્ગે ચાલી ગઇ. તે હવે પરદેશીઓની ધૂંસરીમાંથીજ નહિ, સ્વદેશી રાજાઓના પ્રભુત્વમાંથી પણ આઝાદી ઝંખવા લાગી. ઇટલીના જુદા જુદા પ્રાન્તોમાં બળવા થયા. પરન્તુ એમાંના ઘણાખરા બળવાઓને ઑસ્ટ્રિયન શહેનશાહની મદદથી દાબી દેવામાં આવ્યા.

સેવોય-પીડમોન્ટની પ્રજાએ પણ પ્રજાતંત્ર મેળવવાને એવો બળવો જગવ્યો ને બળવાખોરોએ પાટનગર ટયુરીન પર ધસારો કર્યો. સેવોયમાં એ પ્રસંગે વીક્ટર ઇમેન્યુઅલ પહેલાનું શાસન ચાલતું હતું. તે ઠાકોર મટીને રાજા બન્યો હતો. તેના હાથમાં સેવોય, પીડમોંટ, સાર્ડીનિયા, જીનોઆ અને નાઇસ જેવા ઇટલીના મહત્ત્વના પ્રાન્તો હતા. એક કુશળ સેનાપતિ તરીકે તેના પાસે સુસજ્જ સેના હતી. તેણે ધાર્યું હોત તો ઑસ્ટ્રિયન શહેનશાહની મદદ વિના કેવળ પોતાનીજ સેનાથી તે બળવાખોરોને કચરી નાંખી શકત; પણ લશ્કરનાં એના આગ્રહ છતાં તેણે પ્રજા પર ગોળી ચલાવવાની ના કહી. તેમજ બળવાખોરો આગળ નમતું મૂકવાનું પણ તેના રાજવંશી સ્વભાવને ન રુચ્યું. ને એ બંને મુશ્કેલીઓમાંથી બચી જવાને તેણે રાજકર્તા તરીકે રાજીનામું આપ્યું.

તેના ગાદીત્યાગ પછી તેનો નાનો ભાઈ ચાર્લ્સ ફેલીક્સ સેવોયની ગાદીએ આવ્યો. તેણે બળવાખોરો સામે કડક લશ્કરી પગલાં લઈ તેમને કચરવા માંડ્યા. વીક્ટર ઇમેન્યુઅલે તેને પ્રજાના દરેક વર્ગ પ્રત્યે સહિષ્ણુ બનવાની ભલામણ કરતાં તેણે કહ્યું, "ભાઇ, જોઈએ તો આપને આપની ગાદી પાછી સોંપવાને તૈયાર છું. પણ જ્યાંસુધી હું રાજા છું ત્યાંસુધી રાજદ્રોહીઓને નહિ નભાવી લઉં."

ફેલીક્સના મરણ પછી તેનો પિત્રાઇ ચાર્લ્સ આલ્બર્ટ સેવોયની ગાદીએ આવ્યો (૧૮૨૧). તે વીક્ટર ઇમેન્યુઅલનો પૂજક, પ્રશંસક ને સત્તાવાર વારસ હતો. તેમજ પ્રજાની લાગણીઓ પ્રત્યે માન ધરાવતો હોઈ તે પ્રજાપ્રિય પણ હતો. તે ગાદીએ આવતાં પ્રજામાં નવી આશા જન્મી. ઇટલીના રાષ્ટ્રવીર મેઝીનીએ તેને એક ખુલ્લો પત્ર લખી સમસ્ત ઇટાલિયન પ્રજાના સરદાર બનવાની અને ઇટલીને મુક્ત અને સજીવ બનાવવાની વિનંતિ કરી.

૧, ૨. આ બંને મહામંત્રીઓની વિરલ પ્રતિભા, તેમનું રોમાંચક જીવન અને તેમનાં કુટિલ કારસ્તાનોએ વાર્તાકાર ડુમાને, Three Musketeers, Twenty years after અને Vicomte de Bragelonne જેવી અમર નવલકથાઓ લખવાની પ્રેરણા આપેલી.

પરંતુ ચાર્લ્સ આલ્બર્ટ તો ગાદીએ આવતાં પહેલાંજ ઑસ્ટ્રિયન શહેનશાહને ઇટાલિયન પ્રજાની આઝાદીની તમન્નાને દાબી દેવાનું વચન આપી ચૂકયો હતો. એ વચન આપ્યા વિના તેને માટે ગાદીપતિ બનવું સંભવિત પણ નહોતું. પરિણામે તેની સ્થિતિ કઢંગી બની ગઈ. અંતરની ઇચ્છા ન છતાં, ગાદીને ખાતર તેને પ્રજાતંત્રવાદીઓ સામે ઉગ્ર બનવું પડયું. મેઝીનીને તેણે દેશનિકાલની અને પછી તે પોતાની હદમાં પ્રવેશે તો દેહાંતની સજા ફરમાવી.

આ અરસામાં ઑસ્ટ્રિયામાં બળવા થયા અને લોખંડી ઑસ્ટ્રિયન શહેનશાહ ફર્ડીનાન્ડને ગાદી તજવી પડી. આ તકનો લાભ લઈ ઑસ્ટ્રિયન આધિપત્ય નીચેની ઇટાલિયન પ્રજાએ આઝાદીની ઘોષણા જગવી અને પોતાના એ પવિત્ર કાર્યમાં તેમણે ઇટલીના જુદા જુદા રાજાઓની મદદ માગી. ચાર્લ્સ આલ્બર્ટ પોતાના અંતરાત્માને અનુસરી તરતજ તે પ્રજાની મદદે આવ્યો. તેણે ઇટાલિયન પ્રજાની ભાવનાને ઝીલી લીધી; ક્રાન્તિકારીઓના ત્રિરંગી (લાલ, લીલો, સફેદ) ધ્વજને પોતાનો બનાવ્યો. પણ ઑસ્ટ્રિયા સામેના આ યુદ્ધમાં તે બન્ને વખત હારી ગયો અને છેવટ તેણે યુદ્ધભૂમિ પરજ, પોતાના પુત્ર અને પ્રજાના હિતને ખાતર, ભગ્ન હૃદયે, રાજકર્તા તરીકે રાજીનામું આપ્યું.

તેની પછી તેના પુત્ર વીકટર ઇમેન્યુઅલ બીજાને માથે સેવોયનો મુગટ મુકાયો (૧૮૪૯). જો તે પ્રજાપક્ષ અને ત્રિરંગી ધ્વજને તજી દે તો તેને અનેક રીતે લાભ કરી આપવાની ઑસ્ટ્રિયન સેનાપતિએ તત્પરતા બતાવી. પણ તેણે પિતાના પવિત્ર કાર્યને તજવાની ચોકખી ના સુણાવી, અને પરાજયની કડક અને કડવી શરતો સ્વીકારી લીધી. તે જ દિવસે ઇટાલિયન પ્રજાનાં હૃદય–સિંહાસને સેવોયના રાજવંશે અમર સ્થાન મેળવ્યું.

આ સમયે ઇટલીના જુદા જુદા પ્રાન્તોમાં બળવા ચાલુજ હતા, અને રોમની પ્રજા પોપને નસાડી મૂકી પ્રજાતંત્ર સ્થાપવામાં સફળ પણ નીવડેલી. મેઝીની રોમના શાસકપદે આવેલો ને ગેરીબાલ્ડી સરખો તેજસ્વી વીર તે પ્રદેશનું રક્ષણ કરતો હતો. પણ પોપે ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, સ્પેન ને ઇટલીના જુદા જુદા રાજાઓની મદદ સાથે રોમ પર ભયંકર આક્રમણ કર્યું ને શત્રુપક્ષના પીઢ રાજનીતિજ્ઞોના કાવાદાવાથી રોમન પ્રજાસત્તાક તૂટી પડયું. ફ્રેન્ચ સેનાના રક્ષણ નીચે પોપને ફરી રોમના નૃપતિ તરીકે જાહેર કરવામાં આવ્યો. મેઝીની અને ગેરીબાલ્ડીને નાસી જવું પડયુ. આ જ રીતે ઇટલીના બીજા પ્રાન્તોમાં પણ બળવા ક્ષણિક વિજયી નીવડી અંતમાં નિષ્ફળ ગયા.

પણ સેવોયમાં ઇટલીનું ભાગ્ય ખીલી રહ્યું હતું. વીકટર ઇમેન્યુઅલે પોતાના મહામંત્રી તરીકે ચૂંટેલો કાવુર પ્રજાપ્રિય પુરધરર, કુશળ રાજનીતિજ્ઞ અને અડગ વીર હતો. તેણે ક્રીમિયન વિગ્રહમાં રશિયા સામે તુર્કી–ઇંગ્લાંડ–ફ્રાંસને મદદ કરીને અને ઇંગ્લાંડ–ફ્રાંસના સ્વાતંત્ર્યપ્રેમી વર્ગમાં ઇટલીના દાવાનો પ્રચાર કરીને તે રાષ્ટ્રોમાં પોતાનો પગ જમાવ્યો.

આ પછી વીકટર ઇમેન્યુઅલ અને કાવુરે સમસ્ત ઇટલીને સ્વતંત્ર બનાવવાની પોતાની મહેચ્છા જાહેર કરી. ઇટલીદ્વારા ઑસ્ટ્રિયાને દબાવવા માગતા ફ્રેન્ચ સમ્રાટ નેપોલિયન ત્રીજાએ આ કાર્યમાં તેને શરૂઆતમાં તો પૂરતી મદદ આપી, પરંતુ અસ્થિર મનના એ સમ્રાટે અધવચમાંજ ઑસ્ટ્રિયા સાથે સંધિ કરી લીધી અને વીકટર ઇમેન્યુઅલને કેટલાક પ્રાન્તો અપાવ્યાના બદલામાં તેણે તેના પાસેથી સેવોય ને નાઈસ લઈ લીધાં.

આમ છતાં વીકટર ઇમેન્યુઅલે ઇટલીને સંયુક્ત અને સ્વતંત્ર બનાવવાની પોતાની

મહત્ત્વાકાંક્ષા જારી રાખી. ઇટલીનાં જુદાં જુદાં રાજ્યોની પ્રજામાં તેણે ક્રાન્તિની ભાવનાને ઉત્તેજી, અને ઑસ્ટ્રિયા સાથેનો વિગ્રહ આડકતરી રીતે ચાલુ રાખ્યો. દરેક સ્થળે બળવાખોર પ્રજાને મદદ આપવાને દોડી જતા ગેરીબાલ્ડીને તેણે અંદરખાનેથી પોતાનો મિત્ર લેખ્યો. ગેરીબાલ્ડી જુદા જુદા પ્રાન્તો જીતતો ગયો અને ત્યાંની પ્રજાના મત લઈ તે તે પ્રાન્તોને વીકટર ઇમેન્યુઅલના સુશાસન નીચે મૂકવા લાગ્યો. દરેક પ્રાન્તની પ્રજાએ વીકટર ઇમેન્યુઅલનું આધિપત્ય હર્ષપૂર્વક સ્વીકારી લીધું. ફ્રેન્ચ સમ્રાટે ઇટલીમાં ચાલી રહેલી આ ક્રાન્તિ પ્રત્યે આંખ આડા કાન કર્યા. પરિણામે જુદા જુદા આધિપત્ય નીચેનો અને ઑસ્ટ્રિયન શહેનશાહની એડીથી કચરાતો ઇટલીનો મોટો ભાગ વીકટર ઇમેન્યુઅલના કાબૂમાં આવ્યો અને ટ્યુરીનમાં મળેલી ઇટાલીયન પાર્લામેન્ટે ૧૮૬૧ના ફેબ્રુઆરીની ૧૮મીએ વીકટર ઇમેન્યુઅલને સંયુક્ત ઇટલીના મહારાજા તરીકે જાહેર કર્યો. ૧૮૬૫માં પાટનગર તરીકે ફ્લોરેન્સને પસંદગી આપવામાં આવી.

ઇટાલિયન મહારાજ્યને અખંડ બનાવવામાં હવે બેજ પ્રદેશો બાકી રહ્યા. એક રોમ, બીજું વેનીસ. વેનીસ હજી ઑસ્ટ્રિયાના કબજામાં હતું; અને રોમમાં ફ્રેન્ચ લશ્કરની મદદથી વડા ખ્રિસ્તી ધર્મગુરુ પોપનું શાસન ચાલતું હતું. સમય જતાં વીકટર ઇમેન્યુઅલે, ઑસ્ટ્રિયા અને પ્રશિયા વચ્ચેના યુદ્ધનો પ્રસંગ સાધી, ગેરીબાલ્ડીની મદદથી વેનીસ પર હુમલો કર્યો ને ૧૮૬૬માં તેણે તે નગરનો કબજો લીધો. થોડાક સમય પછી ફ્રેન્ચ શહેનશાહને ગાદી તજવી પડી અને ફ્રાંસમાં નવેસરથી પ્રજાસત્તાકની સ્થાપના થઈ. તે પ્રસંગે ફ્રેન્ચ લશ્કરે રોમ છોડી ચાલ્યું ગયું. ઇટાલિયન પ્રજાએ આ તકનો લાભ લેવાનો વીકટર ઇમેન્યુઅલને આગ્રહ કર્યો ને રાજાએ પ્રજાના આગ્રહને વશ બની રોમ પર આક્રમણ કર્યું. પોપ તેની સામે ટકી ન શક્યો ને વીકટર ઇમેન્યુઅલે ૧૮૭૧માં રોમ જીતી લઈ તેને સંયુક્ત ઇટલીનું પાટનગર બનાવ્યું. તે દિવસથી પોપની રાજકીય સત્તાનો અંત આવ્યો.

વીકટર ઇમેન્યુઅલ બીજો દેખાવે કંઈક કદરૂપો છતાં રસિક પુરુષ અને પ્રજાપ્રિય નૃપતિ હતો. તેણે ઇંગ્લાંડ-ફ્રાંસની મુલાકાત લીધેલી ને લુઈ નેપોલિયન તેમજ મહારાણી વિકટોરિયાનો તે મહેમાન બનેલો. ઇટલીને ઇંગ્લાંડ અને ફ્રાંસે કરેલી સીધી કે આડકતરી મદદ તે કદી વીસરેલો નહિ. બળવાખોરોના મિત્ર અને પ્રજાની ભાવનાને ઝીલી લેનાર નૃપતિ તરીકે જગતભરના ઇતિહાસમાં તે અજોડ રહે છે. મેઝીનીને તેના પિતાએ કરેલી સજા તેણે માફ કરેલી. કાવુરની પ્રતિભાની તેણે સાચી કિંમત આંકેલી. ગેરીબાલ્ડીને તે પોતાના ભાઈ જેટલું માન આપતો.

વીકટર ઇમેન્યુઅલની પછી તેનો પુત્ર હંબર્ટ ઇટલીની ગાદીએ આવ્યો (૧૮૭૮). પોતાની ખાનગી આવકનો મોટો ભાગ પણ તે પ્રજાનાં હિતની પાછળ ખર્ચી નાંખતો. પિતાએ બક્ષેલા રાજ્યને તેણે સુદૃઢ અને વ્યવસ્થિત બનાવ્યું. પણ ઈ. સ. ૧૯૦૦માં એક ક્રાન્તિકારીએ તેનું ખૂન કરતાં યુવરાજ વીકટર ઇમેન્યુઅલ ત્રીજો ઇટલીની ગાદીએ આવ્યો (ઓગસ્ટ–૧૯૦૦). ઇટલીનો તાજ આજે તેના મસ્તકે સુશોભે છે.

તેનો જન્મ નેપલ્સમાં ૧૮૬૯ના નવેમ્બરની અગિયારમીએ થયેલો. તેના જન્મ સમયે વીકટર ઇમેન્યુઅલ બીજાએ વેનીસ જીતી લીધું હતું અને રોમ જીતવાની તૈયારીમાં હતો.

આ સંયોગોમાં તે અતિ ભાગ્યશાળી લેખાયો. અને તેને ઈટાલિયન પ્રજાના હૃદયે જડાઈ ચૂકેલું વીકટર ઇમેન્યુઅલનું ઉજ્જ્વળ નામ આપવામાં આવ્યું.

નાનપણથી જ તેને રાજકર્તાને યોગ્ય તાલીમ આપવામાં આવેલી. તેનો શિક્ષક કર્નલ ઓશિયો ઘણા જ કડક સ્વભાવનો હતો. એક સમયે રાજકુમારે ખીજવાઇને તેને કહ્યું, "મને રાજા બનવા દે. તારું માથું જ ઉતારી લઈશ." ને બદલામાં કર્નલે તેને ત્રણ દિવસ સુધી ખોરાકમાં સૂકો રોટલો ને મીઠાનું પાણી આપ્યું.

તેણે આખા યુરોપની મુસાફરી કરેલી છે. ઇટલીના વિષયમાં તેનું ભૌગોલિક જ્ઞાન જગતભરમાં અજોડ મનાય છે. લશ્કરી વિદ્યામાં પણ તે એટલી જ નિપુણતા ધરાવે છે. મહારાણી વિક્ટોરિયાએ તેને યુરોપભરના પ્રખરમાં પ્રખર બુદ્ધિમાન રાજકુમાર તરીકે ઓળખાવેલો.

૧૮૯૪માં ઝાર નિકોલસ બીજાના રાજ્યાભિષેક પ્રસંગે તે રશિયા ગયેલો. ત્યાં તે તેજસ્વી રશિયન રાજકુમારી એલેનાના પ્રેમમાં પડયો. સમય જતાં બંનેનાં લગ્ન થયાં. આજે તેમની યુરોપના રાજકુટુંબોમાં વધુમાં વધુ સુખી યુગલ તરીકે ગણના થાય છે. રાજાની ઊંચાઈ સવા પાંચ ફીટ છે; ને રાણીની ઊંચાઈ ૭ ફીટ છે. એ અંતરને ટાળવા રાજા ઊંચી ટોપી પહેરે છે; રાણી બેઠા ઘાટની ટોપી પહેરે છે. મોટરમાં રાજાની બેઠક પણ રાણી કરતાં ઊંચી ગોઠવાય છે.

તેના પૂર્વજોની જેમ તે પણ ઑસ્ટ્રિયા પ્રત્યે સૂગ ધરાવે છે. ઇંગ્લાંડ અને ફ્રાંસ પ્રત્યે તેને કંઇક મમતા છે. ક્રિસ્ટીના અને માર્ગરેટ સરખી મશહૂર ફ્રેન્ચ રાજકુમારીઓનું લોહી તેની નસોમાં વહે છે.

ગત મહાયુદ્ધમાં ઇંગ્લાંડ-ફ્રાંસે જ્યારે ઓસ્ટ્રિયા-જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું ત્યારે તે આનંદપૂર્વક ઇંગ્લાંડ અને ફ્રાન્સની સાથે જોડાયો. જાતે યુદ્ધમાં ઊતરી તેણે પોતાનાં સૈન્યોને વિજયી દોરવણી આપી. પણ યુદ્ધને અંતે ઇટલીને વિજયના ફળમાં પૂરતો હિસ્સો ન મળ્યો. ત્યારે તે કંઈક નિરાશ બન્યો.

આ અરસામાં ઇટલીમાં નવો ફેસીસ્ટ પક્ષ સ્થપાયો અને તેણે સામ્યવાદીઓના વિરોધી તરીકે પ્રગતિ સાધવા માંડી. ધીમે ધીમે તે પક્ષમાં લાખ્ખો ઇટાલિયનો જોડાયા અને મુસોલિનીની આગેવાની નીચે તેમણે ઇટલીને જગતનું એક અજોડ રાજ્ય બનાવવાના મનોરથ સેવવા માંડ્યા. તેમણે પોતાનું વ્યવસ્થિત સૈન્ય ઊભું કર્યું. ને ૧૯૨૨ના ઑકટોબરમાં અનુકૂળ તક જોઈ મુસોલિનીએ રાજતંત્રમાં પોતાનો ફાળો નોંધાવવાને ૫૦૦૦૦ માણસો સાથે રોમ પ્રતિ કૂચ આદરી.

આ સમયે ઇટલીના મહામંત્રી તરીકે સીનોર ફાક્ટા હતો અને સેનાપતિ તરીકે જનરલ બેડોગ્લીઓ હતો. મહામંત્રીએ ફેસીસ્ટ ચળવળને દાબી દેવાને સમસ્ત ઇટલીમાં લશ્કરી કાયદો જાહેર કરતો ઢંઢેરો તૈયાર કર્યો અને સેનાપતિએ રોમ પર ચડી આવતા ફેસીસ્ટોને કચરી નાંખવા રાજા પાસે અનુમતિ માગી. પણ પોતાના પૂર્વજોની જેમ વીકટર ઇમેન્યુઅલ ત્રીજાને પણ પ્રજા પર ગોળી ચલાવવાનું રુચતું નહોતું. તેણે મહામંત્રીના ઢંઢેરા પર પોતાની સહી મૂકવાની ચોકખી ના કહી; સેનાપતિને પણ ફેસીસ્ટ દળનો સામનો કરવાની અનુમતિ ન આપી. મહામંત્રીએ તરત જ રાજીનામું આપ્યું. વીકટર ઇમેન્યુઅલે અગાઉ એક-બે પ્રસંગે

આ સંયોગોમાં તે અતિ ભાગ્યશાળી લેખાયો. અને તેને ઈટાલિયન પ્રજાના હૃદયે જડાઈ ચૂકેલું વીકટર ઇમેન્યુઅલનું ઉજ્જવળ નામ આપવામાં આવ્યું.

નાનપણથી જ તેને રાજકર્તાને યોગ્ય તાલીમ આપવામાં આવેલી. તેના શિક્ષક કર્નલ ઓશિયો ઘણા જ કડક સ્વભાવનો હતો. એક સમયે રાજકુમારે ખીજવાઈને તેને કહ્યું, "મને રાજા બનવા દે. તારૂં માથું જ ઉતારી લઈશ." ને બદલામાં કર્નલે તેને ત્રણ દિવસ સુધી ખોરાકમાં સૂકો રોટલો ને મીઠાનું પાણી આપ્યું.

તેણે આખા યુરોપની મુસાફરી કરેલી છે. ઇટલીના વિષયમાં તેનું ભૌગોલિક જ્ઞાન જગતભરમાં અજોડ મનાય છે. લશ્કરી વિદ્યામાં પણ તે એટલી જ નિપુણતા ધરાવે છે. મહારાણી વિકટોરિયાએ તેને યુરોપભરના પ્રખરમાં પ્રખર બુદ્ધિમાન રાજકુમાર તરીકે ઓળખાવેલો.

૧૮૯૪માં ઝાર નિકોલસ બીજાના રાજ્યાભિષેક પ્રસંગે તે રશિયા ગયેલો. ત્યાં તે તેજસ્વી રશિયન રાજકુમારી એલેનાના પ્રેમમાં પડયો. સમય જતાં બંનેનાં લગ્ન થયાં. આજે તેમની યુરોપના રાજકુટુંબોમાં વધુમાં વધુ સુખી યુગલ તરીકે ગણના થાય છે. રાજાની ઊંચાઈ સવા પાંચ ફીટ છે; ને રાણીની ઊંચાઈ ૭ ફીટ છે. એ અંતરને ટાળવા રાજા ઊંચી ટોપી પહેરે છે; રાણી બેઠા ઘાટની ટોપી પહેરે છે. મોટરમાં રાજાની બેઠક પણ રાણી કરતાં ઊંચી ગોઠવાય છે.

તેના પૂર્વજોની જેમ તે પણ ઑસ્ટ્રિયા પ્રત્યે સૂગ ધરાવે છે. ઇંગ્લાંડ અને ફ્રાંસ પ્રત્યે તેને કંઇક મમતા છે. ક્રિસ્ટીના અને માર્ગરેટ સરખી મશહૂર ફ્રેન્ચ રાજકુમારીઓનું લોહી તેની નસોમાં વહે છે.

ગત મહાયુદ્ધમાં ઇંગ્લાંડ-ફ્રાંસે જ્યારે ઑસ્ટ્રિયા-જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું ત્યારે તે આનંદપૂર્વક ઇંગ્લાંડ અને ફ્રાન્સની સાથે જોડાયો. જાતે યુદ્ધમાં ઊતરી તેણે પોતાનાં સૈન્યોને વિજયી દોરવણી આપી. પણ યુદ્ધને અંતે ઇટલીને વિજયના ફળમાં પૂરતો હિસ્સો ન મળ્યો ત્યારે તે કંઇક નિરાશ બન્યો.

આ અરસામાં ઇટલીમાં નવો ફેસીસ્ટ પક્ષ સ્થપાયો અને તેણે સામ્યવાદીઓના વિરોધી તરીકે પ્રગતિ સાધવા માંડી. ધીમે ધીમે તે પક્ષમાં લાખ્ખો ઇટાલિયનો જોડાયા અને મુસોલિનીની આગેવાની નીચે તેમણે ઇટલીને જગતનું એક અજોડ રાજ્ય બનાવવાના મનોરથ સેવવા માંડયા. તેમણે પોતાનું વ્યવસ્થિત સૈન્ય ઊભું કર્યું. ને ૧૯૨૨ના ઓકટોબરમાં અનુકૂળ તક જોઈ મુસોલિનીએ રાજતંત્રમાં પોતાનો કાબો નોંધાવવાને ૫૦૦૦૦ માણસો સાથે રોમ પ્રતિ કૂચ આદરી.

આ સમયે ઇટલીના મહામંત્રી તરીકે સીનોર ફાગ્ટા હતો અને સેનાપતિ તરીકે જનરલ બેડોગ્લીઓ હતો. મહામંત્રીએ ફેસીસ્ટ ચળવળને દાબી દેવાને સમસ્ત ઇટલીમાં લશ્કરી કાયદો જાહેર કરતો ઢંઢેરો તૈયાર કર્યો અને સેનાપતિએ રોમ પર ચડી આવતા ફેસીસ્ટોને કચરી નાંખવા રાજા પાસે અનુમતિ માગી. પણ પોતાના પૂર્વજોની જેમ વીકટર ઇમેન્યુઅલ ત્રીજાને પણ પ્રજા પર ગોળી ચલાવવાનું રુચતું નહોતું. તેણે મહામંત્રીના ઢંઢેરા પર પોતાની સહી મૂકવાની ચોકખી ના કહી; સેનાપતિને પણ ફેસીસ્ટ દળનો સામનો કરવાની અનુમતિ ન આપી. મહામંત્રીએ તરત જ રાજીનામું આપ્યું. વીકટર ઇમેન્યુઅલે અગાઉ એક-બે પ્રસંગે

મુસોલિનીને જોયો હતો અને તેની બુદ્ધિ-શક્તિ માટે તે માન ધરાવતો હતો. તેણે તરતજ મુસોલિનીને બોલાવ્યો અને તેને ઇટલીનો મહામંત્રી બનાવ્યો ત્યારથી ઇટલીમાં મુસોલિનીનું અને ફેસીસ્ટ પક્ષનું જોર જામ્યું અને રાજા પડછાયા જેવો જ બની રહ્યો.

છતાં જગત ધારે છે એટલી હદે વીક્ટર ઇમેન્યુઅલ રમકડું નથી. ઇટલીના વિકાસ માટે તેણે મુસોલિનીને સરમુખત્યાર બનવા દીધો છે પણ ઇટાલિયન પ્રજાના હૃદયમાં તેનું સ્થાન એવું અમર છે કે તે ધારે તો મુસોલિનીને ઉથલાવી શકે તેમ છે. મુસોલિની પણ આ સ્થિતિ બરાબર પિછાને છે. ૧૯૨૬માં ફેસીસ્ટ દળે જ્યારે વીક્ટર ઇમેન્યુઅલનું ખૂન કરી મુસોલિનીને રાજા બનાવવાનું કાવત્રું ઘડયું ત્યારે કાવત્રાખોરોને સખતમાં સખત સજા કરી મુસોલિનીએ રાજાની ક્ષમા માગેલી.

રાજા પણ મુસોલિનીની કિંમત આંકી શકે છે. છેલ્લા બે દશકામાં મુસોલિનીએ ઇટલી માટે જે કર્યું છે તે તે વીસરી શકે તેમ નથી. તેણે મુસોલિનીને અનેક પ્રસંગે અણીના વખતે મદદ પણ કરી છે. યુવરાજ ઉમર્ટો અને સેનાપતિ બેડોગ્લીઓ મુસોલિનીને ધિક્કારતા. પણ રાજાએ તે બન્ને વચ્ચેનો સંબંધ સુધારવાને પોતાની બધી જ લાગવગ અને શક્તિનો ઉપયોગ કરેલો. એબીસિનિયાના યુદ્ધ પ્રસંગે ઇટલીને મળતો તેલનો પુરવઠો અટકાવવાની બ્રિટનની યોજના જ્યારે સફળ નીવડવાની તૈયારીમાં હતી ત્યારે પોતાના પાટવીકુંવરના સાળા બેલ્જિયમપતિ લિયોપોલ્ડને પોતાના પક્ષમાં રાખી તેણે બ્રિટનના આર્થિક ઘેરાને નિષ્ફળ બનાવેલો.

ઇટાલિયન પ્રજા મુસોલિનીને સન્માને છે, પણ વીક્ટર ઇમેન્યુઅલને તે પૂજે છે. મુસોલિની સાથેનો તેનો સંબંધ રાજદ્વારી છે; ઇમેન્યુઅલ સાથેનો સંબંધ ઐતિહાસિક અને હાર્દિક છે. હિંદી પ્રજાને માટે જેમ વિક્રમ તેમ ઇટાલિયન પ્રજાને માટે ઇમેન્યુઅલ એ નામ ભક્તિમંત્ર સરખું બન્યું છે. ઇમેન્યુઅલ શીરજ઼ે પ્રજાનો આદર્શ વીર નીવડ્યો: વીક્ટર ઇમેન્યુઅલ પહેલાએ પ્રજાને ખાતર ગાદી તજી; વીક્ટર ઇમેન્યુઅલ બીજાએ ઇટલીને સંયુક્ત, સ્વતંત્ર ને સુખી બનાવ્યું. ને વીક્ટર ઇમેન્યુઅલ ત્રીજાએ મુસોલિની સમા રાષ્ટ્રવીરને માર્ગ આપ્યો, ગત મહાયુદ્ધમાં ઇટલીને વિજયમાર્ગે દોર્યું, જગતનાં મહારાજાઓમાં તેને પ્રથમ દરજ્જો અપાવ્યો.

મુસોલિનીની ઓસ્ટ્રિયા-જર્મની સાથેની મિત્રતા પ્રત્યે ઇમેન્યુઅલને પૂરતો આદર નથી, પણ એક રાજદ્વારી સાંયોગિક પરિણામ તરીકે તે તેને ચલાવી લે છે. ફ્રાંસ સાથેનો વિગ્રહ તેને કોઈ પણ રીતે પસંદ નહોતો. મહિનાઓ સુધી તેણે મુસોલિનીને રોકી રાખ્યો. પણ એક બાજુએ ફ્રાંસ કેટલાક ઇટાલિયન દાવાઓ મંજૂર રાખવામાં નિષ્ફળ ગયું અને બીજી બાજુએ ફ્લેન્ડર્સ ને ડંકર્કના વિજયોએ જર્મન શક્તિનો પરિચય કરાવ્યો ત્યારે પોતાના દેશના હિતને ખાતર તેણે ફ્રાંસ સામે શસ્ત્ર નહિ ઉપાડવાના ૧૯૩૮ના પોતાના નિર્ણયને ફેરવી તોડ્યો ને ઇટલીએ વિગ્રહમાં ઝંપલાવ્યું.

પરન્તુ વિગ્રહમાં ઇટલીની સ્થિતિ જર્મની જેવી પ્રબળ નથી, તેમજ તે તેવી બનવાનો સંભવ પણ નથી. જર્મન પ્રજાનું બધુંજ ધાર્મિક, માનસિક ને શારીરિક બળ એક હીટલરમાંજ કેન્દ્રિત થયું છે, જ્યારે ઇટલી જુદા જુદા પક્ષોમાં વહેંચાઇ ગયું છે. વીક્ટર ઇમેન્યુઅલ મુસોલિનીને ટેકો આપતો હોવા છતાં રાજસત્તાવાદીઓ માને છે કે મુસોલિની રાજાના તેજને ઢાંકી રહ્યો છે ને પરિણામે તેમને મુસોલિની પ્રત્યે પૂરતો આદર નથી. યુવરાજ ઉમર્ટો અને જનરલ બેડોગ્લીઓને મુસોલિનીએ ઊંચામાં ઊંચા લશ્કરી દરજ્જા

# ઉપકાર

ઈ. ન.

મુકુન્દનું સગપણ તે ઘણો નાનો હતો ત્યારથી થઈ ગયું હતું, કારણ કે મુકુન્દ મોટા ઘરનો લાડકો છોકરો હતો. માબાપો નાનાં છોકરાંને પહેરવા માટે સારાં સારાં કપડાં કરાવી આપે, ખાવા માટે ઉમદા મીઠાઈ મગાવી આપે, એ જ ભાવથી લાડકા કુંવરને માટે નાનીશી ઢીંગલી જેવી વહુ પણ શોધી આપે છે.

આખો દિવસ બાબાગાડીમાં ફરતા અને એક કાખમાંથી બીજી કાખમાં જતા બાળકને ભારે મીઠાઈઓ પચશે કે નહીં એ બાબત વિચાર કરવાની જરૂર હેતાળ માબાપને નથી લાગતી; તંગ મોજાં અને બફાઈ મરાય તેટલાં ગરમ કપડાં લાદવાથી બાળકનો વિકાસ રૂંધાશે કે નહીં તે બાબત વિચારવા પણ માબાપો નથી જ રોકાતાં. તેવી જ રીતે માબાપે શોધી આપેલી ઢીંગલી દીકરાને ઉમરલાયક થયે પસંદ પડશે કે નહિ એ બાબત લવલેશ શંકા કરવાની ય જરૂર મુકુન્દનાં માબાપને નહોતી લાગી.

મુકુન્દ તો ભાગ્યશાળી મનાતો. શેરીમાં તેની સાથેનાં બાળકો કયારેક રમતરમતમાં તેને પૂછતાં, "હેં મુકુન્દ! તારી વહુનું નામ શું?"

મુકુન્દ થોડી આનાકાની કરી કહેતો, "મણી".

બધાં બાળકો હસી પડતાં. મુકુન્દ પણ બધાંની સાથે હસવામાં ભળતો.

બીજાઓની પાસે ન હોય તેવી ચીજ આપણી પાસે હોય તો આપણને એ વાતનો ગર્વ થાય છે. તેવોજ ગર્વ મુકુન્દને પોતાની વહુની વાત કરતાં થતો.

એક વખત મુકુન્દ છોકરાંઓ સાથે મણીની વાતો કરી રહ્યો હતો, એ તેના કોઇ વડીલ સાંભળી ગયા. તે પછી તેને સમજાવવામાં આવ્યું છે કે, "વહુનું નામ લેતાંય શરમાવું જોઇએ." તેના દૃષ્ટાંતરૂપે બાપા બાનું નામ ન લેતા એ હકીકત રજૂ થઇ.

મુકુન્દ સમજુ છોકરો હતો. એક વાર તેની ભૂલ તેને બરાબર સમજાવવામાં આવે તો પછી તે એવી ભૂલ ફરી ન કરતો. ત્યારથી મુકુન્દે મણી નામ લેવાનું બંધ કર્યું અને જ્યારે કોઈ છોકરા એ નામ લેતા ત્યારે એ શરમાઈ જતો.

---

બક્ષ્યા છતાં તેઓ પોતાનો જુદોજ પક્ષ જાળવી રાખે છે. દરેક વિષયમાં ફેસીસ્ટોનું જ આધિપત્ય તેમને નથી રુચતું. ગ્રીસમાં ફેસીસ્ટ દળોની નાસેશી થતાં બેડોગ્લીઓને ત્યાં મોકલવામાં આવ્યો પણ તેણે ફેસીસ્ટ દળ સામે એવાં કડક પગલાં લીધાં કે ફેસીસ્ટ પક્ષમાં અશાંતિના ભયે મુસોલિનીને તેને પાછો બોલાવી લેવાની ફરજ પડી.

ને આ રીતે વીકટર ઈમેન્યુઅલને હૃદયદેવ તરીકે પૂજતું અને મુસોલિનીને રાજદ્વારી આગેવાન તરીકે સન્માનતું ઇટલી યોગ્ય સેનાપતિઓ, સંપૂર્ણ લશ્કરી શિસ્ત, ઝનૂની આક્રમણ-શક્તિ, શાંત બચાવશક્તિ, જરૂરી સંપત્તિ અને પ્રજા સમસ્તના પૂરતા હાર્દિક ટેકાના અભાવે માર ખાઇ આજે હીટલરની મદદ પર આધાર રાખી બેઠું છે.

મુસોલિનીને જોયો હતો અને તેની બુદ્ધિ–શક્તિ માટે તે માન ધરાવતો હતો. તેણે તરતજ મુસોલિનીને બોલાવ્યો અને તેને ઇટલીનો મહામંત્રી બનાવ્યો ત્યારથી ઇટલીમાં મુસોલિનીનું અને ફેસીસ્ટ પક્ષનું જોર જામ્યું અને રાજા પડછાયા જેવો જ બની રહ્યો.

છતાં જગત ધારે છે એટલી હદે વીક્ટર ઇમેન્યુઅલ રમકડું નથી. ઇટલીના વિકાસ માટે તેણે મુસોલિનીને સરમુખત્યાર બનવા દીધો છે પણ ઇટાલિયન પ્રજાના હૃદયમાં તેનું સ્થાન એવું અમર છે કે તે ધારે તો મુસોલિનીને ઉથલાવી શકે તેમ છે. મુસોલિની પણ આ સ્થિતિ બરાબર પિછાને છે. ૧૯૨૬માં ફેસીસ્ટ દળે જ્યારે વીક્ટર ઇમેન્યુઅલનું ખૂન કરી મુસોલિનીને રાજા બનાવવાનું કાવત્રું ઘડયું ત્યારે કાવત્રાખોરોને સખતમાં સખત સજા કરી મુસોલિનીએ રાજાની ક્ષમા માગેલી.

રાજા પણ મુસોલિનીની કિંમત આંકી શકે છે. છેલ્લા બે દશકામાં મુસોલિનીએ ઇટલી માટે જે કર્યું છે તે તે વીસરી શકે તેમ નથી. તેણે મુસોલિનીને અનેક પ્રસંગે અણીના વખતે મદદ પણ કરી છે. યુવરાજ ઉમર્ટો અને સેનાપતિ બેડોગ્લીઓ મુસોલિનીને ધિક્કારતા. પણ રાજાએ તે ત્રણે વચ્ચેનો સંબંધ સુધારવાને પોતાની બધી જ લાગવગ અને શક્તિનો ઉપયોગ કરેલો. એબીસિનિયાના યુદ્ધ પ્રસંગે ઇટલીને મળતો તેલનો પુરવઠો અટકાવવાની બ્રિટનની યોજના જ્યારે સફળ નીવડવાની તૈયારીમાં હતી ત્યારે પોતાના પાટવીકુંવરના સાળા બેલ્જિયમપતિ લિયોપોલ્ડને પોતાના પક્ષમાં રાખી તેણે બ્રિટનના આર્થિક ઘેરાને નિષ્ફળ બનાવેલો.

ઇટાલિયન પ્રજા મુસોલિનીને સન્માને છે, પણ વીક્ટર ઇમેન્યુઅલને તે પૂજે છે. મુસોલિની સાથેનો તેનો સંબંધ રાજદ્વારી છે; ઇમેન્યુઅલ સાથેનો સંબંધ ઐતિહાસિક અને હાર્દિક છે. હિંદી પ્રજાને માટે જેમ વિક્રમ તેમ ઇટાલિયન પ્રજાને માટે ઇમેન્યુઅલ એ નામ ભક્તિમંત્ર સરખું બન્યું છે. ઇમેન્યુઅલ ફીલ્બર્ટ પ્રજાનો આદર્શ વીર નીવડયો; વીક્ટર ઇમેન્યુઅલ પહેલાએ પ્રજાને ખાતર ગાદી તજી; વીક્ટર ઇમેન્યુઅલ બીજાએ ઇટલીને સંયુક્ત, સ્વતંત્ર ને સુખી બનાવ્યું. ને વીક્ટર ઇમેન્યુઅલ ત્રીજાએ મુસોલિની સમા રાષ્ટ્રવીરને માર્ગ આપ્યો, ગત મહાયુદ્ધમાં ઇટલીને વિજયમાર્ગે દોર્યું, જગતનાં મહારાજ્યોમાં તેને પ્રથમ દરજ્જો અપાવ્યો.

મુસોલિનીની ઓસ્ટ્રિયા–જર્મની સાથેની મિત્રતા પ્રત્યે ઇમેન્યુઅલને પૂરતો આદર નથી, પણ એક રાજદ્વારી સાંયોગિક પરિણામ તરીકે તે તેને ચલાવી લે છે. ફ્રાંસ સાથેનો વિગ્રહ તેને કોઈ પણ રીતે પસંદ નહોતો. મહિનાઓ સુધી તેણે મુસોલિનીને રોકી રાખ્યો. પણ એક બાજુએ ફ્રાંસ કેટલાક ઇટાલિયન દાવાઓ સ્વીકારવામાં નિષ્ફળ ગયું અને બીજી બાજુએ ફ્લેન્ડર્સ ને ડંકર્કના વિજયોએ જર્મન શક્તિનો પરિચય કરાવ્યો ત્યારે પોતાના દેશના હિતને ખાતર તેણે ફ્રાંસ સામે શસ્ત્ર નહિ ઉપાડવાના ૧૯૩૮ના પોતાના નિર્ણયને ફેરવી તોળ્યો ને ઇટલીએ વિગ્રહમાં ઝંપલાવ્યું.

પરન્તુ વિગ્રહમાં ઇટલીની સ્થિતિ જર્મની જેવી પ્રબળ નથી, તેમજ તે તેવી બનવાનો સંભવ પણ નથી. જર્મન પ્રજાનું બધુંજ ધાર્મિક, માનસિક ને શારીરિક બળ એક હીટલરમાંજ કેન્દ્રિત થયું છે, જ્યારે ઇટલી જુદા જુદા પક્ષોમાં વ્હેંચાઇ ગયું છે. વીક્ટર ઇમેન્યુઅલ મુસોલિનીને ટેકો આપતો હોવા છતાં રાજસત્તાવાદીઓ માને છે કે મુસોલિની રાજાના તેજને ઢાંકી રહ્યો છે. ને પરિણામે તેમને મુસોલિની પ્રત્યે પૂરતો આદર નથી. યુવરાજ ઉમર્ટો અને જનરલ બેડોગ્લીઓને મુસોલિનીએ ઊંચામાં ઊંચા લશ્કરી દરજ્જા

# ઉપકાર

ઈ. ન.

મુકુન્દનું સગપણ તે ઘણો નાનો હતો ત્યારથી થઈ ગયું હતું, કારણ કે મુકુન્દ મોટા ઘરનો લાડકો છોકરો હતો. માબાપો નાનાં છોકરાંને પહેરવા માટે સારાં સારાં કપડાં કરાવી આપે, ખાવા માટે ઉમદા મીઠાઈ મગાવી આપે, એ જ ભાવથી લાડકા કુંવરને માટે નાનીશી ઢીંગલી જેવી વહુ પણ શોધી આપે છે.

આખો દિવસ બાબાગાડીમાં ફરતા અને એક કાખમાંથી બીજી કાખમાં જતા બાળકને ભારે મીઠાઈઓ પચશે કે નહીં એ બાબત વિચાર કરવાની જરૂર હેતાળ માબાપને નથી લાગતી. તંગ મોજાં અને બફાઈ મરાય તેટલાં ગરમ કપડાં લાદવાથી બાળકનો વિકાસ રૂંધાશે કે નહીં તે બાબત વિચારવા પણ માબાપો નથી જ રોકાતાં. તેવી જ રીતે માબાપે શોધી આપેલી ઢીંગલી દીકરાને ઉંમરલાયક થયે પસંદ પડશે કે નહિ એ બાબત લવલેશ શંકા કરવાની ય જરૂર મુકુન્દનાં માબાપને નહોતી લાગી.

મુકુન્દ તો ભાગ્યશાળી મનાતો. શેરીમાં તેની સાથેનાં બાળકો કયારેક રમતરમતમાં તેને પૂછતાં, "હેં મુકુન્દ! તારી વહુનું નામ શું?"

મુકુન્દ થોડી આનાકાની કરી કહેતો, "મણી".

બધાં બાળકો હસી પડતાં. મુકુન્દ પણ બધાંની સાથે હસવામાં ભળતો.

બીજાઓની પાસે ન હોય તેવી ચીજ આપણી પાસે હોય તો આપણને એ વાતનો ગર્વ થાય છે. તેવોજ ગર્વ મુકુન્દને પોતાની વહુની વાત કરતાં થતો.

એક વખત મુકુન્દ છોકરાંઓ સાથે મણીની વાતો કરી રહ્યો હતો, એ તેના કોઇ વડીલ સાંભળી ગયા. તે પછી તેને સમજાવવામાં આવ્યું છે કે, "વહુનું નામ લેતાંય શરમાવું જોઇએ." તેના દૃષ્ટાંતરૂપે બાપા બાનું નામ ન લેતા એ હકીકત રજૂ થઇ.

મુકુન્દ સમજુ છોકરો હતો. એક વાર તેની ભૂલ તેને બરાબર સમજાવવામાં આવે તો પછી તે એવી ભૂલ ફરી ન કરતો. ત્યારથી મુકુન્દે મણી નામ લેવાનું બંધ કર્યું અને જ્યારે કોઈ છોકરા એ નામ લેતા ત્યારે એ શરમાઈ જતો.

---

બક્ષ્યા છતાં તેઓ પોતાનો જુદોજ પક્ષ જાળવી રાખે છે. દરેક વિષયમાં ફેસીસ્ટોનું જ આધિપત્ય તેમને નથી રુચતું. ગ્રીસમાં ફેસીસ્ટ દળોની નાસેશી થતાં બેડોગ્લીઓને ત્યાં મોકલવામાં આવ્યો પણ તેણે ફેસીસ્ટ દળ સામે એવાં કડક પગલાં લીધાં કે ફેસીસ્ટ પક્ષમાં અશાંતિના ભયે મુસોલિનીને તેને પાછો બોલાવી લેવાની ફરજ પડી.

ને આ રીતે વીક્ટર ઈમેન્યુઅલને હૃદયદેવ તરીકે પૂજતું અને મુસોલિનીને રાજદ્વારી આગેવાન તરીકે સન્માનતું ઇટલી ગ્રેગ્ય સેનાપતિઓ, સંપૂર્ણ લશ્કરી શિસ્ત, ઝનૂની આક્રમણ-શક્તિ, શાંત બચાવશક્તિ, જરૂરી સંપત્તિ અને પ્રજા સમસ્તના પૂરતા હાર્દિક ટેકાના અભાવે માર ખાઇ આજે હીટલરની મદદ પર આધાર રાખી બેઠું છે.

"બેટા તારે ગામ જવાનું છે." એક દિવસ મુકુંદના બાપાએ તેને બોલાવીને કહ્યું.

"તમારી સાથે ને?" મુકુંદે પૂછ્યું.—"ના." બાપાએ કહ્યું.

"ત્યારે? મારાં બા સાથે?"–"ના, તેની સાથે પણ નહીં." બાપાએ કહ્યું.

મુકુંદ જોઈ રહ્યો. બા કે બાપા બેમાંથી કોઇ સાથે ન હોય તો તેનાથી ગામ જવાય'જ કેમ?

"ચીમનભાઈની જોડે તારે સાસરે જવાનું છે."

"ત્યાં શું કામ?" મુકુંદે–દશ વર્ષના મુકુંદે શરમાતાં પૂછ્યું.

"મણીની મોટી બેનનાં લગ્ન છે. તારી સાસુએ તને આગ્રહ કરીને તેડાવ્યો છે."

મુકુંદ શરમાઇ ગયો.

કોટ–પેન્ટ–હેટ પહેરી મુકુંદ સાસરે પહોંચ્યો ત્યારે સૌ તેની આસપાસ ફરી વળ્યાં. તેના જેવડાંએ તેની સાથે દોસ્તી બાંધવાની ઇચ્છા દર્શાવી. તેનાથી નાનાંએ તેની પાસેથી પાઈ પૈસો મેળવવાની આશા રાખી. તેનાથી મોટેરાંઓએ તેનાં ખીસાં પૈસાથી ભરી દીધાં.

આ બધો વખત એક શામળીશી નાની છોકરી બધાંથી દૂર રહી મુકુંદને જોયા કરતી.

"મુકુંદ," ચીમનભાઈએ મણી તરફ આંગળી ચીંધી કહ્યું, "ઓળખી એને? એ મણી."

મુકુંદ શરમાઈ ગયો. મણી હસીને જતી રહી.

ચીમનભાઇ મણીના વધારે નજીકના અને મુકુંદના જરા દૂરના એમ બંનેના સગા હતા.

પછી તો બધાં લગ્નની ધમાલમાં પડયાં.

શરમાળ મુકુંદ જ્યાં જ્યાં મણીને દેખતો ત્યાંથી દૂર નાસતો. પણ મણી જબરી તોફાની હતી. તે મુકુંદની પાછળ પડી હતી. કયાંય પણ મુકુંદ પાંચ મીનીટ બેઠો હોય ત્યાં મણી આવી પહોંચતી અને મુકુંદને ઊભા થઈ જવું પડતું.

એક વખત એવી રીતે છટકવા જતાં મુકુંદનો પગ કશાકમાં અટવાયો અને તે પડી ગયો. તેનાં કપડાં ધૂળધૂળ ભરાઇ ગયાં. પોતે ઊભો થઈ પોતાનાં કપડાં પરથી ધૂળ ઝાપટે. એ પહેલાં તો મણીએ રાડારાડ કરી મૂકી, "દોડો, દોડો, એ પડી ગયા!"

મણીથી મુકુંદનું નામ ન લેવાય, તેમજ તેને બેઠો ન કરાય, પણ મુકુંદ પડી જાય તો બૂમો પાડી બધાંને મદદ કરવા તો બોલાવાય ને? વડીલો ભેગાં થઇ ગયાં. બધાં હસ્યાં અને મુકુંદ વધારે છોભીલો પડયો.

મુકુંદ અને મણીનો આ પ્રથમ પરિચય.

પછી તો વર્ષો વીત્યાં. સત્તરમે વર્ષે મુકુંદ મેટ્રિક પાસ થયો.

મણી પંદર વર્ષની થઈ હતી. મણીના પિતાએ લગ્ન બાબત ઉતાવળ કરવા માંડી. મુકુંદ હવે બાળક ન હતો. પોતાની મેળે તે વિચારી શકતો. લગ્ન અને પરીણિત જીવન બાબત પણ તેણે ચોક્કસ ખ્યાલો બાંધી લીધા હતા.

"હજી બે વર્ષ સુધી મારે લગ્ન નથી કરવાં." મુકુંદે કહેવડાવી દીધું.

અંતે વેવાઈઓએ મુકુંદને સમજાવવા પ્રયત્ન કરી જોયો, પણ તે ફાવ્યા નહીં.

દીકરીના બાપને ઉતાવળ થતી હતી, પણ મુકુંદ બાળલગ્નના ફંદામાં ફસાઇ પોતાનું જીવન વેડફી દેવા તૈયાર ન હતો.

દીકરીના બાપને ઉતાવળા થવાનું એક બીજું પણ કારણ હતું. મણી મોટી થયે

વધારે શામળી થઇ હતી. મુકુંદનો વાન ખીલ્યો હતો. કૉલેજના ભણતરથી તેનું રૂપરંગનું આકર્ષણ વધ્યું હતું. ઘણી રૂપાળી છોકરીઓ સાથે મુકુંદ ભળતો.

આવા બધા સંજોગોમાં મુકુંદ કોઇની સાથે પ્રેમ કરી બેસી મણીને પરણવાની ના જ પાડી દે તો. દીકરીનો ભવ બગડી જાયને! આ ખ્યાલથી મણીના પિતા અકળાતા અને અવારનવાર લગ્ન પતાવી દેવા માટે દાવ અજમાવ્યા કરતા. લગ્ન પતાવવા માટે હિન્દુ સમાજમાં અનેક દાવપેચ ખેલવા પડે છે.

"હવે તો તમે મુકુંદને સમજાવો તો સારું." મણીના પિતાએ એક વખત ચીમનભાઇને કહ્યું.

"શી બાબત?" ચીમનભાઇએ પૂછયું.—"લગ્ન બાબત."

"એ ના પાડે છે!"

"ના, સાફ ના તો નથી કીધી, પણ આઘું ઠેલ્યા કરે છે. ગઇ વસંતપંચમીએ લગ્ન નક્કી કરવા વિચાર હતો તો કહે કે, હું વીશ વર્ષનો થઉં તે પહેલાં મારે નથી પરણવું."

"તેમાં શું ખોટું છે?" ચીમનભાઇએ પૂછયું.

"આજકાલના છોકરાઓનો ભરોંસો નહિ ને! કયાંક છટકી જ બેસે તો? તો પછી આપણી સ્થિતિ કેવી કફોડી?"

"એ બાબત હું મારાથી બનતું કરીશ." કહી ચીમનભાઇ ગયા.

મુકુંદની દ્વિધાવૃત્તિ પણ મૂંઝવનારી હતી. એક તરફથી તેના મનમાંથી બચપણમાં જોયેલ મણી માટેનું આકર્ષણ શમ્યું ન હતું. પોતાનાં માબાપને નાખુશ કરવાનું પણ તેને ગમતું નહતું. બીજી તરફથી તેને જુદી જુદી દિશાએથી મણીની કાળી ચામડીની વાત અવારનવાર કહેવામાં આવતી. મુકુન્દ કંઇ નિર્ણય કરી જ શકયો ન હતો. તેને જોઇતી હતી શકુન્તલા, અને એ પામવા માટે મણીને તરછોડવી પડે તે એને ગમતું ન હતું.

હમણાં હમણાં તે તેના એક સંબંધીને ત્યાં જતો. તેમને રૂપાળી દીકરી હતી. મુકુન્દને તે વેવિશાળનાં જૂનાં જાળાં તોડી નાખવાનું સમજાવતા.

મુકુન્દ વીશ વર્ષનો થયો. વળી લગ્નની વાત નીકળી. મુકુન્દે બી. એ. થઇ ગયા પછી પરણવાનું કહ્યું.

હવે તો તેના સસરાને જબ્બર ભય લાગ્યો. તેમણે ચીમનભાઇને સાધ્યા અને ચીમનભાઈ ઊપડયા મુકુન્દ પાસે.

"તમે" ચીમનભાઈએ શિષ્ટાચારની વાતો પતાવી મૂળ મુદ્દા પર આવતાં કહ્યું, "જૂનો સંબંધ મૂકી દેવાનો વિચાર તો નહીં જ કરતા હો."

"મેં એવું કંઇ નક્કી નથી કર્યું." મુકુંદે કહ્યું. "પણ એ સંબંધના જાળામાં હું ગોઠવાઇ જવાય નથી માગતો"

"એ સંબંધ તમારા વિકાસમાં અડચણરૂપ બને એમ તમને લાગે છે?" ચીમનભાઇએ પૂછયું.

"એ તો કેમ કહી શકું! પણ જેને પૂરી જોઇ નથી, જાણી નથી તેની દ્વારા પ્રેરણા તો કેમ જ પામીશ?" મુકુંદે કહ્યું.

"તમારી દષ્ટિ મૂકી સામાની દષ્ટિને જોવાની તમને કંઇ જરૂર લાગે છે ખરી?"

"હું કોઇનેય અન્યાય કરવા નથી માગતો."

"પણ તમે જો આ સંબંધ છોડી દો તો મણીને અન્યાય થાય જ. મણી જરા શામળી છે, ખરી વાત. પણ એટલા જ કારણસર કોઈ સ્ત્રી પુરુષને છોડી દઈ શકશે ખરી? તમને યાદ તો છે ને આપણે મણીને ઘેર ગયેલા તે પ્રસંગ? ત્યારથી જ એ છોકરી તમને પતિ માનતાં શીખી છે. આજે હવે આટલાં વર્ષે એ 'સંબંધ' તૂટે તો તેના મનને કેટલો ભયંકર આઘાત લાગે!"

"ખરું!" મુકુંદે કહ્યું.

"તો પછી" થોડી આડી વાતો કરી પાછા મૂળ મુદ્દા પર આવતાં ચીમનભાઈએ કહ્યું, "લગ્ન ક્યારે નક્કી કરીશું?"

"ખરું કહું, ચીમનભાઈ! લગ્ન બાબત હું નિર્ણય કરી શક્યો નથી. તમારા નિર્ણયો મારે શું કામના?" કહી મુકુંદે વાત કરવાની અનિચ્છા દર્શાવી.

ચતુર ચીમનભાઈ મુકુંદને સમજી ગયા.

સાંજે મુકુંદ પેલા સબંધીને ત્યાં ગયો. ચીમનભાઈ સાથે થયેલ વાત બાબત તેમને કહ્યું.

"પછી તમે શુ કહ્યું?" સબંધીએ પૂછ્યું.

"મેં એ જાળામાં ગોઠવાઈ જવાની અનિચ્છા દર્શાવી."

"ઘણું સરસ કર્યું!"

"તેમના નિર્ણયો મારે શુ કામના?" મુકુંદે ઉત્સાહમાં આવી જઈ કહ્યું.

"ખરી વાત છે. તમારે માટે સારી કન્યાઓનો ક્યા તૂટો છે? તમારો વિચાર હોય તો આપણી જ..." કહી એ અટક્યા..

મુકુંદ વિચારમાં પડી ગયો. એ સંબંધીની દીકરી રૂપાળી હતી તે ખરું, પણ તેની આછકલાઈ મુકુંદને ન ગમતી. અને મુકુંદ તો તેને બેન ગણતો. તેની સાથે પરણવાનો તો તેને વિચાર જ નહોતો આવ્યો. અને એ વિચાર નહોતો આવ્યો એટલે જ તો તે એ સંબંધી સાથે લગ્ન વિષયક વાતો કરી શકતો ને!

જેમ તેમ ગોરા વાળા તે ઊકચો સંબધી પક્કા હતા. એક ઝપાટે બધુ કરી લેવા કરતા ધીમે ધીમે કામ પાર પાડવામાં એ માનતા.

ચીમનભાઈ ઘણા ચબરાક માણસ હતા, મન પર લીધેલું કામ કર્યે રહે તેવા એ હતા.

"એમાં તમારી જુનવાણી વાતો નહીં ચાલે." મુકુંદને મળી આવ્યા પછી ચીમનભાઈ મણીના પિતાને સમજાવી રહ્યા હતા કે તેમણે મણીને અને મુકુંદને ચીમનભાઈને ત્યાં મળવાની તક આપવી, અને એ પ્રસંગે મણી ચીમનભાઈના કહ્યા મુજબ વર્તે તો પછી વેવિશાળના સંબંધને કંઈ આંચ નહીં આવે. મણીના પિતાના જુનવાણી માનસને એવી છૂટ ગમતી ન હતી

"પણ મણીને જોયા પછીય તે ના કહી દે તો? તો તો કેવું ખરાબ દેખાય?"

"તમારા કરતા હું મુકુંદને વધારે સમજ્યો છું. મણીને જોયા પછી, સાંભળ્યા પછી તે લગ્ન બાબત આનાકાની નહીં જ કરે."

"એના કરતાં એવ કાગળ લખે તો શુ ખોટું છે?"

"તમારે મારી પાસેથી કામ લેવું હશે તો મારી રીતે, મને કામ કરવા દેવું પડશે," ચીમનભાઈએ કહ્યું.

છેવટે મણી અને મુકુંદ બંનેને ચીમનભાઈને ત્યાં જમવાનું નોતરું મળ્યું.

બારે જમણ જમ્યા પછી મુકુંદ આરામ-ખુરશીમાં પડયો પડયો તાજું છાપું વાંચી રહ્યો હતો ત્યાં ધીમે પગલે મણી આવી. મુકુંદ છાપું દૂર કરી તેને જોઇ રહ્યો.

મણી કાળી તો હતી જ, પણ તેના મોઢા પરનું તેજ મુકુંદને ગમ્યું.

"ઓળખો તો છો ને?" મણીએ પૂછ્યું.

મુકુંદે માથું હલાવી હા કહી. પાછી શાંતિ વ્યાપી રહી.

"કેમ છો?" ઘણીવારે મણી બોલી.

"સારું!" મુકુંદ કંઈ બીજાજ વિચારમાં હોય તેમ બોલ્યો.

"તમારી સાથે શું હું નહીં જ રહી શકું?" મણીએ શરમાતાં પૂછ્યું.

"કેમ એમ પૂછે છે?"—"લોકો એવી વાતો કરે છે."

"તું માને છે?" મુકુંદે મણી સામે જોઈ રહેતાં પૂછ્યું.

"માનતી તો નથી. આવડીક હતી ત્યારથી તમને પૂજતાં શીખી છું. પણ એવી વાતો સાંભળી ગભરાઈ તો બહુ જ જઉં છું." મણી એટલું બોલતાં તો હાંફી રહી. તેનું શરીર ધ્રૂજવા લાગ્યું. તે બોલતી હતી ચીમનભાઈનું શીખવ્યું; પણ આ અભિનય નહોતો, અહીં તો હૃદય હલવાતું હતું. થોડી વારે મણીએ ચક્કર આવતાં હોય તેમ માથે હાથ દીધા. મુકુંદે તેને ઝાલી લેતાં કહ્યું, "મણી, તું મારી છે, ને મારી જ રહેશે." . . .

આ એવી વિરલ પળ હતી કે જ્યારે લાંબા વિચારો કરવા ન બેસાય: એક ઊર્મિનો ઉછાળો જ આવે વખતે તો બધું નક્કી કરી દે છે. ચીમનભાઈના ધાર્યા મુજબ એવો ઉછાળો આવ્યો, અને તેમનું કામ પાર પડી ગયું.

મુકુંદ મણીનાં લગ્ન થયાં. મુકુંદના પેલા સંબંધીએ તે દિવસે પોતાના મનમાં કહ્યું; "આ ભણેલાઓમાં ય ક્રાંતિનો જુસ્સો નથી. એય તદ્દન જુનવાણી જેવા જ! હવે એ ગામડિયણ સાથે ભવ આખો કૂચે મળ્યા કરશે."

પરણ્યા પછી થોડો વખત તો મુકુંદનું સહજીવન સરળતાપૂર્વક ચાલ્યું: મણીમાં જે રૂપની ખોટ હતી તે મણીને વિદ્વાન બનાવીને મીટાવી દેવાના મનોરથો મુકુંદે ઘડી રાખ્યા હતા. મણીને પંડિતા બનાવવાના તેના કોડ હતા. પોતે ભલેને પંડિત નહોતો!

પરણ્યા પહેલાં ઘડી રાખેલા મનોરથો પરણ્યાં પછી બહુ ઓછા લોકો પાર પાડી શક્યા છે. મુકુંદનું પણ એવું જ થયું.

પહેલાં તો વરઘોડિયાંને જમાડવાનું ચાલ્યું. એ જ્યાં પત્યું ત્યાં આણાં-પરિયાણાંની શરૂઆત થઈ. અને એ બધાંથી પરવારી મણી સાસરે આવી ત્યાં તેને જે ખામ તેની ઊલટી થઇ જવા લાગી.

થોડા વખતમાં તો મણીના સીમંતનો પ્રસંગ આવ્યો. સુવાવડ આવી. મુકુંદ દીકરાનો બાપ થયો. મુકુંદ તો છળી જ ઊઠયો. મણીને ભણાવીને જાહેર કરવાની આમાં શક્યતાજ ક્યાં રહી!

મણી પોતાના બાળકમાં પડી અને મુકુંદે પોતાનું મન બીજે વાળ્યું.

મણીને પરણી મુકુંદે તેના પર ઉપકાર કર્યો, તો એ સ્ત્રીએ તેને બાળકનો પિતા બનાવી દીધો. શી કમબખ્તીની વાત! આવી સ્ત્રી સાથે કેમ જ રહી શકાય? તેનામાં રૂપ તો નહોતું જ, પણ હવે સંસ્કાર પણ કેમ રોપી શકાશે? આવા આવા વિચાર કરતો મુકુંદ મણીમાં ન હતું તે રૂપ જોવા અનેક સ્થળે ઝાવાં નાખ્યા કરતો. દુરાચારી તો તે થાય જ નહીં. એવા થતાં તો તેને તેના સંસ્કાર જ રોકે તેમ હતા. પણ સીનેમા? એમાં તો કેવાં

હોય, ભાવના હોય, રૂપ હોય, એટલે તે જોવામાં મુકુંદને કઇ અડચણ ન હોઇ શકે. ધીમે ધીમે તેના આ શોખે ધૂનનું સ્વરૂપ લેવા માંડ્યુ કોઈ પણ ચિત્ર મુકુંદ ન જુએ એ બને જ નહીં

બીજો શોખ કેળવ્યો તેણે ચિત્રોનું આલ્બમ બનાવવાનો. જ્યારથી રમ્ય ચિત્રો એકઠા કરી તે આ આલ્બમમાં ચોટાડતો આલ્બમમાં નવાણુ ટકા ચિત્રો તો સ્ત્રીઓના જ હતા.

મુકુંદનો આવો સૌંદર્યશોખ દહાડે દિવસે વધતો ગયો જે મિત્રની ગોરી રૂપાળી હોય તેની સાથે મુકુંદને બહુ બનતુ મણીને તો સીનેમા જોવા સાથે ન લઇ જઇ શકાય, પણ મિત્ર દંપતીને તો તે અવશ્ય સાથે લઈ જતો ચાલતે ચિત્રે ચર્ચા કરવાની લહેજત ઓર જામતી

ગાડીમાં મુસાફરી કરવાનું થતુ ત્યારે ય મુકુંદ દર સ્ટેશને નીચે ઊતરી, કોઇ ઓળખીતું છે કે નહીં એ જોવાને બાને બેગમોને જોઈ વળતો

સીનેમા જોતા મુકુંદની આંખને નુકશાન થતુ હતું દિવસભર લખવા વાચવાનુ કામ કર્યા પછી રાતેય આંખને આરામ ન મળવાથી આંખો બગડતી હતી ડૉક્ટરે ઝાઝા ચલચિત્રો જોવા સામે સાવચેતીના સૂર સુણાવ્યા છતાં ય મુકુંદ પોતાનો વિસામો ત્યજી દેવા તૈયાર ન હતો

એક વખત મણીએ ય કહ્યુ, ' હમણા સીનેમા જોવાનુ બંધ કરો તો ? "

' કેમ ? " મુકુંદે પૂછ્યુ —" તમને આરામની જરૂર છે. " મણીએ કહ્યુ

" કલાત્મક ચિત્રો જોતા મારા ચિત્તને આરામ મળે છે "

' પણ આંખને આરામ દેવા થોડા દિવસ ઘેર જ રહો તો ? "

' અને તારા મોઢા સામે જોયા કરૂ ? "

મુકુંદના એ ભયંકર કટાક્ષે મણીને ચૂપ કરી દીધી આ પ્રસંગ પછી દંપતીના દિલ વધારે અળગા થયા

સાસુ-સસરા પાસે મણીનુ ખૂબ જ માન હતું એ મણીને ચાહતાં પણ દીકરો પુત્રવધૂ સાથે જે અળગાપણુ દાખવતો તેથી તેમને બહુ દુ ખ થતુ

એક વખત મુકુંદ કોઇ ગામથી પાછો ફરી રહ્યો હતો તેની ટેવ મુજબ સ્ટેશન આવતા તે ગાડી જોવા ઊતર્યો, પણ તેનો ડબ્બો પ્લેટફૉર્મની બહાર ઊભેલ હોઈ મુકુંદનો પગ લચકી ગયો અને તે નીચે પડતા તેનો પગ ભાગ્યો

મુકુંદને ડોળીમાં ઘેર લાવ્યા હાડવૈદે હાડકુ ભાગ્યાનું કહી ચાર મહિના સુધી પાટા બંધાવવાની જરૂર જણાવી

પાટા બધાવી પથારીમાં પડી રહ્યા સિવાય મુકુંદ માટે બીજો કોઇ રસ્તો જ ન હતો શરૂઆતમાં થોડા દિવસ તો બધા મુકુંદની પાસે ને પાસે જ ઘૂમતા, અને તેને કોઇ જાતની અગવડ ન થાય તેની ખૂબ જ કાળજી રાખતા પણ મુકુંદનો પાટો તો ઝાઝા દિવસ ચાલ્યો, જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ ઘરના લોકોને મુકુંદનો પાટો સ્વાભાવિક લાગવા માડ્યો સૌ પોતપોતાના કામમાં લાગી ગયા મુકુંદ પાસે બારે પોર ને બત્રીસે ઘડી ઊભા રહેવાની જરૂર હવે તેમને ન જણાઇ.

મુકુંદ પાસેથી ખસી નહીં એક માત્ર મણી ઘરનું કામ તે કરતી હોવા છતા સદાય તે મુકુંદની સાન્નિધ્યમાં જ રહેતી મુકુંદનો હોંકારો ફરકે તે પહેલા તો મણીનું શરીર વળતું રાત્રે મણી સૂતી હશે કે નહીં તે ય કહી શકાતુ નહીં. મુકુંદનો જરા હાથ હાલે ત્યા તો તે ખાટલા પાસે ઊભી જ હોય મુકુંદ આંખો ખોલે કે તરત જ મણી એની સેવામાં લાગી ગઈ હોય.

દિવસ રાતના આવા શ્રમથી મણીનું શરીર સુકાઈ ગયું હતું. પણ પોતાની વ્યાધિમાં પડેલ મુકુંદને મણી સામે જોવાની ફુરસદ કયાં હતી! મણીને એમ આશા હતી કે તેની શુશ્રૂષાથી રીઝાઈ મુકુંદ તેના દિલને ઓળખવા મથશે અને તેમની વચ્ચે જે અંતર રહ્યા કરે છે તે દૂર થઈ જશે. પણ મુકુંદ તો માનતો કે, મેં આ સ્ત્રીને પરણીને જે મહદ ઉપકાર કર્યો છે તેનો થોડાઘણો–માત્ર થોડો ઘણો જ–બદલો તે આ રીતની સેવા કરીને વાળે છે.

એક દિવસ મુકુંદનો કોઇ મિત્ર તેની પત્ની સાથે મુકુંદની તબિયત જોવા આવ્યો. "કેમ છે ભાઇ?" મિત્રપત્નીએ પૂછયું.—"જુઓને, પડયો છું." મુકુંદે હસતાં કહ્યું.

એ સ્ત્રી સાથે હસતાં મુકુંદના મોઢા પર જે ભાવ તરવરી ઊઠયો તેવો ભાવ મણીએ કદી જોયો કે અનુભવ્યો જ નહોતો. 'જુઓને' કહેતાં જે હાસ્ય પલકારથી મુકુંદનું મુખ ભરાઈ ગયું, તેની ઝાંખી ય મણીને કદી થઈ ન હતી. પોતાની સાથે કદી ય આવો ભાવ ન અનુભવી શકતા પતિને અત્યારે આટલી મીઠાશથી હસતો જોઈ મણીને દુઃખ થયું. "આવી ઊર્મિ શું હું તેમના અંતરમાં કયારે ય નહીં જગાડી શકું?" મણી વિચારી રહી.

મિત્ર-દંપતી ગયાં અને મુકુંદના મુખ પર પાછું પેલું ચિરપરિચિત કંટાળાનું સામ્રાજ્ય જામી ગયું.

મણી એ ફેરફાર જોઈ શકી. બીજી બધી રીતે ઘરમાં સુખી મણી પતિમાં જ પ્રેમ ન જગાવી શકે એ વાતનું તેને ભયંકર દુઃખ થતું હતું. દાંપત્ય તેને બોજારૂપ લાગતું હતું.

બીજે દિવસે ચીમનભાઈ મુકુંદની તબિયત જોવા આવ્યા. થોડીવાર મુકુંદ પાસે બેઠા પછી તેમણે મુકુંદના પિતા પાસે જઈ કહ્યું, "મારી દીકરી મુકુંદના દીકરા વેરે દેવાનો મારો વિચાર છે."

"તેમાં મને શું અડચણ હોય! મણીને પૂછી જુઓ." સાસુ-સસરા દરેક વાતમાં મણીની સલાહ લેતાં.

"ઓહો, મણીની તો હા જ હોય ને!" ચીમનભાઈએ કહ્યું.—"તો મારી ય હા છે."

"મણી." ચીમનભાઈએ જતાં જતાં મણીને મુકુંદ પાસેથી બોલાવી કહ્યું, "એક ખુશખબર આપવાના છે."

"શું?"—"મારી દીકરી તારા દીકરા વેરે..."

"બાપુજીને પૂછયું?" મણી વચ્ચે જ બોલી ઊઠી.—"હા."

"શું કહ્યું એમણે?"—"તારી હા હોય તો એમની હા છે."

"મારી ચોકખી ના છે." પોતાને ચેન કેન પ્રકારેણ મુકુન્દની કોટે વળગાડી દેનાર આ સંબંધી પ્રત્યે અત્યારે મણીને ઘૃણા થઇ આવી. આવાં પરાણે થતાં લગ્નના બોજા તેને અસહ્ય લાગ્યા.

ચીમનભાઇ ડઘાઈ ગયા. કંઈવારે તે બોલ્યા, "મારો તારા પરનો ઉપકાર વીસરી તો નથી ગઈ ને.?"

"એ બરાબર યાદ છે. અને તેથી જ ના કહું છું. કૃપા કરી હવે એવા ઉપકાર કરવાનું છોડી દો તો સારું. એમણે મને પરણીને ઉપકાર કર્યો, તમે મને પરણાવીને ઉપકાર કર્યો. આ ઉપકારના બોજા તળે કચડાઈ ન જઉં તો સારું!" મણીના શબ્દોમાં કડવાશ હતી. પ્રયત્ન કરવા છતાં ય ઇચ્છિયું ન પામ્યાના અસંતોષનો એમાં ટંકાર હતો.

ચીમનભાઈ ચીડાતા જતા રહ્યા.

મણી મુકુંદ માટે સુકાતી રહી. મુકુંદ પોતે ઉપકાર કરી પરણેલ ઓરતની ચાકરી પામતો આશ્રમનાં ચિત્રો જોતો રહ્યો.

---

| રાશિ | સ્વામી | સ્વભાવ | રાશિ | સ્વામી | સ્વભાવ |
|---|---|---|---|---|---|
| મેષ | મગળ | અગ્નિતત્ત્વ | તુલા | શુક્ર | વાયુતત્ત્વ |
| વૃષભ | શુક્ર | બાકીતત્ત્વ | વૃશ્ચિક | મગળ | જળતત્ત્વ |
| મિથુન | બુધ | વાયુતત્ત્વ | ધન | ગુરૂ | અગ્નિતત્ત્વ |
| કર્ક | ચદ્ર | જળતત્ત્વ | મકર | શનિ | બાકીતત્ત્વ |
| સિંહ | સૂર્ય | અગ્નિતત્ત્વ | કુભ | ,, | વાયુતત્ત્વ |
| કન્યા | બુધ | બાકીતત્ત્વ | મીન | ગુરૂ | જળતત્ત્વ |

ગ્રહોમા મગળ અને સૂર્ય ઉગ્ર છે અને શુક્ર ચદ્ર મૃદુ છે ગુરૂ શુભ પણ ઉષ્ણતાનો શોખીન છે જ્યારે શનિ મદ અને શીતનો પ્રિય છે

સૂર્યનુ સંક્રમણ ભારતીય રીતે જ્યારે મેષ રાશિમા થાય છે ત્યારે એપ્રિલનો મહિનો આપણે ત્યા હોય છે અને ગરમીની શરૂઆત થયેલી દેખાય છે અગ્નિતત્ત્વની એ રાશિની માફક સિંહ અને ધન રાશિ પણ અગ્નિતત્ત્વની છે હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે જ્યારે સૂર્ય એ ત્રણે રાશિમાથી સક્રમણ કરી રહ્યો હોય ત્યારે ગરમી પડવી જોઇએ પરતુ ધ્યાન દઈને નક્ષત્ર-મડળ તપાસતા માલમ પડશે કે મેષ રાશિના નક્ષત્રો અશ્વિની ભરણી અને કૃતિકામાથી ભરણી અને કૃતિકા ક્રૂર તેમજ અશુભ છે માટે સૂર્યની ક્રૂરતા એ રાશિમાં વધારે સ્પષ્ટરૂપે જાગવાની આગાહી આપી શકે સિંહ રાશિના નક્ષત્રોમા મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરા ફાલ્ગુનીનુ પહેલુ ચરણ છે એમા પણ પહેલા બે નક્ષત્રો અશુભ અને ક્રૂર છે તેથી તે સમયમા વાદળી તાપ ઘણો જ અપ્રિય થઈ પડે છે ધન રાશિમા મૂળ પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢાનું પહેલુ ચરણ છે અને એમા એક મધ્યમ અને બે ક્રૂરતાભરેલુ છતા શુભ છે એટલે નક્ષત્રમડળ સૂર્યની ઉષ્માને પોષણ આપતુ નથી તે ઉપરાંત ધન રાશિનો સ્વામી ગુરૂ એક શુભ ગ્રહ છે અને મેષ અને સિંહ બે ઉગ્ર ગ્રહોની રાશિઓ છે

એ સૂચના ઉપરાત જ્યારે મેષ અને સિંહ રાશિમાથી ઉગ્ર ગ્રહો પસાર થતા હોય ત્યારે ગરમીનુ પ્રમાણ વધારે અવશ્ય થાય છે દાખલા તરીકે સૂર્ય જ્યારે મેષમા હોય ત્યારે મગળ અને ગુરૂ પણ ત્યા હોય તો તે વર્ષે ભીષણ ગરમીની કલ્પના કરી શકાય તેમ ન થતા જો મૃદુ ગ્રહો મૃદુ રાશિમા હોય તો સૂર્યની ગરમીનુ પ્રમાણ ઓછુ થાય છે ઇ સ ૧૯૩૪ની સાલમા ઉત્તર ભારતમાં ગરમીની ઋતુ એટલી બધી મૃદુ હતી કે નૈનિતાલ અને મસુરીની શીતળ ટેકરીઓ રડી ઊઠી હતી તેનું કારણ એ હતુ કે ગુરૂ તે સમયે તુલારાશિમા હતો અને શુભ ગ્રહ શુક્રની રાશીમા હતો શનિ મકર રાશિમા હતો અને મંગળ પણ ગરમીની શરૂઆતમા મીન રાશીમા હતો જે જળતત્ત્વની હોઈ ગુરૂ શુભ ગ્રહની રાશિ હતી ગરમીમા તે સમયે ઉપરાસાપરી વર્ષા થતી હતી અને ગરમી કોઈને ભારે પડી નહીં તેનાથી વિપરિત ૧૯૩૫ની સાલની ગરમી અત્યત ભયકર હતી મગળ તે સમયે કન્યા રાશિમા હતો અને ગુરૂ પણ ઉગ્ર ગ્રહની રાશિ (વૃશ્ચિક)મા હતો અને એ રાશિ જળતત્ત્વની હોવા છતા ગુરૂની સ્વાભાવિક વૃત્તિ પ્રમાણે પાછલી વર્ષાઋતુમા વૃષ્ટિ આવી હતી

ઋતુ-પરિવર્તનને માટે શીઘ્રગામી ગ્રહો ખાસ કરીને મગળ સૂર્ય બુધ શુક્ર વધારે ભાગ ભજવે છે કારણ કે પ્રત્યેક રાશિમા એમનો સમય ટૂકો હોય છે એટલે અસર વધારે જલ્દી કરે છે ઘણો સમય રહેનાર ગ્રહો ગુરૂ, શનિ, રાહુને આખા વર્ષમા પોતાની

ઇચ્છા મુજબ કાર્ય કરવાનો પુષ્કળ સમય મળે છે પરંતુ શીઘ્ર ગ્રહોને તેમ નથી થતું. તે જ પ્રમાણે ચંદ્ર નાનાં મોટાં તોફાનો ઊભાં કરવાની શક્તિ ધરાવે છે અને કોઇ અશુભ રાશિમાં અશુભ ગ્રહ સાથે યુતિ કરતો હોય ત્યારે અનેક પરિવર્તન ઊભાં કરે છે.

વર્ષાને માટે તે જ પ્રમાણે જે વર્ષે સૂર્ય અને મંગળ બેઉ સાથે કર્ક રાશિમાં હોય અથવા મંગળ, વૃશ્ચિક કે મીનમાં સૂર્યના કર્કના સમયે હોય તો પુષ્કળ વૃષ્ટિનો યોગ કરે છે. ૧૯૩૬ની સાલમાં કર્કના સૂર્ય મંગળે ઉત્તર ભારતમાં ભીષણ વૃષ્ટિ દેખાડી હતી અને ભયંકર પૂરો લખનૌની ગોમતી નદીમાં જુલાઇ મહિનામાં આવ્યાં હતાં એજ જગ્યાએ મોનસુનનું પ્રબળ જોર ઓગસ્ટ મહિનામાં સાધારણ રીતે ગણાય છે. તેનાથી વિપરિત કારણો હોય અથવા બીજા ગ્રહો જળતત્ત્વની રાશિથી ઉલટા અગ્નિતત્ત્વની રાશિમાં હોય તો અનાવૃષ્ટિનો યોગ કરે છે.

એજ પ્રમાણે ઠંડીનું પણ કારણ છે. મૃદુ ગ્રહોની રાશિમાં કે ઠંડીની ઋતુ વખતે કોઇ ગ્રહ જળતત્ત્વની રાશિમાં હોય તો હીમ અને વૃષ્ટિથી ઠંડીનું મોજું ફેલાવી વાળે છે. આ વર્ષે ઠંડીનું મોજું વૃશ્ચિકના મંગળને આભારી હતું અને ધન રાશિમાં મંગળ વહેલો આવે છે માટે ગરમીની શરૂઆત વહેલી થઇ જશે. પછી મીનમાં ૭ મહિના રહેશે, એટલે વૃષ્ટિ પણ વધારે થશે.

---

## કારકુનનું સ્વપ્નું–

રમણલાલ ભટ્ટ

ઉન્હાળે એક વાગેલો, ઝોકતો કારકુન કો;
હતો હું મગ્ન તુમારે, અક્ષરો ને ઉકેલતો
ઝીણા ને માખીઓ જેવા, લખાયા રાવ સા'બથી.

કચેરીનો પટાવાળો, બ્હાર બેઠો ઊંઘી રહ્યો,
જાગતો ઊંઘતો'તો એ, સા'બની રાહ ચિંતતો.
પ્રસરી'તી પૂરી શાન્તિઃ –ત્યાં કોલાહલ કૈં થયો;
"હોડ, હોડ" અવાજે હું, સફાળો ઝબકી ગયો.

થયાં'તાં માણસો ભેગાં, આવ્યાં જે કામને લીધે;
ગયો ત્યાં; માણસો કાઢયાં, પૂછ્યું મેં કારકુનને.
બગાસાં નાંખતો, આંખો ચોળતો તે વદ્યો હસીઃ–
"જગ્યો'તો હું જરા દાબી, તેથી આંખ મળી ગઈ;
અને લાધ્યું મને સ્વપ્નું, જાણે કે 'હોલ'ની મહીં
ભરાયાં બે બકરાં ને ગધેડું યે હતું વળી.
ગધેડું, બકરીઓ એ લીધા મ્હોમાં તુમાર જે
હતા 'અર્જન્ટ' નોંધેલા, પડેલા સાત વર્ષથી.
અને હું મારવા દોડયો, ઝૂંટાવ્યા એ તુમાર સૌ:
પટાવાળો હતો ત્યાં ના સા'બને ત્યાં ગયો હતો.
'હોડ, હોડ', અવાજે હું, ગધેડું હાંકતો હતો."

આર્યોનું જીવનશાસ્ત્ર—

# આયુર્વેદ

નરસિંહ

આત્મા, મન, શરીર અને સંસાર એ ચાર જીવનનાં મહત્ત્વનાં અંગો છે. પવિત્ર આત્મા; જ્ઞાન અને પ્રભાવથી ઓપતું વિશુદ્ધ મન; સશક્ત, તંદુરસ્ત અને સુંદર શરીર; અને એ ત્રણેને વિકસતાં રાખવાને જરૂરનાં એવાં મંદિરો, વિદ્યાપીઠો, કલા, સંસ્કાર, સાહિત્ય, ઉપભોગ-સામગ્રી, સમૃદ્ધિ, વસ્ત્રાલંકાર, ભોજન, ભૂમિ, ગૃહમંદિરો, ઉપવનો, કુટુંબ, નગર, રાષ્ટ્ર, વ્યવસ્થા વગેરેનો બનેલો સંસાર. જીવનનાં આ ચારે અંગો જ્યારે ખીલેલાં રહે ત્યારે જીવન અહોભાગ્ય બને છે.

આ ચારેમાં વિશેષ મહત્ત્વ જો કે આત્માનું છે પણ આત્માને ઉન્નત રાખવાને મનની પ્રફુલ્લતા અને જ્ઞાન-વિશુદ્ધિ જરૂરી છે; અને મનની પ્રફુલ્લતા માટે શરીરની તંદુરસ્તીને અનિવાર્ય ન લેખીએ તો પણ શરીરની શક્તિ અને તંદુરસ્તી સંસારની શોભા જાળવી શકે છે અને એજ શરીરની તંદુરસ્તી સંસારને સુંદર અને મનને પ્રફુલ્લ રાખવામાં મહત્ત્વનો ફાળો નોંધાવે છે એ હકીકતનો ઇન્કાર થઇ શકે તેમ નથી. આમ જીવનમાં શરીરનું સ્થાન પણ આત્મા, મન અને સંસાર જેટલું જ છે, એટલું જ નહિ પરંતુ આત્મા, મન અને સંસારની ઉન્નતિમા શરીર અગત્યનો ફાળો નોંધાવી શકે છે. આ ગણતરીએ જ આર્યપ્રજાએ શરીરને મહત્ત્વ આપ્યુ છે અને શારીરિક તંદુરસ્તીની વિદ્યાને આયુર્વેદના પવિત્ર નામે ઓળખાવી છે.

આયુર્વેદનો અર્થ વિશાળ છે. શરીર બગડે ત્યારે, અજમાવાતા ઉપાયના સૂક્ષ્મ પ્રત્યાઘાતો કેવા નીવડશે તેની ગણતરી વિના, અમુક ઉપાયો તરત અજમાવી દેતા વર્તમાન વૈદકશાસ્ત્ર અને આયુર્વેદ વચ્ચે ઊંડો તફાવત છે. આયુર્વેદ પ્રથમ આત્મા અને સંસારની ઉન્નતિમા શરીર બાધક ન થઇ પડે એ રીતે તેને તંદુરસ્ત રહેવાની આજ્ઞા અને ઉપાય આપે છે; એમ છતા સ્ખલનાથી તંદુરસ્તી જોખમાય તો ક્રમિક ધોરણે મૂળ સ્થિતિએ પહોંચવાના તે માર્ગ દર્શાવે છે અને તાત્કાલિક ઇલાજને જરૂરી બનાવતી વિષમ સ્થિતિ માટે તે ઓછામાં ઓછો પ્રત્યાઘાત જન્માવતી દવાઓ કે શસ્ત્રક્રિયા સૂચવે છે. આધુનિક વૈદક હોજરીમાં દવાઓ નાખીને થાકી ગયું હોય તેમ તે, ઇન્જેક્શન માર્ગે, લોહીનો સીધો સંપર્ક સાધવા માંડ્યું છે જ્યારે આયુર્વેદ પ્રથમ ઇન્દ્રિય માર્ગે [ મન-શાંતિ, કર્ણ-સંગીત, નાસિકા-સુગંધ ત્વચા-વિલેપન ], અને તે ઉપાય અસરકારક ન સંભવે તો પછી હોજરીમાર્ગે રોગને એવી રીતે શાંત અને નિર્મૂળ બનાવવા મથે છે કે જેથી મનની શાંતિ, શરીરની તંદુરસ્તી ને શક્તિ અને સંસારની સુંદરતા સાધી શકાય.

અવંતિપતિ ભોજને રાજક્ષ્ય રોગ લાગુ પડ્યો ત્યારે તેને દૂર કરવાની જવાબદારી વાગભટ્ટ વૈદ્યને માથે આવી. વાગભટ્ટે અતિ શ્રમપૂર્વક રાસાયણિક ઔષધ તૈયાર કર્યું. તે ઔષધ પીવા માટે પ્રભાતનો સમય નિશ્ચિત કર્યો. રાજા જેવો તે ઔષધ પીવાને તત્પર બન્યો કે વાગભટ્ટે પોતાના હાથમાં રહેલી ઔષધની શીશી જમીન પર પટકી દીધી. રાજા ચમકીને જોઈ જ રહ્યો. વાગભટ્ટે કહ્યું, "વ્યાધિ વિના ઔષધ પીવું એ ધાતુને ક્ષીણ કરનારું છે; વ્યાધિ હોય ત્યારે તે લાભના પ્રમાણમાં ઓછી હાનિ કરે છે; પણ ઔષધને પીધાં વિના જ વ્યાધિ દૂર કરાય તે પૂર્ણ લાભકર્તા છે." ઔષધની અચાનક સુગંધથીજ વાગભટ્ટને ભોજનો ક્ષય દૂર કરવો હતો અને તેમાં તે સફળ પણ નીવડ્યો.

મનુ કહે છે: 'ભ્રાંતિ, આળસ ને ઊંઘ એ ત્રણના કારણે મોત આવે છે. તેમના અભાવમાં મૃત્યુને પણ અટકાવી શકાય. તે ત્રણેનું બળ ઓછું કરી મોતને દૂર ધકેલવું એ આયુર્વેદની પ્રણાલિકા છે.'

સુશ્રુત કહે છે: "જેનાથી આયુષ્ય જણાય અને વધે તે આયુર્વેદ."

ચરક કહે છે: "આયુર્વેદ એ હિત, અહિત, સુખ, દુઃખ, આયુષ્ય ને એનું પ્રમાણ અને હિતાહિત દર્શાવનારું શાસ્ત્ર છે."

ભાવમિશ્ર કહે છે: "રોગી નિરોગી બને અને નિરોગી સદા તંદુરસ્ત રહે તેવો માર્ગ સૂચવનારું શાસ્ત્ર તે આયુર્વેદ."

દંતકથા કહે છે કે–'બ્રહ્માએ આયુર્વેદની પ્રથમ રચના કરી. બ્રહ્મા પાસેથી તે જ્ઞાન પ્રજાપતિને મળ્યું. પ્રજાપતિએ તે અશ્વિનીકુમારોને શિખવ્યું. અશ્વિનીકુમારો પાસેથી તે જ્ઞાન ઇન્દ્રે મેળવ્યું. ઋષિઓની વિનંતિથી ભારદ્વાજ મુનિ ઇન્દ્ર પાસે ગયા. અને તે જ્ઞાન લઈ આવ્યા. તેના આધારે ઋષિઓએ આયુર્વેદનાં સૂત્રો ઘડ્યાં અને એ સૂત્રોના આધારે અને અનુભવથી તે પછી તે વિષય પર સંખ્યાબંધ ગ્રન્થો લખાયા.'

વિશ્વામિત્ર ઋષિના પુત્ર અને જગતભરના પ્રથમ શસ્ત્રવૈદ્ય સુશ્રુત પોતાના વિદ્યાગુરુઓની પરંપરાનો પરિચય કરાવતાં કહે છે–'બ્રહ્માએ આઠ [ શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદ, રસાયણ, વાજીકરણ ] વિભાગમાં, એક હજાર અધ્યાય ને એક લાખ શ્લોક પ્રમાણનું આયુર્વેદ રચ્યું. બ્રહ્મા પાસેથી તે જ્ઞાન પ્રજાપતિને મળ્યું. પ્રજાપતિએ તે અશ્વિનીકુમારોને શિખવ્યું. અશ્વિનીકુમારો પાસેથી તે જ્ઞાન ઇન્દ્રે મેળવ્યું. એક સમયે ઇન્દ્રે જોયું કે જગતમાં રોગ વિશેષ પ્રમાણમાં ફાટી નીકળ્યા છે. તે રોગ મટાડવાને તેણે ધન્વન્તરીને જગતમાં જન્મ લેવાની ભલામણ કરી ને તેને સમસ્ત આયુર્વેદ શિખવ્યું. તે પછી ધન્વન્તરીએ કાશીમાં એક ક્ષત્રિયને ઘેર જન્મ લીધો. સમય જતાં તે કાશીપતિ બન્યો અને રાજા દિવોદાસ તરીકે જાણીતો થયો. તેણે જગતને રોગમુક્ત બનાવ્યું. વૈદકશાસ્ત્રમાં તે ધન્વન્તરીના નામે ઓળખાયો. તેણે 'धन्वन्तरी संहिता' લખી છે. પિતા વિશ્વામિત્રની આજ્ઞાથી સુશ્રુતે એ ધન્વન્તરીના શિષ્ય બન્યાં અને તેના પાસેથી સંપૂર્ણ આયુર્વેદ શીખી તેમણે 'सुश्रुत संहिता' લખી.'

પુરાણોના કથન પ્રમાણે સમુદ્ર-મન્થનમાં અમૃત અને લક્ષ્મીની સાથોસાથ ધન્વન્તરી પણ મળી આવેલ. મહાન વિક્રમની સભામાંના નવ રત્નોમાં વૈદકવિદ્યાના રત્નનું નામ પણ

ધન્વન્તરી હતું. આમ એકંદરે જોતાં આર્ય જીવનશાસ્ત્રના આદ્યગુરુ ધન્વન્તરી ઠરે છે અને એ વિદ્યાના સમર્થ આચાર્યોને કેટલેક પ્રસંગે ધન્વન્તરીનું ઉપનામ અપાયું છે.

ચારે વેદમાં આયુર્વેદનાં કેટલાંક સૂત્રો મળી આવે છે. પણ અથર્વવેદમાં આયુર્વેદ એક ઉપાંગ બની રહે છે, જ્યારે ઋગ્વેદમાં તેને એક ઉપવેદ તરીકે સ્થાન અપાયું છે.

આયુર્વેદની રચના પછી આજસુધીમાં એ વિષયમાં અસંખ્ય સમર્થ આચાર્યો થઈ ગયા છે. પણ તેમાં ધન્વન્તરી, સુશ્રુત, કૌશિક, આત્રેય, અગ્નિવેશ, ચરક, ભાવમિશ્ર, વાગ્ભટ્ટ વગેરે ખાસ ધ્યાન આકર્ષે છે. શસ્ત્રવિદ્યા અને એનાં સાધનોના વિષયમાં સુશ્રુતનું ઝીણવટભર્યું જ્ઞાન આજના જગતને પણ અચંબામાં ગરકાવ કરી દે છે. જેમાંથી આધુનિક એલોપથીનું ઘડતર થયું તે યુનાની વિદ્યાનો મોટો ભાગ ચરકને આભારી છે. ભાવમિશ્રનો 'भावप्रकाश' ગ્રન્થ એ આયુર્વેદનાં સમસ્ત અંગોને પોતામાં સમાવી દેતો એક સંપૂર્ણ ગ્રન્થ છે. વાગ્ભટ્ટે રચેલ 'अष्टांगहृदय संहिता' અને 'निघंटु' એ આયુર્વેદના અમર ગ્રન્થો છે.

રોગોના મૂળ તરીકે આયુર્વેદ શરીરમાં ત્રણ (વાત, પિત્ત, કફ) તત્ત્વોની વધઘટને ઓળખાવે છે. એ ત્રણે તત્ત્વો સમપ્રમાણમાં હોય ત્યાં સુધી શરીરમાં રોગ પ્રવેશી શકતા જ નથી. પરિણામે આયુર્વેદ એ ત્રણે તત્ત્વો સમપ્રમાણમાં જળવાઈ રહે એવા જીવનનિયમો ઘડે છે.

વૈજ્ઞાનિક દષ્ટિએ જેનું પૃથક્કરણ ન થઈ શકે એવાં તત્ત્વોને પણ આયુર્વેદ કેટલેક પ્રસંગે પોતાનામાં સમાવી દે છે. કૌશિક ઋષિ કહે છે કે, 'પતિ તપી ગયો હોય ત્યારે પત્નીએ ઠંડા જળમાં ગરમ કુહાડી બોળી તે પાણી "જે પાણીએ આ ગરમ લોખંડને ઠાર્યું તે તારા જળતા જીગરને પણ ઠારો" એવા મંત્ર સાથે પતિને પાઈ દેવું.'

આર્ય સમાજ-રચનામાં જણાઈ આવતા શરીરના અને મનના કેટલાક નીતિ-નિયમો પણ આયુર્વેદને જ આભારી છે. ચરક કહે છે—

'ખોરાક જીવનને ટકાવે છે, દૂધ શરીરને સુદૃઢ બનાવી જીવનને લંબાવે છે, આસવ થાક ઉતારે છે, પાતિવ્રત્ય દીર્ઘાયુષ્ય બક્ષે છે, ભેંસનું દૂધ નિદ્રા પ્રેરે છે, ચિંતા શરીરને સૂકવે છે, અથાગ શ્રમ શરીરને થકવી જીવનને ટૂંકાવે છે, સૂકો પ્રદેશ તંદુરસ્તીને રક્ષે છે, ભેજવાળો પ્રદેશ આરોગ્યનો ભક્ષક છે, આમળાં વૃદ્ધત્વને ખાળે છે; માનવીએ અન્યના દોષો ન જોવા જોઇએ, અન્યનાં રહસ્યો જાણવા મથવું ન જોઇએ, નાસ્તિકનો સંસર્ગ ન કરવો જોઇએ, ગુરુ કે મુરબ્બીનો વિનય જાળવવો જોઇએ, મોટેથી હસવું ન જોઇએ, માર્ગપર તોફાન ન કરવું જોઈએ, નારીની શિખામણ અવગણવી ન જોઈએ તેમ તેનાથી જ કેવળ દોરાવું ન જોઇએ, અનુજીવીઓનું યોગ્ય રક્ષણ કરવું જોઇએ.'

આમ આયુર્વેદ એ કેવળ વૈદ્યવિદ્યા નહિ, પરંતુ જીવનશાસ્ત્ર બની રહે છે.

આર્ય પ્રજાની વિશિષ્ટતા એ છે કે તે જીવનના કોઈ પણ અંગનો સ્વતંત્ર શાખા તરીકે સ્વીકાર ન કરતાં દરેક અંગોને એકમેક સાથે સાંકળી દે છે. આત્મા, મન, શરીર, ધર્મ, શિક્ષણ, સમાજ, રાજનીતિ, કળા, સાહિત્ય, વિજ્ઞાન વગેરેના સુમેળ દ્વારા જીવનની સંપૂર્ણ ખીલવણી કરવામાં આવે છે. ધર્મનો આદેશ જુદો, આગેવાનોની સલાહ જુદી, સમાજની રચના જુદી, મન અને શરીરની ગતિ જુદી, વિજ્ઞાનનું કથન જુદું એમ જીવનની ભિન્નભિન્ન શાખાઓની પરસ્પર વિરૂદ્ધતાથી અનાર્ય પ્રજાઓ શક્તિનો જે નિરર્થક ક્ષય કરી નાંખે

છે[1] તે આર્ય પ્રજાને માન્ય નથી, અને પરિણામે અનાર્ય પ્રથાઓથી રંગાઈ ગયેલી પ્રજાઓ ઘણી વખત આર્ય વિશિષ્ટતાને સમજવામાં નિષ્ફળ જાય છે. આયુર્વેદની બાબતમાં પણ કંઈક તેવું બન્યું છે.

પૂર્વજન્મ, કર્મનાં ફળ, કાળની અસર, વંશપરંપરાગત ગુણાવગુણ જેવાં ધર્મ, જ્યોતિષ, કે માનવવંશશાસ્ત્રનાં અંગોને પણ આયુર્વેદ મૂળગત તત્ત્વો તરીકે સ્વીકારી લે છે. પરિણામે તંદુરસ્તીના વિષયને તે રોગના પ્રવેશથી કે બાળકના જન્મથી જ નથી ચર્ચતું પરંતુ ગર્ભ ધારણ કરવાની ક્રિયાથી સ્પર્શે છે.

કન્યા પકવવયે જ ઋતુકાળમાં પ્રવેશે તે માટે તેણે કેવું શાંત જીવન વીતાવવું; ઋતુકાળમાં પ્રવેશી ચૂકેલી કન્યા અવિવાહિત રહેતાં મનક્ષતિ અને અંગવિકારનો સંભવ હોઇ તેવા સમયે લગ્ન કરી નાંખવાનો આદેશ; લગ્ન પ્રસંગે પુષ્ટ ખોરાક અને અંગવિલેપન દ્વારા શરીરને સુરૂપ, સશક્ત અને તંદુરસ્ત રાખવાની ક્રિયાઓ; અમુક તિથિઓમાં જ સ્ત્રી–સંગનું નિયમન વગેરે, જન્મનાર સંતાનના હિતની અને માતપિતાના માનસિક, શારીરિક ને ઉપભૌગિક સુખની ગણતરીએ વિચારાયેલાં, આયુર્વેદનાં જ અંગો છે.

પૂર્વજન્મના સંસ્કારો લઈ આવેલો આત્મા ગર્ભાશયમાં શરીરરૂપ પામતાં જ પોતાના સ્વભાવનું દર્શન કરાવે છે. ગર્ભના પોષણ માટે સ્ત્રીના અંગમાંથી ગર્ભાશયમાં વહેતું લોહી ગર્ભાશયમાંથી હૃદયમાર્ગે વહે છે.[2] એટલે ગર્ભધારણ કર્યા પછી સ્ત્રીને જે અવનવી ઈચ્છાઓ થાય છે તે સ્ત્રીની નહિ, પણ ગર્ભની ઈચ્છાઓ છે. અને ગર્ભના વિશુદ્ધ માનસિક ઘડતર માટે એ ઈચ્છાઓ પુરાવી જ જોઈએ એવી આયુર્વેદ આજ્ઞા કરે છે. આર્ય સંસારમાં આ ઇચ્છાને દોહદના નામે ઓળખવામાં આવે છે.

અજાતશત્રુ ગર્ભમાં હતો ત્યારે પતિની સદૈવ પૂજા કરતી ચેલણાને એ જ પતિનું માંસ ખાવાની ઈચ્છા થયેલી; અભયકુમાર ગર્ભમાં હતો ત્યારે તેની ગરીબ માતાને ઐશ્વર્યસંપન્ન ધર્મ પ્રવર્તાવવાની ઈચ્છા થયેલી; હમ્મીર ગર્ભમાં હતો ત્યારે તેની કોમળ માતાને સદૈવ વિધર્મીઓના લોહીમાં સ્નાન કરવાનું ગમતું. આ બધા ગર્ભના સંસ્કાર હતા. તેમની ઇચ્છાઓ એક યા બીજે રસ્તે પૂરવામાં આવી. ને પકવ વયે પણ એ ગર્ભોએ એ જ સ્વરૂપ દર્શાવ્યું. અજાતશત્રુએ પિતાનું સિંહાસન ઝૂંટવી લઇ તેને કેદ કર્યો ને આપઘાતની સ્થિતિમાં મૂકયો; અભયકુમારે ઐશ્વર્ય વધાર્યું, ધર્મ વિકસાવ્યો; હમ્મીરે હજારો વિધર્મીઓની કતલ કરી તેમના લોહીમાં સ્નાન કર્યું.

---

૧ આ સ્થિતિના દૃષ્ટાન્ત તરીકે જગતની ઘણી પ્રજાઓને મૂકી શકાય તેમ છે. તેમાંથી પશ્ચિમ યુરોપની પ્રજાનું જ દૃષ્ટાંત લઈએ. તેમનો ખ્રિસ્તીધર્મ તેમને એક ગાલ પર તમાચો પડતાં બીજો ગાલ આગળ ધરવાની ભલામણ કરે છે, તેમના રાજનીતિજ્ઞો તેમને લોહી વહેવડાવવાની ફરજ સમજાવે છે, તેમનું વિજ્ઞાન તેમના હાથમાં જગતને સળગાવવાનાં શસ્ત્રો મૂકે છે, તેમનું વૈદક તેમને શરીરનું જ મહત્ત્વ સમજાવે છે, તેમના મુક્તવિહારીઓ તેમને ચારિત્રભ્રષ્ટ બનાવે છેઃ પરિણામે તે પ્રજાઓ માનસિક વિશુદ્ધિ ગુમાવી બેઠી છે, તેમનો આત્મા ચૂંથાઈ રહ્યો છે. વિધવિધ ક્ષેત્રમાંથી જુદી જુદી આજ્ઞા મળવાથી સ્વતંત્ર અને પ્રબળ સ્થિતિમાં પણ તેમની શક્તિ છિન્નભિન્ન થઇ ગઈ છે.

૨ આ સિદ્ધાન્ત ચરકનો છે. દૂર રહેલા સંતાનને પણ સહેજ ઇજા થતાં માતાનું હૃદય કંપી ઊઠે છે તે સ્થિતિનો ઉકેલ તે સિદ્ધાન્તમાંથી મળી રહે છે. યુરોપીય વિજ્ઞાને મોડે મોડે પણ એ સિદ્ધાન્તને સ્વીકાર્યો છે.

આ જ રીતે ગર્ભાશયમાં સંતાનને શિક્ષણ પણ આપી શકાય છે. લવ-કુશે ગર્ભમાં જ જૃંભકાસ્ત્રોનું જ્ઞાન મેળવેલું, અભિમન્યુએ ગર્ભમાં જ ચક્રવ્યૂહ ભેદવાની કળા સાધી.

આ સંયોગોમાં આયુર્વેદ ગર્ભાવસ્થાથી જ જિંદગીની શરૂઆત ગણે છે. અને આર્ય જીવનના સોળ સંસ્કારોમાં ગર્ભાધાનને તે પ્રથમ સંસ્કાર તરીકે ઓળખાવે છે અને તે અનુસાર તે ગર્ભિણી સ્ત્રી માટે નિયમો ઘડે છે. આ નિયમોને આર્ય સમાજશાસ્ત્ર અપનાવી લે છે. સ્ત્રી કાં તો કન્યાવયમાં હોય, કાં તો ગર્ભાવસ્થામાં હોય ને નહિતર તે સંતાનની માતા હોય છે. એ ત્રણે સ્વરૂપમાં તેને માટે શાંતિ, ગૃહનિવાસ વગેરે જરૂરી છે. પરિણામે સ્ત્રી-પુરુષનાં કાર્યોની એવી રીતે વહેંચણી કરાય છે કે જેથી સ્ત્રીને જીવનવિકાસ માટેનું તેનું અનુકૂળ ક્ષેત્ર મળી રહે.

એક જ પિતાનાં સંતાન જો લગ્નથી જોડાય તો તે સંયોગ ભાવિ પ્રજાના નાશમાં પરિણમે છે. આયુર્વેદ અને માનવવંશશાસ્ત્રનો આ સિદ્ધાંત પણ આર્ય સમાજ-વ્યવસ્થાપકોએ પોતાના ખ્યાલમાં રાખ્યો: પરિણામે આર્ય વ્યવસ્થામાં સ્ત્રીની પવિત્રતા પર વિશેષ ભાર મુકાયો. સમાજમાં રહેલી સ્ત્રી જો એક કરતાં વિશેષ પુરુષોના સંસર્ગમાં આવતી રહે તો એક જ પુરુષના સંસર્ગમાં આવેલી એવી બે સ્ત્રીઓના સંતાનો ભવિષ્યમાં જોડાવાનો સંભવ રહે. આ સંભવ અટકાવવાને પતિવ્રતાધર્મ અનિવાર્ય લેખાયો. એક પુરુષથી ન સંતોષાતી સ્ત્રી સંતાનને જન્મ આપવાનો અધિકાર મૂકી દઈ ગણિકા બને; એક સ્ત્રીથી ન સંતોષાતો પુરુષ, સમાનભાવે, પ્રથમ પત્નીની રજા પછી જ, વિશેષ સ્ત્રીઓ પરણે અથવા વિશુદ્ધિ જાળવતી મર્યાદાએ ગણિકાસેવન કરે. પણ સમાજમાં રહેલાં સ્ત્રી-પુરુષ તો અનાચાર ન જ ચલાવી શકે.

આ રીતે આયુર્વેદે જેમ ધર્મ, જ્યોતિષ વગેરે વિષયોના કેટલાક સિદ્ધાંતો સ્વીકાર્યા તેમ ધર્મ, સમાજ વગેરેએ પણ આયુર્વેદના કેટલાક સિદ્ધાંતો સ્વીકારી આર્ય જીવનનું ચોક્કસ સ્વરૂપ ઘડયું છે.

આર્ય પ્રજા કેટલીક વિદ્યાઓને ખૂબ જ પવિત્ર લેખે છે. આયુર્વેદનો પણ એમાં સમાવેશ થાય છે. આ પવિત્ર વિદ્યાઓનો અધિકાર તેમને જ આપવામાં આવે છે જેઓ દ્રવ્યથી દૂર રહેતા હોય ને સ્વૈચ્છિક ગરીબાઇનો આદર્શ ધરાવતા હોય. આધુનિક વૈદકની જેમ આયુર્વેદ વેચી શકાતું નથી. તેનો પવિત્ર ઉપયોગ જ કરાય છે. દુઃખી ને રોગી પ્રજાઓના હરનિશ સંસર્ગમાં રહેતા અને તલભાર પણ સાંસારિક સ્વાર્થ ન ધરાવતા સાધુઓ, સંન્યાસીઓ, ગોરજીઓ અને બ્રાહ્મણોને જ તે વિદ્યા અપાતી. ચરક કહે છે, 'આયુર્વેદનું જ્ઞાન ધનપ્રાપ્તિ માટે નથી, તેમ સાંસારિક કામનાઓ સંતોષવાને નથી. તે તો પ્રાણીમાત્ર પર નિર્મળ દયા વર્ષાવવા માટે છે." આ પવિત્ર પ્રથાનો ભંગ કરનાર વિદ્યાદ્રોહીઓએ જ આયુર્વેદની પડતી આણી છે.

આયુર્વેદે કેટલી મહાન સિદ્ધિઓ મેળવી છે અને તેણે કેવા ચમત્કારિક ઇલાજો અજમાવ્યા છે તેનાં સંસ્મરણો આલેખતાં ગ્રન્થો ભરાય જાય. નાડી જોઇને માનવીનો સ્વભાવ, એની શરીરસ્થિતિ અને રોગનું ચોક્કસ સ્વરૂપ જાણવું; મળ-મૂત્ર કે અંગ-કાંતિ જોઈને જ એનું આયુષ્ય કહેવું; મગજનાં ભયંકર નસ્તર સફળતાપૂર્વક પાર ઉતારવાં; ક્ષય, કંઠમાળ કે જલોદર જેવા દુઃસાધ્ય રોગોને પણ નિર્મૂળ કરવા વગેરે આયુર્વેદથી જ બની શકે. અહીં તો એમાંનું એકાદ દૃષ્ટાંતનેજ આલેખી વિરમીશું:

સિત્તેર વર્ષ પર કચ્છમાં એક ગોરજી થઈ ગયા. તેમને ગુરુ તરફથી આયુર્વેદનું જ્ઞાન મળેલું એક સમયે ઉનાળામાં ભયંકર રોગથી પીડાતો એક દર્દી તેમની સમક્ષ આવ્યો. ગોરજીએ તેમને કહ્યું 'ભાઈ આયુષ્ય જો કે બળવાન છે, પણ તારો રોગ લગભગ અસાધ્ય છે, ભગવાનનું સ્મરણ કર'

ખીજવાયેલ રોગી પાગલ જેવો બનીને આપઘાત કરવાને જંગલમાં ચાલ્યો ગયો ત્યાં રાતે વરસાદ પડેલો ઝાડ પરથી નીચે પડેલી કાચલીમાં એ વરસાદનું પાણી ટપકતું હતું એક ભયંકર કાળો સાપ તે કાચલીમાંનું પાણી પીતો હતો સાપ દૂર જતાં જ રોગી આપઘાત કરવાને એ કાચલીમાંનું અડધું પાણી પી ગયો

પણ તેને મૃત્યુને બદલે નિદ્રા આવી ગઈ ને ત્રીજે દિવસે નિદ્રામાંથી જાગી તે સીધો ગોરજી પાસે પહોંચ્યો

ગોરજીએ તેને આશિર્વાદપૂર્વક આવકારતા કહ્યું 'ખરેખર, આયુષ્યની દોરી ચમત્કારિક છે તેણે અસંભવિત સંયોગોને પણ એકત્ર કર્યા લાગે છે"

"એ શી રીતે?'

'ભાઈ' ગોરજીએ કહ્યું, 'તારા રોગનું ચોક્કસ સ્વરૂપ મે પારખેલું પણ તે માટે જોઈતી ઔષધી તૈયાર કરવાનું સંભવિત નહોતું વરસાદનું પાણી વૃક્ષ પર થઈ ને ભોય પર પડેલી નાળિયેરની કાચલીમાં ટપકતું હોય, કાળો ઝેરી નાગ તે પાણી પીને તેનો કેટલોક ભાગ વમી નાખે, એવું ઝેરયુક્ત પાણીજ તારા રોગની એકમાત્ર ઔષધિ બની શકે તને લાગે છે કે ભર ઉનાળે એ ઔષધિ સાક્ષાત કુદરત સિવાય બીજુ કોઈ તૈયાર કરી શકે?"

નિરોગી બનેલા રોગીએ ગોરજીના ચરણમાં માથું મૂક્યું

---

## તંબૂ

જેઠાલાલ ત્રિવેદી

અનંત પથનો મુસાફર, વિરામ માટે ઘડી
વસુ અધવચે રચી જીવનરૂપ તંબૂ શીળો,
પ્રમાદ પ્રગટે દિલે "રહું પડી સદાયે અહીં".
અરે! પવન મોતનો પણ ઉડાડી તંબૂ જતો

---

# જીવન ઝરણ

પ્રભા

પૈઠણમાં એક વિદ્વાન બ્રાહ્મણ વસતો. તેની કવિત્વશક્તિ અલૌકિક હતી. પરન્તુ ધન રળવામાં તે શક્તિનો ઉપયોગ ન કરતાં તે ભિક્ષા માગીને કુટુંબનું ગુજરાન ચલાવતો.

સમય જતાં તે મોતને બિછાને પડયો. બિછાનાની આસપાસ બેઠેલાં પોતાનાં દરિદ્ર સ્ત્રી–સંતાનને જોઇ તેની આંખો સજળ બની. તેના ચરણ ચાંપતી સાધ્વી સ્ત્રી પ્રત્યે જોઈ તે બોલ્યો, "તમે ગુજરાન શી રીતે ચલાવશો ?"

સ્ત્રી ઉત્તર ન આપી શકી. નિરાધાર સંતાનો તરફ નજર જતાંજ તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

"ગભરા નહિ," બ્રાહ્મણે સ્ત્રી પર મીઠી નજર ઠેરવતાં કહ્યું, "આખી જિન્દગીનું સત્ત્વ વલોવીને મેં ચાર શ્લોક બનાવ્યા છે. પણ મને મારી કવિતાનો મોહ છે. એ જેને તેને હાથ ન ચડવી જોઇએ. એ શ્લોકો તું એને વેચજે જે એમાંના એકેકની કિંમત એકેક લાખ સોનામહોર આંકી શકે. આ પવિત્ર ભૂમિ પર એવો પરીક્ષક નીકળી જ આવશે."

પત્નીને ચાર શ્લોકો સોંપી બ્રાહ્મણ પંચત્વ પામ્યો. તેની ઉત્તરક્રિયા માટે કંઇ સાધન નહોતું. ને તરતની વિધવા હોઇ સ્ત્રીથી બહાર નીકળાય તેમ નહોતું. એટલે શ્લોકો વેચવાને તે રાત્રે બહાર નીકળી. એક સ્ત્રીને રાત્રે આમ ગુપ્ત રીતે બહાર ફરતી જોઇ રસ્તે ઊભેલો એક પુરુષ તેની પાછળ પાછળ ચાલ્યો.

સ્ત્રીએ સંખ્યાબંધ શ્રીમંતોને એ શ્લોક બતાવ્યા. પણ તેઓ તો તેની યોગ્ય કિંમત આંકવાને બદલે હસવા લાગ્યા. સ્ત્રી નિરાશ વદને પાછી ફરી. નિરાધાર સ્ત્રીની આ દશા જોઇ પાછળ આવતો પુરુષ ખીજાયો. ને તરત તે સ્ત્રીની સામે આવી બોલ્યો, "બહેન મને એ શ્લોક બતાવશો ?" સ્ત્રીએ એ પુરુષના હાથમાં શ્લોક મૂકયા.

શ્લોક વાંચતાંજ પુરુષની આંખો પ્રશંસાથી ચમકી રહી. ઊંડી પ્રસન્નતા અનુભવતાં તે બોલ્યોઃ

"બહેન, હું શાલિવાહન. સવારે રાજમંદિરમાં આવી. આ શ્લોક રજૂ કરજો, ને માગણી મુજબ દ્રવ્ય લઇ જજો. શ્લોકના ગુણ જોતાં એની જે કિંમત અંકાય તે ઓછી જ છે."

આ રીતે અમૂલ્ય ગણીને શાલિવાહને જુદે જુદે પ્રસંગે ખરીદેલા, સન્માનપૂર્વક મેળવેલા કે કોઈક ધન્ય ક્ષણે પોતે લખેલા શ્લોકોનો સંગ્રહ તે 'ગાથા સપ્તશતી.' આજે મળી આવતી એ ગ્રન્થની પ્રતોમાં પણ એવા સંખ્યાબંધ શ્લોકો નજરે ચડે છે.

× × ×

ઔરંગઝેબ કવિ ભૂષણને એક લાખ દિનાર આપતાં કહ્યું, "કવિ, આવી ભેટ આપનાર બીજો રાજા નહિ મળે."

ઔરંગઝેબના ગર્વથી ખીજાયેલા કવિએ ભેટનો અસ્વીકાર કરતાં કહ્યું, "લાખ દિનાર આપનાર રાજા તો અનેક હશે. પણ તે ન સ્વીકારનાર કવિ બીજો નહિ મળે."

× × ×

સંત શંકરે આસામના કોચ રાજ્યમાં પોતાનો આશ્રમ સ્થાપેલો. તેમનો નિર્લેપભાવ જોઇ કોચનો રાજા તેમનો પૂજક થઇ રહ્યો. તેણે શંકરને રાજમંદિરમાં પધારવા ને રાજગુરુનું પદ સ્વીકારવા આગ્રહભરી વિનંતિ કરી શકર એ વિનંતિ સ્વીકારી ન શકયા. છતાં રાજા હમેશ આગ્રહ કરવા લાગ્યો. ને છેવટે એક દિવસે શંકરે સાઠ ઘડીમાં પોતાનો અંતિમ નિર્ણય જણાવવાનું રાજાને વચન આપ્યું.

બીજે દિવસે શકર આવશે જ માની રાજાએ પાલખી મોકલાવી પરંતુ પાલખીની સાથે આવનાર મંત્રીએ તપાસ કરતાં જણાયું કે શકરે સમાધિ ચડાવી પ્રાણ છોડયા હતા. શંકરનાં છેલ્લાં વચનો હતાં:

"રાજાને મારા પ્રત્યે સ્નેહ છે. ને હું પોતે તો રાજમંદિરમા જઇ, રાજગુરુ બની, નિર્લેપ રહી શકુ, રાજાને સન્માર્ગ દાખવી પણ શકુ. પરન્તુ એ પ્રથા હાનિકર્તા છે. સાધુ પુરુષો સારો ચીલો પાડી શકે છે. પણ એ ચીલાની આસપાસ જો સાંસારિક વૈભવ રહેલો હશે તો એ ચીલામાં અનેક ધમડીઓ ઘૂસી જવાના અને એ ચીલાના જ આશ્રયે આખા પ્રદેશને લૂટી ખાવાના. પ્રજાઓને આ સમજાવવાને મારા દેહનો ભોગ વધારે નથી."

× × ×

હજરત ગોસની નજીકમાં એક વિચિત્ર પડોશી રહેતો. જ્યારે જ્યારે હજરતના ઘરમાં નમાઝ પઢાતી હોય ત્યારે ત્યારે તે વાજાં અને ઢોલ વગાડતો. એક દિવસે જ્યારે નમાઝના પ્રસંગે એનો કોલાહલ વધી પડયો ત્યારે હજરતના શિષ્યો બોલ્યા, "સાહેબ, આપ આ કોલાહલ શા માટે ચલાવી લો છો?"

"તમે કોલાહલ સાંભળ્યો?"

"જી."

"ત્યારે તો તમારું ચિત્ત નમાઝની બહાર હોવું જોઈએ."

× × ×

સોક્રેટીસને ખૂબ ખૂબ ગાળો આપીને પણ એની પત્ની થાકી નહિ ત્યારે ઘરમાંથી બહાર નીકળતા એ સાધુ પુરુષ પર તેણે બારીમાંથી ગંદુ પાણી રેડયું.

સોક્રેટીસે હસીને કહ્યું, "ગર્જના પછી વરસાદ આવે એ સ્વાભાવિક છે."

× × ×

ખલીફ ઓમરનો પુત્ર ગુજરી જતાં આખી રાજસભા જ્યારે શોકમગ્ન બની ગઈ ત્યારે ખલીફ એટલુંજ બોલ્યો, "ઇશ્વરની દૃષ્ટિએ આપણે બધા સમાન છીએ તેનું એ તો એક નક્કર ઉદાહરણ છે."

× × ×

ક્રોમવેલની કુંવરી વાઈટ નામે એક સ્વરૂપવાન નોકરના પ્રેમમાં પડી. આખા યુરોપમાં જાસૂસોની જાળ પાથરી દેનાર ક્રોમવેલને પુત્રીના આ પરાક્રમની ખબર પડતાં વાર ન લાગી. તેણે તેને એ સમાચાર આપનાર જાસૂસને કહ્યું, "તું પૂરતી દેખરેખ રાખ. વાઇટને જેટલી સજા થશે એ જ પ્રમાણમાં તને ઇનામ મળશે."

એક પ્રસંગે કુવરીને ને વાઈટને એક એકાન્ત ખંડમાં બેઠેલા જોઈ જાસૂસે તરતજ ક્રોમવેલને એ સમાચાર પહોચાડયા ક્રોમવેલ બીજી જ પળે એ ખડમાં દોડી ગયો ને કુંવરીના ઘૂંટણે પડેલા વાઈટ પર આગ વર્ષાવતી આંખો ફેરવી તેણે પૂછયુઃ "વાઇટ, કુમારીને શી વિનંતિ કરી રહ્યો છે ?"

બ્રિટનના રાજવીને પણ દેહાન્તની સજા કરનાર ક્રોમવેલના તેજસ્વી સ્વભાવનો વાઈટને પૂરતો પરિચય હતો. તેની બુદ્ધિને બચાવનો ફક્ત એક જ ઉપાય સૂઝયો તે અજમાવતા, દૂર ઊભેલી કુંવરીની નોકરડી પ્રતિ આંગળી ચીંધી તે બોલ્યો, 'દેવ, હું તેને ચાહું છુ, પણ તે માનતી નથી તેને સમજાવવા હું કુમારીને વિનંતિ કરતો હતો."

"ઘણુ જ સુંદર" ક્રોમવેલ ક્રોધને સ્મિતમા ફેરવી નાખતા નોકરડીને સબોધી બોલ્યો, "તું અતડી રહે એ ઠીક ન કહેવાય. વાઈટ મારો મિત્ર છે. તારે તેના પ્રત્યે પૂરતો આદર દાખવવો જોઈએ"

"આપની આજ્ઞા હોય તો" નોકરડીએ પ્રસંગ પારખી જઈ વિનયપૂર્વક મસ્તક નમાવતા કહ્યું, "હું તેમની સાથે લગ્ન કરવા તૈયાર છુ"

ક્રોમવેલે તક ઝડપી લીધી તે નોકરને ઉદ્દેશી બોલ્યો, "જા પાદરીને બોલાવી લાવ લગ્નની પળ જવા ન દેવાય"

ને કુમારીનો પ્રેમ જીતવા નીકળેલા વાઈટ મહાશય એ જ કુમારીની નોકરડીના બ્રિટન-મશહૂર પતિ બન્યા

× × ×

રાજકુમારી મેરી ને ડયુક ઑફ ગ્લાઉસેસ્ટરના લગ્નમાં ન્યાયાધીશ એલનબરો વ્યવસ્થા જાળવી રહ્યા હતા લગ્ન-પ્રસંગે બાજુના ખડમાથી કોલાહલ સંભળાવા લાગ્યો. તરત જ ન્યાયાધીશ તે ખડમાં ધસી જઈ, ત્યા એકઠા મળેલા સ્ત્રી-પુરુષોને સબોધી બોલ્યા, "અવાજ ન કરો હવે પછી જે કોઇ અવાજ કરશે તેના લગ્ન પણ અત્યારે જ રદ્દ જાહેર કરવામા આવશે"

× × ×

એક સાક્ષીની ઢંગધડા વગરની જુબાનીથી કંટાળેલા ન્યાયાધીશ એલનબરોએ સાક્ષીને પૂછયુઃ "તમે શું ધધો કરો છો ?"

"હું દાક્તર છું"

"સભવિત છે," ન્યાયાધીશ શાંતિથી બોલ્યા, "પરંતુ વિદ્યાપીઠની ડીગ્રી સિવાય બીજુ કોઈ તમને દાક્તર તરીકે કબૂલે છે ખરૂ ?"

× × ×

નામાંકિત લેખક હોવેલ્સ શરીરે સ્થૂલ હતો વેનીસમા તેની જાડાઈની મશ્કરી કરતા એક પાતળા અને ઊંચા અમેરિકને કહ્યું, "જો હું તમારા જેટલો જાડો હોઉં તો આપઘાત કરીને મરી જાઉ"

"ને" હોવેલ્સ શાંતિથી બોલ્યો, "હું જો આપઘાત કરવાનો નિર્ણય કરીશ તો દોરડા તરીકે આપનો જ ઉપયોગ કરીશ"

# ગોરો સંસાર

**વિદ્યાર્થી**

ખ્રિસ્તીધર્મ, ભૌતિક વિચારશ્રેણી અને નિર્દોષ પ્રજાઓની લૂંટમાંથી જન્મેલો વૈભવ–આ ત્રણ પાયા પર ચણાયેલી પાશ્ચાત્ય–ગોરી સંસ્કૃતિએ જગતની શી દશા કરી તેનો નિર્ણય ભાવિ ઇતિહાસકારો પર છોડીએ. પરંતુ એ સંસ્કૃતિએ ગોરી પ્રજાના નૈતિક અને સાંસારિક જીવન પર જે અસર કરી છે તે કંઈક રસભરી અને જાણવા જેવી છે. અને આર્ય સંસ્કૃતિ તજીને ગોરી સંસ્કૃતિ પર મોહી પડેલી પ્રજાઓને તે કંઈક ઉપયોગી નીવડવા પણ સંભવ છે.

નીતિ અને સદાચાર પ્રત્યેની ઉપેક્ષા અને લગ્નની યોગ્ય વ્યવસ્થાના અભાવે ઇંગ્લાંડ અને સ્કોટલેંડમાં પ્રતિવર્ષે ૭ લાખ ઉપરાંત ગર્ભહત્યાઓ થાય છે. આ હત્યાઓ અટકાવવાને ૧૯૨૬માં, ગુપ્ત રીતે જન્મેલાં સંતાનોને સરક્ષણ નીચે લેવાનો કાયદો (Adoption of Children Act) પસાર કરવામાં આવેલો. એ કાયદાથી જે કન્યાઓ કે વિધવાઓને દુરાચારના કારણે સંતાન જન્મ્યાં હોય તેઓ ન્યાયમંદિરને ગુપ્ત અરજીઓ કરે અને બીજી બાજુએથી ન્યાયમંદિર એવાં બાળકોને સંરક્ષણ આપવા ઇચ્છતાં સંતાનહિન યુગલો પાસેથી પણ અરજીઓ માગે અને અંતમાં એવા યોગ્ય યુગલોને તે સંતાનો સોંપાય. આ રીતે વાર્ષિક ૨૦૦૦૦ લગભગ ગેરકાયદેસર સંતાનોને સંરક્ષણ આપવા છતાં ગર્ભહત્યાઓ અટકી નથી. અને આવાં ગેરકાયદેસર સંતાનોનાં સાચાં માતાપિતાનાં નામ બહાર ન આવતા હોઇ એક જ પિતાનાં પુત્ર–પુત્રીઓ પણ લગ્નથી જોડાઇ જાય છે અને પ્રજાને અધઃપતનને માર્ગે દોરે છે. આ પ્રકારના નૈતિક સંયોગોમાં ઇંગ્લાંડ–સ્કોટલેંડમાં દર વર્ષે આઠ લાખ વ્યક્તિઓ ગુપ્ત રોગોમાં સપડાય છે અને તેમાં કેટલાક પ્રદેશો તો એવા પણ છે કે જ્યાં ૬૦થી ૭૫ ટકા જેટલી પ્રજા ગુપ્ત રોગોમાં સપડાયલી હોય.

આ સ્થિતિને અટકાવવાને સરકાર યુવાન કન્યાઓને બહુ જ સંભાળીને રહેવાની ને કોઇની જાળમાં ન ફસાવાની ચેતવણીઓ આપે છે છતાં સંસ્કૃતિનાં મૂળભૂત તત્ત્વોમાં ખામીના કારણે તેમાં જરા પણ સુધારો નથી જણાતો.

જગતનું પ્રથમ નંબરનું પ્રબળ સૈન્ય ધરાવતું નેપોલિયનનું ફ્રાન્સ એક જ અઠવાડિયામાં હીટલરના હાથે હારી ગયું તેનું કારણ નૈતિક અને સાંસારિક અધઃપતન છે તે તો ફ્રાંસના સરમુખત્યાર માર્શલ પેટાંએ પણ કબૂલ્યું છે.

અમેરિકામાં દર વર્ષે વીસ લાખ ગર્ભહત્યાઓ થાય છે અને ગર્ભપાત કરાવનારી સીન્ડીકેટો વાર્ષિક દશ લાખ ડોલરની આવક કરે છે. તે દેશના કેટલાય વિભાગોમાં ૭૫થી ૮૦ ટકા જેટલી પ્રજા ગુપ્ત રોગોમાં ફસાયલી છે.

આધુનિક ગોરી સંસ્કૃતિને અપનાવતી પ્રજાઓમાં કન્યાઓ માતાપિતાની સતત દેખરેખ કે સામાજિક બંધનમાંથી નાની વયે જ મુક્ત બની જાય છે. પરિણામે લંપટ પુરુષો માટે એમને જાળમાં સપડાવવાનો માર્ગ મોકળો બને છે. અત્યારે જગતમાં એવી હજારો કન્યાશાળાઓ હોવા સંભવ છે કે જેના પર સંપત્તિવાન દુરાચારીઓએ પોતાનો સીધો કે આડકતરો કાબૂ જમાવી દીધો હોય. કન્યાશાળાઓમાં આવતી બાર વર્ષ ઉપરાંતની

કન્યાઓમાંનો નેવું ટકા જેટલો વર્ગ ગર્ભ ધારણ કરી ચૂક્યો છે એવો લાહોરની આરોગ્ય-ખાતાની અધિકારીનો અહેવાલ હજી હમણાં જ પ્રગટ થયેલો.

આ ઉપરાંત, સાત્ત્વિક મર્યાદાના અભાવે, ગોરા સંસારમાં લગ્નજીવન પણ ભાગ્યે જ સુખી નીવડે છે. દરમહિને છૂટાછેડા લેનારાં નરનારીઓનો એ સંસારમાં તોટો નથી. ને જેણે એક વખત પણ છૂટાછેડા ન લીધા હોય એવાં યુગલ શોધવાને તો ત્યાં દિવસે પણ દીપક જોઈએ. છૂટાછેડા ઘણી વખતે હાસ્યાસ્પદ કારણોમાંથી જ પરિણમે છે. મોટેભાગે તો સ્ત્રી હલકટ શોખને ખાતર જ પુરુષને પજવે છે [આ માટે અમેરિકામાં તો 'હાઉ ટુ ટોર્ચર હસબંડ ક્લબ' પણ ચાલે છે.] અને પુરુષ પણ ઘણી વખત ક્ષણિક મોજને ખાતર સ્ત્રીને પજવે છે, અને પછી બંને છૂટાછેડા લેવાને ન્યાયમંદિરમાં દોડે છે. આ પજવણીઓના કિસ્સા કેટલીક વખતે રસિક અને જાણવાજોગ હોય છેઃ

એક પત્નીએ પોતાનો પતિ માંદો હતો ત્યારે તે મરી જાય તો તેને દફનાવતી વખતે પહેરાવવા માટેનાં કિંમતી વસ્ત્રો તૈયાર કરાવ્યાં, ને તે પતિને હોંશથી બતાવ્યાં. પરંતુ કમબખ્ત પતિ મરવાને બદલે સાજો થઈ ગયો. અને સાજા થયા પછી પહેલવહેલું કાર્ય તેણે તે સ્ત્રીને છૂટાછેડા આપવાનું કર્યું

એક પત્નીને પતિનાં વસ્ત્રોમાં માંકડ–ચાંચડ ભરવાની, તેના બૂટમાં અને બેગમાં ઉંદરડા અને દેડકાં ગોઠવવાની અને તેની ચલમની પાઇપમાં રાખ ભરવાની ટેવ હતી. પતિએ તેને એ ટેવ સુધારવા છૂટાછેડા આપ્યા.

એક પતિ પત્ની તો લઈ આવ્યા પણ ગા માંદી હોય હંમેશાં તેની નજીક સૂવા લાગ્યા. પત્નીએ છૂટાછેડા લીધા.

એક લશ્કરી અમલદારને નિત્ય પ્રભાતે ઘરમાં ડ્રીલ કરવાની ને બ્યુગલ વગાડવાની ટેવ પડેલી. પત્નીએ નિદ્રા બગડે છે કહી છૂટાછેડા લીધા.

પત્નીના સ્વભાવથી કંટાળી એક પતિદેવ વારંવાર આપઘાત કરવા તૈયાર થતા, ને પત્નીને એના ગળામાથી દોરડું ખેંચી લેવું પડતું. પરિણામે પત્નીએ ન્યાયમંદિરમાં છૂટાછેડા માગતાં કહ્યું, "હું કંઈ એના ગળામાથી હમેશાં દોરડું દૂર કરવાની નોકરી બજાવવાને નથી પરણી."

સંખ્યાબંધ નામાંકિત લેખકો, કલાકારો, તત્ત્વજ્ઞાનીઓ અને રાજનીતિજ્ઞોની પત્નીઓએ પોતાના ધણી ધૂની છે અને પોતાની સાંસારિક રસિકતાઓ સંતોષતા નથી એમ જણાવી છૂટાછેડા મેળવેલા છે.

એ ગોરા સસારનાં નરનારીઓ અરસપરસને પજવવાને અવનવા ઉપાયો પણ હમેશાં વિચારતાં જ રહે છેઃ સ્નાનખંડના નળમાં શાહી ભરીને ન્હાવા માટે આમંત્રણ આપવું, સુગંધીદાર સાબુઓમાં એવા પાકા રંગ ભેળવવા કે જેથી તે વાપરતાં જ મોં 'જોવા જેવું' બની જાય, સૂવાના પલંગો પર માંકડોની હારો દોડાવવી વગેરે ક્રિયાઓ પણ વ્યવસ્થિત રીતે ખીલી રહી છે.

સ્ત્રી-પુરુષ વચ્ચેનાં આ સંઘર્ષણો મરતાં મરતાં પણ નથી ઓલવાતાં. એક પત્નીએ પોતાની ખાનગી મિલકતનું વીલ કરતાં તેમાં એક ડોલર પોતાના પતિને આપવાનું લખ્યું ને નીચે નોંધ કરી કે, "આ ડોલરનું દોરડું ખરીદી તેની મદદથી ફાંસો ખાઈને રામશરણ થવાને માટે."

———•———

# છૂટાં ફૂલ

આવતા ઑગસ્ટની બીજી તારીખે શ્રી પ્રફુલ્લચન્દ્ર રાયની ૮૧મી જન્મજયંતી ઊજવવાની તડામાર તૈયારીઓ ચાલી રહી છે. તે માટે ફાળો ઉઘરાવવાના વિનંતિપત્રમાં કવિવર રવીન્દ્રનાથ ટાગોર જેવાએ સહી કરી છે અને મહાત્માજીએ પોતાનું ગૌરવવન્તુ નામ એળે ન જાય એ શરતે સહી કરવાની હા ભણી છે.

શ્રી. પ્રફુલ્લચન્દ્ર રાય એક વિજ્ઞાનશાસ્ત્રી તરીકે જગવિખ્યાત છે. નાનપણથી જ તેમને રસાયણશાસ્ત્રનો શોખ. એડીનબરો વિદ્યાપીઠમાં તેમણે ખંતથી અભ્યાસ કર્યો, તે ૧૮૮૮માં ડી. એસસી. ની પદવી મેળવી. તે પછી તેઓ કલકત્તાની પ્રેસીડેન્સી કૉલેજમાં મદદનીશ પ્રોફેસર તરીકે નીમાયા, ને ત્યાં તેમણે પોતાના જ્ઞાનનો સદુપયોગ કર્યો.

૧૮૯૬માં તેમણે ' મર્ક્યુરસ નાઇટ્રેટ ' નામની શોધ કરી જગતને ચકિત કર્યું, અને ધીમે ધીમે એવી બીજી પણ સંખ્યાબંધ શોધોથી તેઓ પ્રખર રસાયણશાસ્ત્રી તરીકે જગવિખ્યાત બન્યા.

૧૯૧૧માં સરકારે તેમને સર બનાવ્યા. તે પછી કલકત્તા વિદ્યાપીઠે તેમને પીએચ. ડી. ની માનદ પદવી આપી ને લંડનની કેમીકલ સોસાયટીએ તેમને માનદ ફેલોશીપ બક્ષી.

તેમણે રસાયણશાસ્ત્ર પર એક મોટો ગ્રન્થ પ્રગટ કર્યો છે. અને 'ધી બેંગાળ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ કંપની'ની સ્થાપના કરીને તેમણે પરદેશી દવાઓના ધોધને પાછો હઠાવ્યો છે.

એક માયાળુ સજ્જન અને દાનવીર તરીકે પણ તેઓ યશસ્વી છે.

* * * *

નવા બજેટમાં પરદેશથી આવતા રેશમના દોરા ને તેની આંટીઓ પર જકાત વધારવામાં આવી છે. હિંદમાં એવા દોરા બનતા જ નથી. એ દોરા અને બનાવટી રેશમી કાપડનો મોટો ભાગ પરદેશથીજ આવે છે. દોરા મંગાવી કાપડનો ઉદ્યોગ ખીલવવાની હિંદને તક હતી ત્યારેજ વધેલો આ કર એ ઉદ્યોગને મૂળમાં જ ડાંભી દે છે. ૧૯૩૮-૩૯માં દોરા અને કાપડ બંનેની આયાત ૨૨૩ લાખની હતી; તે ૧૯૩૯-૪૦માં તે ૪૫૮ લાખની થઈ.

* * * *

હિંદી ઉદ્યોગોની પાછળ કુલ મૂડી રૂ. વીસ અબજ લગભગની રોકાયલી છે.

* * *

હમણાં જ જાહેર થયું છે કે ' China Trader ' અને ' Three Sisters' જેવી પ્રખ્યાત નવલકથાઓની લેખિકા કોર્નેલિયા સ્પેન્સર નોબેલ-પ્રાઇઝ જીતનાર પર્લબકની બહેન થાય છે. પણ પોતાની નામના મોટી બહેનના વ્યક્તિત્વને આભારી ન ગણાય, તે ખાતર તેણે આ સંબંધ અત્યારસુધી ગોપવી રાખેલો.

* * * *

જાપાનમાં કુલ ૭૧૮૦ પત્રોમાંથી ૧૨૨૨ દૈનિકો, ૫૦૧ અઠવાડિકો, અને ૫૪૫૨ માસિકો વગેરે છે.

* * *




**આપવીતી**—મરાઠીમાં મૂળ લેખકઃ અધ્યાપક ધર્માનંદ કોસંબી. અનુવાદક—વેણીલાલ છગનલાલ બૂચ. પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. આવૃત્તિ બીજી—નવેમ્બર ૧૯૪૦. કિંમત રૂ. ૧-૪-૦.

એક પછાત ગામડામાં જન્મ; ન સંપત્તિ, ન લાગવગ. છતાં જ્ઞાનની સાચી તરસ કેવી જીવનસિદ્ધિ અપાવે છે તે દર્શાવતી આ આત્મકથા આર્થિક અગવડતાથી મૂંઝાઈ જતા દરેક વિદ્યાર્થીએ વાંચવા જેવી છે.

સાદા, સીધા, સાચા માનવીની આ આપવીતી છે. તેમાં મહત્ત્વાકાંક્ષી નાયકનો જ્વલંત પુરુષાર્થ નથી, કવિનું શબ્દમાધુર્ય નથી, તત્ત્વવેત્તાનું સૂક્ષ્મ ચિંતન નથી. પરન્તુ ભાવનાને સિદ્ધ કરવા મથતા સામાન્ય છતાં મહાન પુરુષનું, આપત્તિના ખડકોમાંથી માર્ગ કરતું જીવન ઝરણું છે.

અનુવાદ સુગમ અને ભાવભર્યો બન્યો છે. તેના અંતમાં અનુવાદકે ઉપસંહાર રૂપે, મૂળ કૃતિ લખાયા પછીની કર્તાની ટૂંકી જીવનનોંધ ઉમેરી છે તે આ આપવીતીને અદ્યતન સ્થિતિમાં મૂકવામાં મહત્ત્વનો ફાળો નોંધાવે છે.

**સૂનું ગામડું**—અનુવાદક અને પ્રકાશક : ડૉ. એમ. એ. સુરૈયા, ઘોડ બંદર રોડ, જોગેશ્વરી. મુંબઈ. કિંમત રૂ. ૨-૦-૦.

કેટલાંક અતિ લોકપ્રિય કાવ્યોએ કવિ ગોલ્ડસ્મીથને આંગ્લસાહિત્યમાં માનવન્ત સ્થાન અપાવ્યું છે. તેમાંનું એક અગ્રગણ્ય કાવ્ય તે 'The Deserted Village'. તે કાવ્યનું ડૉ. સુરૈયાએ કરેલું આ ગુજરાતી ભાષાંતર મૂળના ભાવ, લય અને ઝળકને સંપૂર્ણતઃ જાળવી રાખે છે અને સહજ રૂપાંતરથી તે મૌલિક કૃતિ સમું મીષ્ટ અને મનોહર બની રહે છે.

નયન તણાં, શરમાળ કુમારી ફેંકે તિરછાં પ્રેમલ બાણ

કે—

કોઇ મનોરમ, શોભન શ્યામા, અંગ કરે નિજ, સાદો સાજ,
તોય બધા મોહે એના પર, જ્યાર લગી યૌવનનાં રાજ.

---

જગતના કુલ ૬૯ કરોડ ઢોરમાંથી સાડા એકવીસ કરોડ હિંદમાં છે, સાત કરોડ રશિયા પાસે છે ને સાત કરોડ યુનાઇટેડ સ્ટેટ્સ પાસે છે. હિંદી ઢોરો હિંદને વાર્ષિક રૂ. દશ અબજની પેદાશ કરી આપે છે.

* * *

૧૯૪૦માં હિંદમાં કુલ ૧૬૨ ચલચિત્રો તૈયાર થયાં. તેમાંથી ૮૨ મુંબઇ ઇલાકાને ફાળે આવે છે. તેમાં શ્રેષ્ઠ ચિત્રોમાં અનુક્રમે સંત જ્ઞાનેશ્વર, ઔરત, જિંદગી, નરસી ભગત, બંધન, ભરોસા ને અર્ધાંગી લેખવામાં આવે છે.

—સમી પંક્તિઓ મૂગી પંક્તિઓને પણ ઘડીભર વીસરાવી દે છે.

સાદા-સરળ કાવ્યને માટે યોગ્ય છંદ પસંદ કરાયો છે એટલું જ નહિ, એ છંદ પરનો અનુવાદકનો કાબૂ પણ પ્રશંસાપાત્ર છે ભાષાશુદ્ધિ પણ નોંધપાત્ર છે

પુસ્તકના બાહ્ય રૂપરંગ અંદરની કવિતા સરખાજ સુંદર ને મનોહર છે. પરંતુ ગુજરાતી પ્રજાનું જીવનધોરણ જોતા કિંમત કંઇક વિશેષ પડતી જણાય છે

**ચન્દ્રગુપ્ત મૌર્ય**—[ શ્રી સયાજી બાલજ્ઞાનમાળા-પુષ્પ ૧૬૨ મુ ]-લેખક ગિરિન્દ્ર શંકર વલ્લભજી આચાર્ય પ્રકાશક-ચીમનલાલ કોન્ટ્રાકટર, લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રેસ, વડોદરા કિંમત ૦-૫-૦

એક જાણીતા ઇતિહાસકારને હાથે આ રીતે ઐતિહાસિક મહાપુરુષોના ચરિત્ર લખાય એ આવકારપાત્ર છે, પરન્તુ જો બાલજ્ઞાનમાળાનો જ વિચાર કરીએ તો પુસ્તકની રચના કંઈક કઠીન લાગે છે

પુસ્તકમા મુખ્ય વ્યક્તિના ચરિત્ર કરતા તેના સમયની સ્થિતિ પરત્વે વિશેષ લક્ષ આપવામા આવેલ હોઇ બાલવર્ગની રુચિ ખીલવવામા તે પૂરતો ફાળો નોંધાવી શકે એ વિષે શંકા રહે છે

નવમા પૃષ્ઠ ઉપર જણાવાયુ છે કે 'કલિંગાધિપતિ મહાન ખારવેલના વંશજ વક્ર-ગ્રીવની મદદથી ચન્દ્રગુપ્તે મગધ ઉપર ચડાઇ કરી ' જ્યારે ઇતિહાસમા ખારવેલનો સમય ચન્દ્રગુપ્તની પછી દર્શાવવામા આવે છે આ વિષય પર લેખક વિશેષ પ્રકાશ ફેંકે એવી આશા રાખીએ છીએ

પચાસમા પૃષ્ઠ પર જણાવાયુ છે કે, 'ઇ સ પૂર્વે ૩૦૯ લગભગ શ્રુતકેવલિન ભદ્ર-બાહુ સાથે તે ( ચન્દ્રગુપ્ત ) દક્ષિણ હિંદમા ગયો ' જ્યારે શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામી ઇ સ. પૂર્વે ૩૫૭ મા સ્વર્ગવાસી થયા તે વિષે કોઇ પણ કાળગણનામા હજી સુધી તો મતભેદ જાણમા નથી પડ્યો

પ્રાચીન પાટલીપુત્રનુ ખોદકામ કરાવનાર શ્રી પી સી સુકરજીએ ચન્દ્રગુપ્ત અને પાટલીપુત્ર વિષે ઇતિહાસકારોએ બાંધેલા અભિપ્રાય પરત્વે જે મતભેદ દર્શાવ્યો છે તે પણ લક્ષમા લેવાવો જોઇતો હતો

* * *

**અનુભૂત સિદ્ધ પ્રયોગ સંગ્રહ અને લોહ-પ્રયોગ સંગ્રહ**—લેખક અને પ્રકાશક. વૈદ્ય હરિલાલ ગોરધન પાઠક, હરિહર ઔષધાલય, બાલાસિનોર કિંમત રૂ ૧-૮-૦

સેવાની ભાવનાથી ઓછામા ઓછુ વળતર લઇ બાલાસિનોરમા દેશી દવાખાનુ ચલાવતા વૈદરાજે આ પુસ્તકમા લોહના પ્રયોગો ઉપરાંત રોગોની ઓળખ, ઉપચાર અને અનેક ઔષધિઓ બનાવવાની રીત અને પ્રમાણ દર્શાવ્યા છે

**વિમાની ગીતાબાઈ**—[ શ્રી શક્તિ ગ્રંથમાળા-૭૬ ] લેખક અને પ્રકાશક-ઇશ્વરલાલ વીમાવાળા કેળા પીઠ સુરત કિંમત ૦-૨-૦

૧૯૨૦ મા જન્મનારી બાળાની ૧૯૪૧ મા જીવનકથા પ્રગટ થાય એ પ્રસંગને અદ્ભુત તરીકે ઓળખાવી શકાય

ગીતાબાઈનુ જીવનવહેણ પણ એવુ જ અદ્ભુત છે બાલપણથી જ વિમાનનો શોખ, ૧૯૩૫ મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી પછી પતિ તરીકે વિમાની ગાડગીલને શોધ્યા,

લગ્ન પછી પણ અભ્યાસ જારી રાખ્યો. ને ૧૯૩૯ માં બી. એ. નો અભ્યાસ મુલતવી રાખી વિમાની અભ્યાસમાં ઝંપલાવ્યું ને વિમાન ચલાવવા માટેનું 'એ' લાયસન્સ મેળવ્યું.

મહત્ત્વાકાંક્ષી બાળાઓને ગીતાબાઈની આ ટૂંકી જીવનકથા પ્રેરણાદાયી નીવડશી.

| | | |
|---|---|---|
| જેલના કાયદા | કિંમત ૦-૪-૦ | પ્રયોજક અને પ્રકાશક– |
| ગુમાસ્તા ધારા | ,, ૦-૨-૦ | લવણપ્રસાદ શાહ |
| રેલ્વેના મુસાફરો માટે ઉપયોગી ધારાધોરણ | ,, ૦-૨-૦ | ૩૬, ભાંગવાડી, મુંબઈ નં. ૨ |

નામ પ્રમાણે ગુણ ધરાવતાં આ પુસ્તકો તે તે વિષયમાં રસ લેનારાઓ, અથવા તે તે ક્ષેત્રમાં વિહરનારાઓ કે વિચરવા ઇચ્છનારાઓ માટે મહત્ત્વની માહિતીભર્યાં નીવડે તેમ છે.

શિકારિકા—[ભાગ ત્રીજો–ગાંડીવ કુમારમાળાઃ ૧૬]–મૂળ લેખક–વિલિયમ ચાર્લ્સ બાલ્ડવીન; અનુવાદક બાલકૃષ્ણ ચૂનીલાલ જોશી; પ્રકાશક–ગાંડીવ સાહિત્યમંદિર, હવાડિયો ચકલો, સુરત. કિંમત ૦-૧૨-૦.

મૂળ લેખકે આફ્રિકામાં ખેલેલા જીવ સટોસટના શિકાર-પ્રસંગોની નોંધરૂપે અંગ્રેજીમાં પુસ્તક પ્રગટ કરેલું તે પરથી થયેલો આ અનુવાદ સરળ ને પ્રસંગોચિત બન્યો છે. ચિત્રો પ્રસંગોને તાદશ બનાવવામાં મદદગાર થાય છે.

| | | |
|---|---|---|
| બકોર પટેલ ગુચ્છ ૧ ભાગ ૧૫ | કિંમત ૦-૪-૦ | પ્રકાશક– |
| ,, ,, ,, ૨ ,, ૧ | ,, ૦-૫-૦ | ગાંડીવ સાહિત્યમંદિર, |
| ,, ,, ,, ,, ,, ૨ | ,, ,, | હવાડિયો ચકલો, સુરત |

'પટેલ' શબ્દ સાથે જ આપણા મન પર એક ભલું, ભોળું, સરળ અજ્ઞાનતાથી રમૂજી કે વિચક્ષણ પ્રસંગો જન્માવતું, દોઢડાહ્યાઓથી બની જતું કે કારસ્તાનીઓના પંજામાં ફસાઈ જતું ને અંતે હાસ્ય પ્રેરતું એક પાત્ર તરી આવે છે. એવા પાત્રને પ્રધાનપદે રાખી લખાતી આ સચિત્ર-રમૂજી વાર્તામાળા બાળકોને, શિક્ષણ-મંદિરનાં નવાં પ્રવાસીઓને ને હળવા વાંચન તરીકે મોટેરાંઓને પણ રુચી જાય તેમ છે.



સ્વીકાર—

ભારતીય વિદ્યાભવન [અંધેરી, મુંબઈ] નો ૧૯૪૦ નો અહેવાલ જોતાં જણાય છે કે શિક્ષણ અને સાહિત્યના વિષયમાં ભવને સ્વીકારેલા આદર્શને અનુરૂપ પ્રગતિ દરેક ક્ષેત્રમાં થઈ રહી છે.

વડોદરા પ્રાંત હરિજન સેવકસંઘ—આઠમા વર્ષનો અહેવાલ [૧૯૩૯-૪૦]

શ્રી કિશોર મિત્ર મંડળ [માંડવી]—વાર્ષિક નિવેદન.



## અહિંસા : સંસ્કૃતિમાં તેનું સ્થાન

માતુશ્રીની માંદગી અને તાત્કાલિક અગત્યના બીજા વ્યવસાયોમાં રોકાયેલ હોઈ શ્રી. રમણલાલ વ. દેસાઈ આ લેખમાળાનો આગળનો ભાગ લખી શકેલ નથી પણ આવતા મહિને તે લખવાની ચોક્કસ ગણતરી છે.





કલા-સાહિત્ય—કવિવર ન્હાનાલાલ ' દ્વારિકા પ્રલય ' નામે રૌદ્રરસપ્રધાન મહાકાવ્ય તૈયાર કરી રહ્યા છે તેમનું ' ગોપિકા ' નાટક ભજવવા માટે મુંબઈમાં તૈયારીઓ. મુંબઇ વિદ્યાપીઠના આશ્રયે અપાનારા શ્રી. રમણલાલ દેસાઈના પાંચ વ્યાખ્યાનોમાં એક વ્યાખ્યાન કવિ ન્હાનાલાલ વિષે રહેશે—તે વ્યાખ્યાનો જુનાઇ-ઓક્ટોબર પર મુલતવી રહેલ છે મુંબઈમાં કવિવર ન્હાનાલાલે 'ગૃહસ્થ સંન્યાસ' વિષય પર આપેલું વ્યાખ્યાન નામાંકિત હિંદી વૈજ્ઞાનિક સર સી. વી. રમણ ગુજરાતની મુલાકાતે અને વડોદરા તેમજ અમદાવાદમાં તેમણે આપેલા પ્રવચનો વડોદરામાં મરકાગ-મંડળના આશ્રયે શ્રી મનુભાઈ વૈદ્યે 'વર્ધા યોજના' પર આપેલું વ્યાખ્યાન. મેડમ સોફિયા વાડિયા વડોદરા આવી ગયા પછી થિયોસોફીસ્ટોના ગુજરાતમાંના પ્રચાર-કેન્દ્ર તરીકે વડોદરાને અપાયેલ પસંદગી. મહાત્માજીના હસ્તે અલ્હાબાદમાં કમલા નહેરૂ સ્મારક ઇસ્પિતાલયની ઉદ્ઘાટન-ક્રિયા; તે પ્રસંગે મહાત્માજીએ સમજાવેલો સેવાનો આદર્શ. કોલ્હાપુરમાં જૈનોનો ભવ્ય અંજનસલાકા અને પ્રતિષ્ઠાવિધિ-મહોત્સવ. વડોદરામાં પ્રસિદ્ધ રાસકવિ અને જીવનાચાર્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીની મૂર્તિનું દબદબાભર્યું અનાવરણ. વડોદરા કૉલેજમાં કવિ શ્રી સ્નેહરશ્મીએ 'મારી કવિતા' એ વિષય પર આપેલું રસઝરતું વ્યાખ્યાન; સાહિત્યસભાના આશ્રયે આધુનિક કવિતા પર તેમનું સુંદર પ્રવચન. કોલ્હાપુર-કૉલેજના મકાનને લાગેલી આગ. પ્રસિદ્ધ હિંદી સાહિત્યકાર શ્રી. રામચન્દ્ર શુકલનું અવસાન ઇન્સ્યુલીન ઇન્જેકશનના શોધક ને નોબેલ-પ્રાઈઝ વિજેતા સર ફ્રેડરિક બૅન્ટીંગનું અવસાન.

દેશ-હિંદમાં ઠેરઠેર સત્યાગ્રહ, દંડ ને ધરપકડોનો વધતો જુવાળ અત્યારસુધીમાં પોણાપાંચ હજાર લગભગની ધરપકડ ને રૂ બે લાખ ઉપરાંતનો દંડ. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના એક લેખના જવાબમાં મહાત્માજીએ કરેલી સત્યાગ્રહની ચોખવટ. શ્રી. સુભાષ બોઝે અદૃશ્ય થતાં પહેલાં મહાત્માજીને ચરણે પોતાની સેવાઓ ધરવાની તત્પરતા દાખવેલી પણ સિદ્ધાંતભેદના કારણે તેનો અસ્વીકાર થયેલો. હિંદના ગૃહમંત્રી હિંદના રાજદ્વારી કેદીઓને ચારિત્રહિનની ઉપમા આપી જર્મન-ઇટાલિયન કેદીઓની શ્રેષ્ઠતા વર્ણવે છે: [ જર્મન-ઇટાલિયન કેદીઓની ચામડી ગોરી છે.] શ્રી. રાજગોપાલાચાર્ય અને એમના બે અહિંસક સાથીઓએ જેલમાં એક સાપને મારવાનું પરાક્રમ કર્યું છે. પંજાબના આરોગ્યખાતાના અહેવાલમાં જણાવાયું છે કે ૧૯૩૯માં એ પ્રાંતમાં દશ લાખ ઉંદરો મારવામાં આવેલા: [હિંદની આધુનિક સંગ્રામભૂમિ પર દુશ્મનો તરીકે ઉંદર, સાપ, ચાંચડ, વાંદરાં, કૂતરાં અને બિલાડાંની પસંદગી કરવામાં આવી છે.] હિંદી સરકારનું કરોડોની ખોટ દર્શાવતું નવું અંદાજપત્રક. નવા કરવેરા. નવા વર્ષે ૧૦૬૩૯ લાખની આવક, ૧૨૬૮૫ લાખનું ખર્ચ-તેમાં ૮૪૧૩ લાખનું લશ્કરી ખર્ચ. હિંદી

રેલવેઓએ કરેલો કરોડોનો ગંજાવર નફો. સોનાની આયાત-નિકાસ સામે મુકાયલો પ્રતિબંધ. મુંબઈ સરકારે તેલના ભંડારો, વૉટરવર્ક્સ ને પાવરસ્ટેશનોને રક્ષિત વિસ્તારો તરીકે જાહેર કરેલ છે. કલકત્તામાં ૨૧ લાખના ખર્ચે ત્રણ હજાર નવા કૂવાઓ ખોદાશે; ને હમેશના ૭ લાખ સિક્કા પાડવાની શક્તિ ધરાવતી નવી ટંકશાળ ગોઠવાશે. મુંબઈ અને પરાંઓમાં ખૂલનારી ૨૫૦ ચરખા-કલબો. દિલ્હીમાં ભરાયલી મુસ્લીમ લીગની કાઉન્સીલ પાકીસ્તાનનો આગ્રહ દર્શાવે છે અને મી. ઝીણા એ ઉદ્દેશને અનુસરી બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યોને લાંબો પરિપત્ર મોકલાવે છે ભ્રોળ-ઠાકોરે પોતાના રાજ્યમાં દારૂ અને પશુવધની બંધી ફરમાવી છે; મુસ્લીમોએ ભ્રોળ સામે પોકાર ઉઠાવતાં તપાસનો પ્રબંધ. કલકત્તા અને મદુરામાં કેટલાક મુસ્લીમ ગુંડાઓએ ચલાવેલું તોફાન. બંગાળાના શિક્ષણમાં મુસ્લીમ સંસ્કૃતિએ આદરેલો ઝડપી પ્રવેશ. સિંધમાં અરાજકતા, પ્રધાનમંડળનું રાજીનામું. મઝીલગાહ આખરે મુસ્લીમોને સોંપાય છે ગફુર-મેરેજના પ્રદેશમાં ત્રણ લાખ એકરના વિસ્તારમાં રૂનું વાવેતર થતું તે ચાલુ સાલે વધારીને દશ લાખ એકરનું કરવામાં આવ્યું છે ઇન્દોરના મહારાજાએ રાજ્યાભિષેક-દિને ૨૫ લાખની ચડેલી વસૂલાત માફ કરી છે. સીલોન હિંદીઓ સામે સૂગ દાખવે છે, બ્રહ્મદેશ પોતાનાં જ વ્યાપારી હિત વિચારે છે. બૅરીસ્ટર સાવરકર કહે છે. 'કોંગ્રેસ ગાજરની તતૂડી છે; વાગશે ત્યાં સુધી વગાડીશું, નહિ વાગે ત્યારે કરડી ખાઈશું'. [ હિંદમાં કોણ ગાજરની તતૂડી નથી એજ એક મહા પ્રશ્ન છે. ] ગુજરાતમાં માવઠાએ ખેલેલી તાંડવલીલા.

પરદેશ—મી એમરીનું હિંદી મહાસભા પર પ્રહારો વર્ણવતું વ્યાખ્યાન. સિયામ ઉપર જામતું જાપાનનું પ્રભુત્વ અંગ્રેજો અને અમેરિકનો સિયામમાંથી વિદાય લે છે. સિયામ અને ફ્રેન્ચ હિંદી ચીનના ઝગડામાં મધ્યસ્થ બનેલા જાપાનની મક્કમ વલણ: [રાજનીતિમાં પચાવી પાડવાની વૃત્તિનો અમલ હમેશા એજ પ્રકારે થતો આવ્યો છે] જાપાનમાં સંખ્યાબંધ અમલદારોની ફેરબદલી. યુદ્ધ વિસ્તારવાને જાપાન એંશી કરોડ પાઉંડ ખર્ચશે. સીંગાપોર, ભૂમધ્ય ને ડાર્ડેનલ્સ વિસ્તારમાં પથરાયલી સુરંગો. સીંગાપોરના બચાવનું બીડું ઑસ્ટ્રેલિયા ઝડપે છે. અમેરિકા ૨૦૦ વિમાનો સીંગાપોર મોકલાવે છે. અમેરિકન પ્રતિનિધિ સભાએ સંરક્ષણ અંગે દોઢ અબજ ડોલરનું બીલ પસાર કર્યું છે. અમેરિકામાં બ્રિટનને મદદ કરવા અંગેના 'ધીરાણ અને પટ્ટાખીલ'ને સેનેટની મંજૂરી ફ્રેન્ચ પ્રધાનમંડળમાં ફેરફાર. તુર્કી સાથે બિન-આક્રમણના કરાર કરી બલ્ગેરિયા જર્મની-ઇટલી-જાપાનના ત્રિપક્ષી લશ્કરી કરારમાં ભળે છે, ને જર્મની બલ્ગેરિયાનો કબજો લઇ ગ્રીસ સામે આગળ વધે છે. બ્રિટિશ પરદેશમંત્રી એન્થની ઇડન ને સેનાપતિ સર જહોન ડીલે મીસર અને તુર્કીની મુલાકાતે. હીટલર, મુસોલિની અને ચર્ચીલનાં સ્વસ્વપક્ષને ઉત્તેજક ભાષણો. હીટલર નવા વસંત-યુદ્ધની ધમકી આપે છે. ઇટલી અમેરિકાને ઇટલીમાંના એલચીખાતા હઠાવી લેવાની સૂચના કરે છે ને બ્રિટન પહોંચવા મથતી કોઈ પણ નૌકાને ડુબાડવાની ધમકી આપે છે. આફ્રિકામાં પરાજિત બનનાર ઇટાલિયન સેનાપતિ માર્શલ ગ્રેઝીયાનો રોમમાં નજરકેદ આફ્રિકામાં અંગ્રેજોને ઠેરઠેર મળેલો વિજય. બેન ગાઝી અને મોગાડીશુ સમા મહત્ત્વનાં ઇટાલિયન કેન્દ્રોનું પતન જર્મન લશ્કર આફ્રિકામાં ઉતરે છે. મુસોલિની-ફ્રાંકો મુલાકાત ને સ્પેનીશ આંતરવિગ્રહ પ્રસંગે કરેલી મદદનું ૭ કરોડ પાઉંડનું બીલ મુસોલિની ફ્રાંકો સમક્ષ ધરે છે સ્પેનમાં ભયંકર આગ, ગ્રીસમાં ધરતીકંપ, ડાન્યુબમાં પૂર ને ઇંગ્લાંડમાં બરફનો ભયાનક વરસાદ. સ્પેનના માજી રાજા આલ્ફોન્ઝોનું અવસાન.

'સુવાસ'નો નમૂનાનો અંક પત્ર લખી જણાવનારને વિના મૂલ્ય મોકલવામાં આવે છે. પણ તે પત્ર મળ્યા પછી પ્રગટ થાય તે અંક મોકલાશે. નમૂનાના અંકની તરતમાં જરૂર હોય તેમણે ત્રણ આનાની ટિકિટો બીડવી.

જેમાં ઉત્તર જરૂરી હોય એવા દરેક પ્રકારના પત્રવ્યવહારમાં, કે લેખો અસ્વીકાર્ય નીવડે તો પાછા મેળવવાને, જરૂરી ટિકિટો બીડવી જોઇએ. અને પોતાના પત્ર પર કે બુકપોસ્ટ પર, પોસ્ટલ નિયમ પ્રમાણેની, પૂરતી ટિકિટો ચોડવી જોઇએ.

કાર્યાલયને લગતા પત્રવ્યવહારમાં તંત્રી કે સંચાલકનું નામ ન લખવું. કેમકે તેમ થવાથી તેમની ગેરહાજરીમાં તે પત્રની વ્યવસ્થા વિલંબજનક થઇ પડે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહકોને પ્રથમ વર્ષે અર્ધા લવાજમે [લવાજમ રૂ. ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજ=૧-૧૨-૦] અને ત્યાર પછી બીજા એક વર્ષને માટે પોણા લવાજમે [૨-૮-૦]માં 'સુવાસ' મળી શકશે.

જેમનાં લવાજમ ડીસેંબરના અંત સુધીમાં મળી જશે એવા જૂના-નવા રજીસ્ટર્ડ ગ્રાહકોને, લવાજમ પહોંચતી મુદ્દત સુધી, શશિકાન્ત કું. ને ત્યાંથી ખરીદાતાં તેમનાં ચશ્મા પર પાંચ ટકાનું વળતર આપવામાં આવશે.

સુવાસના કેટલાક ગ્રાહકોનાં ત્રીજા વર્ષનાં લવાજમ, સાત મહિના વીતવા છતાં, હજી સુધી નથી મળ્યાં.

**તે ગ્રાહકોને આગ્રહભરી વિનંતિ છે કે-આ અંક મળતાં તરત જ લવાજમ મોકલી આપો.**

હવે પછી ચાલુ ન રહેવું હોય તો હજી પણ રૂા. ૧-૧૫-૦ મોકલાવી આપી ના લખો.

x

'સુવાસ'નું લવાજમ ભરવા માટે અમદાવાદ-મુંબઈના એજન્ટોનાં નામ—:

| | | |
|---|---|---|
| **શિષ્ટ સાહિત્યભંડાર,** | પ્રીન્સેસ સ્ટ્રીટ, | મુંબઈ |
| **એન. એમ. ત્રિપાઠી,** | ,, ,, | ,, |
| **એન. એમ. ઠક્કર,** | ,, ,, | ,, |
| **મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,** | ત્રણ દરવાજા, | અમદાવાદ |
| **ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય,** | ગાંધી રોડ, | ,, |
| **શ્રી નાગરદાસ પ્રાગજીભાઈ,** | દોશીવાડાની પોળને નાકે, | ,, |
| **શેઠ મોહનલાલ ડોસાભાઈ,** | બુકસેલર્સ, | રાજકોટ |



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૩ જું ] ડીસેમ્બર : ૧૯૪૦ [ અંક ૭

# અહિંસા:

## સંસ્કૃતિમાં તેનું સ્થાન

રમણલાલ વસંતલાલ દેસાઈ

[ ગતાંક પૃ. ૨૭૫ થી ચાલુ ]

**વળી** જમીન આપે એટલું આપણે લેઈ શકીએ છીએ ? ભૂમિના વાત્સલ્યની મર્યાદા શું આપણે જોઈ છે ? વિજ્ઞાનવિદો ના પાડે છે. આપણે કલ્પી ન શકીએ એટલો ખોરાક આપવા જમીન તૈયાર છે, માત્ર આપણને તે લેતાં હજી પૂરેપૂરૂં આવડ્યું નથી.

જાનવરોનો ભક્ષ કરવામાં નહીં આવે તો તે વધી જશે એ ડરથી માંસાહાર ચાલુ રાખવાનું જરા પણ કારણ નથી. ખોરાક અર્થે જ કેટલાં પ્રાણીઓ ઉછેરવામાં આવે છે ? ખરૂં જોતાં જાનવરોની સંખ્યા વધી જાય એવી જગતની સ્થિતિ મનુષ્યે રહેવા દીધી નથી, અને મનુષ્યને હરકત ન કરે એટલું પ્રમાણ સાચવી રાખવા જાનવરો ખાસ કાળજી રાખે છે એ નિ:સંશય વાત છે.

કૃષિજીવન એ અહિંસાનો ત્રીજો અને પોષણના અંગનો આખરનો વિજયધ્વજ છે. સંસ્કૃતિ જેમજેમ પોતાની ભૂમિકાઓ બદલતી જાય છે, તેમતેમ તેને હિંસા કરવાનાં કારણો ઓછાં થતાં જાય છે. જંગલી અવસ્થામાં મનુષ્ય ઉપર સ્વજાતીય અહિંસાનો અંકુશ હતો; માણસનો ખોરાક માણસ ન હતો. આથી આગળ વધી ગોપ–ભૂમિકામાં પ્રવેશ કરતાં જાનવરોની કેટલીક જાતો ખોરાકના સ્વરૂપમાંથી મુક્ત થઈ, અને છેવટે આ અહિંસાએ ધીમેધીમે મનુષ્યજાતને કૃષિજીવનનાં દ્વાર ખોલી બતાવી આપ્યું, કે ખોરાક માટે કતલખાનાંની હવે બિલકુલ જરૂર રહી નથી.

મનુષ્યજાતના પોષણ માટે કૃષિજીવનમાં આટલી બધી શક્યતાઓ હોવા છતાં જગત

હજી માંસાહારી મટયું નથી એ વાત અત્રે ભૂલવી ન જોઇએ. હિંદુસ્તાનના થોડા ભાગ શિવાય આખી દુનિયામાં હજી માંસાહાર પ્રચલિત છે. પરંતુ આપણે એ પરિણામ આગળ આવી ઊભા છીએ કે જ્યારે માંસાહાર એ જગતનો એક જ અને મુખ્ય આહાર મટી ગયો છે. વનસ્પતિઆહારે તેનું મુખ્યસ્થાન નષ્ટ કર્યું છે એટલું જ નહીં, પરંતુ આહાર તરીકે સ્વીકાર પામવા માટે માંસને વનસ્પતિની સંપૂર્ણ સહાય લેવી પડે છે: વનસ્પતિ–આહારના સ્વરૂપમાં સંતાવું પડે છે. વનસ્પતિ અને તેજાનાની મદદ વગર માંસથી કોઇની થાળીમાં આવી શકાતું નથી. આનો અર્થ એ જ કે માંસની મહત્તા ઘટી ગઇ છે. તેની જરૂરિયાત રહી નથી, અને માત્ર ટેવ કે શોખ તરીકે તે અસ્તિત્વ ભોગવે છે. અહિંસાનો આ વિજય નાનોસૂનો નથી.

વનસ્પતિમાં જીવ અને લાગણી હોવા બદલની જગદીશ બોઝની સંભાવના અહિંસાના સિદ્ધાંતને નિર્બળ કરે છે, એમ માનવાનું કારણ નથી. જીવતાં પ્રાણીઓનાં જન્મ, ઉછેર અને મરણની ક્રિયા કરતાં વનસ્પતિનાં જન્મ, મરણ અને ઉછેર–ક્રિયા જુદી રીતે થાય છે; છતાં બોઝની સંભાવના સિદ્ધ થઈ વનસ્પતિમાં પણ જીવંત પ્રાણીઓ સરખી લાગણી હોવાની માન્યતા દૃઢ થશે, તો સંસ્કૃતિમાં આગળ વધવા ઈચ્છતા જનસમાજે પોતાના પોષણ માટે અલબત બીજા અહિંસાના માર્ગ ખોળવા જ પડશે. એમાં અહિંસાએ ગભરાવાની જરૂર નથી. આ માર્ગમાં આ જ પણ પ્રયોગો નહીં થતા હોય એમ માનવાનું કારણ નથી.*

એક એવી મહાદલીલ કરવામાં આવે છે કે માંસાહાર વગર માનવી અશક્ત અને ભીરુ બની જાય એમ છે. અને માંસાહાર અને અહિંસા વચ્ચેનો વિરોધ દેખીતો જ છે. પોષણનાં તત્ત્વો માંસમાં વધારે છે કે વનસ્પતિમાં એ વિષે નિષ્ણાતોમાં મતભેદ છે. વનસ્પતિ વગર માંસ એકલું આહાર તરીકે ભાગ્યે જ આવી શકે છે એ જગતભરના પાકશાસ્ત્રનો પુરાવો તો આપણી પાસે છે જ. ઉપરાંત માંસાહાર વગર અશક્તિ અને ભીરુપણું વધી ગયાનો પુરાવો તો મળે એમ છે જ નહીં. હિંદુસ્તાનના ગણ્યાગાંઠ્યા વર્ગો સિવાય માંસાહાર કોઇ સ્થળે નિષિદ્ધ ગણાયો નથી. આપણા રજપૂતો માંસાહારી હતા છતાં મુસ્લીમોથી હારી ગયા. માંસાહારી મુસ્લીમ શહેનશાહતને મરાઠાઓએ ડગમગાવી નાખી. બ્રાહ્મણ પેશ્વાઓ તો માંસાહારી નહીં જ હોય, છતાં તેમણે હિંદનાં ભારેમાં ભારે યુદ્ધ ખેલ્યાં. મુસ્લીમ અને મરાઠા એ બન્ને માંસાહારી પ્રજા પાસેથી ઇંગ્રેજોએ હિંદનું રાજ્ય ખૂંચવી લીધું, એટલું જ નહીં, પશ્ચિમની માંસાહારી ડચ, પોર્ચુગીઝ અને ફ્રેન્ચ પ્રજાને હરાવી ઇન્ગ્રેજોએ હિંદમાં સ્થાન મેળવ્યું. વિમળશાહ સજ્જન, વસ્તુપાળ, તેજપાળ, હેમુ, સમરાશાહ, જાવડશા ને ઘેલાશા સમા જૈન મંત્રીઓ કે લીલા અને અમરસિંહ સમા નાગરમંત્રીઓ માંસાહારી ન છતાં તેમણે માંસાહારી દુશ્મનો સામે ખેલેલાં વિજયી યુદ્ધોથી ઇતિહાસ સુપરિચિત છે. ઇ. સ. ૧૮૫૭ના બળવા પ્રસંગે ઇન્ગ્રેજોને ભારે થઈ પડેલાં, ન્હાના સાહેબ, તાત્યાટોપે અને લક્ષ્મીબાઈ એ ત્રણે બ્રાહ્મણો હતાં, અને સુરત બ્રાહ્મણ તરીકે માંસાહાર નહીં જ કરતાં હોય એમ આપણે માની લેઇશું. માંસાહારી પ્રજાઓના ઇતિહાસ કાંઇ સતત જ્વલંત કારકિર્દીના દ્યોતક નથી જ. માંસાહારી ચીનાઓને જાપાનીઓ પૂરતી રાદ પડાવે છે. એજ પ્રમાણે ફ્રાન્સ જેવી પ્રજાને જર્મનીએ ઉથલાવી પાડી એમાં વધારે ઓછા માંસાહારનું કારણ કોઈએ હજી આપ્યું નથી.

* જૈનોના ઉત્કૃષ્ટ જીવનનિયમોમાં સજીવ (લીલાં) વનસ્પતિના આહાર સામે ઓછામાં ઓછાં અઢી હજાર વર્ષથી પ્રતિબંધ મૂકાયેલો છે.

માંસાહાર અને વનસ્પતિના આહાર એ બે વચ્ચે એવી કદી શાસ્ત્રીય તુલના કરવામાં આવી નથી કે જેથી એક ઉપર બીજો આહાર સરસાઈ ભોગવવા પાત્ર બની જાય. વ્યક્તિગત કે પ્રજાકીય ઇતિહાસમાં ખોરાકના તત્ત્વ ઉપર ભાર મૂકી કોઈએ એવી શોધ કરી નથી કે માંસાહારી પ્રજા એ આહારને જ કારણે વધારે શૂર કે સાહસિક બની હોય. માંસાહારની પાછળ રહેલી ભાવના માંસાહારીને જોરદાર, મૃત્યુને ન ગણકારે એવો અને ભયરહિત બનાવી દે છે એમ પણ કેટલાકની માન્યતા છે. ખોરાકમાં આવતાં પશુપક્ષીને મારવામાં કશી બહાદુરી વિકાસ પામતી હોય એમ લાગતું નથી. સરળતાથી પકડાતાં–બંધાતાં ઈંડાં ફોડવામાં, બતક મરઘી ચૂંથવામાં કે ઘેટાં–બકરાં કે મરેલાં માછલાં ખાવામાં સાહસ કે શૌર્યના પાઠ ખાસ આવડી જતા હોય એમ માનવું એ વધારે પડતું લાગે છે. વળી એ કાર્ય માંસાહારીઓ કરતા નથી; ખાટકીઓ, કસાઈઓ તથા બબરચીઓ ધંધા તરીકે બહાદુરીના તલપૂર પણ ભાન વગર એ કાર્ય કરે છે. અને બહાદુરી હોય તોપણ તે મારનારમાં હોય; માત્ર જમનારમાં તે ન જ આવે. મારે કોઈ અને બહાદુરી બીજામાં આવે એમ બન્યું કદી જાણ્યું નથી.

માંસાહારમાં જ એવો ગુણ છે કે તેથી માણસ આપોઆપ બહાદુર બની જાય એમ પણ કોઈ કોઈની ભ્રમણા હોય છે. ખોરાકના વિવિધ ગુણ હોય છે એમાં શક નહીં. પરંતુ મૃત્યુપ્રહાર ખમતા પશુના દેહમાં લાગતો ઝટકો તેના આખા દેહમાં ભયનું એક વિષ ફેલાવે છે એમ કહેતા વિરુદ્ધ પક્ષની વાત પુરવાર ન થઈ હોય તોપણ ઉગ્ર અને તામસ માનસ વિકસાવતો માંસાહાર કયા ગુણથી શૌર્ય વધારે છે એ પણ સમજમાં આવતું નથી. ઉગ્રતા અને તામસ સ્વભાવ એ બહાદુરીના વિરોધી અંશો છે. રોગાઢ દેહ, બળિયેલ સ્વભાવ; અને ઇર્ષાભરી વૃત્તિમાંથી એ ઉગ્રતા અને તામસ મન વિકસી રહે છે. જગતને માનવતા તરફ વાળવું હોય તો એવા માનસને ફેરવી વધારે ઉદાર, કુમળું, સંસ્કારભર્યું અને શાંત બનાવવું પડશે: માંસાહાર તામસ વિકસાવતો હોય તો તેને છોડવો જ જોઈએ. એ આહારમાં કશી જ બહાદુરી નથી એ તો આપણે સહજ વિચાર કરતાં સમજી શકીએ એમ છે.

બર્નાર્ડ શૉ જેવો બહાદુર સાંસ્કૃતિક બળવાખોર ખોળ્યો જડવો મુશ્કેલ છે. એ વનસ્પતિ આહારી છે. હીટલર કે મુસોલિનીની યુદ્ધશક્તિ વિષે ભાગ્યેજ બે મત હોય. એ માંસાહાર કરતા જ નથી. આખી બ્રિટીશ સલ્તનતની સામે એકલે હાથે ઝૂઝવાની સતત તૈયારી બતાવી રહેલા ગાંધીજીનું શૌર્ય કોઈપણ મહારથીને શરમાવે એવું છે. એ ગાંધીજી માંસાહારી નથી એ તો આખું જગત જાણે છે. આમ એટલું તો જોઈ શકાય કે માંસાહાર બહાદુરી માટે આવશ્યક છે એ કથનને ઇતિહાસ, શાસ્ત્ર અને નિત્ય વ્યવહારનો જરાય ટેકો નથી.

આમ ખોરાક માટે હિંસાની જરૂર નથી એ એક વાત, અને હિંસામય ખોરાક વગર શૌર્ય ઘટતું ચાલે એ માન્યતા ભ્રમણા જ માત્ર છે એ બીજી વાત. પોષણની બાબતમાં હિંસા હવે અનાવશ્યક બની ગઈ છે. આપણી જૂની જંગલી અજ્ઞાન અવસ્થાની ટેવનો એ માત્ર એક ભણકારો છે.

પોષણના ક્રમમાં અહિંસાનું કયું સ્થાન છે, તે આપણે જોયું. પ્રગતિનો ઇતિહાસ સ્પષ્ટ સૂચવે છે કે જેમ સંસ્કૃતિમાં આપણે આગળ વધીએ છીએ તેમ હિંસાની જરૂરિયાત ઓછી થતી જાય છે. અત્યારે ખોરાક ઓછો છે, એ બૂમ નથી. પરંતુ ખોરાક સર્વને મળતો નથી એ બૂમ છે. હિંસાનો માર્ગ તો આપણે વટાવી બાજુ ઉપર મૂક્યો છે.

વસ્તુઓની કિંમત અન્ય વસ્તુઓથી અંકાતી (Barter System) જ્યારથી બંધ પડી, અને ચલણી નાણું (legal tender) એ જ્યારથી વ્યવહાર અને વેપારના મધ્યબિંદુ

તરીકે મનાયું, ત્યારથી ભંડોળવાદ (capitalism) શરૂ થઈ ચૂક્યો. વર્તમાન જગત કૃષિ ભૂમિકામાંથી ઔદ્યોગિક ભૂમિકા (Industrialism) ઉપર આવતાં આ ભંડોળવાદે ક્રૂર સ્વરૂપ ધારણ કર્યું. ખોરાક માટે નહીં પરંતુ ખોરાકનાં સાધનો મેળવવા માટે આજ આપણે પ્રયત્નશીલ થવું પડે છે. ખોરાક પૂરતો છે. કામની વહેંચણીને અંગે તેને ઉત્પન્ન કરનાર ઉત્પન્ન કર્યે જ જાય છે, પરંતુ તે સર્વને મળતો નથી. ગરીબો અંગમહેનતથી ખોરાક ઉત્પન્ન કરે છે, પરંતુ તે ખોરાક તેમને માટે પણ રહી શકતો નથી. ધનવાન વેપારીઓનું ધન એ ખોરાકને લોહચુંબકની માફક આકર્ષી લે છે. ગરીબો ભૂખે મરે છે, અને ધનવાનો વગર જરૂરનો વ્યય કરે છે. પોષણ માટેના આપણા પ્રયત્નોએ આ સદીમાં જુદું સ્વરૂપ લીધું છે. ખોરાક માટે હવે હિંસાની જરૂર રહી નથી; આપણા ઝઘડા હવે ખોરાકની વહેંચણી વધારે ન્યાયસર થાય એ માટે ચાલે છે. આ પ્રશ્ન હિંસાથી નિરાળો છે.

[ ૨ ]

પોષણના મહત્તકાર્યમાં અહિંસાનું કયું સ્થાન છે તે આપણે જોયું. હવે રક્ષણની દૃષ્ટિથી આપણે અહિંસાના ક્રમને નિહાળીએ.

રક્ષણમાં પણ પોષણના સરખો જ ક્રમશઃ હિંસાનો ત્યાગ અને અહિંસાની ઉત્તરોત્તર વધતી જતી સ્થાપના નજરે પડે છે એટલું જ નહિ, વિકાસક્રમની જાણે એક ચોખ્ખી શાત, ચોખ્ખો ચીલો દેખાઈ આવે છેઃ માનવજાત જેમ આગળ વધે તેમ હિંસાને છોડે. શાસનતંત્રો અને રાજસત્તાના ઊંડા ઇતિહાસમાં ન ઊતરતાં આપણે એટલું જ સ્વીકારીને ચાલીશું કે વ્યક્તિ અને સમાજની રક્ષણભાવનામાંથી વિવિધ શાસનતંત્રો ઉદ્ભવે છે. માનવીએ સામાજિક જીવન ગાળવું હોય તો નિયમબદ્ધતા સ્વીકારવી જ પડે. નિયમ ઘડવા, નિયમનો અમલ કરવો અને નિયમનો ભંગ કરનારને નિયમમાં લાવવો આ ત્રણ તત્ત્વો ઉપર સમાજ અને રાજશાસનની રચના થાય છે—પછી એ રાજશાસનનું સ્વરૂપ ગમે તે પ્રકારનું હોય. માનવીનું રક્ષણ આ શાસનદ્વારા થાય છે એવી ભાવના શાસનને બાંધે છે અને જીવંત રાખે છે. જે શાસનમાં રક્ષણ પ્રત્યે શ્રદ્ધા ઘટે તે શાસનને બદલ્યે જ છૂટકો. શાસનક્રમના વિકાસને આપણે ઉપરછલી દૃષ્ટિથી નિહાળીશું તો તત્કાળ આપણને દેખાશે કે એ વિકાસ હિંસાના ક્રમશઃ વર્જન ઉપર જ આધાર રાખી રહ્યો છે.

વિકાસક્રમની એક એવી કલ્પના છે કે મનુષ્ય પ્રથમ એકલો ભટકતો. એકલો ભટકતો પુરુષ અને એકલી ભટકતી સ્ત્રી—બંનેને કુદરતે ભેગા કર્યાં ને કૌટુમ્બિક જીવનની શરૂઆત થઈ. એકાકી જીવનમાંથી કૌટુંબિક જીવનમાં પ્રવેશ પામતા બરોબર માનવીએ પોતાની હિંસક વૃત્તિ મર્યાદિત કરી, કુટુંબ પૂરતા નિયમો તેણે સ્વીકાર્યા અને તે પ્રમાણમાં માનવી સંસ્કાર પામ્યો. પોતાના રક્ષણ માટે, પોતાના લાભ માટે અને પોતાના સ્વાર્થ માટે હિંસા કરવી જ પડે એ ખ્યાલ તેણે કુટુંબના સ્વીકાર સાથે જ દૂર કર્યો; પોતાની સ્ત્રી માટે, પોતાનાં બાળકો માટે તેણે બહુ ઝીણી અને કુમળી લાગણીઓ અનુભવવા માંડી, અને એ લાગણીઓને પ્રભાવે સ્વરક્ષણ સિવાય બીજું કાંઇ ન સમજતો માનવી પત્નીના રક્ષણની, બાળકના રક્ષણની, કુટુંબના રક્ષણની જવાબદારી સ્વખુશીથી ઉઠાવતો થયો. તેનું સ્વત્વ વિસ્તાર પામ્યું અને પોતાના અંગથી—પોતાની જાતથી આગળ વધી આખા કુટુંબ ઉપર છવાયું. હિંસાને કુટુંબમાંથી દેશવટો મળ્યો. રસવૃત્તિ, પ્રેમશૌર્ય અને વાત્સલ્યની અમૂલ્ય લાગણીઓ આપણને આ કુટુંબ ભૂમિકામાંથી પ્રાપ્ત થઈ. હિંસાને માનવીએ પ્રાથમિક જીવનમાં મર્યાદિત

કરી એટલે એને કુટુંબ મળ્યું. કુટુંબે વિકસાવેલી લાગણીઓ માનવસંસ્કૃતિનું મ્હોટામાં મ્હોટું ધન છે. આજ કુટુંબને ન ઇચ્છતી-કુટુંબમાં ફેરફાર સૂચવતી વૃત્તિઓ પણ એ ધનને ખોવા માટે જરાય તૈયાર નથી. રસવૃત્તિ, પ્રેમશૌર્ય (Chivalry) અને વાત્સલ્ય તો જીવંત રહેવાં જ જોઈએ, અને એ જીવંત રહેતાં નથી એવી દલીલ સૂચવાતા ફેરફારો પાછળ રહેલી હોય છે એ બતાવી આપે છે કે એકલ જીવનમાં સ્વીકારાતી હિંસામાંથી કૌટુંબિક જીવનની મર્યાદામાં જતાં હિંસાની પણ ઘણી મ્હોટી રૂકાવટ થઈ ચૂકી છે.

એ હિંસા ચાલુ રહી હોત, પુરુષ અને સ્ત્રી એકબીજાને દુશ્મન લેખતાં હોત-પરસ્પર હિંસાને પાત્ર ગણ્યાં હોત અને બાલકોને ભાવિ શત્રુ માન્યાં હોત-બાલકોનો સંભવ આવી દુશ્મન ભાવનામાં પણ સ્વીકારીએ-તો આજ જનસમાજનું અસ્તિત્વ જ હોત કે કેમ એ શંકાનો વિષય છે.

આ ચીલો આગળ વધતો જાય છે એટલું જ નહીં, એ વધારે સ્પષ્ટ અને વધારે વિસ્તૃત બનતો જાય છે. કુટુંબના સ્વીકારમાં જ આખા ગોત્રનો સ્વીકાર બીજરૂપે રહેલો છે જ. કુટુંબમાંથી ગોત્રની ભાવના વિકાસ પામી સ્પષ્ટ બને એ અરસામાં હિંસાનું બીજું વર્જન માનવજાતે સાધવું પડે છે.

---

# રૂપની આંધી

(પૃથ્વી-સૉનેટ)

'હિમદૂત'

સદા ક્ષિતિજપે ઝીણી દગ હું ફેંકી વિચારતો,
ન નર્તન નિહાળીને ય રવિ-પત્નીનું રાચતો.
ઉષા મલકતી સદા પ્રીતમ—વાટ જોતી રહી;
તમિસ્ર અવમાનતી વિજય-દૃષ્ટિ ફેંકી રહી.
તદા કવિજનો તણી હૃદય-ઊર્મિ નાચન્ત, ને
વિશાળ જગ જાગતું, પીતું નવીન સૌન્દર્યને;
છતાં નવ હસું હું કાં? નયન અશ્રુપૂર્યાં રહે!
મને જગત માનીને અબુધ, આખું ત્યારે હસે!
અરે! નવ નિહાળતો મનુજ ભાન ભૂલ્યો ઉરેઃ
ત્યહાં પૃથિવી—કાંઠડે રુદન રાત્રિનું ગાજતું!
પરાજિત નિશા રડે પણ ન ચર્મચક્ષુ જુએ!
શું મુગ્ધ થઈ પેખવું રૂપ ગમે અતિ ક્રૂર આ!
હશે રૂપની આંધી શેં પ્રબળ આટલી ઓ પ્રભો?
થતાં વિલીન જે મહીં દુઃખભર્યાં મહા ક્રન્દનો.

# હીટલર અને નારી

ચીમનલાલ સંઘવી

> સંતાન, પાકગૃહ, ધર્મ, કલા સ્વીકારી,
> પામીશ તું પુરુષદેવ—સુભાગ્ય નારી;
> ધંધો, બહિર્ભ્રમણ, નોકરી છોડ, તારું
> કર્તવ્યધામ ગૃહમંદિર બ્હેન ! ચારૂ.*
>
> હીટલર

'**જગત** પ્રગતિ સાધી રહ્યું છે, અને તેમાં સ્ત્રી પુરુષ-સમોવડી બની રહી છે!'— એવા વાણીવિહાર હિંદમાં આજે સહજ થઇ પડયા છે. તે પ્રસંગે 'વિજયની પરંપરાઓથી આધુનિક જગતને ચમકાવી મૂકનાર એક રાષ્ટ્ર ને તેના સ્વામીએ નારીવર્ગને કયા માર્ગે દોરીને એ સિદ્ધિ મેળવી છે તે જાણવું યોગ્ય થઈ પડશે.

પ્રકૃતિથી હીટલર શરમાળ છે તેનામાં પુરુષતત્ત્વનાં મુખ્ય લક્ષણો—કઠોરતા કે સ્ત્રી-આકર્ષણ નથી; સ્ત્રીતત્ત્વની સુકુમારતા નથી. અનેક પ્રસંગે તેને દાનવ બનવું પડયું છે પણ કહેવાય છે કે તેવા સમયે તેની આંખોમાંથી પુરુષને અણછાજતાં આંસુ જ× વહ્યાં છે; નાનપણથી માંડી તેના સત્તાશીનપદ સુધીમાં અનેક સ્ત્રીઓએ તેને મોહમાં આંજી નાંખવા પ્રયાસો કર્યા છે, છતાં તે તેમનાથી દૂર જ ભાગ્યો છે; માંસ, મદિરા, મત્સ્ય ને મૈથુન એ ચાર મકારે તેના જીવનને સ્પર્શ પણ નથી કર્યો. પરિણામે જર્મનીમાં તેને સ્ત્રી-પુરુષ બને તત્ત્વોથી પર અને અર્ધદેવ તરીકે ગણવામાં આવે છે. એટલે સ્ત્રીઓ સબંધમાં તે જે કંઇ કહે છે તેને પુરુષના વચન તરીકે નહિ પણ, હિંદમાં અગાઉ ઋષિવરોનાં વચન સ્વીકારી લેવાતાં તેમ, ઈશ્વરી આદેશ તરીકે સ્વીકારી લેવાય છે. આધુનિક સંસ્કૃતિની જાળમાં ફસાયલી સ્ત્રીને તે તેના પવિત્રમાર્ગે ઝડપથી પાછા વળવાનો આદેશ આપી શકે છે, અને વધુમાં વધુ શિક્ષિત એવી વીસમી સદીની જર્મન વનિતાઓ તેના એ આદેશને પ્રેમપૂર્વક સ્વીકારી લે છે તે તેના એ કહેવાતા દૈવતને આભારી છે.

ન્યુરેમ્બર્ગમાં હીટલરનો સંદેશો સાંભળવાને સમસ્ત જર્મનીમાંથી સ્ત્રી-પ્રતિનિધિઓ તરીકે આવેલી લાખ્ખો વિદુષી સન્નારીઓ સમક્ષ બોલતાં તેણે કહેલું કે, 'હું તમને વિદ્યાપીઠોમાં

---

* હીટલરે નારીની ફરજો અને તેનાં કર્તવ્યક્ષેત્ર તરીકે, આધુનિક જર્મનીના ત્રણ કકાર [ Kinder–Kirche–Kuche; સંતાન, મંદિર, ચૂલો ] ને અનુસરી, ચૂલો, વાસીદું, મંદિર, ને બાલઉછેર જણાવેલ છે. તેનો અંગ્રેજી અનુવાદ નીચે પ્રમાણે થયો છે—

> 'Take hold of kettle, broom and pan
> Than you'll surely get a man!'
> and 'Shop and office leave alone,
> Your true life-work lies at home.'

× We can always get Adolf to weep. Goering

કે વ્યાસપીઠ પર જોવા નથી ઇચ્છતો. મારે તમને નિપુણ રસોયણો, કાળજીભરી માતાઓ ને પતિને સંતોષતી સુંદરીઓ બનાવવી છે."

સ્ત્રીઓ જર્મનીની ઉન્નતિમાં શો ભોગ આપી શકે એવા પ્રશ્નના ઉત્તરમાં તેણે કહેલું, 'સ્ત્રી સંતાનને જન્મ આપતી વખતે માતૃભૂમિ માટે એવો ભોગ આપે છે, જેવો પુરુષ સમરક્ષેત્ર પર માથાં મૂકતાં આપે છે.'

એક પ્રગતિશીલ સ્ત્રીએ તેને પૂછયું, 'જર્મન સ્ત્રીઓને માટે તમે શું કર્યું છે ?' ને તે શાંતિથી બોલ્યો, "મારા નવા સૈન્યમાંથી, તમને એવા લાખો નરવીરો મળશે, જે તમારાં ભાવિ સંતાનોનું જગતભરમાં અપ્રતિમ એવું પિતૃપદ સંભાળશે.'

સ્ત્રીઓને રાજકારણમાંથી દૂર કરવાને માટે સ્ત્રી-સ્વાતંત્ર્યવાદી દેશોમાં તેના પર ટીકાઓ થતાં તેણે કહેલું, '*રાજકારણ અને જાહેરજીવન !—એ ખરું છે કે એમાંથી સ્ત્રીઓને મેં* દૂર રાખી છે. પણ કઠોર પુરુષને માટે પણ એ બંને આકરી કસોટીનાં સ્થળ છે. ત્યાં સુકુમાર સ્ત્રીઓને પ્રવેશવાની શી જરૂર છે ?'

સ્ત્રી-સ્વભાવનો તે અચ્છો પરીક્ષક મનાય છે. તે કહે છે કે, "બળની અપેક્ષા રાખતી ભાવનાવશ સ્ત્રી નબળા પુરુષ ઉપર સરજોરી કરવા કરતાં બળવાન પુરુષને તાબે રહેવું વધારે પસંદ કરે છે."—ઈતિહાસ આ માન્યતાને ટેકો આપી શકે એમ છે એટલું જ નહિ, પણ તાજેતરમાં હોલીવુડની નટીઓના, તેમને કેવો પતિ પસંદ છે તે સંબંધમાં મત લેવામાં આવતાં, મોટાભાગના મત 'વીર પુરુષ'ને જ ફાળે ગયેલા.

સ્ત્રી અને પુરુષને તે, મોતી અને દોરાની જેમ, હાથો અને ફળાની જેમ, તેલ અને દીવેટની જેમ પરસ્પરનાં પૂરક માને છે. સ્ત્રીના પુરુષ સમાન બનવાના પ્રયાસને તે કુસુમના કાંટા બનવાના પ્રયાસ સમાન લેખે છે. અને તેમાં તે સ્ત્રીત્વનું, પુરુષત્વનું ને કુદરતનું અપમાન ગણે છે. તે માને છે કે પુરુષને પોતાની ફરજોથી ચ્યુત બનતો અટકાવવાને અસમર્થ નીવડેલી સત્તાઓ જ સ્ત્રીને પુરુષના ભયાનક માર્ગે જવા દઈ શકે. જર્મનીમાં એમ ન બને તે માટે તેણે કેટલાક સ્ત્રી-સંરક્ષક ધારાઓ ઘડ્યા છે ને એ ધારાઓના ત્વરિત અમલ માટે તેને તેણે 'કુટુંબસંરક્ષણના ફોજદારી કાયદા'નું સ્વરૂપ આપ્યું છે.

એ કાયદાની રૂએ-લગ્નવિચ્છેદ પર નૈતિક પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે ને તે કાર્યને અયોગ્ય તરીકે ઓળખાવવામાં આવે છે. પુરુષને પોતાની મિલકત પોતાનાં સ્ત્રી-સંતાન સિવાય બીજાને આપવાનો અધિકાર નથી. ગર્ભિણી સ્ત્રીઓ પાસે કામ કરાવે એવાં કારખાનાંઓના માલિકોને સખત સજા કરવામાં આવે છે. લગ્નપ્રસંગો કે સંતાનસંખ્યા કુટુંબોને ભારરૂપ ન થઇ પડે તે માટે રાજ્ય તરફથી આર્થિક રાહત આપવામાં આવે છે. ગર્ભિણી સ્ત્રી કે સ્ત્રીના માતૃપદ સંબંધમાં શબ્દથી કે સંકેતથી પણ મશ્કરી કે અપમાન કરનારને સજા કરવામાં આવે છે. સંતતિનિયમનની વાત ઉચ્ચારનાર પણ સખત સજાને પાત્ર થાય છે.

પ્રજાના આરોગ્યને માટે તે સ્ત્રીની પવિત્રતા પર ખૂબ જ ભાર મૂકે છે. સ્ત્રી-સંસ્થાઓ કે સ્ત્રીઓનું શ્રમજીવન—બંનેને તેણે એકદમ કમી કરી નાંખ્યાં છે. છતાં, અનિવાર્ય કારણે એમાંથી જે કંઇ બાકી રહ્યું હોય, અને ક્રમે ક્રમે અદૃશ્ય બનતું હોય, ત્યાં પણ સ્ત્રીઓની દેખરેખ સ્ત્રીઓને હસ્તક રાખવાનો તેણે આદેશ કરેલો છે. ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓ ખુલ્લી બરાકોમાં નહિ પણ ખેડૂતોના કુટુંબોમાં ગોઠવાઈ તેમની ગૃહિણીઓની સાથે રહે એ માટે તેણે પ્રબંધ કરેલ છે. ને તેવી સ્ત્રીઓને શાંતિ મળે ને તેમનામાં સ્વાસ્થ્ય, કલા અને કૌવત વિકસે તે માટે પણ તેણે સુંદર યોજનાઓ અને કાર્યક્રમ અમલમાં મૂકેલ છે.

જાહેરજીવન, રાજકારણ ને કચેરીઓમાં અટવાઈ ગયેલી સ્ત્રીઓને તેણે પાછી ગૃહ-મંદિરામાં મોકલાવી દીધી છે. જર્મનીના સરકારી દફતરે આજે એક જ કાર્યકર્ત્રીનું નામ નજરે ચડે છે અને તે સ્ત્રી તે અગાઉની ફીલ્મસ્ટાર લેની રીફેન્સ્ટાહ્લ. જર્મન ફીલ્મ–ઉદ્યોગમાં નીતિના આદર્શ જળવાઈ રહે તે જોવાને તેને એક અપવાદ તરીકે ગૃહિણીપદેથી મુક્તિ આપવામાં આવી છે. અને બીજી મુક્તિ તેવી યુવતીઓને આપવામાં આવે છે કે જેમની સેવાઓ જાસૂસી ખાતાને જરૂરી હોય.

નારી સંબંધમાં પોતાનું આ આર્યદર્શન હીટલરે સરમુખત્યાર બનીને નથી કેળવ્યું. બાલવયથી જ તે નારીને એ દૃષ્ટિએ જોતો આવ્યો છે. કુમારવયે તેનાં પ્રવચનોમાં તે વારંવાર કહેતો કે, "સ્ત્રીઓને સન્માન આપવું, પણ તેમના પાસેથી પવિત્રતા, સંસ્કાર અને સેવાપરાયણતાની પૂરેપૂરી આશા રાખવી." તેના સદ્ભાગ્યે નારી સંબંધમાં તેના આ દૃષ્ટિબિન્દુને ઝીલી લેનાર જ નહિ પણ પોતે પણ એવાં જ દૃષ્ટિબિન્દુઓ ધરાવનાર તેજસ્વી સાથીઓ પણ તેને મળી ગયા છે. રોઝેનબર્ગ નારી સબંધમાં, મનુની જેમ, 'સંરક્ષણ, પવિત્રતા ને પૂજન'નો આદર્શ ધરાવે છે. આરોગ્યખાતાનો પ્રધાન ડૉ૦ ફ્રીક સ્ત્રીની પવિત્રતાને રાષ્ટ્રનો પ્રથમ ધર્મ લેખે છે. ને ડેપ્યુટી ચાન્સેલર હર હેસના શબ્દોમાં 'ઘરરખ્ખુ, પ્રેમાળ ને સંતાનની માતા' એ જર્મન સ્ત્રીનો આદર્શ છે.

આરોગ્ય ગણતરીએ સ્ત્રીની પવિત્રતા જેટલી જરૂરી છે એટલી જ હદે પ્રજાવૃદ્ધિ, કુટુંબોની સુખાકારી ને ભાવિ પ્રજાના વિકાસની ગણતરીએ સ્ત્રીઓ, કુટિલતાથી ભરેલાં રાજકારણ, નોકરી કે જાહેર જીવનમાથી શાંતિ મેળવી, ગૃહિણીધર્મ સાચવે, સુન્દરતાને ખીલવે અને સંસ્કાર વિકસાવે એ પણ જરૂરી છે. ને પરિણામે, પોતાની પ્રજાને એક સૈકામાં સાત કરોડમાંથી પચીશ કરોડની સખ્યાએ પહોંચાડવા ઝંખતો ને ભાવિ પ્રજાને સંસ્કારી, શિસ્તબદ્ધ, સશક્ત ને પ્રેમાળ બનાવવાની ભાવના સેવતો હીટલર જર્મન નારીને આજે પવિત્ર, પ્રેમાળ, ઘરરખ્ખુ, સંતાનશીલ ને સુન્દર બનવાનો આદેશ આપી રહ્યો છે.

સ્ત્રી–સ્વાતંત્ર્યના મધુર શબ્દ નીચે નારીને પોતાની જાળમાં ફસાવવા માગતા પુરુષો ઘણી વખતે સ્ત્રી સંબંધમા ઉપરોક્ત આદર્શો સેવનારને સ્વાર્થી પુરુષો કે સ્ત્રી–સુખના વિરોધીઓ તરીકે ઓળખાવી મનુના 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता' વાક્યને આગળ ધરે છે. પણ તેઓ ભૂલી જાય છે કે પૂજનનો અર્થ નારીને પુરુષના જેવી બનાવી તેને જગતની ઠોકરે ચડાવવાનો નથી

મંદિરમા મૂર્તિના આપણે પૂજન કરીએ છીએ, પણ તે મૂર્તિ સુવર્ણની હોઈ તેના ચોરાઈ જવાની બીકે, તેને આપણે જેમ જાહેર માર્ગ પર નથી મૂકી શકતા તેમ કુદરતના એક પવિત્ર સત્ત્વ તરીકે આપણે નારીપૂજન કરી શકીએ પણ તેના સૌન્દર્યને, તેની સુકુમારતાને ને તેની પવિત્રતાને જગતની લૂટના વિષય બનાવવાનો આપણને કોઈ અધિકાર નથી. પ્રજાનાં આરોગ્ય, શક્તિ, સુંદરતા, ને સંસ્કાર સ્ત્રીની પવિત્રતા અને સંતાન–ઉછેરની ફરજ પ્રત્યેની તેની એકતાનતાને આભારી છે તેની આડે આવનાર કે સંતાનો પાસેથી તેમની માતાના સતત સહવાસનું સુખ ઝૂંટવી લેનાર પુરુષો પ્રભુના ને પ્રજાના દ્રોહી છે સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ બજાવવામા નિષ્ફળ નીવડેલા પુરુષ જ સ્ત્રીને પુરુષના કઠોર માર્ગે વાળી શકે. એવા પુરુષો સ્ત્રીની એક પણ કુદરતી ફરજ પોતાને માથે ઓઢવા સિવાય પોતાની ફરજો સ્ત્રીને માથે લાદી રહ્યા છે.

# મુક્તિ

પંકજ

૧

'પ્રહરી!'

'શું છે?'

'કેટલા વાગ્યા છે?'

'ત્રીસ ઘટિકા થઇ છે!'

'શું સૂર્યાસ્ત થઈ ગયો!'

'હા.'

'હાય ભગવન, કેવા ભયંકર અંધકારમાં હું પડ્યો છું. દિવસનાં દર્શન નથી થતાં અને પ્રાતઃકાળની સૂચના પણ નથી મળતી. પ્રહરી, શું આનો અંત નથી?'

એક કર્કશ હાસ્ય કરીને પ્રહરી બોલ્યો, 'અંત! કેમ નહીં! મૃત્યુ એનો અંત અવશ્ય આણશે!'

પ્રહરીએ પુનઃ કર્કશ હાસ્ય કીધું. બંદીએ ઘૃણાથી મુખ ફેરવી લીધું. કાળકોટડીના ગહન અંધકારમાં એક ક્ષુદ્ર દીપક એક ખૂણામાં અંધકારની સાથે બાથ ભીડતો નજરે પડતો હતો. એક તરફ એક કામળ અને પાણીનું એક બેડું હતું. કાંસાની એક થાળી પ્રહરીના ભોજન માટે પડેલી દષ્ટિગત થતી હતી. ઓરડીને એકજ દ્વાર હતું અને તે લોખંડનાં મજબૂત બારણાંઓ વડે બંધ હતું. તે બારણામાં એક છિદ્ર હતું જેમાંથી બંદી પ્રહરી સાથે વાત કરતો હતો.

બંદી પોતાની કામળ પર પડ્યો અને નિદ્રાવશ થયો.

૨

શકોનાં ટોળાંએ ભારત પર આક્રમણ કર્યું હતું અને લાટમાં આવેલા તામ્રગિરિ અને મયૂરગિરિના દુર્ગો પર કબજો મેળવી લીધો હતો. પ્રતિષ્ઠાનના સાતવાહન વંશની સાથે હવે તેમની લડાઈ ચાલતી હતી. મયૂરગિરિના શાસક રૂદ્રદત્ત આભીરને શકોએ કાળ-કોટડીમાં પૂર્યો હતો. રૂદ્રદત્ત પ્રખર વીર અને સાતવાહનોનો જમણો હાથ ગણાતો હતો. તેના કારાવાસથી પ્રતિષ્ઠાનની રાજમાતા ગૌતમી પણ દુઃખી હતી પરન્તુ ઉપાય હતો નહીં. શકોનો એક સરદાર તે જ પ્રમાણે સાતવાહનોના હાથમાં કેદ હતો. પરંતુ શકો રૂદ્રદત્તને છોડવાની કોઈ પણ ભોગે ના પાડતા હતા. પોતાના સરદારને મૃત્યુદંડ મળશે તો રૂદ્રદત્ત પણ મૃત્યુ પામશે એમ ધમકીઓ પણ અપાઈ હતી.

૩

પ્રતિષ્ઠાનના મંત્રી મિત્રગુપ્ત બોલ્યા, 'ઇંદ્રસેન, એક ગુપ્તચર તરીકેની તારી બધી કીર્તિ આ કાર્યના સાધનમાં વિક્ષેપ પડવાથી ધોવાઈ જશે.'

જાહેરજીવન, રાજકારણ ને કચેરીઓમાં અટવાઈ ગયેલી સ્ત્રીઓને તેણે પાછી ગૃહ-મંદિરોમાં મોકલાવી દીધી છે. જર્મનીના સરકારી દફતરે આજે એક જ કાર્યકર્ત્રીનું નામ નજરે ચડે છે અને તે સ્ત્રી તે અગાઉની ફીલ્મસ્ટાર લેની રીફેન્સ્ટાલ. જર્મન ફીલ્મ-ઉદ્યોગમાં નીતિના આદર્શ જળવાઈ રહે તે જોવાને તેને એક અપવાદ તરીકે ગૃહિણીપદેથી મુક્તિ આપવામાં આવી છે. અને બીજી મુક્તિ તેવી યુવતીઓને આપવામાં આવે છે કે જેમની સેવાઓ જાસૂસી ખાતાને જરૂરી હોય.

નારી સંબધમાં પોતાનું આ આર્યદર્શન હીટલરે સર્વમુખત્યાર બનીને નથી કેળવ્યું બાલ્યવયથી જ તે નારીને એ દૃષ્ટિએ જોતો આવ્યો છે. કુમારવયે તેનાં પ્રવચનોમાં તે વારંવાર કહેતો કે, "સ્ત્રીઓને સન્માન આપવું, પણ તેમના પાસેથી પવિત્રતા, સંસ્કાર અને સેવાપરાયણતાની પૂરેપૂરી આશા રાખવી." તેના સદ્ભાગ્યે નારી સંબધમાં તેના આ દૃષ્ટિબિન્દુને ઝીલી લેનાર જ નહિ પણ પોતે પણ એવા જ દૃષ્ટિબિન્દુઓ ધરાવનાર તેજસ્વી સાથીઓ પણ તેને મળી ગયા છે. રોઝેનબર્ગ નારી સબધમાં, મનુની જેમ, 'સંરક્ષણ, પવિત્રતા ને પૂજન'નો આદર્શ ધરાવે છે. આરોગ્યખાતાનો પ્રધાન ડૉ૦ ફ્રીક સ્ત્રીની પવિત્રતાને રાષ્ટ્રનો પ્રથમ ધર્મ લેખે છે ને ડેપ્યુટી ચાન્સેલર હેર હેસના શબ્દોમાં 'ઘરરખ્ખુ, પ્રેમાળ ને સતાનની માતા' એ જર્મન સ્ત્રીનો આદર્શ છે.

આરોગ્ય ગણતરીએ સ્ત્રીની પવિત્રતા જેટલી જરૂરી છે એટલી જ હદે પ્રજાવૃદ્ધિ, કુટુંબોની સુખાકારી ને ભાવિ પ્રજાના વિકાસની ગણતરીએ સ્ત્રીઓ, કુટિલતાથી ભરેલાં રાજકારણ, નોકરી કે જાહેર જીવનમાંથી શાતિ મેળવી, ગૃહિણીધર્મ સાચવે, સુન્દરતાને ખીલવે અને સસ્કાર વિકસાવે એ પણ જરૂરી છે. ને પરિણામે, પોતાની પ્રજાને એક સૈકામાં સાત કરોડમાંથી પચીશ કરોડની સખ્યાએ પહોંચાડવા ઝંખતો ને ભાવિ પ્રજાને સંસ્કારી, શિસ્તબદ્ધ, સશક્ત ને પ્રેમાળ બનાવવાની ભાવના સેવતો હીટલર જર્મન નારીને આજે પવિત્ર, પ્રેમાળ, ઘરરખ્ખુ, સતાનશીલ ને સુન્દર બનવાનો આદેશ આપી રહ્યો છે.

સ્ત્રી-સ્વાતંત્ર્યના મધુર શબ્દ નીચે નારીને પોતાની જાળમાં ફસાવવા માગતા પુરુષો ઘણી વખતે સ્ત્રી સંબધમા ઉપરોક્ત આદર્શો સેવનારને સ્વાર્થી પુરુષો કે સ્ત્રી-સુખના વિરોધીઓ તરીકે ઓળખાવી મનુના 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता' વાક્યને આગળ ધરે છે પણ તેઓ ભૂલી જાય છે કે પૂજનનો અર્થ નારીને પુરુષના જેવી બનાવી તેને જગતની ઠોકરે ચડાવવાનો નથી

મદિરમા મૂર્તિના આપણે પૂજન કરીએ છીએ, પણ તે મૂર્તિ સુવર્ણની હોઈ તેના ચોરાઈ જવાની બીકે, તેને આપણે જેમ જાહેર માર્ગ પર નથી મૂકી શકતા તેમ કુદરતના એક પવિત્ર સત્ત્વ તરીકે આપણે નારીપૂજન કરી શકીએ પણ તેના સૌન્દર્યને, તેની સુકુમારતાને ને તેની પવિત્રતાને જગતની લૂટના વિષય બનાવવાનો આપણને કોઈ અધિકાર નથી પ્રજાના આરોગ્ય, શક્તિ, સુદરતા, ને સસ્કાર સ્ત્રીની પવિત્રતા અને સતાન-ઉછેરની ફરજ પ્રત્યેની તેની એકતાનતાને આભારી છે તેની આડે આવનાર કે સતાનો પાસેથી તેમની માતાના સતત સહવાસનું સુખ ઝૂટવી લેનાર પુરુષો પ્રભુના ને પ્રજાના દ્રોહી છે સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડેલા પુરુષ જ સ્ત્રીને પુરુષના કઠોર માર્ગે વાળી શકે. એવા પુરુષો સ્ત્રીની એક પણ કુદરતી ફરજ પોતાને માથે ઓઢયા સિવાય પોતાની ફરજો સ્ત્રીને માથે લાદી રહ્યા છે

---

# મુક્તિ

પંકજ

## ૧

'પ્રહરી!'

'શું છે?'

'કેટલા વાગ્યા છે?'

'ત્રીસ ઘટિકા થઇ છે!'

'શું સૂર્યાસ્ત થઈ ગયો!'

'હા.'

'હાય ભગવન, કેવા ભયંકર અંધકારમાં હું પડયો છું. દિવસનાં દર્શન નથી થતાં અને પ્રાતઃકાળની સૂચના પણ નથી મળતી. પ્રહરી, શું આનો અંત નથી?'

એક કર્કશ હાસ્ય કરીને પ્રહરી બોલ્યો, 'અંત! કેમ નહીં! મૃત્યુ એનો અંત અવશ્ય આણશે!'

પ્રહરીએ પુનઃ કર્કશ હાસ્ય કીધું. બંદીએ ઘૃણાથી મુખ ફેરવી લીધું. કાળકોટડીના ગહન અંધકારમાં એક ક્ષુદ્ર દીપક એક ખૂણામાં અંધકારની સાથે બાથ ભીડતો નજરે પડતો હતો. એક તરફ એક કામળ અને પાણીનું એક બેડું હતું. કાંસાની એક થાળી પ્રહરીના ભોજન માટે પડેલી દષ્ટિગત થતી હતી. ઓરડીને એકજ દ્વાર હતું અને તે લોખંડનાં મજબૂત બારણાંઓ વડે બંધ હતું. તે બારણામાં એક છિદ્ર હતું જેમાંથી બંદી પ્રહરી સાથે વાત કરતો હતો.

બંદી પોતાની કામળ પર પડયો અને નિદ્રાવશ થયો.

## ૨

શકોનાં ટોળાંએ ભારત પર આક્રમણ કર્યું હતું અને લાટમાં આવેલા તામ્રગિરિ અને મયૂરગિરિના દૂર્ગો પર કબજો મેળવી લીધો હતો. પ્રતિષ્ઠાનના સાતવાહન વંશની સાથે હવે તેમની લડાઇ ચાલતી હતી. મયૂરગિરિના શાસક રૂદ્રદત્ત આભીરને શકોએ કાળ-કોટડીમાં પૂર્યો હતો. રૂદ્રદત્ત પ્રખર વીર અને સાતવાહનોનો જમણો હાથ ગણાતો હતો. તેના કારાવાસથી પ્રતિષ્ઠાનની રાજમાતા ગૌતમી પણ દુઃખી હતી પરન્તુ ઉપાય હતો નહીં. શકોનો એક સરદાર તે જ પ્રમાણે સાતવાહનોના હાથમાં કેદ હતો. પરંતુ શકો રૂદ્રદત્તને છોડવાની કોઈ પણ ભોગે ના પાડતા હતા. પોતાના સરદારને મૃત્યુદંડ મળશે તો રૂદ્રદત્ત પણ મૃત્યુ પામશે એમ ધમકીઓ પણ અપાઈ હતી.

## ૩

પ્રતિષ્ઠાનના મંત્રી મિત્રગુપ્ત બોલ્યા, 'ઇદ્રસેન, એક ગુપ્તચર તરીકેની તારી બધી શક્તિ આ કાર્યના સાધનમાં વિક્ષેપ પડવાથી ધોવાઈ જશે.'

'દેવ, પણ એનો ઉપાય અસંભવિત દેખાય છે.'

'અસંભવિત શબ્દનું ઉચ્ચારણ ઇંદ્રસેનના મુખમાંથી આજે પ્રથમવાર સાભળુ છું.'

'દેવ, હું લાચાર છું. રુદ્રદત્ત તો મારા સ્વજનોમાંના મુખ્ય છે. શું હું તેમની મુક્તિની ચેષ્ટામાં કંઈ પણ બાકી રાખુ?'

મિત્રગુપ્ત થોડી વાર ચૂપ રહી બોલ્યા, 'જો ઇંદ્રસેન, આપણે રુદ્રદત્ત વગર કંઈ પણ કરી શકીએ તેમ નથી, માટે એની મુક્તિની ચેષ્ટા તો કરવી જ પડશે.'

ઇંદ્રસેન બોલ્યો, 'હવે તો તમે ઉપાય બતાવો તો કંઈ થાય!'

'વારુ! ઇંદ્રસેન, કાલે તારે મયૂરગિરિની તળેટીમાં એક આશ્રમ માંડીને એક ઋષિના રૂપમાં રહેવાનું છે.'

'એ માન્ય છે દેવ.'

'તારે એક પ્રખર કર્મકાંડી તરીકે જાહેર થવાની ધીમી ચેષ્ટા કરવાની છે. બાકીના આદેશો તને એક ગોવાળની મારફતે મળ્યા કરશે.'

'જેવી આજ્ઞા.'

૪

પ્રતિષ્ઠાનની શેરીશેરીએ રાજમંત્રીના પદત્યાગની વાત વીજળીવેગે પ્રસરી ગઈ. જનતામાં ગુપચુપ વાત થવા લાગી.

'ભાઇ, શું રાજમાતા ગૌતમી પણ કંઈ ન બોલ્યાં?'

'અરે મને તો લાગે છે કે શકોનાં ટોળાં પ્રતિષ્ઠાન પર ચડી આવશે. શિવ, શિવ, એઓની કઠોરતાનો અનુભવ હું સૌરાષ્ટ્રમાં કરી ચૂક્યો છું.'

'મિત્રગુપ્ત આચાર્યને તો પ્રતિષ્ઠાન ઘણું પ્રિય હતું એને મૂકીને કેમ ચાલ્યા ગયા?'

'મને કંઈ સમજણ પડતી નથી. આવા સારા મંત્રી હવે શકોને ત્યાં જરૂર જશે. न जाने किं भविष्यति!'

પ્રતિષ્ઠાનમાં નાગરિકોની મૂંઝવણનો અંત દેખાતો ન હતો.

૫

'પ્રહરી!'

'શું છે?'

'આ અવાજ શાનો થાય છે?'

'એ તો બંદીગૃહની દીવાલ એક બાજુ પડી ગઈ છે અને તેમાં થઈને બહાર પડતા વરસાદનો અવાજ આવે છે.'

'શું વર્ષાઋતુ શરૂ થઇ ગઈ?'

'હા, પણ તેથી શું?'

'શું! કંઈ નહીં! ફક્ત વિધાતાની વિચિત્રતાની કલ્પના કરતો હતો.'

'શું વિચિત્રતા દેખાઈ?'

'એજ કે એક વખત હું મયૂરગિરિનો શાસક હતો અને આજે બંદી છુ.'

પ્રહરી ચૂપ રહ્યો. તેની આંખો સામે ઉત્થાન અને પતનનો ઈતિહાસ તરી આવ્યો. થોડી વારે પ્રહરી બોલ્યો, 'જુઓ ભાઈ હું તમને એક ખાનગી સમાચાર કહું છું.'

'શું?'

'પ્રતિષ્ઠાનના રાજમંત્રી મિત્રગુપ્તદેવ પ્રતિષ્ઠાન છોડી શકોની તરફ ચાલી આવ્યા છે!'

'શું કહે છે?!'

'હા ખરી વાત છે.'

'અસંભવિત છે એ વાત. એની કલ્પના પણ હું કરી શકું તેમ નથી.'

'પ્રત્યક્ષ થશે એ કલ્પના! પણ યાદ રાખજો કે પ્રતિષ્ઠાન–નરેશનું બળ હવે ઘટી ગયું છે અને પોતાના વિજયના ઉપલક્ષ્યમાં અમે સર્વત્ર દેવાલય અને અતિથિશાળાઓ બંધાવીએ છીએ.'

'ઓહ! આ શું સાંભળું છું! લાટ! મારું પ્યારું લાટ! આજે તારી સ્વતંત્રતા ચિરકાળને માટે નષ્ટ થતી લાગે છે.'

બંદી એક નિસાસો નાંખી કામળ પર પડ્યો.

૬

'મહારાજ શકાધિપ નહપાણ! હું ઘણો પ્રસન્ન છું, કે તમે મારી કુટિરને પાવન કીધી છે.' ઋષિ બોલ્યા.

'ભગવાન, આ મિત્રગુપ્ત આચાર્યને લીધે મને આપના અહીં હોવાની ખબર પડી. દર્શનથી અત્યંત આનંદ થયો.'

'એ આપનો અનુગ્રહ છે. તમારા જેવા રાજવીઓનું રાજ્ય ચિરકાળ હોવું ઘટે છે.'

'ભગવાન, મેં સાંભળ્યું છે કે આપે પ્રતિષ્ઠાન–નરેશને એક યજ્ઞ કરવા કહ્યું હતું જેથી તેમનું રાજ્ય ચિરકાળ સુધી રહે!'

'મૂર્ખ છે એ ગૌતમીપુત્ર! મહારાજ, યજ્ઞ કરવાની શક્તિ હોવી જોઈએ તથા એને માટે ત્યાગની પણ ભાવના જોઈએ.'

'હા એ વાત સત્ય છે!'

'મહારાજ, એક વણિકની માફક હિસાબ રાખવાથી યજ્ઞ થતો નથી: એને માટે તો રાજભંડાર ખુલ્લા હોવા જોઈએ તથા પોતાનું રક્ત રેડનાર બાહોશ વીરો હોવા જોઈએ.'

'દેવ, પ્રભુકૃપાથી બધું છે. આપ કૃપા કરી મારે માટે એ યજ્ઞ કરવાની શીઘ્રતા કરો.'

'મહારાજ, એ યજ્ઞમાં મુખ્ય વસ્તુ એક બત્રીસ–લક્ષણા નરના બલિનું છે!'

'તે કેમ થશે!'

'મારી જાણમાં તો બત્રીસ–લક્ષણા બેજ છે: પ્રતિષ્ઠાનનો ગૌતમીપુત્ર અને મયુરગિરિનો રૂદ્રદત્ત. પરંતુ ગૌતમીપુત્રને જેવી લક્ષ્મી વ્હાલી છે તેવોજ પ્રાણ પણ વ્હાલો છે. રૂદ્રદત્તે પોતાના પ્રાણ સાતવાહન માટે પાથરવાની સ્પષ્ટ ના પાડી છે.'

'વારુ દેવ, રૂદ્રદત્તને નહપાણને માટે પ્રાણ પરાણે પાથરવા પડશે.'

'અસ્તુ! મૂર્ખ સાતવાહન હવે તું જોઈ લેજે!'

૭

'આજે મેં એક ભયંકર સ્વપ્નું જોયું છે!'

'જોયું હશે, હવે તમારું લોહી જ્યારે યજ્ઞમાં રેડાશે ત્યારે એ સ્વપ્નું ભૂલાઈ જશે.'

'શું! મારું લોહી યજ્ઞમાં રેડાશે!'

એક વ્યંગ કરી પ્રહરી બોલ્યો, 'સાતવાહનના યજ્ઞમાં લોહી તમારાથી ન રેડાયું પણ નહપાણના યજ્ઞમાં તો પરાણે રેડવું પડશે.'

'પ્રહરી, મને કાંઇ સમજણ પડતી નથી.'

'સમજણ ક્યાંથી પડે! એ તમારા મિત્રગુપ્તદેવનાં કારસ્થાન છે. નરમેધ-પર્વ શકોની ચિરસ્થાયી કીર્તિને માટે કરવામાં આવશે અને તેમાં રક્ત રેડાશે બત્રીશ-લક્ષણા રૂદ્રદત્ત આભીરનું!'

'શું શકોની કીર્તિ મારા રક્ત રેડાવાથી અક્ષુણ્ણ રહેશે?'

'હા. અને હવે તો એક પંખવાડિયા સુધી તમારો સારો આદરસત્કાર પણ થશે. જુઓ પેલા મુખ્ય રક્ષક આવ્યા!'

મુખ્ય રક્ષકે આવીને દ્વાર ખોલ્યું અને બોલ્યો, 'રૂદ્રદત્તદેવ, આપ મારી સાથે ચાલો.'

૮

શકાધીશ નહપાણ ઘણા જ ઉત્તેજિત હતા. તેઓ એક દૂતની સાથે વાતો કરતા હતા.

'મહારાજ, યજ્ઞમાંથી સર્વેની દૃષ્ટિ સમક્ષ રૂદ્રદત્ત પલાયન કરી ગયો. અમે તેની પૂંઠ પકડવા જઈએ તે પહેલાં દર્શક રૂપે આવેલા આભીરોએ ખૂબ ધાંધલ કરી મૂકી અને સૈનિકો જેમ ભીડને વિખેરવા ઇચ્છતા તેમ તેમ તે વધતી જતી હતી.'

'ખરેખર એ ઘણો જ ચાલાક છે અને મિત્રગુપ્તની ખામી પ્રતિષ્ઠાનમાં એ પૂરી પાડશે'

એકાએક એક ગુપ્તચર આવીને બોલ્યો, 'મહારાજ, અમાત્ય મિત્રગુપ્તદેવનો પત્તો નથી અને યજ્ઞના આચાર્ય પણ ભીડમાં અદશ્ય થઇ ગયા.'

'શું કહે છે!'

બીજા ગુપ્તચરે આવી કહ્યું, 'મહારાજ, પ્રતિષ્ઠાનની સેના પંચવટીની પાસે આવી પહોંચી છે.'

નહપાણ એક ક્ષણ ચૂપ બેઠો. એકાએક તે બોલી ઊઠયો, 'બસ, હવે યુદ્ધ વગર બીજો ઈલાજ નથી, સેનાપતિને બોલાવો.'

સેનાપતિ આવીને મહારાજને નમ્યો અને બોલ્યો, 'દેવ, તમારા કોષાધ્યક્ષ કહે છે કે રાજભંડારની લક્ષ્મી દેવાલયો બંધાવવામાં વપરાઈ ગઈ છે અને હવે સેનાને આપવાને યોગ્ય ધન નથી.'

પોતાની કીર્તિની અક્ષુણ્ણતાને માટે રૂદ્રદત્તનું રક્ત રેડવાની આશા સેવનાર શકાધિપને પોતાનું રક્ત રેડવાથી પણ શકોની શ્રીની રક્ષા થતી લાગી નહીં.

૯

'ઇંદ્રસેન, તેં ખરેખર સાતવાહનોની કીર્તિ અક્ષુણ્ણ રાખી છે. મિત્રગુપ્તદેવ, આજે સમસ્ત આર્યાવર્ત ઉત્સવમગ્ન છે અને શકોના પરાજયના ઉપલક્ષ્યમાં જે નવો સંવત ચાલુ થાય છે તેમા તમારૂં કાર્ય ઉત્તમ ગણાશે.' સમ્રાટ શકારિ વિક્રમાદિત્ય ગૌતમીપુત્ર સાતકર્ણિ બોલ્યા.

રૂદ્રદત્ત બોલ્યો, 'સમ્રાટ, આજે મારા તામ્રગિરિ અને મયૂરગિરિની પુર્નઃ સ્વતંત્રતા જોવાનું ભાગ્ય જો મને મળ્યું હોય તો તેને માટે હું ઇંદ્રસેન અને આચાર્ય મિત્રગુપ્તદેવનો આભારી છુ.'

'સમ્રાટ વિક્રમાદિત્યની જય'ના જયઘોષો ચાલુ હતા અને ભરૂકચ્છના કોટના પરકોટા પર અસંખ્ય દીપમાલિકાઓ એ વિજયની સૂચના સર્વેને આપતી હતી.

નર્મદાનાં નીર પણ સ્વતંત્ર ભારતના ઉલ્લાસમાં ભાગ પડાવવાની ચેષ્ટા કરતાં ભરૂકચ્છના દુર્ગે નીચે કલ્લોલ કરતા હતાં.

———o———

# પ્રેમાનંદકૃત 'મામેરું'

## અને વિષ્ણુદાસકૃત 'મોસાળું'

(એક તુલના)

ભોગીલાલ જ. સાંડેસરા

આપણા સાહિત્યમાં જેમ શામળના તેમ પ્રેમાનંદના અનેક પુરોગામીઓ થઈ ગયા છે અને એ બંને કવિઓ પૂર્વકાલના વાર્તાકારો તેમજ આખ્યાનકારોના અનેક રીતે ઋણી છે, એ તો હવે પુરવાર થઈ ગયેલી હકીકત છે. શામળ કે પ્રેમાનંદની મર્યાદાઓ કે વિશેષતાઓ સમજવા માટે તેમની પોતાની કૃતિઓના અભ્યાસની જેટલી અગત્ય છે તેટલી જ અગત્ય તેમના પુરોગામીઓના અભ્યાસની પણ છે. આ દૃષ્ટિએ પ્રેમાનંદના 'મામેરા' સાથે તેના એક પુરોગામી વિષ્ણુદાસના એ જ વિષય પરના કાવ્યની સંક્ષેપમાં તુલના કરવી ધારી છે.

વિષ્ણુદાસ ઉપરાંત બીજાઓએ પણ આ જ વિષય પર આખ્યાનો લખ્યાં છે. 'મામેરા'ના કથાનાયક નરસિંહ મહેતાએ પોતે જ લખેલું 'કુંવરબાઈનું મામેરું,' ભક્ત કવયિત્રી મીરાંબાઈનું 'નરસિંહજી કા માયરા' તથા પાટણનિવાસી કવિ વિશ્વનાથ જાનીનું 'મોસાળા ચરિત્ર' એ ત્રણેની ચોક્કસ અસરો પ્રેમાનંદ ઉપર પડેલી છે. આ ઉપરાંત કૃષ્ણદાસ, ગોવિંદ અને તુલસીદાસ એ પોતાના પુરોગામીઓનાં મામેરા પરનાં કાવ્યો પ્રેમાનંદે જોયાં હશે. પ્રેમાનંદના સમકાલીન હરિદાસે પણ મામેરું લખ્યું છે. આ ઉપરાંત મોતીરામ, વિષ્ણુ (નાગર વિષ્ણુદાસથી ભિન્ન) તથા છેક છેલ્લે કવિ દયારામે પણ આ જ વિષય ઉપર કલમ ચલાવી છે; પરન્તુ એ બધી કૃતિઓનું સમગ્ર અવલોકન ભવિષ્યની કોઈ અનુકૂળતા ઉપર મુલતવી રાખી અત્યારે તો વિષ્ણુદાસકૃત 'મોસાળું' અને પ્રેમાનંદકૃત 'મામેરું' એ બે કાવ્યો પૂરતો જ પ્રસ્તુત વિષયને મર્યાદિત કર્યો છે.

વિષ્ણુદાસ ખંભાતનો નાગર હતો. તેનું 'મોસાળું' ક્યારે રચાયું એની સાલ મળતી નથી, પણ એનાં બીજાં કાવ્યોની રચ્યાસાલ સં ૧૬૨૪થી માંડી ૧૬૮૧ સુધીની મળે છે, એ જોતાં 'મોસાળું' પણ એ વર્ષો દરમ્યાન રચાયું હશે. આમ વિષ્ણુદાસની આ કૃતિ પ્રેમાનંદના 'મામેરા'થી સહેજે અર્ધી-પોણી સદી પૂર્વે લખાઈ હશે.

પ્રેમાનંદ અને વિષ્ણુદાસની કૃતિઓના સ્વરૂપમાં એક મૂળભૂત તફાવત છે. પ્રેમાનંદનું કાવ્ય પ્રમાણમાં વિસ્તૃત કહી શકાય તેવું—લગભગ ૬૫૦ પંક્તિઓનું છે, જ્યારે વિષ્ણુદાસની કૃતિમા પૂરી દોઢસો પંક્તિઓ પણ નથી. આ એક કારણ તો ખરું જ, પણ તે સિવાય, પ્રેમાનંદની રસદૃષ્ટિ કે કવિત્વની વાત જવા દઈએ તો પણ સામાન્ય કવનશક્તિનોયે વિષ્ણુદાસમાં અભાવ દેખાય છે, એટલે કથારસ તેમજ કાવ્યતત્ત્વ એ બેમાંથી એકે રીતે આ કૃતિઓની તુલના કરવી એ રાજા સાથે ભિખારીની તુલના કરવા બરાબર છે.

દોઢસો પંક્તિની નાનકડી કૃતિમાં વિષ્ણુદાસને માત્ર કથાનક જ કહી દેવાની ઉતાવળ હોય એવું લાગે છે. જુદા જુદા પ્રસંગો કે વર્ણનો ખિલવવાની અથવા પાત્રોના વ્યક્તિત્વનું નિરૂપણ કરવાની તેને ફુરસદ નથી—કહો કે શક્તિ પણ નથી. આમ છતાં વિષ્ણુદાસમાં વિચારો, પ્રસંગો અને વર્ણનોનાં એવાં કેટલાંક રસબીજ છે, જેને પ્રેમાનંદે ખિલવ્યાં છે.

ઉભય કૃતિઓમાં લગભગ સમાન રૂપે જ દેખાતા આવા ફકરાઓનું અવલોકન જરૂરી છે.

મામેરાની કંકોતરી લઈ કુંવરબાઇને પિયર જતા ખોખલા પંડ્યા સાથે કુંવરબાઈ સંદેશો કહેવરાવે છે, તે વિષ્ણુદાસે નીચે મુજબ બે પંક્તિઓમાં મૂકયો છે:—

જે કહું તે પંડ્યા કહેજો સાચ, જઈ કહેજો મારા તાતને વાત;
જો તમારે હોય મોસાળાની પેર, તો તમે આવજો મારે ઘેર.

સરખાવો આ સાથે પ્રેમાનંદની પંક્તિઓ—

ત્યાં બે દહાડા પરણા રહેજો, મહેતાને સમજાવી કહેજો;
કાંઈ મોસાળું સારૂં લાવજો, સંપત હોય તો હાં આવજો.

ત્યાર પછી,

મેતેજીએ કરી મોસાળાની ચાલ, કરે બાંધી સવાશેરની તાલ;
પીઆરા બળદ પીઆરી જોતરી, માગી તાગી મહેતે વેહેલ જોતરી.

એમાં નરસિંહની સુપ્રસિદ્ધ ખડખડપાંચમ વહેલના વર્ણનનું રસબીજ દેખાય છે ખરું, પણ વિષ્ણુદાસને એમાં રહેલી શક્યતાઓનો ખ્યાલ નથી. એની કંઈક ખિલવણી વિશ્વનાથ જાનીએ કરી છે, પણ એક અત્યુત્તમ સ્વભાવોક્ત વર્ણનના રૂપમાં તો તે પ્રેમાનંદમાં જ જોવા મળે છે.

ઝાઝા માકણ, ઝાઝા જુઆ, ત્યાહાં મેતાના ઉતારા હુઆ.

એ સુપ્રસિદ્ધ પંક્તિ તો પ્રેમાનંદે લગભગ એમને એમ વિષ્ણુદાસમાંથી જ ઉપાડી લીધી છે.

સાસરિયાંના મહેણાંથી પીડાતી કુંવરબાઇ મોસાળું કરવા આવેલા પોતાના અવ્યવહારૂ હરિભક્ત પિતાના વર્તનથી ખેદ પામી પોતાની માતાને સંભારે છે, એ પ્રસંગમાં પણ વિષ્ણુદાસની કૃતિની પ્રેમાનંદ ઉપર સારી અસર થયેલી છે—

મા વિના આણુ પીઆણુ કાણુ કરે, મા પંહેલું છોરૂં રો ન મરે.
જલ વછોઈ જેમ માછલી, મા વિના કુંવરબાઈ તેમ એકલી.
ધેડો ભાગે જેમ ટીકરી, મા ગેલી મરજો દીકરી.
દીપક તેલ વિના ઝાખા તેજ, માત વિના તેમ બાપના હેજ;
ઘૃત વિના જેમ લુખા અન્ન, માત વિના તેમ બાપના મંન
મા મોઈ તારે બાપ ચોરીએ ગયા, મા વિના સંસાર સુનો ગયો.

આમ કહી કુંવરબાઈ પાછી વળે છે ત્યાં—

એવું કહી કુંવરબાઈ પાછી વળી, વારે નણદૂલી સામી મળી;
ભાભી તમારા બાપ ભલે આવીઆ, અમને મોસાળું શું લાવીઆ.
હાથમાં તાલ ને ગાતો ફરે, તે મોસાળું અમને શું કરે?
કારે નણદૂલી એવા મેણા મ, જેવો તેવો મારો બાપ જીવતો રહો.

એ અવતરણમાંના કેટલાક વાક્યખંડો પણ પ્રેમાનંદમાં જેમના તેમ મળે છે.

પછી કુંવરબાઇ મહેતાજીના કહેવાથી ઘરડાં સાસુ પાસે જોઈતી વસ્તુઓની ટીપ કરાવે છે ત્યારે—

આગળ પાછળના વરડા બે, કાગળમાં લખાવો તેહ;
લાવનારા હતા તે ડાવા શું આવીયા, દાદાજી સરોવર માહે બે પાણીઆ.

એમ સોનાના બે પત્થરવાળા પ્રસંગનું મૂળ પણ વિષ્ણુદાસમાં મળે છે.

ઉના પાણીના સમોવણનો તથા મહેતાજીએ કરેલી પ્રાર્થનાનો પ્રસંગ વિષ્ણુદાસમાં છે, વિશ્વનાથમાં પણ છે. પ્રેમાનંદમાં પણ નરસિંહ મહેતાની એ પ્રસંગની તેમજ મામેરા વખતની પ્રાર્થના ઘણી મળતી આવે છે.

શ્રીકૃષ્ણ દામોદર દોશીના વેષે આવી મામેરૂં કરે છે, કોઇએ સ્વપ્ને પણ નહીં કલ્પી હોય એટલી સમૃદ્ધિ નાગરની નાતમાં વહેંચાય છે. નાગર સ્ત્રીઓને વસ્ત્રની ભેટ અપાય છે, તે પ્રસંગનું વિષ્ણુદાસે જે વર્ણન કર્યું છે, તેની ગાઢ છાયા પ્રેમાનંદ ઉપર પડી હોય એમ જણાય છે:

કાળું કરમાદેને આપીઇ ઘોળું ધનાદેને આપીઇ;
નીલું નીલાદેને આપીઇ પીળું પ્રેમલદેને આપીઇ.

કામ કરનારી દાસીઓને પણ—

તેજુડીને સેંથે સોનાની સેર, મચકા કરતી આવે ઘેર;
ગોમતીને ગોફણે ઘુઘરી, લેવા મળી છે સર્વ સુન્દરી.

પછી—

કુંવરબાઇને કલપેરનું ધાર, અપાર ચુંદડી રેલ અપાર.

છેવટે, પોતાની બાળકપુત્રી નાનબાઇને કાપડું ન મળ્યું તે માટે કુંવરબાઇની નણંદ રિસાય છે, તથા શ્રીકૃષ્ણ કાપડું આપે છે, એ પ્રસંગ પણ વિષ્ણુદાસમાં નીચે પ્રમાણે મળે છે—

નણંદની નાનકડી નાનબાઈ નામ, તેને કાપડું આલવાનો ઠામ;
પૂરનારો તો પૂરી ગયો, નરસહી એતો બેસીયો.

× × ×

શ્રીહરિનું મંદિર ઉઘાડીઉં, બાળીનું કાપડું ઉપરથી પડ્યું;
લઈ નાનબાઈ આગળ ધર્યું.

'મામેરા' વિષેની આ ચર્ચા તો માત્ર નમૂનારૂપ છે. પ્રેમાનંદનાં બીજાં લગભગ બધાં આખ્યાનકાવ્યો બાબતમાં પણ આ જ સ્થિતિ છે. પરન્તુ એથી કંઇ પ્રેમાનંદ ઉપર સાહિત્યચોરી–તફડંચીનો આરોપ ન મૂકાય. એમ તો શેક્સપિયર, કાલિદાસ અને ભવભૂતિ જેવાને પણ સાહિત્યચોરની પંક્તિમાં મૂકવા પડે: 'દર્શનિકા' ની પ્રસ્તાવનામાં કવિશ્રી ખબરદારે કહ્યું છે તેમ, 'સર્જક તો સદા લૂંટતો જ આવ્યો છે.' પરન્તુ એ લૂંટેલી–આગન્તુક અને વિપ્રકીર્ણ સામગ્રીને તે આત્મસાત કરે છે, અને પોતાની પ્રતિભાના રસાયનથી રસી તેનું નવનિર્માણ કરે છે, એજ એના સર્જનની વિશિષ્ટતા. અહીં પણ પ્રેમાનંદે તેના પુરાગામીઓમાંથી ઘણું લીધું છે, પરન્તુ તેમ છતાંએ, કૃષ્ણભક્તિમાં વિવશ ભક્તરાજ નરસિંહ, અઢારમી સદીના ધનાઢ્ય ગુજરાતી વાણિયાનું પ્રતીક દામોદર દોશી, ઘડીમાં સાસુરિયાંનાં મેણાંથી દુભાતી ને બળતી તેમ ઘડીમાં પિતાની ભક્તિમાં શ્રદ્ધા રાખતી દીન કુંવરબાઈ, વઢકણી નણંદ કે લારેખમ સાસુ એમાંનું કોઇ પણ પાત્ર પૂર્વકાળની કોઇ રચનામાં નથી. એજ પ્રમાણે નાગરોની મશ્કરીની કલા કે ભક્તિની સિદ્ધિનું આવું ઉષ્માભર્યું વર્ણન કરવાનું બીજા કોઇને સૂઝયું નથી. આખાયે કાવ્યમાં અણંગ સૂત્રની માફક પરોવાતો ભાવના અને વ્યવહારના વિસંવાદનો દોરો, અને લાક્ષણિક ગુજરાતી વાતાવરણ એ પણ અન્ય કોઇમાં નથી. પ્રેમાનંદની રસિક લોકાનુરંજક શૈલી, રસસિદ્ધિ તથા પ્રમાણવિવેક એ તો આપણા આખ્યાનકારોમાં અદ્વિતીય છે. આમ હોવાને લીધે જ પ્રેમાનંદ સતત બે સૈકાઓ સુધી લોકહૃદયનો અધિષ્ઠાતા રહ્યો, અને હજીયે ગુજરાતી સાહિત્યમાં તેનું સ્થાન ચિરંજીવ છે જ, જ્યારે વિષ્ણુદાસ જેવા તેના કુડીબંધ પુરોગામીઓ હવે તો માત્ર થોડાક ધૂળધોયાઓનાં જ અભ્યાસનો વિષય બની ગયાં છે.

———o———

સાચા કે ખોટા—પણ સેવેલા આદર્શ પાછળ ફકીરી અપનાવનાર ને પરનું ને પોતાનું લોહી રેલાવનાર વીર—

# ટ્રોટસ્કી

ચીમનલાલ

[ ગતાંક પૃ ૨૫૫ થી ચાલુ ]

૧૯૦૭માં ટ્રોટસ્કી લંડનમાં મળેલી ક્રાન્તિકારીઓની પરિષદમાં ભાગ લેવાને ગયો. ત્યાં તેને જગવિખ્યાત વાર્તાકાર ગોર્કી ને તેની સહચારિણી વિદુષી નટી સાથે મૈત્રી બંધાણી. એ પ્રસંગે, રાજસત્તાઓ કબજે કરવાનાં સ્વપ્ન સેવતા આ ક્રાંતિકારીઓની આર્થિક સ્થિતિ એટલી કંગાળ હતી કે તેમાંના કોઈની પાસે પોતપોતાને દેશ પાછા ફરવા પૂરતા પૈસા પણ નહોતા. આ પ્રસંગે એક અંગ્રેજ ક્રાંતિપ્રેમીએ તેમને ત્રણ હજાર પાઉન્ડ ધીર્યા અને બધા ક્રાન્તિકારીઓની સહી સાથે પહોંચ લખાવી લીધી. જ્યારે ક્રાન્તિ સફળ નીવડી ને રશિયામાં બોલ્શેવિક શાસન સ્થપાયું ત્યારે પૂરતાં નાણાં આપીને આ પહોંચ પાછી મેળવી લેવામાં આવેલી.

લંડન છોડયા પછી ટ્રોટસ્કી જર્મની, સ્વીઝર્લૅન્ડ, ડેન્માર્ક વગેરે સ્થળે ફર્યો. ડેન્માર્કમાં તેને લેનીનનો ભેટો થઇ ગયો ને તે પ્રસંગે બંને વચ્ચેનો વિખવાદ વધારે ઉગ્ર બન્યો. આ પછી ટ્રોટસ્કીએ આવા વિખવાદોથી દૂર રહેવાને સ્થાયી જીવન સ્વીકાર્યું ને પોતાની પત્ની સાથે તેણે વિયેનામાં થાણું નાખ્યું ત્યાં વસ્યા પછી તરત જ તેણે જોફે નામે શ્રીમંતની મદદથી પ્રવદા* (સત્ય) નામે એક પાક્ષિક-પત્ર શરૂ કર્યું. તેમાં તેણે દર્શાવેલી સ્વતંત્ર વિચારશ્રેણીને પ્રો. મીલ્યુકોફે 'ટ્રોટસ્કીઝમ' નામથી નવાજી.

૧૯૧૪ માં મહાયુદ્ધનાં મંગલાચરણ થતાં તે કુટુંબ સાથે વિયેનાથી ભાગીને સ્વીઝર્લૅન્ડ પહોંચ્યો. ત્યાંથી તેણે મહાયુદ્ધ સંબંધમાં એક પુસ્તિકા બહાર પાડી. અમેરિકામાં આ પુસ્તિકાએ એટલું આકર્ષણ જમાવેલું કે પ્રેસીડેન્ટ વીલસને તેનો ત્વરિત અભ્યાસ કરવાને પ્રકાશક પાસેથી એના પ્રૂફ મગાવેલાં. પણ પાછળથી એ પુસ્તિકા પર જગતભરમાં પ્રતિબંધ મૂકવામાં આવ્યો. એ સંબંધમાં ટ્રોટસ્કીએ કહેલું કે, 'પુસ્તકોને પણ પોતપોતાનાં સ્વતંત્ર ભાગ્ય હોય છે.'

૧૯૧૫માં તે એક પત્રના પ્રતિનિધિ તરીકે ફ્રાંસ પહોંચ્યો પણ ફ્રાંસ આ યુદ્ધમા ઝાર સાથે મૈત્રી ધરાવતું હતું અને ટ્રોટસ્કી ઝારવિરોધી લેખો લખતાં જરીકે આંચકો ન ખાતો. પરિણામે ફ્રાંસે તેને દેશપાર કર્યો. ઇંગ્લાંડ, ઇટલી ને સ્વીઝર્લૅન્ડે પણ તેના સામે પ્રતિબંધ મૂક્યો. છેવટે તે સ્પેન પહોંચ્યો, પણ ત્યાં પણ તેને કેદ કરવામાં આવ્યો ને તરતજ તેને, કુટુંબ સાથે, ન્યુયોર્ક–અમેરિકા જતી સ્ટીમરમાં ચડાવી દેવામાં આવ્યો.

* પાછળથી તે પત્ર દૈનિક બન્યું; ને વર્તમાન જગત તેને રશિયન સરકારના સત્તાવાર વાજિંત્ર તરીકે પિછાને છે.

ન્યુયોર્કમાં તેણે માસિક પચાસ રૂપિયાના ભાડે એક ઘર રાખ્યું. ઘરમાલિકના નોકરને તેણે પોતાનો કેટલોક સામાન સોંપ્યો ને ત્રણ મહિનાનું ભાડું અગાઉથી ચૂકવી આપ્યું. એજ રાત્રે તે નોકર ઘરભાડાંની રકમ ને હાથ લાગેલ બીજી માલમતા લઇ નાસી ગયો. પણ આ ઉઠાઉગીરીમાં તે એવી મિલ્કત લઇ ગયો—જે ઘરમાલિકની હતી, ને એવાં ભાડાં લઇ ગયો—જેની પહોંચ ઘરમાલિકની વતી આપી દેવાણી હતી. ટ્રોટસ્કીને પહોંચ ન આપેલ હોઇ તેનો સામાન ને ભાડું તે એક પેટીમાં મૂકતો ગયેલ. આ પ્રસંગે ટ્રોટસ્કીને અમેરિકન ઠાવકાંઓનાં હૃદયનો ખ્યાલ કરાવ્યો.

ન્યુયોર્કમાં ટ્રોટસ્કીએ અલ્પ સમયમાંજ તેજસ્વી લેખો ને પ્રેરક ભાષણોથી નામના મેળવી. ને 'નોવી મીર' નામે એક સમાજવાદી પત્રના તંત્રીમંડળમાં તેને સ્થાન મળ્યું.

આ અરસામાં રશિયામાં ભયંકર બળવો ફાટી નીકળ્યો ને ઝારનું ખૂન કરીને સમાજવાદીઓએ રાજતંત્ર કબજે કર્યું. ટ્રોટસ્કીએ તરતજ રશિયા પહોંચવાનો નિર્ણય કર્યો, ને મહાયુદ્ધ ચાલુ છતાં કુટુંબ સાથે તે યુરોપ જતી સ્ટીમર પર ચડયો. રસ્તે હેલીફેક્સ બંદરે બ્રિટનના દરિયાઇ સત્તાધીશોએ સ્ટીમર પરના ઉતારૂઓની કડક તપાસ આદરી. આ વખતે બીજા ઉતારૂઓએ ઇંગ્લાંડના મંત્રીઓ પર વિરોધના તાર મોકલાવ્યા. પણ ટ્રોટસ્કીએ કહ્યું, 'ચૂડેલ પાસે ડાકણની ફરિયાદ કરવાનો કંઇ અર્થ નથી.'

બંદરના ખલાસીઓએ તેને ચોરની જેમ બળજબરીથી પકડી રાખ્યો. ને તેના કુટુંબને ત્યાંજ રાખી, તેને એમ્હર્સ્ટમાંના જર્મન કેદીઓના કેમ્પમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તેની ભયંકર તપાસ ચલાવીને તેને કેદીઓના કેમ્પમાં પૂરી દેવામાં આવ્યો. તેનાં સ્ત્રી-સંતાને પણ કેદમાં ધકેલાયાં. આ પ્રસંગે ન છૂટકે તેણે બ્રિટનના મહામંત્રીને ને રશિયન સત્તાધીશોને તાર કર્યા પણ એક તાર પહોંચાડવામાં ન આવ્યો. અંતે થોડાક દિવસ પછી તેને કુટુંબ સાથે અચાનક છોડી મૂકવામાં આવ્યો. પણ ઉપરોક્ત વર્તને તેના બ્રિટન પ્રત્યેના રોષમાં ઉમેરો તો કર્યો જ.

આ પ્રકારની રોમાંચક મુસાફરીને અંતે તે પેટ્રોગ્રેડ આવી પહોંચ્યો. ત્યાં પ્રજાએ તેને હર્ષથી વધાવી લીધો. પણ રશિયા આ વખતે બોલ્શેવિક, મેન્શેવિક, શોશ્યાલિસ્ટ, ડેમોક્રેટીક વગેરે અનેક પક્ષોમાં વ્હેંચાઇ ગયું હતું. એક પક્ષે તેને પેટ્રોગ્રેડ-સોવિયેટનો પ્રમુખ નીમ્યો તો બીજા પક્ષે તેને કેદમાં ધકેલી દીધો. એ સમયે સમાજવાદી તંત્રના અગ્રણી માર્કોને તેની મદદે આવી તેને છોડાવ્યો ને તેને રશિયાના પરદેશમંત્રીનું પદ સોંપ્યું. પણ મંત્રીપદની ચાવીઓ તેને ન સોંપાણી. આ સંયોગોમાં ટ્રોટસ્કીએ વિવિધ પક્ષોમાં ફેલાયલી અંધાધૂંધી જોઇ પ્રજાપ્રિય લેનીનના બોલ્શેવિક પક્ષમાં ઝૂકાવ્યું.

આ અરસામાં દરેક પક્ષ એકબીજાને તોડવા મથતો હતો. સત્તાધીશ પક્ષે બોલ્શેવિક અગ્રણીઓને 'જર્મન-જાસૂસો' નો ઇલકાબ આપ્યો. આ સાંભળી પ્રજાના કેટલાક વર્ગો ઉશ્કેરાઇ ગયા ને તેમાં માર્કોનનું ખૂન થયું. ખેતીવાડી ખાતાનો પ્રધાન ચર્નોવ પણ ટ્રોટસ્કીના વચ્ચે પડવાથી પ્રજાના લોહી-ભૂખ્યા પંજામાંથી મુશ્કેલીએ બચ્યો. ટ્રોટસ્કીના ઘરમાં આવેલા એક અમલદારે ઉપરોક્ત ઇલ્કાબનું ઉચ્ચારણ કરતાં જ ટ્રોટસ્કીનાં છોકરાંઓએ તેને છરી-ટેબલથી કૂટી માર્યો. બીજે સ્થળે પણ એવા અમલદારોને માર ખાવો પડયો.

બોલ્શેવિકપક્ષે આ રીતે પ્રજાબળની વિશેષતા જણાતાં બીજા પક્ષો ઉગ્ર ને એકત્ર

સાચા કે ખોટા—પણ સેવેલા આદર્શ પાછળ ફકીરી અપનાવનાર ને પરશુ ને પોતાનું લોહી રેલાવનાર વીર—

# ટ્રોટસ્કી

ચીમનલાલ

[ ગતાંક પૃ. ૨૫૫ થી ચાલુ ]

૧૯૦૭માં ટ્રોટસ્કી લંડનમાં મળેલી ક્રાન્તિકારીઓની પરિષદમાં ભાગ લેવાને ગયો. ત્યાં તેને જગવિખ્યાત વાર્તાકાર ગોર્કી ને તેની સહચારિણી વિદુષી નટી સાથે મૈત્રી બંધાણી. એ પ્રસંગે, રાજસત્તાઓ કબજે કરવાનાં સ્વપ્ન સેવતા આ ક્રાંતિકારીઓની આર્થિક સ્થિતિ એટલી કંગાળ હતી કે તેમાંના કોઈની પાસે પોતપોતાને દેશ પાછા ફરવા પૂરતા પૈસા પણ નહોતા. આ પ્રસંગે એક અંગ્રેજ ક્રાંતિપ્રેમીએ તેમને ત્રણ-હજાર પાઉન્ડ ધીર્યા અને બધા ક્રાન્તિકારીઓની સહી સાથે પહોંચ લખાવી લીધી. જ્યારે ક્રાન્તિ સફળ નીવડી ને રશિયામાં બોલ્શેવિક શાસન સ્થપાયું ત્યારે પૂરતાં નાણાં આપીને આ પહોંચ પાછી મેળવી લેવામાં આવેલી.

લંડન છોડ્યા પછી ટ્રોટસ્કી જર્મની, સ્વીઝર્લૅન્ડ, ડેન્માર્ક વગેરે સ્થળે ફર્યો. ડેન્માર્કમાં તેને લેનીનનો ભેટો થઈ ગયો ને તે પ્રસંગે બંને વચ્ચેનો વિખવાદ વધારે ઉગ્ર બન્યો. આ પછી ટ્રોટસ્કીએ આવા વિખવાદોથી દૂર રહેવાને સ્થાયી જીવન સ્વીકાર્યું ને પોતાની પત્ની સાથે તેણે વિયેનામાં થાણું નાંખ્યું: ત્યાં વસ્યા પછી તરત જ તેણે જોફે નામે શ્રીમંતની મદદથી પ્રવદા• (સત્ય) નામે એક પાક્ષિક-પત્ર શરૂ કર્યું. તેમાં તેણે દર્શાવેલી સ્વતંત્ર વિચારશ્રેણીને પ્રો. મીલ્યુકોફે 'ટ્રોટસ્કીઝમ' નામથી નવાજી.

૧૯૧૪ માં મહાયુદ્ધનાં મંગલાચરણ થતાં તે કુટુંબ સાથે વિયેનાથી ભાગીને સ્વીઝર્લૅન્ડ પહોંચ્યો. ત્યાંથી તેણે મહાયુદ્ધ સંબંધમાં એક પુસ્તિકા બહાર પાડી. અમેરિકામાં આ પુસ્તિકાએ એટલું આકર્ષણ જમાવેલું કે પ્રેસીડેન્ટ વીલ્સને તેનો ત્વરિત અભ્યાસ કરવાને પ્રકાશક પાસેથી એના પ્રુફ મંગાવેલાં. પણ પાછળથી એ પુસ્તિકા પર જગતભરમાં પ્રતિબંધ મૂકવામાં આવ્યો. એ સંબંધમાં ટ્રોટસ્કીએ કહેલું કે, 'પુસ્તકોને પણ પોતપોતાનાં સ્વતંત્ર ભાગ્ય હોય છે.'

૧૯૧૫માં તે એક પત્રના પ્રતિનિધિ તરીકે ફ્રાંસ પહોંચ્યો. પણ ફ્રાંસ આ યુદ્ધમાં ઝાર સાથે મૈત્રી ધરાવતું હતું અને ટ્રોટસ્કી ઝારવિરોધી લેખો લખતાં જરીકે આંચકો ન ખાતો. પરિણામે ફ્રાંસે તેને દેશપાર કર્યો. ઇંગ્લાંડ, ઇટલી ને સ્વીઝર્લૅન્ડે પણ તેના સામે પ્રતિબંધ મૂક્યો. છેવટે તે સ્પેન પહોંચ્યો, પણ ત્યાં પણ તેને કેદ કરવામાં આવ્યો ને તરતજ તેને, કુટુંબ સાથે, ન્યુયોર્ક-અમેરિકા જતી સ્ટીમરમા ચડાવી દેવામાં આવ્યો.

• પાછળથી તે પત્ર દૈનિક બન્યુ; ને વર્તમાન જગત તેને રશિયન સરકારના સત્તાવાર વાજિંત્ર તરીકે પિછાને છે.

ન્યુયોર્કમાં તેણે માસિક પચાસ રૂપિયાના ભાડે એક ઘર રાખ્યું. ઘરમાલિકના નોકરને તેણે પોતાનો કેટલોક સામાન સોંપ્યો ને ત્રણ મહિનાનું ભાડું અગાઉથી ચૂકવી આપ્યું. એજ રાત્રે તે નોકર ઘરભાડાંની રકમ ને હાથ લાગેલ બીજી માલમતા લઈ નાસી ગયો. પણ આ ઉઠાઉગીરીમાં તે એવી મિલ્કત લઇ ગયો–જે ઘરમાલિકની હતી, ને એવાં ભાંડાં લઇ ગયો–જેની પહોંચ ઘરમાલિકની વતી આપી દેવાણી હતી. ટ્રોટસ્કીને પહોંચ ન આપેલ હોય તેનો સામાન ને ભાડું તે એક પેટીમાં મૂકતો ગયેલ. આ પ્રસંગે ટ્રોટસ્કીને અમેરિકન કાવત્રાંબાજોના હૃદયનો ખ્યાલ કરાવ્યો.

ન્યુયોર્કમાં ટ્રોટસ્કીએ અલ્પ સમયમાંજ તેજસ્વી લેખો ને પ્રેરક ભાષણોથી નામના મેળવી. ને 'નોવી મીર' નામે એક સમાજવાદી પત્રના તંત્રીમંડળમાં તેને સ્થાન મળ્યું.

આ અરસામાં રશિયામાં ભયંકર બળવો ફાટી નીકળ્યો ને ઝારનું ખૂન કરીને સમાજવાદીઓએ રાજતંત્ર કબજે કર્યું. ટ્રોટસ્કીએ તરતજ રશિયા પહોંચવાનો નિર્ણય કર્યો, ને મહાયુદ્ધ ચાલુ છતાં કુટુંબ સાથે તે યુરોપ જતી સ્ટીમર પર ચડયો. રસ્તે હેલીફેક્સ બંદરે બ્રિટનના દરિયાઇ સત્તાધીશોએ સ્ટીમર પરના ઉતારૂઓની કડક તપાસ આદરી. આ વખતે બીજા ઉતારૂઓએ ઈંગ્લાંડના મંત્રીઓ પર વિરોધના તાર મોકલાવ્યા. પણ ટ્રોટસ્કીએ કહ્યું. 'ચૂડેલ પાસે ડાકણની ફરિયાદ કરવાનો કંઇ અર્થ નથી.'

બંદરના ખલાસીઓએ તેને ચોરની જેમ બળજબરીથી પકડી રાખ્યો. ને તેના કુટુંબને ત્યાંજ રાખી, તેને એમ્હર્સ્ટમાંના જર્મન કેદીઓના કેમ્પમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તેની ભયંકર તપાસ ચલાવીને તેને કેદીઓના કેમ્પમાં પૂરી દેવામાં આવ્યો. તેનાં સ્ત્રી–સંતાન પણ કેદમાં ધકેલાયાં. આ પ્રસંગે ન છૂટકે તેણે બ્રિટનના મહામંત્રીને ને રશિયન સત્તાધીશોને તાર કર્યા પણ એકે તાર પહોંચાડવામાં ન આવ્યો. અંતે થોડાક દિવસ પછી તેને કુટુંબ સાથે અચાનક છોડી મૂકવામાં આવ્યો. પણ ઉપરોક્ત વર્તને તેના બ્રિટન પ્રત્યેના રોષમાં ઉમેરો તો કર્યો જ.

આ પ્રકારની રોમાંચક મુસાફરીને અંતે તે પેટ્રોગ્રેડ આવી પહોંચ્યો. ત્યાં પ્રજાએ તેને હર્ષથી વધાવી લીધો. પણ રશિયા આ વખતે બોલ્શેવિક, મેન્શેવિક, સોશ્યાલિસ્ટ, ડેમોક્રેટીક વગેરે અનેક પક્ષોમાં વ્હેંચાઇ ગયું હતું. એક પક્ષે તેને પેટ્રોગ્રેડ–સોવિયેટનો પ્રમુખ નીમ્યો તો બીજા પક્ષે તેને કેદમાં ધકેલી દીધો. એ સમયે સમાજવાદી તંત્રના અગ્રણી માર્કોને તેની મદદે આવી તેને છોડાવ્યો ને તેને રશિયાના પરદેશમંત્રીનું પદ સોંપ્યું. પણ મંત્રીપદની ચાવીઓ તેને ન સોંપાણી. આ સંયોગોમાં ટ્રોટસ્કીએ વિવિધ પક્ષોમાં ફેલાયલી અંધાધૂંધી જોઇ પ્રજાપ્રિય લેનીનના બોલ્શેવિક પક્ષમાં ઝૂકાવ્યું.

આ અરસામાં દરેક પક્ષ એકબીજાને તોડવા મથતો હતો. સત્તાધીશ પક્ષે બોલ્શેવિક અગ્રણીઓને 'જર્મન–જાસૂસો' નો ઇલકાબ આપ્યો. આ સાંભળી પ્રજાના કેટલાક વર્ગો ઉશ્કેરાઇ ગયા ને તેમાં માર્કોનનું ખૂન થયું. ખેતીવાડી ખાતાનો પ્રધાન ચર્નોવ પણ ટ્રોટસ્કીના વચ્ચે પડવાથી પ્રજાના લોહી–ભૂખ્યા પંજામાંથી મુશ્કેલીએ બચ્યો. ટ્રોટસ્કીના ઘરમાં આવેલા એક અમલદારે ઉપરોક્ત ઇલ્કાબનું ઉચ્ચારણ કરતાં જ ટ્રોટસ્કીનાં છોકરાંઓએ તેને છરી–ટેબલથી કૂટી માર્યો. બીજે સ્થળે પણ એવા અમલદારોને માર ખાવો પડયો.

બોલ્શેવિકપક્ષે આ રીતે પ્રજાબળની વિશેષતા જણાતાં બીજા પક્ષો ઉગ્ર ને એકત્ર

બનવા લાગ્યા. લેનીન અને ટ્રોટસ્કીને જીવ બચાવવાને ગેતાઇ જવું પડયું. સત્તાધીશોએ જાહેર રીતે બોલ્શેવિકોને જર્મન–જાસૂસ તરીકે ઓળખાવી હજારોની ધરપકડ કરી, ને તેમને લોખંડી કેદમાં ધકેલી મૂકી તેમની કતલ કરવાને લશ્કરી ટુકડીઓ બોલાવી. પણ કેદખાનાના પહેરગીરો જ બોલ્શેવિક નીકળ્યા. ને સરકારને ગભરાઈને કેદીઓને છોડી દેવા પડયા

આ પછી દરેક પક્ષની સંયુક્ત સરકાર રચવાનો પ્રબંધ કરવામાં આવ્યો. તે અંગે બોલ્શેવિકોને કેટલીક છૂટછાટ મળી. ને તરતજ તે પક્ષે પ્રેસ પરનો પ્રતિબંધ દૂર કરી પાટનગરને પોતાના પ્રચારથી ગજવી મૂક્યું. તેમણે કેટલીક લશ્કરી ટુકડીઓ પર કાબૂ મેળવી રાતોરાત રાજકચેરી પર પહેરો ગોઠવી દીધો. વિરૂદ્ધપક્ષના કેટલાક મંત્રીઓ પકડાણા, કેટલાક નાસી છૂટયા. ને બીજીજ સવારે પેટ્રોગ્રેડમાં બોલ્શેવિક શાસનની સ્થાપના કરવામાં આવી. ટ્રોટસ્કીએ પોતાને માટેની પ્રમુખપદની દરખાસ્તનો અસ્વીકાર કરવાથી લેનીન તે પક્ષનો ને રશિયાનો પ્રમુખ બન્યો. ટ્રોટસ્કીએ તો મંત્રીમંડળમાં પણ રહેવાની ના ભણી પણ પરાણે તેને પરદેશમંત્રીનો હોદ્દો સોંપવામાં આવ્યો. તેની સૂચના પ્રમાણે બોલ્શેવિકપક્ષે રાજબંધારણમાંનાં જૂનાં નામોને રદ કરી હવે મંત્રીને માટે 'પીપલ્સ કોમીસરી' ને મંત્રીમંડળને માટે 'સોવિયેટ ઑફ પીપલ્સ કોમીસરીઝ' નામ પસંદ કર્યાં.

આ રીતે બોલ્શેવિકપક્ષને પોતાના પાટનગરમાં તો સફળતા મળી, પણ રશિયાના બીજા પ્રાંતો હજી બાકી હતા. ફ્રેન્ચ સરકાર ને જગતની બીજી સત્તાઓ પણ લેનીનને રીંછ ને રાક્ષસ તરીકે ઓળખાવી બોલ્શેવિક તંત્રની વિરૂદ્ધમાં પ્રચાર કરી રહી હતી. રશિયા પર આંતરવિગ્રહ ને પરદેશી હુમલાનો સતત ભય ઝઝૂમતો હતો. આ સયોગો ધ્યાનમાં લઈ પાટનગરને, અગાઉની જેમ, રશિયાની મધ્યમાં–મોસ્કોમાં ફેરવવામાં આવ્યું, ત્યાંનું અભેદ્ય સ્થળ ક્રેમલીન રાજકચેરી બન્યું; ને યુદ્ધમંત્રી તરીકે ટ્રોટસ્કીની નિમણૂક કરવામાં આવી.

ટ્રોટસ્કીની પત્ની સેડોવાને 'સંગ્રહસ્થાન ને અવશેષ–સંરક્ષણ' વિભાગની અધિષ્ઠાત્રી તરીકે નીમવામાં આવેલી. કેટલીક વખતે એ ખાતાની ગણતરીએ અગત્યનાં કેટલાંય સ્થળોને લશ્કરી ટુકડીઓ બેહાલ કરી મૂકતી. આ સંબંધમાં અધિષ્ઠાત્રી તરફથી યુદ્ધમંત્રી ટ્રોટસ્કી સમક્ષ કડક ફરિયાદો નોંધાવવામાં આવતી. ને ટ્રોટસ્કી પત્નીને લખી મોકલાવતો: 'ભૂતકાળ કરતાં વર્તમાનની–મરેલાંઓ કરતાં જીવતાંઓની કિંમત વિશેષ છે.'

યુરોપનું મહાયુદ્ધ આ સમયે તેના મધ્યાહ્નમાં પ્રવેશી ચૂકયું હતું. ત્યારે મિત્રરાજ્યોતે મદદ કરેલી પણ રાજ્યક્રાન્તિ પછી રશિયા પોતાના જ પ્રશ્નોમાં ગૂંચવાઇ ગયું હતું. હવે ત્યાં બોલ્શેવિકપક્ષને સ્થિર બનેલો જોઈ એક બાજુએ ઇંગ્લાંડ ને ફ્રાંસે ને બીજી બાજુએ જર્મનીએ એની સાથે સલાહની પેરવી કરવા માંડી. પ્રજા અને લશ્કર બંને શાંતિ ઇચ્છતાં હતાં. ને મિત્રરાજ્યોને તો જર્મની સામે રશિયાની મદદ જોઈતી હતી. પરિણામે જર્મની સાથે સમાધાનની વિચારણા ચલાવવાને ટ્રોટસ્કીના પ્રમુખપદે એક પ્રતિનિધિમંડળની નિમણૂક કરવામાં આવી. જર્મની તરફથી હોફમેનના પ્રમુખપદે એવું જ પ્રતિનિધિમંડળ નિમાયું તે બને મંડળો જર્મન–રશિયન સરહદ પરના બ્રેસ્ટ લીટોસ્કમાં એકત્ર થયાં.

આ સમયે રશિયાના સંયોગો જોતાં હોફમેને રજૂ કરેલી શરતો વ્યાજબી હતી. લેનીનને અને રશિયાના મંત્રીમંડળને પણ તે શરતો સ્વીકારી લેવા યોગ્ય લાગી. પણ ટ્રોટસ્કીએ એવો આગ્રહ કર્યો કે બોલ્શેવિકપક્ષ પર જર્મનીના જાસૂસ હોવાનો આરોપ

છે એટલે જર્મનીને મહેજ પણ છૂટછાટ આપતું સમાધાન શાંતિપૂર્વક ન કરી લેવું પણ જર્મનીએ રશિયા પર આક્રમણ કર્યા પછી જ કરવું. લેનીન ને બોલ્શેવિકપક્ષને ટ્રૉટસ્કીના એ આગ્રહને તાબે થવું પડયું. ટ્રૉટસ્કી જર્મન શરતોનો અસ્વીકાર કરી પાટનગર પાછો ફર્યો.

ને ચોથે જ દિવસે રશિયન સરકારને જર્મનીએ રશિયા સામે યુદ્ધ જાહેર કર્યાનો તાર મળ્યો. યુદ્ધ માટે રશિયાની જરાય તૈયારી નહોતી. પરિણામે તેણે મૂળ શરતે સમાધાનની માગણી કરી. પણ હવે જર્મનીએ વધુ કડક શરતો રજૂ કરી. ને 'ટ્રૉટસ્કીની એકજ ભૂલના કારણે રશિયાને ફીન્લેન્ડ, પોલેન્ડ, લિથુઆનિયા, લેટવિયા, યુક્રેન વગેરે વિસ્તારો ગુમાવવા પડયા. ટ્રૉટસ્કીએ યુદ્ધમંત્રીપદેથી રાજીનામું આપ્યું.

મિત્રરાજ્યો બોલ્શેવિકોની જર્મની સાથે લડવાની અનિચ્છાને પારખી ગયાં હતાં. એટલે તેમણે પોતાને મદદ કરે એવા પક્ષને આગળ લાવવાને રશિયામાં નવા આંતરવિગ્રહનાં મૂળ પાથરવા માંડયાં ને તેમને સફેદ રશિયાને, સેવીન્કોવની સરદારી નીચે, બોલ્શેવિક રશિયા સામે ઉશ્કેરવામાં સફળતા પણ મળી. જર્મનીને આ રમત ભારે થઇ પડી. તેણે બોલ્શેવિક સરકારને કહાવ્યું કે, "મિત્રરાજ્યોના મદદગારને દૂર રાખો. નહિતર અમે મોસ્કો સુધી ધસી આવીશું."

આ સમયે બોલ્શેવિકો ભયંકર સ્થિતિમાં મૂકાઇ ગયા. પણ લેનીનને એ પ્રસંગે ટ્રૉટસ્કીની અપૂર્વ લશ્કરી પ્રતિભા સાંભરી આવી. તેણે તરત જ તેને સરસેનાપતિ બનાવી કઝાનનો કબજો લઈ બેઠેલા સફેદ રશિયનોની સામે મોકલ્યો. ટ્રૉટસ્કી નેપોલિયનની જેમ દુશ્મનના બળની પરવા વગર સીધો જ તેમના પર ધસી ગયો. ને તેણે કઝાનને સફેદ દુશ્મનોના પંજામાંથી પાછું ઝૂંટવી લીધું.

આ સમયના બોલ્શેવિક સૈન્યમાં શિસ્ત તદ્દન કાચી પડી ગઈ હતી. ટ્રૉટસ્કીના કેટલાક અમલદારોજ તેના ખૂનને માટે તલપી રહ્યા હતા. આ પ્રસંગે ટ્રૉટસ્કીએ પોતાના અદ્ભૂત વ્યક્તિત્વનો પરિચય કરાવ્યો. તેણે લોખંડી હાથે કામ લઇ સૈન્યમાં શિસ્ત ને શાંતિ જાળવી રાખ્યાં. ને દુશ્મનો પરનું આક્રમણ ચાલુ જ રાખ્યું. મોસ્કોથી નીકળતી વખતે તે જે ટ્રેઇનમાં બેઠો હતો તે જ ટ્રેઇનને તેણે અઢી વર્ષ સુધી પોતાનું ઘર બનાવી દીધું. ને ફીન્લેન્ડ ને ઇસ્ટોનિયાની મદદ સાથે પેટ્રોગ્રેડની નજીક ધસી આવેલા સફેદ સેનાપતિ યુડેનીચને તેણે ભયંકર સંયોગોમાં પણ પાછો હઠાવ્યો.

સ્ટેલીન આ સમયે ધીમે ધીમે આગળ આવી રહ્યો હતો, ને બોલ્શેવિકપક્ષમાં ટ્રૉટસ્કીના વિરોધીઓના અગ્રણી તરીકે સ્થપાઇ ચૂકયો હતો. 'પ્રવદા' પત્રનું તંત્ર તેના ને કેમેનેવના હાથમાં આવી ચૂકયું હતું ને શાંત કાર્યકર્તા તરીકે કેટલાક તેનું મહત્ત્વ પણ આંકતા. લેનીનને તેના પર ખાસ વિશ્વાસ નહોતો. પણ પક્ષમાં ફાટફૂટ પડતી અટકાવવા તે તેનું માન જાળવતો. પેટ્રોગ્રેડના અપૂર્વ બચાવ માટે ટ્રૉટસ્કીને જ્યારે 'રેડ ફ્લેગ'નું માન અપાયું ત્યારે સ્ટેલીનને પણ એવું જ માન આપવામાં આવ્યું. કેટલાકે આ સામે વાંધો ઉઠાવ્યો ત્યારે લેનીને કહ્યું, 'ભાઇ, જે બીજા પાસે હોય તે પોતાની પાસે ન હોય તે સ્ટેલીન × સહી શકતોજ નથી.'

---

× આ એક વાકયમાં જ, જગતમાં કાયડારૂપ થઈ પડેલા વર્તમાન રશિયન સરમુખત્યારનો ટૂંક પરિચય કરાવી શકાય તેમ છે.

પક્ષમાં ફાટફૂટ પડતી અટકાવવા લેનીને સ્ટેલીનને ને તેના મુખ્ય સાથીદાર વેરોશિલોવને સારીસીન વિભાગની લશ્કરી ટુકડીઓના સેનાપતિ તરીકે મોકલાવી દીધા. સ્ટેલીને ત્યાં પોતાના પક્ષને મજબૂત બનાવ્યો ને કેટલીક વખતે તે સરસેનાપતિ ટ્રોટસ્કીની આજ્ઞાઓ વણુ ઉથાપવા લાગ્યો. ટ્રોટસ્કી તેને સખ્ત સજા કરવાને સારીસીન જવાને તૈયાર થયો પણ લેનીને સ્ટેલીનને સમજાવીને પાછો પાટનગર બોલાવી લીધો. સારીસીનને સ્ટેલીને પોતાનું એવું મજબૂત થાણું બનાવેલું કે લેનીન માંદા પડતાં જ તેણે તે નગરને સ્ટેલીનગ્રેડ નામ આપી દીધેલું.

સારીસીન છોડયા પછી સ્ટેલીન–વોરોશિલોવ–કેમેનેવ ત્રિપુટીએ યુક્રેનને પોતાનું થાણું બનાવ્યું ને પેટ્રોગ્રેડ–સોવિયેટનો પ્રમુખ ઝીનોવેવ પણ એ મંડળમાં ભળ્યો. તે પછી પક્ષના એક મુખ્ય કાર્યકર્તા મોલોટોવે પણ સ્ટેલીન–દળમાં ઝૂકાવ્યું ને એ રીતે સ્ટેલીન પ્રબળ બનવા લાગ્યો.

આ અરસામા પોલાંડ અને રશિયા વચ્ચે યુદ્ધ સળગ્યું. એ યુદ્ધમાં ટ્રોટસ્કી ફરી ઝળકી નીકળ્યો ને તેણે પોલીસ–સૈન્યને અપૂર્વ બહાદુરીપૂર્વક મારી હઠાવ્યું. લેનીને તેને એ વિજયી તકનો લાભ લઇ પોલાંડના પાટનગર સુધી ધસી જવાની આજ્ઞા મોકલાવી પણ ટ્રોટસ્કીએ તેની અવગણુના કરી પોલાંડ સાથે સંધિ કરવાનો આગ્રહ કર્યો. પોલાંડના લોખંડી સરમુખત્યાર માર્શલ પીલ્સુડસ્કીએ ટ્રોટસ્કીની આ આદર્શવાદી ભ્રમણાનો તરત જ લાભ ઉઠાવ્યો. તેણે નવેસરથી યુદ્ધ સળગાવ્યું અને તેમાં રશિયાને હાર ખાઇને કેટલાક વિસ્તારો પોલાંડને સોંપી દેવા પડયા. આ જ રીતે ટ્રોટસ્કીના વિચિત્ર આદર્શવાદથી રશિયાને પૂર્વમાં પણ માર ખાવો પડયો.

ટ્રોટસ્કી અને સ્ટેલીન વચ્ચેના વિરોધનાં કેટલાંક મૂળ અહીં જ છૂપાયાં છે. ટ્રોટસ્કી આદર્શવાદી હતો, સ્ટેલીન સમયવર્તી અને વ્યવહારૂ હતો, અને છે. ટ્રોટસ્કી આખા જગતમાં બોલ્શેવિક ક્રાન્તિ ફેલાવવા માગતો હતો, સ્ટેલીન તેને રશિયામાં જ મર્યાદિત રાખી રશિયાની આર્થિક સ્થિતિને સુધારવાના મતનો હતો. લેનીનને પ્રતિભાશીલ વ્યક્તિ તરીકે ટ્રોટસ્કી પ્રત્યે માન હતું પણ વિચારોમાં તે સ્ટેલીનને વધુ મળતો થતો. પરિણામે સ્ટેલીન ધીમે ધીમે આગળ વધતાં બોલ્શેવિકપક્ષનો મહામંત્રી બન્યો.

આ અરસામાં સમાજવાદીઓએ લેનીન અને બીજા કેટલાક બોલ્શેવિક 'અગ્રણીઓ પર ખૂની હુમલા કર્યા. તેમાં લેનીન ઘવાયો ને મરણપથારીએ પડયો. એ સમયે બોલ્શેવિક પક્ષની બારમી વાર્ષિક પરિષદનો પ્રસગ આવ્યો. તેમાં સ્ટેલીને ટ્રોટસ્કીને પ્રમુખપદ સ્વીકારવા કૃત્રિમ વિનંતિ કરી ને ટ્રોટસ્કીએ લેનીનની માંદગીમાં પ્રમુખ વિના જ ચલાવી લેવાનું સૂચવતાં સ્ટેલીને પોતાના પક્ષકાર ઝીનોવેવને કામચલાઉ પ્રમુખ બનાવી દીધો. આ રીતે સ્ટેલીન ટ્રોટસ્કીનું મહત્ત્વ ઘટાડવાની દરેક તકનો લાભ ઉઠાવવા લાગ્યો.

ધીમેધીમે લેનીનનું દર્દ વધતું ચાલ્યું. ભાગ્યજોગે ટ્રોટસ્કી પણ એ જ અરસામાં માંદો પડયો ને હવાફેર માટે તેને બહાર જવું પડયું. તે તકનો લાભ લઈ સ્ટેલીને પોતાનાં ચોકઠાં દશે દિશાએ ગોઠવી દીધાં. દાક્તરોએ જ્યારે લેનીનના જીવનની આશા છોડી દીધી ત્યારે સ્ટેલીને તે સમાચાર ગોપવી રાખ્યા. ટ્રોટસ્કીની તરફેણમાં લેનીને કરેલા વીલને પણ તેણે

દબાવી દીધું. લેનીનના મૃત્યુના સમાચાર ટ્રૉટસ્કીને મોડા મળે તે માટે પણ તે પોતાથી બનતું બધું કરી ચૂક્યો. લેનીનની સ્મશાનયાત્રાના પ્રસંગે ટ્રૉટસ્કી આવી પહોંચી શકે એવો સંભવ છતાં ટ્રૉટસ્કીને ખોટો સમય આપી તેણે તેને પાટનગરથી દૂર જ રાખ્યો.

રશિયામાં ટ્રૉટસ્કીની પ્રજાપ્રિયતા એટલી હતી કે સ્ટેલીન તેને પોતાના પક્ષની મદદથી દબાવી શકે તે સંભવિત જ નહોતું. એટલે હવે તેણે ઉપરોક્ત પ્રસંગોમાં મસાલો મેળવી ટ્રૉટસ્કીને લેનીનના વિરોધી અને દુશ્મન તરીકે પ્રજા સમક્ષ રજૂ કર્યો. તેનાં પક્ષકાર ને લાંચ આપીને ફોડેલાં બીજાં પણ સંખ્યાબંધ વર્તમાનપત્રોએ તેમાં તેને સાદ પુરાવ્યો. પરિણામે તેનો પક્ષ વધતો ચાલ્યો. તે તક જોઈ તેણે તરત જ પોતાને લેનીનના વારસ તરીકે જાહેર કર્યો. તેની આ સ્વાર્થી વલણથી કંટાળીને તેના મુખ્ય સાથીઓ ઝીનોવેવ-કેમેનેવ વગેરે ટ્રૉટસ્કીના પક્ષમાં આવ્યા; પણ હવે તે માટે ઘણું મોડું થઈ ગયું હતું.

આ અરસામાં ટ્રૉટસ્કીના અનુયાયીઓએ ઇંગ્લાંડ, જર્મની ને પોલાંડમાં હડતાળો પડાવી ક્રાન્તિ જગવવા માટે પ્રયાસો કર્યા પણ દરેક સ્થળે તેઓ નિષ્ફળ નીવડ્યા. ચીનમાં એવો પ્રયાસ થતાં માર્શલ ચાંગ કાઇ શેકે હજારો મજૂરો ને ક્રાન્તિવાદીઓની કતલ કરી તેમનાં મડદાં નદીમાં ફેંકાવી દીધાં. ટ્રૉટસ્કી જર્મનીમાં ગુપ્ત નામે રહેવા છતાં તેના ખૂનના પ્રયાસો થયા. રશિયા સામે જગતની રાજસત્તાઓનો રોષ વધતો ચાલ્યો. સ્ટેલીને આ બધા પ્રસંગો રજૂ કરી ટ્રૉટસ્કીની જગતક્રાન્તિની ભાવના કેટલી અવાસ્તવિક છે તે રશિયન પ્રજાના મનમાં ઠસાવવા માંડ્યું. પરિણામે રશિયન પ્રજાપ્રતિનિધિસભામાં પણ ટ્રૉટસ્કીનો પક્ષ ધીમે ધીમે ઘટતો ચાલ્યો.

જર્મનીથી આવ્યા પછી ટ્રૉટસ્કીએ જોયું કે સ્ટેલીન સર્વોપરી થઈ બેઠો છે. ને તેણે પ્રતિનિધિસભામાં ચાલુ સરકારના વિરોધી પક્ષમાં નામ નોંધાવ્યું. સ્ટેલીને તરત જ તેને મંત્રીમંડળ ને સોવિયેટ કાઉન્સીલમાંથી બરતરફ કર્યો. ને પંદરમી ઓલ્શેવિક પરિષદે વિરોધ પક્ષના દરેક સભ્યને દેશપાર કરવાનો નિર્ણય કરતાં ટ્રૉટસ્કીનો પણ તેમાં સમાવેશ થયો. એ સમાચાર મળતાં જ ટ્રૉટસ્કીના સાથી અને શિષ્ય જોફીએ આપઘાત કર્યો. એના એક બીજા સાથી બુટોવે એની સામેના આરોપોમાં સાક્ષી બનવા કરતાં ઉપવાસ કરીને મરી જવું પસંદ કર્યું.

ટ્રૉટસ્કીએ હવે શાંતિથી રશિયા તજી જવાની તૈયારી કરવા માંડી. પણ સ્ટેલીને તેને કેદ કરીને આલ્મા-અટા મોકલાવી દીધો. તેની ઇચ્છા જર્મનીમાં રહેવાની છતાં જર્મની તેને રાખવાની ના • પાડે છે કહી સ્ટેલીને તેને તુર્કસ્તાનના ગરમ વિભાગમાં ધકેલ્યો. ત્યાંથી નીકળીને તેણે નોર્વેમાં વસવાની ઇચ્છા દર્શાવી પણ નોર્વેની સરકારે તેનું રક્ષણ કરવાની પોતાની અશક્તિ જણાવી તેને ના કહી. તે પછી તેણે ફ્રાંસ-ઇંગ્લાંડને અરજી કરી પણ તે બંનેએ પણ તેને એક યા બીજા બહાને ના જ સંભળાવી. ટ્રૉટસ્કીએ ઇંગ્લાંડ-ફ્રાંસના જે રાજનીતિજ્ઞો ને નામાંકિત પુરુષો રશિયામાં તેની બાદશાહી મહેમાનગત માણી ગયા હતા તેવા લેન્સબરી, સ્નોડન, બર્ટ્રાંડ રસેલ, સીડની વેબ વગેરેને તાર કર્યા પણ કોઈએ તેને આવકાર ન આપ્યો. ટ્રૉટસ્કીને માનવજીવનની આ દશા પ્રત્યે કંપારી વછૂટી.

યુરોપ-એશિયાને સાંકળતા એક વિરાટ દેશનો એક સમયનો તાજહીન પતિ-આજે

તેને ઊભવાને યુરોપભરમાં ક્યાંય સ્થાન ન મળ્યું. છેવટે દૂર રહેલા મેક્સીકોએ તેની વિનંતી સ્વીકારી, તેને વસવાને સ્થાન આપ્યું, પણ અતિથિનું સરક્ષણ તો તેનાથી પણ ન જ થઈ શક્યું. ને ગયા ઓગસ્ટમાં ખૂની હુમલાનો ભોગ બનીને એ અતિથિ એ જ ભૂમિ પર સૂતો.

તેના પ્રત્યે મૂડીવાદી ને શાહીવાદી સંસ્થાઓને ને વ્યક્તિઓને કેટલું ઝેર હતું તેનો ખ્યાલ, જો બ્રિટીશ મંત્રી ઓસ્ટીન ચેમ્બરલેનના નામ પર નોંધાયલાં શબ્દો સાચા હોય તો, એક વાક્યમાથી જ મળી રહે છે. તેમણે જીનીવામાં રશિયાનો તુચ્છકાર કરતાં એમ કહેલું કહેવાય છે કે, "જે રશિયાએ ટ્રોટસ્કીને હજી મારી નથી નાંખ્યો તેની સાથે હું વાત પણ કરવા નથી માગતો."

હિંદી પ્રશ્નોમાં એને ખૂબ જ રસ હતો. રશિયાથી દેશનિકાલ થતી વખતે અભ્યાસ ને વાચન માટે તે હિંદને લગતાં સંખ્યાબંધ પુસ્તકો સાથે લઈ ગયેલો, પણ અધવચથી જ તે ચોરાઇ ગયાં. હિંદુ પ્રજાને તે જગતની સર્વોત્તમ પ્રજા તરીકે સન્માનતો. તેની આત્મકથા અને મૃત્યુના થોડા જ મહિના અગાઉ તેણે નામાંકિત હિંદી પત્રકાર ચમનલાલને આપેલી મુલાકાતના અહેવાલથી જણાય છે કે તેને હિંદી રાજાઓ, મહાત્માજી તથા હિંદની સવિનય ચળવળ પ્રત્યે યોગ્ય આદર નહોતો.

---

# પરાજિત

દેવજી રા. મોઢા

દીવો થયો, જ્યોત તણી સરાગ
લીલા મંહી નિશ્ચય મેં નિહાળ્યો:
અંધાર કેડી વિજયી બનીને
પ્રકાશનું શાસન થાપવાનો.

ઝૂઝે અકેલો નિજ નેક હાથે
અંધારના સૈન્ય સહે, તથાપિ
જીતી ગયો દીપક જુદ્ધ માંહે
અંધારને સજ્જડ થાપ આપી.

એ હારનો ઘા નીવડયો અસહ્ય,
અંધાર ખૂણે જઈને છૂપાયો;
ધૂળે મળ્યા જોઈ બધા. ઉપાયો
શોચી રહ્યો અંતરમાં અતિશય!

એને હવે દીપક ઠારી નાંખતી
જોવી રહી રાહ સમીર-ફૂંકની.

# હાસ્ય બિન્દુ

આલિયા જોશી

મુંબઈના એક આલિશાન મકાનના પાંચમા માળે એક ભવ્ય ફોટોગ્રાફી-સ્ટુડિયોના દ્વાર પર ઘંટડી વાગી.

સ્ટુડિયોનો માલિક—અરે! યુસુફ, જરા જુઓ તો બહાર કોણ છે?

યુસુફે બહાર જોયું પણ કોઈ નજરે ન પડયું, જેથી ઠેઠ હેઠલે માળે ગયો. ત્યાં પણ કોઈ ન દેખાયું. તેથી સરિયામ રસ્તા પર ગયો. ત્યાં એક ગૃહસ્થ યુસુફ પ્રતિ તાકી ઊભા હતા. તેને મળી યુસુફ પાછો ઉપર આવ્યો અને માલિકને કહ્યું: 'સાહેબ! ગઈ કાલે અહીંથી જે ગૃહસ્થ ફોટા પડાવી લઇ ગયો છે, તે ગૃહસ્થ પાછો આવ્યો છે, અને કહે છે કે મારે શેઠનું જલ્દી કામ છે માટે શેઠને નીચે બોલાવ.'

માલિક—શું તે તેને ઉપર આવવા ન કહ્યું?

યુસુફ—મેં તેને અહીં આવવા ઘણા જ સમજાવ્યા હતા, પણ તે તમને જરૂરી કામ હોઈ જોવાની હઠ પકડી નીચે બેઠા છે.

માલિક પાંચમા માળેથી ઠેઠ નીચે જ્યાં પેલા ગૃહસ્થ ઊભા હતા ત્યાં રસ્તા પર ગયા, અને હાથમાં હાથ મીલાવી બોલ્યા-'કેમ શું કામ છે? ઉપર પધારોને.'

ગૃહસ્થ—નહિ. તમે પાડેલા ફોટાઓ ઘણા જ ખરાબ છે, જેથી આપને પાછા આપવા, અને તેના પૈસા પાછા લેવા આવ્યો છું.

માલિક—ઘણું જ સરસ! મને લાગે છે કે મારા કોઈ બેવકૂફ માણસે ભૂલથી તમને ખરાબ પ્રીન્ટસ આપી દીધા છે, માટે તમે મહેરબાની કરી ઉપર આવો અને તમારા સારા, સ્વચ્છ અને સાફ ફોટાઓ લઈ જાઓ.

લીફ્ટ હોવા છતાંયે માલિક 'જેવા સાથે તેવા થઈ' પેલા ગૃહસ્થને પગથિયાં દ્વારા ઠેઠ પાંચમે માળે લઈ ગયા પછી બોલ્યા-'માફ કરજો! હું તમને ભૂલથી ઉપર લાવ્યો છું. તપાસ કરતાં તમારા સારા ફોટાઓ કોઈ બેવકૂફે ખરાબ કરી નાખ્યા છે, જેથી જે ફોટાઓ તમને આપ્યા છે તે બરાબર છે માટે મૂંગા હેઠા ઊતરી જાઓ.'

[પેલા ગૃહસ્થ વીલે મોઢે પાંચમે માળેથી હેઠળ ઊતરી રસ્તે પડી ગયા.]

× × ×

ગામડિયો—[પાડેલી છબી જોયા પછી] છબી તો ઠીક પાડી છે, પણ મેં જે લુગડાં પર અત્તરની આખી બાટલી ચોપડી હતી તેની ગંધ આ ફોટામાં કાં ન આવે?

ફોટોગ્રાફર—[વિચાર કર્યા પછી] સારૂં, એવો સુગંધી ફોટો જોઇતો હશે તો બે રૂપિયા વધુ પડશે.

ગામડિયો—શું તમે ધૂતવાની દુકાન માંડી છે? બાટલીની કિંમત દોઢ રૂપિયો છે ને તમે છબીના બે રૂપિયા માગો છો? શરમાતા નથી?

ફોટોગ્રાફર—હશે! ભાઇ સા'બ! ત્યારે દોઢ રૂપિયાની અત્તરની બાટલી બજારમાંથી લઇ આવો. હું તમને દોઢ રૂપિયામાં સુગંધી ફોટાઓ આપીશ.

[ગામડિયો બજારમાં અત્તરની બાટલી ખરીદવા ગયો. ત્યાં...]

ગામડિયો—આ બાટલીનું શું લેવું છે?

દુકાનદાર—એ બાટલીના તમને ચાર રૂપિયા પડશે.

ગામડિયો—પેલો છબી તો દોઢ રૂપિયામાં પાડી આપે છે ને તારે આ બાટલીના ચાર રૂપિયા લેવા છે? તુ તો બહુ મોંઘો ભાઇ!

દુકાનદાર—[ સ્મિત-હાસ્ય કર્યા પછી ] ઠીક, લાવો ભાઇ દોઢ રૂપિયો.

[ સુગંધીવાળી અત્તરની બાટલી ખરીદી ગામડિયો છબી પાડનારને ત્યાં ગયો. ]

ગામડિયો—લ્યો આ બાટલી! ને લાવો સુગધીવાળા ફોટા!

ફોટોગ્રાફર—[ ફોટોઝ ઉપર તેલ રેડયા પછી ] લ્યો, આ સુગંધીવાળા ફોટા ને લાવો પરેલ દોઢ રૂપિયો વધુ!

ગામડિયો—અરે! પણ! આ છબી તો બગડી ગઇ! મારો ચેરો પણ કળાતો નથી!

ફોટોગ્રાફર—તમારે તો સુગધીવાળા ફોટાઓ જોઈએ છીએ કે મોહક ચહેરો!

[ ખરાબ ફોટાઓ લઈ ગામડિયો રસ્તે પડયો. ]

---

# શોકલડી*

જગજીવનદાસ દયાળજી મોદી

[ શ્યામ રંગ સમીપે ન જાવું—એ રાગ ]

શોકય તણું સુખ હશે સારૂં, મેં તો જાણ્યું સખી, શોકય તણું૦ ટેક
શોકય તણું સાલ એમ, પહેલાં કહેવાતું હશે;
પણ આજ તો છે એ જ અતિ પ્યારૂં— મેં તો જાણ્યું૦ ૧
ખોટું કહેતી હોઉં તો તું, પૂછી જો ભણેલીઓને;
કોઈ નહિ કહે છે નઠારૂં— મેં તો જાણ્યું૦ ૨
પૃછી જો વિનોદિનીને ને, પૂછી જો તું બકાને;
બીજીઓએ એજ હશે ધાર્યું— મેં તો જાણ્યું૦ ૩
રોજ રોજ શોકય શોધી, વરવા ન જાય નાઠી;
લાગતું જો હોય એ અકારૂં— મેં તો જાણ્યું૦ ૪
શોકય તણા સાહ્યબાને, ઝૂંટવીને લેવો એ તો;
બહાદુરીનું કામ છે કંઇ ન્યારૂં— મેં તો જાણ્યું૦ ૫
મોટીબેન કહેતાં કેવું, મોઢું મલકાઈ જાય;
મધ જેવું એ ગળ્યું લાગનારૂં— મેં તો જાણ્યું૦ ૬
સિદ્ધિ—બુદ્ધિની પેઠે, બે બાજુ બેસવાનું;
ગણપતિના જેવું શોભનારૂં— મેં તો જાણ્યું૦ ૭

* આ કાવ્યને, ભણેલ કે અભણ-નારીમાત્ર પ્રત્યેના સંપૂર્ણ સન્માન સાથે, એક 'કટાક્ષ કાવ્ય' તરીકે પ્રગટ કરવામાં આવેલ છે. તંત્રી

# જૈન-સાહિત્યમાં

# મહાકવિ કાલિદાસનાં સંસ્મરણો

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી, વડોદરા ]

સાહિત્ય-પ્રેમી વિદ્યા-વ્યાસંગી સદ્ગુણાનુરાગી અનેક જૈન વિદ્વાનોએ સાહિત્ય-પરિશીલન કરતાં સરસ્વતીના કૃપાપાત્ર સમર્થ મહાકવિ કાલિદાસની ઉચ્ચ કવિત્વભરી સં. પ્રા. ગદ્ય-પદ્યમય મનોહર સરસ કૃતિયોનું ઊંડું અવગાહન કર્યું જણાય છે, હજાર વર્ષો કરતાં વધારે સમયથી કીર્તિશાલી એ મહાકવિનાં સુપ્રસિદ્ધ પ્રૌઢ કાવ્યો અને નાટકોએ વિદ્યા-વિલાસી વિદ્વજ્જનોનું આકર્ષણ કર્યું છે. સેંકડો વિદ્વાનોએ પ્રશંસા-પુષ્પો વેરતાં એનાં પઠન-પાઠનો કરી-કરાવી વિનોદ સાથે વિવિધ જ્ઞાન મેળવ્યું છે. ભારતવર્ષના અને પરદેશોના કેટલાય મર્મજ્ઞ વિદ્વાનોએ એના પર ટીકા-ટિપ્પનીઓ કરીને તુલનાત્મક દૃષ્ટિએ તથા બીજી રીતે તેનાં ગુણ-દોષ પર વિચાર કર્યો છે. કેટલાય અભ્યાસીઓએ પોતાની કવિત્વશક્તિ ખીલવવા એમાંથી પ્રેરણા મેળવી હશે. મહાકવિ, કવિ-રાજ, કવિકુલકિરીટ જેવાં મહત્ત્વભર્યાં પદો જ્યાં ત્યાં જેને તેને માટે વાપરનારાઓને કવિ-કુલગુરુ મહાકવિ કેવા હોય ?-એનો ખ્યાલ કરાવ્યો હશે; કેટલાય કવિઓએ એ મહાકવિની ચાતુરી મેળવવા ઊંડાં ચિંતનો અને વિશિષ્ટ પ્રયત્નો કર્યા હશે, કેટલાય કવિઓએ એની સ્પર્ધા કરી કવિ-કીર્તિ પ્રાપ્ત કરવા પ્રયાસો સેવ્યા હશે. કેટલાય નાટ્યકારોએ નાટકોની વિશિષ્ટ શૈલી શીખવા એ નાટકકારનાં નાટકો પર ગંભીર લક્ષ્ય આપ્યું હશે. શૃંગાર આદિ રસોના પ્રયોગો કેવા હોઇ શકે ? વ્યુત્પત્તિ, પ્રતિભા, પદ-લાલિત્ય, અર્થ-ગૌરવ કેવાં હોય ? ઉપમાદિ અલંકારો કેવી રીતે વપરાય ? મહાકવિ છટાથી માધુર્યથી વિવિધ વિષયોનું વિશાલ સરસ જ્ઞાન કેવી રીતે આપી શકે ? એ બધું શીખવા-સમજવા માટે પ્રસ્તુત મહાકવિની કૃતિયો કેટલાય અભ્યાસી વિદ્વાનોને ઘણી ઉપયોગી થઈ પડી હશે. તેમના રસમય મેઘદૂતે તો વિવિધ સ્વરૂપમાં ૩૦-૪૦ જેટલા અભિનવ દૂતો રચાવવા પ્રેરણા આપી જણાય છે, જેમાં જૈન કવિઓનો પણ બહોળો ફાળો છે. જૈન સાહિત્યમાં મહાકવિ કાલિદાસનાં વિવિધ સંસ્મરણો હજાર-બારસો વર્ષો જેટલાં જૂનાં છે. સમય, સ્થળ અને સાધનોની અનુકૂલતા પ્રમાણે તેમાંનાં થોડાં-ઘણાં ક્રમશઃ સૂચવવા અહિં પ્રયત્ન કરવામાં આવે છે.

## વિક્રમની ૭ મી સદીમાં

### કવિ રવિકીર્તિ

સત્યાશ્રય ( પુલકેશી ચાલુક્ય મહારાજા )ના પરમ પ્રસાદને પ્રાપ્ત કરનાર શકાબ્દ ૫૫૬= વિ. સં. ૬૯૧ માં મનોહર જિનેન્દ્રભવન રચાવનાર વિદ્વાન્ રવિકીર્તિએ કવિતાદ્વારા કાલિદાસ અને ભારવિ જેવી કીર્તિ પ્રાપ્ત કરી હતી.—એવો ઉલ્લેખ દક્ષિણ બીજાપુર જિલ્લાના આયહોલી ગામના મેગૂતી નામના જિનમંદિરના શિલાલેખમાં જણાય છે—

"यस्याम्बुधित्रयनिवारितशासनस्य सत्याश्रयस्य परमाप्तवता प्रसादम् ।
शैलं जिनेन्द्रभवनं भवनं महिम्नां निर्मापितं मतिमता रविकीर्तिनेदम् ॥

येनायोजि न वेश्म स्थिरमर्थविधौ विवेकिना जिनवेश्म ।
स विजयतां रविकीर्तिः कविताऽऽश्रितकालिदास-भारविकीर्तिः ॥
पञ्चाशत्सु कलौ काले षट्सु पञ्चशतेषु च । समासु समतीतासु शकानामपि भूभुजाम् ॥"

( એ. ઈ. ६ )

## વિક્રમની ૯ મી સદીમાં

### કવિ જિનસેન. પાર્શ્વાભ્યુદય

મહારાજા અમોઘવર્ષ( શક સંવત્ ૭૩૬ થી ૭૫૦ = વિ સં. ૮૭૧ થી ૮૮૫ )થી સન્માનિત થયેલા, આદિપુરાણ વગેરે રચનાર દિગંબર જૈન કવિ જિનસેને કવિ કાલિદાસના મેઘદૂત કાવ્યનાં પદ્યોનાં સર્વ ચરણોને સમસ્યારૂપે લઇ, પાર્શ્વનાથ-ચરિત્રરૂપ અભીષ્ટ વિષયમાં પાદ-પૂર્તિ કરી ૩૬૪ મંદાક્રાન્તા પદ્યોથી પાર્શ્વાભ્યુદય નામનું સરસ કાવ્ય રચ્યું હતું, જે પ્રસિદ્ધ થઇ ગયું છે. તેના અંતમાં જણાવ્યું છે કે—

"इति विरचितमेतत् काव्यमावेष्ट्य मेघं बहुगुणमपदोषं कालिदासस्य काव्यम् ।
मलिनितपरकाव्यं तिष्ठतादाशशाङ्कं भुवनमवतु देवः सर्वदाऽमोघवर्षः ॥"

## વિક્રમની ૧૧ મી સદીમાં

### સોમદેવસૂરિ

નીતિવાક્યામૃત જેવા રાજનીતિના પ્રૌઢ ગ્રંથ રચનાર દિ જૈન વિદ્વાન્ સોમદેવસૂરિના યશસ્વી યશસ્તિલક ચંપૂ ( શક સં. ૮૮૧ = વિ. સં. ૧૦૧૬ )માં કવિ કાલિદાસનું નામ અને તેની કૃતિમાંના ' प्रतिबध्नाति हि श्रेयः पूज्यपूजाव्यतिक्रम. । ' જેવા અંશ ઉદ્ધૃત કરેલ જણાય છે ( આ. ૪, ૫; નિ. સા. પૃ ૧૧૩, ૨૬૧ )

### મહાકવિ ધનપાલ

જેમના રાજ્યમાં વિ સં ૧૦૫૫માં દિ કવિ અમિતગતિએ 'સુભાષિતરત્નસંદોહ' વગેરે રચના કરી, તે પ્રખ્યાત વિદ્યાપ્રેમી માલવાના પરમાર મહારાજા મુંજ અપરનામ વાક્પતિરાજે રાજસભામાં ' સરસ્વતી ' બિરૂદ આપી જેનો સત્કાર કર્યો હતો અને એ જ મહારાજાદ્વારા રાજ્ય પર અભિષિક્ત થયેલા વાઙ્મય-વિશારદ સુપ્રસિદ્ધ વિદ્વદ્વત્સલ મહારાજા ભોજે જિનાગમોમાં કહેલી કથાઓ સાંભળવા ઇચ્છા દર્શાવતાં તેમના વિનોદ માટે જેણે અદ્ભુત રસવાળી તિલકમંજરી નામની ગદ્ય કથા રચી હતી, તે શ્વે જૈન મહાકવિ ધનપાલે ( મધ્યદેશના દેવર્ષિ દ્વિજના પૌત્રે અને શાસ્ત્રજ્ઞ સર્વદેવના પુત્રે ) કવિ બાણભટ્ટની કાદંબરી કથા સાથે સ્પર્ધા કરતી ઉપર્યુક્ત કથાના પ્રારંભ (શ્લો. ૨૫)માં પૂર્વે થઇ ગયેલા કવિઓનાં કવિત્વની પ્રશંસા કરતા મહાકવિ કાલિદાસનું પણ સ્મરણ કર્યું છે—

"म्लायन्ति सकला कालिदासेनासन्नवर्तिना । गिरः कवीना दीपेन मालतीकलिका इव ॥"

ભાવાર્થ.—દીવા પાસે રહેતા જેમ કળાવાળી-ખીલેલી પણ માલતી(પુષ્પ)ની કળીઓ મ્લાન થઇ જાય છે-કરમાઇ જાય છે; તેમ [કવિ] કાલિદાસ સમીપ રહેતા [બીજા] કવિઓની કલાયુક્ત વાણી પણ ઝાંખી પડી જાય છે.

## વિક્રમની ૧૨ મી સદીમાં

### કવિ જિનવલ્લભસૂરિ

જેમણે વિ. સં ૧૧૨૫ માં શોધેલાં અને ૧૧૩૮ માં લખાવેલાં પુસ્તક ( તાડપત્ર ) ઉપલબ્ધ થાય છે, અને જેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૧૬૭ મા થયો હતો, તે વિધિ-પથ-પ્રવર્તક

પ્રખ્યાત જિનવલ્લભસૂરિએ વિવિધ કાવ્યો, નાટકો અને અલંકાર ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો, તેમાં મેઘદૂતનો નામ-નિર્દેશ મળે છે. સુમતિગણિએ વિ. સં. ૧૨૯૫ માં ગણધરસાર્ધ-શતક-બૃહદ્વૃત્તિમાં એનો ઉલ્લેખ કર્યો છે [વિશેષ માટે જૂઓ ગા. ઓ. સિ.અપભ્રંશ-કાવ્યત્રયીની અમ્હારી ભૂમિકા પૃ. ૨૦]

વિ. સં. ૧૧૩૨ થી ૧૨૧૧ સુધી વિદ્યમાન-વિ. સં. ૧૧૬૯ માં પટ્ટધર થયેલા જિનદત્તસૂરિએ ઉપર્યુક્ત જિનવલ્લભ કવિની પ્રશંસા કરતાં અપભ્રંશ પદ્યમાં લોક-વર્ણિત કવિ કાલિદાસનું સ્મરણ કર્યું છે—

"कालियासु कइ आसि जु लोइहिं वनियइ ताव जाव जिणवल्लहु कई नाअन्नियइ ॥"

[ ચર્ચરી ગા. ૫ અપભ્રંશકાવ્યત્રયી પૃ. ૪ ]

ભાવાર્થ:—ભૂતકાળમાં થઇ ગયેલા કવિ કાલિદાસ, જેને લોકો વડે વર્ણવવામાં આવે છે; તે ત્યાં સુધી કે જ્યાં સુધી જિનવલ્લભ કવિ (વિદ્યમાન) સાંભળવામાં આવ્યા નથી.

આચાર્ય હેમચંદ્ર, કાવ્યાનુશાસનમાં—

સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચંદ્રે સ્વોપજ્ઞ કાવ્યાનુશાસનનાં અલંકાર ચુડામણિવ્યાખ્યામાં કાવ્યનાં અનેક પ્રયોજનો-ફલોમાં યશરૂપ ફલ સૂચવતાં ઉલ્લેખ કર્યો છે કે—

"यशस्तु(स्तु) कवेरेव यत इयति संसारे चिरातीता

अप्यद्य यावत् कालिदासादयः सहृदयैः स्तूयन्ते कवयः ।"

ભાવાર્થ:—યશ સુકવિનો જ થાય છે; કેમકે આટલા મોટા સંસારમાં લાંબા વખત પૂર્વે થઇ ગયેલા હોવા છતાં પણ હજુ સુધી કાલિદાસ વગેરે કવિઓ સહૃદયો(વિદ્વાનો) દ્વારા સ્તવાય છે.

ઉપર્યુક્ત અલંકારચૂડામણિમાં કવિ કાલિદાસની કૃતિયો( રઘુવંશ, કુમારસંભવ, મેઘદૂત; અભિજ્ઞાનશાકુન્તલ, વિક્રમોર્વશીય )માંથી ઉદાહરણો આપવામાં આવ્યાં છે.

જેમ કવિ કાલિદાસે મહાકાવ્યથી રઘુવંશને, તેમ આચાર્ય શ્રીહેમચંદ્રે સં. પ્રા. દ્વયાશ્રય મહાકાવ્યથી વિશિષ્ટ સ્વરૂપમાં ગુજરાતના રાજવંશ ચૌલુક્ય-વંશને કીર્તિથી અમર કર્યો છે.

## વિક્રમની ૧૩મી સદીમાં

મહાકવિ રામચંદ્ર, નાટ્યદર્પણ-વિવરણમાં—

જેમણે બાર રૂપકો (નાટક, પ્રકરણ, પ્રહસન વગેરે)નું સ્વરૂપ જણાવનાર નાટ્યદર્પણ જેવા ગ્રંથની રચના કરી એ વિષયની ન્યૂનતા જ દૂર કરી નથી; માળવાના મહારાજા મુંજની વિદ્વત્-પરિષદ્ના વિદ્વાન્ ધનિક ધનંજયની કૃતિ દશરૂપક સાથે તેને સ્પર્ધામાં મૂકી ગુજરાતનું ગૌરવ વધાર્યું છે, તે સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચંદ્રના પટ્ટધર રામચંદ્રસૂરિએ અને ગુણચંદ્રે નાટ્ય-દર્પણના વિવરણમાં પ્રસિદ્ધ અપ્રસિદ્ધ અપાયેલ ૬૪ જેટલા નાટકાદિ ગ્રંથોનાં ઉદાહરણોમાં કવિ કાલિદાસનાં અભિજ્ઞાનશાકુન્તલ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશી નાટકોમાંથી અને રઘુવંશ, કુમારસંભવ મહાકાવ્યોમાંથી પણ અનેક ઉદાહરણો આપેલાં છે, તેના ગુણ-દોષ પર વિચાર કર્યો છે. (વિશેષ માટે જૂઓ ગા. ઓ. સિ.)

કવિ આસડ, મેઘદૂત-ટીકા

ભિલ્લમાલ(શ્રીમાલ) વણિક્વંશના કટુકરાજના પુત્ર શ્રેષ્ઠ કવિ થઇ ગયા, જેનાં સુભાષિતોથી પ્રસન્ન થઇ રાજ-સભ્યોએ જેને ' કવિ-સભા-શૃંગાર ' બિરૂદ આપ્યું હતું; તથા વિ. સં. ૧૨૪૮ માં જેણે રચેલા ઉપદેશકંદલી, વિવેકમંજરી જેવા ગ્રંથો પર સિદ્ધસારસ્વત આચાર્ય બાલચંદ્રે વિસ્તારથી વ્યાખ્યાઓ રચી હતી; તે કવિ " આસડે મેઘદૂત મહાકાવ્ય

પર ટીકારૂપી સ્નેહના સિંચનથી કવિ કાલિદાસના યશરૂપી દીપને દીપાવ્યો હતો[1]" પરંતુ દુર્ભાગ્યે હજી તે ટીકાનાં દર્શન થયાં નથી.

શિવનિધાનગણિના શિષ્ય મહિમસિંહગણિએ પોતાના શિષ્ય હર્ષવિજય માટે વિ. સ. ૧૬૯૩ માં રચેલી બીજી ટીકા હ. લિ. જણાય છે.

### નરેન્દ્રપ્રભસૂરિ, અલંકાર-મહોદધિમાં—

ગૂર્જરેશ્વરના મહામાત્ય સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલની અભ્યર્થનાથી નરચંદ્રસૂરિના શિષ્ય નરેન્દ્રપ્રભસૂરિએ વિ સં. ૧૨૮૨ માં રચેલા સાડાચારહજાર શ્લોકપ્રમાણવાળા અલંકાર-મહોદધિ (ગા. ઓ. સિ ) ગ્રંથની વૃત્તિમાં કવિ કાલિદાસની કૃતિયોમાંથી રઘુવંશ, કુમારસંભવ કાવ્યો અને અભિજ્ઞાનશાકુન્તલ, વિક્રમોર્વશીય નાટકોમાંથી ઉદાહરણો આપેલાં છે.

રવિપ્રભગણીશ્વરના શિષ્ય કવિ વિનયચંદ્રે રચેલી કાવ્યશિક્ષામાં, સદ્ગ્રંથ-નિર્માણ કરનાર કવિઓના નામોમાં કાલિદાસ તથા પ્રૌઢોક્તિમાત્રથી નિષ્પન્ન ઉપમાવાળામાં 'દીપિકા' કાલિદાસ એવો નિર્દેશ છે (જૂઓ પત્તનસ્થ જૈન ભા. ગ્રંથ સૂચી ૧, ૪૯)

### કવિ અમરચંદ્ર—

વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં અને ચૌદમી સદીના પ્રારંભમાં રાજ-માન્ય કવિ અરિસિંહે રચેલા મંત્રીશ્વર વસ્તુપાલના સુકૃતસંકીર્તન કાવ્યના અંતમાં શ્રે કવિ અમરચંદ્રે (કાવ્યકલ્પલતા, બાલભારત, પદ્માનંદ મહાકાવ્યાદિ રચનાર, 'વેણીકૃપાણ' બિરૂદ મેળવનાર, વીસલદેવની રાજ-સભામાં સમસ્યા-પૂર્તિથી સન્માન મેળવનાર [2]અમરે) સ્મરણ કર્યું છે કે-

"तात ! ख्यातगिरः सुता मम हता ही ! कालिदासादयो
नन्वेकस्तु चिरायुरस्तु जगति श्रीवस्तुपालोऽधुना ।
मार्कण्डः स्फुटमाशिषा शमवतामल्पायुरप्येष यत्
कल्पायुर्जयतीति वाग्-निगदने धाताऽस्तु जातादरः ॥"

ભાવાર્થ:—[સરસ્વતી (બ્રહ્માણી-બ્રહ્મપુત્રી) બ્રહ્માને પ્રાર્થના કરતા કહે છે કે—]'હે પિતાજી! ઘણા ખેદની વાત છે-કે પ્રખ્યાત વાણીવાળા, કાલિદાસ વગેરે મ્હારા પુત્રો હણાયા મૃત્યુ પામ્યા; હાલમા એક જ વસ્તુપાલ પુત્ર છે, તો તે જગતમા ચિર આયુષ્યવાળો થાઓ; જેમ આ સૂર્ય, અલ્પ આયુષ્યવાળો હોવા છતા પણ ઋષિઓની આશિષ વડે કલ્પ-પર્યન્ત આયુષ્યવાળો જયવંત વર્તે છે." એવી રીતે વાણ (સરસ્વતી દેવી)ના કથન પર વિધાતા આદરવાળા થાઓ.

વિ. સં. ૧૨૯૫ મા ચર્ચરી(અપભ્રંશ કાવ્ય)ની વ્યાખ્યામાં ઉપાધ્યાય જિનપાલે પ્રાચીન પદ્યને ઉદ્ધૃત કર્યું છે કે—

"कवय. कालिदासाद्याः कवयो वयमप्यमी । पर्वते परमाणौ च वस्तुत्वमुभयोरपि ॥"

### કવિ આશાધર

વ્યાઘ્રેરવાલ(વઘેરવાલ) વંશમાં થઈ ગયેલા સલ્લક્ષણના પુત્ર (દિ) કવિ આશાધર, જેમણે સાગાર, અનગાર ધર્મામૃત જેવા અનેક ગ્રંથો, ધારા, નલકચ્છ (નાલછા) પુર વગેરેમાં વાસ કરીને માલવાના અનેક મહારાજાઓનાં રાજ્ય—સમયમા રચ્યા હતા; તેને કવિમિત્ર ઉદયસેન મુનિએ 'કલિકાલિદાસ' તરીકે ઓળખાવેલ છે—

"व्याघ्रेरवालवरवंशसरोजहंसः काव्यामृतौघरसपानसुतृप्तगात्रः ।
सल्लक्षणस्य तनयो नयविश्वचक्षुर् 'आशाधरो विजयतां कलिकालिदासः ॥'

---

१ "आसडः कालिदासस्य यशोदीपमदीपयत् । मेघदूतमहाकाव्ये टीकास्नेहनिषेचनात् ॥"
—વિવેકમંજરી-વૃત્તિ-પ્રશસ્તિ

૨. આ કવિના વિશેષ પરિચય માટે સ્યાદિશબ્દ-સમુચ્ચયની લેખકની પ્રસ્તાવના લેવી.

## વિક્રમની ૧૪ મી સદીમાં

વિ. સં. ૧૩૬૧ માં મેરુતુંગસૂરિએ રચેલા પ્રબંધચિંતામણિના પ્રારંભમાં વિક્રમાદિત્યના પ્રબંધ સાથે મહાકવિ કાલિદાસની ઉત્પત્તિ સંબંધમાં કિંવદન્તીરૂપે જાણેલો આશ્ચર્યકારી પ્રબંધ દર્શાવ્યો છે.

## વિક્રમની ૧૫ મી સદીમાં

### મુનિભદ્રસૂરિ, શાંતિનાથ-ચરિત મહાકાવ્યમાં—

પેરોજ પાતશાહ(ફીરોજ તુગલક)ની રાજસભામાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર, વિ. સં. ૧૪૧૦ માં શાંતિનાથ-ચરિત મહાકાવ્ય રચનાર, બૃહદ્‌ગચ્છના મુનિભદ્રસૂરિએ તેના અંતમાં સૂચન કર્યું છે કે–

"જે સુબુદ્ધિમાન્ વિદ્વાનો કાલિદાસની ઉક્તિયો (રઘુવંશ, કુમારસંભવ વગેરે)માં, તથા ભારવિ અને માઘપંડિતનાં બંને કાવ્યો (કિરાતાર્જુનીય અને શિશુપાલવધ) માં અને શ્રીહર્ષની અમૃતમય સૂક્તિરૂપ નૈષધ મહાકાવ્યમાં પણ નિરંતર દોષોનું પ્રતિપાદન કરે છે; તે જ વિદ્વાનો ભગવાન્ શાંતિના ચરિત્રમાં રચાયેલાં વૃત્તોનું વિવર્ણન કરીને માત્ર ગુણોનું પ્રતિપાદન કરે છે."[1]

"સૂરિઓ જેવી રીતે પ્રાથમકલ્પિક (નવા શીખનાર) અભ્યાસીને નિરંતર વ્યુત્પત્તિની પ્રાપ્તિ થવા માટે ઉપર્યુક્ત મિથ્યાત્વયુક્ત ૫ કાવ્યોનાં વ્યાખ્યાન કરે છે, તેવી રીતે સમ્યક્ત્વ વાસિત વાસનાવાળા તેઓ આ શાંતિનાથ-જિનેં ચરિતને સમજાવે, તો શું વાંછિત ન થાય?"

### નેમિ-ચરિત કાવ્ય

સાંગણના પુત્ર વિક્રમ નામના એક જૈન કવિ વિક્રમની ૧૫ મી સદીમાં અથવા તે પૂર્વે થયા જણાય છે. જેણે વિદ્વજ્જનોના મનની પ્રીતિ માટે કવિ કાલિદાસના મેઘદૂત કાવ્યમાંથી અંતિમ પાદો લઈ રાજીમતીના દુઃખથી આર્દ્ર (કરુણરસમય) નેમિજિનના ચરિતથી પવિત્ર ૧૨૬ પદ્યોવાળું કાવ્ય રચ્યું[2] હતું, જે પ્રકાશિત થઈ ગયું છે. ૧૭મી સદીના ગુજરાતી કવિ ઋષભદાસના પિતાનું નામ પણ સાંગણ હોવાથી કેટલાક સાક્ષરો આ કવિને તેમના ભાઈ સમજતા હતા, પરંતુ પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરામાં રહેલી વિ. સં. ૧૪૫૦ માં લખાયેલી આ કાવ્યની હ. લિ. પ્રતિ જોતાં આ ભ્રાન્તિ દૂર થઈ છે.

### જૈનમેઘદૂત

વિ. સં. ૧૪૪૬ માં અંચલગચ્છના ગચ્છનાયકપદને પ્રાપ્ત કરનાર અને વિ. સં. ૧૪૭૧માં સ્વર્ગવાસી થયેલા, અનેક કાવ્યો રચનાર અને અનેક પ્રતિમા-પ્રતિષ્ઠા-પ્રભાવના કરનાર મેરુતુંગસૂરિએ નેમિજિન ચરિતરૂપે નવીન જૈન મેઘદૂતની રચના કરી તેને કવિ કાલિદાસના મેઘદૂત સાથે સ્પર્ધામાં મૂક્યો છે, જેના પર તેમના શિષ્ય આચાર્ય શીલરત્ને વિ. સં. ૧૪૯૧ માં અણહિલપાટક પાટણમાં વૃત્તિ રચી હતી; જે વૃત્તિનું સંશોધન પૃથ્વીચંદ્રચરિત્ર (વાગ્-વિલાસ)ના કર્તા માણિક્યસુંદરસૂરિએ કર્યું હતું. તે ભાવનગરની જૈન આ. સભાદ્વારા પ્રકાશમાં આવેલ છે.

---

૧ "ये दोषान् प्रतिपादयन्ति सुधियः श्रीकालिदासोक्तिषु
श्रीमद्भारवि-माघपण्डितमहाकाव्यद्वयेऽप्यन्वहम् ।
श्रीहर्षामृतसूक्तिनैषधमहाकाव्येऽपि ते केवलं
यावद्वृत्तविवर्णनेन भगवच्छान्तेश्चरित्रे गुणान् ॥" (પ. લિ. ગ્રં.)

૨ "तद्दुःखार्द्रं प्रवरकवितुः कालिदासस्य काव्यादन्त्यं पादं सुपदरचितान्मेघदूताद् गृहीत्वा ।
श्रीमन्नेमेश्चरितविशदं साङ्गणस्याङ्गजन्मा चक्रे काव्यं बुधजनमनःप्रीतये विक्रमाख्यः ॥"
(નિ. સા. કાવ્યમાલા ગુ. ૨)

## વિક્રમની ૧૮ મી સદીમાં

### ઈંદુદૂત

વિક્રમની ૧૭ મી સદીના છેલ્લા ચરણમાં અને ૧૮ મી સદીના પૂર્વાર્ધમાં વિવિધ વિષયોમાં, વિવિધ ભાષામાં બે લાખ શ્લોકપ્રમાણ વિશિષ્ટ રચના કરનાર બહુશ્રુત મહોપાધ્યાય [1]વિનયવિજયે તપા-ગણપતિ (ગચ્છનાયક વિજયદેવસૂરિ ? વિ. સં. ૧૭૦૧ (?)મા તરફ જોધપુર(મારવાડ)થી સૂરત ઈંદુને દૂત તરીકે મોકલ્યો હતો. કવિ કાલિદાસના મેઘદૂતની પદ્ધતિએ રચેલા ૧૩૧ પદ્યોવાળા એ ઈંદુદૂત કાવ્યમાં જોધપુર, સુવર્ણગિરિ (સોનગિર), જાલોર, શિરોહી, આબૂ, અચલગઢ, સિદ્ધપુર, સાભ્રમતી, રાજદ્રંગ (અહમદાવાદ), વટપદ્ર (વડોદરા), ભૃગુપુર (ભરૂચ) અને સૂરત વગેરે સ્થળોનું પ્રાસંગિક સુંદર વર્ણન કર્યું છે. નિ મા કાવ્યમાલા ગુ ૧૪માં એ કાવ્ય પ્રકાશિત થઈ ગયું છે.

### ચેતોદૂત

પોતાનું નામ સ્પષ્ટ જણાવ્યું ન હોવા છતાં 'પરમાનન્દ' નામવાળા જણાતા એક જૈન કવિએ મેઘદૂતના અંતિમ પાદોદ્વારા ચિત્તને દૂત બનાવી પોતાના પૂજ્ય ગુરુ તરફ મોકલવાના સંદેશરૂપ અભીષ્ટ વિષયમાં પાદ-પૂર્તિ કરી ગુરુના ગુણોનો પરિચય કરાવતું 'ચેતોદૂત' નામનું નવું કાવ્ય રચ્યું[1] છે, જે ભાવનગરની જૈન આત્માનંદ સભાદ્વારા પ્રકાશિત થઇ ગયેલ છે

"सन्ति श्रीमत्परमगुरवः सर्वदाऽपि प्रसन्नास्तेषां शिष्यः पुनरनुपमात्यन्तभक्तिप्रणुन्नः ।
तन्माहात्म्यादपि जडमतिर्मेघदूतान्त्यपादैश्चेतोदूताभिधमभिनवं काव्यमेतद् व्यधत्त ॥"

### મેઘદૂત-સમસ્યાલેખ

તપાગચ્છમાં સમર્થ વિદ્વાન્ ઉપાધ્યાય મેઘવિજય થઈ ગયા, જેમણે માઘકાવ્ય, અને નૈષધકાવ્યની પાદપૂર્તિરૂપ તથા સપ્તસંધાન જેવાં કાવ્યો રચ્યાં છે; અને મેઘમહોદય (વર્ષપ્રબોધ), હસ્તસંજીવન જેવા જ્યોતિષ, સામુદ્રિક જેવા વિષયો પર વિદ્વત્તાભરી પ્રૌઢ રચના કરી છે; તેમણે કવિ કાલિદાસના મેઘદૂત કાવ્યનાં સર્વ (૧૩૧) પદ્યોનાં અંતિમ ચરણોને સમસ્યારૂપ સ્વીકારી પોતાના અભીષ્ટ વિષયમાં પાદપૂર્તિ કરી છે. ઔરંગાબાદ(દક્ષિણ)માં પોતાની ચાતુર્માસ-સ્થિરતા થતાં ત્યાંથી દેવપત્તન(પ્રભાસ પાટણ, કાઠિયાવાડ)માં રહેલ પોતાના ગચ્છનાયક વિજયપ્રભસૂરિ (ગચ્છનાયકપદ વિ સં ૧૭૧૦માં વૈ શુ ૧૦) ઉદ્દેશી કાવ્યરૂપે રચેલ વિજ્ઞપ્તિ સંદેશ-લેખને મેઘવિજયે મેઘ-દૂત દ્વારા પાઠવ્યો છે, તેમાં ગુરુના પરિચય સાથે તે તે સ્થળોનો પણ પરિચય કરાવ્યો છે. એ 'મેઘદૂત-સમસ્યાલેખ' ભાવનગરની જૈન આત્માનંદ સભાદ્વારા પ્રસિદ્ધ થઇ ગયેલ છે. તેના અંતમાં સંક્ષેપમાં સૂચન છે કે-

"माघकाव्यं देवगुरोर्मेघदूतं प्रभप्रभोः । समस्यार्थं समस्यार्थं निर्ममे मेघपण्डितः ॥"

એવી રીતે દિગંબર કવિ વાદિચંદ્રે રચેલ વાયુ (પવન)દૂત (નિ. સા. કાવ્યમાલા ગુચ્છક ૧૩, શ્લો. ૧૦૧) જેવાં બીજાં અનેક કાવ્યો રચાયેલાં મળી આવે છે. મહાકવિ કાલિદાસનાં મેઘદૂત વગેરે કાવ્યોનું અને નાટકાદિ સાહિત્યનું એ રીતે મહત્ત્વ, વિશિષ્ટતા દર્શાવતા જે જે વિદ્વાન્ કવિઓએ એ મહાકવિ પ્રત્યે ઉચ્ચ આદર દર્શાવ્યો છે; મહાકવિના માર્ગને અનુસરનારા તે તે કવિઓનાં સુમંસ્કારી પ્રતિભાભર્યાં ભિન્ન ભિન્ન સદ્ભાવભર્યાં અભિનવ કાવ્યો તરફ પણ સાક્ષરો સમુચિત આદર દર્શાવે, તેમની કવિત્વશક્તિને અને તેમના નિર્દોષ પવિત્ર ભાવોને સમજવા ઔદાર્યભર્યું સૌજન્ય દર્શાવે-એમ ઇચ્છીશું.

---

1. આ કવિના વિશેષ પરિચય માટે 'સુવાસ'માની અમારી લેખમાળા વટપદ્ર (વડોદરા) ઐતિહાસિક ઉલ્લેખો' જુઓ.

તિબેટની ચમત્કારિક સંસ્કૃતિના—

# અવશેષ

ચ.

પૌર્વાત્ય—એ શબ્દના સ્મરણ સાથે જ મારાં અંગેઅંગમાં એક મધુર ઝણઝણાટી પ્રસરી જાય છે. મને થાય છે કે હું એ ભૂમિમાં જન્મ્યો હોત તો કેવું સારું. સાત સાત હજાર વર્ષ પૂર્વે પણ જે સ્વર્ગની સ્પર્ધા કરતી, જેને આંગણે સંસ્કારની નિર્મળ સરિતાઓ વહતી, જેની ગોદ જગતના એકે એક ધર્મપ્રવર્તકને મીઠી લાગી છે; વિજ્ઞાન તેના વિશુદ્ધ રૂપમાં જ્યાં આજ કરતાં પણ અધિકતર ખીલ્યું હતું—તે ભૂમિ ને તે યુગનો હું વારસ હોત તો મારું હૃદય પ્રતિદિન પુલકિત રહેત.

હું એક યુરોપવાસી છું. અમારાં વૈજ્ઞાનિક યંત્રોએ મારાં નેત્રની રોશની વર્ષો થયાં હરી લીધી છે. આ ભૂમિના ઘમંડથી મારું હૈયું ઊકળી રહ્યું છે. પૌર્વાત્ય ભૂમિની કોઇક દિલહર શાંત ગિરિમાળામાં પૂર્વના ઋષિવરોની જેમ જીવનનાં બાકી દિવસો વીતાવવાનાં હું સ્વપ્નાં સેવું છું.

ને એક સવારે મને સમાચાર મળે છે કે તિબેટની ગિરિકુંજોમાં હજી એવા ઋષિવરો વસે છે કે જેમની પાસે એમની પ્રાચીન સંસ્કૃતિના અવશેષો જળવાઈ રહ્યા છે, જેમનું વૈદકીય જ્ઞાન અદ્દ્ભુત છે. નેત્રની ઓલવાયલ રોશનીને ચેતાવવાનું તો શું પણ કોઢ, કંઠરોગ કે ક્ષય જેવાં જીવલેણ દર્દોને મીટાવવાનું પણ એમને માટે સહેજ છે.

મારું મન રોમાંચ અનુભવે છે. તિબેટ: આધુનિક સંસ્કૃતિની ઈંદ્રજાળથી અળગો રહેલો જગતભરનો એક માત્ર દેશ—જ્યાં તાર નથી, ટેલીફોન નથી, આગગાડી નથી, છાંપાંઓ નથી, કત્યાશાળાઓ નથી—તેનાં દર્શન માટે હું ઉત્સુક બનું છું. પૌર્વાત્ય પ્રેમના કારણે મને એ ભૂમિનો કેટલોક પરિચય તો છે. તે પરિચયનો ઉપયોગ કરી મારી આંખોનું નૂર પાછું મેળવવાની અને પૌર્વાત્ય સંસ્કૃતિના અવશેષોને નજરે નિહાળવાની મારામાં તાલાવેલી જન્મી છે.

મિત્રોની મદદથી હું તિબેટની સરહદ—સોમુ ખીણ પર પહોંચ્યો છું. તિબેટની પ્રજા જાસૂસોને કે કુટિલ સ્વાર્થીઓને તરત ઓળખી જાય છે ને તેવા પુરુષો એ ભૂમિમાંથી પાછા પણ નથી ફરતા. પણ જેમનામાં જિજ્ઞાસા, શાંતિ ને સદ્દ્ભાવ હોય છે તેમને તેઓ સત્કારે છે, તેવાઓને ત્યાં મિત્ર પણ મળી રહે છે. મને પણ એવા બે તિબેટિયન મિત્રો મળી ગયા. તેમણે મને આંખોની રોશની ફરી બક્ષી શકનારે સંન્યાસી ઝર્મોનું નામ ને તેના નિવાસ-સ્થળનો પત્તો આપ્યો એટલું જ નહિ, પણ તેઓ મારા સાથી બન્યા.

અનેક મુશ્કેલીઓ વેઠીને અમે પર્વતમાળાઓથી વીંટળાયલ ગીર્યેના મઠમાં પહોંચ્યા. ત્યાંના મઠાધિપ ચંદ્રુએ અમને દૂર રહેલા સંન્યાસીનાં નિવાસસ્થળનો વિગતવાર પરિચય આપતાં કહ્યું, "બે મહિના સુધી તમને તેમની મુલાકાત મળવાનો સંભવ નથી."

મેં એક દર્દભરી આહ નાંખી. ને તે આહના ઉત્તરમાં હોય તેમ ચંદુના એક યુવાન શિષ્યે પોતાનાં મુખ-મસ્તક વાદળી રંગના એક રેશમી રૂમાલથી ઢાંકી દીધાં; ચંદુએ અમને મૂક શાન્તિ રાખવા કહ્યું; યુવાન સાધુએ મસ્તક ધૂણાવ્યું ને થોડી પળ પછી સંન્યાસી ઝર્મો પોતે જ બોલતો હોય તેમ તેણે ચંદુને કંઈક કહ્યું. ચંદુએ અમને કહ્યું કે ઝર્મોએ મને તરતમાં મુલાકાત આપવાનું કબૂલ્યું છે. આંખોમાં નૂર ન હોવાથી આ બધી ક્રિયાની કેટલીક વિગતો તો પાછળથી મેં મિત્રો પાસેથીજ જાણેલી.

ઝર્મોને મળવાને અમે ગાર્યેથી આગળ વધ્યા, ત્યારે અમને સહીસલામત પહોંચાડવાને ચંદુ અને યુવાન સાધુ પણ અમારી સાથે જોડાયા. ચારેક કલાકની પાર્વતીય મુસાફરી પછી અમે સંધ્યાએ રેકું લાઘા નામે સ્થળે આવી પહોચ્યા. ત્યાંના મઠમાં અમને ખોરાક-પાણી અપાયાં અને મંદિરમાં બુદ્ધની ભવ્ય મૂર્તિની સમીપમાં જ અમારે માટે સૂવાની વ્યવસ્થા થઈ. આ સ્થળે પણ યુવાન સાધુએ પ્રથમની જેમ ઝર્મોની સાથે દૂરથી વાતચીત કરી ને ઝર્મોએ અમને મધ્યરાત્રે પોતાની ગુફામાં આવવાનું આમન્ત્રણ આપતાં અમે તે સમયે ત્યાં પહોંચ્યા.

ઝર્મોએ અમારી સાથે મીઠાશથી વાતચીત કરી. તે વાતચીત પરથી મને એમજ લાગ્યું કે આ ઋષિ અહીં બેઠાં બેઠાં આખા જગતને ને તેમાં ચાલતી ક્રિયાઓને જોઈ શકે છે; દૂર દૂર રહેલા તેના શિષ્યોની સાથે વાતચીત કરી શકે છે. તેણે મારી આંખો પર, પવિત્ર અક્ષરોથી ને કોઈ અગમ્ય તેજક્રિયાથી મંત્રેલું પાણી છાંટયું. ને એ રીતે ત્રણ દિવસ પાણી છંટાતાં મારી આંખોની રોશની પુનઃ ઝગમગી ઊઠી; હું અંધ મટીને દેખતો બન્યો.

ઝર્મોનો સહવાસ મને ખૂબ પ્રિય થઇ પડયો. તેણે મને પ્રાચીન તિબેટ અને હિંદની વિજ્ઞાનસિદ્ધિની અદ્દભુત વાતો સંભળાવી. તેને લગતા કેટલાક અતિ પ્રાચીન ગ્રન્થો હજી પણ તિબેટના બુદ્ધમદિરોમાં જળવાઈ રહેલા છે. રેશમ જેવાં ઘેરાં-પીળાં પાનાંઓ પર સોનેરી અક્ષરે લખેલા એ ગ્રન્થો ભૂતકાલીન તિબેટની મનોહર કલાનું દર્શન કરાવે છે. તે ગ્રન્થોના ઉકેલની ભાષા અધિકારી લામાઓને જ શીખવવામાં આવે છે. ઝર્મો પાસે પણ એવી ત્રણેક પ્રતો હતી. મારામાં તેને તે અંગે પવિત્ર જિજ્ઞાસા જણાતાં તેણે મને તે પ્રતોમાંથી, અતિ ગુપ્ત નહિ એવા, કેટલાક વિભાગો વચાવવા માંડયા.

તે વાંચનમાં એક સ્થળે વજનને ઓછું કે વધતું કરવાનો પ્રયોગ આવ્યો. મને એના પર પૂરતી શ્રદ્ધા ન બેઠી. ઝર્મોએ એ પ્રયોગ મને નજરે બતાવવાનું વચન આપ્યું.

બીજે દિવસે પ્રભાતમાં ઝર્મો મને સમીપમાં જ પડેલા એક વજનદાર પત્થર નજીક લઈ ગયો. તેણે મને તે પત્થર ઊંચકી આશરે તેનું વજન જણાવવાનું કહ્યું. મેં જોરપૂર્વક એ પત્થરને અદ્ધર કરી તેનું વજન સવાએક મણ જેટલું હોવાનું જણાવ્યું. તેણે તરતજ પોતાના ઝબ્બામાંથી ધાતુની એક નાની શીશી કાઢી. ને તે શીશોમાંના તેલ જેવા પ્રવાહીમાં ત્રાંબાનો તાર બોળી તેને પત્થર પર ફેરવ્યો. થોડીક પળ જવા દઇ તેણે મને તે પત્થર ફરી ઊંચકવા કહ્યું. મેં તે પત્થરને રમકડાની જેમ ઊચકી લીધો ને તેનું વજન મને બશેર કરતાં પણ કંઈક ઓછું લાગ્યું. હું આ કરામતથી આશ્ચર્ય પામ્યો. પણ ઝર્મોએ કહ્યું:

"એમાં આશ્ચર્ય જેવું કંઈ નથી. જે આકર્ષણશક્તિ પદાર્થોને વજનશીલ બનાવે છે તે આ ક્રિયાથી થોડાક સમયને માટે સુષુપ્ત બની જાય છે."—તે થોડાક સમય જવા દઈ હું એ પત્થરને ફરી ઊંચકવા ગયો તો તે મને અગાઉની જેમ સવા મણ જેટલો જ જણાયો.

કેટલાક મહિના ઝર્મોની સાથે ગાળી હું મોરૂમો લાધા પહોંચ્યો. ત્યાંના મઠાધીશ પેજુ લામા સાથે પણ મારે મીષ્ટ સંબંધ બંધાયો. એક સમયે તે મને એક અદ્ભુત ગ્રન્થ બતાવતો હતો. તે વખતે અચાનક કંઈ યાદ આવ્યું હોય તેમ તેણે પોતાના ઝભ્ભામાંથી બે ઈંચના વ્યાસની ને આઠેક ઈંચની લંબાઈની એક ભૂંગળી કાઢી. તેની એક બાજુના ઢાંકણાને ખોલી નાંખી તેણે તે ભૂંગળીને પોતાના કાન પર ધરી. તે પછી બીજું ઢાંકણું ખોલી તે તે ભૂંગળીમાં કંઈક બોલ્યો. પછીથી તેણે શું કર્યું તે સંબંધી મેં ખુલાસો પૂછતાં તે બોલ્યો કે ૨૦૦ માઈલ દૂર રહેલા ઝગન બોરા પર્વત પરના મઠાધિપતિ એવા પોતાના નાના ભાઈએ તેને અધ્યાત્મ—વિષય પર કંઈક પ્રશ્ન પૂછેલો ને તેણે તેનો ઉત્તર આપ્યો. પાછળથી મેં ઝર્મોને જ્યારે આની કરામત પૂછી ત્યારે તે બોલ્યાઃ

"એ તો એક સામાન્ય યાંત્રિક પ્રક્રિયા છે. તેને અમે 'સંદેશવાહક યંત્ર' ના નામે ઓળખીએ છીએ. એવાં યુગલ-યંત્રો સહેજે તૈયાર થઈ શકે કે જેમાં એકમાંથી નીકળેલો ધીમો પણ અવાજ જગતના કોઈ પણ ભાગમાં રહેલા તેના બીજા જોડીદાર દ્વારા સાંભળી શકાય."

તિબેટના જુદા જુદા ભાગો જોઈ લેવાની ઇચ્છાથી હું એક પ્રસંગે ગોયો લાધામાં જઈ પહોંચ્યો. ત્યાંના મઠાધિકારી લામા સાથે પૌર્વાત્ય વિજ્ઞાનશક્તિની વાત નીકળતાં તેણે કહ્યું કે, "દુશ્મનોના સામના વચ્ચે પણ અમારા પૂર્વજો થોડાજ દિવસોમાં સાગરો પર સેતુ બાંધી શકતા."

આ વાત પર શ્રદ્ધા ન બેસતાં તેણે મને વેલનું એક નાનું મૂળ બતાવી તેને રાસાયણિક દ્રવ્યોથી ભરેલા માટીના એક કુંડમાં મૂકી દીધું. બીજે દિવસે એ મૂળ લઈ તેણે તે બે ખડકોની વચ્ચે આવેલ ત્રીશ ફૂટ પહોળા એક ઝરણને કાંઠે ઊંડું રોપ્યું. બીજ વાવ્યાંને અડધો કલાક માંડ થયો હશે એટલામાં તો તે જ્યાં વાવેલું ત્યાંથી ઝડપથી ઊગી નીકળતી વેલો આસપાસ પથરાઈને નવાં મૂળ નાંખવા લાગી. લામાએ મને તે વેલોને એકબીજામાં પરોવવાની સૂચના કરી. તે પ્રમાણે કરીને અમે પાછા ફર્યા. તે પછી પાંચેક દિવસ સુધી હું તે વેલોને બેહદ સંખ્યામાં આસપાસ પથરાઈને સામા ખડક સામે ધસતી જોઈ રહ્યો. ને એક અઠવાડિયામાં તો એક સુંદર પૂલ થઈ ગયો. એ પૂલ પર લામાએ પાસેના ગામડાનાં સાત–આઠ માણસોને નાચકૂદ કરવાનું સૂચવી મને તેની અભેદ્યતા બતાવી. આ સમયે રામાયણમાંનો સેતુબંધનો પ્રસંગ મારા મનમાં તરી આવ્યો. હું આ પૂલ સામે આશ્ચર્યમુગ્ધ નયને જોઈજ રહ્યો.

"એમાં અપૂર્વ કંઈજ નથી" લામાએ મારા સામે જોઈ હસીને કહ્યું, "અમારા પાસે એવી તો અગણિત વિદ્યાઓ છે. પણ અમે સ્વાર્થમાં એનો ઉપયોગ નથી કરતા, કુપાત્રનો એને સ્પર્શ નથી થવા દેતા. તમારી મર્યાદાહીન વિજ્ઞાનશક્તિ તમારા પર સંહારની આગ વર્ષાવશે, અમારે મન અમારી આ શક્તિ માતા છે. અમે ધારીએ તો આ કરતાં પણ વધારે અભેદ્ય ને ભવ્ય સેતુઓ બાંધી શકીએ તેમ છીએ. પણ તમારી જેમ અમે કુદરતને કૃત્રિમતાથી લાદી દેવા નથી માગતા. જરૂરી સંયોગોમાં અમે આવો સેતુ બનાવીએ છીએ. પણ પછી બીજા રસાયણમાં બોળેલું એક તીર સેતુમાંની મૂળ વેલમાં ખોસતાં જ બધી વેલો ખવાવા માંડે છે ને એક-બે દિવસમાં તો પૂલનાં પાદડાં હવામાં ઊડી જાય છે."

ને લામાએ ચોથેજ દિવસે મને આ પૂલની પણ એજ દશા બતાવી.

૧૮૦૦૦ ફીટ ઊંચી ખોખુન પર્વતમાળામાં ટોસુગ નામે એક મઠ આવેલો છે. તે મઠને ખર્ચ અંગે તે પર્વતમાળામાં આવેલી ગંધકની ખાણો ભેટ ધરવામાં આવેલી છે. તે મઠમાં પહોંચતાં મેં મઠાધિપ લામા ચેશીને એ ગંધકની ખાણો મને જોવા દેવાની વિનંતિ કરી. લામાએ મારી વિનંતિનો સ્વીકાર કર્યો એટલું જ નહિ, ખાણો બતાવવાને તે પોતે પણ મારી સાથે આવ્યો.

રસ્તે અમારે અંધકારથી ઊભરાતી લાંબી લાંબી સંખ્યાબંધ ગુફાઓમાંથી પસાર થવાનું હતું. હું તો પહેલી ગુફામાં પ્રવેશતાં જ ગભરાઈ ઊઠયો. પણ લામાએ કહ્યું, " ડરો નહિ. પ્રકાશ થશે. "

ને લામાએ જમીન પરથી કઇક ઊંચકી અવાજ કર્યો ને આખી ગુફા તેજથી ઝળહળી ઊઠી. તેના પ્રકાશમાં મેં જોયું તો જણાયું કે લામાના હાથમાં એક લાકડાની મોગરી હતી અને તે વતી તેણે ચાંદીના તારથી ગૂંથેલા ને પાસે લટકતા પિત્તળના એક ચકચકતા ઘંટ પર પ્રહાર કર્યો હતો; પ્રહાર થતાં જ તે ગુફામાં વીશ વીશ ફૂટના અંતરે છ સાત દીપકો પ્રગટી નીકળ્યા ને થોડીક પળોમાં જ દરેક દીપકમાંથી ૫૦૦ કેન્ડલ પાવર જેટલું તેજ છૂટવા લાગ્યું. દીપકોની સમક્ષ જઈ મેં તપાસ કરવા માંડી તો જણાયું કે લાકડાની પાંચ ફૂટ ઊંચી થાંભલીના કાટખૂણે પિત્તળનો તાર જોડેલો હતો. તે તારને એક ફૂટ વ્યાસની ને અડધા ઇંચની જાડાઈની લીલી ધાતુની એક થાળી વળગેલી હતી. તે થાળી પર ચાર ઇંચ વ્યાસનો એક બિલોરી પત્થર ઝગમગતો હતો. આસપાસ સોનાના તાર ગૂંથેલા હતા. આ સંબંધી લામાને પૂછતાં એટલું જ જાણવા મળ્યું કે આ ગોઠવણ સૈકાઓ પૂર્વે થયેલી છે. ઘંટ પર પ્રહાર થતાં ધ્વનિનાં મોજા લીલી થાળીને સ્પર્શ કરી તેને ગતિ આપે છે ને પરિણામે પત્થર ઝગમગી ઊઠે છે. જો ઘંટ પર લાકડાને બદલે ધાતુની મોગરીથી પ્રહાર કરવામાં આવે તો પ્રકાશ એટલો તીવ્ર બને કે માનવ-આંખો તે સહી પણ ન શકે. પ્રકાશની ગમે તેટલી વિપુલતા છતાં ઉષ્ણતાનું નામ પણ નહિ. આ રીતે જુદી જુદી ગુફાઓમાં દીવા પ્રકટાવતા અમે છેવટે ગંધકના તળાવની નજીક જઇ પહોંચ્યા. તેનો ઘેરાવો લગભગ ૧૦૦×૬૦ ફૂટનો હતો. તેની વ્યવસ્થા પણ અદ્‌ભુત રીતે જળવાલી હતી.

તિબેટની અલૌકિક ભૂમિમાં આવા આવા તો મને અગણિત પ્રસંગો સાંપડયા છે. પ્રાણીઓ રૂપે ફેરવાઈ જવાની માનવશક્તિ, પ્રેતાત્માઓનો ઉપયોગ, ઉડ્ડયન શક્તિ, યૌગિક ચમત્કારો, અદ્‌ભુત બળ ધરાવતાં હીમમાનવો, જંગલોમાં યમદૂતના અનુભવો-પણ એ બધું વર્ણવવાની મારી હિંમત નથી ચાલતી. છતાં તિબેટના દીર્ઘાયુષ ને આરોગ્ય સંબંધમાં તો મારે કંઈક કહેવું જ જોઇએ.

ઝર્મોની ઉંમર ૨૦૦ વર્ષની ગણાય છે. તે ઉપરાંત હું જે જે લામાઓને મળ્યો છું તેમાંથી એકની ઉંમર ૧૬૦ ની તો બીજાની ૧૪૭-એ આંકડા મારી સ્મૃતિમાં જડાઇ ગયા છે. મને મળેલ લામાઓમાં સૌથી નાનામાં નાનાની ઉંમર ૧૨૦ ની હતી.

પ્રજાનું આરોગ્ય પણ એવું જ છે. ત્યાં નથી દાક્તરો; નથી દવાખાનાં, છતાં કોઈ પણ સ્થળે રોગથી પીડાતાં માનવો નથી જણાતાં. કવચિત ક્યાંક રોગ દેખા દે છે તો લામાઓ પોતાની અદ્‌ભુત ને પ્રેમભરી સારવારથી તેને તરત જ દૂર કરી દે છે.

આ રીતે એ ચમત્કારભૂમિનાં દર્શન કરી હું નવસંસ્કૃતિનાં બણુગાં ફૂંકતી યુરોપીય ભૂમિ પર પાછો ફર્યો. મેં મારા અનુભવો જગતને જણાવવા કમર કસી પણ ઘણાએ મને

# ભારતીય સૈન્યો અને યુદ્ધ

નરસિંહ

**આ**ધુનિક યુદ્ધમાં યુરોપનો એકેક દેશ લાખ્ખો સૈનિકોને યુદ્ધમાં ઉતારી શકે છે એ જોઈ ભારતીય પ્રજા આશ્ચર્ય અનુભવે છે; રશિયાની એક કરોડ દશલાખની કે જર્મનીની સિત્તેર લાખની સૈનિક-સંખ્યા સાંભળી તે અવાચક બની જાય છે. યુદ્ધવિરોધીઓ એ સ્થિતિથી સંહારના ભયે દુઃખ અનુભવે છે, યુદ્ધપ્રેમીઓ વર્તમાન ભારતની કંગાલ સૈન્યશક્તિ માટે આંસું સારે છે; કેટલાક ભારતની આવી અરક્ષિત સ્થિતિ માટે પૂર્વજો પર જવાબદારી ઢોળે છે. પણ ભારતની સૈન્યશક્તિમાં આવેલો ઓટ એ છેલ્લાં ૮૫ વર્ષની જ વાત છે. તે પહેલાં ભારતમાં જે અગણિત સૈન્યો હતાં ને ભારતીય પ્રજાએ જે ભવ્ય યુદ્ધો ખેલ્યાં છે તેનો ઇતિહાસ આધુનિક યુરોપની સૈન્યશક્તિને પણ ઝાંખી પાડે એવો છે.

ઇતિહાસકાળની પણ પૂર્વેનાં યુદ્ધો કે જેમાં ચક્રવર્તી ભરત, સગર કે સુભૂમ જેવાએ આખા જગતને એક-ચક્ર તળે આણવાને કરોડો સૈનિકોના બળ સાથે સેંકડો યુદ્ધો ખેલ્યાં; રામ અને રાવણ, પરશુરામ ને ક્ષત્રિયો, સુદાસ અને દશજાતિઓ, કૃષ્ણ અને જરાસંઘ ને પાંડવો ને કૌરવો વચ્ચે, અધર્મને ઉખેડવાને કે સામ્રાજ્યો સ્થાપવાને, ખેલાયલાં મહાયુદ્ધોમાં જે અગણિત સેનાઓ હોમાઈ ગઈ તે સર્વને બાજુએ રાખીને ભારતીય ઇતિહાસકાળ-બુદ્ધ મહાવીરનાં સમયથી ઓગણીસમી સદીના મધ્યભાગ સુધીની ભારતીય શક્તિ પર ઊડતી નજર નાંખીએ તો તે પણ આર્ય પ્રજાજન માટે ગર્વનો વિષય બની શકે તેમ છે.

પ્રાચીન શક સંવતની સ્થાપના કરનાર ને બેબીલોનની ભવ્ય શહેનશાહતને ઉખેડી નાખનાર જગતવિજેતા ઇરાનપતિ મહાન સાયરસે ઈ. સ. પૂ. ૫૪૦ લગભગમાં હિંદ પર જ્યારે લાખ્ખો સૈનિકોના બળ સાથે આક્રમણ કર્યું ત્યારે મહાવીરના રાજ-શિષ્ય સિંધુપતિ

---

ગાંડો ગણી કાઢ્યો. હું અંધ દેખતો બન્યો હતો, તે સિવાયની વાતો માનવાને કોઇ તૈયાર નહોતું. આ સ્થિતિમાં ચારેક વર્ષ વીતાવી આખરે હું ઝર્મોનાં ને એ શાંત ભૂમિનાં દર્શન કરવાને ફરી તિબેટ પહોંચ્યો.

પણ, ગાર્યેના મઠમાં પહોંચતાં જ ચંદુ લામાએ મને સમાચાર આપ્યા કે મારા ગયા પછી ઝર્મો તરતમાં જ મૃત્યુ પામ્યો હતો. મેં તેનાં અવશેષનાં દર્શન કરવાની તત્પરતા બતાવી; પણ, ચંદુએ કહ્યું કે એમનો દેહ એમની ગુફામાં જ પડેલો હશે ને કોઇ પણ તિબેટવાસી તે પવિત્ર ભૂમિમાં જવાની ધૃષ્ટતા કે હિંમત કરી શકે તેમ નથી.

ને હું એકલો ઝર્મોના દેહનાં દર્શને ચાલ્યો. રેંડુ લાધામાં રાત રોકાઇ બીજા દિવસે બપોરે હું ગુફા સમીપ પહોંચ્યો. પણ ગુફાના પ્રવેશદ્વારપર પાંચથી છ હજાર મણ વજનની વિરાટ શિલા પડી હતી. મારે માટે સદેહે ત્યાં પેસવાનું કોઈ પણ રીતે શક્ય નહોતું. ને તે શિલાને નમન કરી હું તરત પાછો ફરી ગયો. *



* કેપ્ટન ઓવર્ન, ડૉ. ફેનન અને બીજા કેટલાક તિબેટ-પ્રવાસીઓની નોંધના આધારે.

ઉદયને તેને એવું સુંદર યુદ્ધ આપેલું કે જ્યારે એ સાગરસ હારીને ઉજેન પાછો ફર્યો ત્યારે, ગ્રંથોના જણાવ્યા પ્રમાણે, તેના એ લાખ સૈન્યમાંથી સાત માણસો બાકી રહ્યાં હતાં.

ભગવાન મહાવીરના સમયમાં મગધપતિ શ્રેણિક, અવંતિપતિ મહાસેન, સિંધ-સૌવીર સમ્રાટ ઉદયન, કોશલપતિ પ્રસેનજીત, વત્સપતિ શતાનિક, વિદેહપતિ ચેટક, કલિંગપતિ કરકંડૂ, દશાર્ણપતિ દશાર્ણભદ્ર, કૈકયાર્ધપતિ પ્રદેશી અને કાશીપતિ જિતશત્રુનાં સૈન્યોનો સરવાળો દશ કરોડની પણ હદ વટાવી જાય છે. તેમાંના સિંધપતિ ઉદયને સાગરસના લાખોના સૈન્યને સાફ કરી નાખ્યું એટલું જ નહિ પણ વત્સ ને મગધને પણ ડરાવનાર અવંતિપતિ મહાસેનને તેણે સખત હાર આપેલી એ જોતાં વધુમાં વધુ પ્રબળ સૈન્ય તેનું હોવું જોઈએ.

શ્રેણિકની પછી મગધની ગાદીએ આવેલા કોણિક-અજાતશત્રુ અને મહાવીરના મામા-વિદેહપતિ ચેટક વચ્ચે ખેલાયેલા ભયંકર યુદ્ધમાં, ભગવાન મહાવીરના જણાવ્યા પ્રમાણે, કુલ એક કરોડ એંશી લાખ સૈનિકોનો સંહાર થયેલો. આ યુદ્ધમાં 'મહાશિલાકંટક' ને 'રથમુસલ' એવા બે વ્યૂહ રચવામાં આવેલા. પહેલા વ્યૂહમાં ચોરાશી લાખનો[1] નાશ થયો, બીજામાં છન્નુ લાખ[2] મૃત્યુ પામ્યા. બીજા વ્યૂહનું સ્વરૂપ આધુનિક ટેંકયુદ્ધને સાદશ્ય મળતું[3] આવે છે.

અજાતશત્રુ અને ચેટક વચ્ચેના એ ભયંકર સંગ્રામ પછી ભારતીય સૈન્યશક્તિને અને યુદ્ધના સાધનોને મર્યાદિત કરી દેવામાં આવેલાં અને ભયંકર રથયુદ્ધો પર પ્રતિબંધ મૂકવામાં આવેલો. એવી મર્યાદિત સ્થિતિમાં પણ ઈ. સ. પૂ.ની ચોથી સદીમાં મગધપતિ નંદ પાસે એકલા પાટલીપુત્રમાં જ બે લાખ પાયદળ ને આઠ હજાર ઘોડેસવારોનું સૈન્ય હતું.

તે પછી સિકંદર વગેરેના આક્રમણો થતાં હિંદની સૈન્યશક્તિમાં સહેજ વધારો થયેલો. મેગેસ્થનીસ પાટલીપુત્રમાં એલચી તરીકે નીમાયો ત્યારે તેના જણાવ્યા પ્રમાણે હિંદના મુખ્ય રાજ્યો પાસે નીચે પ્રમાણે સૈન્ય હતું:

| | પાયદળ | હયદળ | હસ્તિદળ |
|---|---|---|---|
| મગધ (Prasii) | ૬૦૦૦૦૦ | ૩૦૦૦૦ | ૯૦૦૦ |
| ગલ્લાળી (Automela) | ૧૫૦૦૦૦ | ૫૦૦૦ | ૧૬૦૦ |
| પાંડ્ય (Pandae) | ૧૫૦૦૦૦ | ...... | ૫૦૦ |
| આંધ્ર (Andarae) | ૧૦૦૦૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ |
| કલિંગ (Calingae) | ૬૦૦૦૦ | ૧૦૦૦ | ૭૦૦ |

પ્રિયદર્શીએ કલિંગ પર કરેલા આક્રમણમાં કલિંગના એક લાખ સૈનિકો મરાયેલા ને દોઢ લાખ કેદ થયેલા એ જોતાં મેગેસ્થનીસના સમય પછી પણ હિંદનું સૈન્યબળ ધીમે ધીમે વધી રહ્યું હતું એમ જણાય છે.

ઈ. સ. પૂર્વે બીજી સદીમાં સેનાપતિ પુષ્યમિત્રે કરોડોની સંખ્યાએ પહોંચેલી શક્તિશાળી શ્રમણ પ્રજા સાથે, મૌર્ય રાજ્યવંશ સાથે અને ડેમેટ્રિયસ જેવા પરદેશી આક્રમણકર્તાઓ સાથે એક સાથે જે જેહાદ આદરી ને તેના આશ્રિત વસુમિત્રે લાખ શ્રમણોનો જે સંહાર કરી નાખ્યો એ જોતાં શુંગોની સૈન્યશક્તિની કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

---

૧ મહાસિલાકંટએ ણં સંગામે ચઉરાસીઇં જણ સયસાહસ્સીઓ વહિયાઓ । ૭-૯-૩૨૧

૨ છન્નઉતિં જણ સયસાહસ્સીઓ વહિયાઓ રહમુસલે સંગામે । ૭-૯-૩૨૧

૩ રથો મુસલેન યુક્ત: પરિધાવન્ મહાજનક્ષયં કુર્વન્ યતો રથમુસલ: । ૭-૯-૩૨૨

ભગવાન્ મહાવીર, ભગવતીસૂ

ઈ. સ. પૂ. પહેલી સદીમાં વિક્રમાદિત્યે પશ્ચિમ હિંદમાં થાણાં જમાવી પડેલા શકોને જડમૂળથી ઉખેડી નાંખ્યા, ને અભિનવ ભારતીય સંવત્સરની સ્થાપના કરી તેણે મૌર્યોની કીર્તિને પણ ઝાંખી કરી.

તે પછી ભારતીય ઇતિહાસમાં 'સુવર્ણયુગ' તરીકે નામાંકિત બનેલા યુગને સર્જનાર ગુપ્તવંશી મહારથીઓઃ સમુદ્રગુપ્તની વિજયી સેનાઓએ ભારતવર્ષને એકચક્રી રાજ્ય બક્ષ્યું ને એજ સેનાના બળે તે પોતાના પિતાને તેનું ઝૂંટવાઇ ગએલું સિંહાસન પાછું અપાવી શક્યો. એ યુગમાં હિંદનું સૈન્યબળ આખા જગતમાં અજોડ હતું.

કનોજપતિ હર્ષ પાસે કેવળ હાથીઓનું જ સૈન્ય ૬૦૦૦૦ લગભગનું હતું.

અગ્યારમી સદીના પૂર્વાર્દ્ધમાં ગુજરાત ને સૌરાષ્ટ્ર, માળવા ને તૈલંગણ, સપાદલક્ષ ને કાશી, કનોજ ને કાશ્મિર, બંગ ને લંગાહથ-હિંદના એ એકેક પ્રાંત પાસે એવાં સૈન્ય, એવી સમૃદ્ધિ ને એટલાં વિપુલ સાધનો હતાં કે જેની આગળ મહારાજાઓ પણ ઝાંખા પડી જાય. એજ સદીના ઉત્તરાર્દ્ધમાં યવનો સામે ઉત્તર-ભારતના બચાવ માટે હિંદુઓએ ખેલેલા યુદ્ધમાં ૩૦૦૦૦૦ ઘોડેસ્વાર ને ૩૦૦૦ હાથીઓ હતા. સ્વયસૈનિકોની બેહદ ભરતીથી પાયદળ તો તે સમયે અગણિત બની ગયું હતું.

સુલતાન મહમદ તઘલકનું કેવળ હયદળ જ ૯૦૦૦૦૦ની હદે પહોંચ્યું હતું. બાલાઘાટ પરના આક્રમણ વખતે તે પોતાની સાથે ૮૦૦૦૦૦ ઘોડેસ્વાર લઈ ગયેલો.

પંદરમી સદીમાં વિજયનગર રાજ્ય પાસે ૧૧૦૦૦૦૦ પાયદળ, ૧૯૦૦૦૦ ઘોડેસ્વાર ને ૧૦૦૦ હાથીનું સૈન્ય હતું. ૧૫૧૯માં કૃષ્ણદેવે જ્યારે રાયચુર પર આક્રમણ કર્યું ત્યારે તે પોતાની સાથે ૭૦૩૦૦૦ ખડા સૈનિકો, ૩૨૬૦૦ ઘોડેસ્વાર, ૫૫૧ હાથી ને અગણિત સ્વયંસેવકો ને નોકર-ચાકરો લઇ ગયેલો. પરદેશી પ્રવાસીઓની નોંધપોથીઓ પણ એ આંકડાઓની સચ્ચાઇની સાક્ષી પૂરે છે.

ન્યુઝાના જણાવવા પ્રમાણે ૧૫૩૪ માં એક ખંભાતના રાજા પાસે જ ૪૧૫૦૦૦ નું પાયદળ, ૧૦૦૦૦૦ ઘોડેસ્વાર ને ૬૦૦ હાથી હતા.

તે પછી તો મોગલો અને રજપૂતો, મોગલો અને મરાઠાઓ અને છેવટે હિંદીઓ અને પરદેશીઓ વચ્ચેનાં યુદ્ધોમાં લાખોનાં સૈન્ય સતત લડતાં જ રહ્યાં છે. તેમાં થયેલા સંહારને હદજ નહોતી. પાણીપતના ત્રીજા યુદ્ધમાં એક જ દિવસમાં ૨૦૦૦૦૦ મરાઠાઓનો નાશ થઇ ગયેલો...ને એ રીતે ધીમે ધીમે હિંદનું સૈન્યબળ નષ્ટ કરાયું.

---

## હિંદુ વચન

એવો એક પણ પ્રસંગ નથી મળતો કે જ્યારે હિંદુ રાજાઓએ વણ-નોતર્યા મહેમાનો સરખા પોર્ચુગીઝો સાથેના સંબંધમાં વચનભંગ કર્યો હોય. પણ એથી ઊલટું, કહેતાં શરમ આવે છે છતાં ન્યાયને ખાતર કહેવું જોઇએ કે, પોર્ચુગીઝો તેવી મહત્તા દાખવવામાં નિષ્ફળ નીવડયા છે. યુરોપિયનો હંમેશાં એમજ માનતા આવ્યા છે કે તેમને ચોરી, લૂંટફાટ ને હિંદી પ્રજાજનોની કતલ માટે દૈવી હક્ક મળેલો છે.

એશિઝ

[ પોર્ટુગલનો સર્વશ્રેષ્ઠ જગવિખ્યાત ઇતિહાસકાર ]

# જીવન ઝરણ

પ્રભા

વત્સદેશમાં, અવંતીપતિની દુહિતા વાસવદત્તાનું હરણ કરી જનાર વીર ઉદયનનું શાસન ચાલતું હતું. એક સમયે કમભાગ્યના પંજામાં સપડાયલી અંગની રાજકુમારી પ્રિયદર્શિકા ગુપ્તવેશે એ ઉદયનની મહારાણી વાસવદત્તાને શરણે આવી. ત્યાં કોઈક પ્રસંગે ઉદયનની નજર પ્રિયદર્શિકાની મનોહર દેહલતા પર પડતાં તે પ્રેમવિહ્વળ બન્યો. પણ વાસવદત્તાને ખોટું લાગશે માની તેણે મન પર કાબૂ જમાવ્યો.

એક સમયે વાસવદત્તાએ તેની એક વિદુષી સખીએ લખેલા 'વાસવદત્તા હરણ' નાટકને; કુલીન સન્નારીઓને માટે, રાજમહેલની રંગભૂમિ પર ભજવવાનો પ્રબંધ કર્યો. તેમાં વાસવદત્તાનો પાઠ પ્રિયદર્શિકા ભજવવાની હતી, ઉદયનનો પાઠ તેની સખી મનોરમા લેવાની હતી. પણ ઉદયન ને પ્રિયદર્શિકાના પરસ્પરપ્રેમને પારખી ગયેલી મનોરમાએ ઉદયનને આ તક જતી ન કરવા લલચાવ્યો. મનોરમાને બદલે ઉદયન પોતેજ રંગભૂમિ પર આવે તો તેની સ્નેહભૂખ સંતોષાય, વાસવદત્તાની પણ લાગણીઓ ન દૂભાય.

ઉદયનને એ સલાહ રુચી ગઈ ને તેણે પ્રિયદર્શિકાની સાથે અદ્‌ભુત કામ કરી બતાવ્યું. પણ અંતમાં એક મૂર્ખની ગફલતથી વાસવદત્તા વસ્તુસ્થિતિ પારખી ગઈ. ને ન્યાયમંદિરમાં ફરિયાદે જવાને બદલે તે રંગભૂમિ પર ચડીને ઉદયનના પગ પર માથું મૂકતાં બોલીઃ

"દેવ, મનોરમા ધારીને અત્યારસુધી તમારા ચરણ પર માથું ન મૂકી શકી, તે માટે પશ્ચાત્તાપ થાય છે. ક્ષમા બક્ષી શકો તો જ મને શાંતિ વળશે."

ઉદયન લજ્જાથી લેવાઇ ગયો. પણ ઉદયન–પ્રિયદર્શિકાના સ્નેહને ઓળખી ગએલી વાસવદત્તાએ અંતમાં જાતેજ પ્રિયદર્શિકાનો હાથ ઉદયનના હાથમાં મૂક્યો.

× × ×

અકબરે એક સમયે મહાકવિ પૃથ્વીરાજને કહ્યું, "કવિ, તમે હિંદુઓ જ્ઞાનની વાતો તો ખૂબ મોટી મોટી કરો છો. કહો જોઇએ તમારો સ્વર્ગવાસ ક્યારે અને ક્યાં થશે?"

કવિ આ પ્રશ્નથી ચમક્યો. પણ બીજી જ પળે હિંદુ વીર પ્રતાપને બિરદાવી લેનાર એ કવિની દષ્ટિમાં તેજ ઊભરાયું, ને તે શાંતિથી બોલ્યા, "રાજન્ આજથી છ મહિના વીતતાં હું મથુરાના વિશ્રામ-ઘાટ પર પ્રાણ છોડીશ."

અકબરનું હૈયું હર્ષથી ઊભરાવા લાગ્યું. હિંદુ કવિની વાણીને ખોટી પાડવાનો તેને આ સુંદર મોકો મળી ગયો હતો. તેણે બીજેજ દિવસે કવિને રાજકીય કામના બહાને અટકની પાર મોકલાવી દીધા ને કવિ જો ખાસ બાદશાહી ફરમાન સિવાય સરહદ ઓળંગવા જાય તો તેમને કેદ કરવાની તેણે અમલદારોને સૂચના મોકલાવી.

કોઇક સમય વીતતાં એક વાઘરી ચકવાકનું એક યુગલ પકડી લાવ્યો. એ યુગલ મનુષ્યવાચા બોલતું હોઇ અકબરે તેને જાતે જોવાની ઇચ્છા દર્શાવી. ને જ્યારે એ યુગલે મનુષ્યવાચામાં અકબરની પ્રશંસા કરી ત્યારે કવિ ખાનખાનાનને આનંદની ઊર્મિ ઊછળી આવતાં તેણે એ યુગલનું સન્માન કરતાં કહ્યું—

સજ્જન વારૂં કોટિધા છો દુર્જનની ભેટ

અકબરને આ પંક્તિ ખૂબ જ ગમી ગઇ. પણ તેનો ઉત્તરાર્ધ ખાનખાનાન કે બીજો કોઇજ કવિ બનાવી ન શકયો. અકબરને પૃથ્વીરાજની ખોટ સાલી. ને તેણે, અગાઉનો પ્રસંગ વીસરી જઈ, પૃથ્વીરાજને તે જ્યાં હોય ત્યાંથી તરતજ આગ્રા આવી પહોંચવાનું આમંત્રણ મોકલાવ્યું.

બાદશાહી ફરમાન જોઈ અમલદારોએ પૃથ્વીરાજને આગ્રા બાજુની મુસાફરી માટે સગવડતા કરી આપી. ને પોતે ભાવિ ભાખ્યાને બરાબર છ મહિના વીતતાં જ કવિ મથુરા આવી પહોંચ્યા.

મથુરાના વિશ્રામઘાટ પર તેમણે ઉપરોક્ત પંક્તિનો ઉત્તરભાગ લખ્યો—

રજનીનાં મિલન કર્યાં વિધિના અક્ષર મેટ.

ને બીજીજ પળે તેમણે પ્રાણ છોડી દીધા.

× × ×

ખલીફા ઓમર સમક્ષ એક શ્રીમંતે કેટલાંક સફરજન ભેટ ધર્યાં. ખલીફાએ એવી ભેટ લેવાની ના પાડતાં મંત્રીએ અને શ્રીમંતે કહ્યું, "નામદાર, સફરજનની ભેટ તો પેગંબર સાહેબ પણ સ્વીકારતા હતા."

"હું એ જાણું છું." ખલીફાએ શાંતિથી કહ્યું, "પણ સાથે એ પણ જાણું છું કે પેગંબર સાહેબના વિષયમાં એ ભેટ હતાં. મારા વિષયમાં એ લાંચ છે."

× × ×

મહારાણા સરૂપસિંહે એક રબારીની હોંશિયારી જોઈ તેને જમાદારની પદવી આપી.

સમય જતાં એક ઢોલીએ આવી ફરિયાદ કરી કે તે રબારીની સ્ત્રી પોતાની પરણેતર છે ને રબારી તેને ભગાડી ગયો છે.

મહારાણાએ તરતજ રબારીને તેની સ્ત્રીને અંતઃપુરમાં દાસી તરીકે મોકલવાની સૂચના આપી. રબારીએ હર્ષથી ઊભરાઈ જઇ પત્નીને સારી રીતે શણગારી અંતઃપુરમાં મોકલાવી.

સાંજરે મહારાજાએ એક ભવ્ય જલસો ગોઠવ્યો. તેમાં બધી જ દાસીઓને ઢોલ વગાડવાની તેમણે સૂચના કરી ને જે દાસી સારામાં સારૂં ઢોલ વગાડે તેને સુંદર ઈનામ આપવાની ઇચ્છા દર્શાવી.

રબારીની પત્ની ઢોલ વગાડવામાં બધી જ દાસીઓને ટપી ગઈ. મહારાણાએ તરતજ ફરિયાદી ઢોલીને આગળ ધરતાં કહ્યું, "આ ભેટ તારે માટે વધારે યોગ્ય થઈ પડશે."

ઢોલણે પોતાની ભૂલ કબૂલી બધો દોષ રબારી પર ઢોળ્યો. ને રબારી, મહારાણાએ તેની પત્નીને આપેલી ભેટને નકારી ન શકયો.

× × ×

પોતાના ઘરમાં ભરાયલા એક ચોરને એક ધર્મગુરુએ કહ્યું: "ઓ માનવી, તું જાણે છે કે તું ચોરી કરીને જે ચીજ ઉપાડી જઇશ તે જ ચીજ કયામતને દિવસે ખુદા તારા ગળામાં લટકાવશે."

"ઘણીજ સુંદર વાત," ચોરે ખીસામાં ભરેલી કસ્તુરી બતાવતાં હસીને કહ્યું, "આ ચીજ વજનમાં ઘણી હલકી છે એટલે ગળામાં મને ભાર જણાશે નહિ. ને વધારામાં તે મને તો સુવાસ આપશે જ પણ સાથે જ ખુદાના દરબારને પણ તે સુવાસિત કરી મૂકશે."

'અતિશય મેધાવી અંગિરાઓ સાથ સખિત્વને ઇચ્છનાર ઇન્દ્રદેવ, પર્વત પ્રતિ અવશ્ય પ્રાપ્ત થયો. તે પર્વતે, સખિત્વની ઇચ્છા કરતાં સુષ્ઠુપ્રકારે સુદ્દઢ કરનાર ઇન્દ્રાર્થે ગવાત્મક ગર્ભને નિર્ગમિત કર્યો. નિત્યતરૂણ મરૂદ્દેવો સહ અંગિરાઓના ગોધનને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતા અસુરોના મારયિતા ઇન્દ્રે ગાયોને પ્રાપ્ત કરી. અનન્તર, અંગિરા મધ્યે વરિષ્ઠ અંગિરા ઋષિએ, ઇન્દ્ર પાસેથી તે ગાયોને પ્રાપ્ત કરી ત્યારથી જ તે ઇન્દ્રદેવને પૂજનારો થયો.'

**ઘંટાકર્ણ એ જૈન દેવ જણાતા નથી**—લેખકઃ પંડિત લાલચન્દ્ર ભગવાન ગાંધી. છેલ્લાં કેટલાંક વર્ષોથી જૈન સમાજમાં 'ઘંટાકર્ણ' નામે એક દેવની પૂજા-પ્રભાવના દિન-પ્રતિદિન પ્રગતિ સાધી રહી છે. તે સામે ચેતવણી તરીકે પ્રગટ કરવામાં આવેલી આ પત્રિકા, એ દેવ જૈન ન હોવા સંબંધી, સંખ્યાબંધ શાસ્ત્રીય પ્રમાણો રજૂ કરે છે.

## ખાસ અંકો

**શારદા**—[ઓકટોઃ દીપોત્સવી અંક નવેઃ પ્રવાસ અંક]—'દીપોત્સવી અંક' જીવનનાં વિધવિધ અંગોને સ્પર્શતા અભ્યાસપૂર્ણ લેખો ને સુંદર નવલિકાઓથી, આકર્ષક બન્યો છે. 'પ્રવાસ અંક' માંના ઘણાખરા લેખો મનોરંજક ને માહિતીપૂર્ણ છે. એકંદરે સામગ્રી સંતોષપ્રદ છે.

**ગુણસુંદરી**—[ઓકટોઃ નવરાત્રઅંક. નવેઃ દીપોત્સવી અંક]—'નવરાત્ર અંક'માં સખ્યાબંધ રાસ પ્રગટ થયા છે ને તેમાંના કેટલાક ખરેખર આવકારપાત્ર છે. 'દીપોત્સવી અંક'માં વાર્તાઓ અને નારીવિષયક અન્ય લેખો સારી સંખ્યામાં ને સુશોભિત સ્વરૂપમાં પ્રગટ થયેલ છે.

**વ્યાયામ**-[રૌપ્ય મહોત્સવ અંક]—ગુજરાતને પચીશ વર્ષથી વ્યાયામ, આરોગ્ય અને શક્તિનો આદર્શ સમજાવી રહેલા માસિકના આ વિશેષાંકમાં તે જ વિષયને વિવિધ દૃષ્ટિએ સ્પર્શતા સંખ્યાબંધ પ્રેરક લેખો પ્રગટ થયા છે. તેમાં જનરલ નાનાસાહેબ શિંદેનો 'વ્યાયામ અને લશ્કરી શિક્ષણ'એ લેખ ખાસ ધ્યાનપાત્ર છે. પૂંઠા પરનું સુઘટિત ચિત્ર અને અંદરનાં સુશોભનો અંકને ઉઠાવદાર બનાવે છે.

**બાલજીવન**-[દીપોત્સવી અંક]—મનોરંજક વાર્તાઓ, કેટલાંક સારાં કાવ્યો, માહિતીપૂર્ણ લેખો, સુંદર ચિત્રો ને યોગ્ય સુશોભનથી આ અંક બાલકોનાં મન આકર્ષી લે એમ છે.

**બાલમિત્ર**—[દીપોત્સવી અંક]—સોમાલાલ શાહનું 'લાકડવાયો' ચિત્ર નયનહર ને ભાવભર્યું છે. પૂંઠાપરનું ચિત્ર દીપોત્સવી માટે સુઘટિત ને ભક્તિપ્રેરક છે. વાર્તાઓમાં ખાસ નવીનતા નથી, પણ સંપાદન એકંદરે સારૂં છે. 'તાજમહાલ' લેખ બાળકોને સારી માહિતી પૂરી પાડે છે.

**બાલજગત**—[દીપોત્સવી અંક]—સુશોભન કે ચિત્રો વિશેષ પ્રમાણમાં નથી, પણ સુઘડતાની છાપ સારી પડે છે. વાર્તાઓ એકંદરે રસભરી છે ને વાર્તા દ્વારા માહિતી આપવાનો પ્રયોગ આવકારપાત્ર છે.

**બાલક**—[દીપોત્સવી અંક]—પૂંઠા પરનું ચિત્ર નવલ વર્ષના મંગલપ્રભાતને અનુરૂપ છે. સજાવટ અને ચિત્રો પણ સારા પ્રમાણમાં છે. રસ અને માહિતીની ગણતરીએ અંક એકંદરે આકર્ષક બન્યા છે.

**સ્કાઉટ વીર**—[દીપોત્સવી અંક]—વિવિધ વિષયોને સ્પર્શતા માહિતીપૂર્ણ લેખોથી આવકારપાત્ર નીવડે છે.

# છૂટાં ફૂલ

**મું**બઈમાં ઊજવાયલી, કવિકુલગુરુ કાલિદાસની ૧૯૯૭મી જયંતીના પ્રમુખપદેથી, ભાવ અને ભક્તિથી ભરેલું રસઝરતું વ્યાખ્યાન આપતાં ગૂર્જર કવિવર ન્હાનાલાલ કહે છે:

"શકુન્તલા એટલે જગતનાટકોની મહારાણી...મેઘદૂત એટલે જગતસાહિત્યનું મયૂરાસન.

"અધમ શિલ્પીને હાથે કોકનું નાક કપાય ને કોકની આંખમાં ફૂલાં પડે. એમ અધમ કલાકારને હાથે સત્યરિતશાળી મીનલદેવી વ્યભિચારિણી ચીતરાય, કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય મનોવિકારી આલેખાય, મુંજ જેવો જગતનકૂકટ પૃથ્વીવલ્લભ પોકારાય. કલાકલામાં ફેર છે. અધમ કલા અધમતામાં રમે છે, ઉત્તમ કલા ઉત્તમતામાં આનંદે છે. કાલિદાસ ઉત્તમ કલાસ્વામી છે. 'મહાકવિઓની કલા ઉર્ધ્વગામિનીજ હોય.'...

"માઘની ઉપમાઓ ગગનવિહારિણી છે; બાણની ઉપમાઓ ગડગડતા-ગાજન્તા મેઘાડંબરમાં ઝળકતી વીજળીઓ જેવી છે; ભવભૂતિની ઉપમાઓ ફૂલની ફોરમ જેવી છે; કાલિદાસની ઉપમાઓ પૂર્ણિમાની ચંદનીના જેવી છે. કાલિદાસ એટલે લાલિત્યનો સ્વામી; કાલિદાસ એટલે કાન્ત કમનીયતા; કાલિદાસ એટલે પૃથ્વી ઉપરથી ગગનમંડળમાં ઊડતો ઇન્દ્રધનુષ્યનો પેલો ફૂવારો—

રત્નચ્છાયા ગૂંથી શું ગગને ? સન્મુખે રમ્ય એવો
આ વલ્મીકના તટથી પ્રકટે ઇન્દ્રનો ચાપખંડ.

"'હિંદુ ધર્મ નાશ પામો', કહેનારા ને, 'ધર્મશાસ્ત્રો બાળી નાંખો' બોલનારા કંઈ કંઈની બળાને રાખો યે ઊડી ગઈ, ત્હોયે હિંદુ ધર્મ ને ધર્મશાસ્ત્રો મ્હારાં અખ્યાતાં છે ને અખ્યાતાં રહેશે. ધર્મ, સાહિત્ય, ધર્મશાસ્ત્રો, પર્વો, સંસ્કાર અને સંસ્કૃતિના અવિચળ કાળતુચ્છકારતા પાયાઓ ઉપર ભારતીય એકતા ઊભેલી છે, હજારો વર્ષોથી જયધ્વજ ફરકાવતી ઊભેલી છે...ભારતીય એકતાના કાલિદાસ એક મહાસ્તંભ છે."

ને કાલિદાસને પૂજનઅંજલિ અર્પતાં તેઓ કુસુમ સમા શબ્દોની માળ ગૂંથે છે:

'છે મધ્યદેશે વર દેવતાત્મા એ કાલિદાસાત્મ રસાધિનાથ;
પ્રાચીપ્રતિચી રસસ્વામીઓમાં જાણે ઊભો પૃથ્વિનો માનદંડ.'

ને છેલ્લે પ્રણામાંજલિ:

'સૌન્દર્યને સોહવતા સુહાગી ! લાલિત્યની વીજળીઓ વહન્તા,
આ પૃથ્વિના ચોમુખ કાવ્યદેશે, કવીન્દ્ર ! છો સાત્ત્વિક કાવ્યદંડ.'

× × ×

તાજેતરમાં લુઈ બ્રોમ્ફીલ્ડ નામે ચલચિત્ર-કથાલેખકની 'Night in Bombay' નામની નવલકથા પ્રગટ થઈ છે. આ નવલકથામાં કાલ્પનિક પાત્રોના આશ્રયે હિંદની અને રંગીન પ્રજાઓની બદનામી કરવામાં લેખકે હદ નથી રાખી.

નજરે દેખે એમાંથી એક કન્યાને ન છોડતો હિંદી મહારાજા, એવોજ એનો ભાઈ ને એ બંનેને ટપી જાય એવો એક પારસી શ્રીમન્ત-જેવા વ્યભિચારી પુરુષોમાં તે હિંદનું પાત્રદર્શન કરાવે છે. ને જો કોઈ ગોરો કાળાની સાથે રેસના મેદાન સુધી જવાની મહેરબાની બતાવે તો ગોરાના પગમાં અબરોટ જેવાં રત્નો ધરાતાં હોવાનો તે અનુભવ ચીતરે છે.

એક વિવેચકે મો. બ્રોમ્ફીલ્ડે કરાવેલા મુંબઈના દર્શન પરથી એવો સાર તારવ્યો છે કે—
'વિના શ્રમે રૂપનાંજ મૂલ્ય વાંછતી કોઈ પણ દેખાવડી છોકરીને માટે મુંબઈ એ સ્વર્ગ છે.'



કલા-સાહિત્ય-વિજ્ઞાન-

**પેરીસ** અને લીડનની વિદ્યાપીઠો બંધ કરવામાં આવી છે: [ એ વિદ્યાપીઠોએ વિકસાવેલ વિજ્ઞાનમાંથી જન્મેલી અભિનવ સહારક સંસ્કૃતિનાં એ પૂજન-પુષ્પ છે. ] દિલ્હી વિદ્યાપીઠના વાઇસ ચેન્સેલર સર મોરીસ ગ્વાયરે રાજકીય ચળવળમાં ભાગ લેનાર બે વિદ્યાર્થીઓની બી. એ. અને એમ. એ ના ડીગ્રીઓ પાછી ખેંચી લીધી છે: [ ડીગ્રીઓ જ્ઞાનને નહિ પણ મંતવ્યોને આધીન છે એવી શોધને અમલમાં મૂકવાનું માન લેવાની હિંમત તો હીટલરથી પણ ન થઇ શકે એવી છે. ] કોલ્હાપુરની રાજારામ કોલેજના પ્રો. ડૉ૦ બાલકૃષ્ણનું અવસાન થતાં તે પદે ગુજરાતી વિદ્વાન ડૉ૦ સુખલાલ છ. શાહની નિમણૂક થઈ છે: [ અભિનંદન. ] જાપાને પોતાના કેળવણી-ખર્ચમાં ત્રણગણો વધારો કર્યો છે: [ યુદ્ધની આફતના સોનેરી બહાનાનો અનાદર કરનાર જાપાનીઝ રાજનીતિજ્ઞોને હિંદી રાજનીતિજ્ઞોએ શિખામણ આપવી ઘટે છે.] 'સત્યાગ્રહ અને અસહયોગ' પુસ્તક જપ્ત કરાયું છે: [ સહયોગ ને નિયોગનાં પુસ્તકોની ખપત હિંદમાં એટલા વિપુલ પ્રમાણમાં પ્રગતિ સાધી રહી છે કે અસહયોગને કયાંય પસંદગી મળવાનો સવાલ જ નથી-એટલે જપ્તી તદ્દન વ્યાજબી ગણાવી જોઈએ. ] કવિ કાલિદાસ, સ્વામી દયાનંદ સરસ્વતી, ગુરુ નાનક ને સર ફીરોજશાહ મહેતાની ઊજવાયલી જયંતીઓ. લાહોરમાં જોશીઓની અને દિલ્હીમાં પત્રકારોની પરિષદ ઊજવાણી. વર્તમાનપત્રોના મુદ્રણ-સ્વાતંત્ર્ય સામેનો અભિનવ પ્રતિબંધ ના. સરકારે પાછો ખેંચી લીધો છે. નૃત્યકલા-વિશારદ શ્રીમતી રુક્મિણીદેવી અમદાવાદમાં કહે છે કે, 'જો ભારત પોતાના આત્માને ઓળખે, પશ્ચિમની સંસ્કૃતિનું અનુકરણ કરવું માંડી વાળે તો એનું ભાવિ ઊજળું છે: [જગતની આદિમાં શબ્દ હતો, અને એનો અન્ત પણ તો શબ્દથી જ આવવાનો છે.] સાંસ્કૃતિક સંરક્ષણ માટે કવિવર ટાગોર, સેનાપતિ ચાંગ કાઈ શેક ને મહાત્મા ગાંધી વચ્ચે સંદેશાઓની આપ-લે. ડીસેમ્બર મહિનામાં મુંબઇમાં ગુજરાતી સાહિત્ય પરિષદ-સંમેલન, વડોદરામાં ઐતિહાસિક પ્રદર્શન, સુરતમાં પ્રાન્તિક રાષ્ટ્રભાષા સંમેલન, અમદાવાદમાં ભાડુઆત પરિષદ ને પત્રકાર-સંમેલન, વોલ્ટેરમાં હિંદી વિજ્ઞાન પરિષદ ને નીંગાળામાં જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું અધિવેશન ઊજવાશે: [ ઈશુએ એ મહિનાને ભાગ્યશાળી બનાવ્યો છે. ] અમદાવાદમાં સરદાર વલ્લભભાઈ પટેલે નવા ગાંધી પૂલની અને કૃષ્ણનગરમાં ડૉ. મુંજેએ સ્વામી વિવેકાનંદના બાવલાની કરેલી ઉદ્ઘાટનક્રિયા. આનાતોલ ફ્રાન્સની થૈઇ પરથી હિંદમાં એકી સાથે 'નર્તકી' 'રાજનર્તકી'ને 'ચિત્રલેખા' ત્રણ ચલચિત્રો ઊતરી રહ્યાં છે: [ કોણ કહેશે કે હિંદ ગરીબ છે! ] 'તૂકારામ' ની ભૂમિકામાં સફળ નીવડેલા ને એ કીર્તિથી 'તુલસીદાસ' ને

'નરસિંહ'નો પાઠ ભજવી ગયેલા શ્રી વિષ્ણુપંત પાગનીસ હવે 'વિદુર' ને ઉપરાંતમાં કદાચ 'શંકરાચાર્ય'નો પણ વેશ ભજવશે [હિંદમા મન્ત એકજ જણાય છે] મુંબઈના રેડિયો-સ્ટેશને અગ્રગણ્ય ગુજરાતી સાહિત્યકારો સામેના સાહિત્યિક તહોમતનામાનો કાર્યક્રમ ગોઠવ્યો છે હજરતઅલીની કમર માટે ઈગક મોકલવાને દાઉદી વહોરા કોમે દશ લાખના ખર્ચે ૭૮૧ મણ ચાંદી ને સવા ત્રણ મણ સોનાનું 'ઝરી' બનાવરાવ્યુ છેઃ [હિંદમા સોનુ-ચાંદી નથી રહ્યા એમ કહેતા હવેથી વિચાર કરવો જોઈએ] માટુંગામા હિંદુ દીનદયા સંઘના મકાન અંગે ૫૦૦૦૦ ની ને મીરજ હોસ્પીટલને એકંદરે માટે ૨૫૦૦૦ ની ભેટ મળી છે અણુ-પરમાણુઓને ફેરવીને ધાતુમા રૂપાંતર કરી નાખે એવા સવા લાખની કિંમતના સાઈકલોટ્રોન મશીનને તૈયાર કરવાને તાતા ચેરીટીઝ ફંડે બંગાળ વિદ્યાપીઠને અગાઉથી રકમની- ૬૦૦૦૦ ની ભેટ આપી છે તાતાની પેઢી હિંદમા હવેથી નવા પ્રકારનુંજ પોલાદ તૈયાર કરનાર છે બ્રાઝીલમાંની સૌથી ઊંડી સોનાની ખાણોમાથી સોનુ કાઢવાનો પ્રબંધ થયો છે લોહાનીપુરમા મૌર્યકાલીન સ્થાપત્યના ખોદકામમા પ્રાચીન જૈન મૂર્તિઓ મળી આવી છે રામનગરમા ૨૦૦ ગ્રાઉન્ડ-એન્જનેરોને તૈયાર કરવાની યોજના સાથેની વિમાની શાળાની શરૂઆત થઈ છે હિંદના ખૂણેખૂણામા ક્રીકેટનો પવન ફૂંકાઈ રહ્યા છે કેન્સર રોગના નિષ્ણાત ડા૦ વીલિયમ મેન્સેમ મોલીનનુ અવસાન થયુ છે

દેશ—

ના વાઈસરૉયની મુદતમા થયેલો એક વર્ષનો વધારો હિંદના નવા સેનાધિપતિ તરીકે લેફ૦ જન૦ સી૦ જે. ઈ૦ ઓચીનલેકની નિમણૂક યુદ્ધ અંગેના વધારાના નાણા બીલમા ઈન્કમટેક્ષ ને પોષ્ટના દરોમા વધારો સૂચવાય છે વર્ધામા મહાસભાની મહાસમિતિની બેઠક, ને મહાસભાવાદી સભ્યોએ ધારાસભામા હાજરી આપી નાણાબીલનો વિરોધ કરવાની થયેલી ગોઠવણ એ વિરોધથી ધારાસભામા ઊડી ગયેલુ બીલ, પણ ના૦ વાઈસરૉયની ખાસ સત્તાથી તે પાસ થાય છે યુરોપમા ખેલાતા યુદ્ધને માટે હિંદ પ્રતિદિન રૂ૦ વીસ લાખનો ખર્ચ ભોગવે છે હિંદમા પાંચ લાખ માણસોને યુદ્ધની તાલીમ અપાઈ રહી છે મુંબઈની જેમ બિહારની હાઈકોર્ટે પણ દારૂબંધીને ગેરકાયદેસર ઠેરવ્યુ છે [દેશી દારૂના ઉદ્યોગનો અંત આણવા પૂરતી જ દારૂબંધી કાયદેસર હતી] અમદાવાદની વીસ વર્ષની એક કૉલેજકન્યાએ પચાસ વર્ષના એક સદ્‌ગૃહસ્થ પર વારી જઈ તેની સાથે, તે ગૃહસ્થની પત્નીની ગેરહાજરીમા જ, નવા લગ્ન ઊજવી નાખ્યા છે [અદ્‌ભુત-રોમાંચક !] ૫૮મી નવેમ્બરથી અમદાવાદ-મુંબઈમા શરૂ થયેલો ગુમાસ્તાધારાનો અમલ મધ્યસ્થ ધારાસભાની ખાલી પડેલી જગ્યાએ જેલનિવાસી શ્રી સુભાષબોઝની બિનહરીફ ચૂંટણી [અભિનંદન!] સુભાષબોઝ સમેત બંગાળના કેદીઓએ ઉપવાસ આદર્યા છે હિંદના રેલવાઈ પાટાઓની પરદેશી માગને પાટાઓ ઉખેડવા છતા, પૂરતા પ્રમાણમા પહોંચી શકાતુ નથી વડોદરામા નવા બંધારણ પ્રમાણેની ધારાસભાની ઉદ્‌ઘાટન ક્રિયા ને શ્રી મોતીલાલ દેસાઈની પ્રજાકીય પ્રધાન તરીકે થયેલી નિમણૂક વડોદરાના સંન્યાસ-દીક્ષા પ્રતિબંધ સામે ઊજવાયેલ વિરોધ-દિન સિંધ-મક્કામા હિંદુઓ પર ચાલુ ખૂની હુમલા એ પ્રદેશના બળતા પ્રશ્નના નિરાકરણ માટે રાષ્ટ્રપતિ મૌલાના આઝાદ સિંધની મુલાકાતે, ને દરેક પક્ષનુ સંયુક્ત પ્રધાનમંડળ સ્થાપનામા તેમને મળેલી સફળતા વ્યક્તિગત સત્યાગ્રહે લીધેલુ વિરાટ સ્વરૂપ ને પંડિત જવાહરલાલ નહેરૂ, સરદાર પટેલ,

બાલાસાહેબ ખેર, ગોવિંદ વલ્લભ પંત, મોરારજી દેસાઈ, ડૉ. રાજન, પંડિત રવિશંકર શુક્લ, પાટીલ, દરબાર ગોપાળદાસ, ભક્તિબા, મણિબહેન, વિજયાગૌરી કાનુગા, પ્રમીલાબાઈ ઓક, પ્રેમા કંટક, વામન મુકાદમ, ચંદુલાલ દેસાઈ, કનૈયાલાલ દેસાઈ, માવલંકર, બિયાણી, શ્રી કૃષ્ણ સિંહા, ડૉ. કૈલાસનાથ, છોટાલાલ પુરાણી, જી. એસ. ગુપ્તા, દ્વારકાપ્રસાદ મિશ્ર, ગોપીચંદ ભાર્ગવ, બેરીસ્ટર અસફઅલી વગેરેની ધરપકડ. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક પણ કેદને પન્થે. જગન્નાથપુરીના મંદિરમાં ચોરી. સુરતના મુસ્લીમ લત્તામાં આગ. ગુજરાતમાં અકાળ-વૃષ્ટિએ કરેલું ભયંકર નુકસાન. થરપારકરમાં ધરતીકંપ. કામવનવાળા ગોસ્વામી વલ્લભાચાર્યજી મહારાજ, કોલ્હાપુરનરેશ છત્રપતિ રાજારામ, ખંભાતના શ્રેષ્ઠી કસ્તુરચંદ અમરચંદ ને મુંબઈના જાણીતા વ્યાપારી ચંદુલાલ નાણાવટીનાં શોકજનક અવસાન.

**પરદેશ**—યુદ્ધમાં હિંદે કરેલી મદદ માટે ના. હિંદી વજીર આભાર માને છે. જગતશાંતિ માટે ના. પોપ એક અઠવાડિયાના ઉપવાસ કરે છે. અમેરિકામાંથી બાર હજાર નવાં વિમાનો ખરીદવાની બ્રિટને કરેલી જોગવાઈ: [ધન્યવાદ.] ઇંગ્લાંડના ખેડૂતોએ કરેલાં ઇશુખ્રિસ્તનાં દર્શનઃ [ભાગ્યશાળી.] ડી. વેલેરા પોતાનાં બંદરો બ્રિટનને સોંપવાની ના ભણે છે. સિયામ અને ફ્રેન્ચ હિંદી ચીન વચ્ચે અથડામણ. જાપાનના આડતિયાઓથી ભરેલી ટ્રેઈનને ચીનાઓ ઉડાવી દે છે: [એનું નામ પણ યુદ્ધ !] ડચ ઇસ્ટ ઇંડીઝ જાપાનને તેલ પૂરું પાડશે: [ઊગતાને સૌ નમે.] અમેરિકન પ્રમુખપદની ચૂંટણીમાં રૂઝવેલ્ટે ત્રીજીવાર મેળવેલો વિજયઃ [ધન્ય લોકશાસન-વાદને.] અમેરિકા વિમાનો માટે પચાશ કરોડ પાઉંડ ને નવાં નૌકામથકો પાછળ એક કરોડ પાઉંડ ખર્ચશે: [અભિનવ સંસ્કૃતિનાં આશિષ-કુસુમો] અમેરિકામાં, ૭ મહિના પૂર્વે જ, ૬૦ લાખ ડોલરના ખર્ચે બંધાયલો, જગતનો ત્રીજા નંબરનો ટાકોમાં પૂલ વાવાઝોડાથી તૂટી પડ્યો છે. સંખ્યાબંધ લશ્કરી કારખાનાંઓમાં અચાનક ધડાકા થયા છે; ને યુદ્ધખાતાની ઈમારતને પણ આગ લાગી છે. ઉત્તર આયર્લૅંડના મહામંત્રી, ને મિસરના મહામંત્રી ને સંરક્ષકમંત્રીનાં અકસ્માત અવસાન. બ્રિટનના માજી મહામંત્રી ચેમ્બરલેઈનનું અવસાન. રૂમાનિયા ને બુલ્ગેરીઆમાં ધરતીકંપ. રૂમાનિયામાં પથરાયલી ભયંકર અંધાધૂંધીઃ માજી મંત્રીઓ ને સેંકડો રાજકેદીઓ ગોળીથી ઠાર થાય છે; બ્રિટીશરો પર જુલ્મ ગુજરે છે; તખ્તહીન રાજા પણ ભાગી જનાર છે. અમેરિકા બ્રિટનને સંખ્યાબંધ ડીસ્ટ્રોયરો આપીને મદદ કરે છે. ૨૭ કરોડ પાઉંડના નવા વર્ષના બજેટમાંથી ૧૮૬૦ લાખ પાઉંડ યુદ્ધ પાછળ ખર્ચવાની ઑસ્ટ્રેલિયાની તૈયારીઃ [એનું નામ રાજભક્તિ.] ઑસ્ટ્રેલિયન જળવિસ્તારમાં જર્મનીએ પાથરેલી સુરંગો. મેક્સીકોમાં બળવો જગવવાની ને અમેરિકામાં આર્થિક જાળ પાથરવાની જર્મન યોજના ખુલ્લી પડી ગઈ છે. રશિયન મહામંત્રી મોલોટોવ બર્લીનની મુલાકાતે. હંગરી, સ્લોવેકિયા ને રૂમાનિયા ત્રિપક્ષી લશ્કરી કરારમાં ભળે છે. જર્મની અને ફ્રાંસની વીચી સરકાર વચ્ચે કરાર થાય છે. તાંજીર-મોરોક્કોમાંની સ્પેનીશ લશ્કરી ટુકડીઓનો સેનાપતિ આંતર-રાષ્ટ્રિય સરકારને ફેંકી નાંખી શાસન પોતાના કાબૂમાં લે છે. સોવિયેટ સમક્ષની બ્રિટીશ દરખાસ્તો અનુત્તર રહી છે. સોવિયેટ અને અમેરિકા વચ્ચે સુધરતો સંબંધ. જર્મનીની બ્રીમેન અને બ્રિટનની જર્વીસ બે વગેરે ક્રુઝરો મહાસાગરને તળિયે પહોંચે છે. ના. શહેનશાહ, ચર્ચીલ, હીટલર, મુસોલિની, તુર્કસ્તાનના પ્રમુખ ને ઈજીપ્તપતિનાં સ્વ સ્વ પક્ષને પ્રેરક ભાષણો. ગ્રીસપરનું ઈટલીનું આક્રમણ, બ્રિટને ગ્રીસને કરેલી તાત્કાલિક મદદથી, નિષ્ફળ ગયું છે; ને ગ્રીક સૈન્ય ઈટાલિયન મથક કોરીત્ઝાનો કબજો લઈ આગળ ધપી રહ્યું છે.